# દિબાચો.

---

હમારી સને ૧૮૮૧ ના સાલની યુરોપ તરફની મુસાફરીની વિગતો એક પુસ્તકનાં આકારમાં હમારા મિત્રો તથા સગાંવાહાલાંઓની ભલામણથી તેઓમાં વેહેંચવા છપાવી બાહાર પાડી હતી તે વાંચવાની ઉલટ લોકોમા વધારે થવાથી હમારી પર છપાવેલાં પુસ્તકો કરતાં વધારે માગણી આવી, તેથી હમોને તે પુસ્તકની બીજી આવૃતિ એક વરસની અંદર કહાડવી પડી હતી. એ ઉપરથી હમોને લાગે છે કે આપણા લોકોને એવી મુસાફરીની વિગતો વાચવા તથા જાણવાનો શોખ વધારે છે. તેથીજ હમો સને ૧૮૮૭ માં આપણી માહારાણી વિકટોરયાની જુબીલી ટાંકણે ઈંગ્લંડ ગયા ત્યારે હમે આગળ નહી જોયલા દેશોની મુલાકાતો જતી તથા પાછા ફરતી વખતે લીધી હતી તેની વિગતો પણ હમારી આગળી યુરોપની મુસાફરીના પુસ્તકના એક વધારા દાખલ છપાવી હમારા મિત્રો તથા સગાઓમાં વેહેંચવાને દરશત ધાર્યું છે. હમે આગળાં પુસ્તકમાં લખ્યું છે તેમ આએ પુસ્તકબી કાંઈ હમારી ચતુરાઇ બતાવવાના હેતુથી છપાવ્યું નથી, પણ હમારા મીત્રો તથા સગાંવાહાલાઓમાં વેહેંચવા સારૂ છપાવ્યું છે કે તેઓને આ દુનિયાની જાતજાતની વસ્તી તથા તેઓની રીતભાતો તથા ખુદરતની મોહોટાઇનો કાંઈ ભાંશ આવે તથા બીજા સાહેબોને તે જોવાનો શોખ ઉતપન થાય. એમાની વિગતો આગળ માફક ગાઇડ બુકસો તથા ભોમિયાઓ રાખ્યા હતા તેમનાથી તથા ઈમારતોના રખેવાલો પાસેથી હમે ઉતારી લીધી છે. તેથી તેમાં કાંઈ ભુલ માલમ પડે તો વાંચનારા સાહેબોએ દરગુજર કરવી.

# અનુક્રમણિકા.

## ફ્રાન્સ.

સફે.

## ગરેટ બરીટન.

સફે.

સફે.

સફે.

સફે.

સફે.

સફે.

પૃષ્ઠ.

સફે૦

અંક.

સફે



સ્ચીના.

સફે

સફે.



## કોચીન ચાઇના.



## સ્ટ્રેટ સેતલમેન્ત.

# યૂરોપ, અમેરીકા, જપાન અને ચીન.

## ફરામજી દીનશાજી પીટીટની મુસાફરીની નોંધ.

---

### મુંબઇથી ઉપડવું—એડન—સુએઝ—સુએઝની નેહર—પોર્ટ સઇદ.

તા૦ ૧૫મી એપ્રીલ ૧૮૮૭ ને વાર સુકરે અમો અમારા મીત્ર ભાઈ પીરોજશાહ મેરવાનજી જીજીભાઈ સાથે સ્ટીમર "નીઝામ"માં સાંજનાં ૫॥ કલાકે પાલવા બદર ઉપરથી મીત્ર મડળની મુબારકબાદી વચ્ચે ઉપડ્યા હતા. એ સ્ટીમર પી. એન્ડ ઓ કંપનીની ૨૭૨૬ ટનની છે. અમારી સાથે આસરે ૫૦ ઉતારૂઓ હતા. સ્ટીમર જો કે નહાની છે તોબી અમને અમારા મીત્રોએ ધભરાવ્યા તેવી કાઇ ઘણી રોળતી ન હતી. પેહેલા બે દીવસ સેજ ફેર આવ્યા કીધા, પણ પાછળથી તદન નરમ પડી ગયા. સમુદ્ર એટલો સ્થીર હતો કે પાણીનો એક પરપોટો પણ જણાતો નહી અને જાણે તલાવમાં હકારતા હોઇયે એવું લાગતુ હતુ. માર્ગમા ચાર પાચ સ્ટીમરો મુબઇ તરફ જતી મળી હતી. તે વના બીજુ કશું જાણવાજોગ બન્યું નહી.

તા૦ ૨૬મી એપ્રીલ—આજ દીને સવારથી એડનનો ડુગર દીસવા લાગ્યો. શેહેર પેહલા તો કાઇ જોવામાં આવ્યું નહી, પણ આસરે કલાક ૧૦ ને અમલે ડુગરની બાજુની વલાંણ લીધા પછી નજરે પડયું. એનો દેખાવ સુર્યનાં કીરણ તથા પાહાડોની કઠણુ પરના છાયાંથી ઘણો સરસ લાગતો હતો આગબોટે ૧૦॥ કલાકે લાગડ કીધુ. મુબઇથી એડન ૧૬૬૦ "નાટસ" દુર છે. અમોને એડનના જાણીતા શેઠ કાવસજી દીનશાજી તથા બીજા જરથોસ્તીઓ સ્ટીમર ઉપર લેવા આવ્યા હતા અને તેઓની સ્ટીમ લાન્ચમાં અમો કીનારે ગયા. અમો છેલ્લા સને ૧૮૮૧ મા યુરોપ

જતી વેળાએ અહી આવ્યા ત્યારે તથા મુબઇ પાછા ફરતી વેળાએ રાતનાજ આગબોટે લાગડ કીધાથી જોકે તે વખતેબી કીનારે ગયા હતા, તોપણુ શેહેર બરાબર જોઇ શક્યા ન હતા, જેથી આ વખતે એ તક બરાબર હાથ લાગી હતી.

એ બદરનો દેખાવ ઘણો ડરામણો, ઝાડપાન વના સુકો લાગતો હતો અને જ્યાંથી નજર કરયે ત્યાં બળતા પાહાડમાંથી નીકળેલા પદાર્થો (lava) ના ડુંગરો બનેલા દીસતા હતા ગયરાસ સાંભળ્યા પ્રમાણે એડનવાલી જગા ધરતીકપથી હટાઈ ગઇ હતી જેની નીશાન અહીંયાં જે પાણીના ટાકાઓ છે તે ઉપરથી મળે છે આ ટાકાઓ અસલનાં બાંધેલાં છે અને સને ૧૮૫૮—૫૯ મા પાછી કાહાડેલા કેહેવાય છે અસલ જગા ફળવત હતી, પણ પાહાડના ફાટવાથી નમળી "લાવા" થી ઘંકાઇ ગઈ અને એક ઘાસનુ તણખું પણ અહીં ઉગી શકતું નથી તોબી ટાકાંઓની નજદીકમા એક નામનો બાગ બનાવ્યો છે' જ્યાં થોડાક મુડદાળ ગુલમોર, ભીંડી અને એવા બીજા ઝાડો ઉગાડયા છે. અમો સ્ટીમર પોઇંટ ઉપર કીનારે ઉતર્યા અને બારોબાર શેહેર જે ચાર મેલ દુર છે તે જોવા ગયા. રસ્તો ઘણો ખરો કીનારેથી આવેલો છે અને જો કે તાપ ઘણો જોરાવર હતો તોપણ દરીયાની લેહેરીથી ઘણુ કટાળા જેવું લાગતું ન હતુ. સ્ટીમર પોઇંટ ઉપર થોડાક સારી બાધણીના મોટા ઘરો આવેલાં છે જયાં હોટેલો, સ્ટીમરની કપનીઓની હાફીસો તથા પારસી- ઓના રેહેથાન તથા દુકાનો છે. શેહેરમા જવા સારૂ એક નાહાનો ડુંગર પસાર કરવો પડે છે અને એ શેહેર ત્રણ બાજુથી ડુગરોથી ઘેરાયલા એક મોટા મેદાનમા આવેલું છે. તેની એક બાજુએથીજ દરીયો ખુલ્લો દીસે છે, જગાપર લશકરની બરાખો તથા સરકારી હાફીસો વગેરે છે. શેહેરનાં ઘરો નાહાનાં છાપરાનાં બેઠા બાધેલા છે.

જરથોસ્તીઓની બચ્ચા છોકરાઓ સુધાં આસરે ૨૫૦ આદમીની વસ્તી છે તથા સને ૧૮૮૩મા શેઠ કાવસજી દીનશાએ એક આદરીયાન સાહેબ બાધી પરથાવ્યા છે એ પાકીજગે જગા અછી રોણકદાર બાધેલી છે અને તેમા ત્રણ મોબેદોને રાખેલા

છે. અસલ જો કોઇને ત્યા નવજોત યા લગનની ક્રીયા કરવી હોય તો મુબઇ જવું પડતુ હતુ તથા રવાનની પણ સઘળી ક્રીયા તાર કરીને મુબઇમાં કરાવવી પડતી હતી તે સઘળી અગવડ આ આદરીયાન સાહેબ બંધાવ્યાથી મટી ગઇ છે તથા એનીજ પાસે ઉતારા સારૂ અંજુમનનું મુકામ પણ આવેલુ છે અને તેનેજ માથે ડુંગર પર દોખમું છે. જરથોસ્તીઓમા ઘણાખરા સરકારી નોકરીએ છે જેમાંના કોઇ કોઇ તો માજીસ્ટ્રેટ, કસ્ટમ કલેકટર. ટ્રેઝરર તથા એવા મોટા ઓહ્દાઓ ભોગવે છે. બીજાઓ મોટા વેપારી તથા સ્ટીમર કંપનીઓનું આડતનું તથા બીજું કામ કરે છે અને બાકીનાઓ દુકાનદારી, સુથાર તથા એવા પરચુટણ ધંધાઓ કરે છે. અહી લશ્કરી મથક હોવાથી વેપારને ઘણું ઉત્તેજન મળતું નથી અને બને છે ત્યા સુધી લોકોને એડનમાં વસવા દેતા નથી તેથી વસ્તી ઘણી ખરી જેટલી ને તેટલીજ રેહે છે બાહારના દેશીઓને વસ્વા દેતા નથી પણ સામાં રેહેનારાઓને પણ સાભળવા મુજબ શેખ અબદુલા કરી અહીથી નવ મૈલ દુર ગામ છે ત્યાં રેહેવાનો હુકમ કરે છે. એ બધાનું કારણ એમ જણાયછે કે જો વખતે અંગ્રેજ સરકારનો કોઇ મુદ્દઇ એડનને ઘેરો નાખે તો ખોરાકીની ઘણી તાણ પડી જાય આ કારણોને લીધે વેપાર બીજા એ લતાનાં બંદરો ગમ ધસડાઇ જવા લાગ્યો છે અને આગળ ચાલતાં તદન પડી ભાગશે એવુ લ.ગે છે. એડનમાં સને ૧૮૮૫ માં છેલ્લો વરસાદ પડયો ત્યાર પછી ન પડવાથી ટાંકાઓ તદન ખાલી પડેલાં છે અને પાણી આગ્રેથી લાવવુ પડે છે તથા સમુદ્રનાં ખારાં પાણીને "કનડેનસ"કરી મીઠું બનાવી એક આને ગયાલનને હીસાબે હાલ વેચાય છે.

અમારી આગબોટ પરથી અમો કીનારે ઉતર્યા ત્યારથી તે પાછા બેઠા ને સ્ટીમર હંકારી ત્યા સુધી આસરે ચાર કલાક સુધી અત્રેનાં સોમાલી જાતના છોકરાઓ આખો વખ્ત દરીઆમાં જાણે માછલાં તરતાં હોય તેમ તરીયા કરતા હતા ને ઉતારૂઓને સમુદ્રમા બેઆની નાંખવા કેહેતા હતા. જેવી બેઆની કોઇએ નાખી કે પાણીની અદર બધા છોકરાઓ એકદમ ડુબકી મારી તે બેઆની પાછી ઉપર લાવતા. એ વખ્તનો દેખાવ ઘણો જોવા લાયક હતો. જો એક જન બેઆની લાવવામાં ફાવ્યો કે બીજાઓ તેને દુર રેહેવા કેહેતા ને જેમ જમીન પર રમતમા એક બીજાઓની

પાછળ છોકરાઓ દોડે છે તેમ એ લોટગણો પાણીમા ડબકીઓ મારી
નાહસભાગ એક બીજાથી રમતમા કરતા હતા ને જાણે પાણીમાંજ
રેહેવાશી હોય તેમ તેમા ગમત કરતા હતા. બેશક એ લોટગણો તો
સ્ટીમર પર ઊંચે બાંધેલી બોટો પર ગરદીને ત્યાથી ડબકી મારતા. અ-
મારી સ્ટીમરે કલાક ૨ા ને સુમારે લાંગર ઉંચક્યુ હતુ

**તા૦ ૨૨મીથી તા૦ ૨૫ મી એપ્રીલ**—એ સઘળા દીનગો
રાતા સમુદ્રમાં કાહડયા હતા પેહેલા ત્રણ દીવસ વખતે ગરમીમા ગભરાયા
પણ ત્યાર પછી ઉત્તરનો પવન ફુંકાવાથી વધુ ગરમી માલમ પડી નહી
તેમા છેલ્લે દીવસે તો ટાઢક પણ સારી નીકળી હતી. એ સઘળા
દીવસો વારાફરતી ડુગરો તથા પાહાડો તથા ખીણો મળવાથી જેમ
મુંબઈથી એડન જતાં કટાળા ભરેલા લાગતા હતા તેવા લાગતા હતા
નહી. કોઇ વખતે તો બેઉ બાજુપર એક ગમ અરબસ્તાન તથા બીજી ગમ
આફ્રીકાના કોસ્તાઓ દીસતા હતા અને જોકે તે સઘળા વગર ઝાડ-
પાન વેરાન હતા તોબી જમીન હોવાથી આપણો જીવ ખુશી થતો
હતો. આજે રાતના ૩ા કલાકે અમારી સ્ટીમરે સુએઝના બારામા લાંગર
કીધુ હતુ અને કલાક ૪ા વાગેને બ્રીડીગીને રસ્તે જનારા પાસીન્જરો
કીનારે ઉતરી ગયા. અમારો ઠરાવ જીબ્રાલટરને રસ્તે સ્પેન તથા
પોર્ટુગાલ જોઈને લંડન જવાનો હોવાથી અમો સ્ટીમર ઉપરજ રહયા.
એડનથી સુએઝ ૧૩૦૮ મૈલ છે.

**તા૦ ૨૬મી એપ્રીલ**--આજે સવારના ૬ા કલાકે અમારી
સ્ટીમરે હંકાર્યું અને અમે દુનયામા વખણાયલી સુએઝની નેહરમા દાખલ
થયા. એ કનાલમા જવા સારૂ દરીયામાં બે બતીવાળા બોઇયાં મુકેલાછે
જેની વચ્ચે થઇને કનાલમા જવાયછે. કનાલના મોટા આગળ દરીયાનુ
તથા કનાલનુ પાણી જાણે જુદુંજ રેહેતુ હોય તેવુ એક પટો વચમા
રાખી દેખાતુ હતું. દરીયાનુ પાણી ઘેરૂ બ્લુ અને કનાલનુ પાણી પીરોજા
રંગનુ હતુ. કનાલ પેહેલાં ઘણી પોહોળી લાગે છે, પણ અંદર જરા ગયા
પછી ઘણી સાકડી—કોઈ ગમ ૧૦૦ ફીટ જેટલી હશે. અમારી સ્ટીમર જેમ
આગળ વધતી જતી હતી તેમ પાણીને બેઉ ગમથી કાપીને વધારતી

હતી. તે પાણી પાછા ખાડામાં પડે તે જાણે ચાલુ ધોધ પડતો હોય તેવુ લાગતું હતું અને અમારી બરોબરજ આખો વખત બેઉ કીનારે તે પાણી સાથે દોડ્યા કરતું હતું. કનાલની બે બાજુ એમાથી કહાડેલી રેતીના ઢગ હોવાથી તેની પાછળની જગા ઘણી દીસતી હતી નહી. પણ જ્યારે ખાંચાઓમાંથી દીસતી ત્યારે તદન રેતીના મેદાનો શીવાય કશું નજરે આવતું નહી. સુએઝની કનાલની બાજુ ઉપર કોઇ ગમ રેતીના ઢગ ધસી આવતા અટકાવવા સારૂ દેવદારી પાટીયાંના ટેકા આપયા છે ને કોઈ ગમ પથરનુ બાંધકામ કીધેલુ છે થોડે થોડે ટપે છુટાં છુટાં ચોકીનાં ધરો બાંધેલાંછે, જયા રખેવાલો રહેછે, જેઓ સ્ટીમરોને પાંચથી સાત "નાટસ"ની ઉપર જતી અટકાવે છે. કારણકે જો જોરથી સ્ટીમર જાય તો પાણીને બેઉ બાજુએ જોરથી દાબવાથી રેતીના કીનારા પર અસર થઈ તે રેતી ધોવાઇ જાય રસ્તામાં ટપે ટપે કનાલને વધારે પોહોળી કીધેલી છે જયાં વાહાંણો એક બીજાને આમણસામણુ થતી વખતે બાજુ પર ઉભા રાખેછે. એ પ્રમાણે અમોને વારા ફરતી મોટી નાની સ્ટીમરો ઉભી રાખેલી મળતી હતી જેઓ અમારી મેલ સ્ટીમર હોવાથી અમોને જગા આપવાને બધાયલી હતી કલાક સવા દસે અમો બીટર લેક (Bitter Lake)માં પેઠા. એ સરોવર પેહેલાં જરા નાનો છે તેને Small Bitter Lake કરી કહેછે તેનેજ લગનો બીજો સરોવર મોટો આવે છે તેને Great Bitter Lake નુ નામ આપ્યુછે એ સરોવર પસાર કરતાં અમોને પોણો કલાક લાગ્યો હતો એની વચ્ચે પણ બે હારમાં બોહીયાઓ મુકેલાછે જેની વચમાથીજ સ્ટીમરો જાવઆવ કરી શકે છે એ પછી પોર્ટ સઇયેદની નજદીકમા સૌથી મોટો સરોવર જેને "લેક તીમશા" કરી કહેછે તે આવે છે એનો મોટો ભાગ હમણાં સુકાઇ ગયલો છે. પણ જયારે નાઇલ નદી ઊભાય છે ત્યારે ભરાઇ જાય છે. એ સરોવર એટલો મોટો છે કે જાણે દરીઓ હોય તેમ બધી ચારો બાજુ પર પાણી ને આસમાન, જેવુ લાગે છે તેને પસાર કરતા ચાર કલાક ઉપર અમારી સ્ટીમરને લાગ્યા હતા. રાતના અગીયાર કલાકે અમો પોર્ટ સઇયેદ, જયા સુએઝ કનાલનો છેડો આવેછે ત્યા પોહચ્યા. એ કનાલની લંબાઈ બધી મળીને આસરે ૮૬ મૈલની છે, તેમાનો ત્રીજો ભાગ ખરી કનાલ છે બાકીના લેકોથી કામ ચાલે

છે અહીંથી અમો સ્ટીમર "નીઝામ"ને છોડીને પી એન્ડ ઓ કંપનીની બીજી સ્ટીમર "મેસીલા"મા રાતના કલાક ૧૨ ને અમલે બેઠા પોર્ટ સઇયેદનું ગામ આસરે ૧૫૦૦૦ માણસની વસ્તીવાળુ કહેવાય છે ને કનાલને માથે આવેલું હોવાથી તથા રાતના રસ્તાઓ તથા ઘેરોમાં ગેસની હોવાથી સ્ટીમર પરથી નાક રળીયામણ લાગતું હતુ રાત હોવાથી અમો ગામ જોઇ શકયા નહી. પણ સાંભળતા પ્રમાણે એ ગામ જો કે નાનું છે તોયે ફ્રેંચ લોકોને લીધે તેમાં નાટકશાળા, હોટલો, રેસટરાં દુકાનો ઘણાં આવેલા છે ટુંકમા તેને એક રંગ ગામજ બનાવી દીધુ છે, જોકે તે ઇજીપ્તના ખેડીવના તાબામા છે એ કનાલ ખણવાનો વીચાર મેસ્યુ લેસેપ્સે સને ૧૮૫૪માં ઇજીપ્તના ખેડીવ, મહમદ સઇયેદ આગળ કહયો હતો અને એ ખણવાનુ કામ સને ૧૮૫૯મા એક કંપનીએ ફ્રાંસમાં ઉભી થઇ શરૂ કીધુ હતું અને તે તા૦ ૧૭મી નવેમબર ૧૮૬૯ને દીને ખુલ્લી મુકી હતી. એ ઉપર સઘળો મળીને રૂ૧૭ કરોડનો ખરચ લાગ્યો હતો એ કનાલથી કરીને ઇંગલંડથી મુબાઇ જવાનો રસ્તો ૬૫૦૦ મૈલપર આવ્યો છે, જ્યારે આગળ કેપને માર્ગે ૧૧૦૦૦ મૈલ ને દૂર હતો. એ કનાલમાંથી સ્ટીમરો સાતથી આઠ હજાર ટનોની પસાર થાયછે અમારી આગળ Orient Line ની એક સ્ટીમર "ઓરમઝ" જે સાત હજાર ટનનીછે તે પસાર થતી હતી એની આવક સને ૧૮૮૦મા ચાર કરોડ ફ્રાંક હતી તે વધીને સને ૧૮૮૪મા પાચ કરોડ (બે કરોડ રૂપીઆ)ની ઉપર ગઇ છે. સને ૧૮૮૧મા એમાથી ૨૭૨૭ મોટા વાહાણો તથા આગબોટો નજદીક ૫૮ લાખ ટનનાં પસાર થયા હતાં જેમાંનો પોણો ભાગ ઇંગ્રેજી હતા

## પ્રકરણ—૨.

### માલટા.

**તા૦ ૨૭મી એપ્રીલ**—આજ દીને પાછળી રાતના કલાક ૪ ને અમલે અમારી આગબોટ પોર્ટ સઇયેદથી ઉપડી અને સમુદ્રમા દાખલ થઇ. એ આગબોટ ઘણી મોટી ૪૯૧૮ ટનની છે. અને

ઘણી સરસ રીતે સણગારેલી છે. એમાં બધે સુવાની કેબીનો સુધામાં વીજળીકની નાની મોટી બતીઓ છે એનું તુતક આખી સ્ટીમરની લંબાઈનું સલંગ છે અને તે ઉપર ઉતારૂઓને ફરવાને ઘણી સગવડ પડે છે. તુતક ઉપર એક મયુઝીક સેલુન છે તેમા ફરતી ગાદીની બેઠકો કીધી છે અને તેની દેવાલ સગેમરમરના પથર તથા સોનેરી ઓપથી સણગારેલી છે. ત્યાં બે પીઆનો તથા એક હારમોનીયમ છે. તુતક ઉપર બીજી ગમ પાનાં અથવા સેત્રંજ રમવાની તથા બીડી પીવાની જુદી સેલુન છે. ડાઇનીગ સેલુન સ્ટીમરની આખી પોહોળાઇમા છે. તેમાં વચમા બે લાબી ટેબલો ૬૦ માણસો બેસે એટલી છે અને બાજુ ઉપર સાત સાત માણસો બેસે એવી છુટી બીજી ૧૦ ટેબલો મુકેલી છે, જે ઉપર પોત પોતાના દોસ્તો સાથે ઉતારૂઓ બેસી જમે છે. હાલ સ્ટીમર ઉપર પેહલા વર્ગના આસરે ૧૩૦ ઉતારૂઓ છે જેઓ ઘણા ખરા આસ્ટ્રેલીયાથી આવ્યા છે. તેઓ હમારી સાથે ઘણા ભેળાઇને ચાલે છે તથા રમત ગમતો કરેછે, પીઆનો વજાડે છે તથા ગાયનો ગાય છે. આજે સેલુનમા નોટીસો મારવા મુજબ વીહીસ્ટની સરત બે દીવસ પછી રમાવાની છે તથા ત.૦ ૨૯મીએ જળસો તથા તા૦ ૨ જીએ ફેનસી ડ્રેસ બાલ કરવાનો છે. આજથી ગરમી કશી માલમ પડતી નથી અને ઠડી વધતી જાય છે, તેથી બધાઓને ગરમ ડગલાઓ પેહેરવાની ફરજ પડેછે. દરીઓ સેજ જોરમાં રાતનાં થયો હતો.

તા૦ ૩૦મી એપ્રીલની સવારમા આસરે ૬ વાગે સ્ટીમરે માલટા ના કુવારેનટીન હારબરમા લાગડ કર્યું. પોર્ટ સઈયદથી માલટા ૯૩૫ મૈલ છે. એ માલટા શેહેરનો દેખાવ તુતક ઉપરથી ડુંગર ઉપર ઘરો બાધેલા હોવાથી ભપકાદાર લાગતો હતો. એનુ બારૂં જમીનના બે છેડા દરીઆમાં પાસે પાસે નીકળી આવ્યાથી તેને અંદરના ભાગમાં બનેલું છે. જે અદરથી પાછું મોટું થાય છે અને દેખાવ અરધો ચાંદ હોય તેવો લાગે છે. અમો સ્ટીમર ઉપર નાસ્તો લેઈ કીનારે સાત વાગે બોટોમાં ગયા હતા. દરએક માણસ દીઠ એક શીલીંગ બોટ ભાડું આપવું પડે છે. જો આગળથી ઠરાવે નહી તો પછી બોટવાળાઓ ગજે પડી

વધારે પૈસા માગેછે જેવી રીતના ગોપી તેમા મોટા ભાગ રૂપાના નકશીકામ તથા લેસ બનાવનારાઓ તરફ ફીરને ગાલી જાણે ડાનો માડી હોય તેમ પોતાનો માલ મુકીને વેચવા બેઠા હતા એ વખતે નવાઇના મેવામા અમોએ "લોકાત" (Loquat) નામે હતી જેનો દેખાવ લીલી સોપારી છલટા સાથની આવેછે તેને મળતો પીળો ને ગાત રંગનો હતો. પણ તેની છાલ કાંદાના પડ જેવી પતલી આવે છે અને અંદરથી માલ લીલા ખજુરને મળતો પણ ઘણો સવાદદાર નીકળે છે તેમા એકથી પાંચ ઠળીયા રેહેછે રૂપાનુ 'ફીલીગરી' કામ તથા લેસનુ કામ વખાણવાલ છે પણ તે અમારા વિચાર મુજબ હીંદુસ્તાનમા કચ્છનુ જે રૂપાકામ નકશીનુ આવેછે તેની બરોબર યા ઉતરતુ લાગે છે લેસ હાથની ઝીણી જાલીવાળી ગુંઠીને બનાવેછે પણ અમોએ બ્રુસેલ્સમા બનાવતા જોઇ છે તે સરસ ગણીયે છીએ અમો કીનારે માસામુસેટો (Marsamuscetto) ના ઘાટ (બંદર) ઉપર ઉતર્યા હતા અમોને આગળથી ખેબરી મળી હતી કે એ જગો ઉપર ઉતરવાની બોટવાળાઓ સાથે બોલી કરવી, નહીં તો તેઓ થાડ હારબર કરીને બીજુ બંદર છે ત્યા લઈ જઇને ઉતારવાથી બોટ ભાડુ વધતું આપવા ઉપ્રાંત ત્યાંથી વાલેટા જવાનુ ગાડી ભાડું પણ જુદુ આપવુ પડશે. કીનારે ઉતર્યા કે અમોને માલટાના ભોમીઆઓ મળ્યા જેઓમાંથી મુંબઇવાળા કોગકીગની કંપનીના આડતીયાઓ હઇયા છે તેઓની સરટીફીકેટવાળા એક ભોમીઆને અમોએ ૩ શીલીંગે આખા દિવસ માટે પકી રાખ્યો હતો. ઈહા જો કે બે શીલીંગેથી ભોમીઓ મળેછે, પણ આ માણસ સારો લાગવાથી અમોએ તેને રાખ્યો હતો.

બંદર ઉપરથી કિલ્લામા જવાય છે, જયાંથી ઘણી સીડીઓ ચઢડીને એક મોહોલામા પેઠા હતા અને પછી એક ગાડી કલાકની ૧॥ શીલીંગને હીસાબે ૮ થી ૧૨ વાગા સુધીના કલાક ૪ ની શીલીંગ ૬ પકીને તેમા શેહેરમાં ફરવા નીકળ્યા. મોહોલાઓ કિલ્લાની અંદરના એક સીવાય ઘણા ખરા સાંકડા, ત્રણ ગાડી ઘણી અગવડથી જાય તેવા છે જોવાલાયક ભાગ બધો કિલ્લાની અંદર છે. જેમ આગળ મુંબઇનો કેટ

હતો તેમ તેની અંદરનો સઘળો ભાગ ઘરોથી ખીચોખીચ ભરેલો છે અને ઘરો નાની જગાને લીધે પાંચ પાચ માળ સુધીનાં ઊંચાં બાંધેલાં છે જેઓ ઘણાં ખરાં ઇહાંના એક જાતના નરમ પથરનાં સફેદ રંગનાં બાંધેલાં હોવાથી નવાં બાંધેલાં હોય તેવાં દીસેછે મોહોલાઓમાં આવ-જા પણ ઘણી ગીચ, નાના રસ્તાઓને લીધે લાગેછે અને એ રસ્તાઓ નાના છતાં તેમાં પગે ચાલનારાઓ સારૂં પગથીઓ રાખવા ઉપ્રાંત દુકાનદારો નાની દુકાનો ગાડીના રસ્તાની બાજુએ માંડેછે તેથી પુરી અગવડ તથા ભીડ જેવું લાગેછે. મરદોનો પોશાક ઘણો ખરો ગરીબ ફ્રેંચ અથવા ઇટાલીયન લોકોને મળતો છે. મુબઇમાં બાહર દેશાવરના સેલરો આવે છે તેના જેવાં કપડા તેઓ પેહેરે છે પણ ઓરત લોકોનો પોશાક તદન નવોજ અમોએ જોયો હતો. તેમાંનો મોટો ભાગ કાળા રંગનાં સુતરાઉ યા ગરમ કપડાં પેહેરે છે પણ માથાં ઉપર આપણી પારસી બાનુઓની માફક સારીની સોડનાં જેવું કપડુ રાખે છે જે એક બાજુથી બાહાર ખેચી શકે છે અને તેથી સુરજના તડકાથી તેમનો બચાવ થાય છે પણ એ માથા ઉપરની સોડ તેઓ માથાંની બાહેર સામેથી નજદીક પોણાથી એક ફુટ જેટલી કાહડી રાખે છે તેથી મોહોડાં બરોબર દીસતાં નથી. માલટાના લોકોની બોલી ઘણી ખરી આરબી બોલીને મળતી આવેછે અને આગળ મોરોકોના આરબોને હસ્તક માલટા હોવાથી જોયા મેલે તે લોકોનો રેવાજ તથા બોલી ઈહાના લોકોએ લીધેલી છે અને તેથી આરબ (યા મુસલમાન) ઓરતોની બુરખાની થોડી નીશાન એ ઓરતોનાં પેહરવાસમા રહી છે. માણસો દેખાવે યુરોપનાં દખણ ભાગના લોકોને મળતા ઘઊંના રંગના છે. માલટા ગામ ટેકડાઓ ઉપર આવેલુ હોવાથી સઘળા મોહોલ્લાઓ ઢળાવ ઉપર બાધેલા છે અને કોઇ કોઈ રસ્તાઓ એટલા તો ઢળાવના છે કે ત્યા ગાડી ઘોડાઓ કદીબી ચાલી શકે નહી. રસ્તાઓ પથરની લાદીથી જડી લીધેલા છે અને તે ઉપર ઢળાવ છતા ઘોડાઓ દોડતા ગાડી લઇ જાય છે તેથી આપણને ઘણી ચીતા રેહેછે, પણ ઘોડાઓ ઘોકડ વટીક ખાતા નથી. એ જાનવરો ઘણા ખરા આફ્રીકાનાં ટયુનીસ ગામથી આવેછે અને આપણા આરબી ઘોડાઓને મળતા આવે છે રૂ૨૫૦ થી રૂ૧૦૦૦ સુધીની કીમતે તેઓ વેચાય છે. શેહેરના

મોહોલાઓનો દેખાવ તેનાં ઘરો તથા તેની ગાલચીઓને લીધે ઈટાલી દેશનાં શેહેરોને મળતો આવે છે તથા તેજ ગાફક નીચલા ભાગો ઉપર બધે દુકાનો ભપકાદાર રીતે ગોઠવેલી હોય છે શેહેરની બાહેર કિલ્લો છોડયા પછી નાહાના નાહાના ગામડાઓ આવે છે, અને ત્યાંના ઘરો જો કે સારી રીતે પથરના બાંધેલાં છે પણ શેહેરના જેવા ભપકાદાર તથા વધુ માલવાલા નથી આ શેહેરમા અનાજ ભરવા સારૂ મેદાનોમા સરકારે કોઠારો જમીનમા કરી રાખેલા છે. જે આશરે ૩૦ ફીટ ઊંડાછે અને તેમાં ઓરડાઓ ભરી રાખેલા છે, જેમાં વેપારીઓ જુદા જુદા અનાજનો માલ ભરી રાખેછે, અને ભાડુ સરકારને ભરેછે એ કોઠારના મોહોડા માણસો અંદર જઈ શકે તેવા મોટાં રાખ્યાછે અને અનાજ ભરી તેની ઉપર પથરનુ મોટું ચાક મુકીને ચુનાથી ગીની લીધેછે મોહોલાઓના ઘણા ખરા નાકાંઓ ઉપર "સેન્ટોના" યાને "પવીત્ર પુરૂષો" ના પુતળાઓ "લાઈફ સાઈઝના" ગોખલાઓમા મુકેલાં છે તથા બે પુતળા અસલના અહીના "નાઈટસો" (સેહેલવાનો) ના "ગ્રાન્ડ માસ્તર" ના કિલ્લાની બાહેર કોટની અંદર ગોખલા કરી શેહેરમા પેસવાના દરવાજાની બે બાજુપર ગોઠવેલા છે, તેમાં "લા-વેલેત" જેણે એ નવુ માલટાનુ શેહેર પેહેલુ વસાવ્યું હતુ તેનુ છે તથા બીજુ "લા-આર્ઠલ આદમનુ" છે, જે એ ગામમા બહુ દુરથી પીવાનુ પાણી લાવ્યો હતો. અમે પેહેલા અત્રેનું "કેપુચીન" પંથના "મંકસો" નુ દેવળ તથા "મોનેસ્ત્રી" જોવા ગયા હતા. એ દેવળ જો કે સારૂ છે તોપણ કાંઈ જોવા લાયક નથી આ ઠેકાણે આસરે ૬૦ "મંકસ" રહે છે, જેઓમાના આગળ મરી જતા હતા ત્યારે તેઓને "આલટર" ની પાછળ એક ઓરડો છે ત્યા બે વર્ષ સુધી રાખી મુકતા હતા, જ્યાં કાંઈ એવી જાતની હવા તથા ગરમી આવેછે કે જેથી ત્યાના લોકના કેહેવા મુજબ એ મુડદાઓના આતરડા કશુ કાહડયા વગર તદન સુકાઈને "મમીસ" જેવા થઈ જાય છે ત્યાર પછી તેઓને બાહાર કાઢીને દેવળની હેઠાણમા ગોખલાઓ કીધેલાછે ત્યા બાધીને ઉભા રાખેછે જેનો દેખાવ અમોએ જોયો તે ઘણોજ કમકમાત ભરેલો હતો. કોઈ મુડદાના નાખ, કોઈની આંખ તથા બીજાના મોહોડાના ભાગો ખરી ગયલા, દાતો બાહેર નીકળી આવેલા, એવો

ખરાબ દેખાવ તે આપેછે એ પ્રમાણે ઘણા વર્ષ મુડદાં રહ્યાથી તેઓ તદન ખરીને છુટા હાડકાં થઇ જાયછે, ત્યારે તે હાડકાંને એક કુવો છે તેમા લઇ જઇને નાંખેછે. જુનામાં જુતું એવુ સુકાઈ ગયલું મુડદું નજદીક ૧૨૫ વર્ષનું છે, બાકીનાં ૫૦ થી ૭૫ વર્ષની અંદરના છે, જે તેઓની છાતી પર લખેલાં પાતીયાં પરથી માલમ પડેછે. એમાં એક મુડદાંને બાહારથી તારનો પરડો કરી લીધેલો છે જેને વાસતે કહેછે કે તે શખ્સ ઘણો પહરેજગાર હતો તેથી તેને "સેંટનાં" જેટલો દરજ્જો મળ્યો હતો ને "કેથલીક" લોકો જે એ ભડાર જોવા જાયછે તેઓ તેનાં કપડાંમાથી કટકાઓ કાપી લઇ જવા લાગવાથી તે બચાવવા એમ પરદો ભરી લીધો છે એ "કેપુચીન" લોકોનુ દેવળ તથા પથરાને ૧૫૮૪ માં ગ્રાંડ માસ્ટર "વારદાલાએ" બાંધ્યુ હતુ. એ દેવળ કિલ્લાની નજદીક બાહેરથી આવેલું છે તે જોઇને પછી અત્રેની નાટકશાળા જોવા ગયા હતા. એનો બાહારનો દેખાવ ભપકાદાર છે ને અદર ૧૨૦૦ માણુસો બેસી શકેછે. તેઓ સારૂ પાચ વર્ગ કીધેલા છે ને વચમાં ગેસ લાઇટનુ એક ઝુમર ૩૫૦ લાઈટનુ મોટું તાંગેલું છે. એને બાધવા પાછળ સાત લાખ રૂપીયા બેઠા હતા, પણ પાછળથી આગથી અદરનો ભાગ સઘળો બલી જવાથી તેને પાછો સુધારવાને બીજા દોઢ લાખ રૂપીયા લાગ્યા હતા. એ નાટકશાળા સરકારે બાધેલુ છે અને તે ખેલ કરનારાઓને ભાડે આપવામાં આવેછે.

આ નાટકશાળા જોઇને "સેટ જોનનુ" દેવળ જોવા ગયા હતા. આ દેવળ માલટામા સૌથી સરસ ગણાય છે. એ સને ૧૫૭૬નાં સાલમાં ગ્રાંન્ડ માસ્ટર "લા કેશીઅરે" બાંધ્યુ હતુ અને પાછળથી બીજા "ગ્રાન્ડ માસ્ટરો" તેને શણગારતા ગયા હતા એનો બાહારનો દેખાવ ઘણો ભપકાદાર નથી પણ અદરથી ઘણો સારો છે. એની બધી દેવાલો પથરની અદર ઉપસાવેલી નકસીથી તદન ભરી નાંખેલી છે તથા જમીન સઘળી અમલના "નાઇટસો" તથા તેઓનાં માણુસોની ઘોરોની લાડીઓથી ભરી નાખેલી છે. એ લાડીઓ જાનજાતના ઊંચા પથરોની છે અને તેમા "મોઝેક વર્કની તસવીરો ચીતારી છે જેથી આખી જમીનનો દેખાવ

મોટા મોઝેક વર્કના જેવો લાગે છે એ દેવળને એક મોટો નગમાં હાલ છે ને તેની આસપાસ નાના નાનાં "ચેપલો" કીધેલા છે જે દરેક ચેપલ અસલના દેશ દેશના જુદા જુદા નાઇટોને સારૂ બાંધેલા હતાં જેમા પોતાના દેશને લગતા નાઇટોના "ગ્રાન્ડમાસ્ટરોને" દાટીને તેઓની યાદગારીના પુતળાંઓ દેવાલ ઉપર બાજુઓ કીધેલા છે, જે ઘણાજ મોટા સંગેમરમરના રંગીન તરેહ તરેહવાર જાતના પથરોના બનાવેલા છે. તેમા લાર્જ માપના ને મોટાં પુતળાંઓ તે મરનાર નાઇટોના તથા ઇનસાફ, દયા ઇત્યાદીના પુતળાંઓ કોરેલાં છે, જે ઘણાજ જોવા લાયક તથા કીમતી છે કોઈ કોઈ અંગો ૩૨) લાખની ઉપરની કીમતના છે એનાં નજદીક ૧૦ "ચેપલો" છે અને દરેકમા ચારથી પાંચ એવા અગો મુકેલા છે પહેલું ચેપલ જમણા હાથ ઉપર દેવળમાં જતાં તે વખતના પાદરીઓને ભણવા સારૂં રાખેલુ હતુ, બીજું પોર્ટુગીઝ નાઇટોનુ, ત્રીજુ એનીશ, ચોથુ પરોવનસ, પાચમુ ક્રાઇસ્ટની માનું છે (તેમા આલટરની સામેના કટેરાના થાંભલા તદન રૂપાના બનાવેલા છે.) છઠું દેવળમા પેસતાં ડાબા હાથ ઉપર "ગ્રાંડમાસ્ટર" "જાન દાદારી" નુ પોતાનુ તથા ત્યાર પછીના "ગ્રાંડમાસ્ટરો" નુ તેના પાસેનુ આસ્ત્રીયન નાઇટોનુ, તેની પાસે ઇટાલીયન, પછી ફ્રેંચ (ઈહાં ફ્રેંચના છેલ્લા રાજા લુઈ ફીલીપના ભાઇને દાટેલો છે જેનો સ્થભ જોવા લાયક છે) તેની પાસે બેવેરીઆનાં ચેપલો આવેલા છે, જે છેલ્લામા ઈંગ્રેજ નાઇટસો પણ ભણતા હતા એ.ચેપલમા એક લાકડાનું સેટ જોનનું પુતળુ છે જેની આગળ નાઇટસો લડાઇ ઉપર જવા આગમચ બંદગી કરતા હતા. એ બધાં આલટરના ચેપલોની વચમાં સામેથી મોટું આલટર આવેલું છે, જેની હેઠલ માલટાના સૌથી પેહેલા અને મોટા "ગ્રાંડ-માસ્ટરો" **લાઇલ આદમ** તથા બીજાઓને દાટેલા છે. એ આલટર-વાલી સઘળી જગા ઊંચી જાતના સંગેમરમર પથરોથી મઢી લીધેલી છે અને તેની વચમા એક ગજાવર સંગેમરમરના એકજ પથરમાંથી બે ૧૦ થી ૧૨ ફીટ મોટાં પુતળા કોતરેલા મુકેલાં છે, જેમા ક્રાઇસ્ટને "સેટ જોન ધી બેપટીસ્ટ" બેપટીઝમ આપતો ઘણોજ સરસ

કોતરેલો છે અને તે ઈટાલીયન કોતરનાર બરનીનીને હાથનું બનાવેલું છે. એ આલટરની આસપાસ નાઇટસોને બેસવાની લાકડાંનાં નકશીકામની કોતરેલી બેઠકો છે તથા તેની બન્ને બાજુ ઉપર બે છુટી બેઠકો મથાલે તાજ સુધાંની કીધેલો છે. તેમાં આલટરની જમણી બાજુએ ઈંગ્લડનો રાજકર્ત્તા જે હોય તેને વાસતે અને તેની સાંમણે બીજી બાજુએ વડા પાદરીની બેઠકો તેમાં કીધેલી છે. અને દેવળની ઘણી ખરી નકશીવાલી દેવાલો ઉપર સુનેરી ગીલીટ ચહડાવેલી છે તથા સીલીગ ઉપર એ લોકોનાં ધર્મને લગતી મોટી તસવીરો ચીતારેલી તથા જમીનની ધોરની લાડીઓ રગીન પથરની ગોઠવેલી છે તેથી સઘળો દેખાવ ઘણો ભપકાદાર લાગે છે. એ દેવળ રોમન કેથલીકોનું છે અને તેની ઘણી મોટી આવક હજી પણ જમીનોથી આવે છે. માલટાની જગા ત્રણ ભાગમાં જાણે વેંહેંચી લીધી છે. તેમાંનો એક ભાગ દેવળોને લગતી જાગીરોનો છે; એક ભાગ સરકારનો અને બાકીનો એક ભાગ આખી રૈયતમાં વેહેંચાયલો છે. એટલી મોટી જમીન દેવળોને લગતી છે. અસલ નાઇટસોનાં વખ્તમાં એ લોકો મુસલમાનો સાથ લડાઇ કરતા અને તેઓનાં શેહેરો તથા વાંહાંણો લુટતા હતા તે લુટોથી તથા એ નાઈટસો ખ્રીસ્ટીઓનો બંચાવ કરવા ગયલા તેથી યુરોપના બધાં દેશેદેશથી એઓને મોટી સોગાડો તથા ઇનામમાં જમીનો મળતી હતી. તેની ઘણી મોટી આવક એ નાઇટસોને મળતી હતી અને એ લોકો પરણુતા હતા નહી તેથી સઘળી પોતાની દોલત પણ એજ પંથકને (નાઇટસ ઓવ ધી ઓરડર ઓવ સેટ જોન ઓવ જેરૂસેલમ કરી પેહેલાં ને પાછલથી નાઇટસ ઓવ માલટાને નામે ઓળખાતા હતા) આપી દેતા હતા તેથી એ પંથક ઘણું તવંગર થઇ ગયલું હતું અને દેવળમા પણ ઘણું ઝવેરાત તથા રૂપાં અને સોનાંકામ એકઠું કીધેલું હતું તે સઘળું નેપોલીયન બોનાપાર્ટે જ્યારે એ કીલ્લો લીધો ત્યારે લુટી લીધુ હતુ જે ઘણી મોટી કીમતનું ગણાય છે. એ દેવળ જોઇને અમે મેહેલ જોવા ગયા હતા જે અસલ નાઈટસોના "ગ્રાન્ડ માગ્ટરો" વાપરતા હતા, પણ હાલ તે માલટાના ઇંગ્રેજ ગવરનરો વાપરે છે. એ મેહેલ ૨૦૦ ફીટ દરેક બાજુએથી ચોરસ એક માળની ઇ-

મારતવાળો સાદા દેખાવનો છે તેની અંદર બે મોટા ચોક છે એમાંનો એક ભાગ ગવરનર પોતે વાપરે છે અને બીજો ભાગ અસલના બખ-તરો તથા લડાઇનાં યંત્રોનો સંગ્રહ કરવા ગોઠવ્યો છે જેને "આરમરી" કરી કહે છે એ બાજુ ઉપર જવા સારૂ સંગેમરમરની મોટી સીડી છે તેમાથી પેહેલા એક લાંબી ગેલરી કરેલી છે, જે ૨૫૩ ફીટ લાંબી અને ૩૮ ફીટ પોહોળી છે તેમા બને બાજુના દેવાલો ઉપર અસલનાં નાઈટસોનાં લોખડના તરેહ તરેહના બખતરો માણસોના પુતળા બનાવી તે ઉપર પેહેરાવેલા છે, તથા દેવાલ ઉપર તેઓનાં "ગ્રાન્ડ માસ્તરો"ની લાઈફ સાઇઝની તસવીરો ઉસતાદ ચીતારાઓને હાથની પાડેલી મુકેલી છે તથા કેટલીએક એ લોકોની મોટી લડાઈઓ પણ પાડેલી છે. એ ગેલરીની શરૂઆતમાં જમણા હાથ ઉપર એક મોટો ઓરડો છે જેમાં ભરતકામો બધી ફરતી દેવાળ ઉપર તાગેલાં છે જે ભરતકામ ઘણુંજ જોવાલાયક તથા સરસ છે એમાં દુન્યાના બધા ખડાને લગતી જુદી છુટી વીગતો ગુંથેલી છે તે એવી તો સરસ છે કે જાણે ઓઇલ પેન્ટીગ ચીતારેલી હોય તેવી છે એ ૧૫૦ વર્ષ ઉપર ફ્રાન્સથી લાવવામા આવી હતી અને હજીબી જાણે આજે ભરતકામ કીધુ હોય તેવી લાગે છે. એ ઓરડામા અમો ગયા ત્યારે ગવરનરની કાઉનસીલ બેઠેલી હતી. એ ગેલરી પસાર કીધા પછી એક મોટુ દેવાનખાનુ છે તેમા પણ જાતજાતનાં બખતરો, હથ્યારો, બંદુકો તથા તોપો ગોઠવેલી છે, જે સઘળી જુની તથા નવાઇની છે તેમા ૯૦ ઘોડા ઉપર બેસનાર સ્વારો તથા ઘોડા સુધાંના આખા બખતરો અને ૪૫૦ ને આસરે છુટા બીજાં બખતરો છે. એમાંનું એક બખતર સ્પેનનો કોઈ રાક્ષી માણુસ ૭ ફીટ ઊંચો કહે છે તેને પેહેરવાનુ હતુ, જેના માથાં ઉપરની લોખંડની કોલાહ અમો બે હાથે ઉંચકી શક્યા હતા. તે ૩૮ રતલ ઉપરનાં વજનની કહે છે એ ઉપરથી આપણને વિચાર આવે છે કે અસલનાં લોકો ખરા પેહેલવાન હોવા જોઈયે કે લોખડનુ ૩ ફીટ પોહોળું, ૭ ફીટ ઉચું બખતર ઉપરાત આવી ભારી કોલાહ માથાપર પેહેરી લડાઇ કરી શકતા હતા. વળી એ લોખંડના બખતરો કાંઇ રમત કરવા જેવાં નથી જે તેની ઉપર બંદુકની ગોળીઓથી

ખાંચા પડેલા જોવાથી માલમ પડે છે જેની નીશાંણી ઘણાં બખતરો ઉપર આરપાર જવા વગરની પડેલી છે. એ બખતરો ઉપર તપાસ કરવા સારૂ ૧૦ વાર દુરની બંદુકની ગોળીઓ તે ઉપર ટાંકી હતી પણ તેમા ખાડા પડવા સીવાય ગોળી પાછી તેની ઉપરથી હઠી જતી હતી. એવાં મજબુત એ બખતરો છે. કાઇ કાઇ તો લોખંડનાં છુટાં છુટાં પતરાનાં, કાઇ જીણી ગુઠેલી સાંકળીનાં ને કાઇ માછલીનાં ભીં-ગડાની માફક ગોઠવણીનાં બનાવેલાં હતા કોઈ તદન સાદા કાળા રંગના તો કોઈ ઉપર તેઓનો "કોટ ઓવ આરમ" ગીલીટ તથા રંગથી ચીતારેલાં હતાં. એ બખતરો સીવાય કાચના કેસોમાં ચા-ર્લસ પાચમાએ (જરમનીનો શેહેનશાહ તથા સ્પેનનો રાજા) માલટા એ નાઇટસોને આપી દીધુ તેનો અસલ લેખ તેની સહી સાથનો તા૰ ૨૩ મી મારચ સને ૧૫૩૦ ની તારીખનો મુકેલો છે, જે જુનાં રોમન હરફે ઘણાંજ સારા દસકતે લખ્યો છે. એ ઉપ્રાંત તરકીના જનરલો તથા બીજા દુશમનોનાં લડાઇનાં હથ્યારો, પેહેલા ગ્રાન્ડ માસ્ટરના દંડુકા (Batons) ઇત્યાદી એવા છુટા છુટા કેસોમાં મુકેલા છે. અસલની તર-કીશોની એક તોપ પણ મુકેલી છે, જે ત્રાબાનાં એક પતરા ઉપર તાર લગાડેલુ દોરડું તથા ત્રાંબાનાં તારથી બાંધી લઇ તે ઉપર કાળા રંગ-નુ પ્લાસ્ટર મારી બનાવ્યુ છે. એ તોપ તરકીશોએ જ્યારે રોહડસ (જ્યાં અસલ એ નાઇટસો રેહેતા હતા તે) ઉપર હલ્લો કીધો હતો તે વખ્તે તેઓ પાસેથી નાઇટસોએ છીણવી લીધી હતી. તે આસરે પાંચ ફીટ લાંબી અને ત્રણ ઇચિના ગાલાની છે. એ સઘળું જોઇને અમને વિચાર આવતો હતો કે, આવા પેહેલવાનો આગળ હતા તે આજે ના-બુદ થઇ ગયા છે અને કાંઈ નામ નીશાન આ માલટાનાં દેવળ સીવાય કશી તેઓની રહી નથી. એ લોકોનેજ લીધે યુરોપમા મુસલમાન રાજ થતું અટક્યુ હતુ અને મુસલમાનોનુ જોર તથા દોર પણ એ લોકો-થીજ નરમ પડયો હતો. એ મેહેલ જોઈને પછી શેહેરમાં ફરી ત્યાંનાં બજારમા ગયા જે માફકસરનું છે. તેમા જાતજાતના શીકારો તથા મા-છલીઓ વેચવા મુકેલી હતી તેમા સોનેરી રંગની માછલી મોટી બોઇના કદની ઘણી હતી, જે ખાધામા સારી મીઠાશવાલી લાગે છે. જેવામાં

નારંગીઓ ઘણી રસવાળી તથા મીઠી મળે છે. બીજો મેવો હાલ કાંઈ મોહોસમ ન હોવાથી જોવામાં આવ્યો ન હતો. મોહોલ્લાઓમાં કાપડ, ફરનીચર, ઇત્યાદીની દુકાનો ઉપ્રાંત મીઠાઇની દુકાનો પણ મોટી છે જેમા તરેહવાર જાત જાતની તથા આકારોની મીઠાઇ વેચાય છે માલટા પોતાના "મારસેલા" નામના વાઇનથી વખણાયલુ છે એ ગામ જોઇને અમો પાછા સ્ટીમર ઉપર ૧૧ા કલાકે ગયા હતા અને ૧૨ા વાગે સ્ટીમર ત્યાંથી ઉપડી હતી માલટાની હાલની વસ્તી આસરે ૧ા લાખ માણસની છે. એ શેહર અસલ ફીનીસ્ઓનોએ વસેલુ કહેવાય છે ત્યાર પછી ગ્રીક, કારથેજીના તથા રોમનસોના હાથમાં ગઇને છેલ્લે ગ્રીક શેહેનશાહત પડી ભાગી અને મુસલમાનોનું જોર વધ્યુ તે વખ્તે સ્પેન સઘળું તે લોકોએ લીધુ ત્યારે એ માલટા પણ મુસલમાનોએ જીતી લીધુ હતું, તે આરબોના હાથમાં ૨૨૦ વરસ સુધી રહ્યુ હતું ત્યાર પછી સને ૧૦૯૦માં તે સીસીલીના રાજાને હસ્તક ગયુ જે પાછળથી શેહેનશાહ ચાર્લસ પાંચમાને વારસામાં મળવાથી તેણે એ ટાપુ તે વખ્તના નાઇટસ ઓવ ધી રોહડસને સને ૧૫૩૦મા ઈનામ દાખલ આપી દીધુ જે લોકો પાસથી ફ્રેંચના શેહેનશાહ નેપોલીયને ઇજીપ્ટ જવા આગમજ લીધુ હતું ને ત્યાંથી સઘળા નાઈટસો જેઓ ઘણા એ વખ્તમાં તોપો તથા બદુકોની લડાઈ આગળ નરમ પડયા હતા તેઓને ત્યાંથી કાહાડી મુકયા ને એટલા સુધી કીધુ કે તેઓ છાતી ઉપર ક્રોસ રાખતા હતા તે પણ પેહેરવાના કાહડી નખાવ્યા. એ પછી ઈંગ્રેજોએ માલટાને ઘેરો નાખીને જીતી લીધા પછી તેઓનેજ અસ્તક આજ સુધી રહેલું છે.

**તા૦ ૧ લી મે**—આજે સવારથી "આલજીયર્સ"નો તથા "ટયુનીસ"નો કોસ્તો દીસવા લાગ્યો હતો જે ઘણો ખરો લીલોતરીથી ભરેલો હતો. આસરે ૮ા વાગેને તે દીસવાનો શરૂ થયો હતો. તે આખો દીવસ કીનારો દીસ્યો હતો. આજે સાજના જરા ધુમસ જેવું થયું ને આસરે પાંચ વાગેને દુરથી ડુંગરોની ઉપર જાણે ઉધા સઢ ચડાવેલું વાહાંણ ચાલતું હોય તેવું ઘણા ઉતારૂઓએ જોયું હતું કોઈ

વખ્તે જાણે એના આગળા ભાગની અણીપર આસમાનપરથી હેઠે ઉતરતું હોય તેવું ને કોઇ વખ્તે તેથી ઉલટુંજ પાછળી બાજુથી ઉતરતું હોય તેવું દીસતુ હતું. એ દેખાવને ઇંગ્રેજીમાં મીરાજ (Mirage) કરી કહે છે. એનું કારણ એમ છે કે ખરેખર વાહાંણ (જેનો ઓળો-એ દીસતો હતો) ઘણું દુરથી જતું હશે, પણ ધુમસને લીધે સુરજથી તેનો છાયો આસમાંન ઉપર પડેછે ને તે પાછો જમીન ઉપર અથવા હવામાં દેખાય છે. એવો દેખાવ કોઈ કોઇજ વખ્તે દીસે છે. અરધા કલાક સુધી તે દેખાવ રહ્યો હતો.

**તા૦ ૨ જી મે**—આજે સાંજ સુધી "આલજીયર્સ"નો કીનારો દેખાયા કીધો હતો. સવારનાં ૮॥ વાગેને આલજીયર્સનું શેહેર જે આફ્રીકાને છેક ઉત્તર ભાગે ભુમધ્ય સમુદ્રને માથે આવેલુંછે તે દીસવા લાગ્યું હતું, ને જો કે જરા ધુમસ જેવુ હતું તોબી દુરબીનથી ત્યાંનાં ઘેરો તથા મસજીદો દેખાતાં હતાં. દેખાવ ઉપરથી એ શેહેરનાં ઘેરો મોટાં અને ભપકાદાર લાગતાં હતાં. હાલ ફ્રેંચ સરકારને હસ્તક એ શેહેર છે. એને થોડા મૈલને છેટે છુટા છુટાં બીજાં ગામો પણ દરીએ કીનારે દીસ્તાં હતાં. અમારી સ્ટીમર એની જરા નજદીકથી જતી હતી. આજે રાતનાં તુતક ઉપર અસલનાં પ્રોગ્રામ મુજબ "બાલ" થયો હતો, પણ જેમ "ફેનસી ડ્રેસ" સારૂ ખબર આપી હતી તેમ કશું થયું નહીં, પણ હમેશના પોશાકેજ નાચ થયો હતો.

**તા૦ ૩ જી મે**—ગઇ કાલ સુધી જે કીનારો અમારી સ્ટીમરની ડાબી બાજુએ દેખાતો હતો તેને બદલે આજે સવારથી જમણી બાજુએ દીસ્વા લાગ્યો હતો. એ કીનારો સ્પેનનો હતો, જેનો મોટો ભાગ મોટા પાહાડોથી ભરેલો હતો. દરીએ કીનારે છુટાં છુટાં નાનાં શેહેરો દીસ્તાં હતાં, અને તેનેથી થોડે છેટે એક મોટો પાહાડ હતો જે આસરે ૬૦૦૦ ફીટ ઉચાઇમાં કહેવાય છે, અને વળી તેની પાછળ સ્પેનનો સૌથી મોટો પાહાડ "સીરા નેવેડા" ("Sierra Nevada") જે આસરે ૧૨૦૦૦ ફીટ ઊંચો છે તે તેનાં બરફથી ટકાયલાં મથાળાં માથે

નજરે પડતો હતો. એમાના પેહેલા પાહાડની હેઠાણમાં લીલોતરી ગામા-
રી સ્ટીમર ઘણી નજદીકથી ગાસતી હતી તેની બરોબર ફીરતી હતી
તથા છુટા છુટા ગામોથી તથા પાહાડોની નાની નાની ટેકરીઓ તથા તેના
છાયાઓ તથા તેની પાછળ ગંજાવર પહાડો તેના બરફ ઓપાને લીધે
દેખાવ ઘણોજ રળીયામણો લાગતો હતો એ ગંજાવર પાહાડને પસાર
કરતા અમારી સ્ટીમરને પાંચ કલાક લાગ્યા હતા ગામોને સોનનો એ
રસ્તો આખો વખ્ત જીબ્રાલટર પુગ્યા ત્યાં સુધી મજો હતો સાંજનાં
કલાક પાંચ વાગા પછી અમોને દુરથી આફ્રીકા ખંડનો છેક ઉત્તર
પશ્ચીમનો ભાગ દીસ્વા લાગો, જેનો છેડો એ મોટા ટેકડાઓ તથા
પાહાડોનો બનેલો હતો, જેને "હરકયુલીસ પીલર્સ" (Hercules Pil-
lars) કરી કહેછે અમો રાતના કલાક ૮ વાગે જીબ્રાલટરના બારાંમાં
પુગ્યા હતા ને સ્ટીમર ઉપરથી અમોને લેવા આવેલા ભોમીઆ સાથ
કીનારે ઊતર્યા હતા. અમે જયારે સને ૧૮૮૧માં યુરોપની મુસાફરી
કીધી હતી ત્યારે અમારી સાથે જાથુક એક ભોમીઓ ઇંગલંડના વખ-
ણાયલા "Tourist" કુક એંડ સન્સવાળાઓ દસ્તકથી રાખવાથી
ઘણો ફાયદો તે બધી ઓલીઓ તથા જગ્યાઓ જાણવાથી થયો હતો.
તેજ મુજબ આએ વખ્ત પણ આગમજથી ગોઠવણ કીધા મુજબ એ
લોકોનો એક ભોમીઓ અમારી સાથ સ્પેન અને પોરટુગલમા ફરવા
આવ્યો હતો. એ ભોમીઆને રોજની ૧૦ શીલીંગ તથા હોટલ તથા
સેકંડ કલાસ રેલવે ખરચ સઘળો આપણને આપવો પડે છે, પણ તેનો
બદલો બધી કડાકુત તેને કરવાથી તથા જગેજગ ભોમીયાઓના ખરચના
બચાવથી આવી રહે છે માલટાથી જીબ્રાલટર ૯૮૧ મેલ છે. જીબ્રા-
લટરનો કિલ્લો લશકરી કાયદા હેઠલ (Martial Law) જાથુક
રાખ્યો છે તેથી સુરજ અસ્ત પામ્યો કે કિલ્લાના દરવાજા બંધ કરેછે,
પણ જયારે મેલ સ્ટીમર મોડી આવે છે ત્યારેજ તે ખુલ્લા રાખી તેમાં
આવેલો ટપાલ તથા ઉતારૂઓને જવા આવવા દીયે છે. અમો કીનારે
આસરે નવ વાગે ઊતર્યા હતા. બોટવાલાઓને દરેક માણસ દીઠ એક
શીલીગ આપવાનો ધારો છે. કિલ્લાનાના દરવાજા આગળનો પોહોરેગીર
હમેશાં જેબી દરવાજા આગળ આવેછે તેને "કોણ છે ?" કરી મોટે અવાજે

પુછે છે. તેનો જવાબ તરત "દોસ્ત" (Friend) કરી આપવો જોઈએ,
નહી તો પસાર થતાં અટકાવે છે. અમોએ જીબ્રાલટરનાં સરસ રાયલ
હોટલમાં ઉતારો લીધો હતો. રાતના સકારૂ હોવાથી તથા ચંદણી
સારી હોવાથી અમો ઈહાં સૌથી મોટો મોહોલો (Water Port) જયાં
અમારૂં હોટલ છે ત્યાં ફરવા નીકળ્યા હતા. આ વખ્તે ઘણું લોક
ફરવા નીકળેલું હતુ. તે મોહોલાનો દેખાવ ઘણો સરસ ચંદણીમાં લાગતો
હતો, પણ ૧૦ વાગામાં દુકાનોનો મોટો ભાગ બંધ થયો હતો તેથી
યુરોપના બીજાં દેશોની માફક રળીયામણું લાગતું ન હતું. રાતનાં
૧૦ વાગેને એક તોપ ફોડી સઘળા સોલજરોને બરાખમા જવાની
ાતી કીધી હતી અને પડઘમ, સીસોરી સાથ તે વખ્તે એક સોલ-
રોની નાની ટુકડી બધે ફરી ગઈ હતી. તેથી જાણે લશકરી છાવ-
ામા આપણે હોઇયે તેવુ લાગતુ હતુ.

**તારીખ ૪ થી મે સને ૧૮૮૭ ને વાર બુધ**—આજે બ-
પોર સુધી જીબ્રાલટરનાં શેહેરમાં બધે ફરી આવ્યા હતા. ઈહાંનાં
ઘેરો માફકસરનાં ઘણા ખરા બે માલનાં છે ને ત્રણ સલંગ મોહોલા
છે તેમાથી પાછા ચાર નાઘલા મોહોલાઓ કીધા છે. રસ્તાઓ માલ-
ટાની માફક સાંકડા છે, અને બધા ઘરો કિલ્લાની અંદર આવેલાં છે.
ઈહાંની મારકેટ પ્રીન્સ ઓફ વેલ્સ સને ૧૮૭૬માં ઈહા આવ્યો
હતો તારે પાયો નાખી ગયો હતો તે માફકસરની છે. કિલ્લાની
બાહાર સાઉથ પોર્ટ તરફથી એક સારો બાગ બનાવેલો છે, જે ડુંગર
ઉપર હોવાથી તેનાં ટપાઓ (Terraces) બનાવી ફુલોના જાહાડો
રોપવાથી સારો લાગેછે, અને ઘણાંખરા જીરેમીઅત તથા ફલોકસ
એવા હલકા ફુલોના ક્યારાવો કીધા છે, વચમા એક મોટો ચોક ફરવા
તથા બાજુપર વાજું વજાડવાની જગેઆ રાખેલી છે. એ બાગની
સામબે એક સારૂં રેશટારંનટ તથા ફરીમેશન્સ હાલ આવેલો છે એજ
બાગની ઉપર દરીઆઇ ઇહાંનો સેનાધીપતીનો મેહેલ છે, અને તેહેનીઓ
ઉપર જતાં એક બાજુપર નાંખલો મેહેલ છે તાહા ચોટી હેડ [illegible]

તમાં છેલ્લુ હુલડ કરાવનારમાંનો એક વઝીર પાશાને રાખ્યો છે એ જગ્યાથી આસપાસનો દેખાવ ઘણો સરસ છે, અને ઊનગાનમાં આવ્યાથી હવા પણ થડી મજેહની લાગેછે બાગની દેહાણમાં કિલા ઉપર એક ગંજાવર ૧૦૦) ટનની ટોપ મુકેલી છે. જેના ગોલાઓ પણ તેનેજ મલતા મોટા છે, અને તેને ભરવા સારૂં સંચાથી કામ લેવુ પડેછે. એવી બે ટોપો ઈંહાં છે, અને તેમાં મોહોડાને રસ્તે દારૂગોલો ભરેછે જીબ્રાલટરનો ડુંગર જે ઊનગામા આસરે ૧૪૭૦) ફૂટ છે તે નીચેથી જોવા સારૂં નીઊમોલ કરીને બંદર કીધુછે તાહાં ગીઆ હતા, જાહાંથી આ પાહાડનો રસ્તો સીધો કાપીને તેની ઉપર કિલ્લાઓ બાંધેલા છે. એજ પ્રમાણે બધી ગમથી પાહાડને કાપી કાહાડીને તેમા ઉપર વચમાં નીચે બધે ગ્યાલરીઓ કરીને તેમા ટોપો ફરતી ગેહારે બાજુએ ગોઠવેલી છે બધી મલીને એ પ્રમાણે આ પાહાડપર તથા નીચેનાં ફરતા કિલ્લાઓ ઉપર આસરે ૧૦૦૦) ટોપો મુકેલી છે, અને જહાંથી શેહેરમા જવાનો રસ્તો છે તાહાંનો કિલ્લોબી ઘણો મોટો તથા જોરાવર બાંધેલો છે. એથી કરીને જીબ્રાલટરનો કિલ્લો આજે દુન્યામા સૌથી મજબુત તથા સરસ ગણાય છે, તથા એમા ખોરાકી હંમેસાં ભરી રાખેછે તથા પાંણી ટાંકાંઓમાં ભરી રાખવા ઉપ્રાંત દરીઆનાં પાણીને સ્વચ્છ (Condense) કરી મીઠાં બનાવે છે, તેથી એ કિલ્લો ગમે એટલો વખત ઘેરો નાંખ્યા પછીબી કોઇ લેઇ શકે તેમ નથી, ને તે મુજબ સને ૧૭૭૯માં ફ્રેંચ તથા સ્પેન એ બે રાજાએ સાથે મલીને એ ઉપર ઘેરો નાંખ્યો હતો, અને તે ચાર વરસ રાખ્યો, પણ કિલ્લો લેઈ શકેઆ હતા નહીં, અને એ વખતેજ અંગ્રેજોએ દુશમનોનાં વાંહાંણોપર પાછલી બાજુપર ટોપોનો મારો ચલાવવા સારૂં ગ્યાલરીઓ એ પાહાડમાં કેદીઓ હસતક ખણાવી ચાર વરશે તે પુરી કીધી ને પછી ફ્રેંચ તથા સ્પેનની મનવારોપર બે ગમથી મારો ચલાવી તેઓમાંની મોટા ભાગને ડુબાડી નાંખી ઘેરો ઉચકાવ્યો હતો. એ ગ્યાલરીઓ જોવા હમો બપોરનાં કલાક સવા બે વાગે નીકળ્યા હતા, પણ તે ઘણી ઊનચાનમાં હોવાથી તથા ગાડીનો રસ્તો તાંહાં ન હોવાથી ખચરો તથા ગધેડાઓ ઉપર

બેસીને હમુને જવું પડયું હતું. એ ઉપર જવાનો રસ્તો ઘણોજ ઢલાંણ-વાલો તથા ખરાબ છે, ને ગધેડાં તથા ખચરો સીવાએ બીજાં કોઈ જાનવર ઉપર ચહડી શકે તેવું દીસતુ નથી. એ ગ્યાલરીઓ બે થી ત્રણ મૈલની બધી મલીને લાંબી પાહાડની અંદરથી એકની ઉપર એક માર હોય તેમ ટનલ કરી ખણેલી છે, ને તેમાંથી ટપે ટપે ઓરડાઓ કરી તેમાં ટોપો ફોડવાનાં ખાંચાઓ કોતરી ટોપો ગોઠવી છે, કે દુશ્મનો ઉપર ટોપોનો મારો બધી ગમથી ચલાવી શકે, અને દુશ્મનનાં ટોપનાં ગોલાઓ તે ઉપર કસી અસર કરી શકે નહીં. કાંયકે પાહાડની અંદરથી નાહાનાં ખાંચાઓમાંથી ફક્ત ટોપનાં મોહોડાં દેખાએ તેટલાજ ખાંચા ઉપર ટોપનાં ગોલા ફેંકવા ઘણુજ મુશકેલ છે, અને તેની પાછળ ટોપ ફોડનારાઓને તો કદી ગોલા કસસુ લાગેજ નહી. એ ગ્યાલરીઓમાં જતાં અંધારૂ ઘણુંજ લાગેછે, પણ ટોપનાં મોહોડાંવાલા ખાંચાઓમાંથી વારા ફરતી ઉજાસ તથા પવન આવેછે ને વલી કોઇ કોઇ ગમતો પવન અંદર લાવવા ચીમનીઓ જેવા (Ventilators) હવા આવવાનાં મીનારાઓ બાંધેલા છે. એ ગ્યાલરીઓ જોવા સારૂં અત્રેનાં એસીસટંટ મીલીટરી સેક્રેટરીની રજા લેવી પડેછે ને તે દેખાડવા ટોપ ખાતાનો ૧) સારજંટ આવેછે, તે ગ્યાલરીઓ પુરી કીધા પછી ડુંગર ઉપર એક બાજુ ઉપર ઉભા રેહેવાની જગ્યા છે તાંહાંથી આસપાસનો દેખાવ ઘણોજ સરસ લાગેછે. એ બાજુ પરથી સ્પેન તથા જીબ્રાલટર વચે જે નીઉટરલ (Neutral) જગા રાખેલી છે તે બરાબર દેખાય છે. જે નથી અંગ્રેજ કે નથી સ્પેનની સરકારને તાબે, પણ તદન એલાહેદી બેઉ સરકારની જગાઓની હદ દેખાડવા રાખેલી છે, જે આસરે ૦ા મૈલ જેટલી વચમે છેક દરીએ કીનારે આવેલી છે, તેને પેલે નાંકે સ્પેનનું એક નાંધલું ગામ આવેલું છે. હમો હતા તે જગ્યાપર લાલ રંગનાં વગર પુછરીનાં વાંદરાવો હમે જોયા હતા, જે ઇહાં ઘણાજ નવાઇનાં ગણાય છે, ને તેને જોવા ઘણાં લોકો જાય છે, પણ કોઇજ વખ્ત તે દેખાય છે એવા આસરે પચીસ વાંદરાઓ છે જેઓને જો કોઇ મારી નાખે તો કેદખાનાની શીક્ષા ઠરાવેલી છે. એ જગોપરથી આખે રસ્તે છેક

વાવટાકાઠી છે તાંહા સુધી હમો ઉનચાનમાં ગયા હતા. જ્યાંથી ફરતી ચારે બાજુની વીઊ ઘણીજ સરસ દેખાતી હતી એક ગમથી સ્પેનનાં પાહાડો ને બીજી ગમથી આફ્રીકાના ખડનાં બેઉના પાહાડો દીસતા હતા બીજી બે ગમ મેડીટરેનીઅન તથા એટલાંટીક સમદરો દીસતા હતા. એ જીબ્રાલટરનો ખડક એકગમ ને બીજીગમ આફ્રીકાનાં પાહા-ડની ટોચની વચમાં સ્ટ્રેટસ ઓફ જીબ્રાલટર આવેલુ છે, જે આસરે સાત મૈલ પોહોલાઇનુ છે ને તેની બેહુ બાજુનાં પાહાડોને હરકયુલીસનાં થાભલાઓ કેહેછે. એ જગો પરથી બીજી બાજુનાં ઢાળાને રસ્તે હમો થોડા નીચે ઉતરીને અતરેનાં વખાણાએલા ગોફા જેહને (St. Michel's Caves) સેંટ માઇકલ્સ કેવસ કરી કેહેછે તે જોયા હતા. તેમાં જરા અંધારૂ હોવાથી (Blue lights) ફટાકરાની બતીઓ સાથે લેઇ ગયા હતા, જેથી બરાબર જોઇ શકેઆ હતા. એ ગોફો એક મોટુ દીવાનખાનુ હોય તેવુ લાગેછે, અને તેની વચમાં થોડે થોડે ટપે કુદરતી પથરનાં થાભલાઓ તરેહ તરેહનાં પાંણીથી ધોવાઇને બનેલા છે તે સઘલા ખર-બચરા તથા છુટા છુટા અણીદાર ટોચવાલા હોવાથી જાણે ખજુરીનાં જાહાડોનાં થાભલા બનાવેઆ હોય તેવા લાગતા હતા. કોઈ કોઇ થાંભ-લાઓ તો મથાલેથી લટકતા અરધા ભાગેલા જેવા દીસતા હતા એ સઘલાનો દેખાવ ઘણો સરસ લાગતો હતો. એ જોઇને પાછા બીજે રસ્તે હેઠાણમાં આવેઆ હતા હમો પેહેલે હોટેલમાથી નીકળ્યા તે વખ્તથી થોડા થોડા વરસાદના છાંટા પડવા લાગા હતા, અને વાદલ ઘેરાએલું હોવાથી હમો ડરતા હતા કે વરસાદ હેરાન કરસે, પણ થોડાક ઉપર ગયા કે વાદલાં પવનનાં જોરથી બીજી ગમ ધસડાઈ ગયાં હતા તેથી સઘળું બરાબર જોઇ શકેઆ હતા. હમો આસરે સાડા પાંચ વાગેને પાછા હોટેલમાં એ કિલ્લાની ગ્યાલરીઓ તથા ગોફાઓ જોઇને આવ્યા હતા જીબ્રાલટરને તેહેના અસલી રેહેવાસીઓ પાસથી મુસ-લમાંનોએ સને ૭૧૧ ના સાલમા લીધું હતું ને તાહાં પેહેલા કિલ્લાઓ બાંધેઆ હતા. તેઓ પાસથી સ્પાનીઅરડોએ સને ૧૪૪૨માં લીધું હતું. જેઓની માહોમાહેની લડાઇ (War of succession) ની વખ્તે અંગ્રેજ વચમા પડયો હતો તેને આર્ચ ડીઉક ચારલસને નામે એનો

કબજે સને ૧૭૦૪માં લીધો હતો, તે પાછો લેવાને વાસ્તે સ્પેન-વાલાઓએ સને ૧૭૧૪ તથા સને ૧૭૨૭માં ઘેરો નાખ્યો હતો, ને છેલ્લો ફ્રેંચ તથા એ લોકોએ મલીને સને ૧૭૭૯માં ચાર વરસ સુધી ઘેરો નાખ્યો હતો, પણ આજ સુધી અંગ્રેજની પાસથી કોઇ લેઈ શક્યું નથી. એવો મજબુત ત્યાંનો કિલ્લો છે, અને હજુર તેને મજબુત કરે-આ જાય છે. એ જીબ્રાલટરનો ખરક મેડીટરેનીઅન સી માંથી એટ-લેનતીક સમુદરમાં જવાના રસ્તાપર (Straits of Gibraltar) આવેલો છે તેથી એ મેડીટરેનીઅનની કુંચી ગણાય છે, અને એનો કોટ ઓફ આરમપર પણ કુંચી તથા દરવાજો પાડેઓ છે. એની વસતી આસરે વીસ હજારની તથા પાંચ હજાર સોલજરોની છે. સ્ટીમરો જતી આવતી સારૂં કોલસો ઈહાં જુનાં વાંહાણોનાં ખોખાઓમા ભરી રાખેછે જ્યાંથી તેઓ લીએછે. એ ખડક ૨l) મૈલ લાંબો ને ૦ાા મૈલ પોહોલો છે

**તા૦ ૫ મી સે**—આજે સવારના ૭ા વાગે સ્ટીમર "મલાકા"માં બેસીને જીબ્રાલટર છોડયું હતું તે બપોરના ૧ાા વાગે "મલાગા" કરી સ્પેન દેશનું ગામ છે ત્યાં બંદરમાં જઇ પોહોંતા તેથી રસ્તામાં ફકત ૬ા કલાક લાગ્યા હતા, પણ સ્ટીમરને લગર નાખતાં કલાક ૨ાા લાગ્યા હતા, સબબ જે સ્ટીમર બારામાં કીનારાની નજદીક આવ્યા પછી તેને ઈહાં બીજી સ્ટીમરો હારબંધ જેમ ભાડુતી ગાડીઓ ઉભી રાખેછે તેમ કીનારાની નજદીક એક એકની પાસે હારબંધ ઉભી હતી તેની વચમા લઇ જતાં વખ્ત થયો હતો અને વળી ત્યાર પછી સ્પેનના કસટમ હાઉસના અમલદાર તથા ડાકટરને વાસ્તે બીજો એક કલાક થોબતું પડયુ હતુ એઓ અમારી સ્ટીમર ઊપર જયારથી આવ્યા ત્યારથી બોટોમા બેસીને સ્ટીમર ઉપર આવવા સારૂ નજદીક ૧ાા કલાક દરીયામાં થોભ્યા હતા અને લંગર નાખવાની વાર જોતા હતા દરીયો જરાક જોરમાં હોવાથી તેઓ જયારે સ્ટીમર ઉપર ચહડવા આવ્યા ત્યારે તેઓને સારૂં સ્પમાગ કપટાને લાકડાંનો દાદર તે બાજુ નહી હોવાથી દોરડાંની સીડી વાટાગ્યુ ઉપર આવવા વાસ્તે નાખી હતી તેથી તેઓનો મીનજ ગયો

હતો અને ઉપર આવવાને બદલે બાહાણું કહાડ્યુ કે ગામોને તો ફેર આવેછે, વાસ્તે કીનારે જઇને બીજાઓને મોકલીશું કરી સ્ટીમર ઉપર બે સોલજરોને રાખી ગયા કે કોઇને સ્ટીમર ઉપરથી ઉતરવા તેમજ સામાન લેઈ જવા દેવા નહી અને તેઓ પોતે કીનારે પાછા ગયા હતા અમો લોકોને સ્ટીમરને લગર નાખતા આશરે કલાક રા બેસવું પડયુ હતું ને વળી ત્યાર પછી આ અમલદારોએ પાછા ફરી કોઇને સ્ટીમર ઊપરથી ઊતરવા દીધા નહી તેથી ઊતારૂઓ ઘણા ગભરાતા તથા કચવાવા લાગ્યા, પણ બધાઓ આગળથી જાણુતા હતા કે એઓની રીતભાત જે હજી ૧૬મી સદીને વળગી રહીછે ત્યા વગત શુ તેની કીમત જાણુતા નથી તેથી પોતાની મેળે નાગીપાસ થઇ બેઠા હતા આખરે પોણો કલાક પછી આસ્તે રહીને બીજો કસટમ હાઉસનો અમલદાર તથા ડાકટર આવ્યો હતો ત્યારે સઘળાઓના સામાનમાં કાંઇ જગાત લેવા લાયક (જેવો કે તમાખુ, ઝવેરાત ઇત્યાદી) સામાન છે કે નહી તે પુછીને અમારા હોટલવાળાએ તેને ના પાડી સમજાવીને અમને તથા બીજા ઉતારૂઓને તેઓના સામાન સાથે ઊતરવા દીધા હતા એ વખ્તે બે સ્ટીમરો જે ઘણીજ નજદીક ઊભેલી તેની વચમાં બોટ હોવાથી તથા દરીયો જોરમાં હતો તેથી બોટ ઊછળતી હતી અમો થોડા આગળ ગયા નહી તેટલાં કોણ જાણે શુ કસટમ હાઉસના અમલદારના ધ્યાનમા આવ્યું ને હુકમ કીધો કે "બોટ હું આવું ત્યાં સુધી ત્યાંજ ઉભી રાખવી" દરીયાનાં જોરને લીધે બોટ ઉછળતી હતી તેથી અમને ફેર આવવા લાગ્યા ને તેને પેહેલાં ઘણો સમજાવ્યો કે કીનારે બધાને જવા દે ત્યાં થોભીશું, પણ તેના ધ્યાનમા નહીં આવ્યુ. આખરે જયારે અમારા ભોમયાએ ઘણો સમજાવ્યો ત્યારે બોટ પાછી સ્ટીમરની નજદીક તેડી તેમાં એક સીપાઈ સાથે આપીને કીનારે જવા દીધા હતા કીનારે ઘણુ લોક ઉતારૂઓ જોવા એકઠુ થયલુ હતુ. તેઓ અમો લોકોને જોઇને પેહેલાં તો પોતપોતામાં હસવા લાગ્યા, પણ જેમ બીજાં લોક તથા છોકરાંઓ મોહોલામાં વધતાં ગયાં તેમ અમારી પછવાડે ચાલતા છેક છેલ્લે હુર્યો કરવા મંડી ગયા ને અમો કસટમ હાઉસમાં ગયા ત્યારે તેઓ નરમ પડયા હતા જોયા મેળે એ લોકોને અમારો પોશાક

તથા દેખાવ નવાઇ જેવો લાગ્યો હશે. અમોને કસટમ હાઉસમાં પણ ઘણો વખ્ત થોભવું પડયું હતું, સબબ કે સ્ટીમર ઉપર કસટમનો એક અમલદાર જે આવ્યો હતો તે તથા બધા દાગીના આવશે, પછી તપાસશે તેથી આખરે કંટાળીને અમારા કોથળાઓની કુંચી અમારા ભોમીયાને આપી અમો (Hotel de Roma) "હોટલ દી રોમા" નજદીક હોવાથી ચાલી ગયા હતા. હોટલનો ભાવ દરએક માણસનો પેહેલા માળ ઉપર ઉતરે તો ૪ ડાલર હતા ને બીજા માળપર હોય તો ૩ ડાલર હતા. અમો સાંજના સાડા પાંચ વાગે ફરવા ગામમાં નીકળ્યા હતા અમો ઉતર્યા તે હોટલ હાલ નવુંજ બંધાયલું છે. તે શેહેરનાં સૌથી સરસ મોહોલ્લા, "બુલીવારડ અલામીડા ("Alameda")" માં આવેલુ છે એ "અલામીડા" મોટો ચોક છે જેની બે બાજુપર મોટાં ઘેરો સારી રોણકદાર બાંધણીનાં આવેલાં છે. વચમાં બે બાજુ પર ગાડીના તથા તેની આસપાસ ફુટપાટ રાખી તેઓની વચમાં એક મોટો બાગ હોય તેમ લોકોને ફરવા હરવા તથા બેસવાની જગ્યા રાખેલી છે. એ "અલામીડા" ના ચોકની બાજુઓપરથી બીજા સારા કુસાદે મોહોલાઓ આવેલા છે. ત્યાંથી ફરીને અંદરનાં મોહોલાઓમાં ગયા કે જ્યાં ઘેરો ઘણાં ખરાં જો કે મોટાં ચારથી પાંચ માળોના અને કોઇ કોઇ તો રોણકદાર બાંધેલાં છે તોબી રસ્તાઓ સાંકડા તથા વરસાદ ગઈ કાલે પડેલો હશે તેથી કીચલના ભરેલા ગલીચ કચરા સાથના દીસતા હતા અમો ફરતા ફરતા ઈહિંનાં વખાણાયલાં દેવળ ઉપર જઈ લાગ્યા જે એ વખ્તે બંધ હતું, પણ દેવાલોની બાજુપર મોટા થાંભલાઓ તથા નકશી હોવાથી તેનો બાહારનો દેખાવ ઘણો ગંજાવર તથા રોણકદાર લાગતો હતો. એ દેવળની ઈમારતની ઉચાઇ એટલાં ઉપરથી માલમ પડશે કે તેની આસપાસ ચારથી પાંચ માળના ઘેરો હતા તે જાણે કે એની આગળ રમકડા જેવાં લાગતા હતા. થોડા મોહોલાઓમા ફરીને સાંજના ૬ાા વાગે હોટલમાં ખાણાનો વખ્ત હોવાથી પાછા ફર્યા હતા "મલાગા" શેહેરની વસતી આસરે ૧૨૦૦૦૦ ની કેહેવાય છે ને તેમાં મોટા ઘેરોજ ઘણાંખરા હોવાથી તથા દરીઆ કીનારે

તેઓ હોવાથી સ્ટીમર ઉપરથી તેઓનો તથા શાકર બનાવવાના તથા બીજાં કારખાનાઓથી દેખાવ ઘણો સરસ લાગતો હતો તથા બાગમા સ્ટીમરો પણ આસરે વીસ એક પડેલી હતી તેથી આ બંદરનો વેપાર પણ મોટો લાગે છે.

**તા૦ ૬ઠી મે**—આજે સવારના અમેનું એકજ જોવાલાયક દેવળ જોવા ગયા હતા એ ગીચ મોહોલ્લાની વસ્તીમા આવેલુ હોવાથી તે આસપાસના ઘેરાને લીધે ઘણુ ગજાવર લાગેછે. એ જગાપર અસલ "મુર" લોકોના વખતમા મસજીદ હતી તેને ભાગી દેવળ બાંધ્યુ હતુ, જે સને ૧૫૩૮ મા શરૂ કીધુ હતું તે આસતે આસતે કામ ચલાવતા છેક સને ૧૭૧૯ મા પૂરૂ કીધુ હતું એને ૧૬૮૦ ના સાલમા ધરતીકંપથી ઘણ નુકશાન પણ થયું હતુ તે પાછુ સમારતા કરતા પણ ઘણા વર્ષો લાગ્યા હતા એનો બાહારનો આગળો ભાગ સઘળો સંગેમરમરના થાભલા તથા નકશીનો કીધો છે ને જાણે બે ત્રણ માળ હોય તેમ થાભલાઓના તપ્પાવો એકની ઉપર એક દેખઇતા મુકેલા છે. અંદરનો દેખાવ પણ ઘણો ભપકાભરેલો તેની ગજાવર હાલની ઉંચાઇથી તથા તેની આસપાસનાં રંગીન તરેહ તરેહનાં પથ્થરોના ચેપલો તથા તેમાંનાં સ્થભો સાથે લાગે છે અમો ધારીએ છીએ કે હાલની ઉંચાઈ ઓછામાં ઓછી ૧૧૦ ફીટ હશે ને તેજ પ્રમાણે પોહોળાઈ પણ ઘણી મોટી છે. એના ચેપલોમાના પુતળાઓમા બે ઘણા સરસ કહેવાય છે તેમાં એક ક્રાઇસ્ટની માતા "મેરી" ક્રાઈસ્ટને ખોળાપર મુવેલો લઇને બેઠેલી છે તે ઘણું સરસ ઈટાલીયન કોતરનાર Cornova નું બનાવેલું કહે છે ને તે આખાં સ્પેનમાં સરસ કહેવાય છે એમાં ક્રાઇસ્ટને મુવેલો જે પાડેલો છે તે જાણે બધા સાધાઓ ઘીલા થઈ ગયા હોય ને ખભાં પડી ગયા હોય તેવુ દીસે છે. તેની પાસલીઓ તથા હાથ પગના સાંધાઓ સઘળુ આબેહુબ ખરાં માણસનુ હોય તેવુ લાગે છે. તેની આગળ તેની મા છે તેનુ મોહોડુ ઘણુંજ ગભીર પાડેલું છે. બીજાં ચેપલમાં ક્રાઈસ્ટને "ક્રોસ" પરથી ઉતાર્યો પછીની સબી પાડેલી છે, તેબી ઘણીજ સરસ છે. તેનો દેખાવ મુવેલાં માણસના જેવો તદન

ફ્રીક્રો તથા સઘળા સાધાઓ ધલી પડેલા, એક બાજુપર પડી ગયલી ગરદન તેનાં સાંધાઓ ઉપર આવેલી નેસો, ઇત્યાદી આબેહુબ પાડેલું છે. એ "મોરાલીશ" નામનાં ચીતારાનું પાડેલું કહે છે. તે ઘણી મોટી કીમતનું જો કે ભાયગે બે ફીટ જેટલું છે તોબી એકથી દોઢ દોઢ લાખ રૂપીયા સુધીનું કહેવાય છે. એ દેવળમાં વચલા હોલ (Aisle) ની બે બાજુપર બે ગંજાવર નજદીક ૫૦ ફીટ ઉંચી આરગીનો મુકેલી છે જેમાંની એક અમો ગયા ત્યારે વજાડતા હતા જે ઘણું સરસ લાગતું હતું. વચલો આલટર રાખના રંગના સંગેમરમરનાં થાભલાઓપર ઉભાં કીધેલાં ગુમબજ જેવો કીધેલો છે તથા ગાનારાંઓની બેઠકો સઘળી લાકડાંની "સેન્ટો" નાં પુતળાઓની નકશી સાથની ઘણી સરસ કોતરેલી છે. અમો હતા તે વખ્તે માસ (Mass) ભણતા હતા તે ભણવાની ચોપડી યા પોથા ઘણાં મોટા હતા ને તેમાં "મ્યુઝીક" લખેલુ તેનાં અક્ષરો એટલા તો મોટા હતા કે અમો ૧૫ ફીટ દુર હતા ત્યાથી વાંચી શકતા હતા.

એ દેવળની આગળી બાજુ ઉપર બે મીનારાઓ બાંધેલા છે. તેમાનો ડાબી બાજુનો અધુરો રહી ગયો છે, પણ જમણી ગમનો પુરો કીધેલો છે, તે ૩૦૦ ફીટ ઊંચો છે જેપર અમોએ જઇને શેહેરનો દેખાવ જોયો હતો જે ઘણો સરસ દીસતો હતો. એ શેહેર જાણે એક અડધા ચાદની વચમાં બાંધ્યું હોય તેમ તેની ત્રણ બાજુના ડુંગરોથી દીસ્તુ હતુ, જે શેહેરની ઇમારતોની પાછળ સઘળે ખેતીવાડી તથા ફળોના ઝાડોથી જાણે એક ગજાવર બાગમાં બાંધ્યુ હોય તેવુ દેખાતું હતું. મીનારાપર જવાની બધી મલી ૩૬૦ સીડીઓ છે તેમાની છેક મથાળા પરની ૯૩ લાકડાંની છે, બાકીની સઘળી એક "કોર્કસ્ક્રુ"ની માફક પથ્થરની બાંધેલી છે. એ દેવળ સીવાય અત્રે બીજુ કાંઈ જોવા લાયક ન હોવાથી અત્રેનો "એરીના" (Arena) જે ગોધાઓની લડાઇ રમવવા સારૂં બાંધેલો છે, તે જોઇ આવ્યા હતા એ જો કે નાનો કહેવાય છે તોબી તેમાં મોલ હજાર માણસો એમી તમાસો જોઇ સેકેછે

જગ્યા છે. તે જોઇને પાછા હોટલમાં ૧૨ વાગે આવીને સ્ટેશનપરથી ૧। વાગે આગગાડીમાં ગ્રેનેડા જવા નીકળ્યા હતા. તે રાતના ૮॥ વાગે ત્યાં જઇ પુગા હતા પેહેલો રેલવેનો રસ્તો જાણે નારંગી લીંબુ, દાડમડી ઇત્યાદીના બાગમાંથી જતા હોઇએ તેનો હતો એ પ્રમાણે જ્યાં સુધી નજર પુગે ત્યા લગી બધી બાજુએ પાહાડો સુધી ઝાડો ગેપેલા હતા, અને તેની નીચે અનાજ વાવેલો હોવાથી તેની લીલોતરી તથા ઝાડોપરના ફળો તેમાં "સાઇતરન" જાતના પીળા લીંબુઓથી જાણે ઝાડો નમી પડતાં હતાં. ડાંખલીઓપરની લાલ રંગની નારંગીના કોઇ ઝાડોપરનાં લાલ તથા સફેદ ફુલો, તથા ફરતા આસપાસના પાહાડોથી દેખાવ ઘણો સરસ એક બાગના જેવો લાગતો હતો આ દેખાવ જોકે ઘણો મનોરંજક હતો તોપણ ઇટાલીના જેવા તેમાં "આર્ટનો ટેસ્ટ" ન હોવાથી તેના જેવો ખુબસુરત ગલીગાઓના જેવો નહી લાગતો હતો. એ મુજબ આસરે ૩૫ મૈલ સુધી જોતા ગયા હતા. તેને Andalucia Bajee's plains કરી કહે છે ને એના જેટલા થોડાજ દુનીયામાં નારંગી તથા લીંબુનાં "Groves" હશે કરી કહેવાય છે એ છોડયુ કે પછી એકદમ મોટા મોટા પાહાડો આવે છે, જે જાણે ગંજાવર દેવાલો બાંધી લીધી હોય તેમ સીધા ઉભા નીકળી આવેલા છે. તેની ઉપર એક ઝાડનું તણખલું પણ દીસતું નથી, પણ વચ્ચેથી સલંગ ફાટી જઇને તેની નીચાણમાથી પાણીના નાળાંઓ વહેછે તે ઘણાં જોવાલાયક છે તથા પાહાડના પથ્થરો પાણીથી ધોવાઇને પોચા થવાથી તરેહ તરેહના અણીદાર તથા થાંભલાઓ જેવા લટકતા આકારો પડી રહ્યા છે એ પાહાડોમાં ૧૨ મોટી તનલો સઘળી મળી આસરે ત્રણ મૈલની લંબાઇની કોતરેલી છે તથા એ પાહાડોની વચમાની પાણીનાં નાળાવાલી ખીણો સારૂ ૬ મોટા પુલો બાંધેલા છે. એ પાહાડી ભાગ જેમ ખડાલાનો ઘાટ પસાર કરીયે છીયે તેમ કીધો કે પાછા મોટા પાહાડોપરનાં મેદાનો આવે છે જે ઉપર પાછી ખેતીવાડી તથા નારગીને બદલે હવે (Olives) "ઓલીવસ"નાં ઝાડો આવે છે, જે પણ નજર કરીયે ત્યાં સુધી ડુગરો તથા પાહાડોપર સીધાં નજર પડે છે ને અમો ગ્રેનેડા પુગા ત્યાં સુધી એજ પ્રમાણે આખો વખ્ત

દેખાયા કીધું હતું, પણ એન્ડે લુશીયાના ડુંગરો આએ જગ્યાના ડુંગરો આગળ નાના લાગતા હતા. આએ બાજુના ડુગરોની પાછળથી પાહાડના પાહાડો એક પછી એક ઊંચા દીસતા હતા ને જેમ ગ્રેનેડાની નજદીક આવતા ગયા તેમ સ્પેનનો સૌથી ઊંચો પાહાડ "સીરા નીવેડા" વધુ દીસવા લાગ્યો હતો ને રાતના સાત વાગા પછી ચાંદરણું પુનમના ચાંદ જેવું પડતુ હતું તેથી તેના મથાળાપરનું બરફ ઘણું સરસ સફેદ તથા ચળકતું દીસ્તું હતુ. અમો ગ્રેનેડા પુગ્યા પછી વળી સ્પેન દેશની ધીમી ચાલનો બીજો એક દાખલો મળ્યો હતો. પેહલાં તો આગની ગાડી ભાયગે દર કલાકના ૧૩ મૈલ જતી હતી ને સ્ટેશનો ઉપર જોકે કાંઈ કામકાજ નહી તોબી ગાડી થોભાવી ગાર્ડો તથા એનજીન ડ્રાઈવરો વાત કરતા હતા ને બબ્બે વખ્ત બધાં સ્ટેશનો પર ગાડી ચલાવાના ઘટો વાગતા તોપણ આસ્તે રહીને તેઓ ઉઠતા ને ગાર્ડો તોબી બેસી રહેતા હતા ને છેક ગાડી ચાલી રહી કે ઉપર બેસતા હતા. હવે એ ગાડી તો મેલ ટ્રેન હતી ત્યારે સાધારણ ટ્રેન કેવી ધીમી ચાલતી હશે? "મેલાગા"થી "ઓરડીનરી ટ્રેન" સવારના સાત વાગે નીકળે છે તે સાજના ૪॥ વાગે ગ્રેનેડા પુગે છે તે મુજબ અમારી મેલ ટ્રેનથી બીજા બે કલાક વધારે લાગેછે. અમો ગ્રેનેડા સ્ટેશન પર ઉતર્યા ને ઘોડાની ગાડીમાં સામાન મુકી હોટલમાં જવા બેઠા તેટલાં સ્ટેશન પરથી માણસો દોડી આવ્યા ને સાથે સોલજરો હતા તેઓએ અમારો સામાન પાછો કસટમની જકાત સારૂં તપાસવા માગ્યો. અમોએ ઘણાબી સમજાવ્યા કે, "અમો તો "મલાગા" જે સ્પેનનું દેશ છે ત્યાથી આવ્યા ત્યારે જકાત શાની લેવાની હોય ને અમારા કોથળાઓ તો "મલાગા"નાં કસટમહાઉસમા તપાસેલા છે ત્યારે પાછા શેના જોવા માગો છો?" પણ અમારૂ કાંઇ ચાલ્યું નહી ને કોથળાઓ ગાડીમાંથી પાછા ઉતારીને એક ઓરડામાં લઇ ગયા. જ્યા વળી તરત તપાસવાને બદલે અમોને અર્ધો કલાક નજદીક થોભવું પડ્યું કારણકે તપાસનાર અમલદાર આવવાનો હતો આખરે તેઓ આવ્યા ત્યારે તપાસ્યા વગર તે અમોને પાછા લઇ જવા દીધા હતા એવુ સઘળુ બધે અધેર દીસે છે અમો તો ધારતા હતા કે રશીયાના જેવો જાપતો બીજે કોઘે નહી હશે, પણ સ્પેને તો

તેને એક હોરે બેસાડી દીધું ને વળી ત્યાં નાખી જાયના રાખી તરત માલ તપાસતા હોય તો પણ આખીરમે મીઠે સામને આવતા તેથી વખત ઘણો ખોવો પડવાથી મીઠું ગેરવણો ?? જાય છે. તેના દાખલા તરીકે અમો મલાગા બપોરના એક વાગે પોહચવાનું મારથી તેજ દીને વખત હોવાથી તે ગામ જોઈને બીજે દીને સવારના ત્યાંથી "ગ્રેનેડા" જવાના હતા પણ આગગાડી લાગું છે તેમ એક ગાંજ પડી ગઈ તેથી જઈ શક્યા નહી ને મલાગને બદલે બપોરના આગગાડીમાં ગ્રેનેડા ગયા હતા જ્યાં પણ ૪ વાગે પોહોંચી જમ પણ જોઈ શકતે. પણ આવી ચાલથી સઘળું તે ઊંધું વળી ગયું હતું. અમો નોર્ધીગટન ઈરવીંગ નામનાં હોટલમાં ગ્રેનેડામાં ઉતારો લીધો હતો જે અત્રેનાં વખણાયલા આલહમબ્રાના મહેલની પડોશમાં આવેલ છે. એ હોટલમાં રોજ એક માણસ દીઠ વીસ (પીસેતાસ) ચાર્જ લીએ છે જે આશરે ૧૬ શીલીંગ થવા જાય છે. "મલાગા" શેહેર અમોએ જોયું તે તેની રૂતુ બાબે આખા યુરોપમાં સરસ ગણાય છે. ત્યાં નથી બહુ ઠંડી કે ઘણી ગરમી ને તેને લીધે ઘણા આજારી ઈગ્રેજો આવેલા હતા ખાવા શીયાળાની રૂતુમાં આવી રહે છે. તેમાં દાકન, ખગાબ તનુકની ખાશી ઇત્યાદીના દરદીઓને સારૂં કરે છે આ શેહેરમા સેરડીનો પાક પણ થોડી ઠંડીને લીધે ઘણો મોટો થાય છે ને શાકર બનાવવાના કારખાનાઓ છે તેમજ સુકી દરાખ (Muscatel Raisins) કાળી મોટી જાતની જે દાબડાઓમાં મુંબઇ આવે છે તેનો તથા ઓલીવસના તેલનો તથા બીજો મોટો વેપાર એ શેહેર બીજા દેશો સાથે કરે છે. તેમા મુખ્ય અમેરીકા સાથે કહેવાય છે સ્પેનીશ લોકોનો દેખાવ ઘણો ખરો ફ્રેંચ તથા ઈટાલીયનોને મળતો આવે છે ને પોશાક પણ તેવોજ પેહેરે છે પણ ઓરત લોકો એક જાતનો કપડાંનો ઝીણી વણતનો કટકો માથાના ચોટલા પરથી પાછળ લટકતો રાખે છે જેને "મેનતીલા" કરીને કહેછે.

**તા૦ ૭મી મે**—આજે સવારના ઠંડી ઘણી સારી લાગતી હતી અને પારો ૫૮ ડીગરીપર હતો આસરે સવાસાત વાગે અમો અત્રેનો (ગ્રેનેડાનો) વખણાયલો આલહમબ્રા જે અમારા હોટલની નજદીકમાં છે

તે જોવા ગયા હતા એ મેહેલ કીલ્લા જેવો મોટો લાલ પથ્થરનો બહારથી બાંધેલોછે તેથી તેનું નામ મુર લોકોએ અલહામરા એટલે લાલ કરી રાખ્યું હતું એ મેહેલ એક ટેકડી ઉપર દરીયાની સપાટીથી આસરે ૨૦૦૦ ફીટ અને ગ્રેનેડા શેહેરથી આસરે ૩૦૦ ફીટ ઊંચાઇએ આવેલોછે એ મેહેલ ઇબ્ન અલ આહ્-મર નામના મુર લોકોના રાજાએ બાંધવાનો સને ૧૨૪૮માં શરૂ કીધો હતો તે તેનાં "મોટોસ" જે જગે જગે કોતરેલા છે (વીખા ગાલીબા-ઇલિ અલ્લા એટલે ખોદા સીવાય બીજો કોઇ જીતનાર નથી, There is no conqueror but Alla) તે ઉપરથી માલમ પડેછે. એ મોટો એને લેવાનું કારણ એવું છે જે જ્યારે એ પાદશાહ શેવીલ ગામ જીતીને પાછો ફર્યો ત્યારે એની રૈયતે એને ગાલીબ (યાને ફતેહમંદ જીતનાર) કરીને બોલાવ્યો ત્યારે એણે ઉપલા મોટોવાલો જવાબ દીધો કે ખોદા સીવાય બીજો કોઇ ફતેહમંદ નથી અને જયારે મુર લોકો લડાઈપર જતા ત્યારે એ બોલ હમેશાં War Cry દાખલ પોકારતા હતા. એ પાદશાહની પછી એના વારસો તે વધારતા તથા શણગારતા ગયા તે અહીયા સુધી કે પરીઆઓના મેહેલો જેમ અરેબીયન નાઇ-ટસમાં લખેછે તેવો બનાવી દીધો હતો, પણ જયારથી એ ગ્રેનેડા શેહેર પાછુ ખ્રીસ્તીઓના હસ્તક આવ્યું ત્યારથી તે પડતી હાલતમાં આવવા લાગ્યો અને ખ્રીસ્તી પાદશાહોએ તેને ખરાબ કરી તેમા જુદા જુદા ઓરડાઓ તથા બીજા ભાગો ઉમેર્યા હતા જેથી તેની રોણક ઘણી ઘટી ગઈ હતી અને ત્યાર પછી તો તેની કોઇએ દરકાર નહી કીધાથી ઘણી ખરાબ હાલતમા આવતો ગયા છતા હજીપણ તે જોવા લાયક રહ્યોછે, એનો બાહારનો દેખાવ લાલ પથ્થરનો એક ઊંચો કિલ્લો બાંધ્યો હોય તેવો લાગેછે, કારણકે બાહારની બાજુ ઉપર બારી બારણાં રાખ્યાં નથી, પણ સઘળું અંદરથી નકશીઓ, થાંભલાઓ, તરેહ તરેહની સીલીગો, રંગ તથા ગીલીટથી ભરી નાખેલી દેવાલો, દેવાનાઓ, સંગેમરમરના ચોકો ઈત્યાદીથી એવું સરસ શણગારેલું છે કે તેવા શણગારવાળો બીજો કોઈ મેહેલ જવલ્લેજ બીજી ગમ દુનીયાનાં કેધે હશે. પેહેલાં અમો એક ચોક જેને સીંહવાલો કોર્ટનું નામ

આપેલું છે ત્યાં ગયા. આ ચોક લગ્ન ગોરમ છે તેને ફરતા સગે-મરમરના થાભલાઓ ઉપર નકશીના આરકાઓ કરી તે શોભલા તથા દેવાલની વચમાં ચારે બાજુ ઉપર ફરવાની જગા રાખેલી છે તે એટલે સુધી કે બધી આખી દેવાલ પણ નકશીથી ભરી નાખીછે એ નકશીઓ તરેહ તરેહની ગણીતના સવાલો (મેથેમેટીકલ પ્રોબ્લેમની) બનાવી છે અને તેની વચમાં તથા બાજુની સઘળી કીનારીઓ ઉપર કોરાનમાંથી તથા બીજી ખોદાને લગતી બીનાઓ કોતરેલી છે એ સઘળું કોતર-કામ (Stucco Work) પ્લાસ્ટરનું ઉપસાવેલું બનાવેલું છે એની ઉપર અસલ રંગ તથા ગીલીટ કીધી હશે તેનો થોડો ભાગ ભુંસાઈ ગયો હજી દીસે છે. એ ચોકની વચમાં એક ફુવારો ૧૨ સીહો ઉપર બાંધેલોછે તેથી તેને કોર્ટ ઓવ ધી લાયન્સ કરી કહેછે. એ ચોકમાંથી આસપાસની નકશી એવી તો સરસ લાગતી હતી કે જાણે રૂપાની નકશીકામ હોય તેવી દીસતી હતી. એની એક બાજુ ઉપર નાનો ગુબજ છે તેની ઉપરના તથા બીજા ગુંબજો તથા છાપડાં પરનાં નળીયાં એનેમલના રંગીન હતાં જે સુરજને લીધે ચળકતાં હતા એ ચોકમાંથી એકદમ જનાનખાનાના ઓરડામા ગયા હતા જ્યા વચમાં સંગેમરમરનો એક નાનો ફુવારો હતો. કહેછે કે મુર લોકોના એક પાદશાહની રાણી કોઈ સાથે નાહસી ગઈ તેથી તેને પોતાના અમીરો ઉપર શક જવાથી તેઓમાનાં ૩૧ જણાને એ ફુવારા પર ગરદન મરાવ્યા હતા જેઓનું લોહી તેમાં પડવાથી હજી તેના ડાઘ રહેલા દેખાડેછે જે જોકે જરા ઘેરા લાલ જેવા દીસેછે તોપણ અમો નથી ધારતા કે લોહીના દાઘ હજી રહી ગયા હોય. એ ઓરડાની બે બાજુપરના આરકાઓ જાણે રંગીન દાંતનાં બનાવેલાં હોય તેવાં તેની નકશી તથા રંગથી લગતાં હતાં અને ગુબજની અંદર (stalectite)ની માફક લટકતાં ઝુમરો હોય તેવી રીતે તરેહ તરેહની નકશીઓ કીધેલીછે. એ ઓર-ડાની દેવાલ ઉપર પણ નકશીઓ કીધેલી તથા કોરાનના તથા બીજા ખોદાને લગતા કલામો કોતરેલા હતા. એનું નામ (Hall ef Re-venge) એટલે વેરનો ઓરડો કરી રાખેલુંછે. એની સીલીંગપર મુર લોકોની લડાઈની વીગતો ચીતારેલીછે. ત્યાંથી હોલ ઓવ જસટીસ

(Hall of Justice)વાળા દીવાનખાનામાં ગયા તેનાં પેહેલાં આરકાં ઉપર બાહારથી નકશીમાં આરબી અક્ષરે લખેલુછે "આવો અંદર આવો, બીહોના. જો તમોને ઇનસાફ જોઇયે તો તે મળશે." આ હોલની સામી બાજુ ઉપર ત્રણ ઓરડા હારબંધ છે જેની સીલીંગપર "ઓઇલ પેનટીંગ" પાડેલી છે, તેમાં એકમાં દસ જણા એક ટેબલ ઉપર ગોળ કુંડાળામાં બેસાડેલા છે જેઓ ઇનસાફ કરતા હોય તેમ લાગેછે. તેમજ બીજા ગુંબજમા બંદીવાનો પાડેલાછે અને ત્રીજામાં ઇનસાફ લેવા આવનાર પાડેલાછે. એ તસ્વીરોની ઢપ, માણસો બેઠક, પોશાક તથા દેખાવ ઘોડા સુધાં જેમ આપણે જુનાં શાહનામામાં પાડેલાં જોઇએ છીયે તેને ઘણો ખરો મળતો આવેછે. એ જગ્યા આલામાલ રાજાએ બાંધી હશે તેથી તેનાં નામો નકશીમાં તથા ઢાલો પાડી તેની આડી લીટીઓમાં પાડેલાછે. ત્યાંથી બીજા જનાનખાનાના ઓરડામાં ગયા જેની ફરસબંદી ઘણી મોટી સગેમરમરની લાદીઓની બનાવીછે તેમાની બે ફુવારાની આસપાસ છે તે નજદીક ૧૩×૬ ફીટની હશે. એની પાસે મ્યુઝીયમ કીધુ છે, જ્યાં એ મેહેલની નકશીકામ ગુંબજોમાં શી રીતે બનાવતા હતા તે તેના મોલ્ડો ઉપરથી માલમ પડેછે. ધારવા મેલે પેહેલાં પ્લાસ્ટર પોચું કરી તેને ઉપરની બાજુએ લટકાવી એ મોલ્ડો જેમાં જોઇતી નકશીઓ (Stalectite જેવી) પાડેલી હોયછે તે દાબેછે એટલે તે નકશીનો આકાર પડી રહેછે. અહીયાં એક લોખંડની તીજોરી છે જેની કળ તેનાં આખાં ઢાકણા જેટલી મોટી જડેલી છે જે ઘણીજ ગુચવણભરેલી હતી જે ઉપરથી માલમ પડેછે કે આગળબી ચબના કરતા સરસ કળો બનાવી શકતા હતા. એક ચીની કામની મોટી બરણી છે જેમા કહેછે કે આગલ સોનાનો ભુકો હમેશ ભરી રાખતા હતા. એનો દેખાવ આપણી જુની અનાજ ભરવાની બરણીઓ (કોથાર) ને મળતો આવેછે નકશીકામ જડવાના ખીલાઓના મથાળા જાણે છત્રી ઉઘાડેલી હોય તેવા હતાં. એક મોટી કુંડી સારકોફેગસ (Sarcophagus)ને મળતી સગેમરમરની હતી જેની બાજુ ઉપર સીહના શેકાર કરતા પુતળાઓ પાડેલા છે. એ કુંડી નાહવાના તપ જેટલી મોટી એકજ પથ્થરમાંથી કોતરેલી

છે. આરીયા ફરડીનાન્ડ તથા ઈસાબેલા તેઓએ મુર લોકો પાસથી સ્પેન પાછું છતી લીધું હતું તેઓની તથા તેઓનો છોકરો ફીલીપ પેહેલો તથા તેની બાયડીની આરસ [illegible] પાડેલી શબીઓ મુકેલીછે એ પછી પાદશાહ રાણીના ઓરડામા ગયા હતા એ ઓરડાની ઉપર ચાર બાજુએ ગેલેરી કીધીછે અને તેની વચમા ખુલ્લા ચોકમાં સંગેમરમરનો ફુવારો કીધોછે તથા તેની બે બાજુ પર બે નાના ઓરડા રાખેલા છે જેમા બીછાનાં કરી તેઓ સુતા હતા એ ઓરડાનું નકસીકામ, ગીલીટ સઘળું ઘણુંજ સરસ છે એની જમીનની ફરસબંદી જાણે ગલીચો હોય તેવી સરસ રંગની પથ્થરની કીધેલી છે. અહીંથી અમે ચાર્લસ (સ્પેનીશમા કારલોસ કહેછે તે જરમનીનો શેહેનશાહ તથા સ્પેનનો રાજા હતો) પાદશાહના જમાનાના ઓરડામા ગયા હતા એ જગ્યા બીજા ભાગોના જેવી નકશી તથા ગીલીટની બનેલી હતી, પણ એ શેહેનશાહે તે સઘળું કાહાડી નાખીને ઓરડાની ભીંતોમા તેમાં પોતાના નામો કોતરેલી લાકડાની નકશીની ડાળો પાડેલી હતી એ ઓરડામાથી અસલના સઘળાં નકશીકામ કાહાડી નાખવાથી હમણાના લોકો ઘણાજ કચવાય છે કે આવું હલકું કામ અસલી કામ કાહાડીને ખામખા કીધું.

અહીયાથી રાણી ઇસાબેલા (ફરડીનાન્ડની બાયડી)ના કપડા પેહેરવાના ઓરડામાં ગયા જ્યાં દેવાલ ઉપર પોમપીઆઇના તથા બનદર અને વાહનના હાથના ચીતારો પાડેલા છે. એ જગ્યાની ગેલેરી ઉપરથી ગ્રેનેડા શેહેરનો તથા તેની આસપાસના બાગો તથા ખેતરોનો તથા સર્વેથી દુર આસરે વીસ મૈલ ઉપર સીરા નેવેડાના બરફથી ભરેલા પાહાડો દીસ્તા હતા જે ઘણા સરસ લાગે છે, અને એ પાહાડો જોકે અહીથી ૯૦૦૦ ફીટને આસરે ઊંચા હશે તોબી તેની ટોચ જાણે આપણી બરાબર હોય તેમ દીસ્તી હતી. પાદશાહ રાણીનાં ઓરડાની પાછળથી એના હમામખાના છે જ્યાં પથ્થરની સંગેમરમરની ટાકીઓ એક બાજુપર બાંધેલી છે ને નીચેથી તેના ઓરડામાં બાફ આવવાના તથા બાજુ પરથી ગરમ તથા ઠંડા પાણીના

નલો તથા સુગંધી બાલી તેનો ધુમાડો આવવાના જમીનમાં છેડો કીધેલા છે. એ પ્રમાણે બીજા ઓરડાઓમાં નકશી, ગીલીટ તથા રંગથી ચીકાર ભરેલી દેવાલ, સીલીંગો, આરકાંઓ, બારીઓ બધી ગમ જગેજગ દીસતું હતું, અને જ્યારે તે પુર જોરમાં હશે ત્યારે તેનો દેખાવ ખરેખર જોવાલાયક હશે અહીયાંથી એક ચોક મુકીને એક મીનારો છે જ્યાં એક ઘંટ ટાંગી મુકેલો છે જે રાતનાં દર પાચ મીનીટે આખી રાત દરરોજ માણસો રાખેલાં છે તેઓ હજી વગાડયા કરે છે. તેનું કારણ એમ કહેછે કે ખેતીવાડી સારૂ પાણીની કનાલોને ઉઘાડ મુક કરવા સારૂં એ ઘટ વજાડી તે ઉઘાડનારને સાવચેત રાખે છે. એ મુજબ આખી રાત એ ઘટ વજાડયાજ કરેછે. ત્યાંના બાગમાથી પસાર થયા કે એક નવી જાતનું ઝાડ અમોએ જોયું હતું. જે, મુબઇમા દેહેડાંઓમાં સફેદ રગના ચપાનાં ફુલ એક જાતના ચહડાવે છે તેના ઝાડને તેની તદન વગર પાદડાંની ડાળીઓથી દેખાવમાં મળતું આવે છે, પણ ચંપાનાં ફુલો જે છુટાં છુટાં ઊગેછે તેને બદલે આએ ઝાડની સલંગ ડાળીઓ એનાં ઘણાં સરસ લાલ ફુલોથી ભરાઈ હતી. એવું ઝાડ અમોએ કેથે દીઠું નથી ને તેનું નામ પણ અમોને કોઇએ કહ્યું હતું નહીં. તે બાગમાંથી દરવાજાપર ગયા જ્યાં એકગમ મથાળે મોટી કુચી પાડેલી છે અને બીજી બાજુ પર અદર પેસતાં દરવાજાને મથાળે ખોલ્લા હાથનો પોહોંચો પાડેલો છે, એ દરવાજાને રસ્તે જયારે ખ્રીસ્તીઓએ એ શેહેર જીત્યું ત્યારે દાખલ થયા હતા અને મુર લોકો (મુસલમાનો) એના બીજે દરવાજેથી એ મેહેલ તથા શેહેર છોડી ગયા હતા જે છેલ્લો દરવાજો અવર ગણીને ચીની લીધેલો છે કે કોઇ એ રસ્તે આવજાવ નહીં કરે એ આલહમબ્રાના મેહેલની જેટલી અમો તારીફ લખીએ તેટલી થોડી છે અને તેની અદરની નકશીઓ, કોતરકામ, આરકાઓ, સીલીગો વગેરેનું બ્યાન કરવાને અમો તદન અશકત છીયે. ખરેખર પરીયાઓને રેહેવા લાયક એ મેહેલ છે એને જ્યારે શેહેનશાહ ચાર્લસ પાચમાએ દીઠો ત્યારે એ બોલ્યો કે, "ખરેખર એ માણસ કમનસીબ હોવો જોઇયે કે જેણે આવો મેહેલ ખોયો." તે ઉપરથી માલમ પડશે કે

તે કેવો સરસ હોવો જોઈએ. કારણ કે એ મોરીસ પાદશાહો માટે મોટા મેહેલો તથા દેવળો બાંધેલા છે તે આગલા જમાનામાં વખણાયલા છે જ્યારે એ ઘણાઓએ તેની આટલી તારીફ કીધી ત્યારે એ આલહમબ્રા કેવો હોવો જોઈએ તેનો વિચાર કરજો. એ મોહેમદશાહે પોતાના નામને વાસ્તે એ આલહમબ્રાની પડોસમાં એક મેહેલ બાંધવાનો શરૂ કીધો હતો પણ હજુ તે અધુરો રહી ગયો છે. આગલા મુસલમાન લોકો કેહવા હુશીઆર હોવા જોઈએ તે એવા મેહેલો ઉપરથી માલમ પડે છે. યુરોપના હમણાના તથા આગળના લોકો તેની ઘણીજ તારીફ કરે છે. એ મેહેલની દેવાલો તથા બારણાના નકશાઓમા જે બારીક કલાઓ કોતરેલા છે તેની ઘણી તારીફલાયક છે એ કલાઓમા આરબી અક્ષરો ત્રણ રીતના લખેલા છે જે એવી તો રીતે ગોઠવેલા છે કે આસપાસનાં ફુલો તથા બીજી નકશીઓની અંદર મળી તેઓને શોભા આપે છે. એ મેહેલ એક મોટા બાગ અથવા પાર્કની વચમા આવેલો છે જે પાર્કમા ઘણા ઉંચા ને શીધા ઝાડો એટલાતો ગીચ ઉગેલાં છે કે સુરજનાં કીરણ વરીક હેઠળ પડવા દેતાં નથી એમા જગેજગ ફુવારા તથા રસ્તાઓ તથા બેઠકો ભરપુર છે એ જોઈને અમો ઈહાનુ વખણાયલુ દેવળ જોવા ગયા હતા એ દેવળ સને ૧૫૨૯મા બાંધ્યું હતું. પેહેલા એની પડોસમા La Capilla Real પાદશાહી દેવળ જોવા ગયા હતા. એ દેવળની અડાઅડ પણ છુટું બાંધેલું છે. એ દેવળને ઘણું સરસ શણગારેલુ છે. એમાં ફરડીનાન્ડ તથા ઇસાબેલા (મુર લોકોને જીતનાર તથા સ્પેનના ત્યાર પછીના પેહેલા રાજા રાણી) ની ઘોરો છે જે એકએકની અડોઅડ જાણે પાસેપાસે સુતેલાં હોય તેમ તેઓનાં આખાં કદના સુતેલાં પુતળાંની બનાવેલી છે ને તેનીજ પાસે તેજ ઉંચી જગા ઉપર એઓના છોકરા ફીલીપ પેહેલા તથા તેની રાણીની એવીજ ઘોરો છે. એ ઘોરોને દેવળથી એક ગજાવર પડદાથી છુટી પાડી છે. એ પડદો તદન હાથના ટીપેલાં લોખંડનો બનાવેલો છે તેમા એ લોકોના પવીત્ર પુરૂષોના ઘણાં પુતળાઓ કોતરેલા છે જેને બેઉ ગમથી જોતાં મોહોડાં જાણે સામાજ ઉભા હોય તેમ દીસે છે એ પડદો ઓછામાં ઓછો ૫૦ ફીટ ઉંચો

હશે. પાદશાહ રાણીઓની ઘોર સંગેમરમરના એક મોટા તખ્ત ઉપર મુકેલી છે, જે ઉપર તથા ઘોરો ઉપર ઘણાં પુતળાંઓ અલગ કોતરેલાં ઘણાંજ સરસ અને જોવાલાયક છે. જાણે છુટાં છુટાં ગોઠવ્યાં હોય તેમ દીસે છે, પણ એકજ પથ્થરમાંથી કોરેલાં છે. એ પુતળાંઓ ઉપ્રાંત એની ઉપર મુર લોકો સાથની એઓની લડાઈનાં ચીત્રો પણ કોતરેલાં છે. એ તખ્તની હેઠલ ભોંયરૂં છે ત્યાં ઓરડો કરી ઉપરનાં સારકોફેગસની બરાબર હેઠલ એ રાજા રાણીઓનાં મુડદાંની પેટીઓ જેમ અસલ મુકેલી છે તેમજ હમણાં સુધી રાખેલી આપણને દેખાડે છે રાજા ફરડીનાન્ડની પેટી ઉપર F અને ઈસાબેલાની પેટી ઉપર Isa કરીને કોતરવા સીવાય બીજી કસી નકશી નથી. એ પેટીઓ બાહારથી લોખડનાં ચાંપરાંથી બંધ કરી લીધેલી છે. એઓને જોઇને આપણને વિચાર આવે છે કે મુર લોકો સાથે પોતાની જીદગીનો મોટો ભાગ એ બન્ને રાજા રાણીએ લડાઈઓ કરી આખું સ્પેન દેશ જીત્યું ને આખર એક નાનાં ઓરડામા પડેલાં છે. ફરડીનાન્ડ સને ૧૫૧૬ માં અને ઇસાબેલા સને ૧૫૦૪ માં ગુજર્યા હતાં. એઓની પાસે એઓનો છોકરો ફીલીપ પેહેલો તથા તેની રાણીની કફનો છે અને દેવાલમાં અભરાઇ ઉપર તેઓનાં એક છોકરાંનુ કફન છે તે સીવાય બીજું કશું નથી. એ ઘોરોની સાંમેનાં "આલટરને" લાકડાની ઘણી સરસ નકશી તેમાં અલગ પુતળાઓ સાથની કોતરેલીની છે તેની બેઉ બાજુપર ફરડીનાન્ડ તથા ઈસાબેલાનાં આખાં કદનાં પુતળાંઓ ગુઠણ મડીએ પડેલાં પાડેલા છે જેને વાસ્તે કહે છે કે તેઓ ઘણાંજ આબાદ તેઓને મળતાં આવે છે એ "આલટર" ઉપર મુર લોકોની લડાઇ તેઓ જીત્યા તથા જધ્ધાબધ તેઓને વટલાવી ખ્રીસ્તી કીધા તે કોતરેલા છે જેમાં મેહડો મોહોડાં તથા આકારો દીસે છે આલહમ્બ્રા જ્યારે જીત્યો ત્યારે રાણી ઇસાબેલાને ફરડીનાન્ડની તથા કારડીનલ મેનડોનાની વચમાં તરનડો જણાને ઘોડાપર બેઠેલા પાડેલા છે તેમા એ પાદરીનુ ચીમબાઈ ગયલું મોહોડું પાદશાહ રાણીના ખુબસુરતી ભરેલા મોહોડાં સાથ [illegible] કરતા સારૂ દેખાય છે એ પાદશાહ હાથ [illegible] કરીને

સુર લોકોનાં રાજેના છેલા બાદશાહ બોઆબદીલ (Boabdill) પાસેથી કાઈ લેતો પાડેલો છે અને તેની પાસના બોમ્બેનો મેજરવાનો (Knights) ઈસ્થારી પકડેલા ને દરવાજામાંથી ખ્રીસ્તી બાદશાહો બાગેની હાથમાં નીકળતા દીસે છે તેઓને એ રાજા રાણીએ સોંપ્યાં હતા. એ સઘળું કોતરકામ ઘણું સરસ છે. એનમાં એની બાજાથી થોડા કોતરકામ કરતા હશે એમ કહેવાય છે. એ ચેપલની પાસે એક ઓરડામાં (જેને સેક્રીસ્ટી કહી કહે છે) એ રાજા રાણીના તાજ તથા રાજાની તલવાર જે લઈને તે ગ્રેનેડામા દાખલ થયા હતો તે. રૂપાના તાજો તથા રૂપાનો નાનો "આલટર" જે હમેશા તેઓ સાથે રાખતા હતા તે તથા રાણીની ભણવાની ચોપડી જે સને ૧૪૯૬મા હાથીઓકો કહેલેમે લખી હતી જેના ૬૫૦ પાના છે તેના પાને ૩૧૩ મે ... 'ફુગી-ફ્રાઇ" કીધો તેનુ ગીત જે નકુ તારીફ લાકનું તે વખત પાડેલુ કહેવાય છે. તે સઘળું દેખાડવા મુકેલુ છે.

એ ચેપલની પડોસનાં ઓરડામા એક ચીજ જેમાં આલમેગયા નામનુ ખ્રીસ્તીઓની બંદગીને કાંઇ એન ડી લાશ-હસેનાશ (El de las-hazanas) નામનાં પેહેલવાને ગ્રેનેડાની લડાઇના ઘેરાની વખતે હીમતથી ગ્રેનેડામાં જઈ ત્યાંની મસજીદની દેવાલ ઉપર ચોટાડી તથા તેની આગળ મીનબતી બલતી મુકી આવ્યો હતો તે ચીતારેલું છે એ પેહેલવાન ઉપર રાજા એટલો તો એ કામથી ખુશી થયો હતો કે તેને મોટુ માન આપી પોતાને સારૂ તૈયાર કરાવેલા દાટવાના દેવળમાં બીજી ગમથી તે મરી ગયો ત્યારે દટાવ્યો હતો. એ ચેપલના બીજા સઘળા ચીત્રો ઘણાં જોવાલાયક છે તે જોઇને દેવળમા ગયા હતા. એ દેવળ ગંજાવર બાધેલુ છે તેનાં આરકાઓ ૧૯૦ ફીટ ઉચા છે તે ગુંબજની અંદરથી ઉચાઇ આપણે જોઈ શકીયે ત્યા સુધીની ૨૨૦ ફીટની છે. એની અંદરના થાંભલાઓ ચાર ચારના એક એકને અડડાવી એક બનાવેલા છે. એના ઉચા આલટર આગળ બન્ને બાજુએ ફરડીનાન્ડ તથા ઇસાબેલાનાં ગુઠણ મડીએ પાડેલાં પુતળાઓ મુકેલાં છે અને એડમ તથા ઈવનાં ઘણાં ગંજાવર ડોકાઓ Alonso Cano નામનાં ઉસ્તા-

દના હાથનાં તેની હેઠલ ચીતારેલાં છે. આ ચીતારાને હાથના બીજા ચીત્રો જે આ દેવળમાં છે તેમાંના સર્વેથી સરસ ૭ મોટા ચીત્રો ક્રાઇસ્ટની મા, વરજીન મેરીને લગતા એણે પાડેલાં છે. તેમાં nunciation, Conception, Nativity, Presentation, Visitation, Purification, and Ascension નાં છે. એ પાડનાર ઇહાંનો પાદરી હતો ને તેને અત્રેજ દાટેલો છે. એનાં બીજાં ઘણાં પુતળાંઓ તથા ચીત્રો એ દેવળમાં પાડેલાં છે તે જોવાલાયક છે ને એજ ધણીએ એ રાજા રાણીની ઘોરતું નકશીકામ સઘળું કીધું હતું. બધા થાંભલાની અંદર ત્રણ થરના ગોખલાઓ કીધેલા છે ને તેમાં પવીત્ર પુરૂષોનાં પુતળાઓ આખા કદના ગોઠવેલાં છે તેથી જાણે થાંભલાઓ પુતળાઓના બનાવેલા હોય તેવા લાગે છે અને "હાઇ આલટર" ઉપર બે ગયાલરી જેવા થાભલાઓપર થર કરી તેમાં ગજાવર સળીઓ મુકેલી છે. ઇહાંના દરવાજાની અંદર દાખલ થતાં જમણા હાથ ઉપર એક સગેમરમરના પુતળાંનુ આલટર સામી બાજુની દેવાલ ઉપર કોતરેલું છે તેમા કોઇ સેટ ૧૨ ફીટ ઉંચો પાડી તેની આસપાસ ફીરેસ્તાઇ છોકરાઓ પાડેલા છે અને તેની હેઠલ તે દેવોને જાણે આ દુનીયામાંથી દોજખમાં હાકી કાહાડતો હોય તેમ પાડેલા છે અને તે દેવો તેના પગની હેઠલ દોજખમાં પડેલા છે તેઓને જાનવરો, તથા શાંપો કરડે છે જેનાં દુખથી તેઓના મોહોડાં ઘણાં બીહામણાં થયલાં પાડેલાં છે, તે ઘણુજ જોવાલાયક છે ઊપરના ફીરેસ્તાઇ પુતળાના મોહોડા હસતાં અને સુખી હોય તેવાં પાડેલાં છે. વળી બાર દેશથી બે કોરીની મોટી બરણીઓ સોનું ભરીને એ દેવળ બાધવા સારૂ આવી હતી, તે પણ મુકેલી છે જેમાં ઘણી મોટી કીમતનું સોનું હોવું જોઇયે. એ પછી એની સાંમેજ સેટ ઓગસ્ટીનનું ચેપલ જોયું, જ્યાં સગેમરમરનું પુતળું ક્રાઇસ્ટને સુવેલો પાડેલુ છે તે પણ ઘણું જોવાલાયક છે. આલટર તદન રંગીન સગેમરમરના તથા બીજા પથ્થરોનું બનાવેલું છે જે મીરાનીવેડાનાં પાહાડપરથી મળે છે એ આલટરની ઉપર અહીયાની ઓરતોએ નાનના કરીને પોતાના બાલના ચોટલાઓ ગુંદેલા કાપીને ચહડાવેલા દીસે છે. બીજુ ચેપલ સેટ જીરોમનુ છે જેની દવી પથ્થરના નોકેક વરણી

પાડેલી અમોએ સ્પેનમા પેલેસ ડેપુટી જોયા જે નરી જાણે ઓઈલ પેનટીંગ હોય તેવી દીસતી હતી એ દેવળની બારીઓનો એ ઘણી મોટી ને સરસ છે જે ઉપર મ્યુઝીક માસ્તરોના પુતળાંઓ તથા બીજા આકારો એનેજ લગતા પાડેલા છે જે સઘળાને ગીલીટ ચાહડાવેલી છે, ને તેમાનાં એક પુતળાના મોહોડામા એક રણશીંગડું આપી તેના ખભા ઉપર એક ઘણું મોટું ગીલીટનું ફ્રીલ પીંછ સાગનું મુકેલું છે તે ઘણું શોભે છે એ દેવળ બધી રીતે જોવાલાયક છે ત્યાંથી અમો નીકળેલા કોર્ટ હાઉસ જોવા ગયા હતા તે ઇમારત ગોળકાર બાંધેલી છે ને તેમા એક મોટો ચોક (જેમ દેશીઓના ઘણા ઘર બંગલામાં છે) વાળી ફરતી ઈમારત આવેલી છે અમો ગયા ત્યારે કોર્ટ બપોરનું ટીફીન લેવા બંધ હતી અમો બારીસ્ટરોના ઓરડામા બેઠેલા ગયા જે લોકોનું કેતાબખાનું ઘણું સારૂં છે. તેઓ આપણા બેરીસ્ટરો માફક ઝભા પેહેરે છે પણ ટોપી ચાર ખુણા રોઝી ઉભી (મુંબઇના ફરંગી પાદરીઓ પેહેરે છે તેને મળતી) પેહેરે છે તેને માથે એક ફુમતું રાખે છે અમોને કોર્ટ ભરવાના ઓરડામા જતાં ત્યાંના બડેખા સીપાઈ (અહીયાના ઘણાખરા હલકા ઓધાવાળાઓ ઘણા મગરૂર રહે છે અને જાણે તેઓજ ગવરનર હોય તેવું ડોળ ઘાલે છે પણ સારા માણસો ઘણા સાદા અને નરમાશવાળા ખરા ગ્રહસ્થો છે) એ અટકાવ્યા અને ઘણુંએ સમજાવ્યું તોપણ ના પાડી પણ તેટલામા એક બારીસ્ટરે તે જોઇ પોતે આવી અમોને કોર્ટના સેશનસ રૂમમાં લઇ ગયો હતો. અહીયાં ત્રણ જડજો સાથે બેસી ઇનસાફ કરે છે. તેઓની ત્રણ સરખી ખુરસી ઊંચાણમાં મુકેલી છે એ જગા પર લખવાનો ખડીયો તથા રેજડાની (મુંબઈમાં મેહેતાઓ પીતળના વાપરે છે તેવા) અમોને તે બારીસ્ટરે દેખડાવી કે અસલ તે ફીલીપ બીજાની હતી તે અમો હાથમાં લઇને જોતા હતા તેટલા જડજ સાહેબો પોતાના ઓરડામાંથી આવી લાગ્યા જેઓ અમોને પોતાનો ખડીયો તપાસતાં જોઈ અજબ થઇને ગુસ્સો કરતા હોય તેમ ઉભા રહી ગયા, પણ અમારી સાથવાળા બારીસ્ટરે તેઓને કહ્યુ કે અમો હીંદુસ્તાનથી આવ્યા છીએ તેથી તરત નરમ પડી જઈ અમારી સાથે વાત કરવા પડી ગયા, અને અમો કલકતેથી આવ્યા છીયે કે

કરી પુછ્યું. અમોએ મુબઇનુ નામ દીધુ. પછી થોડીએક વાત અમારી સાથે (અમારો રાખેલો કુક કંપનીનો ભોમીયો સઘળુ તરજુમો કરી અમો બન્નને સમજાવતો હતો. એ ભોમીયો ઘણો હુશીયાર છે અને યુરોપની ઘણીખરી બોલીઓ જાણે છે તેથી અમોને બધી ગમ ઘણો કામ લાગતો હતો, એનું નામ મી૦ વાલનસ્તીન કરીને છે) કરીને તેઓ બેઠા હતા. એ કોર્ટ હાઉસ અત્રેના સૌથી મોટા મોહોલા Isabella Cathelic Street મા આવેલું છે અને તે મોહોલાનાં ઘણાખરાં ઘેરો મજાના છે તથા રસ્તા પણ પોહોળા છે અને વચમાં ફરવાનો બાગ બીજાં સ્પેનીશ શેહેરોની માફક રાખેલો છે. એવા બાગોને "આલમીડા" કરી કહે છે. અહીંથી અમો કારહુશીઅન પંઠના મંકસોનું દેવળ જોવા ગયા હતા, એને (Cartuja Convent) કારતુજા કોનવેન્ટને નામે ઓળખે છે. એનો બાહારનો દેખાવ ઘણો સાદો છે, પણ અંદરથી ઘણું જોવાલાયક છે. તેના વચલા ચોકની આસપાસ ફરતી ઘણી મોટી ગેલેરી છે જેપર એઓના Martyrs (એટલે ધર્મને માટે જીવ આપનાર પુરૂષો) ને લગતી વીગતો, તેઓને શી રીતે રીબાવીને દુશમનોએ મારેલા તે ચીતારેલા છે. એવાં નહી હશે તોબી પચાસ ઉપર મોટાં ચીત્રો આખી દેવાળની ઉચાઈમાં પાડેલાં છે. એના આલટરની જગ્યાનાં બારણા તથા સેક્રીસ્ત્રીની અંદરનાં બારણાંઓ, કબટો, ખાનાંઓ સઘળાં અબનુસ, હાથીદાત, સીપ, કચકડુ અને એવા બીજા ઉચા પદારથોના 'ઇનલેડ' કરીને બનાવેલા છે જેમ સુરતથી હાથીદાંત અને અબનુસ કામ આવે છે તેવા એ સઘળાં એક મઠવાસી હતો તેણે પાંત્રીસ વર્ષ મેહેનત કરીને બનાવેલાં છે તે ઘણાં જોવાલાયક છે. એનાં મોટાં આલટરની જગ્યા એક ગોળ ઓરડામાં છે જેની અંદર ચાર ખુણે મોટાં પુતળાંઓ મુકેલાં છે ને વચમાં Sacrement સારૂ ગુબજ છુટો જાણે થાભલા ઉપર એક ઉભો કરીને તેની વચમાંથી મીલીગમાં સાફજે બીજી ગુબજ રોકી પેટી ટાંગેલી હોય તેમ સઘળું રંગીન પથ્થરોનુ બનાવી મુકેલું છે મોટા ગુબજના થાભલાઓ વળ દીવેલા પેન્ટલાનાં જેવા કોતરેલા છે. એની મીલીગના ઘુમટ ઉપર ચીતાર પણ ઘણા સરસ પાડેલા છે, એ સેક્રેમેન્ટ રાખવાના ગુબજેના આકાર

ઈંદાનાં ઘણા ભાગ દેવળોમા જેરૂસલમના સોલોમનના દેવળના આકારનાં બનાવેલાં છે એ દેવળની સેક્રીસ્ટી (પાદરીઓનાં ભણતી વખતના પેહેરવાના કપડા રાખવાની જગાને સેકરીસ્ટી કહેછે) ઘણી જોવાલાયક છે તેનાં બારણા તથા કપડા રાખવાની કબાટો સઘળુ આગળ જણાવ્યું છે તેમ ઇનલેડ વર્કનુ આપણી બે બાજુઓ ભરીને છે. માંહાંના આલટર ઉપર બે મોટા એગેટ જાતના ઊંચા પથરો છે જેવા મોટા આજસુધી સ્પેનમાં મળ્યા નથી. એ દેવળ સઘળી રીતે જોવાલાયક છે ને આગળ એમા જવેરાત ઘણું હતુ, પણ તેને સીબાસતીયાનીએ લુટયુ હતું ને એમાનાં ઘણા સરસ ચીજો તે ઉપાડી લઇ ગયો હતો. એ મઠ તથા આશ્રમ ગ્રાંડ કેપટન ગોનઝાલો ડી કોરડોબાએ કારથીઉસીયન પંથના મઠવાસીઓને મોટી જગાઓ ભેટ આપીને આરંભ્યું હતું.

ઇહાથી અત્રેના શેહેરની બાહાર જીપસી લોકો રહે છે, તે થાણું જોવા ગયા હતા તેઓ ડુંગરની જગામા જાણે જાનવરો ખોહોમા રહેતાં હોય તેમ ડુંગરની બાજુઓ કોતરી નાના ઓરડા કરીને રહે છે. કોઈ કોઇ સુધરેલાં લોકોએ બારણાંઓ કીધેલાં છે પણ કોઈ તો બારણા પણ રાખતા નથી, ને જાણે ખોહોમાં રહેતા હોય તેમ ખાંચાઓ પાડી અંદરનો ભાગ કોતરીને રહે છે. એમાંના આસરે ૫૦૦૦ માણસો અત્રે રહે છે; એ લોકો ભટકતી જાતનાં છે ને કશો ધર્મ પાળતા નથી પણ બને છે ત્યાંસુધી ભીખ માંગીને અથવા ચોરીચપાટી કરીને રહે છે, ને કોઇ કોઇ પતરાંનાં વાસણો બનાવી દેશેદેશ જઈને વેચીને પાછા ઇહા પોતાનાં વતનમાં આવે છે. તેઓનો પોશાક ઘણી જાતના રંગનાં કપડાનો જાતજાતની રીતે પેહેરે છે. દેખાવે કોઇતો આપણા હીદુસ્તાનના દેશીઓ જેવા સામળા ઘટમમાં મળતા આવે છે. એ લોકોનો વડો જેને જીપસીનો રાજા કરી લોકો ઓળખે છે તેને અમે જોયો હતો, જે આબાદ ગોવાના ફરંગી થેબીયાવાળા પણ વગર મુછના આવે છે તેને મળતો હતો એ લોકો ગીતાર વજાડવામા ઘણા હુશીયાર ગણાય છે ને નાચ પણ હીદુસ્તાનની નાચની માફક હાથપગનાં ચેનચાળા કરીને કરેછે. તેઓ હાથ જોઇને આપણાં નસીબ પણ કેહેવાનો ઢોંગ કરે છે તે ઉપર વેહેમી ખ્રીસ્તીઓ ઘણે

વિશ્વાસ રાખે છે. એ ઉપલી જગ્યા શીવાય ગ્રેનેડામાં બીજું કશું જોવાલાયક નથી. ઈહાંના મોહોલાઓ અમોએ આગળ લખ્યા છે તે સીવાય સઘળા સાકડા છે. ઘેરો માફસરનાં બાંધેલાં છે ને ઢળાવોપર મોહોલાઓ હોવાથી કોઇપરજ ગાડી ઘોડા જઇ શકે છે ને જેઓ પૈ-સાવાળા હોય છે તેઓજ પોતાની ગાડીઓ રાખે છે ને ગરીબોને તો મોવશરના હોવાથી વાપરી શકતા નથી તેથી ભાડુતી ગાડીઓ જવલ્લેજ મળે છે. અમો બધે ઘણાખરા ચાલતાજ ફર્યા હતા ને ગાડી જયારે શોધીયે ત્યારે મળતી ન હતી. ફક્ત હોટલવાળાઓજ ભાડેની ગાડીએ' રાખે છે. ગ્રેનેડા શેહેર અસલ મુર લોકોના વખતમાં ઘણું વખણાલુ હતું ને તે વખ્તે એની વસ્તી પાંચ લાખ ઉપરની હતી. હમણાં તે સઘળી ધામધુમ પડી ભાગી છે ને આસરે પોણા લાખની વસ્તી તે પણ આલહમબ્રા લોકો જોવા આવેછે તેને લીધે તકેલી છે. એના મથાળાપર મોટા પાહાડો આવેલા હોવાથી ઇહાં પાણીના ઝરાઓ જગે-જગ ચાલતા દીસે છે. પાણી સારૂં કહેવાયછે, પણ બરફથી તે પીગળેલુ હોવાથી એમાં જોલાબ લાવવાની અસર કહે છે. એ પાણી લઇ આવવાના નલો ગટરોની ઉપર હોવાથી કોઇ વખ્તે પાણી ખરાબ થાય છે જેથી ગામમા મરકી વારાફરતી ફેલાય છે. તેને હમણા સુધારવા સારૂં પાણીના નલો ખસેડવા માડયા છે. એની બાજુપર એક નદી એ પાહાડોની વચમાં Darro દારો નામની આવેલી છે જેમાંથી સોનાની રેતી કોઇ વખ્તે મળે છે જે ઉપર ઘણાં માણસો પોતાનું ભાગું તુટું ગુજરાણ ચલાવે છે ઇંહાંની હવા ઘણી સારી ગણાય છે ને લોકો તંદરોસ્તી સારૂં તથા તેમાં ખસુસ કરીને આલહમબ્રા જોવા દર સાલ આવે છે જેમાં સ્પેનની બહારના ૪૦૦૦ જણા હોય છે.

**તા૦ ૮મી મે ૧૮૮૭ ને વાર રવી**—આજે સવારના કલાક ૫ાા વાગે આગગાડીમા બેસીને ગ્રેનેડા છોડયું હતુ તે કોરદોવા (Cordova) બપોરના બે વાગે પુગ્યા હતા જયાં હોટલ ડી સુઇસમા ઉતારો લીધો હતો. અમો ઇહાંનાં સ્ટેશન ઉપર ઉતર્યા અને સામાન [illegible] લીધો કે અમારી સાથવાળા સોનીયા મી૦ વુલનરટીનનો

કોથળો તે ધણીએ જોતાં ઉઘાડેલો માલમ પડ્યો. તેની એક બાજુથી જોર કરી (નાખેલો ગ્લેડસ્ટન બેગ હતો તેથી તેની જે ગમ સાંધ આવી છે તે ખસાડી અરધો ઉઘાડી શકાય છે) તેને જરા ખોલી તેમાંથી તેના રેશમી રૂમાલો, ફલાલીન, ગરમ ગંજીફા, ઇત્યાદી કાહાડી લીધેલુ માલમ પડ્યુ. તે બાબે સ્ટેશન માસ્તરને જણાવ્યું પણ તે કહેવા લાગ્યો કે કોણ જાણે ગાડીના ગાર્ડ વારાફરતી બદલાય છે તે કયા ગાર્ડે કાહાડી લીધુ તે માલમ પડતું નથી. બેગ તોલી જોતાં જીનેવામાં તોલી બ્રેકમાં મુકેલો તે કરતાં ત્રણ રતલ વજનમાં ઓછો નીકળ્યો એટલા કપડા ચોરાયલા હતા. એ બાબે તકરાર કીધા પછી બીગન નોંધાવી હોટલમાં ગયા હતા અમારા પોતાના ગ્લેડસ્ટન બેગને પણ વેલો કરી અંદરથી કપડા ખોલી નાખેલા અમોને પાછળથી માલમ પડ્યા હતા. પણ કાંઈ લીધેલું તેમાંથી દીસુ નહીં ને અમો ત્યાં રહી એ બાબે પોલીસમાં ઢંકેલા ખાઇએ, તેથી સઘળી વાત પડતી નાખવી પડી હતી. અમોએ ગાઇડ બુક (Murray's and Bradshaw's) મા વાંચ્યુ હતું કે એ પ્રમાણે લગેજમાંથી સામાન ઠંડે પેટે કાહાડી લીએ છે, પણ અમોએ તે પર કશો વિચાર કીધો નહી હતો અને આખરે તે વાત ખરી પડી હતી. અમોએ આજથી એક મોટા મજબુત પેતારામા બધા કોહળાઓ મુકીને તાળાં મારી દોરડાંએ મજબુત વીટાળી હવેથી બ્રેકમાં આપવાનો ઠેરાવ કીધો છે કે તેમાંથી કોઇ કાંઈ કાહાડી શકે નહી. અમોને હાથમાં વખ્ત હોવાથી અમો ત્રણ વાગે ઇંહાંનુ દેવળ (જે અસલ મસજીદ હતી તે) જોવા ગયા હતા રસ્તાઓ અમો ગયા તે ઘણા સાંકડા તથા વાંકાતીકા પથ્થરો બાહાર નીકળી આવેલા હતા. અમો અજબ થઇએ છીએ કે એવા રસ્તાઓ ઉપર ગાડી ઘોડા તથા માણસો કેમ આવજાવ કરી શકે છે? વચમે ગાડી એકજ જાય તેવો બાહાર નીકળી આવેલા પથ્થરના ગોતાવોનો રસ્તો છે જે ઉપર જો આપણે ચાલીયે તો ખાંચાખુચાને લીધે પગ અકરસી આવે છે તેની બેઉ બાજુ પર સાફ લાદી બે ફીટ પોહોળી ઊભીને ઊભી જડેલી છે તેપર માણસો પગે જાય છે, તે ઉપર જો જરા ઝડપથી ચાલીયે છીયે તો દબાવ તથા

પસાઇ ગયલી લાદીને લીધે પગ સરી જાય છે ને એક વખ્ત પગ સર્યો કે આપણે તે પાછો ઊંચકી શકતા નથી, પણ બીજોબી પગ સરીને આપણે ભોયપર બેસી જઈયે છીયે. એ મુજબ અમોને પોતાને પણ ખમવું પડયું હતું. ઘરો દેખાવે સારાં છે ને સૌથી સરસ તો એ છે કે નજદીક દરેક ઘેરના દરવાજામાં પેઠા કે સાંમા ખોલ્લા ચોકમાં નાનો બાગ આવે છે જેમાં આ વખ્તે ફુલોની રૂતુ હોવાથી કોઇ કોઇ તો આખા બાગો રંગીન ફુલોથી ભરી નાખ્યા હતા તેમાં ગોલાબના ફુલો ઘણા મોટાં નાની રકાબી જેટલા હતા તથા નારંગીઓના ઝાડોપર બહાર હોવાથી તેમાથી ઘણો સરસ સુગંધ પણ આવતો હતો. અમો પેહેલાં દેવળ જોવા ગયા હતા. એ દેવળની બાહારની દેવાલ જાણે કીલ્લો હોય તેવી મજબુત છે તથા દેખાવે પણ તેવીજ લાગે છે ને તેની બાંધણી મસજીદ તથા દેવળ ભેળસેળ હોય તેવી દીસે છે. એનો પેહેલો એક મોટો ચોક આવે છે તેને કોર્ટ ઓવ ઓરેનજીસ (આરેનજના ઝાડો છે તેથી) ને નામે ઓળખે છે. ઈહાં જેમ અમદાવાદમા મસજીદોની આસપાસ દેવાલમા ફરતો ઓટલો રાખી વચમાં ચોક રાખે છે તેવું દીસતું હતું. એ ચોકમા એક ફુવારો અસલ મુર લોકોને ભણુવા જવાની આગમચ પગ ધોવા સારૂ રાખેલો છે જ્યા પાણી નલોથી શીરા મેરીનાનાં પાહાડ ઉપરથી લાવેલુ છે એ કોર્ટયાર્ડ સને ૯૩૭માં સઇયેદ બીન ઇયાકીલ નામના અરેનાં તે વખ્તના પાદશાહે બાંધ્યો હતો. તેમાથી એ મસ-જીદરોકાં દેવળમા જવાય છે. અંદરનો દેખાવ જાણે એક મોટા થાભલાઓના જગલમાં હોઇયે તે પ્રમાણે હારબધ જાતજાતનાં રંગીન તથા ઊંચા પથ્થરોના થાભલાઓપર એકની ઉપર એક એમ બેવડાં આરકાઓ કીધેલાં હોવાથી દીસે છે એ બધા મળીને થાંભલાઓ અસલ ૧૨૦૦ હતા ને તેનું એકજ દીવાનખાનું બનેલુ હતુ પણ પાછળથી જ્યારે ખ્રીસ્તીઓએ કારડોવા સેંટ ફરડીનાન્ડ હસ્તક છીત્યુ ત્યારે એ મસજીદને દેવળ બનાવી દીધું. તેની વચમા એક મોટું ચેપલ તથા હાઇ આલટર બાંધી તે થાભલાઓનો દેખા

અગાડી નાખ્યો હતો ને તેથી ઘણા થાંભલાઓ ઓછા થઈ હમણાં ૧૦૯૬ બાકી રહ્યા છે એ થાંભલાઓનો મોટો ભાગ અસલના વખણાયલા જેનસ (Janus) ના દેહેરામાંથી લાવેલા છે ૧૧૫ થાંભલા ફ્રાંન્સના નાર્બોનસ તથા નારબોનથી. ૬૦ સ્પેનનાં સેવીલ, તથા તારાગોનાં શેહેરોમાંથી, ૧૪૦ કોનસ્ટેનટીનોપલના શેહેનશાહ લીઓએ મોકલ્યા હતા ને બાકીના આફ્રીકા ખંડમાં કારથેજના અને બીજા શેહેરોના દેહેડામાંથી લાવ્યા હતા. એથી કરીને થાંભલાઓ એક તરેહનાં બાંધ્યા નથી તથા કદમા પણ ઘણો ફેરફાર છે. કોઈ ઘણા ઊંચા હોવાથી તેનો મોટો ભાગ જમીનની અંદર ગારેલો છે ને બેહુ ઘણા ટુંકા હોવાથી તેનાં મથાળાંઓ (Corinthian Capitals) બેડોલ રીતે મોટાં કરી સરખાં કીધા છે. એ દેવળ અસલ ૭૧૧નાં સાલમા ખ્રીસ્તીઓનું બેસીલીકા (Basilica) નાને દેવળ હતું તે જ્યારે આરબોએ કોરડોવા છત્યું ત્યારે એ વર્ષમા તે તોડી પાડી ત્યા અબદુલ રેહેમાન સુલતાને પેહેલી મસજીદ બાંધવાની શરૂ કીધી હતી. તે તેના છોકરા હકીમ પેહેલાએ સને ૭૯૬મા પુરી કીધી હતી ને તેના થાંભલાઓ એકઠા કરવા તથા બાંધવા ઉપર ત્રણ લાખ સોનાના ડોબલાસ (doblas) ખરચ્યા હતા. એનું નામ (Zeca) ઝીકા કરી રાખ્યું હતુ તે એટલી તો પવીત્ર ગણાતી હતી કે દુન્યામાં ત્રણજ મસજીદો એની બરોબરી એ બાબે કરતી હતી અને તેમાં જેરૂસલમની મસજીદ અલ અકશાની બરોબરી અને મકાની કાબાથીજ ઉતરતી પદવી એને કાલીફોએ (જેઓને વાસ્તે એ કોરડોવા, સેવીલ તથા બીજાં સ્પેનનાં ગામો જીત્યા હતાં) આપી હતી. તેનુ કારણ એ કે ઇહાના મુસલમાનોને મક્કે હજ કરવા જવા બનતું ન હોવાથી તેને બદલે આ તરફના મુસલમાનોને એ મસજીદમા હજ કરવાનું ફરમાન આપ્યુ કે તેથી મક્કે ગયા બરાબરનુંજ સવાબ હાંસલ થશે અને તેનું નામ મક્કાને બદલે ઝીકા કરી આપ્યું હતું. એ મસજીદ પેહેલાં થોડા નેવ (Naves) ની બાંધી હતી, પણ પાછળથી બીજા સુલતાનો નેવ ઉમેરતા ગયા હતા જે જુદા જુદા ભાગો તેઓનાં તરેહ તરેહનાં થાંભલાઓથી હજી પીછાંણે છે. એ મસજીદ ૩૯૪ ફીટ લાંબી અને ૩૫૦ ફીટ પોહોળી છે. એમાં ૧૭

ફાર્લોંગ (થાંભલાઓની વચમેની જગ્યા લાંબી અને લાગી હોય છે તેને ફાર્લોંગ કહે છે) મસજીદની લંબાઇએ અને ૩૩ એલસ તેને આડકતરી રીતે પોહોળાઇએ બાધેલી છે તેથી તેનાં થાંભલાઓ સીધા તથા આડક-તરા ઉભા રહી જોઇયે છીયે તો બધી ગમથી સરખી હારને હાર લાગે છે અને તેઓ ઉપર એક આરકુ (દર બે થાભલાઓના મથાળે) મારી તેની ઉપર બીજું આરકુ મારેલુ છે જેનો દેખાવ દુરથી જાણે પરસ્પે-ક્ટીવ (perspective) મા જોઇયે છીયે તેવો મથાળેથી એકની અદર એક મુકેલો હોય તેમ એક નાકેથી દીસે છે. એ મસજીદને અસલ લાક-ડાંની સીલીંગ હતી તે પાછળથી પડી ગયાથી ખ્રીસ્તી પાદશાહોએ તેને બદલે ચુનાની બાધી એ મસજીદ બધી મળીને ચાર એકર જમીન રોકે છે. એને મુર પાસેથી જીત્યા પછી પાછું દેવળ બનાવ્યુ છે તે સારૂ વચમાંનો મોટો ભાગ હાઈ આલટરથી તથા કોયરથી રોકેલો છે અને હોલને ફરતાં સઘળે ચેપલો મોટા મોટા ઉમરાવોના ખાનદાનને દાટવાની જગ્યા દાખલ બાંધેલા છે જે પપ) ને આસરે છે એ ચેપલોમા કોઈ કોઇ ઘણાંજ સરસ સગેમરમરના રગીન પથ્થરોના બાધેલા છે અને તેમાં મરનારા લોકોની ઘોર જેવુ કરી તે ઉપર આખા કદના સગેમ-રમરના બે બાજુએથી પુતળાઓ મુકેલા છે તથા આલટરની જગ્યાઓ પર જાતજાતના એઓના (ખ્રીસ્તી) ધર્મને લગતા કોતરકામ કરેલા છે. એ કોતરકામો કાઇ જેવા તેવા અનર્થી સાદા નકશીના યા ફુલોના નહી પણ તેમા બાઇબલને લગતી વાતો દેખાડેલી છે તેથી નાના નાના આખાં પુતળાઓ એક પથ્થરમાથી બેથી પચીસ સુધીના અલગ ઉભા રેહેલાં યા બેઠેલાં, સુનેલા ઈત્યાદી રૂપના કોતરેલા છે જે આપણે જોઇયે ત્યારેજ આપણાં ધ્યાનમા આવે છે કે એક એવા આલટરના કોતરકામ ઉપર શું મેહેનત પડતી હશે અને કેટલો ખરચ થતો હશે એ ચેપ-લના મોટા ભાગની દેવાલ ચુનાના ફ્રેસ્કો કામથી ભરી નાખી આલહ-મ્બ્રાની નકશીઓની જાણે ઇહાં નકલ કીધેલી છે તેની સીલીંગોપર લાકડાંના ખાચાઓની જાતજાતની કોતરનીની તરેહાએ પાડેલી છે એ ચેપલમા સ્પેનના મોટા મોટા લોકો નોટી રકમો આપી જગ્યા લઇને ઘણાં મોટા ખરચે પોતાના ખાનદાનને દાટવાની કબરો બાંધેલી

છે. જ્યારે મુસલમાનો હારીને એ શેહેર છોડી ગયા ત્યારે પોતે બાંધી ગમ કીધેલી દેવાલની તથા સીસીઓની નકશીઓમાં ચુનો પુરી તે ઉપર પ્લાસ્ટરના પડ કરી સાદી દેવાલ હોય તેમ કરી ગયા હતા કે ખ્રીસ્તીઓ ને જોય તો આવું સરસ કામ જોવાથી વાસ્તે મસજીદને દેવળ બનાવી દીએ પણ હમણાં હમણાં નવી પડીગએ ગયા દેવાલનો એક ગમનો ભાગ કાંઇ કારણસર ભાંગી જતા તેમાંથી ઊપલી લખેલી નકશીઓ તથા ગીલીટોના કુમટો નીકળી આવ્યા હતા ને હમણાં સુધી તેનો મોટો ભાગ પ્લાસ્ટર પાછું ભાંગી કાહાડી ખોલ્યો કીધો છે ને હજી પણ તે કામ ચાલુ છે. એમાનું સરસ કામ ખાસ જ્યાં પુલપીટ (કાજીને ભણવાની જગ્યા) છે ત્યાં દીસે છે તેની દેવાલો ઉપર લાગતુ રંગીન મોઝાક વર્ક છે (જેમાનું આગળ કોનસ્ટેનટીનોપલ-ની St. Sophia ની મસજીદમાં જોયુ હતું તેનું સરસ છે) એ મોઝાક-વર્ક સારૂ ઝીણા ચોરસ કાચના એ ટુકડાની વચમાં જે રંગ જોઇયે તે તથા સોનેરી વરખ મુકી તેને એવી રીતે એક કરી નાખે છે કે તે રંગના તથા ગીલીટના કાચ હોય તેવો દીસે છે ને તેવા કાચોને પછી દેવાલો તથા સીલીંગ ઉપર ચોંટાડે છે તે એવી સરસ રીતે કે જાણે ચીત્રામન રંગના પાડેલા હોય તેવા પથ્થરના મોઝાકવર્કની માફક દીસે છે. આ પુલપીટની જગ્યામાં અસલ કોરાન રાખતા હતા ને તેની આસપાસ દરેક ભણવા આવનાર મુસલમાન સાત ફેરા ખાતો હતો જે મુજબ લખો યા કરોડો જણા ૮૦૦ વર્ષ સુધીમાં ચાલી ગયા હશે તેથી સંગેમરમરની ફરસબંધી દેવાલની બાજુએથી ઘસાઇને વાંકી વળી ગઈ છે. એ કોરાનને વાસ્તે કહે છે કે તે એટલી તો મોટી હતી કે બે માણસો સીવાય ઊંચકી શકાતી હતી નહીં. એની પુલપીટ અસલ સીદર અને અબનુસ લાકડાંની અંદર સીપ તથા હાથીદાંત ભેળીને બનાવેલી હતી તેની ઉપર ૩૭૫૦૦ સોનાના દીનાર ખરચ બેઠો હતો. હમણાં તે દીસ્તી નથી તેથી ખ્રીસ્તીઓએ તે ભાંગી નાખી હશે. એ ઓરડાનાં મથાળાંની સીલીંગ જાણે એક ગંજાવર કોરો (જેવા આપણા બાગોમાં સોભાવા ગોઠવ્યે છીએ તેવા આકારના છે) મુક્યો હોય તેવી

દીસે છે. એ જોકે અમોને ત્યાના રખેવાલે એકજ સંગેમરમરના પથ્થરનો બનાવેલો કહો હતો, પણ ધારવા મેલે ચુનાનો સરસ પાલીસ કરીને બનાવેલો છે. તેનો પોકળ ભાગ અંદરથી રાખી જાણે ગુંબજ હોય તેવો દેખાડયો છે. જે કોરાન એની હેઠલ રાખતા હતા તે કાલીફ ઓથમાનના હાથની લખેલી હતી જે ખ્રીસ્તીઓએ કોરડોવા લીધું ત્યારે ફાડી તોડી નાંખી હતી. (સને ૧૧૪૬મા ડોનઓલફોનસો જે સેંટ ફરડીનાન્ડનો છોકરો થાય તેણે એ કોરડોવા તાબે કીધુ હતુ.) હમણાં એ ઘણી પાક જગામાં (Constable Conde de Oropesa) કોનસ્ટેબલ કોનડી ડી ઓરોપીસા જેણે સને ૧૬૩૮ મા કોરડોવાને ડોન પેડ્રો તથા મુર લોકોના હુમલાથી બચાવ્યું હતુ તેની ઘોર છે. એવી સરસ એ મસજીદ તે વખ્તે હતી કે તેની બરાબરી બીજી કોઈ મસજીદે હજીસુધી કીધી નથી એમ કહેવાય છે. કારડોવાને ડોન ઓલફોનસોએ લીધા પછી સને ૧૨૩૮માં એ મસજીદ પાદરીઓને હસ્તક દેવળ બનાવી આપી હતી અને તેમાં ચેપલો તથા આલટર સઘળું બસો વર્ષ સુધી મુર કારીગરોને હસ્તક બંધાવ્યાં હતાં જેનો નમુનો હજી રહી ગયો છે. એ ફેરફાર કરાવવા બીશપ એલોનસો મેનરીકે માડયો તે વખ્તે ઇહાંના લોકો ઘણા આડા પડયા કે આવા સરસ કામને હાથ લગાડી બીગાડવું નહી અને તે બાબે તે વખ્તના પાદશાહ ચાલેસ પાચમાંને અરજીઓ પણ કીધી, પણ તેનો પાદરીની તરફેણ કરી કાંઈ વચમાં પડયો નહીં, પણ જ્યારે સને ૧૫૨૬મા તે ઈહા આવ્યો અને એ બીગાડો કીધેલો જોયો ત્યારે તે પાદરી ઉપર ઘણો ચીરડાયો અને બોલ્યો કે "You have built here what you or any one might have built anywhere else, but you have destroyed what was unique in the world," એટલે, "તેં જે કામ ઇહા બાંધ્યું તે બીજી કોહાબી જગા ઉપર બાધી શકતે, પણ તેં જે કામ ખરાબ કીધુ તે દુન્યામાં એકજ હતુ" એ ઉપરથી માલમ પડશે કે એ કેવી મસજીદ હોવી જોઇએ એ મસજીદની અંદર જે દેવળ સારૂ આલટર તથા કોઇરનાં

ઇમારત બાંધી છે તેની ઘણી સરસ અને જાણે મસજીદની સાથે હરીફાઇ કરવા બાંધી હોય એમ જણાયછે તે બાંધવાનું સને ૧૧૨૩ થી શરૂ કીધુ અને ૧૫૮૩મા પુરૂ કરી રહ્યા હતા એની સીલીંગ દેવળોની માફક ઉચી કીધી છે અને તે પર સફેદ રંગ તથા સોનેરી ચીતારો કીધા છે. એનો વચલો ગુંબજ નજદીક અંદરથી ૧૫૦ ફીટ ઉંચો હશે. તેની સીલીંગ પર રેસ્કોનાં મોટા મોટાં પુતલાઓ પાડેલાં છે એ કોએરમા બેસવાની ૧૦૯ બેઠકો છે, તે ઘણી સરસ નકશી વાળી આખા સ્પેનમા કહેવાય છે. તે પેડ્રો ડી કોરનીજોએ બનાવી હતી અને તે એવી તો સરસ છે કે તે બનાવનારને એજ જગ્યા પર મોટાં ચેપલમાં દાટયો છે. એ નકશીકામ દિવાલ પર ફરતું લાકડાનુ કીધેલું છે. તેના બે થર જુદાં છે તેમાં એકમાં જુનાં અને બીજામાં નવા ટેસ્ટેમેન્ટની વીગતો આખા જુદાં હોય તેવી રીતે કોતરેલા પુતળાંઓથી કોતરી કાહાડી છે અને દરેક ખુરસીને મથાળે એ પ્રમાણે બબે વીગતો તેમાં પાંચથી પચાસ પુતળાંની એકેકી વીગતો કોતરેલીની છે તથા આર્ચબીશપને બેસવાની બેઠક જે બન્ને બાજુની વચ્ચે સામેથી મુકેલી છે, તેનો મોટાં મોટા પુતળાઓની એજ માફક કોતરેલી છે જે સઘળુ કોતરકામ જો આપણે દરેક બરાબર તપાસીયે તથા તેની વીગતોથી વાકેફ થઇયે તો ઓછામા ઓછા પાંચ દીવસ તે ઉપર ખોહોવા જોઇયે. ત્યારે એ બનાવવા ઉપર કેટલાં વર્ષ લાગ્યાં હશે તેનો વીચાર કરી લેવો હોલી કમ્યુનીયનવાલુ આલટર જાતજાતના રંગીન કીંમતી પથ્થરના થાંભલા તથા ઘુમટોનું બનાવેલું છે તથા વાયજી કરવાના પુલપીટ પણ ઘણા સરસ નકશીનાં લાકડાનાં બનાવી એકને એક મોટા બલદ ઉપર અને બીજાને મોટા સાપ (બન્ને સંગેમરમરનાં એક પથ્થરમાંથી બનાવેલા) ઉપર મુકેલાં છે તેમાં બલદ જાણે જીવતો હોય તેવો સરસ પાડેલો છે. એ મસજીદવાલી જગ્યા થાંભલાઓથી ભરી લીધેલી એટલી તો મોટી છે કે અમો ધારીયે છીયે કે તેના હોલમાં એકી વખ્તે ઓછામાં ઓછા પચાસ હજાર માણસો બંદગી કરી શકે. એ થાંભલાઓમાંના એક

થાંભલાનો પથ્થર જાણે ગંધકનો હોય તેવો છે. તે વળ આપેલા આકારનો છે, જેને લોકો ઘસીને હાથ સુંગે છે તો ગંધકનો વાસ આવેછે. એ પ્રમાણે જોવા આવનારાઓએ તેને ઘસ્યા કીધાથી તેમાં મોટા ખાડા પડી ગયા છે અને તે નજદીક અરધો અરધ ઘસાઇ ગયોછે. એક થાભલાપર અસલ મુર લોકોએ એક ખ્રીસ્તી બંધવાને સાંકળે બાંધેલો હશે તે ઉપર ક્રાઇસ્ટનો આકાર પાડેલો છે જે પેલા બંદીવાને પોતાનાં નખે કરીને ઘણા વર્ષે પાડયો હોય એમ કહે છે, પણ અમારા માનવામાં તે આવતું નથી, કારણકે સંગેમરમરનો તે થાંભલો છે તેના પથ્થરને શી રીતે નખે સો વર્ષેથી કોઇ જરા કોતરી શકે? પણ ઇહાંનાં વેહેમી લોકો તે માને છે. બીજો પણ એજ પ્રમાણે કોતરેલો એક થાંભલો દેવાલની બાજુપર છે જેની અંદર લોખંડની કડી હજી છે તેમાં સાંકળે કોઇ બીજા ખ્રીસ્તી બંધવાને બાધ્યો હતો અને પાછળથી તેને મારી નાખ્યો હતો તેથી તેને ધર્મને માટે જીવ આપનાર (Martyr) બનાવી તેની છબી ત્યા ટાગેલી છે જેની આગળ હમેશા એક દીવો બલ્યા કરે છે. એ દેવળ (મસજીદ) સઘળી રીતે જોવાલાયક છે અને એવી રીતની ખ્રીસ્ની મહમદી; બાંધણી સ્પેન સીવાય બીજે કેયે દીસતી નથી એમ કહે છે એ જોઇને અમે ઈહાંના વડા પાદરીનો મેહેલ જોવા ગયા, જ્યા કાળા સંગેમરમરની મોટી સીડી તથા નકશીની શીલીગ સીવાય કશુ જોવાલાયક નથી ત્યાંથી અસલ રોમન લોકો જેઓ ઘણા વર્ષ એ શેહેરના ધણી હતા તે વખ્તનો એક પૂલ હજી સલામત છે તે જોયો હતો. એને બાધ્યાને જોકે બે હજાર વર્ષ ઉપર થઇ ગયા છે (જુલીયસ સીઝરે ઇહા આવી એ સ્પેનનો ભાગ જીત્યો હતો) તોબી આજના પૂલોની બરાબરી તે કરી શકે છે, જોકે જરા બીસમાર હાલતના તેની મરામત નહી કીધાથી તે આવેલો છે. તે જોઇને અમો શેહેરમાં ફરીયા હતા ઇહા હવા ખાવાનો બાગ તથા ચોક જેને આલમીડા કહેછે ત્યાં ચાલતા ફરી લાગ્યા, જ્યાંથી ઘણા લોકોને બાજુના રસ્તા ઉપર જતા જોઇ અને ત્યા ગયા કે કાંઈ ગમ્મત હશે. ત્યાં સરકસની ગમ્મત ઘોડાની શરતે

કરવાના ગેરીનામા થતી હતી ને સારૂં હમો ખબર કાહાડતા હતા તેટલાં હમોને અમારી ફુમતાવાળી તોપી પર જોઇને મોહોલાના છોકરાઓ અમારી પુઠે લાગ્યા અને પોતેહુલાતો હુરીઓ કરવા માંડ્યો ને પછી અમારી ઉપર તોપીઓ ફેંકવા લાગ્યા. હમોએ પાછાં પગલાં ભર્યાં કે એ તોફાનમાંથી નીકળી જઇએ. પણ હમારી પુઠે તેઓ લાગ્યા અને આસપાસથી બીજા છોકરાઓ તેમા સામેલ થઇને ધુળ તથા કચરો હમારી ઉપર નાખવા લાગ્યા. હમો જરા ગભરાટમાં પડ્યા અને જોતે કે હમારી આગળ દુરથી બે પોલીસના શીપાઇઓ તથા ઘણાં લોકો ફરતા તથા બાજત ઉપર બેઠેલા હતા તોબી તેઓ વચમે નહિ પડયા નહી ને પોરીઆઓને અટકાવ્યા પણ નહી. અને પછીતો કાકડા અને ધુળ ફેંકવા માંડી. પણ સારાં ભાગજે તે વખ્તે એક ભાડુતી ખાલી ગાડી આવી તેને તેડીને તેમાં બેશી ગાડી દોડાવી. પણ છોકરાઓએ પુઠ મુકી નહી ને પથ્થરા ફેંકવા માંડ્યા તથા ઝાડોની ડાંખળીઓ તોડી છુટી મારવા લાગ્યા. એમાની એક ડાંખળી હમારી ઉપર તાકી જે જો હમો હમારી છત્રીથી અટકાવતે નહી, તો હમારામાંથી એક જણને ખચીત માથાં યા મોહોડા ઉપર નુકશાન કરતે, કારણકે તે ડાખળી હમારી છત્રીને એટલી તો જોરથી અથડી કે છત્રી હાથમાંથી પડી ગઇ અને હમારીજ ગાડીનાં પાછલાં પૈડા તળે દબાઇને ભાગી ગઇ હતી. એ વખ્તે હમારો ગાઇડ (ભોમીઓ) અમને ઘણો કામ લાગ્યો હતો તે ગાડી ઉભી રાખી હીમત કરીને લાકડી લઇ છોકરાઓની પુઠે દોડયો તેથી તેઓ ગભરાયા અને અચકી ગયા તે વખ્તે હમોને ગાડી હાંકી જવા તેને કહીને છોકરાઓને પોતે એકલાએ અટકાવી રાખ્યા હતા જેથી હમોને બચી જવાની તક મળી હતી ને પાછળથી તે ભોમીઓ હોટલમાં ચાલતો આવ્યો હતો ઇહાના લોકો અભણ છે ને ધારવા મુજબ હમારી ફુમતાની તોપી જોઈ તેઓ હમોને મુર (મુસલમાન) લોકો સમજ્યા હશે ને એ લોકો મુસલમાનના એટલાટો —આગળ એઓ ઉપર જુલમ કીધો હશે તેથી—કટ્ટા દુશ્મન છે કે કોઇ મુર ઇહાં (આખા સ્પેન દેશમાં) રહી શકતો નથી ને વેપાર

કરવા પણ આવતો નથી અને તે ઉપરથીજ આએ તોફાન તેઓએ કીધું હશે, પણ હમો ઘણા અજબ એમ થઇયે છીયે જે પોલીસ યા બીજા સારા માણસો કોઇ પણ એ તોફાનની વચમે પડયું નહી, જો કે ત્યાં સેંકડો બીજા મોભાવાળા લોકો બેઠેલા તથા ફરતા હતા. હમો જ્યારે પેહેલા સ્પેન દેશમાં માલગા ઉતર્યા ત્યારે હમારી પાઘડી માથે હતી તે વખતે ત્યાંનાં લોકોએ હમારો હુરીયો કીધો હતો ને પાછળથી હમારા બોમીઆના સાભળવા પ્રમાણે હમો પાઘડી સાથે જો પાછા હોટલમાંથી બાહાર આવ્યા હતે તો હમોને બુમ પડાવવાના હતા તેથી હમોએ પાઘડી ઊચી કરીને ફુમતાની કાળી મખમલની તોપી—જેવી વેલાતમાં પારસીઓ ઘણાખરા પેહેરેછે તેવી—પેહેરી હતી. ત્યાર પછી હમુને કોઈએ છેર્યા નહીં હતા, પણ ઈહિં તો હવે તે તોપીથીબી હેરાનગતીમાં પડવા લાગ્યા તેથી આખરે નાચારીએ હમોએ ઇંગ્રેજી તોપી વેચાતી લઈ આજથી પેહેરવા માંડીછે અને જો કે હમારા સામળા મોહોનાં હોવાથી લોકો તીકીને જોયછે, પણ હમોને કશી રીતે છેરતા યા હુરીયો કરતા નથી.

કોરદોવાને સ્પેનીશ બોલીમાં કોરડોબા (Cordoba) કહે છે અરબીમાં કારતા તુબા (યાને important city) હતું. અને રોમનો 'કોરડુબા' કહેતા હતા. રોમન શેહેનશાહના વખ્તમાં એ શેહેર પોમપીની તરફેણ કરવાથી જુલીયસ સીઝરે તે શેહેર અરધું તારાજ કરી ત્યાંના ૨૮૦૦૦ રેહેવાસીઓને કતલ કીધા હતા અને રોમથી ગરીબ હાલતના ઉમરાઓને ઈહિં લાવી પાછું વસાવ્યું હતું તેથી રોમન હુન્નરના થોડા નમુનાઓ હજી ઇહા દીસે છે ત્યાર પછી બગદાદના મુસલમાન કાલીફોએ તે લીધું હતું અને તેઓથી તેના ગવરનરે હુલ્લડ કરી તે કાલીફાતથી છુટો પડી મુર લોકોનું સ્પેનનુ રાજ ઈહિં સ્થાપ્યું હતુ. સને ૭૫૬થી એ શેહેર સને ૧૦૦૯ સુધીમા પણ સુધારી અલાદીનની કેહેવાતી વાર્તાના જેવું સરસ બનાવી લીધું હતું પણ ત્યારપછી એના પાદશાહી ખાનદાનના ઘર ઘરવાથી માહોમાહે લડાઈઓ ચાલવા ઉપ્રાત શેહેર જુદા જુદા ધણીઓના હાથમા વેહેચાઇ ગયાં અને એક વખ્તે ચાર પાદશાહો જુદા જુદા રાજ કરવા લાગ્યા અને તેઓમાથી કોઇ કોઈ ફરસ્ત

લોકોના સરદારોને મદદ આપવા લાગ્યા હતા તેથી આખરે સને ૧૨૩૫માં કોરડોવા સેંટ ફરડીનાન્ડનાને તાબે થયું હતુ અને તે વખતે એ ફરડીનાન્ડના તાબાવાળો ઈબનઅહમર અમારે ગ્રેનેડાનુ રાજ શરૂ કીધુ જે ૨૫૦ વર્ષ પછી સને ૧૪૯૨માં ફરડીનાન્ડ તથા ઇસાબેલાએ જીતી લીધુ હતું. કોરડોવા તેનાં મુસલમાન રાજાની વખતે એ લાખ ઘેરો અને દશ લાખ માણસની વસ્તીવાળું હતું તેમાં ૩૦૦ મસજીદ, ૯૦૦ હમામખાનાં અને ૬૦૦ ધર્મશાળા હતી, તે અને ૧૮૮૩માં ૪૯૦૦૦ ઉપર આવી ગઈ છે. કોરડોવાના હાલના મોહોલા ઘણા સાંકડા છે અને ભાગે એક બે ચોક નગરમાં મોટા રાખેલા છે અને મોહોલા એટલાતો વાંકાટીકા અને ગુંચવણ ભર્યા છે કે અંજાણો માણસ તેમા ભુલી જયા વગર રહે નહીં પણ ઘરો સારી બાંધણીના છે.

**તા૦ ૯મી મે સને ૧૮૮૭ અને વાર સો.**—આજે સવારના કલાક ૧૧॥ વાગે કોરડોવા છોડયું હતું અને આગગાડીમા બેસી સેવીલ (Seville) જે ૮૧૭ મેલ દુર છે ત્યા બપોરના ૩ વાગે પુગા હતા અને હોટેલ ડી મેડરીડમા ઉતર્યા હતા. સાંજનાં ઈહાંનું વખણાયલું કેથીડ્રલ જોવા ગયા હતા. એ દેવળ આખા સ્પેનમાં સૌથી મોટું અને સરસ ગણાય છે. એને વાસ્તે કહે છે કે The Solemn Grandeur is its distinctive quality as elegance is of Leon, strength of Santiago, and wealth of Toledo એટલે, જેમ લીયો પોતાની શોભા માટે, સેન્ટીઆગો પોતાના કૌવત માટે, અને તોલેડો પોતાની દોલત માટે વખણાયલું છે, તેમ તે પોતાની ગભીરતા ભરેલા ભપકા માટે જાણીતું છે. એ દેવળ પણ અસલ મુર લોકોની મસજીદ હતી તે તોડી પાડી સને ૧૪૦૩મા દેવળ દાખલ એનો મોટો ભાગ બાંધવા માડયો. તે સને ૧૫૧૯માં પુરો થયો હતો. પણ તે અસલની મસજીદનો દેખાવ હજી જાલવી રાખે છે અને તે ૪૧૪ ફીટ લંબાઇમાં અને ૨૭૧ પોહોળાઈમા છે. એની આસપાસના બે

વસમાં ચેપલો બાધી લીધા છે અને વચલો નેવ (હોલ) જોવાલાયક
છે તેની ઊંચાઇ ૧૫૦ ફીટની છે અને વચમાંના ઘુમટની અંદરથી
ઊંચાઇ ૧૭૧ ફીટની છે. એ દેવળ એટલું તો મોટું છે કે તેની
જમીન કાળા અને સફેદ સંગેમરમરની ચોરસ લાદીઓની છે તે પર
ફક્ત ૧૫૫૩૧૪ ડાલર સને ૧૭૯૩માં તે કીધી ત્યારે બેઠા હતા. એ
દેવળની રંગીન મોઝાકવર્કના કાચની ૯૩ બારીઓ મોટી મોટી છે તે
પર એ લોકોના પવિત્ર પુરૂષોના તથા બીજાં બાઈબલની વીગતોનાં
ચીતારો છે. તેમા સૌથી જુના સને ૧૫૦૪નાં સાલના છે, અને
એ દેવળમાં અસલી ચીતારા ઉસ્તાદોના હાથનાં ચીત્રો જગેજગે ઘણાં
મુકેલા છે. પેહેલાં અમોને એકોહોમો (ક્રાઇસ્ટનું ડોકું છબી પાડેલું
છે તેને લગતા) ચેપલમાં લઈ ગયા જ્યાં ૮ મોટાં પુતળાંઓ ફરતાં
મુકેલા છે. ત્યાથી દેવળના હોલમાં પેઠા જેના ગંજાવર થાંભલાઓ
તથા ઇમારતની ઊંચાઇ અંદરથી જોઇ અમો અજબ થયા હતા.
એના હાઇ આલટરપરની પાછલ જે એક મોટી પડદારોકી લાકડાંના
કોતરકામની નકશીની દેવાલ છે તે ઘણી જોવાલાયક છે. તેને ૪૪
ભાગમાં વેહેચી નાખી છે અને તેમાં જુના તથા નવા 'ટેસટેમેન્ટ'
ની વીગતો ઘણી સરસ રીતે કોતરેલી તથા ગીલીટ કીધેલી છે તેમાં
વરજીન મેરીની જીંદગીથી તે છેક ક્રાઈસ્ટને ક્રોસ પર મારી નાખ્યો
ત્યા સુધીની બધી જાણીતી વીગતો કોતરેલી છે એનો નકશ સને
૧૪૮૨માં Dancart એ કીધો હતો, તે ઘણા બીજા ઉસ્તાદોએ
ચાલુ રાખી એનું કામ સને ૧૫૨૬મા ૪૪ વર્ષે પુરૂ કીધું હતું તે
ઉપરથી વિચાર કરી લ્યો કે કેવી રીતનું નકશીકામ હશે. એ આલ-
ટરની વચમાં રૂપાંનું એક પવીત્ર પુરૂષનું પુતળું છે. તથા
આસપાસ છેલ્લા એલસો (aisles) માં ચેપલો ફ્હાના મોટા મોટા
લૂકો તથા અમીરોના ખાનદાનના આવેલા છે તેમા કારડીનલો તથા
આર્ચબીશપોનાં ચેપલો ઘણા સરસ છે કોઇમા તો સંગેમરમરનો
[illegible] મો અને રૂપાના કટોરાઓ છે અને ઘણા ખરા ચેપલોનાં ઉસ્તાદોના
હાથની તસ્વીરો જડ્યાબંધ પાડેલી છે. ચેપલોની વચના હાઇ આલટર
ની પછાડે Capilla Real કહી પાદશાહી ચેપલ છે તે [illegible]

આલટર નક્કર રૂપનુ બનાવેલુ છે અને તેની ઉપર સંગીન રૂપાંની પેટીમા સેંટ ફરડીનાન્ડ જેને સેવીલનુ રાજ મુર લોકો પાસેથી જીતી લીધું તથા મુસલમાનોને જ[illegible] પ્રીસ્ની લીધા હતા તેને રાખેલો છે. એ આલટરની નકશી ઘણી સરસ છે અને પેટીની વચમા એક સોનાની ઢાલ ઉપર એની નીશાનો પાડેલી છે

એ સેંટ ફરડીનાન્ડ સને ૧૨૫૨મા મરણ પામ્યો હતા, અને તેનાં મુડદાને વરસમા ચાર વખત પુરુ મુકીને લોકોને દેખાડે છે જે હજી ઘણી સારી હાલતમા છે એમ કહે છે તેને એક "બાક ક્રીસ્ટ-લ"ની કફનમા મુકેલો છે જે પેટી રૂપાની પેટીમા હમેશા બંધ રહે છે પણ ઉપલા ચાર દિવસો ઉપર તેને રૂપાની પેટી ઉઘાડીને લોકોને દેખાડે છે. જે પ્રમાણે એનો મરવાનો દહાડો તા૦ ૧૨ મીએ છે, જે જોવા સારૂ અમોને ઘણાં જણા ભલામણ કરેછે કે, કોઈ દહાડે તમો જોશો નહી એવો ભપકો તથા ધામધુમ તે વખતે થાય છે. પણ અમોને વખત હાથમા નહી હોવાથી આખરે તે માંડી વાળવું પડે છે. એના રૂપાના આલટરની ઉપર એક વરજીન મેરીનુ કોતરેલું પુતળું સેંટ લુઇએ (ફ્રેન્ચનો પાદશાહ) સેંટ ફરનાન્ડને આપ્યું હતુ, તે મુકેલુ છે તે બધી રીતે છુટું હીલચાલ કરી શકે તેવુ બનાવેલું છે, તેના લાલ ગુહેલાં સોનેરી મોજા અને બુટ. ૧૩મી સદીમાં પેહેરતા હતાં તેવાં છે. એની ઉપર સોનાનું તાજ હતું તે સને ૧૮૭૩મા કોઇ ચોરી ગયું છે એ પુતળાને રૂપાના તખ્ત ઉપર બેસાડેલુ છે અને તે ઉપર "કેસટાઇલ" તથા "લીઓન"નાં આર્મસ પાડેલા છે. એ આલટર તથા કફન ઉપર ત્યાંના રખેવાલના કહેવા પ્રમાણે નજદીક સોલ લાખ રૂપીયા લાગ્યા છે, પછી ખરી ખોટી વાતતો ખોદા જાંણે. પણ રૂપું વાપરવામાં તથા બનાવવામાં કશી કસર કીધી નથી, અને કફન તથા આલટર ઊપર કોતરકામમાં છુટાં અળગાં પુતળાઓ પણ અંદર કોરેલા છે. એ જગ્યા (Shrine) સને ૧૭૨૯મા બનાવી હતી. એની પછવાડેથી હેઠે ઉતરીને એક ભોયરામાં જવાય છે જ્યાં એક બીજા આલટર ઊપર આખા હાથીદાતનુ વરજીન ઓવ-લા બાટાલાસ (La Batallas) નું પુંતળું છે જે સેંટ ફરડીનાન્ડ જ્યારે લડાઇપર

જતો ત્યારે સાથે પોતાના ઘોડાનાં જીન ઉપર આગળથી સાંમે બાંધી રાખતો હતો. એજ ભોંયરાંમાં એ સેંટની તલવાર તથા અસલ જે કફનમાં એને રાખેલો હતો તે મુકેલી છે જે સાદી લાકડાંની બનાવેલી છે. એની જમણી બાજુએ પાદશાહી ખાંનદાંનનાં બીજાં માણસોની કફનો મુકેલી છે તેમાં ડોન પેડ્રો ઘાતકીને (cruel) નામે ઓળખાયો હતો તેની બાયડીની પણ છે તેઓને એકની ઉપર એક એમ આસરે ૭ સાત કફનો મુકેલી છે. ઉપરના ચેપલમાં બન્ને બાજુએ ગોખલાઓમાં એકગમ સેંટ ફરડીનાન્ડનો છોકરો ઓલોનઝો એલ સેબીઓ (કે જે ઘણીખરી પોતાના બાપની તરફથી લડાઇઓ જીત્યો હતો તેની) તથા તેની રાણી બીએટ્રીસની કફનો એકો ઉપર રાખેલી છે જેની ઉપર લાલ મખમલનું કપડું ઢાકી તે ઉપર તાજ તથા પાદશાહી દંડ (Sceptre) મુકેલા છે એ ચેપલનાં ઓરડાને ભરી લીધેલો લોખંડનો પડદો પણ ઘણો મોટો અને જોવાલાયક છે ચેપલની ઊંચાઇ ૧૩૦ ફીટની છે અને તે ૮૧×૫૯ ફીટની લંબાઈ પોહોળાઇનો છે. કેપીલાડીઆન પેગ્રે કરીને એક એડારેકો પાદરીઓની સભા ભરવાનો ઓરડો એક બાજુપરથી છુટો છે, જ્યાં ઘણા ઊંચા ઉસ્તાદોની ચીતારેલી તસ્વીરો મુકેલી છે તેની જમીન રંગીન સંગેમરમરની સીલીંગના ચીતારેને મળતી કીધી છે તેમા ૧૬ સંગેમરમરનાં "મેડેલીયનો" જે જીનોઆથી કોતરાવી મંગાવ્યાછે તે ઘણાં સરસ છે તથા બારીઓની વચમા એડાંરેકાં ચીતારો આઇ પાડેલાં છે તે મુરીલીઓના છે તે ઉપ્રાંત સ્પેનના બીજા ચીતારાઓ જેવા કે પેચીકો (Pacheco), પેબ્લો ડી સેસપીડીસ (Peblo de Cespedes) જે રંગારા ઉપ્રાત એક કવિ પણ હતો તેના. તેમજ બીજાઓનાં છે. એની બાહાર બીજો એક 'ચેપટર રૂમ' છે તેમા પણ અસલ ચીતારાઓના ચીત્રો છે એ દેવળમાં અસલ ઘણો પૈસો તથા જવેરાત ભરેલુ હતુ. પણ તેનો મોટો ભાગ ફ્રેન્ચોએ લુટી લીધો હતો એને લગતાં સેવીલ શેહેરમા ૯૦૦ ઘેરો તથા મીલકતો હતી તેની આવક એ દેવળમા જતી હતી, પણ હમણા તે સરકારે લીધુની અને થોડી આવક એને સારૂં રાખી છે. એ દેવળના અસલ નરદો તથા બાયડીઓને સાથે ચાલવા તથા વાત કરવાની સખત મનાઈ હતી

પણ હમણા તે અત્રણ નીકળી ગઈ છે એ દેવળના સેંટ ફરડીનાન્ડનાં ચેપલમાં એક ગંજાવર રૂપાનુ ફાનુસ ટાંગેલું છે. તે જે રૂપું આમેરીકાથી પેહેલાં કોલમબસે મોકલ્યુ હતું તેનું બનાવેલું છે, તથા તેના ઘુમટ ઉપર સ્પેનના ૮૪ રાજા રાણીઓના આરસા પુતળાં રંગીન એકની ઉપર એક એમ ત્રણ ગડે કોતરેલા છે તે સારૂં જોવાલાયક છે. દરેક ચેપલમા પણ સંગેમરમરના કોતરકામો તથા ઓઈલ પેનટીંગસો જગસે જગસે પાડેલાં છે જેની એક એકની કીમત હજારોથી લખો રૂપીયાની ગણાય છે એમાના એક ચીતરામાંથી એક સેંટનું ડોકું કોઇ કાપીને કાહાડી લઈ ગયુ હતુ જે માટે પચાસ હજાર રૂપીયાનું ઈનામ છપાવ્યુ હતું અને આખરે તે અમેરીકામાંથી મળી આવ્યુ હતુ જે પાછું એવું સરસ વળગાવ્યુ છે કે તદન માલમ પડતુ નથી. એ ચીત્ર સેંટ ઓગસ્ટીનનુ હતું અને તેને લગતી બારમી એક બાજુપરનાં ચેપલમા પડેલી છે. એવાં કીમતી ચીજો એ દેવળમાં જગેજગ રાખેલાં છે તે જોયા પછી અમે એના મીનારા ઉપર ગયા હતા જેપર જવાસારૂં શીડીને બદલે ઢળાવ કરતો બાંધેલો છે, તેથી ચહડવાને શીડી કરતાં વધારે સેહેલું લાગે છે એ ઉપરથી દેખાવ ઘણો સરસ દીસે છે. જેમ એન્ડેલુસ્યામા બધે તેમ આ સેવીલ શેહેરમાં પણ જ્યા નજર કરીયે ત્યા બાગો તથા લીલોતરી દીસેછે, એને એક મોટી નદી ૪૦ મેલ વેહ્યા પછી દરીયાને જઈ મળે છે જેને રસ્તે દરીયેથી મોટી સ્ટીમરો આવીને શેહેરની સાબે લાગરેલી છે. એ મીનારો અસલ મુસલમાન લોકોએ મસજીદની સાથે બાંધેલો હતો, અને તે ઇંટનો છતા હજી ઘણો મજબુત બાહારથી એકબી ઇંટ ખસ્યા વગરનો દીસે છે. એ મીનારાને મથાળે એક ગંજાવર ત્રાંબાનું પુતળુ એક દડાની ઉપર એવી તો રીતે મુકેલું છે કે જો કે તે ૧૪ ફીટ ઊંચું અને સવા ટન વજનમા છે. તોપણ જરાબી પવનની લેહેરીથી ફરે છે. તે સને ૧૫૬૮મા બારટોલોમી ઓરેલ નામના ઇતાલીયને બનાવ્યું હતું. એ મીનારાના પોણા ભાગ ઉપર જતાં ઘણા મોટા ઘાંટા ટાંગેલા છે જેમાનો એક હમણાં વીજળી પડવાથી તુટી પડયો હતો તે પાછો ઉભો કરતા હતા તથા નાના મીનારાને નવેસરથી સમા-

રતા હતા. એ મીનારો ૩૫૦ ફીટ ઊંચો છે અને તેની હેઠલનો ચોરસ ભાગ ૫૦ ફીટ છે. એ સઘળું જોઇને પછી અત્રેના સરવેથી વડા ઉમરાવ ડ્યુક ઓવ મેડીનાસેલી (Medinaceli) નો Casa de Pilatos કાસા દી પાઈલતોસ નામનો મેહેલ જોવા ગયા હતા. એનું નામ પાઇલટનો મેહેલ કરી આપવાનું કારણ એ જે જેરૂસલમમાં પોન-ટીયસ પાઈલેટ જેણે ક્રાઈસ્ટનો ઈનસાફ કરી મોહતની સજા ફરમાવી હતી તેના મેહેલની નકલમા એ મેહેલ બાધેલો છે. એ સને ૧૫૩૩ના સાલમાં ફ્રેદરીક એનરીકુવેઝ દી રેબેરા Fadrique Enriquez de Ribera જેરૂસલમમા હજ કરી આવ્યો તેની યાદગારીમાં બાધ્યુ હતું. એના ચોકમાં વચમા એક ફુવારો છે જેની ચાર ખુણે ચાર ઘણા મોટા પુતળાંઓ સંગેમરમરના ગોઠવેલાં છે તથા ફરતી ચાલમાં રોમના અસલ બનાવતની શેહેનશાહોના અરધ પુતળાં (Bust) સગેમરમરનાં આસરે ૨૨ છે એ મેહેલનાં ટ્રીબ્યુનવાળા ઓરડાની દેવાલનો અરધો ભાગ મીનટન ટાઇલથી અને અરધો ભાગ ફ્રેસ્કોથી સણગારેલો છે તથા સીલીંગ લાકડાંની ખાંચા ખાંચાવાળી નકશીની બનાવી છે તેમા આઠ કોટ ઓવ આર્મસ એ ડ્યુકના બીજા ખેતાબોના પાડેલા છે. બીજા ઓરડામાં ક્રાઈસટને થાભલા સાથે બાંધીને માર્યો હતો તે થાભલાની નકલ મુકેલી છે જે એક લાલ સંગેમરમરનો આસરે ૩ ફીટ ઊંચો તથા ગોળ છે. બીજા ઓરડામાં એક ઇનલેડ વર્કની ટેબલ મુકી છે. જે પર જુડાસે ક્રાઇસ્ટને ફસાવ્યો તેની કીમતના રૂપીયા ગણી આપ્યા હતા તેવી કહે છે. મેહેલની સીડી તથા બીજી અગાસીઓ સઘળું એ અસલ મેહેલની નકલ માફક બનાવેલું છે. હેઠલનાં ભાગમાં એક બાગ છે તેની આસપાસની ચાલમાં રોમ શેહેરમાંથી ખણી કાહાડેલા અસલનાં પુતળાંઓ, થાંભલાઓ તથા બીજી ચીજોનું જાણે સંગ્રહસ્થાન કીધેલું છે એજ બાગની એક બાજુપર એક નાના ગુફા (Grotto) જેવો ઓરડો છે જે જાણે પાહાડમાથી કોતરી કાહાડયો હોય તેવો દીસે છે તેની અંદર ક્રાઈસ્ટને દાટયો હતો તેવો પથ્થર મુકેલો છે જેના આ[illegible] [illegible] ઉપરથી પડેલી છે. એવો [illegible] ઓરડો [illegible] પથ્થર

જેરૂસલમમાં છે જ્યાંથી મસીહ પાસેથી જાતો ગર્જીને પથ્થર કાઢી બહાર નીકળ્યો હતો તે દેખાડે છે. ત્યાંથી એક બીજા મોટા ઓરડામાં પણ ગયલા જેમાં પ્રાચીન કાળની વસ્તુઓ મુકેલી છે તે જોઈ હતી, જેનો મોટો ભાગ બાવલાઓ તથા પુતળાઓનો હતો જે પૈકીમાં એક પુતળું સફેદ સંગેમરમરનું છે જેના શીશ ઉપર લાલ રંગના પથ્થરનું કપ વીંટાળ્યું હોય તેવું કોતરેલું છે ને તે કપડાવાળા ભાગ ઉપર જાણે ગા હોય તેવા ફુલોના ચીતાર ઘણાજ સરસ કોતરેલા છે. કેટલાક પુતળા-ઓના હાથ પગ કોઈનાં નાક એમ ભાગી ગયલા છે, પણ એક બે જે આખાં છે તે ઘણા સરસ રીતે બનાવેલાં આજનાં કામને ટક્કર મારે તેવા છે. એ સઘળું પણ જોવાલાયક છે

ગતના અમો અત્રેના જીપસી લોકોનો નાચ હતો ને જોવા ગયા હતા. એ લોકોનો નાચ ઘણોખરો હીંદુસ્તાનની રામજનીઓને મળતો આવેછે. એક મર્દ ગીતાર વજાડે છે અને આઠ દસ ઓરતો તેને તાબડાઓ કોડી તાઇમ આપે છે જેનો અવાજ તાબુતના વખ્તે ઢોલ તાસા વાગે છે તેને મળતો છે ને તેઓમાંની એક ઓરત નાચવા ઉઠે છે જે નખરાં કરી હાથો રામજનીઓની માફક માથા ઉપર અથવા આગળ કરીને નાચતી નાચતી પગો લાકડાની જમીનપર અફાડી તાળના અવાજ સાથે મેળવે છે, તે આગળ પાછળ નાચતી જાય છે ને બધી રીતે મુંબઈનાં રામજ-નીઓના નાચને મળતી આવેછે. એમાં વળી કોઈ વખ્તે ગાયન પણ ચાલે છે જેથી હીંદુસ્તાનમાં ગુરવાળા ગાયનને મળતુ આવેછે. જીપસીઓનો દેખાવ પણ જરા સામળો તથા ઘટમમા હીંદુ લોકોના જેવો છે, પણ સેંકડો વર્ષો થયાં યુરોપમા રહેવાથી તથા ઇહાના લોકોમાં ભેળાવાથી કોઈ કોઇ યુરોપીયન જેવા ગોરા તથા દેખાવવાળાં લાગેછે. એ નાચ તથા ગાયન એકજ જાતનું ઘણુંખરૂં ચાલ્યા કર-વાથી આપણને તે વધતો વાર જોતા કંટાળો આવેછે. એક કલાક એ મુજબ કીધા પછી યુરોપીયન નાચ (Ballet) પણ કરે છે જેમા કોઇ કોઈ સરસ નાચનારા છે. ત્યાથી અમો "ઓપેરા હાઉસ" માં ગયા હતા જ્યાંનાં બે મર્દો તથા એક ઓરત ઘણાં સરસ ગાનાર હતા. ઓરતનો અવાજ ઘણો ઊંચો, મીઠો અને જોરાવર હતો તે પોતાના

ગાયનનું સુર ક્લેરીઓનેટ (Clarionet) ની બરાબર છેક ઊંચાં સુર સુધી એટલેતલગ લઈ ગઈ હતી કે જાણે અવાજ બુલબુલનાં જેવો ઝીણો થઇ જતો ને વળી તે ઘણીવાર ટેકવી શકતી પણ હતી.

**તા૦ ૧૦ મી મે સને ૧૮૮૭ ને વાર સોમ**—આજે પેહેલાં લા કારીદાદ La Caridad કરીને મઠ તથા આસપીટલ છે તે જોવા ગયા હતા. ઈહીં આસરે ૮૦ બુઢા તથા નાતવાન માણસોને રાખી ધર્મની બેહેનો (Sisters of Charity) તેઓની બરદાસ્ત લે છે. એ આસ-પીટલ સને ૧૫૭૮માં સ્થાપેલી છે. એને લગતા દેવળના હાઇ આલટર ઉપરનું ક્રાઈસ્ટને ક્રોસ ઉપરથી ઊતારતું ચીત્ર ઘણું સરસ છે. એ દેવાલની ઉપર ચીતાર સાથે લાકડાનાં કોતરેલાં માણસો તથા ક્રોસ સઘળું એવુ તો કાઘેલું છે કે જાણે આપણે ખરેખર તે બનાવ નજરે જોતા હોઈયે તેવું લાગે છે. તેની હેઠલ ક્રાઇસ્ટને ઉતારીને મુકેલોછે જેની આસ-પાસ બીજા માણસો તેને ઘરી રહ્યા છે તે સઘળા પુતળાંઓ મોટા માણસનાં કદનાં કોતરેલાં છે. એ પેડ્રો રોલડાન કરી ઉસ્તાદનુ સાથી સરસ કામ (Masterpiece) ગણાય છે એ દેવળને લગતાં બીજાં ચીત્રો મુરેલીઓએ ચીતારેલાં મુકેલા હતાં તેમાંથી ફ્રેન્ચ જેનરલ સોલ્ટ (Soult) પાચ ઉચકી લઈ ગયો હતો. બાકીના ચીત્રોથી જોવા લાયક છે તેમા સાથી સરસ ખ્રાઈસ્ટ પાઉ તથા માછલી વેંહેચે છે તે તથા મોસેસ ખડકને અફાડી પાણી કાહાડે છે તે ગણાય છે અને તે ગજાવર કદનાં અંદર સંખ્યાબંધ મોહોડાઓનાં પાડેલા છે. એ ચીત્રો સીવાય બીજુ કાઈ જોવાલાયક નથી તે જોઇને પછી ત્યાનો પાદ-શાહી અસલ મેહેલ જેને આલકાઝાર (Alcazar) કહેછે તે અમો જોવા ગયા હતા. એમાં જયારે સ્પેનનાં રાજા રાણી આવે છે ત્યારે ઉતારો લે છે. એ મેહેલ ઘણો જુનો છે અને તેમાં અસલ રોમન શેહેનશાહ સીઝર રેહેતો હતો તેથી તેનુ નામ આલસીઝાર ઉપરથી કાઝાર (યાને કૈસર શેહેનશાહ) પડયુ છે. તેને દસમી સદીમા પાછો અબદુલ રેહેમાન સુલતાને સમારી વધાર્યો હતો અને પાછળથી સને ૧૩૬૪માં ડોન-પેદ્રો પાદશાહ તેમા ઘણો દરબાર [illegible]

વખણાયલો આલહમ્રાનો મેહેલ તૈયાર થયા પછી ત્યાંના મુસલમાનના પાદશાહ યુસુફ સાથે એને બાકી એની તૈયારી તેની પાછળથી મુ-કારીગરોને બોલાવીને આલહમ્રાની પ ઉપર સઘળુ તેમાં મુકાયું હતું તેથી ઘણો ભાગ તે ઉપલા વખણાયલા મેહેલને મળતો આવે છે અને હમણા સુધી ગીલીટ. રંગ. નકશીકામ સઘળુ સારી હાલતમાં રાખ્યાથી તે ઘણુંજ શોભે છે અને આલહમ્રાના અસલ કેવો હશે તેની નીશાની આપે છે. ત્યાર પછીના પાદશાહો એમાં ઉમેરો કરતા ગયાથી તે મોટો થઇ ગયો છે એજ મેહેલમાં ફરડીનાન્ડ તથા ઈસાબેલાનાં લગ્ન થયા હતા તે ઓરડા હજી દેખાડે છે એ આખા મેહેલના જુના ભાગની દેવાલો, સીલીગ સઘળુ રંગો વગેરેની નકશીથી ભરી લઈ તેમા જાત જાતની તરાહો પાડી રંગેલુ તથા ગીલીટ કીધેલું છે અને હરેક ઓરડામાની એવી નકશીઓ એક એકથી તદન જુદીજ છે. એ દેવાલોની કોરેપર આરબી ભાષામા બોલો પણ કોતરેલા છે, પણ એ સઘળામા સીલીગો જે લાકડાની ખાચા ખાચા તથા ચોરસ ઘનાકત, અષ્ટકોણ ઇત્યાદી રીતની જાત જાતની નકશી-ઓથી તથા ગીલીટથી ભરેલી કીધી છે તે ઘણીજ પસંદ કરવા જોગ છે અને વળી તેમા લાકડાના ઇનલેડ વર્કની તરાહો પાડેલી છે. ૪૦ સને ૯૦૦માં કીધેલું એક બારણુ પણ એજ મુજબનું નકશી તથા આરબી અક્ષરોથી કોતરેલુ છે, જે આસરે ૧૨ ફીટની ઉપર ઊંચુ હશે અને ઉપર તથા હેઠલ ખુટી ઉપર તે સેહેલાઈથી ઉઘાડ બંધ થઇ શકે છે. જો એમ ન હતે તો બેથી ઉપર માણસો તેને બંધ કરવા વાસ્તે જોઇયે એટલા જાડાઇમાં તથા મોટાઇમા છે. સેંટ ફરડીનાન્ડ-વાળા સુવાના ઓરડાની સીલીગ નો હાથીદાંત તથા સીદાર ઓવ-લીબેનન નામનું ઊંચું જેરૂસલમ તરફનાં લાકડામાં ઈનલેડ કીધેલી છે. ફીલીપ બીજાવાળા ઓરડાની સીલીગ બ્રાન્ઝ ધાતુની નકશીની બનાવેલી છે. Hall of Ambassadors (એટલે એલચીઓના ઓરડા) ની સીલીંગ ઘણીજ ઊંચા ગુબજ ઉપર કીધી છે અને તેની અંદર એક મોટું ઝુમર લટકતું હેટે સુધી રાખ્યું છે જેની દોરીની લંબાઇ ઘણી હોવાથી

આણો વગર વગર પવને તે હીલ્યા કરે છે અને હોલને મથાળે અગાશીઓ (Balconies) છે તથા તેને મથાળે નકશી કોરેલી જાલી રોકી બારીઓ છે જેમાંથી અસલ મુર લોકોની ઓરતો હોલમાં જોઇ શકતી હતી તથા દેવાલની ઉપર ફરતી સ્પેન તથા સેવીલના આસરે ૫૬ પાદશાહોની તસ્વીરો ચીતારેલી છે. એ હોલ સને ૧૨૪૮માં બાંધેલો કહે છે. તેના ગુંબજની તરાહ એવી રીતે પાડેલી છે કે જાણે એક નારંગી અરધી કાપીને મુકી હોય તેવા દેખાવની લાગેછે. તથા દેવાલ તથા સીલીગપર બીજા ઓરડાઓની માફક નકશી તથા ગીલીટ કીધેલી છે જેમાની છેલ્લી ૩૦૦ વર્ષ ઉપર પાછી કીધેલી જાણે આજે કીધી હોય તેવી સરસ હાલતમાં રહી છે. એ હોલની પડોસના ઓરડામા પેડ્રોડી ક્રુઅલે પોતાના ભાઇ એલ મુએસ્ટરો ડી મેનટાએગો (Elmuestre de Santiago) જેને ડોન ફરડીનાન્ડ પણ કહે છે તેને પોતાના પરોણા દાખલ બોલાવી ત્યાંના ઉંબરની ઉપર મારી નાખ્યો હતો જે હજી ત્યાંનો ભોમીયો લોકોને દેખાડે છે. ફરડીનાન્ડ અને ઈસાબેલાના લગ્ન જે ઓરડામાં થયાં હતાં તેબી ઘણો નકશી તથા ગીલીટથી સનગારેલો છે, અને દેવાલ ઉપર તપે તપે એક કોર હોએ તેમ Tato Mota યાને બંધાયલા (United) કરી કોતરેલુ છે. એક બીજો ઓરડો જેને હોલ ઓવ ધી પ્રીનસેસ કરી ઓળખે છે. તેની સીલીગ જાણે આબાદ શયાલનું રંગીન ભરતકામ આવે છે તેવી કીધેલી છે. એ મેહેલની વચમા જે ચોક છે તેમા એક ફુવારો સગેમરમરનો કીધો છે અને તેને ચારે મથાળે ફરતી પેહેલા માળ ઉપર ઓરતોને જોવાની જાલીની નકશીની પથ્થરમા કોતરેલી બારીઓ અને વળી તેને મથાળે છુટી છુટી અગાશીઓ (Balconies) કીધેલી છે અને બધી દેવાલ તરાહતરાહની નકશીની (Stucco Work) કીધેલી છે તેથી તેનો દેખાવ ઘણો સરસ લાગે છે એ મેહેલની સીડી ઉપર જુની ટેપીસટ્રી વર્ક (ભરત કામનો) પણ સરસ છે અને મેહેલ બધી રીતે જોવાલાયક છે એને લગતો બાગ પણ સારો છે તેમા તેમનોરીયાના તર-

બાદુર્ગીના વખતના મોટા રહેલા છે. એ બાગને ફરતી દિવાલ
ઉપર બેઠક ગેલેરી કીધી છે અને તેની દુરસ્ત રોકાણ કરીને
તેમા તથા બાગના રસ્તાઓની નીચમા ધારણા તથા તેઓની
વચમા એકમા મોટા તળાવોમા નળીઓમા થઈ જગે ફુવારા
ઉડારવાનુ કીધું છે અને કહે છે કે જ્યારે આપણ લોગ છે ત્યારે
ગેલેરીપર થઈ વેળાગુ ફરે છે ને પેલા ફુવારાઓના પાણી સાથે
ભેલાઈ જઈને દેખાવ ઘણો સારો આપે છે. ગેલેરી ઉપર પણ
ફુલોનાં ઝાડોના કુંડાઓ મુકેલા છે. એ બાગમા એક સમર હાઉસ
નાનુ બાંધ્યુ છે જેની દિવાલ મીનાકારી ગારાની જાતના કોરીની લાદી-
ઓપર જાનવર, ઝાડ ફલાણીની તરાહ પાડીને કીધેલી છે અને તેની
વચમા એક ફુવારો તથા ફરતી સંગેમરમરની બેઠકો કીધી છે. એ
બાગમાં નારંગીનાં ઝાડો ડોન પેડ્રો (સને ૧૩૫૦થી ૧૩૬૯મા રાજ
કરી ગયો) નાં રોપેલાં છે જેના થડ આગળ મોટા ઝાડ જેવા જાડા
થયલા છે. એવાં મોટા નારંગીના ઝાડો અમોએ કોઈ જોયા નથી અને
તે હજી ફળો આપે છે. એ બાગમાંથી મેહેલની સુરંગ એક લાંબી
વોલ્ટ છે જેમા તેવીજ લાંબી આસરે ૧૦૦ ફીટની ટાકી કીધેલી છે
અને તેની બેઉ બાજુએ રસ્તા તથા બેઠક કીધેલી છે. એ ટાકીઓ
રાજા રાણીને માટે નહાવા તથા તરવા સારૂં બનાવી છે. એ અસલ
બંધીખાના દાખલ વપરાતી હશે એમ ધારેછે.

અમો હોટલમાં લન્ચ લઇને પછી અત્રેનો વખણાયલો સેન તેલમો
(San Telmo) નામનો મેહેલ જોવા ગયા. એ મેહેલ ફ્રાંસના
પદભ્રષ્ટ રાજા લુઇ ફીલીપનો છોકરો ડયુક ઓવ મોનપેનશીઅર
જે સ્પેનની પદભ્રષ્ટ રાણી ઇસાબેલાની બેનનો વર થાયછે તેનો છે
એ મેહેલ અસલ કોલમબસના છોકરા ફરનેન્ડોએ દરીયાને લગતી
કોલેજ સારૂં સને ૧૬૮૨મા બાંધ્યો હતો અને પાછળથી એ ડયુક-
ના વડાઓને આપ્યો હતો. એ મેહેલ બીજા મેહેલોના જેવો ઘણો
ભપકાદાર નકશી યા ગીલીટનો કીધેલો નથી તોબી સારો છે, પણ
તેમાં જોવા લાયકતો પીકચર ગેલેરી છે જેના ઓરડાઓના ઓરડા

ભરેલા છે અને સઘળાં અસલ માસ્ટરોના હાથના ચીતારેલાં છે તેમા Velazquez, Olevares, Zurbaran, Morales, El Greco, Bocanegra, Francisco Goya, વેલસક્વેઝ, ઓલીવરસ, ઝરબારન, મોરેલસ, એલ ગ્રેકો, બોકેનગ્રા, ફ્રાનસીસકો ગોયા, એ બધા સ્પેનીશ ઉસ્તાદોનાં હાથના તથા બાહાર દેશના બીજા રૂબન ઇત્યાદીનાં હાથનાં ચીત્રો ઘણાં જોવાલાયક છે એ ઉપ્રાંત મોઝાક વર્કની ટેબલો (રોમના જેવી) ઉંચી ઈનલેડ વર્કની કેબીનેટો ઇત્યાદી નવાઈની ચીજો ઘણી સરસ છે. ફરનીચર પણ દરેક હોલમા તથા ઓરડામા જુદીજુદી જાતનું છે. કોઇમા ભરતકામની લાઈનીગો છે, કોઇ ફરનીચર સીપનું કોચ, ખુરસી, ટેબલ, આરસી સુધા એવુ એવું જાત જાતનું છે. એને લગતો બાગ પણ ઘણો મોટો અને જોવાલાયક છે તેમાં હેવેના દેશનુ એક જાતનું ઝાડ છે જે ઘણુ મોટુ તેમ જલદી ઉગી નીકળે છે તે જોવાલાયક છે. તેને Sapoli સાપોલી કરી કહેછે. તેનું થડ ઘણુજ જાડું છે અને તે આસરે ૩૦ ફીટના ઘેરાવાનું ૩૬ વર્ષમા થયુંછે. એ જોઇને અત્રેની સરકારનુ તમાખુની બીડી તથા તપકીર બનાવવાનું કારખાનુ જોવા ગયા હતા. એને ઇહા La Fabrica de Tobacos લા ફેબ્રીકા દી તોબેકોસ કહે છે એની ઇમારત ઘણી મોટી ૬૬૨ × ૫૨૪ ફીટની અને ૧૭૫૭માં એક ડચમેનનાં પ્લાન પરથી બાધી હતી, અને એની આસપાસ પાણીની ચર રાખી છે કે બીડી કોઇ બહાર લઇ જાય નહીં. એ કારખાનામા લાસ ૭૦૦૦ ઓરતોને કામે રાખેલી છે અને વર્ષ દીને નજદીક ૨૮ લાખ ન[illegible] નાની મોટી બીડીઓ ત્યા બને છે [illegible] ઓરત જો ઘણી હુશીયાર હોય તો [illegible]૦ બીડીનાં ૮થી ૧૦ બ[illegible] રોજનાં બનાવી શકે. તે દર બ[illegible]ડલની ૨ પેન્સ લેખે તેઓને પગારજમ મળે છે. તમાકુ અમેરીકાના [illegible] ઉત્તરના દેશ હેવેનાથી એ સરકારના બાગમાંથીજ તેના ગાસડી બાધીને ઇહા મોકલે છે. તેને પેહેલાં છુટો પાડીને નાના ભાગેલા પાદડાંનો [illegible] વીનો કરે છે અને [illegible] જોઈએ તેટલા કદની [illegible] [illegible] તમાકુ [illegible] કરે છે. એ વખતે

તમાકુ પાકેલા ભાગના માટે ઠંડનાથી સુકાં આવે છે તેને જાણુંછે, પણ પીઠી કીધા પછી છ મહીના સુધી તેને બાકડાઓમાં ભરી રાખી એમજ સુકવ્યા પછી તે તેમાં કામ આવે છે. જુદા જુદા ઓરડા-ઓમાં એ બનાવવા ઓરતોને રાખી છે તેમા ગોરી ઘણા લાંબા ઓરડામાં એકી વખતે ૩૦૦૦ ઓરતો કામ કરે છે તથા તેઓનાં નાનાં છોકરાઓ ધાવતા હોય છે તેઓને બારણા નાના પાળણાંઓમા સુવાડી રાખે છે તે પણ જોવાલાયક છે એ બીચારા નાનાં બચ્ચાંઓ શી રીતે આવા તબાકુના વાસવાળા ઓરડામા જીવી શકતાં હશે અને એ લોકોની તબીયત આગળ આવતા વખતના ઘણી નબળી રેહેતી જોઈએ પણ જે ઓરતો કામ કરતી હતી તેઓ ઘણીખરી તન્દરોસ્ત હાલતમાં દીસતી હતી. તે ઉપરથી એનો વાસ જોવા મેજે તંદરોસ્તીને હરકત કરે તેમ લાગતો નથી. એ તંબાકુ બનાવનાર ઓરતોનો એક જુદો વર્ગ હોય તેમ તેઓમાનીઓજ એ કામ કરે છે. આજે દુનીયાંમાનો એક વખણાયલો સારગી વજાડનારનો કોનસરટ હતો તે જોવા ગયા હતા જે ઘણો જબરો ઉસ્તાદ હતો. અમોએ કોઈ દીને એવો વજાડનાર જોયો નથી, તે ઘણો ઝીણો અને ઉંચી "ફ્રી" પરથી એકદમ જાણે પવન દોડે તેમ જાડી "ફ્રી" ઉપર જતો ને કોઈ વખ્તે એજ પ્રમાણે Stuccatto વજાડતો હતો જે સાંભળી બધું લોક તેને "એનકોર Bravo" કરી સાબાશી આપતું હતુ હવે સેવીલ શેહેરમાં કાંઈ ઘણું જોવાલાયક નહી હોવાથી અમો આજે પાછલી રાતનાં ૪—૧૫ ની ટ્રેનમાં બેસી લીસબન જવા ઉપડયા હતા. સેવીલ શેહેર તથા પ્રાંતો અસલ રોમનોએ લીધો હતો ત્યાર પછી ગોઠસોનાં હાથમાં છઠ્ઠી સદી સુધી રહ્યું અને સ્પેન દેશને જ્યારે મુર લોકોએ જીત્યું તે વખ્તે કા-લીફ વાલીદને હસ્તક થયુ. એના પાદશાહ ડોન રોડ્રીકને તખ્તપરથી તેણે ઉઠાડી મુકયો જેની બાયડીએ શેહેરને જીતનાર મુસલમાન મુસાઇબન નસરનાં વડા છોકરા સાથે નાત્રુ કીધુ હતુ. તે સને ૭૫૬ સુધી દામા-સકસના કાલીફોને હસ્તક રહ્યું. પણ તે વખ્તે અબદુલ રેહેમાને ફુલ્લડ કરી કોરડોવા ઉપલા કાલીફથી છુટુ પાડી પોતે લીધું હતુ ત્યારથી એ

સેવીલ પણ તેને હસ્તક થયું. તે સને ૧૦૦૯માં એ ખાનદાનની પાદશાહી ગઇ ત્યાં સુધી રહ્યું હતું ને તે વખ્તે પોતપોતાનાં એ ખાનદાનીઓ લડી મર્યાથી સેંટ ફરડીનાન્ડે તેને કોરડોવાની સાથેજ જીતી લીધું હતું. સને ૧૨૪૨માં ત્યાર પછી તે ખ્રીસ્તીઓના હાથમાં છે. સેવીલના મોહોલાઓ ગ્રેનેડા તથા કોરડોવા કરતા સારા છે પણ સાંકડા તેઓનાજ જેવા છે. ઘેરો પણ સારી બાંધણીના છે ઇહાંથી ૪૦ મેલ દુર દરીયો છે ત્યાં સુધી ઇહાની નદી જાય છે તેથી મોટા વાહાણો છેક શેહેરમાં આવી શકે છે ને વેપાર પણ ચોટો ઘણો ચાલે છે. પણ એ બાબદમાં માલાગાને પોહોચે નહી અમો આજ સાંજના સેવીલનું "મ્યુઝીઅમ" જોવા ગયા હતા જ્યા ઘણા બને મુરીલોના આસરે ૨૯ ચીત્રો અને તે ઉપ્રાંત બીજા ઉસ્તાદોના હાથના ચીત્રો પણ જોવાલાયક છે ને સીવાય બીજું કાંઇ જોવાલાયક નથી

તા૦ ૧૧ મી મે સને ૧૮૮૭ ને વાર બુધ—આજે આખો દીવસ આગગાડીમા સેવીલથી લીસબન જતા થયા હતા. પેહેલા તો પાહાડી જમીન ઘણીખરી મળી, જે ઉપર ઓલીવસના બાગ તથા ખેતીવાડી મોટા ભાગ ઉપર હતી ત્યાર પછી બેડાજોજ (Badajoz) જે સ્પેનની સરહદ ઉપર આવેલું શેહેર છે ત્યા સુધી સપાટ જમીન સારી ખેતી તથા દરાખના માડવા સાથની મળી હતી બેડાજોઝના એક સ્ટેશન આગળ જતાં પોરટુગીઝ સરકારની હદ આવે છે, જ્યા રાતના આઠ વાગે પુગ્યા હતા ત્યાં અમારો સામાન દારૂ યા તમાકુ સારૂ ગાડીમાજ તપાસ્યો હતો ત્યાર પછી આખી રાત ગાડીમાજ કાહાડી હતી એ બાજુ ઉપર સુવાની ગાડીઓ તદન મળતી નથી, પણ સારા ભાગ્યે સ્પેનમા જ્યાંથી અમો ફરીયા હતા ત્યા અમને જુદો "કમપાર્ટમેન્ટ" અમો બીડી નહી પીતા હતા તેથી મળ્યો હતો, કારણકે જેઓ સ્પેનીઓ ગાડીમા બેસે છે તે આખો વખ્ત બીડી પીયેછે અને વળી ગાડીના કાચ પણ ગરમી રોહે તોબી આખો વખત ચહડાવી રાખેછે જેથી તેમા બીડી નહી પીનાર બેસનારને ઘણી અગવડ પડે તેથી નહી પીનાર સારૂ એક "કમપાર્ટમેન્ટ" હમેશા છુટો રાખવાથી અમો તેમા એકલાજ બેસતા

હતા તે મુજબ આજ રાતના પણ બેંજ મળ્યા હોવાથી સુઇ શકીયા હતા, નહી તો કે જો બીજાઓ હતે તો બેસીને રાત કહાડવી પડતે. અમો મલાગા ઉતર્યા હતા ત્યારથી તે આજ સુધી ગ્રેનેડા શીવાય બધાં ગામોમા ગરમી મુંબઈના મે માસના જેવી પડી હતી ને આ ગરમીનો વખત હોવાથી હમેશા તેમજ રહેશે

**તા૦ ૧૨ મી મે સને ૧૮૮૭** અને વાર ગુરૂ રોજ આસમાન અને માહ આવાંઇજદ—આજે સવારના ૭ વાગે અમો લીસબન શેહેરનાં સ્ટેશનપર પુગ્યા હતા. ત્યાંથી ઉજાસ પડતા ગાઉયો (આસરે ચાર વાગેથી પડેલે પણ અમો પાંચ વાગે જાગ્યા હતા) ત્યારથી આસપાસના ખેતરો લીલોતરી ભરેલા તથા દરાખના માંડવા, નારંગીના ઝાડો તથા ઓલીવગના ઝાડોની ઘટાથી ભરેલા દીસતા હતા. લીસબન પુગવાની આસરે પોણો કલાક આગમગ ત્યાંની વખણાયલી ટેગસ (Tagus) નદી મળી હતી જે પેહેલાં તો જાણે દરીયો હોય તેમ બેલી બાજુએ પાણી અને આસમાન શીવાય કશું દીસતું ન હતું, પણ જેમ નજદીક આવતા ગયા તેમ જરા જરા સાકડી થઇ ગઇ અને આસરે બે મેલની પોહોળાઇપર લીસબન શેહેર શરૂ થયું હતું. એ જગ્યાપરથી વાહાણો તથા આગબોટો ટપેટપે મલતી હતી તેમાં ઘણાખરા બુચના ઝાડની છાલ તથા વાઇનનાં પીપો ભરાતા હતા. અમો સ્ટેશનપર લીસબનમાં ઉતરીને (જ્યા અમારો સામાન ફરીથી કસ્ટમવાળાઓએ તપાસ્યો હતો) ઈહાં (Grand Hotel Central) ગ્રાંડ હોટેલ સેનત્રલમા ઉતારો લીધો હતો અને નવ વાગે શેહેર જોવા નીકળ્યા હતા. પેહેલાં ઈહાંનું દેવળ જોયું જેનો બાહારનો દેખાવ દમણ તથા વસાઈમા જે ફીરંગીનાં જુનાં દેવળો છે તેને મળતો આવે છે. એની અંદરના ચેપલો તથા આલટર સ્પેનનાં બીજાં દેવળો આગળ જોતાં ઘણા સાદાં લાગતાં હતાં. ફકત ઉચાઈમાં અંદરથી સારા છે અને થાભલાઓ ચાર થાભલાની વચ્ચે ગોળ બીજા થાંભલાઓના કરી ઘણા મોટા કીધેલા હતા. એની દેવાલનો નીચેનો ભાગ મીનટન ટાઈલની તરેહ તથા ચીતારનો બનાવેલો છે. એ દેવળ સને ૧૫૨૨માં બાંધેલું છે. એ જોઇને અત્રેના

બ્રેગેનઝા વંશના પાદશાહો (હમણા પાદશાહ છે તે ખાનદાન)ની દાટવાની જગોવાળું દેવળ જેને Igreja E. Mostiero De S. Vicente અથવા સેંટ વીનસેન્ટ કરી કહે છે તે જોવા ગયા હતા. એ દેવળ સને ૧૧૪૭મા આલફોનસો હેનરીકે લીસબન જીત્યું તેની યાદમા બાધ્યું હતું અને તે સેંટ ઓગસ્ટીનવાળા મઠવાસીઓને સોપ્યું હતુ તે ચાર સદીમાં ભાગી પડતી હાલતમાં આવવાથી તે વખ્તે સ્પેનનો રાજા ફીલીપ બીજો જેણે લીસબન આગળા રાજાઓ પાસેથી ગળે પડીને છીણવી લીધુ હતું તેણે લીસબનની રૈયતને ખુશી કરવા એ દેવળ નવેસરથી સને ૧૫૮૧ માં બાધ્યું હતુ જેનો પાયો ખણતા રોમના વેસપીશીઅન શેહેનશાહાને નામની તખ્તી મળી હતી. એ દેવળ ૪૫ વર્ષે સને ૧૬૨૭મા બધાઇ તયાર થયું હતુ. એની બાહાર દરવાજા આગળ મુખરાપર સાત પવીત્ર પુરૂષોના પુતળાઓ મુકેલા છે. એના હાઇ આલટરની બાજુપર બીજા બે ચેપલો છે જેમાતું એક વરજીન મેરીવાળુ અસલનું છે તે સઘળુ સગેમરમરના રગીન પથ્થરનું ઇનલેડ વર્કનુ બનાવેલુ છે અને તેની સામે અસલ એવુંજ હતુ તે ઇંહાના મોટા ધરતીકપ વખ્તે પડી જવાથી તેની લાકડાની નકલનું બનાવ્યુ છે એ છેલ્લાં આલટરની હેઠલ હાલના બ્રેગેનઝાના પાદશાહી ખાનદાનના અસલ વડા Nunno Alvares Pereira ને દાટેલો છે હાઈ આલટરની જમણી બાજુએ એક ઓરડામા પોરટુગલના (પેટ્રી આર્કસો) વડા પાદરીઓ જેઓ બધા કારડીનલો હતા તેઓના મુડદાની પેટીઓ મુકેલી છે જેમાનો સૌથી જુનો ૪૬ વર્ષ પર મુવો હતો એવા છ પાદરીઓના કફન છે તેમાનો સૌથી છેલ્લો પાદરી સને ૧૮૮૩મા મરણ પામ્યો હતો તેનુ કફન ઊંચાહું રાખીને તેનીપર કાચ જડેલો છે જેમાથી તે સુતેલો દીસે છે એ મુડદાની ઉપર જરાક ફુગ આવી ગયાથી તેનુ મોહોડું તદન દીઠુ નથી એ પાદરીઓ કારડીનલ હતા તેથી તેઓની કારડીનલની લાલ તોપીઓ તેઓનાં કફન આગળ દેવાલપર લટકાવી રાખી છે હાઇ આલટરની બેઉ બાજુથી જતે દુર હમણાના પોરટુગલના પાદશાહના ખાનદાનના આગલા પાદશાહ રાણીઓને એક મોટા લાબા ઓરડાના કફનોમા પેટરોમની ઉપર સોને પાઉ હારબધ મુકેલા છે તે માહેના પેહેલા પાદશાહ રોન જુઓનનું

કફન એક મોટા સંગેમરમરના પથરની કબરમાં મુકેલું છે. બાકીની સઘળી કફનો દેખાતી રાખી છે. તેમાં ડોન પેદ્રો ચોથાની કફન છે જે બ્રાઝીલનો શેહેનશાહ તથા પોર્તુગાલનો રાજા હોવાથી તેની કફન ઉપર બે તાજ એ બેઉ દેશોના મુકેલા છે. એનીજ હારમાં વચમાં એક બીજા પ્લાટફાર્મ ઉપર હમેશાં જે છેલ્લો પાદશાહ મરે છે તેની કફન રાખે છે તે મુજબ હમણાના પાદશાહનો બાપ ડોન પેદ્રો પાંચમાંની કફન તે ઉપર મુકેલી છે જે એની પછીનો પાદશાહ મરશે ત્યારે ઉચકીને બાજુપર મુકીને તે નવા મરનારને એ ઉપર મુકશે. સૌથી છેલ્લો હમણાના રાજાનો બાપ ડોન ફરનાન્ડો જે સને ૧૮૮૫ના ડીસેમ્બરમાં મરી ગયો હતો તેનું કફન છે તે ઉપરથી કાચ મુકીને મુડદું દેખાતું રાખેલું છે. એ મુડદું જાણે હમણાંજ તે મરી ગયો હોય તેવું લાગે છે પણ એની ઉપરની ફૂગ થોડી થોડી એના કપડાં ઉપર આવવા લાગી છે એ ધણી પોતે શેહેનશાહ નહીં હતો. પણ ડોન પેદ્રો ચોથાની છોકરીનો બીજો વર થતો હતો, જે છોકરી મેરીઆ બીજી તખ્ત ઉપર આવી હતી ને તેને પેટે આગળો તથા હમણાનો પાદશાહ અવતરેલો છે તેઓની એણે તપાસ રાખી હતી અને તે લોકોમાં એટલો તો પળો તાયલો હતો કે તેના કફન ઉપર જથ્થાબંધ ફુલાના હાર તથા બીજી જાતજાતનાં જુદા જુદા દેશના ગજાઓ તથા રૈયતની તરફના આવેલા મુકેલા છે. એ જોઈને અત્રેની બજાર જોવા ગયા હતા. જે કારખાનાઓનાં જેમ છુટા છુટા કાચના છાપરાઓ આવે છે તેવી છાપરાંની ઘણી મોટી અને સારી ઢપની બાંધેલી છે. તેમાં ઘણી જાતનો મેવો તેમાં આમેરીઓ ઘણી મોટા કદની તથા ચેરીસ લોકવાત ઇત્યાદી જાતનાં ફળો તથા ગોસ, શેકાર સઘળું વેચવા મુકેલું હતું. એવી થોડીજ બજારો મોટાઇમા બીજા યુરોપનાં દેશોમા હશે. ત્યાથી કારમેલાઈટ મઠની સોને લગતા છેલ્લા ધરતીકંપમાં પડી ગયલા દેવળનાં ખડીયરો જોવા ગયા. (એ ધરતીકંપ દુનીયાના ધરતીકંપોનાં સૌથી જબરદસ્તમાનો એક ગણાય છે, જે સને ૧૭૫૫માં લીસબનમા થયો તે વખ્તે નજદીક પોણું શેહેર તારાજ કરી નાંખ્યું હતું. અને ત્રીસ હજાર માણસો તેમાં દટાઇ મુવાં હતાં.) તેનું છાપરૂં તથા ઘુમટ સઘળુ પડી ગયું છે પણ

આરકાંઓ જોકે નજદીક ૬૦થી ૮૦ ફીટ ઉચાં છે તે છુટાં ટકી રહ્યાં છે જે ઘણાં સરસ લાગે છે. એ દેવળને લગતી પથ્થરની નકશીની બારીઓ તથા બીજો સામાન ત્યાંજ ગોઠવીને મુકયો છે અને હાલ તેને મ્યુઝીયમ જે પાસેજ આવેલુ છે તેનો એક ભાગ હોય તેમ બનાવી તેમાંથી જવાનો રસ્તો રાખ્યો છે. એ મ્યુઝીયમ બંધ હોવાથી અમો તે જોઇ શકયા નથી

પછી સેંટ રોકનું (St. Roque) દેવળ જોવા ગયા હતા. એમા આરસીઓ ઘણા નામીચા ચીતારાઓની પાડેલી છે. પણ સર્વથી સરસ એમાનુ જોન ધી બેપટીસ્ટવાળું ચેપલ જોવાલાયક છે, જેના જેવું બીજું ચેપલ પોરટુગલમા તો શું પણ રોમ સીવાય બીજા કોઇ પણ દેશમાં નથી એમ કેહેવાય છે. એ ચેપલ સને ૧૭૧૮મા જોન પાંચમાએ શણગારી બંધાવ્યું હતું તે વિષેની વીગત જાણવા જોગ હોવાથી અત્રે લખીયે છીયે. એ સને ૧૭૧૮ના સાલમા સેંટ ઇગનેશીઅસ લાઓલા જે જેસુઇટસોનો સ્થાપનાર હતો તેના મરણનો દીવસ પડગો ત્યારે ઉપલો પાદશાહ એ દેવળ જે તે પંથના હાથમાં હતું ત્યા ભણુવા ગયો, તે વખતે તેણે બધા ચેપલોમા ઘણી રોશણી તથા શીણગાર જોયો પણ આ ચેપલમા તેવું કશું જોયું નહી તેથી તેનું કારણ પુછવાથી માલમ પડયું કે બીજાં ચેપલો જે છે તે જુદા જુદા પંથના પાદરીઓનાં હસ્તકમાં હોવાથી તેઓ તેને શણગારે છે. ત્યારે એ પાદશાહ બોલ્યો કે, "જ્યારે એ ચેપલ મારા નામવાળા (St John the Baptist) સેંટ જોન ધી બેપટીસ્ટને અર્પણ કીધેલું છે ત્યારે હવેથી હું એની તપાસ કરીશ." એમ કહીને તે ચેપલને ભરીને તેની વીગત રોમ મોકલાવી પોતાના ત્યાના એલચીને હુકમ કીધો કે એક ચેપલ સૌથી સરસ સામાનનું ખરચની કાંઇ દરકાર કીધા વગર બનાવવું. જેનો ફરમો (Van Vitelli) વેનવીતેલીએ બનાવી લીસબન જોવા મોકલ્યો. તે પાદશાહે પસંદ કરી તેના ખરચ [illegible] ન મનાય એટલી રકમો મોકલાવી હતી એ [illegible] તેને રોમના સેંટ પીટરના દેવળમા ઉભુ કીધું અને તેને પોપ બેનીડીક્ટ [illegible] પેહેલી [illegible] તે [illegible] હતે [illegible]

તેને સોના તથા કીમતી પથ્થરનો એક પ્યાલો (Chalice) એક લાખ રૂ
પીઆની કીમ્મતનો એ પાદશાહે બક્ષીસ મોકલ્યો હતો. ત્યાર પછી તેને ફ્રુ
ન્ચ લશ્કર લઈ ગયું પણ તે પુરૂં પાછું તે આગગાસ તો પાદ
શાહ એ તે મગાવી આપ્યો હતો પણ એની પછીના પાદશાહ જેમ
રેહુલાએ સને ૧૭૯૨મા તે પાછું મુક્યું હતું. એ દેવળની આંદર
દેવાલ 'કોરલ'ની બનાવી છે અને તેને મોટા પડદાથી હમેશા ઢાંકે
રાખે છે. અંદરના આરકાનો ભાગ આલાબાસ્ટરનો બનાવેલો છે. તે
લગતા બે બાજુપરના બારણાઓ સોના ચાંદીની ઊંચી નકશીના બના
વેલા છે. દેવાલ કાળા સંગેમરમર, આલાબાસ્ટર અને બીજા ઊંચ
પથ્થરની છે તે દરવાજાના મથાળા ઉપર મોઝાઇકવર્ક (જેવું રોમના સેં
ટ પીતરના દેવળમા છે તેવું) ની એ સારી ગોઠણી છે. એ મોઝાઇક ઘણું
ઝીણા રંગીન પથ્થરો ગોઠવીને બનાવે છે અને એવું તો સરસ "લાઈટ
શેડ" સાથનુ હોયછે કે આપણે જો તે મોઝાઇકવર્ક છે કરી જાણતા નહીં
હોઈએ તો તેને ઓઈલ પેનટીંગ સમજીએ અને તેની ઉપર હાથ ઘસીં
છીએ ત્યારે ઠંડું લાગેછે તેથીજ ખાતરી થાયછે કે મોઝાઇકવર્ક પથ્થરનું
છે. એની કોરનીસ તથા સીલીંગ મધલુ Jald Antique નામના
ઊંચા પથ્થરનીછે. આલટરની ઊપર એક મોટું મોઝાઇકવર્કનું જોન ધી
બેપટીસ્ટ ક્રાઇસ્ટને બેપટીઝમ આપેછે તેનુ પુતળુ મુકેલુ છે તેમ
મથાળે ફરેસ્તાઓ પાડી ક્રાઈસ્ટને જોરડન નદીમા જાણે આખા
પાણીમાં ઉભો હોય તેમ તેના પગો પાણીમાથી દીસવા ઉપરા
તેનો છાયડો પણ, પાણીમા પડતો હોય તેવો પાડેલોછે અને
તેને જોન બેપટીઝમ આપતાં માથા ઉપર પાણી રેડે છે તેબી ઘણ
સરસ પાડેલું છે. તે ચીત્ર અસલ રોમનાં સેંટ પીતરના દેવળમા માઈકલ
એનજીલોના પાડેલા ચીત્ર ઉપરથ ઉતારી લીધુ છે તથા બેઊ બાજુપરના
ચીત્રોણી ત્યાના ઉસ્તાદ ચીતારાઓ ગાઈડો રેનીનુ એનનસીએશન
(Annunciation by Guido Reni) અને ડીસેંટ ઓવ ધી હોલી
ઘોસ્ટ રેફેઅલનું (Descent of the Holy Ghost by Raphael
Sanzio da Urbino) પાડેલાની નકલોછે. એ દરેક મોઝાઇકવર્કની
આરસીઓની બેઊ બાજુએ લેપીસ લેઝુલી નામના ઘણાજ ઊંચ

પ્થરની પોપડીઓનાં થાંભળા બ્રાન્ઝ ધાતુના મથાળા અને જાલડ એનેટીકનાં એલેબાસ્ટરના પાયા(Basis)ઉપર મુકેલાછે. એ થાંભળાઓની પાછલની દેવાલ આલાબસ્ટર તથા એમેથીસ્ટ નામના પથ્થરોની છે તથા ફ્રેસ્તાઓનાં પુતળાઓ (Jasper) જાસપરનાં ઊંચા પથ્થરનાં બનાવેલાંછે આલટર અને મોઝાકવર્કની વચમાંની જગયા કોરલ એમેથીસ્ટ તથા લેપીસ લેજ્યુલીની બનાવેલી છે તેના આલટરના ટપ્પા બ્રાન્ઝ ધાતુનાં અને આખુ આલટર જાસપર એમેથીસ્ટ અને લેપીસલેજ્યુલી ભેલસેલનું બનાવેલુ છે. એની જમીન રંગીન પથ્થરની ગલીચાના જેવી બનાવી તેની વચમાં દુનીયાનો દડો પાડેલોછે. એ ચેપલમા ત્રણ મોટાં રૂપાંનાં ફાણસો લટકેછે તથા એ મોટા કેનડેલેબરા આઠ ફીટ ઉંચાઈના બે ગમ મુકેલાછે તે ઉપર ફ્રેસ્તાઓ તથા સેંટોના પુતળાંઓ ખુલાં કોતરેલાં છે. એ કેનડેલેબરા જે સંગીન રૂપાંનાછે તે એટલાંતો ભારીછે કે દરેકને ઉચકવા ચાર માણસો જોઈયે છે અને તે ઉપર ૨૧,૬૦,૦૦૦નો ખરચ બેઠોછે. એ ચેપલને લગતો બીજો ઘણો સામાન ઊંચો કરી રાખેલો છે તે ઘણો કીમતી છે તે એ સેંટના દિવસ પરજ બાહાર કાહાડે છે તેમા એક રૂપાંનો Frontal છે જેમાં બે ગમ ત્રણ ફીટ ઊંચા રૂપાંના ફ્રેસ્તા પાડેલા છે તેની કીમ્મત ફક્ત પચાસ હજાર રૂપીયાની છે. બીજી કેટલીક 'relics' યાને આગળા વખતની પુરાની જણસો છે તેનુ રૂપુ ૬૦૦ રતલ વજનમા છે ને સુનેરી દોરાનો વણેલો એક ગલીચો છે તે ૨૭૦૦૦૦ ની કીમ્મતનો છે. એ ચેપલ પર ખરચ રૂપીયા વીસ લાખનો સામાન વગર થયલો કહે છે ને તે કામા ભાયેગે દશ ફીટ પોહોળુ ને ૧૫ ફીટ ઊંચુ હશે. એનો પડદોઓ સોનેરી કસબી તે વખતના ભરતનો છે. પણ જાણે આજે બનાવેલો હોય તેવો સરસ દીસે છે એવા ૧૨ છુટા પડદાઓ છે જે વારા ફરની બાદલ્યા કરે છે. એ ચેપલની સામે બીજું એક ચેપલ સેક્રેમેન્ટનું છે તેમાં ઉમા સગેમરમરના રંગીન પથ્થરનું બનાવેલુ છે ને તેનાં [illegible] [illegible], પુતળાંઓ તથા બેસુમાર માણસના ડોકાઓ કોતરેલા છે [illegible] રંગ તથા ગીલીટ પણ ઘણી સરસ હોવાથી [illegible] [illegible] [illegible] આલટરના [illegible] [illegible]

તેમા પુતળાઓ કોતરેલા છે આ સીવાય બીજાં ૭ ચેપલો એ દેવળમ
છે તે સઘળા જોવા લાયક છે. તેમાની એની તેવાર ઈનસેડ એ
પથ્થરની જેવી હીંદુસ્તાનમા આગરાના તાજ મેહેલમા છે તેની ઝીં
ણી છે, પણ એટ જોન વાળા ચેપલની બરાબરી એ બીજા ચેપલો કર
શકે નહી જો કે એવા બીજા ગમ હને તો તેઓનીબી તારીફ થ
થતે, પણ આની આગલ તે જાણે કંઈ બીસાદમા ગણાતા નથી
દેવળ જોઇને એટ ... નુ દેવળ ત્યાંથી દૂર છે તે જોવા ગ
હતા અને એ આસરે એક મેગલા ડી બેલમ (De Belem
મકને લગતુ હતુ. એ દેવળ જ્યારે વાસકોડીગામા (જે
હીંદુસ્તાનનો દરીયાનો રસ્તો કેપને માર્ગનો પેહેલા શોધી કાઢનાર
હતો,) પોતાની મુસાફરીએ નીકળ્યા ત્યારે એ જગ્યાપર એક નાનુ ચેપ
હતુ ત્યા ફેરકી એણે પાસે દવા માગી વાહાણ ઉપર ચઢ્યો હતે
(તા० ૨ ૭ જુલાઈ સને ૧૪૯૭ ને દીને ચાર વાહાણો ૧૪૮ માણ
સાથે ટેગસ નદીમાથી બેરી નીકળ્યો હતો. તે બે વર્ષે હીંદુસ્તાન
ઘણો ખજાનો લઇને પાછો આવ્યો ત્યારે તે વખતના પાદશાહ ડો
મેન્યુઅલે તેની યાદગારીમા ઉપલુ દેવળ બંધાવ્યુ હતુ અને તેનો સ
ળો ખરચ ઉપલા ખજાનામાથી કીધો હતો સને ૧૫૦૦મા એ
પાયો નાંખ્યો હતો તે ઘણા વર્ષ એની પછીના પાદશાહ જોન ત્રીજ
ના વખ્તમાં તેયાર થયું હતું.

એ દેવળ જાણે વચમા ગોળ ગુબજ રાકુ અને તેની ચારે બા
પર લાબા હાલો હોય તેમ બંધાવ્યુ હતુ. એના બાહારની પોર્ટીકો
આરકામા ઘણી નકશી તથા પુતળાઓ પથ્થરની અંદર કોતરેલાં છે
એટલાં તો છે કે જાણે આખુ આરકું તથા તેની ઉપર સઘ
જાણે પુતળાઓનુજ હોય તેમ દીસે છે એ બારણાની બેઉ બાજુ
ઉપરથી એ દેવળ બંધાવનાર રાજા ડોન ઈમેન્યુઅલ અને તેની રાણી
પુતળાઓ છે અને બારણાને મથાળે ડોન હેનરીક કે જે શાહાઝા
નવા દેશોની શોધ કરવા તથા કરાવવામા ઘણી મદદ તથા મેહેનત ક
તો હતો તેનું પુતળુ છે. તે ઉપ્રાત ૧૨ એપોટસલસો (ક્રાઇસ્ટ

લાઓ) નાં પુતળાંઓ પણ બીજી બાજુથી મુકેલાં છે અને સર્વને
ઉપાળે સેંટ માઇકલને ઉડતો પાડેલો છે. દેવળમાં અંદર જતાં પેહેલું
ધ્યાન આપણું ચાર મોટા ઘણા ઊંચા થાભલાઓ ખેંચે છે. તેઓ
આસરે ૫૦ ફીટની ઊપરનાં ઘણા નકશીના. નાજુક દેખાવના, તથા
જાણે એની ઊપરના ઘુમટને ઉચકવાને બીનશક્તિવાન હોય, તેવા લાગે
છે. એ ચાર થાભલાઓની ઉપર એક ઘણો મોટો ઘુમટ (Vaulted
Roof) ૬૦ ફીટ પોહોળો તથા ૬૬ ફીટ ઉંચાઈનો ટેકવ્યો છે થાભ-
લાઓ સફેદ સંગેમરમરના છે તે ઉપર જાનવરો, પંખેરાઓ, પાંદડાં
ઇત્યાદી કોતરેલું સરસ છે, એ થાભલાઓની અરધ વચ્ચે આઠ ગોખલા
પુતળાં રાખવા સારું કાપેલાં છે. એ થાભલાઓની વચમા ઘણા મોટા
તથા ઊંચ્ચાં આરકાઓ છે. જેની ઉપરથી પથ્થરના પુસ્તાઓ જાણે
છત્રી ઊંધી ઉઘાડેલી હોય તેવી રીતે અર્ધ ગોળ તદન થાભલા તથા
આરકાંથી અલગા ચારે બાજુના ખુણામાથી નીકળેલા છે. અને તે
પુસ્તાઓની વચમાં પેલો ગજાવર ઘુમટ જાણે અલગ ટેકવી રાખેલો
છે. એ ઘુમટની હેઠલ આઠઅઠારા ઉપરથી વાળેલા ભારવતીઆ
હોય તેમ એક એકની અંદરથી તે ગોઠવીને તે ભારવતીઆઓને એક
એક સાથે ટેકવી તે ગુંબજ તેના ઉપર અલગો બનાવ્યો હોય તેમ દીસે છે.
તેનો દેખાવ આપણને નીચેથી એવો લાગે છે કે જાણે ઘુમટ તદન

નાંખી. પેલો ગુંબજ જેલોને તેનો વગર પડવે ટકી રહો, ન તે કારીગરોને મારી મગજથી તેજ પરાગના ભેગે આપીને તેઓ પાછળથી સારી ચાલાકીથી રચતા હતા. એવી રીતનું સરસ એ કામ બાંધેલું છે કે ત્યાર પછીનાં લીસબનમાં થયલા ધરતીકંપની વખતે જ્યારે ઘણી મજબુત હવેલીઓ તથા દેવળો પડી ગયા ત્યારેથી એ ગુંબજને કશું નુકશાન થયું હતું નહીં ને આજેથી જોવીને તેની બાબતમાં લોકોની અજાયબી વચ્ચે તે ભેળેલો છે. એ દેવળની જમીન લાલ, સફેદ તથા ભુરા રંગના સંગેમરમરની ભુમીતીના આકારોપરથી બનાવી છે. એ ઘુમતના આરકાંઓની પાછલથી ચારે બાજુપર "વીંગો" છે તે એ આરકા તથા તેના ચાર થાંભલાઓને ટેકવી રાખે છે તેમા ચેપલો બનાવેલા છે. એમાંનાં એક ચેપલમા ડોન જોન ત્રીજાના છોકરાઓની લાલ સંગેમરમરની પેટીઓમાં ગોખલાઓની અંદર રાખેલી છે. બીજા ચેપલમાં સેંટ જીરોમનું "પોરસીલેન"નું આખુ ઘણી મોટી કીમ્મતનું પુતળું છે જે એક પોપે મોકલ્યું છે. હાઇ આલટર રૂપાથી મઢી લીધેલું છે તથા તેની ઉપર સેક્રેમેન્ટ રાખવાનું ઘર આસરે ૧૦ ફીટ જેટલું ઊચ્ચું તદન રૂપાંનું બનાવેલું છે. તે ઉપર નકશી તથા પુતળાંઓ ઘણાં કોતરેલાં છે. એ સઘળું રૂપું હીંદુસ્તાનથી પેહેલી વખતે પાછો ફર્યો ત્યારે વાસકોડીગામા લાવ્યો હતો. ડોન ઇમેન્યુઅલ અને તેનાં છોકરાંઓની પેટીઓ બહાં બાજુ પર મોટા ગોખલાઓમાં બનાવતના હાથીઓ ઉપર ગોઠવી મુકી રાખેલી છે. તે સઘળુ કાળાં તથા સફેદ સંગેમરમરનું નકશી સાથનું બનાવેલું છે. એ ચેપલના થાભલાઓ આખા એકજ પથ્થરના સંગેમરમરના લાલ રંગના આસરે ૨૫ ફીટ ઊંચા તથા ૬ ફીટ ઘેરાવામાં મુકેલા છે. એ ઉપર લખેલું સેંટ જીરોમનું "પોરસીલેન"નું પુતળું એટલી તો નવાઇનું તથા સરસ ગણાય છે કે તેને પેરીસ એકઝીબીશનમાં જોવા પણ મુકયું હતુ બીજી ગમતુ એ-ચેપલ છે તેની બેઉ બાજુ પર ગોખલામાં એકની ઉપર વાસકોડીગા-માનાં પોતાનાં તથા બીજાની અંદર કેમીઓસ કરી ઇહાનો વખણાયલો કવી તથા તવારીખ લખનાર થઈ ગયો છે તેનાં હાડકાં પેટીની અંદર રાખેલાં છે, જેઓને સને ૧૮૮૦માં તેઓનાં પોતાનાં ગામોમાં

કાટેલા કાહાડી લાવી ઈહિાં રાખેલા છે. એ દેવળમાં અસલ સોનાં રૂપાંની પ્લેટ તથા ખજાનાં, વાસણો ઈત્યાદી ઘણી મોટી કીમ્મતનું હતું, પણ ડોનપેડ્રોના રાજમાં એ દેશમાં ચાલેલી માહોમાહેની લડાઈ વખ્તે સઘળું બચાવાને નામે ટંકશાળમા લઇ ગયો અને પછી નાણાંની તંગી પડવાથી તે ગાળીને સીક્કા પાડયા હતા. તોપણ ઈહા થોડુ એક એવું રહી ગયું છે. એ દેવળમા થોડાંક ચીત્રોબી જોવાલાયક છે. તે જોઇને પછી એનીજ પાસે અસલ મઠ હતુ, ત્યા તેમાં રેહેનારાઓને કાહાડી મુકીને કાલેજ બનાવી છે તે જોવા ગયા હતા. એ જગ્યા ઘણી મોટી એક ચોકની આસપાસ ફરતી બાંધેલી છે તે ચોકની ચાલનાં આરકાઓ કાંઇ જુદીજ તરેહના નકશીના જોવાલાયક બનાવેલાં છે. અસલ આરકાંઓ બબે થાભલા વચમાં અને બાજુએ બીજા થાભલાઓ ઊપર ઊચા કીધાં છે અને વળી તે આરકાંની અંદર અર્ધી ઊન્ચાઇએ બીજા આરકા વળનાં બનાવેલા છે તેવી ઘણા શોભે છે. એ કાલેજમાં ૫૫૦ છોકરાઓને ધરમખાતે રાખી, ખવાડી પીવાડીને શીખવે છે જે સારૂં અસલ મઠની મોટી મીલકતોની આવક એને આપી છે તેમાથી સઘળો ખરચ ચાલે છે છોકરાઓ સારૂં સુવાના ઓરડાઓ તથા બીછાના સઘળુ સફાઈદાર રાખેલુ છે ખાવાનો ઓરડો પણ મજાનો મોટો છે અને શીક્ષકો સઘળા હુશીયાર રાખેલા છે. ૧૮ વર્ષની ઊમરનાં થાય ત્યા સુધી ઇહા તે લોકોને રાખીને પછી ધંધે લગાડી દે છે. એ ઈમારત ૪૦૦ વર્ષની જુની છે પણ ઘણી

ફીણીશનો ભરે છે. એ જગ્યાની થોડું આગળ ગરારી કરીને એક ઈમારત છે તેવી જુદા જુદા શેહેરના લતાઓમાં ગએ છે જેમાં ગરીબ ઓરતો પોતાનાં બચ્ચાંઓને પોતે કામ ઉપર જાય છે ત્યારે મુકી જાય છે જેની બરદાસ્ત ત્યા રાખેલી ઓરતો લે છે અને સાંજના તેઓને પાછા પોતાને ઘેર લઈ જાય છે. એ રીત ઘણી પસંદ કરવા જોગ છે. ત્યાંથી એસા ગરકને લગતુ દેવળ જોવા ગયા જે ઘણું તદન સંગેમરમરના રંગીન પથ્થરોનુ બનાવેલ છે જેના આલટર આગળના આખા કુના ભાભસાગો જ્યા દીઠના છે અને તેના ઘુમત જેણી સઘળો એજ પથ્થરનો છે તે ૨૦૮ ફીટ અંદરથી ઉંચાઈમા છે. લાદીઓ જમીનપર એજ પથ્થરની ગાલીચાની તરાહની માફક જડેલી છે તથા દેવળમા ૧૦ ફીટ અને મોટા સંગેમરમરના પુતળાઓ મુકેલા છે. ચેપલની અંદરની દિવાલો રંગીન મોઝાઈક વર્કની છે એ દેવલ રાણી મેરાયા પેહેલીએ સને ૧૭૭૭મા બાંધ્યું હતુ. તેને દટેલા એક પથ્થરની બનાવેલી કબરમા રાખેલી છે ત્યાંથી ઈણાનાં શેહેરની અંદરનો સેંટ પીતરનો બાગ જોવા ગયા જે ડુંગરના મથાલાપર આવેલા છે. ત્યાંથી લીસબન શેહેરનો દેખાવ ઘણો સરસ દીસે છે અને એ કેટલુ મોટું છે તેની યાદી ઇહાથી દીસે છે. બાગમા નીચાણથી ક્યારા કરી દરેક ક્યારાનાં ચાર ખુણે તથા વચમા મલી પાંચ પાંચ સંગેમરમરના અર્ધાં પુતળાંઓ ઇહા વખણાયલા માણસોના મુકેલા છે.

તે જોઇ પછી લીસબન શેહેરમા ફર્યા હતા. એનો દેખાવ તેના સીધાને સીધા લાંબા મોહોલાઓથી તથા તેની આસપાસના ગંજાવર ઘરો તથા મેહેલોથી ઘણો ભપકા ભરેલો લાગે છે સને ૧૭૫૫મા મોટા ધરતીકંપે જોકે તે વખતે ઘણી ખરાબી કીધી હતી પણ એક રીતે ફાયદાકારક લંડનની મોટી આગની માફક બન્યું હતું લીસબનનો ઘણો મોટો ભાગ એ ધરતીકંપથી પડી ગયાથી નવુ લીસબન જાણે પ્લાન કરી બાંધ્યું હોય તેવું થયું છે. તેનો મોટો રસ્તો નદીને કીનારેથી જાય છે જે ઘણો પોહોળો છે ને તેની ઉપરનાં બીજી બાજુના ઘેરો ઘણા મોટા અને રોણકદાર એકજ હારમા આવેલા હોવાથી તે ઘણે

સરસ દીસે છે. એ રસ્તામાંથી આડા બીજા મોટા રસ્તાઓ જાય છે જે પણ કુસાદે તથા મોટી ઇમારતવાળા હોવાથી તથા ઘણા લાંબા હોવાથી શોભે છે. લીસબન શેહેર સાત ટેકડીઓ ઉપર બાંધેલું છે તેની હેઠાણનો ભાગ ઉપર લખ્યો છે તે છે. હવે તેની પાછળ ટેકડીઓ ઉપરના અતી ઘણા ઢળાવના રસ્તા તથા તેની આસપાસના સરખાં ઘરોથી જુદોજ દેખાવ લાગે છે રસ્તાનો ઢળાવ ઘણો છે જેપર મુંબઇના ઘોડાઓ તો કદી ચહડી ઉતરી શકે નહી, પણ ઇંહાના ઘોડાઓ જે મજબુત તથા દેખાવલા છે તે સેહેલાઇથી ચહડ ઉતર ગાડી સાથે કરે છે. વળી ઇંહા ટ્રામવે પણ ઘણા ખરા રસ્તાઓપર બાંધેલી છે તેમાની એક ઘણા ઊંચા ઢળાવપર હોવાથી તેને ઘોડા જોડવાને બદલે પાણીના ભારથી ચલાવે છે. ઊંચાણવાળા ભાગમા પાણીના એ મોટા નલા ઉભા કીધા છે તેમાથી ટ્રામની ગાડીની હેઠાણમા મોટી ટાકી છે તેમા પાણી ભરે છે. હવે એ ગાડી પાટા ઊપર છે તેની વચમા જમીનમાં એક મજબુત દોરડુ બાંધેલું હોય છે. અને તે દોરડાને બીજે છેડે બીજી ટ્રામની ગાડી બાંધેલી હોય છે હવે પાણી ઊપલા ઢળાવના મથાલાપરની ગાડીમા ભરીને તેની બરેક છોડી કે તે પાણીના વજનથી પોતાની મેલે હેઠ ઢળાવપર ચાલી જાય છે અને તેના વજનથી પેલી બીજી ટ્રામ ગાડી કે જે પાણી ખાલી કીધેલું હોવાથી હલકી રહે છે તે ઉપર પોતાની મેલે

સરસ લાગે છે. એ મીનટનની બાગીઓ બનાવાના ઇલા ઘણાં કાર-
ખાના છે અને સસતી પણ વેચાય છે. સાભળના સુજણ ૨૫ રૂપીએ
૧૦૦૦ ને હીસાબે વેચાય છે. લીસબન શેહરના મોહોલાઓ તથા ઘરો-
નો દેખાવ ટીયુરીન શેહેરને ઘણો મળતો આવે છે તોપણ દેખાવે સ્પેની-
અર્ડસોને પેહેરાવ સુધા મળતા આવે છે પણ ઓરતો માથાપર જભ્ભો
નાખતી નથી. ઇહાંની માજનનો પેહેરવાસ મુંબઇમાં નોરતા ગાવા
બાઇરાંઓ બાહાર ફરે છે તેને મળતો પણ કાળા રંગના કપડાનો
છે. તેઓ બદીયાન પેહેરી નીચેથી જુદા ગાગરા હોય તેમ પેહેરે છે
અને માથાપર મર્દની તોપીઓ પેહેરી તેની ઉપર માછલીના તોપલાઓ
ઊચકે છે. ઇહાંના બંદીખાનામા કેદીઓની ખુશી હોય છે તો કામ
પોતાને જે આવડે તે કરે છે, કાંઇ ફરજીઆત નથી. રૈયતના મર્દોને
લશકરી ચાકરી ત્રણ વર્ષ સુધી કરવાની ફરજીઆત છે. તેઓને સાડા
છ પેન્સ જેટલો રોજનો લવાજમ મળે છે, પણ તેઓનાં સગાઓ
તથા માબાપ તેઓને પાળી લે છે. ઇહાં બળદો ગાડાઓમા જોડે છે
જે ઘણા સારા અને મજબુત બાંધાના ઇંગ્લંડના બળદો જેવા છે
તથા ગાયનું દુધ વેચાય છે. સ્પેનમા ઘણું ખરૂં બકરીઓનું દુધ વેચે
છે. ખુદ લીસબન શેહેર તેગસ નદીની આહમણ બાજુએ છે ને તેની સામે
ગીશીઅશનું ગામ આવેલુ છે. એ નદી ઘણી મોટી છે ને તેમાં ઘણાં
વાહાંણો તથા સ્ટીમરો લાગરેલી છે. અમારા સેનટ્રલ હોટેલ ઉપરથી
એ નદીનો દેખાવ ઘણો સારો લાગે છે.

ગામમાં ઘણો ખરો વાઇન દારૂ બનાવે છે જે એટલો તો સસતો
છે કે દરેક બાટલી ૪ પેન્સે વેચાય છે જે ફ્રેંચ લોકો ખરીદીને
બોરડો લઇ જઇ તેમાં કાંઇ ભેળસેળ કરી મોટી કીમ્મતે દુન્યામા
વેચે છે. નદીથી દુર આઠ મૈલ પર આટલાનટીક મહાસાગર આવેલો
છે ત્યાં સુધીમા એ નદી ઘણી ઊંડી અને ગમે એવાં મોટા બારકસો
અંદર આવી શકે તેવી છે. અમારા હોટલનાં ધણીને ગયે સાલ કાઉં-
ટનો ખેતાબ મળ્યો છે તે ધણી રેલવેના તથા બીજા મોટાં મોટાં કા-
મોના કનટ્રાકટો લે છે ને ઘણો પૈસાવાળો છે અને તે માણસો રાખીને
હોટલ ચલાવે છે. હમણા "એવન્યુ કરીને એક નવો મોટો મોહોલો શેહે-

રની વચમાં તૈયાર થાય છે તે ઘણો પોહોળો આસરે ૨૦૦ ફીટનો હશે. તેની વચમાં બાગ રાખી આસપાસથી મોટા રસ્તાઓ કીધા છે ને તે ઉપર બેઊ બાજુએ ઝાડો રોપેલા છે તથા રસ્તાઓની બાજુ ઉપર મોટા અને રોણકદાર એક હારમા ઘરો બધાય છે તથા બધાયલા પણ છે આ સઘળુ તૈયાર થશે ત્યારે વીલાયતના કોઈબી મોટા શેહેરનાં મોહોલાની બરોબરી કરી શકશે સ્પેનના શેહેરોમા અમો આજ સુધી ફર્યા, ત્યાનું એકબી શેહેર લીસબનના રસ્તા તથા ઘરો તથા સફાઇને પોંહોચી શકે નહી એવુ સરસ તથા સફાઈદાર અને સોઝા પથ્થરની લાદીથી મઢી લીધેલા તથા એકેડેમાઇજ્ડ કીધેલા રસ્તાઓ છે તેની ખુબસુરતીમાં ઇહાની ટેગસ નદી ઘણો વધારો કરે છે એનાં મોટા ચોકોમાંના એક ચોકમા મીનારો છે જે ઉપર પોર્ટુગલ સ્પેનથી સને ૧૬૪૦મા પાછુ છુટુ પડયુ તેની યાદી તથા લડાઈઓની વીગત કોતરી છે અને તે પર ફ્રેમ્ટો ઉડતો ઉભો રાખેલો છે લીસબન શેહેર પોર્ટુગલનુ પાયતખ્ત છે અને તેની હાલની વસ્તી આસરે અઢી લાખ માણુસોની છે. પોર્ટુગલનો દેશ સ્પેનની અંદર જાણે એકજ હોય તેમ એક બાજુવી આવી ગયો છે તે ૧૫૦ મેલ પોહોળો અને ૩૫૫ મેલ લાંબો છે તેનો ડોસ્તો ૩૫૫ મેલનો છે અને વસ્તી ૪૭ લાખની કેહેવાય છે તથા બીજી ૩૫ લાખની એના જુદા જુદા સસ્થાનોની અમેરીકા, આફ્રીકા અને એશીયામા છે એની આવક સાત કરોડ રૂપીઆ-

ચાલુ રહીને છેક ૧૩૪૦મા મુર લોકો પાસથી આખુ પોર્ટુગલ છીણવી લીધું હતુ. એ વખ્ત પછી એ લોકો દુન્યામા બીજા દેશો શોધી કાહાડવાની ઉલટમાં પડ્યા ને સને ૧૪૧૮મા પોરટોસેનટો, ૧૪૨૦મા મેડીરાના ટાપુઓ, સને ૧૪૯૮મા કેપને રસ્તે હીદુસ્તાન વાસકોડીગામાએ, સને ૧૫૦૦માં બ્રેઝીલ, ૧૫૦૬મા મેડેગાસકર, ૧૫૦૭માં માલડીવના ટાપુઓ એ પ્રમાણે નવા દેશોની શોધો કરી પોતાને તાબે લેતા ગયા હતા. હીદુસ્તાનમાં પોહેલુ શેહેર એઓએ ગોવા સને ૧૫૦૮—૧૦મા લીધુ હતું. ચીન દેશ પણ એઓએજ સને ૧૫૧૭મા શોધી કાહાડયો હતો ફરનાઓ પીરીસ ડી એનડ્રેડીએ (Fernao Peres De Andrade) બ્રેઝીલ ૧૫૨૦–૪૯માં વસાવ્યુ તે વખ્તે એ પોર્ટુગીજ લોકો પુર જાહોજલાલીમાં આવેલા હતા તે બધે બધ પોતાને હસ્તક દેશો કરી વેપાર નાનો મોટો ખીલવી આખા યુરોપમાં સરસાઈ ભોગવવા ઉપ્રાંત ઘણા પૈસાવાળા પણ થયા હતા.

પણ એ વંશનો છેલ્લો રાજા જે એક કારડીનલ હતો તે સને ૧૫૮૦મા મરણ પામ્યા પછી તેના વારસો દાખલ સાત જુદા જુદા ધણીઓ નીકળી આવ્યા તેમા રોમનો પોપ, ઇંગ્લંડની રાણી એલીઝાબેથ, સ્પેનનો રાજા ફીલીપ બીજો પણ હતા, જેમાથી આખરે એ છેલ્લા ધણીએ એક બીજો વારસ સાથે લેઈને લીસબન લીધાથી તે સ્પેન તથા પોર્ટુગલનો રાજા થયો હતો અને ત્યારથી એ દેશની પડતી હાલત આવતી ગઈ અને સ્પેનીયર્ડોએ કાંઇ દરકાર ન કરવાથી પોર્ટુગલને હસ્તકનાં સંસ્થાનવાળા દેશો વલનડાઓએ લઇ લીધાં હતાં અને વેપાર સઘળો ભાગી પડયો હતો. પણ જ્યારથી સ્પેનને હસ્તક એ દેશ ગયુ ત્યારથી ઈહાંનાં લોકોએ કાવત્રાં કરવા માંડયાં હતાં તે આખરે એક-સંપ સાઠ વર્ષ સુધી જાલવીને સને ૧૬૪૦મા ડયુક ઓવ બ્રેગેન-ઝાની સરદારી હેઠલ તે લોકોને લીસબનમાંથી હાકી કહાડયા અને કેટલાકોને મારી પણ નાંખ્યા. એકજ દિવસમાં આ સઘળો ફેરફાર થઈ ગયો હતો અને એજ ડયુકને ડોન જોનને નામે પોતાનો પાદશાહ કીધો

હતો, જેનું ખાનદાન (Braganza નું કહેવાય છે) આજ સુધી રાજ
કરતું આવ્યું છે. પણ વચમાં નેપોલીયન બોનાપાર્ટે સને ૧૮૦૭માં એ
જીતી લીધું હતું તે વખ્તે એની રાણી મેરાયા પાંચમી તથા તેનું
કુટુંબ અમેરીકાના પોતાના બ્રેઝીલ દેશમા નાસી ગયાં હતાં. પણ ઈંગ્રે-
જોની મદદથી ઈહિંના રીજંટે પાછું એ દેશ ફ્રેંચો પાસથી લીધા પછી
છેક સને ૧૮૨૦મા એ રાણી મરણ પામવાથી તેનો છોકરો પેરો
ચોથો પાછો આવીને રાજા થયો હતો અને પોતે બ્રેઝીલનો શેહેનશાહ
કરીનેબી નામ રાખ્યું હતુ.

**તા૦ ૧૩ મી મે સને ૧૮૮૭ ને વાર શુકર**—આજે લીસબ-
નથી અમે ૧૫ મૈલ દુર શીનતરા કરીને ગરમીના દીવસપર કંડાના
લોકોની હવા ખાવાની જગ્યા છે ત્યાં આગગાડીમાં ૧॥ કલાકે જઇ
પુગ્યા હતા અને મીસીસ લોરનસનાં હોટલમાં નાસ્તો કરી ત્યાના ડુંગર
ઉપર પાદશાહનો મેહેલ છે ત્યાં ગયા હતા. એ મેહેલ મુર લોકોએ
અસલ બાંધેલો હતો તેમા પાછળથી વધારો તથા ફેરફાર ઘણો થયલો
છે એના દરવાજા આગળની દેવાલ સઘળી મીનટન ટાઇલની તેમાં બએ
પુતળાંવાળી તરાહની બનાવેલી છે એ મેહેલ જે ડુંગરને મથાલે આવે-
લા છે તેપર થોડે તપ્પે જવા સારૂ ડુંગરની અંદર આર-
કાવાળી ગુબજ સુધા ખુલ્લી ગેલેરી કોતરી કહાડેલી છે, જે
જોવાલાયક છે. મેહેલમા કાંઈ જોવાલાયક નથી. ફકત એક આલટર

જેટલું મેતુ [illegible] ના [illegible]ના [illegible] ચીનાઈ ટગા વગા-
વેલા છે તેજ ફક્ત [illegible] કકડાઓના [illegible] કોનીજ પાસે બીજુ આસરે
એ ફીટ ચોરસ [illegible] [illegible] છે, જેમા એ પાતળા એના આખા
કોતરેલાં આસરે ૦ાા ફુટ [illegible] [illegible] [illegible] એ ઓરડાની બારી
રંગીન કાચની છે તેમા વાસ્કોડીગામાની [illegible] તેમાં બીજી એ લોકોના
ધર્મની તથા વાર્તાઓની છબી ઘણી સરસ બનાવેલી છે એ મેહેલને
લગતા ડાઈનીગ રૂમમા એક [illegible] [illegible] આખુ તદ્દન
રંગીન જાત જાતના કોરાનુ બનાવેલુ છે તે જોયુ. તે આજુ-
બાજુને ખોટી બનાવટના ફુલો આવે છે તેવુ દીસતું હતુ. એ મેહેલ
વચગાલે વેચી નાખ્યો હતો અને તે એક વેપારીએ લીધો હતો, પણ
તેની પાસથી હાલના રાજાના બાપ ડોન ફરનાન્ડોએ પાછો વેચાતો લીધો
હતો એ ધણી જે આગળ તથા હમણાના રાજાના રીજન્ટ દાખલ કામ
કરતો હતો તે પોતે શોખીન હોવાથી પોતાના હાથના પુતળાઓ તથા
બીજી બનાવતો બનાવી તેને ત્યાં મુકેલી છે. પણ એ સઘળા કરતા સરસ
જોવાનું તો ત્યાંનો આસપાસનો દેખાવ છે તે જોવા સારૂ
ઘણા લોક શીનતરા જાય છે અને કેહેવત છે કે શીનતરા નહી જોઈ
તો લીસબનબી નહી જોઈ અને તે વાત ખરી છે. ત્યાંનો દેખાવ
ઘણો સરસ છે. અમો હતા તે જગ્યા છેક ડુગરને મથાળે એ મેહેલ
છે તેના મીનારાપર હતા તે ઉપરથી એકગમ આટલાન્ટીક મહાસાગર
તેની નજદીક એટલી જગ્યાપર લીલોતરી તથા છુટા છુટા ગામો તેઓના
દેવળના મીનારાઓ સાથે જાણે બાગમા ઘેરો ગોઠવ્યા હોય તેવા નાના
એ ગામડાં ઉપરથી દીસ્તા હતા. પછી નાના નાના ટેકડાઓ અને ત્યાર
પછી અમો ઊભા હતા તે ડુગર આસરે ૨૫૦૦ ફીટ દરીયાથી ઊંચો
હતો. એ ડુગરમા વળી ધરતીકંપ તથા જ્વાળામુખીના ફાટવાથી
છુટાછુટા જાણે ટેકડાઓ હાથે બનાવ્યા હોય તેવી ટોચો નીકળી આવેલી
હતી. વળી બીજી ગમ આટલાન્ટીક મહાસાગરમાં પડતી ટેગસ નદી
તો છેક લીસબન સુધી અંદરથી દીસ્તી હતી ને તેને નાકે ૧૫ મેલ
દુર એ શેહેરબી દીસ્તુ હતું. ત્રીજી ગમ તદન જંગલની માફક બા-
ગોમા મોટાં ઝાડો રોપેલા તેનો દેખાવ હતો, ને વળી ચોથી ગમ એક

ડુંગર નીકળી આવેલો તેના મથાળા ઊપર વાસકોડીગામાનું આખાં કદનું પુતળું હાથમાં ઢાલ તથા લાકડી આપીને દરીયા તરફ જોતુ ઊભું રાખેલુ છે જે આબાદ અમોને દુરથી જાણે કોઇ ભરવાડ ઊભો હોય તેવું લાગતુ હતુ. એવો સરસ દેખાવ કોઇજ ગમ જોવામા આવે છે. ઈહા ઘણી ઠંડી પડે છે તેથી હાલનો પાદશાહ નીચે બીજો મેહેલ છે તેમા ઇહાં આવેછે ત્યારે રેહેછે. અમો પાછા લીસબન આવીને રાતના ૭–૧૫ મીનીટે એ શેહેર છોડ્યું હતું અમોને સુવાની ગાડી સારૂ દરેકને એક પાઊંડ બીજો રેલવે ભાડાં ઉપ્રાત આપવો પડ્યો હતો પણ તેમ કીધાથી સગવડ સારી મળી હતી નહી તો કે અમારી ટ્રેનમા આજે ૫૦૦ માણસો મેડ્રીડના સેંટનો પરમ દીને દીવસ હોવાથી ત્યા જવા બેઠું હતુ ને સાધારણ પેહેલા વર્ગમા તો સુવાની જગ્યા તદન ન હોવાથી આખી રાત બેસીને કાહાડવી પડતે પણ મેડ્રીડ જવાનો દર પાઊંડ ૩–૩ એક જણાના ઉપ્રાત પાઊંડ ૧ બીજો આપવાથી સુવાની ગાડી સારી મળી હતી ને તે સઊેની વાડા મોરી સાયની તથા બીછાનુ તકીયા સુધાની હતી લાબી મુસાફરીમા આવીજ ગાડીમા બેસેલ સારૂ [illegible], કારણકે એક તો આખી રાત બેસી રેહેવાની મેહેનત ઉપ્રાત [illegible] પાણી ફરવાની જગ્યા સ્ટેશનો ઉપર એવી તો ખરાબ રેહે છે કે [illegible] પણ તેની આગળ જઇ શકતા નથી, ને સઘળામાથી બચી જઇએ છીએ

નવી ટ્રેનમાં સામાન લઈને ગયા પછી બીજા બે કલાક સુધી અમારી ટ્રેન ચલાવી નહી. અમોએ તજવીજ એ બાબતની કીધી પણ કોઇ કાંઇ કેહે અને કોઇ કાંઈ સમજાવે તેથી શું કારણ ઉભી રાખી તે બરાબર જાણી શકાય નહી પણ એવું માલમ પડે છે કે સ્પેનીઅ-ર્ડોની ચાલ માફક વખતની તો કાંઇ દરકાર નહી તેથી અમારી ગાડીને લગતાં માણસો પેલી ઉતરી ગયલી ગાડીને રેલ ઉપર ગબડાવવા આવે લાં માણસોને મદદ કરવા ગેભા હતાં જો કે તેમ કરવાની કાંઈ જરૂરીયાત નહીં હતી. કારણ કે તે ઉતરી પડેલી ગાડી એક દીવસ આગમચની હોવી જોઇએ તેથી તેની ઉપર માણસો કામે લાગ્યા હતા. પણ ઉતારૂઓના વખતની કશી દરકાર અમારી ટ્રેનવાળા માણસોએ કીધી નહી અને નજદીક બે કલાક અમોને ત્યા તડકામા ખોટી રાખ્યા પણ આખરે અમારી ટ્રેનમાં પુષ્કળ લોકો હતુ તેઓએ તોફાન મચાવ્યું ત્યારે અમારી ટ્રેન છઠી કલાક મોડી ત્યાંથી આગળ ચાલી તેથી અમે ધાર્યું કે ૪ ને બદલે ૭ વાગે મેડ્રીડ પુગીશુ; પણ વળી સ્પેનની બીજી ચાલ નીકળી આવી. અમારી ટ્રેન સારૂ જે એનજીન મોકલ્યુ હતુ તે થોડી ગાડી ઘસડી શકે તેવું નબળું હતું અને હમેશ કરતા અમારી ટ્રેન ઘણી મોટી હતી તેથી એનજીન તેને બરાબર સેહેલાઈથી ઘસડી શક્યુ નહીં અને આસતે ચાલવા ઉપ્રાંત એનજીન ગરમ થઇ જતુ હતું તેથી દર સ્ટેશને ઘણો વખ્ત થોભતુ હતું. એ મુજબ કંટાલો આપતું (આખરે છ કલાક પાછળ) ૧૦॥ વાગે અમે મેડ્રીડ આવી પુગ્યા હતા. એ પ્રમાણે સઘળું ઇહાં અંધેર ચાલે છે અને વખ્ત જાય તેની દરકાર કોઈ કરતુ નથી, કારણકે તેઓના કેહેવા પ્રમાણે જે ધણી સાહેબ લોક હોય તેને વખ્ત સાથ શું કામ છે. એ તો કામદારો તથા નોકરોને વખ્ત નહી ખોવો જોઇયે તેથી તમારો ગમે તેમ વખ્ત જતો રેહેતો હોય, અને તેવું જરૂરનું કામ હોય પણ તમોએ વખ્ત જતો રેહે છે કરી બોલ્યા તો હલકા માણસમાં ખપો એવો ઇહાં કેથો બેહુધો ધારો દેખુ.

આજે લીસબન સાથે પોર્ટુગલ છોડયું. આ દેશમા સઘળું

કામ રેએસ (Reas) નામના પૈસાથી ચાલે છે. જો તમો એક છત્રીની કીમ્મત પુછો તો ૪૫૦૦ રેએસ તમોને કેહેશે જે સાભળી આપણે ગભરાઈ જઇએ, પણ ગણત્રી ગણતા તો તેનો આખો ૧ પાઊંડ ઈંગલંડનો થાયછે. ઈહાનાં ઘણા સારા તથા મોટા મોટા મોહોલાઓના નામો માફકસરનાં નાનાં છે પણ તેથી ઉલટું નાના મોહોલાઓનાં નામો ઘણાંખરા ચાર પાંચ બોલનાં જેટલાં લાબા હોય છે અને ધર્તીકંપ પછી જે નવા મોહોલાઓ થયા તેના નામો ૧૨૫ ઉપર આપેલાં છે પણ હજી ગરીબ લોક તેનાં જુનાં નામો ધરી બેઠાં છે અને જો તેઓને આજના નામના મોહોલાઓ પુછો તો તેઓ તમને બતાવી શકે નહી, પણ અસલ ધંધા જે મોહોલામાં હશે તે ધધાના નામોથી જેમ કે સોનારવાડ, લોહારવાડ કરી મુંબઈમાં છે તેમ તે મોહોલાઓના નામો હજી લોકો ધરી રહ્યા છે. અમો મેડ્રીડમાં હોટેલ ડી લા પે (Hotel de la Paix)માં ઉતર્યા હતા જે એક મજાના શહેરમા મોટી ઇમારતોમાંનુ એક છે તેની સામે એક મોટો ફુવારો આખો વખ્ત ઉડયા કરે છે અને રાતના બાર વાગે જમી રહીને સુતા ત્યા સુધી લોકો એ ચોકમા ઘણું ફરતું હતુ. આજે ઠંડી પણ એકાએક નીકળી આવી છે અને આગગાડીમાં બધા કાચો બંધ કરવા છતાં તથા ઓવરકોટ પેહરવા છતાબી ઠંડી લાગતી હતી જે અમો કીનારે ઉતર્યા પછી એવી પેહેલીજ હતી મેડ્રીડ ઉંચાણના ભાગેઉ હોવાથી તથા પડોસમા બરફના પાહાડો હોવાથી તે તરફનો પવન જ્યારે ફુંકે છે ત્યારે એકદમ ઠંડી પડે છે.

નવી ટ્રેનમાં સઘળું લઈને બેઠા પછી બીજા બે કલાક સુધી અમારી ટ્રેન ચલાવી નહી. અમોએ તજવીજ એ બાબદની કીધી પણ કોઇ કાંઇ કેહે અને કોઇ કાંઈ સમજાવે તેથી શું કારણ ઉભી રાખી તે બરાબર જાણી શકાય નહી. પણ એવું માલમ પડે છે કે સ્પેનીઅર્ડોની ચાલ માફક વખ્તની તો કાઇ દરકાર નહી તેથી અમારી ગાડીને લગતાં માણસો પેલી ઉતરી ગયલી ગાડીને રેલ ઉપર ચહડાવવા આવે ત્યાં માણસોને મદદ કરવા ઊભાં હતાં જો કે તેમ કરવની કાંઈ ફરજીયાત નહીં હતી, કારણ કે તે ઉતરી પડેલી ગાડી એકુ દીવસ આગમચની હોવી જોઇયે તેથી તેની ઊપર માણસો કામે લાગ્યા હતા. પણ ઉતારૂઓના વખ્તની કશી દરકાર અમારી ટ્રેનવાળા માણસોએ કીધી નહીં અને નજદીક બે કલાક અમોને ત્યાં તડકામાં ખોટી રાખ્યા પણ આખરે અમારી ટ્રેનમાં પુષ્કળ લોકો હતું તેઓએ તોફાન મચાવ્યુ ત્યારે અમારી ટ્રેન હઠી કલાક મોડી ત્યાંથી આગળ ચાલી તેથી અમે ધાર્યું કે ૪ ને બદલે ૭ વાગે મેડ્રીડ પુગીશું; પણ વળી સ્પેનની બીજી ચાલ નીકળી આવી. અમારી ટ્રેન સારૂં જે એનજીન મોકલ્યું હતું તે થોડી ગાડી ઘસડી શકે તેવું નબળું હતું અને હમેશ કરતાં અમારી ટ્રેન ઘણી મોટી હતી તેથી એનજીન તેને બરાબર સેહેલાઈથી ઘસડી શક્યુ નહી અને આસતે ચાલવા ઉપ્રાંત એનજીન ગરમ થઇ જતુ હતું તેથી દર સ્ટેશને ઘણો વખ્ત થોબતું હતું. એ મુજબ કંટાલો આપતુ (આખરે ૭ કલાક પાછળ) ૧૦ાા વાગે અમે મેડ્રીડ આવી પુગ્યા હતા. એ પ્રમાણે સઘળું ઇહાં અધેર ચાલે છે અને વખ્ત જાય તેની દરકાર કોઈ કરતુ નથી, કારણકે તેઓના કહ્યા પ્રમાણે જે ઘણી સાહેબ લોક હોય તેને વખ્ત સાથ શું કામ છે. એ તો કામદારો તથા નોકરોને વખ્ત નહી [illegible]વો જોઇયે તેથી તમારો ગમે તેમ વખ્ત જતો રેહેતો હોય, અને તેવુ જરૂરનુ કામ હોય પણ તમોએ વખ્ત જતો રેહે છે કરી બોલ્યા તો હલકા માણસમાં ખપો એવો ઈહાં ક્યો બેહુદો ધારો દેખુ.

આજે લીસબન સાથે પોર્ટુગલ છોડ્યું. આ દેશમાં સઘળું

કામ રેએસ (Reas) નામના પૈસાથી ચાલે છે. જો તમો એક છત્રીની કીમ્મત પુછો તો ૪૫૦૦ રેએસ તમોને કેહેશે જે સાંભળી આપણે ગભરાઈ જઇયે, પણ ગણત્રી ગણતાં તો તેનો આખો ૧ પાઊંડ ઈંગલંડનો થાયછે. ઈહાંનાં ઘણા સારા તથા મોટા મોટા મોહોલાઓના નામો માફકસરનાં નાનાં છે પણ તેથી ઉલટું નાના મોહોલાઓના નામો ઘણાંખરાં ચાર પાંચ બોલનાં જેટલાં લાંબાં હોય છે અને ધર્થીકંપ પછી જે નવા મોહોલાઓ થયા તેના નામો ૧૨૫ ઉપર આપેલાં છે પણ હજી ગરીબ લોક તેનાં જુનાં નામો ધરી બેઠાં છે અને જો તેઓને આજના નામના મોહોલાઓ પુછો તો તેઓ તમને બતાવી શકે નહી, પણ અસલ ધંધા જે મોહોલામાં હશે તે ધધાના નામોથી જેમ કે સોનારવાડ, લોહારવાડ કરી મુંબઈમાં છે તેમ તે મોહોલાઓના નામો હજી લોકો ધરી રહ્યા છે અમો મેડ્રીડમાં હોટેલ ડી લા પે (Hotel de la Paix)માં ઉતર્યા હતા જે એક મજાના સ્કવેરમા મોટી ઇમારતોમાંનુ એક છે. તેની સામે એક મોટો ફુવારો આખો વખ્ત ઉડયા કરે છે અને રાતના બાર વાગે જમી રહીને સુતા ત્યા સુધી લોકો એ ચોકમાં ઘણું ફરતું હતુ. આજે ઠંડી પણ એકાએક નીકળી આવી છે અને આગગાડીમાં બધા કાચો બધ કરવા ઉપ્રાંત તથા ઓવરકોટ પેહરવા છતાંબી ઠંડી લાગતી હતી જે અમો કીનારે ઉતર્યા પછી એવી પેહેલીજ હતી મેડ્રીડ ઊંચાણમાં આવેલું હોવાથી તથા પડોસમા બરફના પાહાડો હોવાથી તે તરફનો પવન જ્યારે ફુંકે છે ત્યારે એકદમ ઠંડી પડે છે.

તા૦ ૧૫ મી મે સને ૧૮૮૯ ને વાર રવી—આજે સેંટ ઈઆદોરા કરી મેડ્રીડનો ખુદ સેટ હશે તેનો દીવસ હોવાથી સવારથી લોકોની ભીડ રસ્તામા દીસ્તી હતી ને જાણે કે કોઇ મોટો તેહેવાર હોય તેમ ધામધુમ દીસ્તી હતી. અમો હોટલમાથી ચાલતા આજે બુલ ફાઇટ (ગોધાઓની લડાઇ) જે સારા સ્પેન વખણાયલુ છે તે જોવા ટીકીટ લેવા ગયા હતા ને તે રસ્તામાંજ લોકો થોડા નકો લેઇને વેચે છે તેમાથી જે જગ્યા જેમ ઊંચાણમા તથા છાયડામાં હોય તે જગ્યાની ટીકીટો

૭ પીશેતા (એક પીશેતા એક ફ્રાંક યા ૭ આનાની બરાબર ગણાય છે) લેખે લીધી હતી, કારણ કે પછી તે વખ્તે ઘણું લોક હોવાથી ત્યા સારી જગ્યા મળે નહી. ત્યાંથી અમો ઇહાતું દેવળ જે સેંટ ઇશેડોરને અર્પણ કીધેલુ છે તે જોવા ગયા હતા એ ઇહાતુ મોહુ દેવળ ગણાય છે ને એમાં સેંટ ઇશેડોરને દાટેલો હોવાથી ત્યાં ઘણી ધામધુમ હતી. રસ્તામાં દુકાનો માંડીને એક નાનો જેવો મેલો ભરેલો હતો તથા સેંકડો લોકો દેવળમાંથી આવજાવ કરતું હતુ એ દેવળ કાંઇ બીજા સ્પેનના દેવળો જેવું જોવાલાયક નથી. અમો અદર ગયા ત્યારે તદન લોકોથી ચીકાર ભરાઇ ગયું હતુ ને ત્યાં હાઇ માસ એક સરસ સ્ત્રીંગ બેંડ સાથે ગાતા હતા. અમોએ સેંટ ઇશેડોરનુ ચેપલ જોયું જે સગેમરમરના રંગીન પથ્થરોની વચમા મોહોડાં જોવાના કાચો મુકીને બનાવેલું છે તથા પાછળથી રંગીન કાચની બારીઓ છે જેથી એ વખ્તે ત્યાં ઘણી રોશણી હોવાથી તે ભપકાદાર લાગતુ હતું એના હાઈ આલટરવાળા હોલમા મથાળેથી બારીઓ નનસો (Nuns) ને વાસ્તે મુકેલી છે જે જાલીની બનાવેલી છે ને એમાં પણ રોશની કીધાથી તે શોભતું હતું. એ સીવાય કાઇ જોવાજોગ એમાં નથી. ત્યાથી અમો બજાર જોવા ગયા જે ઘણી સારી બાધેલી છે એની હેઠલ જમીનની અદરથી રેલવે આવી સઘળો સામાન બજારની હેઠે મોટા ભદારો છે ત્યાં ઉતારી આપવાથી ઊપર વેચવા લાવવાને સેહેલ પડે છે. ત્યાથી અસલ તોલીડા શેહેરપર જવાના રસ્તા ઉપર એક આરકુ મારેલુ છે તે જોઈને સેટ ઇશેડોર જેણે મેદ્રીડની બાહાર આસરે એક મેલ ઉપર મોજેજાઓ કીધા હતા તે જગ્આપર મેલો હતો ત્યાં ગયા હતા. ઈહિં લોકોની ઘણી મોટી ભીડ થયલી હતી અને મેલામાં દુકાનોના ત્રણ મોટા મોહોલા બનાવેલા હતા, જેમાંનો સામાન ઘણો ખરો નજીવો બચ્ચાંની રમતને લાયકનો હતો. કોઇ કોઈ દુકાણો મીઠાઇની તથા કુજાઓ વેચવાની હતી પણ મોટો ભાગ ખોટા ફુલોનાં તોરા તથા વાસીસ વેચવાની હતી જેની બનાવટ ઘણી સારી હતી. મુબઈના મેલાની માફક ચકરીઓ તથા સચાના રમકડાં તથા પેનોરામીક સીનો જોવાની દુકાણો પણ ઘણી હતી. ઇહિા




ગોધાની લડાઈ—સ્પેન.

એક નાનું ગામડું છે અને મેડ્રીડના લોકોને દાટવાની જગા પણ એ જગાપર કીધેલી છે જેને લગતાં ચેપલમાં આજે ઘણી બતીઓ કીધેલી હતી અને વાયછ થતી હતી, ત્યાં ઘણું લોક ભરાઇ ગયું હતું. એ જોઇને પાછા હોટલમાં આવી બપોરના ત્રણ વાગે ગોધાઓની લ-ડાઈ જોવા નીકળ્યા હતા અમો ટ્રામ ગાડીમા મજા જોતા ત્યાં કલાક ડા એ પુગ્યા હતા. એ ગોધા લડવાની જગાને (Arena) કહે છે તે એક મોટી ગોળ ઇમારત છે અને તેની દેવાલ ફરતી ને બાજુપર ગોળ બેઠક ચહડ ઉતરની ઘણી કીધી છે તેમા ત્રણ ભાગ કીધેલા છે. પેહેલો બોક્ષનો, બીજો ઊંચેથી લાકડાની બેઠકનો, ત્રીજો સૌથી હેઠલનો પથ્થરની બેઠકનો ને સોથી ઉતરનો વર્ગ જ્યાં સુરજ સામો આવે છે તે જગાના કીધેલા છે. ઓછામા ઓછો ભાવ સવા પીશેટા યાને આઠ આના (એક શીલીગનો સવા પીશેટા થાયછે) રાખેલો છે. એ જગામાં ૧૮૦૦૦ માણસો એકી વખતે બેસી શકે છે ને આજે સઘળી જગા ચીકાર ભરાઇ ગયા ઉપ્રાંત ઘણા લોકને પાછુ ફરવુ પડ્યું હતું. જો-કે હમણાની સીઝનમા દર આતવાર તથા સોમવારે ગોધાની લડાઈઓ ચાલુ રાખે છે તોબી તે લાગ સારુ આવતી કાલે પાછી બીજી થશે. સ્પેનીઅર્ડોને એ જોવાને એટલીનો ઉમર છે કે ઘેરમા એક દીવસ ભુખ્યા રહે પણ એ ગોધાની લડાઇ જોવા જાય છે. દરેક વે-ળાની ગોધાની લડાઇ ઉપર ૩૦૦ થી ૪૦૦ પાઊંડનો ખરચ થાય છે. તે દીને જાણે લડનમા "ડરબી ડે" આવે છે તેમ લોકો તેહેવાર દાખ-લ પાળીને આખુ ગામ નજદીક બાહાર નીકળી પડે છે. અમોને રસ્તામાં મોટી ગીરદી બે મેલ સુધી (એ એરીના અમારા હોટેલથી એટલુ દુર હશે) મળી હતી પણ મોટા ભાગ જે અંદર જઇ શકતો નથી તેઓ બાહાર ઊભા રહીને અંદર જે બનાવો બને છે તે ત્યાં બેઠેલા લોકો જે મોટે બોલેછે તે સાભળીને પોતાનો જીવ ખુશી કરે છે અમો ગયા ત્યારે ઘણુ લોક જ્યા ગોધાઓ લડે છે તે જગા પર ઊભુ રહીને વાતચીત પોતામાં કરતુ હતું અને એક લશ્કરી વાજુ પણ ત્યાંજ જોઇ ગીને સદર રાગો વાગતુ હતુ. પણ લોકોનો ઉચ્ચાર એટલો તો

હતો કે જો કે તે વાજું ૫૫ માણુસો અમારી બેઠકની હેઠળજ વજા ડતા હતા તોબી બરાબર અમો તે સાંભળી શકતા હતા નહીં.

વળી અંદર મેવો તથા બીજી ખાધાની જણસો વેચનારા પણ ફરતા ફરતા મોટે મોટે પોતાનો માલ વેચવા બુમ પાડતા હતા ને જો કોઇ ચોથે માળ જેટલો ઊંચેથી એકુ મોસંબી માંગે તો નીચેથ તેની ઊપર એવું તો આબાદ ટીકીને નાખતો કે તે ધણીને સેહેલાઈથ ઝીલવાને બને ને તેમ કરે ત્યારે સાબાશીના અવાજે બીજાઓ આસ- પાસથી કાહાડતા હતા. કદાચ જો ઝીલતાં છટકી જઇ નીચે બેઠેલા સેંકડો માણુસો ઉપર તે પડે તો તે લોકો હસતા હતા. તેમાં ઓરતોનો પણ મોટો ભાગ હતો, લડાઇ વખ્તે બધા પોતાની જગાપર ભુંગલું વાગ્યા પછી બેઠા ત્યારનો દેખાવ ઘણો ભપકાભરેલો તથા ગંજાવર લાગતો હતો. સઘળું લોક પોતાના સરસ પોશાકમાં ત્યા આવલું હતું ને આસપાસનાં ગરગામડાઓનું લોક પોતાના જાત જાત- ના પોશાકમાં હોવાથી શોભતું હતું. પેહેલાં તો ઘોડાઓ શણગારેલા તે ઉપર કસબીદાર ભપકાવાળા પોશાકમા ગોધાની લડાઇ રમનારા માણુસો એક સરઘસના આકારમા વાજાંના સરોદ સાથે આવ્યા તેની પાછળ પગે ચાલતા વળી ઉપરના કામ કરનારાઓથી રંગીન પોશાકમા આવીને અમારે મથાળે એ ગોધાની લડાઈ કરાવવા જે કંપની ઊભી થયલી છે તેનો પ્રમુખ બેઠેલો હતો તેને સઘળાઓ નમ્યા હતા ને તેણે હોકમ આપ્યા પછી ઉપરના મોટા ડગલાઓ બધાઓએ કાહાડી નાખી જે લડનારા હતા તેઓજ એ એરીનામાં રહ્યા ને બાકીના પાછા ગયા હતા કે તુર્તજ અમારી સાંમેથી એક બારણું ઊઘડયું ને તેમાંથી એક ગોધો આગે કદાવર જોસબંધ દોડતો આવી લાગ્યો. એ ગોધાઓ જે લડાઈ કરાવા સારૂ મોટા મોટા ઉમરાવો પોતાના રેહેઠાણો ઊપર પાળે છે તેની કીમ્મત વીશ પાઊંડ આસરે છે. (કોઇ તો ૬૦ થી ૮૦ પાઊંડની તોપ મારે છે, પણ અમારા માનવામાં આવતું નથી) તે વેચતા લઇને એક દીવસ આગમચથી તેઓને અંધારી નાની કોઠડીઓમાં ભુખા તથા તરસ્યા રાખે છે વળી કેટલાએક માણસો રાખવામાં આવેછે જેઓ

આખો વખ્ત તેઓને ભાલાની ઝીણી અણીઓ ભોકી છેડયા કરેછે ને તે
સાથે લાલ કપડું દેખાડયા કરેછે એથી તે ગોધો જાતે મસ્તાન તે પુરો
ઘેલા જેવો બીજા દીવસમા બની જાય છે અને જ્યારે તેને બારણું
ઊઘાડી એરીનામાં છોડે છે ત્યારે તે એકદમ ઉજરડુ તથા હજારો
લોકોની ભીડ તથા બુમબરાડા જોઇને પુર જોસમા આવી જેબી કોઇ તે
એરીનામાં ઉભા હોય તેની ઉપર શીંગડા મારવા દોડે છે. એના
શીગડાં આડા ને માથાની બાહારથા સામા નીકળેલા અણીદાર હોય
છે અને આંગે પણ વેલાયતની મોટી ગાયના જેવા માતેલા હોય છે.
હવે એ વખ્તે ત્રણ ચાર જણા ઘોડેસ્વાર તથા પાચ સાત જણા
પાયદલ હાથમા લાલ લાબા કપડાના કકડા લઇ તૈયાર ઊભેલા હોય છે
ને જેવો તેઓમાનો એક જણ લાલ કપડુ ગોધા તરફ બોલીને તેને
બતાવે છે કે તુર્ત તે ગોધો (જે લાલ કપડા ઉપર તો અધારી કોટ-
ડીમાં ખીજવાયલો રહે છે તો) તેની ઉપર જોસભેર દોડે છે પણ
માણસો એક બાજુ ઉપર ખસી જાય છે અને તે ગોધો પોતાના
શીગડા પેલા કપડા પર મારે છે ને હમેશા માણસને બદલે તે લાલ કપડા
ઉપરજ હુમલો કરે છે પણ તે વખ્તે માણસાએ ખસી જવું જોઇયે, નહી
તો તેની ઉપર પાછો તુર્ત દોડે છે જેથી માણસો ઘણી ઝડપથી દોડીને
આસપાસ ગોળાઇમા જે લાકડાની ૩ા ફૂટની ફરેકાર મજબુત જડેલા હોય
છે તે ઉપરથી કુદીને બચી જાય છે અને ગોધો પેલા ફરેકાર ઉપર
ટક્કર શીગડાની મારે છે વળી ઘોડેસ્વારો લાબા અણીદાર (બે ઇંચની
ટોચવાળા) ભાલાઓ પણ તેને ભોકે છે તેથી તે વધારે ચારડાઠ જઈ
ઘોડા ઉપર મારો લઇ જાય છે અને બીચારા ગરીબ ઘોડાના પેટમા
શીગડા ભોકી દઇ કોઇ વખ્તે તો તેને ઉઠલાવી નાખે છે એ વખ્તનો
દેખાવ ખરેખરજ કમકમાટ ભરેલો છે બીચારા ઘોડાના પેટના
આતરડાં બાહાર ઝળાઇ પડે છે તોબી કોઈ ઘોડાઓ પડી જતા નથી
પણ દોડયા કરે છે એ ઘોડાઓને આખે પાટા બાધા રાખે છે અથવા
એક જાતની આંખ બંધ કરે છે કે ગોધાઓને જોઈને ભડકે ના નાસી
જાય નહી તેના ઉપરના સ્વાર તેને વળી પાછો ગોધાની નજદીક લઈ
જાય છે તો કે તે ગોધો પેલા પાયદલ માણસો તથા તેઓના હાથના

લાલ કપડા પાછળ દોડે છે તોબી તેની નજદીક લઇ જઇ ઘોડાને સાંમો ઊભો રાખે છે. ગોધો ગભરાઈને એક ગમ કોઇ વખ્તે ઊભો રહી જાય છે કે પાછો એકદમ પેલા ઘોડા ઊપર દોડી તેને પાછાં શીગડાં ભોકી દે છે એટલે બાકી રહેલાં આતરડા બહાર નીકળી પડે છે અથવા લોહી છુટી તે ઘોડો પડી જાય છે. હવે ઊપરના બેસનાર ધણીના પાવરા લોખંડના બુટ જેવા હોય છે જેની ઉપર જો શીંગડા લાગે તો તેનો પગ બચે છે અને વળી જીનની આગળી તથા પાછળી બાજુ-પરથી અખ્ખંડ લોખંડની જાડી પતી હોય છે કે જેથી જ્યારે ઘોડો પોતાની બાજુપર પડી જાય છે ત્યારે બેસનારના પગ હેઠલ દબાતા નથી પણ પેલી પતી તેટલું જીન ઊંચું રાખવાથી માણસો જે તૈયાર હોય છે તે બેસનારને હેઠલથી બાહાર ધસડી કાહાડે છે ને બીજાઓ પેલા ગોધાને લાલ કપડાં આસપાસથી દેખાડ્યાથી તેઓની ઉપર તે દોડે છે ને પેલો ઘોડેસ્વાર બચી જાય છે પણ કોઇ વખ્ત ગોધો ખસતો નથી ને પેલા માણસને પણ સાથે શીગડાં ભોકી મારી નાખે છે. એ પ્રમાણે દશ મીનીટ ઘોડા ઉપર મારો ચલાવી ચાર પાચ ઘોડા-ઓને મારી નખાવે છે અગરજો ઘોડો જખમી થયા પછી દોડી શકે છે તો પાછો તેને ગોધાની સામે લઈ જાય છે. એ મુજબ એક ઘોડાને ચાર વખ્ત જખમી થયલો, તેનાં આતરડાં હેઠલ લટકતાં, એક પગ વીધાઈ ગયલો તથા બીજા ઘા પડેલા તોબી ગોધાની સામે લઇ જતા અમોએ જોયો હતો ને જ્યારે તેનાં આતરડા સઘળા બાહાર છુટા નીકળી જુદાં પડી ગયા ત્યારે તે ભોય ઉપર પડયો હતો તોબી તે જીવતો હોવાથી તરફડે નહી કરી માણસો એક આસરે ૦ાા ફુટ લાબો ખાલો તેનાં ભેજામાં ઘોકી ઘાલી તેને બેજાન કરે છે એ સઘળુ વણુ કમકમાટ ભરેલું લાગેછે, પણ સ્પેનીયર્ડો તેઓની ઓરતો સુધા જે વખ્તે ગોધો ઘોડાનાં પેટ ફોડી તેને ઊડલાવી નાખે છે ત્યારે ખુશીમા આવી સાબાશીના પોકારો ઊઠાવે છે અમોએ ચાર વખ્તની એવી લડાઇ આજે જોઇ તેમા પેહેલી વખ્તે ૩, બીજી વખ્તે ૫, ત્રીજી વખ્તે ૨, અને ચોથી વખ્તે ૧ ઘોડાઓને મારી નાખ્યા ઊપ્રાત આસરે ચાર એક ઘોડા જખમી થયલા ઊભા રહી ન શકવાથી તેઓને પાછા લઈ ગયા

હતા. જેમાંના એક ઘોડાને પેટમાં તાકા મારી બીજી વખ્તે પાછો લડવા લાવ્યા હતા ને આખરે તેને પણ ત્રીજી વખ્તે મારી નાખ્યો હતો. એ ઘોડાઓ જાણે ખામખા મારવાજ લાવતા હોય તેમ છે. એમાં કશી ચબરાકી અથવા કળા વાપરતા નથી, કારણકે માણસો ગોધાઓને છેડી નાસી જાય છે અને બીચારા ઘોડાઓને બાંધેલી આંખ હોવાથી તેની નજદીક ઉભા રાખે છે કે ગોધો પોતાનો ખાર તે બીચારા ગરીબ જાનવર ઉપર લીએ છે. તે વખ્તે ઘોડા-નો દેખાવ ઘણોજ દયા ઉપજાવાજોગ થાય છે. બીચારાઓ એટલા તો ગભરાઇ જાય છે કે પોતાના પેટમા શીગડા ભોકાયા છતાં તેઓ નાસતા યા લાતબી મારતા નથી, પણ ઉભા રહી જાય છે ને ગોધો શીગડાં ભોકએજ જાયછે અને તેને પાડી નાખેછે. એ મુજબ દર લડાઈમા દશ મીનીટ સુધીમા જેટલા ઘોડાઓ મરાય કે તેટલા મારવા દે છે જો ઘોડા બધા અંદર હોય છે તે મરી જાય છે તો બીજા ઘોડાઓ અંદર લાવતા જાય છે. એકી વખ્તે ત્રણ ઘોડા અંદર રાખે છે. દશ મીનીટ પુરી થઇ કે રણશીગડું વ-જાડે છે એટલે જીવતા રહેલા ઘોડા તથા સવારો બાહાર નીકળી જાયછે. પછી બીજા પાણીપ્યાદા માણસો આવે છે હવે જોવાની જરા ઉલટ આપણને છુટે છે તે માણસો પોતાના બેઉ હાથમા બે તીર ઝુમતાં સાથના રાખે છે અને પેલા લાલ કપડાવાળાં માણસો ગોધાને આસ-પાસ પોતાની પાછળ દોડાવી ખસી જાય છે અને પેલો તીરવાળો માણસ સામો ઉભો રહે છે તેની ઉપર જેવો ગોધો શીગડાં નીચા કરી મારવા દોડે છે તેવાજ તુર્ત પેલા તીરો તેના ખભાની બે બાજુ ઉપર ભોકી દઇ પોતે બાજુ પર ખસી જાય છે એ ઘાડ ઉ-

એ મુજબ ખોસે છે તેને લોકો ખુબ સાબાશી આપે છે અને જો ઘણી ચપળાઈથી તેણે તે કામ કીધુ હોય છે તો લોકો ખુશીમાં આવી તેની ઉપર તોપીઓ, પૈસાની કોથળીઓ તથા બીડીઓ વતીક નાખે છે જેમાંથી તોપીઓ પાછી તે આપે છે પણ પૈસા અથવા કાંઇ જણસ હોય છે તે ધણી પોતે રાખે છે. એ પ્રમાણે વારાફરતી તીરો ચાર પાંચ જણાઓ ભોકયા જાય છે તેના ઝુમખા બીચારા ગોધાના ખભા ઉપર દીસે છે અને તે બધો લોહીલુહાન થઈ જાય છે.

અગરજો તીર કોઇએ બરાબર ભોકયો નહીં ને તે ગોધાનાં ખભા ઉપરથી પડી જાય છે તો તેને લોક હીસ આઉટ (hiss out) કરે છે. એ મુજબ પાંચ મીનીટ કીધા પછી સૌથી સરસ રમનાર અંદર આવે છે જેને મોટા પગારો મળે છે તે ધણી પોતાના એક હાથમા લાલ કપડુ ને બીજા હાથમા પાતળી બે ધારની તલવાર રાખે છે ને ગોધાની સામે આવી તેને છેડે છે ને જેવો ગોધો તેની ઉપર ધસે છે ત્યારે બાજુએ ખસી અથવા કુદી જાય છે. હવે ગોધો બીચારો ઘણો થાકી ગયલો હોવાથી અમસ્થા ડોકા માર્યા કરે છે અને કુદી અથવા દોડી શકતો નથી તેથી એ માણસ છેક તેની નજદીક હીમતથી જઇ શકે છે, પણ પોતાની સાવચેતીમા રેહે છે. કોઇ વખ્તે અચીંતો ગોધો તેની ઉપર દોડી જાય છે પણ તે થોડાજ પગલાં દોડે છે અને ઘણોજ હાંફે છે કોઇ વખ્ત તો તે એટલો થાકી જાય છે કે તેની આંખ આગળ છેક નજદીક લાલ કપડું ધરે છે તોબી તેની દરકાર કીધા વીના તે ઊભો રેહે છે. એ પ્રમાણે પાંચ-એક મીનીટ તેની સાથે પેલો રમત કરે છે અને પછી જેવો પેલો ગોધો જોસબંધ તેની ઉપર દોડતો આવે છે તેવોજ તેની સાંમે બરોબર ઉભો રહી પોતાના હાથમાંની તલવાર તેની ગરદન અને પાંસળીની વચમાં ચપળાઇથી ભોકી દેછે, એટલા જોરથી કે તે અંદર પેસી જઇ ફકત તેની મુઠજ બાહાર દીસે છે હવે જે જગ્યાપર એ તલવાર ભોકે છે તે એવી હોય છે કે ગોધો ગમે એવો જોરથી સામે આવતો હોય છે કે તુર્ત તે અટકી જઇ જગ લપેરા ખાઇ ભોંય ઉપર મુ-

વેલો પડે છે. તે વખ્તે લોકો ઘણુંજ ઉશકેરાઈ જઈ પેલા રમનાર માણસને ખુબ સાબાશી આપવા ઉપ્રાંત તેની ઉપર સોગાત દાખલ ઘણી ચીજો ફેંકે છે. કોઇ વખતે તલવાર બરાબર તે જગાએ જો ભોંકાતી નથી તો તેથી ગોધો મરી જતો નથી પણ દોડયા કરેછે, ત્યારે લોકો તે રમનાર ઉપર ધીક્કાર નાખે છે. અમોએ ચાર રમત જોઇ તેમાં એકજ વખ્તે ઉપર લખ્યા પ્રમાણે તલવારથી તુર્ત જાન લીધો હતો બાકી તો બે ત્રણ વખત તલવારો આખી ભોકી નાંખે છે તોબી ગોધો તે તલવાર મર્મસ્થાનમા ન લાગવાથી દોડયા કરે છે. એ વખ્તનો દેખાવ ગોધાપર દયા આણવા જોગ છે, તેનો બદનનો આગળો ભાગ બધા તીરો તથા તલવારથી વીંધાઇ ગયલો અને વળી તે સઘળાં હથીયારો તેના દીલમાજ ભોકાઇ રહેલા તેથી તે કેવો બીચારો હેરાન હશે અને કોઇ વખ્તે તો એટલો નાતવાન લોહી જવાથી તથા થાકથી થાય છે કે નાંક અથવા મોહોડામાં તલવારની અણી ભોકે છે તોબી જરા હીલતો નથી ને માણસ ઉપર દોડતો નથી અને જ્યારે એમ ઘણો વાર સુધી દોડે નહી તો પછી ઘોડાઓની માફક માથામાં ખીલો ઠોકી મારી નાંખે છે. પણ પેલો છેલ્લો રમવા આવનાર તેને તલવાર ભોકી દેતો નથી. તેને તો સામો મારવા આવે ત્યારેજ ભોકવી જોઇયે નહી તો હોચકારામા ખપી લોકોના ઠપકા હેઠલ આવે છે હવે જ્યારે ગોધો મરી ગયો કે રંગભુમીની અંદર ચચાર ઘોડાની જોડી આવે છે જેની પાછળ પેલા મુવેલા ઘોડાઓ તથા ગોધો છુટા છુટા ઘસડી જાય છે કે તુર્ત બીજા નવા ઘોડાઓ તથા સ્વારો રંગભુમીમાં આવી ઉભા રહે છે અને નવો ગોધો અંદર છોડી ઉપર લખેલી વીગત મુજબ પાછું શરૂ થાય છે એમ છેક સાંજના સુરજ અસ્ત પામે ત્યાં સુધી પાચ અથવા છ ગોધાઓ અને તેઓને હસ્તક વીશેક ઘોડાઓ મરે છે ત્યારે લોકો ધરાય કે જે ઘોડાઓ મરવા સારૂં લાવેલા છે તે ઘણાખરા દુબળા અને હલકી હીમ્મતના હોય છે. સારા ઊંચા ઘોડાઓ તો પેહેલ સરવસ આવે છે ત્યારેજ લાવી પાછા લઇ જાય છે. અમે ચાર લડાઇ ઉપર જેઇમની જોઇ ઘણા રમકમીયા હતા અને ત્યાંહાં નીકળી જવાની

તજવીજ ઘણી કીધી પણ આસપાસ ફરતું લોક એટલું તો ગીચ બેઠેલું હતું કે નીકળી શકાયું નહીં અને રમત જે આખો વખ્ત (સાડાચારથી તે સાડાછ વાગા સુધી) ચાલુજ હતી તેથી જો તેમાં કોઇને અડચણ કરીયે તો તેઓ ઘણાજ ચીરડાઈ જાય છે અને મારામારીપર આવે છે તેથી બેસીને જોવું પડયું હતુ છેલ્લી લડાઇ વખ્તેજ અમોને જવાનું બન્યું હતુ, કારણ કે લોકો બહાર આગળથી સેહેલમા નીકળયે કરીને તે વખ્તથી છુટું પડવા માંડયું હતું. એ છેલ્લી લડાઇમાં અમોએ સાંભળયું કે એક માણસને ગોધાએ જખમી કીધો હતો. એ ગોધાની લડાઇમાં એટલું બધુ તે શું અહીંયાંનાં લોકો જોય છે કે તેની ઉપર જાનફેસાની કરે છે. એક વખત નવાઇ દાખલ જોયા પછી હું નથી ધારતો કે સ્પેનીયર્ડો સીવાય બીજો કોઇ ફરીથી તે જોવા માંગે એવું એ કમકમાટ ભરેલુ જોવાનું છે.

**તા૦ ૧૬ મા મે સને ૧૮૮૭ અને વાર સોમ**—આજે સવારનાં ૮॥ વાગે આગગાડીમા મેડ્રીડથી દુર ૩૨ મૈલ ઉપર એસકોરયાલ (Escorial) કરી જ્હાંના પાદશાહોનો મેહેલ તથા દાટવાની જગા છે તે જોવા ગયા હતા કે જ્યાં આશરે ૧૦॥ વાગે પુગ્યા હતા. રસ્તામાં કાંઇ દેખાવ ઘણો જોવાલાયક નથી કોઇ ગમ સપાટ અને કોઇ ગમ ટેકડાની જમીનો આવે છે અને દુરથી ગુઆડારામા (Guadarrama) નો પાહાડ બરફની ટોંચથી ભરેલો દીસેછે. એ મેહેલ દરીયાની સપાટીથી ૨૭૦૦ ફીટ ઊંચાણ જગામાં બાંધેલો છે તેને ફીલીપ બીજાએ ૧૫૬૩માં બાંધવા માંડયો હતો તે સને ૧૫૮૪માં તૈયાર થયો હતો. એ મેહેલ બાંધવાનું કારણ એ જે એની સાથે પોતાનો બાપ ચાર્લસ પાંચમાની દાટવાની જગા કરવી તથા સેંટ કવીન્ટીનની લડાઇ ફ્રેંચો સાથે થઈ તે વખ્તે એણે માનતા પણ કીધી હતી કે જો તે લડાઈ જીતે તો તે દીને સેંટ લોરેન્સનો દીવસ હતો તેને સારૂં એક મોટું દેવળ બાંધે. એ સેટને એક લોખંડની ગસેલ ઉપર જીવતો ભુંજયો હતો તેથી તેની નીશાની લોખંડની પાંઊ ભુંજવાની ગસેલ આવે છે તે છે અને તેનાં જેવો આકાર કરી એ મેહેલ તેના ઘણા

ચોકો લંબચોરસ લઇને ગલેલના સળીઆની વચમાં ખાંચા હોય તેમ એ ઈમારતની વચમા રાખેલા છે તથા એ દેવળ ઉપ્રાંત એની સાથે એક મઠ પણ સાધુઓને રહેવા સારૂ બાંધયું હતુ, જેઓ સાથે પોતે પણ ઘણા વરસ વારાફરતી ત્યા સાધુ દાખલ રહીને ભણતો હતો. એ-થી કરીને એ મેહેલ ઘણો મોટો થઈ ગયો છે. તે ૭૪૪ ફીટ લાંબો અને ૫૮૦ ફીટ પોહોળો છે અને તેની ઉપર ત્રણ માળ છે એ પાંચ લાખ ફીટ જગા રોકે છે. તેમા એક મોટાં દેવળ જેવું ચેપલ મોટા ગુંબજ સાથેનુ છે તથા ૮૮ ફુવારા, ૧૫ સાધુઓને રહેવાનાં ઘરો (cloisters), ૮૬ સીડી તથા દાદરો, ૧૬ મોટા ચોકો અને ૩૦૦૦ ફીટ રંગીન ફ્રેસ્કો કામ છે. એવો એ ગંજાવર મેહેલ છે. એના પેહેલા દરવાજા ઉપર સેંટ લોરેન્સનું ૧૫ ફીટ મોટું પુતળુ છે અને તેના પાછળ દેવળને લગતો મોટો ચોક છે તે ઉપર ૨૭૫ બારીઓ ઉઘડે છે એ ચોકને મથાળે ઈમારત ઉપર ચાર ગંજાવર પુતળાં સોલોમન દેવીડ તથા અસલના પાદશાહોનાં મુકેલાં છે. જ્યારે કોઈ પાદશાહ મરણ પામે છે ત્યારે તેને ઇંહા દાટવા લાવે છે તે વખતે એ ચોકનુ બારણું બંધ રાખે છે અને બાહારથી પાદશાહનો છોકરો હોય છે તે બારણું ઠોકે છે ત્યારે અંદરથી સાધુઓનો વડો પુછે છે કે કોણ છે? ત્યારે જે પાદશાહ મરણ પામ્યો હોય છે તેનુ નામ લીધા પછી બારણુ ઉઘાડી અંદર ફફન આવવા દેવાનો ધારો અસલનો [illegible] ગણે-લો છે એમાથી દેવળમા જવાય છે, જેનો કોયરવાળી માળની જમીન-નો એક ભાગ ચોરસ લાદીઓથી કાઇબી ટેકા વગર બાંધેલો છે જે નવાઈ જેવો કહેવાય છે કારણકે ગુંબજને વચમાં એક પથ્થર નાખવાથી તે ગોળાઇને લીધે ટકી રહે છે, પણ આ તો સઘળી ચોરસ જમીન કાઇબી બારવતીયા અથવા પેહગીઆ વગર અલગ [illegible] છે અને તે ઉપર જો કોઈ જરા જોરથી પગ અફાળે છે તો [illegible] છે. એ દેવળ ૩૨૦ ફીટ લાંબુ, ૨૫૦ ફીટ પોહોળું અને તેના ગુંબટની ઉંચાઈ [illegible] ફીટની છે પણ તે એવુ તો સરસ બાંધેલુ છે કે [illegible] મોટું [illegible] લાગતુ નથી એના આલટરની સામેનો [illegible]

ફીટ ઊંચો છે અને ૪૩ ફીટ પોહોળાઇમાં છે. તે બનાવવા પાછળ એક કારીગરને સાત વર્ષ લાગ્યાં હતાં. એનું "સેક્રેમેન્ટ" રાખવાનું વાસણ અસલ બ્રાન્ઝને ગીલીટ કાધેલું છ ફીટ ઊંચું ઘણીજ સરસ બનાવટનું હતુ એવું કે તેની બરોબરી દુનીયામા બીજું કોઇ કરતું નથી તે સોનાનું સમજીને જ્યારે ફ્રેંચોએ લુટી લીધુ ત્યારે તે ભાંજી જોયુ તો બ્રાન્ઝનું હોવાથી તેના કકડા ત્યાંજ નાખી ગયા હતા, એ આલ્ટરની બેઉ બાજુએ બે ઉઘાડા ઓરડા જેવુ છે જેમા જમણી બાજુએ ચાર્લસ પાચમાનું તથા ડાબી બાજુના ઓરડામા ફીલીપ બીજાનું પુતળું ગુંઠણમંડીએ ભણતા હોય તેમ તેઓનાં બાયડી છોકરાં સાથે મુકેલા છે જે બ્રાન્ઝ ધાતુના આબેહુબ પાડેલા કહે છે એ દેવળને લગતા ૪૦ નાના ચેપલો છે તેમાના એકમા છેલ્લા રાજાની પેહેલી રાણી જેણીને પેટે કાઇ છોકરા નહી હતા તેનું કફન રાખેલુ છે. ઇહાંના ધારા મુજબ રાજા રાણીને દાટવાનો ઓરડો જેને "પાનહીયન" કહે છે ત્યાં જેઓએ પોતે રાજ કીધુ હોય તેઓને તથા તેઓની બાયડી જેણે છોકરાં જન્યા હોય તેઓનેજ મુકે છે. બાકી બીજી રાણીઓ કે જેને પેટે ફરજંદ નહીં હોય તેઓને તથા બીજા પાદશાહી ખાનદાનના છોકરા છોકરીઓને તેની પાસે જુદો ઓરડો છે ત્યાં મુકે છે એ જગામા હાલ છેલ્લા રાજાની ગ્રોર કફન સારૂ બનાવે છે તેથી અમોને અંદર જવા દીધા હતા નહી એ દેવળમા ફીલીપ, જે Relics (સેંટો તથા ક્રાઇસ્ટને લગતી ચીજો તથા તેઓના બદનના કોઈ ભાગને સાચવી રાખ્યા હોય તેને રેલીકસ કહેછે) ઊપર એકીન ઘણું રાખતો હતો તેથી તેની ઉપર ઘણી ગમથી જો કોઈ તેની મેહેરબાની મેળવવા માગતું હોય તો તે મોકલતા હતા તે રાખતો હતો અને જે રેલીકસોને સોના રૂપાના કેસોમા મઢી લીધેલા હતા તે સઘળા ફ્રેંચ લસ્કરે લુટી લીધા હતા અને તેમાના હાડકાં તથા બીજા રેલીકસો ભોયપર નાખી ગયા હતા. એવા ૫૧૫ રેલીકસના રહેઠાણો (Shrines) ઊંચા ઊસ્તાદને હાથના બનાવેલાં હતાં. તે ઉપ્રાંત નજદીક સો ઊપર એને લગતા સોના રૂપાના વાસણો તથા એક રૂપાંનું ઝવેરાત પેહેરાવેલું વરજીનનું પુતળુ તથા સેંટ લોરન્સનુ રંગીન રૂપાંનું મોહ્ટું પુતળુ જે વજનમાં ૩ા હડરવેટ હતુ તે તથા તેનાં હાથમા જે લોખંડની ગયેલ

ઉપર તેને ભુંજી મારી નાંખ્યો હતો તે ગલેલનો એક દાંડો જે તદ્દન સોના તથા ઝવેરાતથી મઢી લીધેલો હતો તેની ઉપરતું બધુ તે લોખંડનો દાડો નીચે નાંખી કાહાડી લઈ ગયા હતા, જે સારૂ કહે છે કે ૧૪ ગાડા ભરીને એ બધુ લઇ ગયા હતા. એ દેવળને લગતી સેક્રીસ્ત્રીમાં આગળ દુનીયામાં વખણાયલાં ચીત્રો ઘણા હતાં, પણ હાલ તે મેડ્રીડની પીક્ચર ગેલેરીમાં લઇ જઇ રાખ્યા છે તોબી ઇહાં હજી ઘણા સારા ચીત્રો જોવામાં આવે છે. તેમા વચલા આલટરવાળુ ચીત્ર ઘણું સરસ છે તેમાં ચાર્લસ બીજાને ગુહ્ણ મડીએ પાદરીઓની સામે પાડી તેની પાછળ તેના બીજા ઉમરાવો ઉભા રાખ્યા છે જે દુરથી જાણે ખરેખર માણસો ઉભા હોય તેમ સરસ પાડેલુ છે. એ આરસીની પાછળ એક નાના ઓરડામાં એક ઘણુ પવીત્ર ચેપલ તદ્દન રંગીન સગેમરમરતું બાધેલુ છે. તે ઘણુજ સરસ છે તેમા એક વેફર (આટાતું "હોલી કમ્યુનીયન" આપવા એ લોકો બનાવે છે તેને Wafer કરી કહે છે. એક નાની પેપરમીટની ટાકલી આવે છે, તેવું એ આકારમા છે) ને એ લોકો ઘણું પવીત્ર ગણે છે તે રાખેલુ છે એના આલટર ઉપર અસલ સોતું રૂપુ જડી લીધેલુ હતું, પણ ફ્રેચ લોક તે કાહાડી લઇ ગયા હતા, તે વખ્તે પાદરીઓએ તેની કશી દરકાર નહી કીધી પણ પેલુ વેફર આગળથી ઊચકી જઈને નીચે દારૂનું ભોએરૂં હતુ ત્યા સતાડ્યુ હતું જેની દરકાર તથા શોધ ફ્રેચો દારૂ પીવામા તથા લઇ જવામા પડયા તેથી કીધી નહી હતી અને બચી ગયુ હતુ એ વેફરને વાસ્તે કેહે છે કે સને ૧૫૧૫માં હોલેન્ડમા જ્યારે પ્રોટેસ્ટંટોનુ જોર વધી ગયુ ત્યારે એ વેફરને તે લોકોએ ભોંય પર નાખી અપમાન આપવા પગે કચડયુ તે વખ્તે (એ લોકોના કેહવા તથા માનવા મુજબ) એમાથી લોહી નીકળ્યુ હતુ ને દીનથી એ વેફર ઘણુજ પવીત્ર ગણાયુ છે. એને જરમનીના રૂડાલ્ફ બીજાએ ફીલીપ બીજાને જેને રેલીક્સોનો ઘણો વેહેમ હતો તેને સને ૧૬૮૪ના આપ્યુ હતુ તેણે એ આલટર એ વેફર સારૂ ઘણા મોટા ખરચે બનાવ્યુ હતુ [illegible] ત્યારે ઉપર લખેલી આરસી [illegible] ત્યારે તે વેફર દેખાય છે [illegible] ફ્રેચો પાછા ગયા પછી એ વેફરને [illegible]

મથી રાજા બીજા ચાર્લસ મુવાનું સરવસ કાહડીને પાછું એ જગ્યા પર લાવી રાખ્યુ હતું અને તેને એટલું તો માન આપે છે કે અમારી સાથે બીજા ઘણા કેઠલીક ખ્રીસ્તીઓ હતા તેઓ સઘળા નમ્યા હતા. એ જોઈને મેહેલને લગતાં દીવાનખાનાંઓ તથા ઓરડાઓ જોવા ગયા હતા. એનો મોટો ભાગ અસલની તેપસતરી વર્કથી ભરી નાખેલોછે. એક ઓરડામાં ક્રાઈસ્તનું સંગેમરમરનું આખા કદનું એક પુતળું સેલીની (Celini) નામના ઉસ્તાડને હાથનું બનાવેલું મુકેલું છે જેની તારીફ ઘણીજ થાય છે. મેહલનાં બીજા ભાગના ઓરડાઓ તદન દેવાલ શીલીંગ બારી બારના સુધાં રંગીન જાતજાતના લાકડાના ઇનલેડ વર્કના બનાવેલા છે તેમાં ગીલતેડ બરાનજ તથા ઇસટીલના શીતીંગસો કીધા છે ને ઇનલેડ વર્કમા ઘેરો વાદનો બ.ગો ઇત્યાદી સઘલું લાકડાના છીના કટકાથીજ બનાવેલુ છે તેની શીલીંગો પર ઉસ્તાદોના હાથના પેનટીંગસો પાડેલા છે ને જમીન વટીક ઇનલેડ વર્કના લાકડાની બનાવી છે જે સઘલા ઇનલેદ વર્ક પર ઘણી મેહેનત પડી હતી એમ કેહે છે. એ ઓરડાઓપર ૨૮૦૦૦) પાઊંડનો ખરચ બેઠો છે એવા સરસ તે બનાવ્યા છે. વળી બીજા ઓરડાઓ જેઓ ઘણા છે તેમા બધા ઉસ્તાદોના હાથના ચીત્રો મુકેલા છે. એને લગતું કીતાબખાનુ પણ મોટી અને જુની ચોપડીઓ હાથની લખેલીઓથી ભરપુર છે, પણ એ ચોપડીઓ સઘળી ઊંધી પાનાની બાજુ દીસે તેવી રીતે મુકેલી છે તેથી તેનાં નામો કોઈ વાચી શકતુ નથી કોઈ જે ઘણી જુની અને સરસ છે તેઓને કાચનાં કેસો વચમાં મુકી તેઓને તેમાં એક ગમથી ઊંચાડીને તેમાંનાં ચીત્રો દીસતાં મુકેલાં છે એમા અસલની હાથની લખેલી કોરાનો, બાઇબલો ચાર્લસ પાંચમો, ઇસાબેલા, ફીલીપ બીજો ઇત્યાદીઓ વાપરતાં હતાં તે તથા બીજી આરબીક ચોપડીઓ વચ્ચે આપણું એક ઘણું પુરાતું શાહનામું મુકેલું જોઈ અમો ઘણા ખુશી થયા હતા. તે હાથનું લખેલુ છે તથા તેમાંની તસ્વીરો પણ મઝાની પાડેલી છે. એ બધી આરબીક તથા ફારસી ચોપડીઓ સને ૧૪૦૦ના સાલમાં મુર લોકોની લડાઇ વખ્તે એક વાહાણ ખ્રી-

સ્તીઓએ પકડયું હતું જેમાં મુરના રાજા ઝીદાન (Zidan) નું પુસ્તક-ખાનું હતું જે તે એટલું તો કીમતી ગણતો હતો કે તેને બચાવવા સારૂ વાહાણમાં ભરીને આફ્રીકાના બીજા દેશમા મોકલી દેતો હતો તેટલાં પકડાઈ ગયું હતુ. તેમાં ૩૦૦૦ જુની ચોપડીઓ હતી જેને પાછી મેળવવા સારૂ એ સુલતાને સોનાના ૬૦૦૦૦ ડુકેટ (ducat) આપવા કહ્યા પણ આપી નહીં હતી. જો કે એ શાહનામુ કયા સાલમાં લખેલું છે તે માલમ પડતુ નથી. પણ ઊપલી વીગત ઊપરથી તે નજદીક ૫૦૦ વર્ષ ઊપર તો તે જુનું ગણ'તુ હતું તે ઉપરથી એ ઘણું જુનું અને અસલ શાહાનામામાંનું એક હોવું જોઈયે. એને જે પાને ઊઘાડી મુકી છે તેના ફોટોગ્રાફો લઈને વેચે છે તે ઉપરથી માલમ પડે છે કે એ ઘણુ સરસ હોવુ જોઇયે એ પુરાની ઓરીએન્ટલ કીતાબોનો મોટો ભાગ એક વખ્તે આગ લાગ્યાથી બળી ગયો હતો તેથી થોડીજ હાલ બચેલી છે. જુનામાજુની ચોપડી એક બાઈબલ હાથની લખેલી તથા તસ્વીર ચીતારેલી છે તે સને ૯૭૬ના સાલની છે કરી તેપર લખેલું હતુ. એ મેહેલ સઘળી રીતે જોવાલાયક છે અને જેઓ મેડ્રીડ જાય તેઓએ ખચીત એક દીવસ ભાજીને એ જોવા જવો જેઈયે એના ૧૪ મોટા દરવાજાઓ તથા ૪૦૦૦ બારીઓ છે એવો ગજાવર એ મેહેલ છે. અમો તે સઘળું જોઈને મેડ્રીડ રાતના ૮ વાગે પાછા ફર્યા હતા

તા૦ ૧૭ મી મે - ને ૧૮૮૯ ને વાર સોમે—આજે સવારે મેડ્રીડનો પબલીક બાગ જોવા ગયા હતા. જે એક પાર્કની મારફ મોટી જગ્યા રોકે છે તેમા જગે જગે ફુવારાઓ તથા રોક-વર્કસો તથા તલાવો બનાવી તે ઉપર રસતીક (Rustic) પુલ બાંધેલા છે. એમાના [illegible] નવાઈના નથી પણ [illegible]રવા લાયક રીતે બાગની તથા ફુવારાઓની [illegible] [illegible]પીછે તથા વચમા ૧૦૮ ફીટ ઉપરના પોહોળા ગાડીના રસ્તાઓ [illegible] આસપાસ ઝાડો રોપી ૪૬૫ હસો રાખેલા છે. એ બાગમા એક [illegible] જાનવરોનો સગ્રહ રાખેલો છે તેમાં ઘેરમા રહેલા જાનવરે તે [illegible] [illegible] [illegible] તેની હેરત છુટાછુટા [illegible]

બીછો, વરૂ, તરસ, ઉંટ, લામાસ તથા ગીનીફાઉલ, મોર, ફેઝન્ટસ એવું નજીવુ રાખેલુ છે. તે કાંઇ ઘણું જોવાલાયક નથી. ત્યાંથી અમો ઈહાંની દુનીયામાં વખણાયલી પીકચર ગેલરી જોવા ગયા હતા અને તે ખરેખર વખણાયલીજ છે, કારણકે વગર ગણત્રીના ઓરડાઓ તદન ઉસ્તાદ ચીતારાઓનાં હાથની બનાવેલી તસ્વીરોથી સઘળી ઉપરથી હેઠલ સુધી દેવાલો ભરી નાંખી છે. એમાં દુનીયામાના સઘળા એકેએક વખણાયલા ઉસ્તાદોના હાથની તસ્વીરોને તેબી વળી ઢગલાબંધ રાખેલી છે, જેની વીગત અમો આપવાને તદન અશક્ત છીયે. અમોને નજદીક ચાર કલાક એ જગ્યાઓપર આખો વખ્ત અમથા ઉપર ટપકે જોતા ગયા તેપર લાગ્યા હતા. એને લગતા પુતળાઓ અસલનાં રોમના, ગ્રીસના તથા બીજી ગમના મેલેલાનો પણ મોટો સંગ્રહ છે. એ જોઈને પાદશાહના તબેલા જોવા ગયા હતા. જ્યાં અસલની જુની ગાડીઓ દરેક ચાર થાંભલાની વચ્ચે થાભલાપર જાદા ઢાંકણો નાખીને રાખી છે તે કોઈ કોઇ ત્રણસોથી ચારસો વર્ષની જુની છતા ઘણી સારી હાલતમાં રાખેલી છે રાજદુવારી ક્રીયાઓને વખ્તે વાપરવાની ઘણી મોટી લાલ રંગની ગાડીઓને તે ઉપર સોનેરી ઘેર તથા પુતળાઓ તથા ગાડીને માથે તાજો મુકેલાં છે એક ગાડી નેપોલ્યન બોનાપાર્ટની આપેલી તેની બાહાર ઠેકાણે ઠેકાંણે ઉંચા મોટું જોવાના કાચો તે ઉપર તરાંહ પાડીને જડી લીધેલા છે. બાહારની બાજુથી કોઇ ઉપર મીના કામ કીધેલું છે, એવી જાતની આસરે ૨૪ ગાડીઓ છે બાકી હમણાં વાપરવાની કાળા રંગની વારનીસની ગાડીઓ આસરે ૨૫૦ છે જે જાત જાતની બનાવેલી છે. તે જોઇને પાદશાહના મેહેલની જરા દુરથી એક ઘણો મોટો આસરે ૧૫૦ ફીટ ઊંચો પુલ બાંધેલો છે તે જોવા ગયા હતા. એ પુલ બે ડુંગરોની વચમાં આવજાવ કરવા બાંધેલો છે. તેની હેઠલ બીજા ઘરો તથા રસ્તાઓ આવ્યા છે. એ પુલ ઉપરથી ઘણા લોકો આપઘાત કરતા હતા તેથી હમણાં તેની બાજુઓ પર ઊંચા કટેરા ભરી લીધા છે એ સીવાય બીજું કાંઇ મેડ્રીડમા જોવાલાયક ન હોવાથી આજ સાંજના કલાક ૭-૨૦ મીનીટે મેડ્રીડ શેહેર તથા સ્પેન દેશ છોડીને

જાવા સારૂં આગગાડીમાં બેસીને છોડયું હતું. સ્પેન દેશ પોતે જાતે (મોટો ભાગ) ઘણું ફળવંત છે અને અમો જ્યાંથી ફરીયાય ત્યાં કોઈ કોઈ જગાપર જ્યાં તદન ખડકના પાહડો હતા તે સીવાય બધે ખેતીવાડી ડુંગરો ઊપર વતીક જોઇ હતી. તેમાંનો ઘણો મોટો ભાગ ઓલીવસનાં ઝાડોથી રોપેલો હતો. એ જણસનો સ્પેનમા ઘણો મોટો ખપ ખાધામા તથા તેનુ તેલ બનાવી તેમાં રાંધવામા તથા ખાનાં સાથે ખાવામાં ઉપ્રાત સાંભળવા પ્રમાણે ત્રણ લાખ ટન જેટલા ઓલીવસનુ તેલ તથા ફલો બાહાર દેશાવર ખાતે મોકલી શકે છે. એથી ઉતરતો ઘઊંનો પાક પણ ઘણો મોટો છે. ઉપલા ઇઆ બીજા ફળનાં ઝાડો જે છુટા છુટા રોપેલા હોય છે તેની હેઠલ એ ઘઊંની વાવણી બધે જોઇ હતી. ઈહા બારે માસ વરસાદ હોવાથી તથા સાથે તડકુ ને વાદળ ખોલ્લું હોવાથી એ ઘઊંનો પાક વરસમા ત્રણ ચાર વખ્ત ઉતારી શકે છે અને તેને લીધે સ્પેનના પોતાના મોટા ખપ ઉપ્રાત બીજે દેશાવર મોકલેછે તેનો મોટો ભાગ ઇંગલડમા જતો હતો પણ હમણા એ ત્રણ વર્ષ થયા હીંદુસ્તાનનો ઘઊં ત્યા સસતો જઈ પડવાથી ઇંગલડ સાથનો એ વેપાર ભાગી પડતો જવાથી હમણા ઉપણી આગળ કરતા ઓછી થવા લાગી છે બીજો મોટો પાક એનડેલુશીયાના પ્રગણાઓ તરફ શેરડીનો હતો. પણ ખુદરતનો ફેરફાર થઇ ત્રણ વર્ષ થયા એ જગ્યાઓ પર ઠંડી ઘણી પડે છે અને ઝાકળ થવાથી એ પાકને ઘણુ મોટુ નુકશાન જવા લાગ્યુ છે અને એના ઘણા ખાંડ બનાવવાના કારખાનાઓ બંધ કરવા પડયા છે એને લીધે હાલ ગરીબ ખેડુતોમા તથા મીલકતવાળામાં તંગી ફેલાઇ છે. [illegible] નારંગીના પણ ઝાડો ઘણા મેલાના મેલ સુધી રોપેલા છે [illegible] સેવીલના આખા દુનીયામા વખણાય છે. એ મોસમ[illegible]ની [illegible]ના છે અને તે એટલા તો રસીલા હોય છે કે તેની [illegible] [illegible]તરાની માફક સેહેલાઈથી હાથે છોલી શકાય છે તે [illegible] [illegible] [illegible] આવે છે અને સ્વાદ પણ જુદીજ તરાહનો તથા [illegible] છે. [illegible] સીવાય દરાખ તથા બીજાં ઝાડો પણ ઘણા [illegible] છે, [illegible]
[illegible]

આવેલી નથી. સ્પેનનું લોકબી જાણે ૨૦૦ વર્ષ પર યુરોપનું બીજું લોક હતું તેવી હાલતમાં હાલ છે. એના લોકો ધારવા મેસે બીજા દેશાવરોમાં ફરવા હરવા યા જોવા જતા નથી તેથી જોવાને તેવા હમણા રહી ગયા છે. બાકી આગળ એ લોકો ઘણા હુશીયાર અને દુનીયાના મોટા ભાગો પર ફરી શોધ કરનારા હતા. હમણાનું લોક હજી જાહેલ ઘણુ છે. જો જરાબી અપમાન કોઇને થયુ કે તુર્ત છુપાવેલી છરી યા ખંજર બાહાર નીકળેલાજ છે અને ખુનો વટી થાય છે. જરાજરામા મારામારીપર પણ આવી જાય છે. તેના દાખલ દાખલ અમો ગોધાની લડાઇ જોઈને પાછા વરસાદ પડતો હોવાથ ભાડુતી ગાડીમાં હોટલ તરફ આવતા હતા તેટલાં કોઇ બીજી ગાડી સામેથી જરા આડી આવી નજદીક અઠડી પડતી હતી તેથી અમારી ગાડીવાળા કોચમેને તુર્ત ચીરડાઈને સામા કોચમેનને ચાબક લગાવ્ય હવે સામી ગાડી જોરમાં જતી હતી તેના કોચમેનનો મીજાજ ગયાથ તેણે ઊભી રાખીને ઉતરી આવી અને અમારા કોચમેન ઉપર ચાબ લગાવ્યો જે અમારી છત્રી ઊઘાડી હતી તે ઉપરથી છટકીને અમાર કંડકટરની તોપી ઉપર પડયો. અમારો કોચમેનબી જલદી ઉતર પડયો અને પેહેલાં આમનસામન ચાબકો ચાલવા પછી હાથોહાથ આવ ગયા અને ભોંય ઉપર બેઉ જણ પડયા તોબી મરાયાજ કરતા હતા. અમે લોકોએ લાંબો વખત ત્યાં ઊભુ રહેવાનુ ડાહપણ નહી ધારી ત્યાંથ તેઓને મરાતા મુકીને ચાલી ગયા હતા કે રખેને કાંઇ કામ વધી પ ને સાક્ષીમા જવાથી તે દીને જવાના હતા તે અટકી પડીયે. એવ આકલા માણસો સ્પેનના છે. સ્પેનની વસ્તી એક કરોડ અને સડસ લાખની ગણાઇ છે. સને ૧૮૭૭ની સેનસસ મુજબ તેમાં આસ ૩૧ લાખ જણુજ લખી વાચી જાણે છે એની વરસ દહાડાન આવક આસરે ૭૬ કરોડ પેસેતા (યાને ત્રીસ કરોડ રૂપીયા) ની છે હમણા ૨૦ વર્ષ થયાં લોકોએ વધારે સુધરવા તથા લખવા વાચવ શીખવા માંડયું છે પણ તોબી યુરોપના બીજા દેશોથી ઘણું પાછળ છે એની એ રેલવેઓ ફ્રેંચ કંપનીઓ ઉભી થઈને ચલાવે છે એની ધાતુની ખાણુ જે ઘણી કહેવાય છે તેબી બહાર દેશવાળાએ

તેમાં મુખ્ય કરી ઇંગ્રેજ કંપનીઓ ચલાવે છે. તેજ પ્રમાણે વેપાર પણ બહાર દેશના લોકો મોટો ભાગ લઈ બેઠા છે. વર્ષ દહાડાની નીકાશ ૩૪ કરોડ અને આયાત ૨૪ કરોડ રૂપીયાની કહેવાય છે. લશકર સલાહ વખ્તે એક લાખ માણસનું અને લડાઇ વખ્તે સાડાચાર લાખ માણસનું કરી શકે છે. દરેક જણને ઇહાં પણ સોલજર થવાની ત્રણ વર્ષ સુધીની ફરજ છે. તેઓ દરેકને રોજની ૭ પેન્સનો નજીવો લવાજમ મળે છે. દરીયાઇ ખાતું ૧૨૬ સ્ટીમરોનું છે તેમાં ૧૨ લોખંડની મનવારો છે અને ૫૫૫૫ મૈલ રેલવે સને ૧૮૮૫ સુધીમા ઊઘડી હતી. એના સંસ્થાનોની વસતી આસરે હેસી લાખ માણસોની છે. મેડ્રીડમાં પાણી સીપવા સારૂ તપે તપે પાણીના નલોને મોઢાં રાખેલાં છે તેમાં એક મોટી ચામડાંની નલી ભેરવીને પછી તેને પાણી શીપે છે, જે ઘણુ જોરમાં દુર સુધી જાય છે. તેની વચમા ગાડી ઘોડાઓની આવજાવ ચાલુ રેહે છે. તેઓને ઘણી સરસ રીતે નલી ખસેડી નાખી ઊપર હેઠલ કરી બચાવી લીયે છે. સામનનાં ગાડાંઓમાં સામન ઘણો ભરે છે અને તે ઘસડવા કોઇ વખ્ત તો છથી આઠ ખચ્ચરો યા ઘોડા એકમેકની આગળ હારબંધ જોડે છે. તેજ પ્રમાણે ભાડેની ઓમનીબસોમા કોઇમા બબેની હાર પ્રમાણે ૧૦ ઘોડા સુધી પણ જોડે છે. ઇહાનો સાથી મોટો મોહોલો Calle de Alcala કરીને નજદીક ત્રણ ચાર મૈલ જેટલો લાંબો અને ૫૦ થી ૭૫ ફીટ પોહોળાઇમા છે. તેની બેઊ બાજુપર ઘણી મોટી મોટી હવેલીઓ આવેલી છે. એ હવેલીઓ ચારથી પાંચ માળોની હોય છે અને તેમાં પેહેલા બે માળોપર ઉમરાવો તથા પૈસાવાળા ગ્રહસ્થો રેહે છે, પછી ત્રીજાપર તેથી ઊતરતી પદવીના વેપારીઓ, ચોથાપર ધંધાદારીઓ અને પાચમાપર પરચુટણ માલ વેચનારાઓ. એ પ્રમાણે એક જગોમાં [illegible] અને ફકીર સાથે રેહે છે [illegible] ઉમરાવના પોતાના [illegible] છે. [illegible] મોસમબાજ ઇહા આવે છે ત્યારે એક બે માળ વાપરી [illegible] [illegible] આપે છે. ઉમરાવો કોઇ કોઈ ઘણા પૈસાવાળા છે અને એક [illegible] મોહોલાઓ પોતાના છે તેમા [illegible] હજાર [illegible]

[illegible] પછી રીતે સ્પેન દેશ પસંદ [illegible]

એ દેશ જોવા જાય તેઓ ઘણીજ ધીરજવાળા શખ્સો હોવા જોઈએ, નહીં તો સઘળાં ધીરાં કામથી કંટાળ્યા વગર રહે નહી. આજ દીને સ્પેનના રાજાને પેહેલું વર્ષ ઊગ્યું હતું તેથી થોડી ઘણી ધામધુમો રોશણી કરવાની ચાલતી હતી ને ઘરોનાં શણગારમાં બારીઓની અગાશીઓ ઉપર લાલ કપડાં નાખેલાં હતાં તોબી વેપાર તેમજ બેંક સુધા બંધ હતું નહીં. ઈહાનો રાજા ગયે વર્ષેજ મરણ પામ્યો છે અને તેની રાણીને તે વખ્તે હમેલ હતા ને ત્યાર પછી છોકરો ત્રણ મહીને જન્મ પામ્યો હતો. તે હમણા યુરોપમાં સૌથી નાની વયનો—એક વર્ષની ઉમરનો રાજા—થયો છે.

**તા૦ ૧૮ મી મે સને ૧૮૮૭ ને વાર બુધ**—આજે આખો દીવસ આગની ગાડીમાં ગયો હતો. બપોરનાં ૧૧ વાગેતે સ્પેનની સરહદ ઉપરનું શેહેર ઇરન (Irun) કરીને છે તે પસાર કીધા પછી ફ્રેંચ હકુમત તળેના બેઓન સ્ટેશન ઉપર અમારો સામાન જકાત સારૂં તપાસ્યો હતો. રસ્તામાં સેન સીબેસ તીઅન તથા બીલબોઆ કરી સ્પેનના મોટાં શેહેરો મળ્યાં હતાં જેઓ દરીયાની નજદીક હોવાથી ત્યાં વાહાંણો તથા સ્ટીમરો નદીમાં લંગર નાંખી ઘણાં પડેલાં હતા અને કોઈ વખ્ત તો અમારી આગગાડી છેક એટલાનટીક મહાસાગરને કીનારે ઘણા મૈલ સુધી દોડતી હતી. તે વખ્તનો દેખાવ ઘણો સારો હતો. એક ગમ બધી ફળવંત જમીન બાગની માફક અને બીજી ગમ દરીયો હતો. આખો દીવસ વાદળ પર ઘેરાંન હતું અને કોઈ વખ્ત ધીમો ધીમો વરસાદ પણ આવતો હતો તેથી ઠંડી ઘણી લાગતી હતી. ફ્રેંચ સલતનતમાં પેઠા પછીની જમીનનો મોટો ભાગ ખરાબ મટોડીનો હોવાથી તેમાં સ્કોચ પાઇનસના ઝાડો ઉગાડેલાં હતાં જેઓ ઘણી નબળી જમીનમાં પણ જીવી શકે છે. તે ઝાડોમાંથી રાજમ નામનો રસ ગુંદરના જેવો કાહાડે છે જે સારૂં ઝાડોની છાલો થોડા ભાગ ઉપર છોલી તે ઉપર નાના પ્યાલાંઓ બાંધી મુકે છે જેમાં તે ગુંદર એકઠો થાય છે ને દવામાં તથા બીજા કામમાં ઞ્ણો આવે છે ને વળી એ ઝાડનું લાકડું બળવામા કોલસાની બરાબર

ગણાય છે. જોયા મેલે થોડાંજ વર્ષ થયાં આગ્રે ઝાડો ઈહાં લાવેલા તેઓનાં નાના કદ ઊપરથી માલમ પડે છે.

**તા૦ ૧૯ મી મે ૧૮૮૭ અને વાર બ્રેસ્પત**—આજે સવારના સાડા પાચ વાગે અમે પેરીસ શેહેરમાં આવી પુગ્યા હતા અને આગગાડીમાંથી ઊતરીને શેહેરના બીજા ભાગ ઉપર કેલે જવાનું બીજું સ્ટેશન છે ત્યાં ઘોડાની ગાડીમાં ગયા હતા સવાર હોવાથી સઘળું સમશાન જેવું લાગતું હતું. એ સ્ટેશન પરથી કલાક ૮—૨૦ મીનીટે આગગાડીમાં નીકળેલા બપોરના એક વાગે અમે કેલેના બંદર પર આવી પુગ્યા હતા. ગાડી છેક સ્ટીમરની સામે લાવીને ઊભી રાખી હતી તેથી તુર્તે સ્ટીમર જે બે વાહાંણોને જોડીને એક કીધેલી જેવી (twin steamers) હતી તે ઉપર બેઠા હતા. એ બે સ્ટીમરોની વચમાં દરીયાના પાણીના મોજાઓ જવાનો રસ્તોછે તેથી ઇંગ્લીશ ચેનલ જે હંમેશાં જોરમાં રહે છે ત્યાં તે ઘણી ડોલતી નથી, નહીં તો નાની બીજી સ્ટીમરો ઉતારૂઓને ખચીત હેરાન કીધા વગર રહે નહીં. અમારી સ્ટીમરમાં બે મજેની સલુનો છે તેમાં ફરતી મખમલની સુવા તથા બેસવાની બેઠકો કીધી છે. આજે ખાડીનો દરીયો વધારે જોરમા હોવાથી અમો તો એક સલુનમાં જઈને સુઈ ગયા હતા. અમારી સ્ટીમરે દોઢ કલાકમાં ખાડી પસાર કરી અમોને ઇગ્રેજી ધરતી પર ડોવર ખાતે ત્રણ વાગે ઉતાર્યા હતા, જ્યાં અમારો સામાન પાછો તપાસ્યો હતો અને આગગાડી જે તૈયાર ત્યાંજ ઉભી હતી તેમાં અમો બેઠા હતા. ઈહાં બે ટ્રેનોમાની એક વીક્ટોરીયા અને બીજી ચેરીંગ ક્રોસના સ્ટેશનો બેઉ લડનમા આવેલા છે ત્યાં જવા તૈયાર હતી તેમા છેલ્લીમા અમો બેસીને ઉપડયા હતા. તે સાડા પાંચ વાગે તે લંડન શેહેરના ચેરીંગ ક્રોસ સ્ટેશન પર ઉતર્યા હતા અને [illegible] [illegible]ના [illegible]ના એજ નામના હોટલના ઉતારો [illegible] હતો. [illegible] ડોવરથી ઈહા લંડન સુધી આવ્યા તે સઘળો રસ્તો [illegible] [illegible] [illegible] હતો અને આસપાસ લીલોતરીના ખેતરો તથા તે [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] હતા [illegible] [illegible] [illegible] [illegible]

અને આ વસતરૂતુ (spring) જરા પાછલથી આવવાથી બધાં ફળોના ઝાડો તદન ફુલોથી ભરાઇ ગયલાં હતાં અને તેઓનાં પાદડાં જાણે છેજ નહીં અને સઘળાં પીચીસના લાલ, પેર તથા ચેરીસના સુફેદ, એ રીતે રંગીન ફુલોથી ઘણો સરસ દેખાવ લાગતો હતો. લંડનની નજદીક આવતા ગયા તેમ એ ગંજાવર શેહરની ધામધુમો ત્યાંથી જતી આવતી આગગાડીઓથી માલમ પડવા લાગી હતી. અમોને બે કલાક રસ્તામાં થયા તેટલાં ફક્ત એ રસ્તા ઊપર અમોને સામી જતી ૧૦ ગાડીઓ મળી હતી ત્યારે બીજી બધી ગમ કેટલી ટ્રેનો જતી હશે તેનો વિચાર કરી લેવો. અમો સને ૧૮૮૧માં ઈહાં આવ્યા હતા તે વખ્તે ઈહાંનાં સૌથી મોટા જંકશન સ્ટેશન ક્લેપ હેમપરથી રોજની ૭૫૦ ટ્રેનો આવજાવ કરતી હતી. પણ હમણા સાંભળવા મુજબ એક હજારનીબી ઉપર ટ્રેનો દોડે છે એ જંકશનપર એથી ત્રણ પુલો બાંધીને યા જમીનની અંદર રેલવેઓ દોડે છે અને તેનાં પાંચથી છ સાઇડીંગો છે, જ્યાંથી જાણે ઘોડાની ગાડીઓ આવજાવ કરતી હોય તેમ ટ્રેનો દોડાદોડ કરતી ઈહાં હતી. લંડનમાંબી વાદળ ઘેરાયલુ હતું અને ઠંડી ઘણી અમો આગળ આવી ગયા તે કરતાં વધારે માલમ પડતી હતી.

**તા૦ ૨૦ મી મે સને ૧૮૮૭ ને વાર શુક્ર**—આજે આખો દીવસ વાદળ ઘેરાયલું રહ્યુ હતું ને છુટો છવાયો વરસાદ પણ પડતો હતો. ને અમો બીજાં ખાનગી કારણો સર રોકાવાથી કેથે જોવા ગયા હતા નહી. રાતના ડ્રુરી લેન ઠીયેટરમાં "બોહીમીઅન ગર્લ"નો ઓપેરા જોઇ આવ્યા હતા, જે જો કે આપણે મુંબઈમાં કોઇ વખ્તે જોઈયે છીયે તે કરતાં સરસ હતો તોબી ઇહાં કાંઈ તેવો ઊંચો ગણાતો નથી. કોરસમાં ઓરતો તથા મર્દો મળીને નજદીક ૭૫) જણા ગાતાં હતાં અને બેલેટ ઘણો સરસ હતો, વાજું પણ ૫૦) માણસોનું સાથે વાગતું હતું.

**તા૦ ૨૧ મી મે સને ૧૮૮૭ને વાર સની**—આજેબી નજદીક આખો દીવસ વાદળ ઘેરાયલું હતુ બપોરનાં બે વાગેને મહારાણીની વતી પ્રીન્સ ઓવ વેલ્સે (સેંટ જેમસીસ પેલેસમા લેવી

ભરી હતી ત્યાં અમો ગયા હતા અને અમને હીંદુસ્તાનના વડા
વજીર લાર્ડ ક્રોસે નામદાર પાટવીકુંવર સાથ ઓળખાવ્યા હતા. એ
વખ્તે એટલી તો ગીરદી હતી કે ઉપરના ત્રણ ચાર હાલો તથા
ઓરડાઓ તથા ચાલો ઉપ્રાંત ગ્રાંડ સ્ટેરકેસ વગેરે હાજર રહેલા
લોકોથી ખીચોખીચ ભરાઇ ગયલાં હતાં. એ લેવીમાં હંમેશનાં જેવા
સાદાં કપડાં પેહેરી લોકોથી જવાતું નથી, પણ કોર્ટ ડ્રેસ જે
ઊંચી કસબી કીનારીઓ યા ભરતનાં કપડાંઓનો બનાવેલો હોય
છે તથા તોપીઓ પણ (કોક હેટના જેવી) પીછાંની રાખે છે અને વળી
ત્યાં હાજર થનાર મોટો ભાગ જુદી જુદી રીજમીટોના અમલદારોનો
તથા ઊમરાવોનો હોવાથી તેઓના રંગીન ભપકાદાર પોશાકો તથા
છાતીઓ ભરી નાંખે એટલા ચાંનોથી ઘણો સારો લાગતો હતો. તેમ;
વળી હીંદુસ્તાનના બે ચાર રાજા તથા સરદારો પોતાનાં કસબી ભર-
તના કપડાં તથા ઝવેરાતો સાથે છુટા છવાયા દીસતા હતા તેમાં સોથી
સરસ તો આપણા જરથોસ્તીઓ પોતાના જામાં પીછોડી સાથે તદ્દન
સફેદ પોશાકથી ઢંકાયલા ભેળાવાથી ઘણો રંગીન અને વીચીત્ર દેખાવ
દીસ્તો હતો. પેહેલા તો જો કે અમો ઘણાજ જલદી લેવી ભરવાની
અરઘો કલાક આગમજ બારણાં ઊઘાડયા પછી ઘોડાજ વખ્તમાં ગયા
હતા તોબી અમોને પેહેલા હોલના બીજા ભાગમાં ઊભું રેહેવું પડ્યું
હતું એટલા આગમજથી બીજાઓ આવ્યા હતા એ વખ્તે પણ વર-
સાદ, વાદળ અને ઠંડી હોવાથી હોલના સઘળા બારી બારણાં બંધ
હતા અને અંદર ભીડ એટલી તો હતી કે આપણે જરા હીલી પણ
શકીયે નહી ને તે મુજબ અરધો કલાક અમારી આગળ આવેલા
બાહુબો ઊભેલા હતા તેથી તેઓમાં ઉકળાટ ઘણો ફેલાયો હતો અને એક
અમલદાર બીચારો મોટે બુમ પાડીને જમીન ઉપર લાકડાની માફક
[illegible] બેસુદ્ધ થઇ પડી ગયો હતો, જે વધુ [illegible] લોકોને [illegible]
[illegible] ખસાડયા અને બારીઓ ઊઘાડી ત્યારે [illegible] હતો
પણ [illegible] ન શકવાથી ગાર્ડ રીજમીટના સાત સોલજરો તેને [illegible]
[illegible] ઊંચકી લઇ ગયા હતા એ મેહેલના દરવાજા [illegible]
[illegible] ગાર્ડની ભપકાદાર રીજમીટ ઊભી રાખેલી હતી અને અંદર [illegible]

બંધ જરા છુટા છુટા અસલી પોશાક પેહેરેલા ચોબદારોને હાથમાં લાંબી લાકડીઓ આપી ચાલ તથા સીડીઓ પર ઊભા રાખેલા હતા. બે વાગેને નામદાર પ્રીન્સ ઓવ વેલ્સ લેવી રૂમમાં આવ્યા તેની સાથે હાલ યુરોપના બીજા દેશોના શાહજાદાઓ આવ્યા છે તેઓ તથા પ્રીવી કાઊનસીલના મેમ્બરો તથા મીનીસ્ટરો સફ સમારી ઉભેલા હતા. લેવીની સલામની વીગત મુંબઇની લેવીનેજ મળતી હોવાથી અમો લખતા નથી. જે ધણી અમારી માફક આગળ લેવીમાં રાણીને "પ્રીઝેન્ટ" નહીં થયો હોય તે ધણી જ્યારે સલામ કરવા આવે છે ત્યારે જુદા કાંડ જે તૈયાર આગળથી મળે છે તે ઉપર for presentation કરી લખી લાવે છે. તે ઉપરથી પ્રીઝેન્ટ કરનાર ધણી પેહેલાં for presentation કરી બોલીને નામ પોકારે છે એટલોજ ફરક ઇહાં જોવામાં આવેછે. સાંભળવા પ્રમાણે આજે નજદીક પાંચસો નવાં "પ્રીઝેનટેશન" થયાં હતાં અને પાંચ હજારની ઉપર લેવીમાં લોક હાજર હતું ત્યાથી અમારો છુટકારો જલદી થયો હતો, પણ વરસાદ અને ઘેરાંન તથા ઠંડી સરદી જેવી હોવાથી બીજે કેથે ગયા હતા નહી. આજે રાતનાં અમારા એજંટે પોતાને ત્યાં ડીનર પાર્ટી આપી હતી ત્યાં રાતના ગયા હતા.

**તા૦ ૨૨ મી મે:સને ૧૮૮૭ ને વાર રવેઉ**—આજે સવારનાં અત્રેના જુના જરથોસ્તી રેહેવાસી મી૦ દોરાબજી પેસતનજી કામાને મળવા ગયા હતા ને ત્યાંથીજ રેલવેમાં બેસીને દીવસ ખુલ્લો હોવાથી તથા આતવાર હોવાથી શેહેરનું કંઇ જોવાયું નહીં કરીને કીયુ ગારડન્સ જે રીચમંડનાં લંડનનાં પરાં આગળ છે ત્યાં ગયા હતા. એ બાગ મોટો પાર્ક જેવો છે ને તેમાં પંદર ઉપર કાચનાં ઝાડો રાખવાનાં કોઇ કોઇતો ગંજાવર ઘરો બાંધેલાં છે. જ્યાંનાં ઝાડો તથા રોપાઓનો સંગ્રહ જેવો દુન્યાંમાં બીજે કેથે નથી. અમો નથી જાણતા કે હીદુસ્તાનના ગરમ દેશોની એવી શી ચીજો હશે કે જે અમે ત્યાં નહી જોઈ હશે અને વળી ગરમી બાફથી જેટલી ઘટે તેટલી આપવાથી ઇહાંનાં તેવાં ઝાડો તથા રોપાઓ હીદુસ્તાન કરતાં ઘણી સારી તથા જોરાવર હાલતમાં દીસતાં હતાં. અહીયા દુનીયાના બધા ભાગો આફ્રીકા વટીકનાં ઝાડ-

પાન લાવી રાખેલાં છે તેમા વળી યુરોપનાં પણ નવાઇના ઝાડો છે જેઓ પર હાલની મોસમ ફુલોની હોવાથી તેઓ સઘળા તેથી ભરપુર દીસતાં હતાં અને કાચના ઘરોમા તે હોવાથી તેમની સુગંધથી આપણાં મગજ તર કરી નાખતા હતા. ફુલોનાં ઝાડોમાં સરસ ફુલવાળાં તો ઓરકીડસો કાંઈ ગણત્રી વગરના તરાહ તથા રંગનાં ફુલોનાં હતાં તે ઉપ્રાત એઝીલીયાસ જે ઉપર પાદડા કરતા ફુલો વધતાં અને ઘણા જાત જાતની રંગના રહે છે તે તથા ટયુલીપસો ઇત્યાદીના ફુલો, ઘણીજ જાત જાતના રંગોના રોપાઓ ફ્રરનશો, પામસો ઇત્યાદીમાં ભેળાયલા ટેસ્ટથી ગોઠવેલા હોવાથી ઘણા સરસ લાગતા હતા. ખુલ્લા બાગમા પણ રંગીન ફુલોના રોપાઓના જાણે ગાલીચા બીછાવ્યા હતા તેમા ટયુલીપસો બહુજ શોભતા હતા. એવાં સરસ ફુલો આવેલાં અમોએ ગયે વખતે નહી જોયાં હતા અને આએ વખ્તે નવાઈનાં બીજાં નવાં ઝાડોનો પણ સંગ્રહ ઘણો જોયો હતો જેથી અમો ઘણાજ મગ્ન થયા હતા અને આગળ સને ૧૮૮૧ કરતાં આએ વખ્તનો એ બાગ ઘણો સરસ દીસ્તો હતો. એ જોઇને પછી એની પાસેના રીચમંડ ગામમા ફરી આવ્યા હતા. ત્યાં ગઇ કાલે કોઈ ડયેસે એક ઘણો મોટો પાર્ક પોતાનો હતો તે લોકોને આપી દીધો છે તેની ક્રીયા થય રહે તેથી તે શણગારેલો દીસ્તો હતો. એ પાર્ક નાની ટેકડીને મથાળે હોવાથી ત્યાથી દેખાવ ઘણો સરસ નદી સુધાનો દીસે છે અને વળી આજે આતવાર હોવાથી તે જોવા સારૂ લંડનથી લોક પણ ઘણું આવેલુ હતું તેથી જાણે નાનો જેવો મેળો ભરાયો હોય તેવું દીસતું હતું આએ વખ્તે બાદળ પરનો ઘેરો નીકળી જવાથી અને રસ્તાનો દેખાવ જોતા જવા સારૂ આમનીબસના મથાળા ઉપર બેસીને લંડન આવ્યા હતા. એ રસ્તો નજદીક ૧૦ મૈલ ઉપરનો છે તે રસ્તો હર-

તા૦ ૨૩ મી મે સને ૧૮૮૭ ને વાર સોમ—આજ ઘણો ખરો દીવસ ઇહાંના રેહેવાસીઓની ભેટ તથા વળતી મુલાકાતો કરવામાં ગુજાર્યો હતો. રાતનાં એકવેરીયમ કરીને ગમતની જગ્યા છે ત્યાં ગયા હતા. એ જગ્યાપર કાચની મોટી પાણીની તાંકીઓમા જાત-જાતની માછલીઓ દેખાડવા રાખી છે તે ઉપ્રાંત ઢોંગ સોગ (farces) તથા ગીતો સાથે નાચવાનુ ઉપ્રાંત ઓરતોનું વાજું પણ હતું એ બધા કરતાં ત્યાં કસરતનો ઊંચાં દોરડા પરનો ખેલ ઘણોજ જોવા લાયક હતો તે સારૂ હીચ ખાવાનાં દોરડાં જે આસરે ૫૦ ફીટ ઊંચા-ઈમાં હશે તેવાં એકપર એક જણ અને તેનેથી આસરે ૩૦ ફીટ દુર બીજો જણ હતો જેઓ બેઉ જોરથી પેહેલા હીચકો લેતા ને બીજી વખ્તે જેવા નજદીક બેઉ જણા આમન સામન આવ્યા કે એક જણ એકદમ પોતાનુ દોરડું છોડી હવામાં બેથી ત્રણ ગોલાંનો ખાઇને સામો ધણી જે પાંચેક ફીટ તે વખ્તે દુર પોતાના પગ ઉપર તીગાયલો હતો તેના હાથો ઉપર તીગાઇ ગયો હતો. જે પ્રમાણે વારા ફરતી જુદી જુદી રીતે કરી સર્વેને હેરતમાં નાખ્યા હતા. વળી કોઇ વખ્ત તો તે ઘણો ઊંચે જતો અને ત્યાંથી પણ ગોલાત ખાતો હવામાં જાણે ઊડતો હોય તેમ નીચે આવી આસરે વીશેક ફીટ પેલા તીગાયલા ધણીના હાથો પકડી તેની ઊપર તીંગાઇ જતો હતો, તથા બીજી ઘણી સારી કસરતો અમે આગળ નહી જોઇ હતી તેવી કીધી હતી. વળી એક છુટા ઓરડામાં (પેહેલાં દાખલ થવાની તો ફી એક શીલીગ દરેક જણને આપવી પડે છે તે ઉપ્રાત બીજી) એક શીલીગ આપીને ત્યાં ઓરત લોકો અચંગ તરવાની કસરત કરે છે તે જોઇ હતી. એવી પાંચ જણીઓ છે જેઓ એક મોટી સાફ પાણીના ટાંકીમાં તદન ચતી વગર હાથ પગ હીલવવે તથા ચકીઓ ખાઈને તરે છે. કોઇ વખ્ત પાણીની અંદર બુડકી મારી બે નાનાં કેકો ખાઇ રહે છે ત્યાં સુધી તેમાં રહી પછી ઉપર તરી આવે છે. આખી ટાકીની લંબાઈ આસરે ૫૦ ફીટ હશે તેમાં બુડકી મારી પાણીની અંદરજ એક નાકેથી બીજે નાકે તરે છે તથા એ પાંચ જણીઓ

પાણી ઉપર તરતાં જાત જાતના આકારો બતાવે છે તેમાં એક છોકરી તો ભાયગે દશ વર્ષનીબી હોય તેબી એજ પ્રમાણે તરી જાણતી હતી. બીજી ગમ ધડ કાપી નાખેલાં અદ્ધર માણસો તથા મરમેડસો ( Mermaids ) ઈત્યાદી એવા જુદા જુદા દેખાવો પૈસા લઇને દેખાડતા હતા એ જગ્યાપર અંદરથી ફરતી ગેલરીઓ તથા બધેબધ હજારો હજારથી ગેસ તથા વીજળીની બતીઓથી એવું તો ટેસ્ટથી શણગારેલું હતુ કે તેની તારીફ નહી થાય. એમાં દુકાનો પણ માલ વેચવાની ઘણી હતી તેમા એક ઉપર બીલોરી પથ્થરમાંથી બનાવેલા ખોટા હીરાઓની બ્રેસ્ટપીનો, પોંહોંચીઓ ઇત્યાદી ઘણું સરસ બનાવેલુ હતું તે હીરા પણ જાણે ખરા બીલીયાનો હોય તેમ (તેની પાછળ દાખ પણ નહી મુકેલો અને ખુલ્લા રાખેલા). દીસતા હતા. જો કોઇ પૈસાદાર માણસ તે પેહેરે તો ખચીત બીજાઓ તે ખરૂં માન્યા વગર રહે નહી.

તા૦ ૨૪ મી મે સને ૧૮૮૭—આજે આપણા મહારાણી વીક્ટોરીયાની ઓગણોતેરમાં વર્ષના શીયાલગરી હતી તેથી સવારનાં ૧૦ વાગતે Horse Guards (હોરસ ગાર્ડસ) જ્યાં આખા ઈંગલંડનાં લશ્કરી મદદની વડી આફીસો છે તેના મોટા ચોકમાં ગાર્ડસ રીજમીંટોની કવાયદ તથા રાણીના વાવટાને માન આપવાની કીયા જોવા ગયા હતા, જે જોવા સારૂં સારાં સારાં માણસો પર કાર્ડ મોકલાવે છે. અમે ગયા ત્યારે તેમાં આટલી બંધી છતાં એટલી તો ભીડ હતી કે અમો ચોથી હારમાં ઉભા રહ્યા હતા અને બરાબર જોઇ શક્યા નહી હતા તોબી થોડું ઘણું જોયું હતું. ગાર્ડસની રીજમીટ જેના માથા પર કાલાબીયરનાં બાલની બે ફીટ ઊંચી તોપીઓ રહે છે તેની આખી રીજમીંટ આસરે ૧૦૦૦ માણસની ત્યાં ચોરસ સફ મારીને ઉભેલી હતી અને એક ગમ નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ તથા બીજા પરોણા રાજકુંવરો ઉપરાંત વડા સેનાપતી ડ્યુક ઓફ કેમબ્રીજ ઉભા હતા તથા તેઓની પાછળના ઘેરની અગાસીઓ પર પ્રીન્સેસ ઓફ વેલ્સ તથા [illegible] તથા બીજી ખાનદાની ખાનદાનની ઓરતો હતી. [illegible]

ઉસ્વારો બ્યુગલ (Heralds) વજાડતા પ્રીન્સ ઓવ વેલ્સની સામેથી પસાર થયા. તેઓનો પોસાક તદ્દન કસબનો ભરેલો હતો.! અને તે ઉપર ઈંગ્લંડનો કોટ ઓવ આર્મસ પાડેલો હતો. તેઓની પછી ઘોડેસવાર ગાર્ડસો (Horse Guards) ની રીજમીટની એક ટુકડી આવી જેઓની સાથે પાદશાહી ઝુંડો હતો. તે જ્યારે પસાર થયો ત્યારે રાણીની સલામતીનાં વજંતરો વગાડતા હતા ને સઘળા હાજર રહેલા લોકોએ તેને ટોપી ઉતારી માન આપ્યું હતું ને રીજમીટના અમલદારો પ્રીન્સ ઓવ વેલ્સ તથા બીજા બાહારના શાહાજાદાઓ સુધાંએ લશ્કરી સલામ તેને કીધી હતી. તે વાવટાની પાછળ ગાર્ડસની પાયદલ રીજમીટ આવી હતી. પેહેલાં Slow (ધીમી) માર્ચ પસાર કીધા પછી બીજી વખ્તે ઝડપ (Quick) ની માર્ચે પસાર થયા તે વખ્તેબી ઉપર જણાવ્યા માફક વાવટાને માન આપ્યું હતું ને પ્રીન્સ ઓવ વેલ્સની સલામતીનું વાજું વજાડયું હતું. એ સઘળો દેખાવ ઘણો ખુશાલી ભરેલો તથા ભપકાદાર લાગતો હતો. પ્રીન્સ તથા પ્રીન્સેસ ઓવ વેલ્સ એ કવાયદ ખલાસ થયા પછી જુદા જુદાં પેહેલો ઘોડેસ્વાર ને બીજી ગાડીમાં ગયાં ત્યારે હુરરેના પોકારો લોકોએ કીધા હતા. આજે રાતના શેહેરમાં મોટી મોટી દુકાનો, કલબો, હોટલો તથા થીયેટરોમાં રોશણી થઇ હતી પણ તે છુટી છવાઇ હતી. એક મોહોલામાં ભાગયે પાંચ સાત ગમ લાઇટ હોય પણ તે લાઇટ સારૂ દેહાના હીરાના જેવા કાપનાં કાચની ટ્રેન્સપેરંસીઓની પાછળ બતીઓ કરેછે અને તે કાચો રંગીન હોવાથી જાણે ઝવેહરાતનાં બનાવેલા હોય તેવા તેની પાછળ બળતી ગેસલાઇટથી દીસ્તી હતી. તેમાં મોટો ભાગ ફુલના હારો વચે રાણીનાં ઇનીશીયલ (અક્ષરો) તથા તાજની બનાવતો સઘળું તદન ઉપર લખ્યા મુજબ કાચનું બનાવેલું હતું તેથી ભપકો સારો લાગતો હતો. આજે સાંજના (Royal Academy) રોયલ એકેડેમી જોવા ગયા હતા જ્યાં હાલના જીવતા ઉસ્તાદ ચીતારાઓના હાથના બનાવેલાં નવાં ચીત્રો ઇનામ લેવા સારૂ દેખાડવા મુકયાં છે તે જોયાં હતા, જેમાંના કોઇ કોઇ તો ઘણા સરસ હતાં. તેમા અમને

Mercy and Repentance વાળું એક ચીત્ર ઘણુંજ પસંદ પડયું હતું. તેમાં એક ઓરતે પાપ ઘણું કીધું હશે તે જાણે પસ્તાવો કરે છે અને ક્રાઇસ્ત ઉભો રહી તેને દીલાસો આપે છે તે એવું તો સરસ પાડેલું છે કે દુરથી તો અમો તેને ખરેખર જીવતા હોય તેવા સમજ્યા હતા અને નજદીક આવ્યા તોબી તેની પર્સપેકટીવ તથા મોઢાના દેખાવ એવાતો સરસ હતા કે તે બનાવટ હોય નહી તેવું લાગતું હતું. ક્રાઇસ્ટની આંખો જાણે હમણાં આપણી સાથે વાત કરશે અને પસ્તાવો કરનારી ઓરત ઘણી ગમગીન અને પસ્તાવો ખરેખર કરતી હોય તેવા મોઢાની પાડેલી છે. એ ઉપ્રાંત બીજા ઘણા સારા ચીત્રો ત્યાં મુકેલા છે તે બધા જોવાલાયક છે. રાતના અમો મેડમ ટુસાના મીનના બાવલાઓનો સંગ્રહ જોવા ગયા હતા. એ અમો ૧૮૮૧ મા ગયા હતા તે જગ્યા બળ્યાંને બીજી જગા પોતે ઘણું મોટું શોભીતું ઘર બાંધી તેમાં લઇ ગયાં. તેમાં આગળ

મબર ઓવ હોરર નામના ઓરડાના હેઠલા ભાગમાં રાખ્યું છે. તે ઉપ્રાંત તેમાં અસલ શી રીતે રીબાવીને મારતા હતા તેની તસ્વીરો જાણીતા થયલા ખુનીઓનાં માથાના આકાર ઈત્યાદી મુક્યુંછે. ઉપરના ઓરડાઓમાં ઈંગ્લંડના થઈ ગયલા વીલીયમ ધી કોનકરરથી તે રાણી વીકટોરીઆ સુધીનાં રાજા તથા રાણીઓનાં તથા કોનટીનેન્ટનાં વખણાયલા પાદશાહો તથા ઈંગ્લાંડ અને યુરોપના વખણાયલા ગ્રહસ્થોનાં બેસુમાર પુતળાંઓ તેઓ પેહેરે તેવા પોશાક, હથીયાર તથા ઝવેરાતો (અલબતે ખોટાં બનાવટનાં) સુધાં મુકેલાંછે. જે એવાં કોઇ કોઈ તો આબેહુબ છે કે આપણે પારખી નહીં શકીયે કે તેઓ પુતળાંઓ છે. એ સઘળું જોતાં અમને નજદીક બે કલાક થઈ ગયા તોબી ઘેર બંધ કરવાનો વખ્ત આવી ગયાથી અમો અધુરૂં મુકી આવ્યા હતા. એની વીગતો અમોએ સને ૧૮૮૧ ની અમારી ડાયરીવાલી ચોપડીમાં લખી છે તેને મળતી હોવાથી અત્રે વધુ લખતા નથી.

**તા૦ ૨૫ મી મે સને ૧૮૮૭**—આજ દીને ઇહાનો જાણીતો ડરબીડે (શરતનો દીવસ) હતો પણ ઘેરાણ ઘણું હોવાથી અમોએ આગળ ૧૮૮૧માં એ શરત બરાબર જોયલી હોવાથી અમો આજે જોવા ગયા હતા નહીં પણ બીજાં ખાનગી કામમાં રોકાયા હતા.

**તા૦ ૨૬ મી મે સને ૧૮૮૭**—આજે સવારનાં કલાક ૧૦—૩૦ને અમલે નોરધરન રેલવેમાં કીગ ક્રોસનાં સ્ટેશનપરથી નીકળ્યા હતાને સાંજનાં કલાક ૫—૨૦ મીનીટે ન્યુ કેસ્ટલ ઓન ટાઇન શેહેરમાં જઇ પુગ્યા હતા. આખો રસ્તો લીલોતરી તથા ખેતીવાડીથી ભરપુર હતો જ્યાં જંગલો તો તદન હતાજ નહી અને જમીન પણ બધી સપાટ સેહેજ ટેકડીઓ સીવાયની મળી હતી. અમો કાઊંટી (County) હોટલ જે સ્ટેશનની સાંમેછે ત્યાં ન્યુ કાસ્ટલમાં ઊતર્યા હતા. અમારૂં ઇહાં આવવાનું કારણ એ છે જે એક જુબીલી એકઝીબીશન ઉઘાડેલું છેં તે જોવું. અમોને હાથમાં વખ્ત હોવાથી તથા એકઝીબીશન રાતનાં ૧૦—૩૦ સુધી ખુલ્લું રહેછે કરી સાંભળી અમો જમીને રા-

તના ૭—૩૦ મીનીટે તે જોવા ગયા હતા. એ વખ્તે ઘણો ઉજાસ હતો તેથી તથા ત્યાર પછી વીજળીની બતીઓથી સઘળાં સંગ્રહસ્થાનમાં લાઇટ કીધેલી હોવાથી અમો ત્રણ કલાક સુધી ત્યાં ફરીને જોઇ શક્યા હતા તોબી તેનો અરધો ભાગબી જોઈ રહ્યા નહી. એ સંગ્રહસ્થાન બાંધવાનું સપટેમ્બર ૧૮૮૬ માં શરૂ કીધું હતુ તે ફેબ્રુઆરી ૧૮૮૭માં બંધાઇ તેયાર થયા પછી આએજ મહીનાની તા૦ ૧૧ મીએ ખુલ્લું મુક્યું હતું. એમાં એક ઘણી મોટી ઇમારત બાંધી તેની ઉત્તર બાજુથી બીજા ફાંટાઓ કાહાડયાછે તે ઉપ્રાંત બીજી છુટી છુટી નાંની ઇમારતો જુદા જુદા ડીઝાઇનોની તેના કંપાઉંડમાં ઘણી ગોઠવેલીઓ છે તથા એક ગમ ટાઇન નદીનો પુલ હમણાં અસલનો ભાંગી ગયો છે તેને બદલે તદન લાકડાંનો કામચલાઉ બનાવી તેની આસપાસ કાગીજ પેપરે પથ્થરનાં રંગ તથા તરાહનાં કરીને વળગાડી દીધાં છે તેથી અજાણ્યો ઘણી તો તેને ઘણો મજબુત પથ્થરનો પુલ સમજે. જો અમોને તે આગળથી માલમ નહીં પડતે તો અમો પણ પથ્થરનોજ સમજતે. એ પુલ મજાનો પોહોળો કરી તેની બે બાજુએ સામન વેચવાની દુકાનો હારબંધ જેમ વેનીસના પુલપર છે તેમ ગોઠવેલીઓ છે. છુટી છુટી ઇમારતો જે અમોએ લખી છે તેમા પણ દુકાનો તરેહવાર જાતના પરચુટણ સામનો, મીઠાઇઓ તથા રીફ્રેશમેન્ટની દુકાનો છે. તેમાં કોઇ કોઇ દુકાનોપર તો તે સામાણ કેમ બનાવે છે તે દેખાડવા

તે ચાહ, કાફી યા દારૂ પીતા ને બધે વીજળીની રોશણીથી જાણે ચાં દરણું હોય તેવું ઉજરડું પડતું હતું. અમો ઈમારતના થોડા યાને મુખ્ય ભાગમાં ફર્યા હતા જેમાં મોટો ભાગ તોપો (ઈહા આર્મસ્ત્રાંગ તોપો બનાવવાનું કારખાનું છે તથા તેનેજ લગતી ગોદી, મનવારો, ટોરપીડો ઇત્યાદી બાંધવાની સર વીલીયમ આર્મસ્ત્રાંગની કંપનીની હવેલીઓ છે), સ્ટીમરો, મનવારો, ટોરપીડો, અસલની ગેલીસો (માણસોના હાથે હલેસાં મારી ચલાવવાની મોટી બોટો જેમાં ૧૫૦ થી ૨૦૦ હલેસા મારનારા હોય છે) રેલવેનાં ૧૮૨૫નાં તથા હમણાનાં નવા સુધારાનાં એનજીનો તથા સંચામાં જાત જાતનાં પરચુટણ ધાતુઓના નમુના જેમાં લોઢાં તથા સીસાનો મોટો ભાગ છે જે ઈહાંની નજદીકની ખાણોની પેદાશ છે. સોનાંની કુવાર્ટજને ભાંજવાનાં સાંચાઓ તે સાથે સોનાં સુધાંની કુવાર્ટજનાં નમુનાઓ, કોલસો તથા તેની જાતજાતની બનાવતો જેવું કે તેલ કોક (Coke) ઘેરમાં બાલવાના કોલસાનાં કેકમો તથા કોલસાની બનાવટના આકારો ઘણા મુકેલા હતા એ સઘળાની વીગતો અમો લખી શકતા નથી, પણ જોવાલાયક ચીજોમાં ૧૧૦ ટનની તોપ જે હમણા ઈહા સર વીલીયમ આર્મસ્ત્રાંગે બનાવી છે તેનો આબેહુબ મોડલછે જે ૫૨૪ ઈંચ લાંબીછે તેના ગોળા જે પામે મુકેલાછે તે ૧૮૦૦ રતલ વજનનાં અને ૯૫૦ રતલ દારૂનાં ચાર્જનાછે જેથી ૩૩ ઈંચ લોખંડના સ્ટીમર યા મનવારનાં બખતરને ભાંગી શકાયછે એવી જોરાવરછે. એ ગોળાઓ ભરવા તોપની પાછળ સચો રાખેલોછે જો સ્ટીમે ચલાવીને તોપોમાં પાછળી બાજુથી ગોળાઓ ભરેછે. એ તોપ ઘણી મોટી હોવાથી ઈહાં એકઝીબીશનમા લાવ્યા નહી પણ તેનો આકાર મુકયોછે જે તેની બરાબરજ પણ લાકડાનો બનાવેલોછે. એ મોટી તોપની પડોસમા એક મનવારનો મોડલ મુકયોછે જે સઘળું જાણે ખરેખરૂં હોય તેવું બનાવીને તેની વચમા એક બેટરી ઉપર એક ૧૧૦ ટનવાળી તોપ ગોઠવેલી બનાવી છે અને તે બેટરી બધીગમ ફેરી શકાયછે કે તોપને જેમ ગમે તે બાજુ ઉપર નેમ લેવાને સેહેલ પડે બીજી ઘણી જાતની તોપો એની પડોસમા ગોઠવી છે તેમા ગેટલીંગ મશીન ગનમાંથી ઘડી એકદમ ૧૦૪ ગોળીઓ ફેંકી શકાયછે તેની

પાછળ ગોળી ભરવાનાં ઘણા ખાચાઓછે તેમા તેને લાયકનું કેનીસ્ટર ગોલીઓથી ભરેલુ પાછળથી મુકે છે અને કુચીની માફક ફેરવવાનું આવે છે જે ફેરવ્યાથી ગોળીઓ બરાબર ઊડે છે મોટી તોપોની ગાડીઓ પણ ગજાવર પૈડાઓની બનાવેલી મુકેલી છે તેના પૈડાની વાતો ૩ ઇંચ જાડી સ્ટીલની બનાવેલી છે. એ ૧૧૦ ટનની તોપના ગો-ળાનો જોર ૫૬૫૨૦ ટનના ફટકા બરાબર ગણાય છે. બીજી નાની તો-પોબી બનાવી છે તે ત્રીસ રતલી ગોળાઓ મીનીટના આઠ દશ ફેંકી શકે છે. એવીજ ઝડપથી તે ભરી શકાય છે. તે તોપનુ વજન ફક્ત ૨૪ હંડરવેટનું છે અને તેથી ટોરપીડો બોટોનો ધાન કાહાડવા કામ લાગે છે. એ સીવાય બીજી ઘણી તોપો ત્યાં મુકેલી છે મનવારોના મોડલો પણ ત્યા મુકેલા છે તેમા ઈટાલીની સરકાર સારૂ એક મનવાર ૧૪૦૦૦ ટનની " ઇટેલીયા " નામની બનાવી છે તેનો [illegible] જેને વચમા-થી કાપીને તેના ભાગો દેખઈતા રાખેલા છે જેમાથી બેસુમાર કેબીનો તથા બીજા ઓરડાઓ સઘળું દીસેછે. ઇનજીનો પણ જાત જાતના આગનીગાડીના તથા કારખાના ચલાવવાના મુકેલા છે. નવી પેહેલા ક્લાસની બેસવાની આગગાડી જાણે એક શણગારેલ દીવાનખાન [illegible] તેવી છે.

ગમડાંરા પણ તેવાજ સરસ બનાવતની છે. તેને [illegible]-નાના એનજીનો, સ્ટીમરોમા ૧૦૦૦૦ હોર્સ પાવરનું એનજીન [illegible]-[illegible] બનાવેલ બોઇલર, કેરોસીન તેલથી ચાલતા એનજીનો, [illegible] બનેલા ખણવાના સાચાની ડ્રીલો, વીજળીની બતીઓ બનાવવાના [illegible]-પાર સંચાઓ, દુધમાથી માખણ બનાવવાના [illegible] [illegible]-[illegible]. (એ એક બંધ વાસણને બે ગમથી [illegible] [illegible] [illegible] પાણી તેને [illegible] ખુબ ગોળ ફેરવેછે એટલે દુધમાંથી [illegible] માખણ નીકળી શકેછે) બધા ઓરડામાં [illegible] [illegible]. [illegible] [illegible] (ડેનગીજટરોએ [illegible] માફક [illegible] [illegible] [illegible] [illegible] ગમથી નલીને પાણી જોરથી [illegible] [illegible]

[illegible]

ટાંકીની વચમાંથી તે હવા પસાર કરેછે અને ગરમ હવા જોઈએ તો ગરમ સ્ટીમની ટાંકીની વચ્ચેથી હવા પસાર થવાથી જોઈતી ઠંડી ય ગરમ હવા મળેછે), રાંધવાના ગેયાસના યા કેરોસીન તેલના ચુલાએ જાત જાતનાં નવા સુધારાના તથા સગરીઓ જેમાં એક જાતની બ નાવત મુકેછે જે ત્રણ વરસ સુધી ગેસથી બલીને ઓરડામાં ગરમ આપે છે. બાહારની બાજુપર પીપો ઉપર તથા ઝુલતા લશકરી કામ ચલાઉ પુલો પણ બાંધેલા છે એક ગમ આપણા રોમાલ ઉપર એ સીવવાના સંચાથી એક મીનીટમાં લાલ દોરાએ અમારૂં આખું નામ પા આપ્યું હતું, જે શી રીતે થતું હશે તે સમજ પડતી નથી. પણ જોયા મેલે સંચો ચલાવનાર ઓરત પોતે હુશીયાર છે અને જેમ આપણે લખી જઈ છીયે તેમ રોમાલને તે ઉપર નામ પાડવા સારૂ ફેરવ્યાથી નામ પડે છે એ સીવાય બીજું ઘણું જોયું હતું અને વખ્ત થવા આવ્યાથી અધુરૂં મુકી આવતી કાલે પાછા આવવાનો ઠરાવ કીધો હતો

**તા૦ ૨૭ મી મે સને ૧૮૮૭ અને વાર શુક્ર**—આજે સવારના ૧૦ વાગે અમે પાછા નયુ કેસટલનું એકઝીબીશન જોવા ગયા હતા અને ગઈ કાલનો અધુરો રહેલો ભાગ જોયો હતો તેમાં પણ મોટો ભાગ સંચાઓ, કોલસા તથા ધાતુઓને લગતો હતો. જોવાલાયક બીજી ચીજો ઘણી હતી તેમાં એક પોચ્ચા પથ્થરમાંનું કોતરકામ એકજ પથ્થરમાંથી એકની પાછળ એક એમ ત્રણ થર પુતળાંઓ, જાનવરો તથા ઝાડોના આકારો અલગા કોતરેલા હતા. એક દરીયામા જીવ બચાવાનાં પીતલ તથા લાકડાંના તરતાં બોઈયાંનો નમુનો હતો. એ બોઇયું તદન ગોળ છે અને તેને મથાળેથી પતરૂં જડી લઈને અંદરથી પોકલ રાખેલું છે. ઊપલાં પતરાંની અંદર વીશ માણુસો બેસી શકે એવા ફરતા ખાંચાઓ છુટા છુટા એક એક જણને બેસવાના કોતરી કાહાડેલા છે અને વચલા ભાગમાં મોટો ખાચો છે તેમાં ખોરાક તથા પાણી રાખવાની જગ્યા કીધી છે, જે બોઈયાંનો ઉપરની તરફનો ભાગ રોકે છે. બાકીનો નીચલો ભાગ તદન ખાલી પોકલ રાખેલો હોવાથી તથા તદન હવા નહીં જઇ શકે એવી ગોઠવણ કરેલી હોવાથી એ બોઇયું ગમે તેવા ખરાબ તોફાની દરીયામાં પણ ડુબતું નથી અને તે વીશ જણના જી

બચાવી શકે છે. તે આઠ ફીટ વ્યાસમાં અને સોલ હંડરવેટ વજનમાં છે. એવાં બોઈયાંઓને વાહાંણો તથા સ્ટીમરો ઊપર રાખ્યાથી તેઓ ભાગે ત્યારે જીવનો બંચાવ થઇ શકેછે. એક ફીલ્ટર પાણી ગાળવાનું હતું જેમાં ખરાબ લાલ રંગનું ઝેરી પાણી નામે છે તે થોડા વખ્તમાં બીલોર જેવું નીતરી અને સાફ થઇ નીકળે છે અને તેમાં ગમે તેવું ખરાબ થયલું પાણી સાફ થાય છે. ઘડીયાલો પણ તરેહ તરેહની બનાવતોનાં હતાં. કોઈ એનજીનોની માફક, કોઈ વાહાણોના આકારનાં, તેનાં સુકાનથી પેનડ્યુલમ ચાલે, કોઈના દડા, પ્લેટફાર્મ ઊપર એક ગમ ઢળાવને લીધે દોડી બીજે નાંકે જાય કે ત્યાં એક સળીને અથડી તે સળીથી અંદરનું ચક્કર ફરે કે તે બાજુનો પ્લેટફાર્મ ઊંચો થઈ સામી બાજુએ નીચે ઢળાવવાળો થવાથી પેલો છુટો દડો પાછો તે બાજુપર આસ્તે આસ્તે વાંકો તીકો તેમાં જડેલી ઝીણી પતીઓને અથડતો જાય છે અને વળી ત્યાંની સલીને અફડી તે બાજુ જે પ્લેટફાર્મ ઊચકાય છે એટલે પાછો દડો સાંમી ગમ ઢળે છે તેટલાં એક મીનીટ બરાબર થાયછે. કોઇ ઘડીયાલોમાં બુટ સાફ કરતા, કોઇ ઘડીયાલોમા નાચતા એ પ્રમાણે વખત આપતા ઓટોમેટીક રમકડાઓ બનાવ્યાં હતાં. ગલીચાઓ તથા રેશમી કપડા તેમા તરાંહ તરાહની વણુતો જેમા પ્રીન્સ ઓવ વેલ્સ, તેની બાનુ, આપણા માહરાણી, ગ્લેડસ્ટન, ડીઝરાયલી ઈત્યાદી, સબીઓ વણતમા ગુથાતી. મુંબઈમા કોપ્પી લુગડાને મળતી પણ ઘણી સરસ બનાવતનીઓ હતી. એમાની વણત અનેકે સને १८८१માં ક્રીસ્ટલ પેલેસમા જોઇ તે વખ્તે લખેલી છે તેથી [illegible] લખાતા નથી. જેમસ વાટ (James Watt) જેણે [illegible] એનજીન બનાવ્યું હતું તે સારું તેણે નમુનો કીધો હતો તે પણ [illegible] છે, જે ઊપર સને १७८१નુ વરસ છે તે [illegible] તથા ભપકાદાર બનાવતના એનજીનો સાથે સરખાવતા ઘણું [illegible] અને બેડોલ લાગે છે સંચાથી છાપવાનું તથા રંગીન [illegible], [illegible] (ટીકીટની) બનાવાનું તથા બીજું ઘણું એવા રીતનુ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] જોઈને ચીત્રે [illegible] [illegible] [illegible]

કોઈ કોઈ અસલ ઉસ્તાદોનાં તથા બાકીનો મોટો ભાગ નવા ચીતારાઓને હાથના પણ સારાં હતાં. જોકે એ સંગ્રહસ્થાન ઘણું નાનું ગણાય છે તેબી એ સઘળું જોતાં આજે અને ગઇ કાલે મળીને અમોને નજદીક આઠ કલાક થયા હતા ને તેબી વળી ઉતાવળ માં જોયું હતું. એમ કરીને ઈહાંના લોકો જેઓનો ઉદયોગ સંચાઓ, એનજીનો, વાહાંણો, તથા સ્ટીમરો બનાવાનો અને કોલસો, લોખંડ તથા સીસાંની ખાણોનો છે તેના નમુનાઓ મુક્યાથી બાહર દેશાવરથી હજારો લોકો જોવા આવેછે તેથી ઘણો ફાયદો હાંસલ થાયછે. એ સંગ્રહસ્થાન સારૂં ૫૦૦૦૦ પાઊન્ડનુ ગેરેન્ટી ફંડ કીધુંછે ને તેમા ઈહાંની મોટી પેહેડીઓએ મોટી મોટી રકમો ભરીછે ને મ્યુનીસીપાલીટીની પાઊંદ ૫૦૦૦ની તેમાં જામીનગીરી છે. એ જોઈને પછી અત્રેના શેહેરમાં એક કલાક ફરી આવ્યા હતા. આ ન્યુકેસટલ શેહેર તેની આસપાસની કોલસાની ખાણો સારૂં વખણાયલું છે ને વરસ દીને ઈહાંથી દુનીયાના બીજા ભાગોમાં ત્રણ કરોડ ટન કોલસો જાયછે, જે મોકલવા સારૂં ઈહાંની ટાઇન નદી ઘણી કામ આવેછે જેમાં મોટાં વાહાંણો તથા સ્ટીમરો આવી શકેછે. એ સારૂં મોટાં ડંક્કાઓ નદીને બેઉ કીનારે બાંધેલાછે તથા કોલસો ઈહાં સસતો હોવાથી લોઢાનાં સંચાઓ તથા બીજાં ઘણી જાતનાં કારખાનાંઓ બાંધેલાંછે જેની ચીમનીઓના ઝુમખાને ઝુમખા દીસેછે.

થોડાએક મોહોલાઓ ઘણા સારી બાંધણીની હવેલીઓના કુશાદે કીધેલા છે અને વસતી દોઢ લાખ માણસની હોવાથી શેહેર મોટી જગ્યા પણ રોકે છે. એ શેહેરનો મોટો ભાગ ટેકડીઓપર હોવાથી ઈહાં પણ પુલો બાંધી એક ટેકડી બીજી સાથે (મેડરીડની માફક) મેલવેલી છે. તે પુલો કોઈ કોઈ પચાસ ફીટ ઊંચા છે. તેની હેઠાંણમાં વળી બીજા રસ્તાઓ પુલોની માફક નીચલા ભાગોમાં આવજાવ સારૂ અને તેની હેઠળ છક નીચેના ભાગમાં આવજાવ સારૂ રસ્તાઓ બાંધ્યા છે. રેલવેના પુલો પણ એજ માફક નીચે બીજા રસ્તાઓ માણસો સારૂ રાખે છે ઈહાંનું દેવળ કાંઇ જોવાલાયક નથી, પણ

તેના મીનારાનું મથાળું એક મોટું તાજ હોય તેવી રીતે ચાર ગમથી આરકાં કરીને વચમાં પાછો મથાળાનો મીનારો બાંધ્યો છે તેથી ઘણો શોભે છે. ઇંહાં તોપો બનાવવાનાં કારખાનાં, સ્ટીમરો બાંધવાની ગોદીઓ, કોલસાની તથા લોઢાંની ખાણો સિવાય બીજું કશું જોવાલાયક નથી અમોએ આગળી સફરમાં એવું સઘળું જોયલું હોવાથી ફરીથી જોયું હતુ નહીં. ઇહાંની વસ્તી કોલસાની ખાણોને લીધે જે સને ૧૮૦૧માં ૩૪૦૦૦ની હતી તે હમણા ૧૬૦૦૦૦ પર આવી છે અને શેહેર હજી તેમાં બીજા ઉદ્યોગો ઉમેરાયાથી વધતું જાય છે. એ ન્યુકેસ્ટલ ઓન ટાઈન ઇંગ્લંડની હદમા આવ્યું છે, પણ છેક સ્કાટલંડની નજદીક હોવાથી આગલ એ બે દેશો વચ્ચે ઇંહાં ઘણી લડાઇઓ થઇ હતી અને એક નવો કિલ્લો તેઓને અટકાવવા સારૂ બાંધ્યાથી તેનું નામ ન્યુકાસ્ટલ યાને નવો કિલ્લો કરી પડ્યું છે અત્રે કાંઈ બીજું જોવાનું નહીં હોવાથી અમો સાંજના ૪—૧૫ ની એક્સપ્રેસ ટ્રેનમાં બેસી કલાકના પચાશ મૈલને હીસાબે એડીનબરો જે સ્કાટલંડ દેશનું પાયતખ્ત શેહેર છે ત્યાં ૭ વાગે પુગ્યા હતા. રસ્તામાં એકજ જગ્યાપર ૬ વાગેને અમારી ગાડી થોભી હતી અને ગાડી જોકે આટલી જોરથી જતી હતી તોબી પાતા ભેવાનો સરપ, નાખેલા કે ફશોબી આંચકા જેમ મુંબઈમાં જોરથી ગાડી દોડે [illegible] લાગેછે તેમ લાગ્યો હતો નહીં. અમોએ એડીનબરોમાં પ્રીનસીસ સ્ટ્રીટમાં પેલેસ હોટેલમાં ઊતારો લીધો હતો.

**તા૦ ૨૮ મી મે સને ૧૮૮૭ ને વાર સનેઉ**—અમો [illegible] સવારનાં પેહેલે કાલટન હીલ (Calton Hill) કરીને એક ટેકરી છે તે ઉપર ગયા હતા, જે ૩૫૦ ફીટ દરીયાની સપાટીથી ઊંચી છે અને ત્યાંથી એડીનબરો શેહેરનો દેખાવ ઘણો સરસ દેખાય છે. [illegible] ઉપર ઓબ્ઝરવેટરી ડુગાલડ સ્ટુઅર્ટનો સ્થંભ [illegible] પાર્થીનન કરીને વખણાયલી ઈમારત છે તેના [illegible] ઓનાપાને [illegible] હરાવ્યો તેની યાદીમાં [illegible] [illegible] હતી, જેનો [illegible] [illegible]

કોઈ કોઈ અસલ ઉસ્તાદોનાં તથા બાકીનો મોટો ભાગ નવા ચીતારાઓને હાથના પણ સારાં હતાં. જોકે એ સંગ્રહસ્થાન ઘણું નાનું ગણાય છે તેથી એ સઘળું જોતાં આજે અને ગઇ કાલે મળીને અમોને નજદીક આઠ કલાક થયા હતા ને તેથી વળી ઉતાવળમાં જોયું હતું. એમ કરીને ઈહાંના લોકો જેઓનો ઉદ્યોગ સંચાઓ, એનજીનો, વાહાંણો, તથા સ્ટીમરો બનાવાનો અને કોલસો, લોખંડ તથા સીસાંની ખાણોનો છે તેના નમુનાઓ મુલ્કથી બાહર દેશાવરથી હજારો લોકો જોવા આવેછે તેથી ઘણો ફાયદો હાંસલ થાયછે. એ સંગ્રહસ્થાન સારૂં ૫૦૦૦૦ પાઊન્ડનુ ગેરેન્ટી ફંડ કીધુંછે ને તેમાં ઈહાંની મોટી પેહેડીઓએ મોટી મોટી રકમો ભરીછે ને મ્યુનીસીપાલીટીની પાસોદ ૫૦૦૦ની તેમાં જામીનગીરી છે. એ જોઈને પછી અત્રેના શેહેરમાં એક કલાક ફરી આવ્યા હતા. આ ન્યુકેસટલ શેહેર તેની આસપાસની કોલસાની ખાણો સારૂં વખણાયલું છે ને વરસ દીને ઈહાંથી દુનીયાના બીજા ભાગોમાં ત્રણ કરોડ ટન કોલસો જાયછે, જે મોકલવા સારૂં ઈહાની ટાઇન નદી ઘણી કામ આવેછે જેમાં મોટાં વાહાંણો તથા સ્ટીમરો આવી શકેછે. એ સારૂં મોટાં ડંકાઓ નદીને બેઉ કીનારે બાંધેલાછે તથા કોલસો ઈહાં સસતો હોવાથી લોઢાનાં સંચાઓ તથા બીજાં ઘણી જાતનાં કારખાનાંઓ બાધેલાંછે જેની ચીમનીઓના ઝુમખાને ઝુમખા દીસેછે.

થોડાએક મોહોલાઓ ઘણા સારી બાંધણીની હવેલીઓના કુશાદે કીધેલા છે અને વસતી દોઢ લાખ માણસની હોવાથી શેહેર મોટી જગ્યા પણ રોકે છે. એ શેહેરનો મોટો ભાગ ટેકડીઓપર હોવાથી ઈહાં પણ પુલો બાંધી એક ટેકડી બીજી સાથે (મેડરીડની માફક) મેલવેલી છે. તે પુલો કોઈ કોઈ પચાસ ફીટ ઊંચા છે. તેની હેઠાંણમાં વળી બીજા રસ્તાઓ પુલોની માફક નીચલા ભાગોમાં આવજાવ સારૂ અને તેની હેઠળ છક નીચેના ભાગમાં આવજાવ સારૂ રસ્તાઓ બાધ્યા છે. રેલવેના પુલો પણ એજ માફક નીચે બીજા રસ્તાઓ માણસો સારૂ રાખે છે ઈહાંનું દેવળ કાંઇ જોવાલાયક નથી, પણ

તેના મીનારાનું મથાળું એક મોટું તાજ હોય તેવી રીતે ચાર ગમથી આરકાં કરીને વચમાં પાછો મથાળાનો મીનારો બાંધ્યો છે તેથી ઘણો શોભે છે. ઈહાં તોપો બનાવવાનાં કારખાનાં, સ્ટીમરો બાંધવાની ગોદીઓ, કોલસાની તથા લોઢાંની ખાણો સિવાય બીજું કશું જોવાલાયક નથી. અમોએ આગળી સફરમાં એવું સઘળું જોયલું હોવાથી ફરીથી જોયું હતુ નહી. ઈહાંની વસ્તી કોલસાની ખાણોને લીધે જે સને ૧૮૦૧માં ૩૪૦૦૦ની હતી તે હમણા ૧૬૦૦૦૦ પર આવી છે અને શેહેર હજી તેમાં બીજા ઉદ્યોગો ઉમેરાયાથી વધયું જાય છે. એ ન્યુકેસ્ટલ ઓન ટાઈન ઈંગ્લંડની હદમાં આવ્યું છે, પણ છેક સ્કાટલંડની નજદીક હોવાથી આગલ એ બે દેશો વચ્ચે ઈહાં ઘણી લડાઈઓ થઇ હતી અને એક નવો કિલ્લો તેઓને અટકાવવા સારૂ બાંધ્યાથી તેનું નામ ન્યુકાસ્ટલ યાને નવો કિલ્લો કરી પડયું છે અત્રે કાંઈ બીજું જોવાનું નહીં હોવાથી અમો સાંજના ૪—૧૫ ની એક્સપ્રેસ ટ્રેનમાં બેસી કલાકના પચાશ મૈલને હીસાબે એડીનબરો જે સ્કાટલંડ દેશનું પાયતખ્ત શેહેર છે ત્યાં ૭ વાગે પુગ્યા હતા. રસ્તામાં એકજ જગ્યાપર ૬ વાગેને અમારી ગાડી થોભી હતી અને ગાડી જોકે આટલી જોરથી જતી હતી તોબી પાતા એવાતો સરખ્, નાખેલા કે કશોબી આંચકો જેમ મુંબઈમાં જોરથી ગાડી દોડેછે ત્યારે લાગેછે તેમ લાગ્યો હતો નહીં. અમોએ એડીનબરોમાં પ્રીનસીસ સ્ત્રીટમાં પેલેસ હોટેલમાં ઊતારો લીધો હતો.

**તા૦ ૨૮ મી મે સને ૧૮૮૭ ને વાર સનેઉ**—અમો આજે સવારનાં પેહેલે કાલટન હીલ (Calton Hill) કરીને એક ટેકડી છે તે ઉપર ગયા હતા, જે ૩૫૦ ફીટ દરીયાની સપાટીથી ઊંચી છે અને ઇહાંથી એડીનબરો શેહેરનો દેખાવ ઘણો સરસ દેખાય છે. એ જગ્યા ઊપર ઓબઝરવેટરી ડુગાલડ સ્ટુઅર્ટનો સ્થંભ તથા એથનસ શેહેરમાં પારથીનન કરીને વખણાયલી ઈમારત છે તેની બરોબર અત્રે નેપોલીયન બોનાપાર્ટને અંગ્રેજે હરાવ્યો તેની યાદીમાં ઇમારત બાંધવાની શરૂ કીધી હતી, જેનો પાયો જયોર્જ ચોથાએ સને ૧૮૨૨માં નાખ્યો

હતો, પણ તેના ૧૨ થાંભલા એટલાજ હજાર પાઊંડે ઊભા કીધા એટલે ફંડ ઘટી જવાથી તે કામ બંધ પડી ગયું હતું અને તેજ મુજબ હાલ રહ્યું છે. નેલસનની યાદગારી માટે ૧૮૧૫માં બાંધેલો એક સ્થંભ જે ૧૦૨ ફીટ ઊંચો છે તેભી જોવાલાયક છે. આજે અમોએ ઇંગ્લંડ તરફ આવ્યા પછી પેહેલવેહેલો સુરજ આખો દીવસ પ્રકાશતો જોયો હતો ને જોકે દશ વાગે અમો એ ટેકડીપર હતા તોભી ત્યા એટલો તો ઠંડો પવન આવતો હતો કે ખમવો મુસ્કેલ પડતો હતો. ત્યાંથી અમો નિકળેલા આરઠર સીટ (Arthur seat) કરીને એક ટેકડી આશરે ૮૨૨ ફીટ ઊંચી બીજી ગમ આવેલી છે ત્યાં ગાડીમાં ફરી આવ્યા હતા જે બાજુપરથી પણ દેખાવ ઘણો સરસ છે. ઈહાં નાના તલાવો તથા ફરવાના મોટા રસ્તાઓ બાંધ્યા છે ત્યાંથી અમો અસલનું પારલામેંટ હાઉસ જે હમણા કોર્ટ દાખલ વપરાય છે તે જોવા ગયા હતા. એનો મોટો હોલ જે હમણા બારીસ્ટરો તથા વકીલોને ફરવા સારૂં કીધો છે તેમાં ઘણાં પુતળાંઓ તથા સબીઓ અસલનાં વખ્તની સકોચમેનોની મુકેલી છે. એની લાઈબ્રેરી પણ ઘણી મોટી છે જેમાં અસલી પુસ્તકો હાથનાં લખેલાં પણ ઘણાં છે. એ લાઈબ્રેરી ઘણી મોટી ગણાય છે તેમાં આસરે આઠ લાખ પુસ્તકો છે એમ અમારો ભોમિયો કહેતો હતો. ઈહાં એક કોર્ટ બેઠી હતી તે જોઇને બહાર નીકળ્યા તેની સાંમે સેંટ જાઈલ્સનું દેવળ છે અને એ બેની વચમાં હમણા મોટો ચોક છે જે અસલ દેવળને લગતું ગોરસ્થાન હતું, જ્યાં જોન નોક્ષ કરી અત્રેના વખણાયલા ઉપદેશકને દાટેલો હશે તેની જગો પર J. K. 1572 એવા શબ્દો કોતરેલો એક પથ્થર હજી રેહેવા દીધો છે. સેંટ જાઇલ્સનું દેવળ કાલે આતવાર હોવાથી આજથી તેની તૈયારી કરવા બંધ રાખેલું છે તેથી અમોએ જોયું હતું નહીં. ત્યાંથી અમો હોલીરૂડ પેલેસ (Holyrood Palace) જોવા ગયા હતા. એ મેહેલ અસલના સ્કોટલંડના પાદશાહોનો હતો તે સને ૧૫૦૧નાં સાલમાં જેમસ ચોથાએ બાંધ્યો હતો. સ્કોટલંડ ઇંગ્લંડ સાથ જોડાઇ ગયા પછીભી

પાદશાહો વારા ફરતી એમા રહેતા આવ્યા છે અને આપણાં માહ-
રાણીબી જ્યારે એડીનબરો આવે છે ત્યારે એમાં ઉતરે છે. એ સારૂં
એ મેહેલનો એક ભાગ હમેશાં શણગારેલો રાખે છે અને બીજો
ભાગ જે અસલના ઇહાંના પાદશાહો વાપરતા હતા તે તેમજ રાખેલો
છે. તેમાં જેમસ ૬ ઠો ઇહાંનો અને ઇંગ્લંડનો પેહેલો જેમસ જે
ઓરડામાં જનમ્યો હતો તે તથા તેની મા મેરી કુવીન ઓવ સ્કાટ
જેને પાછળથી ગરદન મારી હતી તે રહેતી હતી. તે ઓરડાઓ તથા
ખાવાનો સપર રૂમ જેમાં તેણીનો યાર રોજીઓને મારી નાખ્યો
હતો તે ઓરડો તથા તેને બાહાર ઘસડી લાવી દાદરને મથાળેના
ઓરડામાં નાંખ્યો હતો તે ઓરડો તથા તેના લોહીના દાઘ સઘળું
દેખાડે છે. તેણીનો સુવાનો ઘોલીયો તથા તેમાંની ખુરસીઓ સઘળું
એમનુ એમ રાખેલું છે. એ ઓરડાઓમાં અસલનું ભરતકામ
જોવાલાયક છે. એ રાણીની મોઢું જોવાની આરસી પણ ત્યાં તેમજ
રાખેલી બતાવી છે. એ જોઇને તેની પડોસઆંનું અસળનું બાદશાહી
દેવળ જોયું હતું અને તે હાલ ખંડેર હાલતમાં પડેલું છે જે રાજા ડેવીડે
સને ૧૧૨૮માં બાંધેલું કેહેવાય છે. એમાં અસલના પાદશાહઓને
દાટયા છે જે સઘળાની વીગત આગળ અમો આવી ગયા છીયે તે
વખ્તેની ચોપડીમાં લખેલી હોવાથી અત્રે લખ્યું નથી. ઈહાં આજે
સભા ભરી હતી તેથી બીજી ગમના ઓરડાઓ જે હમણાની રાણી
સાર રાખેલા છે તે જોઇ શકયા નહીં હતા. એજ કારણને લીધે
એનો જુનો ભાગ પણ જોઈ શક્તે નહી, પણ હિંદુસ્તાનથી આવેલા
છીયે કરી જણાવ્યાથી તથા અમારા કાર્ડો મોકલવાથી અમોને
જોવાની રજા તુર્ત મળી હતી. દશ દિવસ સૂધી આપણી રાણીનો
ઈહાંનો પ્રતિનિધિ એ મેહેલમાં દર સાલ રહે છે ને રોજ ખાનાં-
પીના તથા બાલો થાય છે. તેનાં ખર્ચનાં એને ઉધરા પાઊંડ ૩૦૦૦
મળે છે પણ ખર્ચ એથી ઘણો હોવાથી તેને ગાઠથી થોડો ખર્ચ ઉમે-
રવો પડે છે એ સ્કોટલંડનો વડા પોતાની કન્ટ્રી સિટ જે પાંચ છ
ગાઉ દુર છે ત્યાં બાકીના દિવસો રહે છે. ત્યાથી અમો અત્રેનો કિલ્લો

જોવા ગયા હતા, જ્યાં હજી જે ઝવેરાતો રાણી મેરીએ છેલ્લાં પહેર્યાં હતા તે રાખેલાં છે, તેમાં એક મોટી તથા માણકનું તાજ, સેંટ એનડ્રુ તથા સેંટ જ્યાર્જ તથા ગારટરના ઓરડરોના ચાનો તથા કોલર તથા પાદશાહી તલવાર રાખેલાં છે. પેલી અસલી મોટી તોપ જેને (I) Mons Meg મોનસ મેગને નામે ઓળખે છે તે સને ૧૪૭૬માં બેલજીયમના માનસ નામનાં શેહેરમાં બનાવી હતી તે તથા મારગરેટ રાણીનું ચેપલ અમોએ આગળ જોયું હતું તેવીજ વેગત પ્રમાણે છે. ત્યાંથી સભાસ્થાન કરી એક જાતની દેવળને લગતી મોટી સભા ભરવાનો મેહેલ છે ત્યાં એ સભા ભરેલી જોઇ હતી, જ્યાં સ્કોટલંડનાં પાદરીઓ વિષે જેબી ફરિયાદ થાય તે સાંભળી તેનો ઈનસાફ થાય છે. ત્યાંથી હમો અત્રેનું મ્યુઝીયમ જોવા ગયા હતા. એની ઈમારત આખાં સ્કોટલંડમાં મોટી ગણાય છે તે ૪૦૦ ફીટ લાંબી, ૨૦૦ ફીટ પોહોળી અને ૯૦ ફીટ ઉંચી છે જે સને ૧૮૬૧મા બાંધી હતી. જોકે એ કાંઈ ઘણું મોટું મ્યુઝીયમ ગણાતું નથી તોબી એટલું મોટું છે કે ત્રણ કલાકે અમો બરોબર જોઇ શક્યા નહીં તથા એમાંનો સંગ્રહ બધી રીતનો કીધો છે. સુવેળાં જાત જાતનાં જાનવરો, બધી જાતની ધાતુઓ, તેની પરચુટણ બનાવટો, યુરોપની જાણીતી ઈમારતોના ભાગોના નમુનાઓ, અસલી બખ્તરો, દીવાદાંડી સારૂ તરેહવાર જાત જાતનાં ખીલારી ફાનસો, સૌથી પેહેલું રેલવે પર ચાલતું કીધેલું એનજીન જે વીલીયમ હીકી (William Hickey) નામના શખ્શે Wylam (વાઇલંમ) શેહે-રમાં સને ૧૮૧૩માં બનાવ્યું હતું કે જેથી કોલસો લઇ જવાને સવલ પડે એવા તેના વિચાર હતા તે એનજીનની ગાડી ઉપર એન-જીન જાણે હમણાનું બીમ એનજીન આવે છે તેમ બહારથી દેખાડે છે અને તેની પાછળ કોલસો રાખવાની ગાડી અને તેમાં વળી પાણી બોઇલર સારૂ રાખવાનું પીપ મુકયું છે.

માણસોનું આંગ શું શું તત્વોનું બનેલું છે જેમકે તેમાં ખાર કેટલા ભાગ, જીલેટીન, પાણી, લોખંડ, ચરબી ઇત્યાદી, તે જુદા જુદા

શીશીઓમાં ભરી વીગતવારે દેખાડેલું છે. કોઇ માણસનાં હાલને એનેલાઈઝ કરે તો આવી ચીજો તેમાંથી નીકળેછે. એમાંનો એક ભાગ જે ફોસફર્સનો છે તેને વાસ્તે લખેછે કે તે એવી તો સળગી ઉઠનારી ચીજ છે કે તેને પાણીમાંજ રાખવી પડેછે. તે પ્રમાણે બધી જાતના અનાજોની ખાવામાં શું ખુબીઓ છે તે તથા એવી બીજી ઘણી વીગતો મુકેલી છે. અસલનાં લોકો લોખંડને બદલે પથ્થરનાં હથીયારો વાપરતા હતા તે, જંગલી માણસો ચાંમડાંનાં, પીછોનાં, ઘાસનાં તથા એવીજ જણસોનાં કપડાં પેહેરેછે, તે તથા તેઓનાં રેહેવનાં ઘરોના નમુનાઓ, તરાંહ તરાંહની માછલીઓ તેમાં એક મગરમચ્છ ૭૫ ફીટ લાંબુંછે તે, ઝાડોનાં થડ તથા ડાળીઓ તેમાં બામણુ એક મુકેલોછે તે ૮૬ ફીટ લાંબોછે તથા બીજી નવાઇની બનાવતો જેવી કે વીજલીથી હમેશ ચાલુ રેહેતું ઘડીઆલ, દાનાનું ભર્તકામ જાણે કસબી ભરત હોય એવું આબેહુબ બનાવેલું, પેરેશીન જાતની ટ્રેનસપેરંટ મીનની બનાવેલી મોટી જોલીબોટ, ટોપો ઇત્યાદી ઘણી ચીજો હતી કે જેની વીગતો અમો લખી શકતા નથી. ત્યાંથી ચાર વાગેને બંધ થતું તેથી અધુરૂં મુકીને મીનનાં પુતલાંનું (મેડમ તુસોનાં જેવું) એકઝીબીશન જોવા ગયા હતા. એ કોઈ ફ્રેંચમેનનું છે અને માફકસરનું બનાવેલુંછે. મેડમ તુસોનાં વેક્ષ વર્કને કોઈબી રીતે પુગે નહી. તે જોઈને ઇંહા સૌથી ઊંચા ઘરવાલા મોહોલાઓમાં (High Street & Cockburn Street), ગયા હતા જ્યાં અમોએ એક ઘેર ૧૦ માલ ભોંયતલીયાં વગેરેનું જોયું હતું અને સાતથી આઠ માલનાં ઘરો તો બીજાં ઘણાં એ જગ્યા ઊપર આવેલાં છે તે સઘળું જોઇને પાછા ફર્યા હતા. એ બધાંની તથા એડીનબરો શેહેરને લગતી અમારી આગળી ઈંહાંની મુસાફરીની સને ૧૮૮૧ની ડાયરીમાં વીગતો હોવાથી પાછું લખતા નથી. એડીનબરોમા અમો છેલ્લા જોઈ ગયા હતા તે કરતાં કાંઈ ઘણો ફેરફાર થયો નથી, પણ એક મોટો પુલ ફરથ ઓવ ફોરથ ઊપર બધાયછે જે બે મૈલ જેટલો જ્યારે પુરો થશે ત્યારે લાંબો થશે. એ સીવાય બીજું કાંઈ નવું જોવામાં આવતું નથી.

**તા૦ ૨૯ મી મે સને ૧૮૮૭**—આજે સવારના કલાક ૮—૩૦ મીનીટે એડીનબરો શેહેર છોડ્યું હતું તે કલાક ૧૦—૪૦ મીનીટે ગ્લાસગો શેહેરમાં પુગા હતા, જ્યાના જ્યોર્જ હોટેલમાં ઊતારો લીધો હતો આજે આતવાર હોવાથી સઘળું બંધ હતું. અમો જે આગની ગાડીમાં આવ્યા તે વતીક એ વર્ષપર ચાલતી નહીં હતી અને તેજ મુજબ આતવારે ટ્રામકારો પણ દોડતી હતી નહીં, પણ હમણા એ બાબે જરા છુટ થઈછે અને આડે દિવસે જે સાત આઠ ટ્રેનો એડીનબરોથી ગ્લાસગો આવેછે તેને બદલે આજે બેજ ટ્રેનો અત્રે આવી એવો સ્કોટલંડનાં લોકો આતવારનો દિવસ આશાયશ લેવામાં પાલેછે. વળી એક બીજો ધારો અમોએ જાણુયોછે તે એ કે એડીનબરો તથા ગ્લાસગોમાં ઘરો જે ભાડે લોકો લીયેછે તે હમેશાં તા૦ ૨૮ મી મેના દીન સુધીની બોલીએ લીયેછે અને એ દીને એક વર્ષ પછી જો ઘેર પસંદ નહીં પડે તો બીજે ઘેર ખાલી તેવીજ બોલીએ કરી જાયછે. એ મુજબ અમો ગઇ કાલે એડીનબરોના મોહોલાઓમાં ફર્યા હતા ત્યારે જગેજગ લોકોને ઘરો ખાલી કરતા જોયા હતા એકએક મોહોલામાં નહીં હશે તો દર ચાર ઘરને અંતરે એક ઘેર ખાલી થતું હતું અને ખાલી કરતી વખ્તે ઘેર સાફ કરીને સ્વાધીન તેના ધણીને કરવું પડેછે તેથી રસ્તાઓ ઉપર ધુલ, કચરો, ફાતેલાં ચુતો, રાખ ઈત્યાદીના ઢગલાને ઢગલાઓ ભોંયપર પડેલા હતા તથા ઘેરનો સામાન બાહર ઘેર ખાલી કરનારાઓ તથા નવા આવનારાઓનો પડેલો હતો તથા રસ્તામાં બધે સામાનનાં ભરેલાં ગાડાંઓ મલતાં હતાં. આજે સાંજનાં બે વાગેને લેનોક્ષ ગલેન (Lennox Glen) કરીને આસરે બાર મેલ દુર ગ્લાસગોથી એક જગ્યા છે ત્યાં ઘોડાની ગાડીમાં ફરવા ગયા હતા. એ જગ્યાપર ખુલ્લી હવા તથા નાના ડુંગરોની વચમાં પાણીનાં નાલા તથા ધોધ હોવાથી તથા નાળાંઓની આજુબાજુ ખીણુમાં મોટાં ઝાડો હોવાથી ઇહાંનું લોક જે ઘણું ગીચ વસ્તીમાં તથા કેમીકલસના ધુમાડામાં રેહેછે તેઓ ત્યાં ફરવા જયારેબી સારો દિવસ હોયછે ત્યારે તેમાં ઘણુાખરા આતવારે જાયછે. ઇહાંની હવા ઘણી મજેની ઠંડી તથા તડકુ પડતું હતું તેથી ઝાડનાં છાયડામાં સારી લાગતી હતી અને

આસપાસનો દેખાવ પણ સારો હતો. ઘણું લોક તે જગ્યાપર ગ્લાસ-
ગોથી ચાલતું પણ ફરવા નીકળી આવેલું હતું અને જોકે તડકું ઘણું
હતું તોપણ મોટો ભાગ લોક ખુલ્લા તડકામાં બેસીને પીકનીક કરતું
તથા મોજ મારતું હતું. ત્યાં ઝાડોનાં છાયડા તડે ફુલો જંગલી જેવાં
કે દેઝી (Daisy), બતરકપ (butter cup) ઇત્યાદી હતાં તે
તોડીને એકઠાં કરતા હતા. કોઇ પાહડોપર ઓરતો ગુપ્ત આડે
અતાડે રસ્તે છુટાં છુટા ચહડતાં હતાં, તથા કોઇ નાળાંઓપર બેસીને
હવા ખાતા હતાં તથા એ પ્રમાણે સર્વે પોતાની ખાયશ માફક મોજ
કરતાં હતા. એ ટેકડીનો રસ્તો છેલ્લું બરફ ઇહાં દિન વીસેકપર પડયુ
હતું જેથી એકગંમથી ધસી ગયો હતો તેથી તે ઉપર જવાનું અમે
દુરસ્ત વિચાર્યું નહી, કારણ કે ધસ ઘણો મોટો અને મટોડું પગે
હેઠલ સરી પડે તેવી હાલતમાં હતું તેથી અમે એક કલાક ડુંગરની
અધવચમાં ઝાડોના છાંયડા હેઠલ નાળાંની બાજુપર બેસીનેજ મજા
તથા ગતા લીધી હતી. એ જગ્યાપર અમોને લસનના જેવો વાસ
સખ્ત આવતો હોવાથી પેહેલાં જે રોપાઓને અમો લીલીસ (lilies)
સમજતા હતા તે કેઠા લસનના રોપાઓ જંગલી હાલતમાં ઉગી
નીકળેલાં અમોને માલમ પડયા હતા. ઇહિંના લોક લસનને ઘણું
ધિક્કારેછે અને રાંધવામાં લેતા નથી તેથી એને કોઇ હાથ લગાડતું
નથી. પાણીનું નાળું બહુ મોટા મોટા પથ્થરોથી ભરેલું હતું ત્યાં
અમો એક કલાક બેસીને ગ્લાસગો ગયા હતા અને અમોએ એ
ડગ્ગઈવ જે કંનરીમાં લીધી હતી તેમાં ઘણી મજાહ લાગી હતી.

**તા૦ ૩૦ મી મે સને ૧૮૮૯**—આજે ગ્લાસગોના અમારા
એજંટ મી૦ પીટર હેરોવર પોતાનાં શેહેર બહાર રેહેવાના મકાનમાં
અમોને સવારથી પોતાની સાથ લઇ ગયો હતો જે હેલનબરો (Hel-
lenburgh) નામના ગામમાં આશરે ઇહાંથી ૨૨ મૈલ દુર આવ્યું છે.
ત્યાં અમો આગગાડીમા બેસીને એક કલાકે પુગ્યા હતા. એ જગ્યા
ડમ્બારટનનો કિલ્લો જે કલાઇડ નદીમાં આવ્યો છે તે મુકીને ગ્રિનોક
જ્યા અમો આગળ ૧૮૮૧મા સરોવરો જોવા જતી વખ્તે ગયા

હતા તેની સામેની બાજુપર નદીને કિનારે આવેલુ છે. એ જગા ઘણી સારી હવાવાળી કહેવાય છે તેની એક ગમ એ નદી અને બીજી ગમ થોડે દુરથી ઈંગ્લાંડનો વખણાયલો સૌથી મોટો સરોવર લેક લોમંડ (Lake Lomond) આવ્યો છે અમારી પરોણાગત મી૦ હેરોવરે તથા તેવણના ઘણીયાંણીએ ઘણી સારી કીધી હતી. હેલનબરો તથા તેની આસપાસની મૈલોનાં મૈલ સુધીની જગ્યા સર જેમસ કોહન બેરોનેટની છે. હેલનબરોમાં છુટા છુટા બગલા દરેકની આસપાસ એક એકર જમીન રાખી બાંધેલા છે અને તે બધાઓમાં નાવલા બાગો હોવાથી સારા શોભે છે. અમો ખાનુ લીધા પછી ઘોડાની ગાડીમાં બેસીને આસપાસનો દેખાવ જોતા ૧૪ મૈલ દુર સુધી ગયા હતા. રસ્તામા બે ત્રણ મેલ પછી લેક લોમડનો કિનારો લાગ્યો હતો તે છેક અમો ઉપર મુજબ દુર ગયા હતા ત્યાં સૂધી મળ્યા કીધો હતો ને એ રસ્તે એજ મુજબ લોકો કિનારે અને કિનારે ઘણા મૈલો સૂધી જાય છે. અમો અર્ધે રસ્તે પાછા ફરીને Luss (લુસ) કરી ગામડુ છે ત્યાં રીફ્રેશમેંટ લેવા તથા ઘોડાઓને ઠાક આપવાને ઊતર્યા હતા. એ લુસનું ગામડું પણ સરોવરને કિનારે આવેલુ છે અને તેનાં ઘરો મજેનાં નાના બાગો સાથે બાંધેલા છે. દેવાલોપર ગુલાબના ફુલના વેલાઓ ચઢાવેલા છે અને બાગમા જાતજાતનાં રંગીન ફુલો ઉગાડેલાં હોવાથા મજેનું લાગે છે. ત્યાથી અમો પાછા પાચ વાગે હેલનબરો આવી પુગ્યા હતા. રસ્તાનો દેખાવ બધે મજેનો હતો. "લોકની" અંદર છુટા છુટા ટાપુઓ કોઈ મોટા અને કોઇ હાથના બનાવેલા રોક વર્કના જેવા નાના તે સથળાઓપર ઝાડો ઘણાં ગીચ ઉગેલા, અને સરોવરના બધા કિનારાઓ પણ તેજ માફક ઝાડપાનની લીલોતરીવાળા હોવાથી એ રસ્તો ઘણો રળીયામણો લાગતો હતો. અમો હેલનબરોથી ખાનુ લઇને પાછા આઠ વાગે નીકળેલા નવ વાગે ગ્લાસગો આવી પુગ્યા હતા એ રસ્તો આગનીગાડીમાનો પણ રળીયામણો લાગે છે. તેનો મોટો ભાગ ક્લાઈડ નદી ઉપરથી પસાર થાય છે જેમાં આવતા જતાં વાહાણો તથા સ્ટીમરો તથા સામી બાજુના કિનારાપર તથા તેને મથાળે ડુગર ઉપર દોડતી આગની ગાડીઓ, નદીમાં વારાફરતી મળતી વાહાણો

બાંધવાની ગોદાઓ તથા સાંમી બાજુનાં છુટાં છુટાં ગામો સર્વે ઘણું રળીયામણું લાગતું હતું અને વળી ઈંહા સુરજ કલાક ૮—૧૫ મીનીટે અસ્ત પામે છે અને ત્યાર પછી કલાક ૧૦—૩૦ થી ૧૧ સુધી ઊજરદું (ઝઝકલું) રેહે છે તેથી અમો સઘળું મજેની રીતે જોઇ શકયા હતા. એ ઝઝકલું એટલું રેહે છે કે અમો દશ વાગા સૂધી વગર બતીએ ન્યુસપેપરો વાચી શકીયે છીયે. ખબર કાહાડતા માલૂમ પડે છે કે રાતના ૧૧ વાગે લાંબા દિવસોમાં (તા૦ ૨૨ મી જુન સૂધી દિવસ લાબા થાય છે અને પછી ઓસરવા માડે છે) સુરજ અસ્ત પામી બેથી હટી વાગામા પાછો ઉગે છે તેથી અધારી રાત તે વખ્તે ઘણા દિવસો સૂધી માલૂમ પડતી નથી હમણાથી રાતના ૪ વાગામા સુરજ પાછો દીસે છે અમો જે ગ્લાસગો કુવીન રોડ સ્ટેશન પર ઉતર્યા ત્યાં આવતા આગની ગાડીને મોટા રસ્તા તથા ઘેરોની હેઠલના ટનલોમાંથો આવવું પડે છે તે વખ્તે વીજળીની બતીઓ પોતાની મેલેજ ગાડીમા સળગી ટનલ પૂરો થયો કે પાછી પોતાની મેલે બુજાઇ જાય છે તે સારૂ ઘણી સારી તાળ કીધેલી માલૂમ પડે છે. રેલવેના પાતાની વચમાં એક બીજો લોખડનો પાતો ટનલમા રાખે છે તેમાં એક બાજુથી વીજળી સચાએ દાખલ કરી મુકેલી હોય છે જેવી ગાડીઓ ત્યા આવી કે દરેક ગાડીની હેઠલ એકેકો લોખંડનો સીધો સળીયો રાખેલો હોય છે તે પેલા વીજળીથી ભરેલા પાતા સાથે અઠડી ઘસાય છે કે તેમાં પેલી વીજળી જઇ તે સળીયામાંથી એક તાર ગાડીને મથાળે બતી હોય છે તેમાં લઇ ગયલા હોવાથી તે બતીઓ વીજળીની "ઇનકેનડેસંટ" લાઇટની માફક સળગી ઉઠી ઉજાસ ગાડીઓમાં આપે છે અને જેવી ગાડી ટનલમાથી બાહાર ઉજાસમા નીકળી કે પેલો લોખડનો પાતો ત્યા નહી હોવાથી વીજળી પુગતી નથી અને બતી પોતાની મેલે બુજાઇ જાય છે એવી સરસ યુક્તી કરી બતી સલગાવા માણસો રાખવાનો તથા બતી જાચુક બાલવાનો ખર્ચ બચાવ્યો છે, એ ઉપરથી અમોને ઈંહા તથા ઇંગલડમા બીજી રીતે માણસોના પગારનો ખર્ચ બંચાવાના દાખલાઓ યાદ આવે છે જેમાં હમણા થોડું એક થયુ એક જાતના મીકેનીકલ સચાઓ બનાવી દર સ્ટેશને

મૂકયા છે જેમાં એક નાની કબાટ જેવું મૂક્યું છે. તેની બે બાજુએ નાના બે ખાંચાઓને ઊભાને ઉભા સલંગ રાખી તેમાં મીઠાઈઓ રાખે છે અને તે ખાંચાની હેઠલ વકરીના મોંઢાં જેવો બીજો નાનો ખાંચો એક પેની જાય તેટલો રાખે છે. હવે તે ખાંચામાં પેની નાખે તો તેના ભારે અંદરનો સંચો દબાઈને પેલી મીઠાઇમાનો એકજ કડકો બહાર આવે છે જે પેની નાખનાર લે છે અને તમો બીજો કડકો બીજી પેની નાખ્યા વગર કાહાડી શકો નહી એવી તાળ કીધી છે. એજ માફક પોસ્ટ કાર્ડના કેસો પણ જગેજગ રાખે છે. વળી માણસોને તોળવાના ઓટોમેટીક સંચા પણ એજ ટપ પર બનાવી જગેજગ મૂકેલા હોય છે જેમાં પણ એક પેની તમો તે ઉપર ઊભા રહી નાખો તો તોળનો ઘડીઆલ જેવો કાંટો ઘડીઆલની ડાયલપર કરીને તમારૂં વજન બતાવે છે, જેવા તમો ઉતર્યા કે પાછો અસલી જગા મીડાંપર જાય છે અને બીજી પેની નાંખો નહીં ત્યાં સૂધી બીજી વખ્તે તોળાતું નથી. એ મૂજબ પોતા મેલે ચાલતા સંચાઓ રાખી તેની દેખરેખ રાખનારા માણસોનો ખર્ચ બચાવેલો છે. તોબી એ છેલ્લામાં ઠગાઈ લોકો કરી શકે છે, તે એમ કે પેહેલાં એક જણ તોળાય તેનું વજન ધારો કે ૧૪૦ રતલનું છે તેટલો કાંટો ખસે છે. હવે તે ધણી ઉતરી નથી પડતો પણ બીજો ધણી તેની સાથે કાંટાપર ચઢેછે કે તેના વજન જેટલો કાંટો બીજો આગળ વધી [જઈ તેનો વજનબી એટલો હોય તો ૨૮૦ રતલપર કાંટો જાય છે. તેપરથી બેઉ જણાં પોતાનું વજન કહી શકે છે. ઇહાંની આગની ગાડીઓ કોઇ કોઈ "એકસપ્રેસ" દાખલ દોડાવે છે જેઓ 'કલાકના સાઠ મેલને હિસાબે ઘણાં સ્ટેશનો કીધા વગર દોડે છે તેઓને દોડતી રેને પાણી લેવા સારૂ રેલની હેઠાણમાં વચમાં પાણીની ટાંકીઓ બાંધી તેમાં પાણી ભરી તેયાર રાખે છે અને ઈનજીનની હેઠળ એક જાતની પાણી ખેંચી લેવાની નળીઓ રાખે છે જે નળી તે પાણીની ટાંકી આવે છે ત્યારે સાંમી બાજુ મોઢું રાખી નીચે ઊતારે છે કે આગની ગાડીના પોતાના ધસારાથી પેલી ટાંકીનું પાણી પોતાની મેળે નળીમાં ભરાઇને

ઉપરની પાણીની ટાંકીમાં ભરાય છે કે નળી પાછી ઉંચકી લેછે, એવી એવી નવી ગોઠવણો રાખે છે જેથી વખ્તનો બંચાવ ઘણો થાય છે.

**તા૦ ૩૧ મી મે સને ૧૮૮૭**—આજે સહવારના આઠ વાગેની ટ્રેનમાં બેસીને એડીનબરોની નજદીકમાં કરકાલડી (Kerkcaldy) કરીને ગામ છે ત્યાં મી૦ ડગલાસ કરીને મેસર્સ ડગલાસ એંડ ગ્રાંન્ટ એનજીનો બનાવનારના ભાગ્યાને ત્યાં પરોણા દાખલ ગયા હતા. એ કરકાલડી ગામ ફર્ઠ ઓવ ફોર્ઇ (Firth of Forth) ઊપર એડી-નબરો શેહેરની સામેની બાજુ દુરથી આવેલું છે, જે બાજુ પર ફર્ઠ નદીનું મોહડું જરમન ઓશન યા નોરથ સીમાં પડે છે. અમારી ઘણી માવજત એવણે તથા એવણના ધણીયાંણી અને ભાગ્યા મી૦ ગ્રાંન્ટે કીધી હતી અને આસપાસનાં મુલકમાં ફેરવી લાવી ત્યાંના કારખાના-ઓ દેખાડયાં હતાં. હાલમાં કરકાલડીમાં ઓઇલ કારપેટસો બનાવ્વાનો ધંધો ઘણો વધી ગયો છે જે બે જાતના બનાવે છે તેમાં "ઓઇલ કલાઠ" જે "કનતાન" ઊપર તેલ તથા રોગાન તથા રંગ યા જાપાન મારી બનાવે છે જે મુંબાઇમાં ગાડીઓનાં યા બીજાં કવરો બનાવાનાં કામમાં આવે છે યા "ટેબલકવર" દાખલ પણ વપરાયછે. તે પાતળા હોય છે, પણ બીજી જાતનાં કારપેટ દાખલ લાઈનોલીયમ (Linolium) કરીને બનાંવે છે તે ઘણા જાડાં જોઇએ તેવા કદના બનાવે છે. તેમાં બુચનો ભુકો તથા આકસીડાઇઝ કીધેલું અલસીનું તેલ વાપરે છે, જે બેઉને બીજી કાંઇ મેળવણી સાથે મેળવી એક કનતાનના કપડાં સાથ તેને બે રોલરો વચ્ચે દાબી પછી સુકવે છે એટલે કનતાંન જે જરા છુટા છુટા દોરાનું વણેલું હોય છે તે સાથે એકજ કપડું હોય તેમ વળગી જાયછે. ત્યાર પછી તેને એક બીજાં મોટા રોલર આશરે ૩૫ ફીટ વ્યાસનાં ઉપર એક ગમથી પસાર કરી તે ઊપર તરાહ પાડવાનાં લાકડાંનાં રોલરો બીજી ગમ રેહે છે તેની સાથે દબાઇને તરાહ તે રોલરો એક પછી એક પાડે છે જે કામ ઘણું જલદી થાય છે જો તરાહ ઘણી ગીચ અને રંગવાલી હોય છે તો તેને હાડે દીઆંઓ જેમ મમઈમા રંગારીઓ દાબે છે તેમ દાબીને વારાફરતી જાદા રંગોની

તરાહ તે ઉપર પાડે છે તે જેમ તગટ પડતી જાય છે તેમ સલીયાનેપ: એક ઓરણુ હોય તેમ તગાતી જાય છે અને જ્યારે તે તાકો પૂરે થયો કે તે ઓરણુ જે રેલ ઊપર રહેછે તે સેરવીને પહોશના ગરમ આપવાના ઓરડામાં લઈ જાય છે જ્યા તે રંગ સુકાય છે. એ "લાઈ નોલીયમ" બનાવનારાઓ જાણે એક હાથે ધંધો લેઇ બેઠા હોય તે ઈહાં કરકાલડીનાં ગામમાંજ તેનો મોટો હિસ્સો બનાવે છે. તે જોઈને મી૦ ડગલાસ અને ગ્રાંન્ટવાલું ઈનજીન બનાવવાનુ કારખાનુ જોયું હતું જ્યા હમણાં એક મોટું ઇનજીન મુબઇની મજગામ મીલ સારૂ તૈયાર થતું હતું. એ બનાવવાની વીગત સને ૧૮૮૧મા અમો બોલટનમાં મેસરસ હીકસ હારગરીવસના કારખાનામા જોઇ હતી તેને મળતી હોવાથી અત્રે લખતા નથી.

અમો કરકાલડીથી બીજા ૧૨ મૈલ દુર એક કોલસાની ખાંણ છે ત્યાં ઘણો મોટો ખુંબો જે ડગલાસ અને ગ્રાન્ટવાળાએ સને ૧૮૭૭માં બનાવ્યો હતો તે જોવા ગયા હતા. એ પાણી કાહાડવાનો ખુંબો ૯૦૦ ફીટ ઊંડાંણમાં કોલસાની ખાંણની હેઠલથી પાણી કાઢેછે તે સારૂં ત્રણ ટપ્પા દર ૩૦૦ ફીટના કરી તેમા વારાફરતી પેહેલા એક ટપ્પામાં ને તેમાંથી બીજામા ને તેમાથી છેક મથાળેના ટપ્પામા એમ ત્રણ જૂદે જાદે ટપ્પે પાણી ખેચી કાહડેછે તે હીસાબે દર મીનીટે ત્રણ ટન ઈયાને ૬૭૨ ગ્યાલન દર ટપ્પે પાણી એટલું નીચાણમાંથી ખેંચેછે તે સારૂં એતું સીલીનડર ૧૦૦ ઈંચ વ્યાસતું ગજાવર બનાવેલુંછે જે ખુબો ચલાવવા ૪૫૦ ઘોડાના બળનુ જોર વપરાયછે. કોલસાની ખાંણમાં જવા ઈનજીનથી એક ઘણી મોટી બેઉ બાજુથી પોહોળી ને વચમાંથી છેક સાકડી એક ફપ્પી ચલાવી તેના એક ભાગ પર દોરડુ જે ઉપર માલ ખેચી લાવેછે તે વીટળાયછે ને બીજું જે હેઠાણમા પાછુ જાયછે તે છુટેછે. એ દોરડાંના છેડાઓપર બે પીજરા ફીધેલાંછે જેમાં માણસો યા કોલસો ખાંણમાંથી નીચે ઉપર આવજાવ કરેછે કોલસાની ખાંણોમાં અંદર જે કોલસાનાં પડ મળેછે તે ખણી કાટી બાકીની નકામી જગ્યા ગેલરીઓ તથા ટેકાઓ દાખલ

રેહેવા દીધેછે તેથી જાણે ઘણા માલો હોય તેમ અંદરથી થાયછે ને જ્યાંથી (Shaft) અંદર જવાની જગ્યાછે ત્યાથી આડી અતાલી ગળીઓ કરી બધીગમથી કોલસો ખણી કહાડેછે. તેમાં કામ કરનાર માણસોને હવા જવાના બે હલાયધા "શાફ્ટસો" રાખી તેમાં પંખાથી પવન અંદર મોકલેછે ને બીજા પંખાથી તે વપરાયલી હવા બીજા "શાફ્ટ"માથી બહાર કહાડેછે. એ ખાંણવાળી જગ્યા જે ધણીની હોયછે તેને ખાણ ખોડનાર કુંપની દર ટને કાંઇ લવાજમ (આસરે એક શીલીગનો) આપેછે તથા બીજો ખરચ ઘણો રાખવા છતાંબી સતરથી અધાર ટકાનું વ્યાજ શેર હોલડરોને આપેછે કોલસો જેવો બહાર આવ્યો કે તેને એક જાતની લોખંડના ઉભા સલીયાની ચાલનીમા નાખેછે કે તેમાથી ભુકો તથા ઝીણા કટકા હેઠળ પડેછે ને તે ચાલની ઢળાવવાલી હોવાથી તે ઉપરથી મોટા કકડાઓ ગગડીને તેને છેડે રેલવેનાં ગાડાં હોયછે તેમા પડેછે જેમાં દરિયે કિનારે લઇ જઇ વાહાંણે ચહડાવેછે. એ સઘળું જોઈ સાંજના મી૦ ડગલાસ સાથ ખાતું લઇને પાછા ગ્લાસગો રાતનાં ૧૦ વાગે આવી પુગ્યા હતા. અમોને એડીનબરોથી કરકાલડી જતાં રસ્તામાં ફ્રર્થ ઓવ ફોરર્થ સ્ટીમરમાં પસાર કરવો પડયો હતો જેહાં હમણા એક ગંજાવર પુલ આસરે બે મૈલ લાબો એ ફ્રર્થની ઉપર બંધાયછે જેના વચલા બે સ્પેનસ (Spans) દરેક ૧૭૦૦ ફીટ લાબાં છે જેવા મોટાં સ્પેનસો બીજા કોઇ પણ પુલના આજ સુધી બનાવેલા નથી અને આપણને અજાયબીમાં નાંખેછે કે આટલો લાંબો ટપ્પો વગર ટેકાએ શી રીતે આગગાડીના ધપકારા હેઠળ ટોબી શકશે. અમારો વિચાર આવતી કાલે ગ્લાસગો છોડવાનોછે. એ શેહેર અમોએ આગળ જોયલુછે તેથી તેના ઘણા જાત જાતના કારખાનાઓની વીગત અમો લખતા નથી. એ શેહેર વસતીમાં હમણાં ઘણું વધી ગયુછે અને મોહોલાઓના મોહોલાઓ અમોએ જોયા પછી ૯ વર્ષમા વધી ગયાછે. હાલ એની વસ્તી આસરે આઠ લાખ માણસોની રેહેછે. એ શેહેર ઘણું સફાઇથી રાખેલુંછે. તેની મ્યુનિસિપાલિટીની આવક અમોને બરાબર ખબર નથી, પણ સાંભળવા મુજબ ફક્ત લાઈટ તથા પાણીના કર (ભીતરથી લે છે તેના) પાચ લાખ પાઉંડ વર્ષે દિને

ઉપજેછે. પાણી ઇહાથી સાઠ મૈલ દુર "લોક કેટરીન" કરીનેછે તયાથી લાવેલાછે. શેહેરના કચરાને માણસો રાખી પેહેલાં તેમાંથી ફાટેલાં ચીંદડા, ચાંમડાં ઇત્યાદિ કાહાડી લઈ કાગજો બનાવાના કામમા લે છે. એ સાથે કચરામાથી કાંતા ચમચા પણ ઘણાં મલેછે તે વેચેછે. તેની પણ આવક થાયછે. બાકીનો બાલી નાખેછે તેની રાખને ખાતરમા વાપરેછે. ઈહાં ઉદ્યોગ તથા વેપાર પણ દિનપરદિન ઘણો ખીલતો જાયછે ને બધી રીતે શેહેર આબાદ છે.

**તા૦ ૧ લી જુન ૧૮૮૭**—આજે બપોરના સવા બે વાગે આગની ગાડીમાં બેસીને ગ્લાસગો છોડયુ હતું તે રાતના ૮–૪૦ મીનીટે લીવરપુલ પુગા હતા અને ત્યા એડલફી હોટલમાં ઉતારો લીધો હતો. અમો ઈંગલંડની હદમાં આવ્યા પછી વળી પાછું વાદળનું વેગત થવા માંડયુંછે અને સુરજ દીસતો નથી. અમો જ્યારે લંડનથી નિકળ્યા હતા ત્યારે ત્યાંવાળા સાહેબો અમોને આએ વખ્તે સ્કોટલંડ જે વધારે ઉત્તર તરફ આવેલુંછે ત્યાં જવાની ભલામણ નહીં કરતા હતા કે ત્યાં ઠંડી તથા વરસાદ પડતો હોવો જોઈયે પણ અમને તો તેથી ઉલટું માલમ પડયું હતું અને લંડનમાં જેટલા દિવસો અમે વેરાનના કાહાડયા હતા તેટલા તથા ત્યાર પછીના દિવસો તો સ્કોટલંડમાં સારા ગયા હતા અને અમોને આખો વખ્ત સુરજ તથા માફકસરની હવા મળી હતી અને વળી ઈંગલંડમા આવ્યા કે વેરાન દેખાવા માંડયું હતું.

**તા૦ ૨ જી જુન સને ૧૮૮૭**—આજે લીવરપુલનું જુબીલી એકઝીબીશન જોવા ગયા હતા. એ એકઝીબીશનની જગ્યાપર જવા સારૂ ત્રાંમ કંપનીઓ સાથે કાઇ બંદોબસત કીધોછે તેથી એક શીલીંગ જે એકઝીબીશનમાં દાખલ થવાની ફી છે તેમાંજ ત્રામવે બીજુ કાંઇબી ભાડું લીધા વગર ત્યા લઇ જાયછે. એ આસરે દોઢ મૈલ અમારાં હોટલથી દુર હશે. એની ઈમારતો જે ઘણી મોટી લોખંડ તથા કાચની બનાવેલી છે તે ગયે સાલ ઈહાં મોટું એકઝીબીશન ઉઘાડયું હતું તેનીજ અનામત રાખેલીછે ને તેમા આએ વખતનું

જુબીલી એકઝીબીશન ભર્યુંછે. એની જગ્યા તથા ઇમારતો મલીને ૧૫ એકર જગ્યા રોકીછે તેમાં છુટી છુટી અસલી જાતની ઇમારતો બાંધી તેમાં દુકાનો, રેસટોરાં, નાટકશાળાઓ, ગોઠવો ઈત્યાદી બાંધેલુ છે તથા એક ગમ એડીસટન દીવાદાંડીની નકલ તેના જેવીજ આબેહુબ લોખંડના સળિયાઓની બાંધી તેની ઉપર ફરતું કનતાનનું કપડું જડી, તે ઉપર સીમેંટ લગાડી પથ્થરની તરાંહ પાડીછે તેથી બાહરથી તો જાણે પથ્થરનીજ બાંધી હોય તેવી દીસેછે તે ૧૭૦ ફીટ ઊંચાઈમા છે ને મથાળે દીવાદાંડી માફક કાચનો મોટો ગુંબજ કરીને તેમા વીજળીની બતી ઘણી જોરાવર મૂકેલીછે એ ઉપર જવા સારૂં ચારી રાખીછે જે સ્ટીમરથી ઉપર હેઠલ આવજાવ કરેછે. એ બધી છુટી છુટી ઈમારતોની વચમાં ગાશના તપ્પાવો (Terraces) કરીને તેમાં ગેસનાં ફાણસો તથા ફુલ પાનનાં બાગોના કેયારા કીધાછે તે સઘળા કેયારાઓ તથા રસ્તાઓ ઉપર નાની નાની બતીઓ ગોઠવી તેની તરેહો ઘેરી લીધીછે, તથા વળી છુટી છુટી વીજળીની મોટી બતીઓ જોરાવર લાઇટની મૂકીછે તેથી રાતના તો જાણે બાગે બેહેસ્ત જેવો દેખાવ લાગેછે. વળી એ બાગોની વચમા એક ફુવારો ઘણો મોટો ઉભો કીધોછે જેમાંથી ઘણી ગમથી પાણી ઊડેછે પણ તેમાં નવાઈ જેવુ અમોએ પેહેલ વેહેલું એ જોયુ કે જ્યારે રાતના તે ફુવારો ઉરાડયો ત્યારે તેમાંતુ પાણી તરેહ તરેહના રંગનું ઊડતુ હતુ. કોઇ જેટ (Jets) માંથી લાલ કીરમજી, કોઈમાથી ઘેરૂ અને કોઇમાથી ફીકા લીલા રગનું, કોઇમાંથી પીલુ, કોઈમાંથી બ્લુ એમ પાણી જાણે એ રંગોનુજ હોય તેમ દીસતું હતું ને તે રંગના ઊડતાં પાણીની મેળવણી એવી સારી કીધેલી કે તેથી જાત જાતની તરાંહો પડતી હતી ને જાણે કે કમાનના રગનું પાણી ઉડી મીનારાઓ બનતા હોય તેવું લાગતું હતું. એ પાણી કાંઇ રંગેલું નહીં હતું, કાંઈ હજારો હજાર ગાલન ઉડે તે રંગ ક્યાંથી લાવે પણ એવી તાળ કીધી હતી કે જ્યાં ફુવારાની જેટસો ઉડતી હતી તેની નીચે પોકલ ફરતી જગ્યા રાખી તેમા ફેરવી શકાય તેવા કાચો જરેલી વીજલીની બતીઓ તલીઆમાં રાખી હતી ને તેને મથાળે મોટા કાચ જડેલો હોવાથી પાણી બતીને મુજવી

શકતું ન હતું. હવે પાણી જે નળીઓમાંથી ઉડે તે ઊપર એ રંગીન કાચોની હેથળની બતીનો ઉજાસ (reflection) પડતો એટલે પાણી જાણે રંગીન ઉડતું હોય તેવું દીસતું હતું. ખચીત એ ઘણુંજ જોવાલાયક હતુ.

એકઝીબીશનની મુખ્ય ઇમારત ઘણી ગજાવર છે. એને વાસ્તે કહેછે કે એવી મોટી ઇમારત કાચ તથા લોખંડની સને ૧૮૫૧ ના લંડનનાં એકઝીબીશનની ઈમારત સિવાય બીજી કોઇ વખ્તે બનાવી નથી. તેની બહારની પોહોળાઈ ૮૦૦ ફીટની છે ને તેની ઉડાઇ એટલી મોટી છે કે તેનું સલંગ એક દીવાનખાણું પા (૦।) મૈલ જેટલું લાંબુ છે તેની ઉપર વચમાંનો ગુંબજ અંદરથી ૧૦૦ ફીટ દેખાઇતો ઊચો બાંધેલો છે. તેની હેઠાણમાં બેંડસ્ટાંડ બાંધેલુંછે, જ્યાં રાતનાં ૧૦ વાગા સુધી રીજમીટનુ વાજું વગાડયું હતું. તેની સામે વળી એક મોટી દેવળની આરગીન મુકેલી છે, જે ઉર સાજ પછી જાત જાતના રાગો વગાડતા હતા તથા પચીસ જણા તેની સાથે ગાતા પણ હતા. એ મોટી ઈમારતમાંનો પોણો ભાગ હાલ દેખાડવા મુકેલા સામાન તથા દુકાનોથી રોકાયલો છે; બાકીનો ખાલી પડેલો છે. સામાન મૂકેલા ભાગોમા હિંદુસ્તાન તથા આસ્ત્રીયાના શેહેરોની તથા કેનેડા, કેપ કોલોની ઇત્યાદીના ભાગો (Courts) જૂદા જૂદા કીધેલા છે તેમા સર્વે સરસ આપણા હિંદુસ્તાનના સગ્રહમા દેહરાંવો, ઘેરો, ઝુકડાએ બનતકામની હાથની સાળો, કોતરકામોના નમુનાઓ ઉપ્રાત તથા બાંબુનો બનાવેલો પુલ જોવાલાયક છે. તેની બાજુના કતેરા તથા તે બેઉ બાજુની સીડીના બેતાલીસ ટપ્પાઓ સઘળુ બાંધુતું જ જાતની તરાંહની ગોઠવણીનું કીધું છે જે એક એકથી જુદી તરાંહનું કલકતે જ્યારે પ્રિન્સ ઓવ વેલ્સ ગયા હતા તેમને વાસ્તે એક મેહેર બનાવ્યો હતો તેમાં ૧૫૦૦૦ લાકડાંના કકડાઓ છુટા કાંઇબી ગુંદ ચુક, યા ખીલા માર્યા વગરનું બનાવેલું હતું તેનો નમુનો મુકેલોછે લાકડાંની અંદર છેડેથી ખાચાઓ પાડી એક એકની અંદર ગોઠવીને બ વેલુ હોવાથી પડી જવાની ધાસ્તિ રેહેતી નથી. વળી તેની ઉ મીનારો વગેરે એજ મુજબ છુટાં લાકડાનો કીધો છે. બનાવતોમા જ જાતનું કાપડ, પોશાક, પાઘડીઓ અને જોડા વગેરે મૂકેલું છે,

તેમાં વનસ્પતિની પેદાશના નમુનાઓ જોઇને અમો તો અજબ થઈ ગયા હતા કે આટલી બેસુમાર જાતની પેદાશો હિંદુસ્તાનમાં થાય છે, ફકત ચોખાની જાતના નમુનાઓ અમે ગણ્યા તે ૯૯ હતા. તે મુજબ હજારો હજાર જાતની બીજી વનસ્પતિ, ખણીજ પદાર્થો ઇત્યાદીના નમુનાઓથી ઘણો મોટો હોલનો વચલો ભાગ તદન ભરી નાખેલો હતો. એને લગતી સીલોંનની કોર્ટ પણ જોવાલાયક છે, જ્યાં હમણા ત્યાં ઊગતી ચાહઓના નમુનાઓ ઘણા રાખ્યા છે. સીલોંનથી માણુસો લાવી ત્યા લોકોને ચાહે પાવા સારૂં રાખ્યા છે. એ ચાહે જેની કાફી સીલોંનમાં ખરાબ થવા પછી રોપણી કીધી હતી તે સને ૧૮૭૨મ જે ૭૨૦૦૦ રતલ ઉતરી હતી તેને બદલે તે સને ૧૮૮૬માં ૭૨૦૦૦૦ રતલની પેદાશ થઇ છે એટલી એ રોપણી ત્યાં વધી ગઇ છે, અને હજુરબી વર્ષો વર્ષ વધવાની આશા છે. આસટ્રેલિયાની કોર્ટોમાં ત્યાની પેદાશો ઉપ્રાંત ત્યાંના જંગલી માણસો જે હથીયારો તથા નામના કપડા વાપરે છે તેના નમુના તથા મોટાં શેહેરોની છબીઓ ગોઠવેલી છે. કેનેડાના જંગલી માણસોના પુતળાં તથા વાપરવાસની ચીજોના નમુનાઓ તથા ત્યા રેલવે અને સ્ટીમરને રસ્તે ૧૨૦૦ મૈલ ચીન જાપાન જતા બચે છે તે દેખાડવાના નકશાઓ મૂકેલા છે એ કોર્ટમોની વચમાંના હોલના એક ભાગમા ઇંગ્રેજોએ જે મોટી લડાઇઓ કીવેલી હશે તેને લગતી બાકી રહેલી નિશાણીઓ જેવું કે તોપો, જેનરલોના પોશાકો, હથિયારો, નકશાઓ સઘળું તેને લગતી જગ્યાઓની ચીગનો સાથે મૂક્યું છે તેમા મોટો ભાગ ક્રિમિયા તથા પેનીનશુલરની લડાઇને લગતો તથા ચીનમાંનો તેપીગ્સના બળવાને વખ્તની ચીનના શેનશાહનો પીકીનનો ઉન્હાળામાં રહેવાનો મેહેળ લુટયો હતો તેમાની ચીજો ગોઠવી છે જેમાં શેહેનશાહનું તખ્ત જે ત્રણ જણા બેસી શકે તેવું લાકડાંનું નકસી તથા પીલી સાતીનનું બનાવેલું તથા શેહેનશાહના તથા તેની ઓરતના રેશમી તથા કસબી ભરતના જભાઓ ઇત્યાદી મૂક્યું છે ને એ લુટની વખ્તે જેનરલ ગોરડને જે ચીનાઓને મદદ કીધી હતી તેથી તેને માદરીનનો પોશાક ભેટ મલ્યો હશે તેમા તેની પડાવેલી છબી પણ ગોઠવેલી છે. ડયુક ઓવ વેલીંગટનને

લગતી તેની વોટરલુની લડાઇ વખ્તે પેહેરેલી ટોપી, ડગલો તથા તલવાર; ક્રિમિયાની લડાઈ વખ્તે જે વખણાયલો બાલાકલાવાનો હુમલો કીધો હતો તેના સરદારના ઘોડાનું ડાકું કાચના કેસમાં મૂકેલું છે તથા રશીયન વાવટાઓ, પોશાકો, હથિયારો એવું ત્યા મૂકેલું છે. એ સિવાય અસલનાં બખ્તરો તથા હથિયારનો સંગ્રહ પણ તેની સામેના હોલમાં સારો કીધો છે. ઉત્તર ધ્રુવ (North Pole) તરફના દેખાવોનો આબે હુબ નમુનો ચાકની તથા બીજી બનાવતનો કરીને મૂકેલો છે, તેની પાછળ ચીતાર પણ એવો સરસ કીધો છે કે આપણે દુરથી જાણે ખરેખર તે દેખાવ જોતા હોઇયે તેવો લાગે છે. તેમા જાણે બરફના પાહાડો બની ગયલા છે. કોઈગમ તે ઝરી જઈ તેના તરાંહ તરાંહના આકારો બનેલા છે. વળી તેમાં રીંછ તથા બીજાં એ તરફનાં જાનવરો ગોઠવ્યા છે તે સઘળું ઘણું સરસ છે. તેની સાંમે કબાટોમા ત્યાંના એશકીમોઝ (Exquimaux) લોકોનો પહેરવાશ તથા હથિયારોનો સંગ્રહ પણ મૂકેલો છે એની પડોસમાં (Tropics) મધ્યબીંદુની સીનરી ઉપર મુજબ તેને છાજતા પાહાડો, જમીન, નદીઓ વીગેરે સીહ, વાઘ, હરણો તેમા ગોઠવ્યાં છે. વળી આફ્રીકાના રેતીનાં જંગલો તથા બીજા દેખાવોના પણ તેનાં જાનવરો સાથે મૂકયા છે. અમરીકાના કેટલાએક જંગલી લોકોના પોશાકો, હથિયારો, રેહઠાણો ઉપ્રાંત તેઓ પોતાનાં મુડદાના ડોકાંને ખુશબોદાર તેજાઓથી ભરી રાખે છે તે પણ મૂકેલા છે. જેમા એક જાત ડોકાના હાડકાઓ કાહડીને ફકત માસનો ભાગજ મુકવી મોઢાંના ઘટમ જેવોને તેવો પણ વગર હાડકાંથી અતિશય નાનો બના વી રાખે છે જે ડોકું ભાગ્યે બેથી અઢી ઈંચિ જેટલુ હશે પણ તેન માથાનાં બાલ આપણી ઓરતોની માફક લાંબા દીસે છે. બાહ્ય દેશાવરની બનાવતો ઉપ્રાંત લીવરપુલને લગતી બનાવતોનો પણ સંગ્ર સારો છે. તેમાં તદન કાગજની બનાવેલી હોડી જે પાણીમાં તરી શકે છે તેવી એક મોટી કાગજની બનાવેલી ટાંકીમાં તરતી રાખી છે સચાકામના નમુનાઓ કાંઈ ઘણા જોવામાં આવ્યા નહીં. આવી તથ બીજી હાલની નવી બનાવટો બાબે તો ન્યુકેસ્ટલવાલુ સંગ્રહસ્થા ઘણું ચડે તોબી સઘળું જોતા અમોને આખો દિવસ લાગ્યો હતો

રાતના વળી એ જગોપર નાટકશાળા હતી જ્યાં અંગની કસરત તથા ઓપેરા બરલેસ્ક જોયો હતો જે સારી રીતે બનાવ્યો હતો તથા સંગ્રહસ્થાન રાતનાં ૧૦ વાગે બંધ થતી વખ્તે આતશબાજી થઈ હતી. એ સંગ્રહસ્થાન ગયે વર્ષે ઇહાં થઇ ગયલાં સંગ્રહસ્થાનને લીધે જેવું જોઇયે તેવું આએ વખ્તે થયું નહી. ગયાં સાલનાં સંગ્રહસ્થાનમાં ત્રીસ લાખ આદમી આવી ગયલુ કેહેવાય છે ને માણસ દીઠ એક શીલીંગનીજ રાસ લેતાં (સીઝન ટીકીટો જુદી) પંદર લાખ રૂપીયાની કમાઈ થઇ તોબી તેમાં ખોટ ગયલી કેહેવાય છે તે પૂરવા સારૂં પાછું આ સાલ નવું સગ્રહસ્થાન તેનીજ ઇમારતો સલામત રાખી ઉઘાડયું છે કે કાંઈ તેની કર વળે. હમણાંનું એકઝીબીશન જે જુબીલી સાથે સંબંધ ધરાવે છે તેથી મહારાણીનાં પચાસ વર્ષમાં શું શું વીગતો, લડાઇઓ થઈ તથા શેહેરો લીધાં તેની વીગતોથી ખામખા ભરપુર કીધેલું છે.

**તા૦ ૩ જી જુન સને ૧૮૮૭**—આજે સહવારથીજ વાદળ ઘણું ઘેરાયલું હતું અને નજદીક આખો દિવસ વરસાદ પડયા કીધો હતો. બપોરના અમો ઇંહાનો સેંટ જ્યોરજીસ હોલ જોવા ગયા હતા, જ્યાં આપણી રાણીની જુબીલીમાં સામેલ થવા પેસીફીક સમુદ્રમા "હૈટી" (Hayti) કરી ટાપુ છે તેની રાણી આવી છે તે આવવાની હોવાથી ઘણી ધામધુમ કીધેલી હતી અને અદર અંધારૂં જેવું હોવાથી મોટી રોશની કીધી હતી તથા ત્યાંની મોટી આરગીન તેને વાસ્તે વજાડવાની હોવાથી તથા રાણીને જોવા સારૂં એટલું તો લોક અદર એકઠું થયલું હતુ કે આખા તેના હોલની બધી બેઠકો તેઓથી ભરાઇ ગઈ હતી. બતીથી આખું દીવાનખાનું જેના ગજાવર થાંભલાઓ આખા ઘસેલા તથા પાલીશ કીધેલા ગરેનાઇટના છે તે ચળકવાથી તથા બીજા ભપકાથી શોભતું હતુ. "હાવાઈ" ની રાણી તથા તેની છોકરી (જે તેની ગાદીની વારસ છે) તથા ઇંહાંનો લોર્ડ મેયર તથા વડા જડજ સાથે બીજા મોટા મોટા લોકો એક સરઘસના આકારમાં અદર દાખલ થયાં હતાં જે વખ્તે સઘળાઓએ ઉભી તથા ટોપી ઉતારી માન આપ્યુ હતું અને એક ઉંચી આસન

(dais) ઉપર બેઠકો કીધી હતી ત્યાં તેઓ બેઠાં હતાં અને ત્યારપછી આરગીન ઉપર બે ત્રણ ઘણા સરસ રાગો વજાડતાં સાભળ્યા હતા. એ આરગીનનો અવાજ ઘણો જીનો નાની આરગીનના જેવો હોવાથી તે ઘણો મોટો જાણે મોટા ઘોલો વાગતાં હોય તેવો સરસ છે. તેનાં રાગનો વજાડનાર પણ હુશિયાર માણુસ હોવાથી તે ઘણી સરસ રીતે વજાડયા હતા. "હાવાટીની" રાણી દેખાવે બરમીસોના ઘાટમની પણ વધતી શામલા રંગની છે ને પોશાક સઘળો અગ્રેજોની ધપનો તદન સાદો પેહેરે છે. ફકત ટોપીમાં ઊંચાં પીછા જીનાં જેવાં પેહેરેલાં હતાં. પોતે અંગ્રેજી સમજે છે પણ બરાબર બોલી શકતી નથી. એની છોકરી અંગ્રેજી ઘણું સરસ બોલે છે એમ સાંભળ્યું છે એઓ ઈહાં ગઇજ કાલે અમેરીકાથી આવ્યાં છે અને સઘળે ઘણું માન મળે છે. તેઓ આપણી મહારાણીનાં પરોણા દાખલ જ્યા સૂધી ઈંગલંડમાં છે ત્યાં સૂધી રહેશે અને અત્રેનાં ગ્રેટ નોર્થ વેસ્ટરન હોટેલમાં તેઓને ઉતારો આપેલો છે. તેઓ સેંટ જ્યોરજીસ હોલમાંથી ગયા પછી અમો લોકો બાહર નીકળ્યા હતા એ હોલની વીગત આગળી વખ્તે અમોએ લખેલી છે તેથી પાછી લખતા નથી. ત્યાથી અમો ઇહાં બે જગ્યાપર મીણના પુતળાંઓનો સંગ્રહ છે તે જોવા ગયા હતા જેમાનું પેહેલું જોયું તેમા કાંઇ દમ નથી પણ ત્યા એક મોટાં બાલવાળું જીવતુ માણસ દેખાડે છે, જેનાં આખા દિલપર (મોઢા સિવાય) મોટા મોટા આશરે ત્રણથી પાંચ ઈંચિ લાબા બાલો છે. મોઢાપર બાલો બીજા માણસોની માફકજ છે. બીજો સગ્રહ સારો છે ને તેના પુતળાઓની બનાવટ પણ અચ્છી છે. વરસાદ આવ્યા કીધાથી અમો બીજે કેઠે ફરવા ગયા હતા નહીં.

**તા૦ ૪ થી જુન સને ૧૮૮૭**—આજે સહવારના ૯ વાગેની ટ્રેનમાં બેસીને લીવરપુલ છોડયું હતું તે મેનચેસ્ટર કલાક ૯-૪૦ એ આવી કુવીનસ હોટેલમાં ઉતારો લીધો હતો. લીવરપુલની વીગતો આગળ આપી છે તેથી ઈંહાં લખતા નથી. અમો મેનચેસ્ટર આવીને ઇહાનું જે હાલનુ મોટું જુબીલી એકઝીબીશન ઉઘાડયું છે તે જોવા

ગયા હતા. એ એકઝીબીશન ઈંગલંડમાં (લંડનનાં મોટાં એકઝીબીશન સિવાય) બધાં એકઝીબીશન થઇ ગયા છે તેથી મોટું ગણાય છે. તે અસલની ઈંહાંની "બોટાનીકલ ગારડનવાળી જગ્યામાં અમારાં હોટેલથી આશરે બે મૈલ દુર બાંધેલું છે અને તેના બાગ તથા છુટાં ઘેરો સુધા ૩૩ાા એકર જગ્યા રોકે છે, જેમાં ૧૫ એકર તેની ઇમારતોથી રોકાયલી છે. તે ગયે સાલના લડન-કોલોનીઅલ, લીવરપુલ તથા એડીનબરોનાં એકઝીબીશનો કરતાં મોટું છે. એની અંદર સંચાકામ મોટો ભાગ યાને ૧૭૬૩૮૦ ફીટની જગ્યા રોકે છે. જેને વાસ્તે કહે છે કે એ બાબે તે ઉપર લખેલાં ત્રણે એકઝીબીશનોને સામતા લેતાંબી તેઓથી બમતું મોટું છે ને તેમાં નવાઇબી નથી કારણકે લેનકેશાઅર જે આખી દુનિયાને કાપડ પુરૂં પાડે છે ત્યાં એવા સચાઓની બનાવત વળી રેહેવીજ જોઈયે. એકઝીબીશનની ઇમારતના બે મોટા ભાગ કરી તેમાં એકમાં સાંચાકામ ગોઠવી બીજા ભાગમાં પરચુટણ જીણસો તથા બનાવતો મૂકેલી છે. એ છેલ્લી ઇમારતનો હોલ જે વચમાંનો છે તે સલંગ ૧૦૨૦ ફીટ લાંબો ૫૦ ફીટ ઊંચો અને આશરે ૧૦૦ ફીટ પોહોળો હશે. એ સઘળો લોખંડના નળો તથા કાચનો બનાવેલો છે તેથી એ એકઝીબીશન પુરૂં થશે કે તે સઘળો સામાન ઘણી થોડી ખોટે પાછો વેચી યા બીજા ખપમાં લઇ શકશે. એની જામીનગીરી સારૂ પાઊંડ ૧૩૦૦૦૦ ભરાયલા છે અને તા૦ ૧૧ મી જુન ૧૮૮૫ ને દીને સભા ભરી એ ઉભું કરવાનો પેહેલો ઠરાવ કીધો હતો, અને તા૦ ૨ જી મે ૧૮૮૭ ને દિને તે ખુલ્લું મેલ્યું હતુ. અમો આજે આખો દિવસ ત્યાં રહ્યા હતા અને ફરીને ઘણોખરો ભાગ પરચુટણ બનાવટો તથા કાપડ અને સુતરની વણતોનો જોયો હતો જેમાંનો પોણો ભાગ ઉપર એ છેલ્લી જણસોને લગતો હશે. વળી એક આખો મોહલ્લો અસલની માફકનાં ઘેરોનો બનાવ્યો છે જેની બે બાજુપર કિલ્લાના દરવાજાઓ મૂક્યા છે અને તે સઘળાં ઘરોમાં તથા મોહલ્લામા ફરતા છુટા છુટા અસલના પહેરવેશનાં લોકો, દુકાંન-દારો તથા સિપાહો તીર કામઠાં સાથેના ફરતા હરતા તથા માલ વેચતા હતા અને અસલ બોલીમાં ઘરો ઉપર કાગજો તથા પાટિયાં

પર માલ વેચવાની વીગતો લખેલી હતી. વળી ત્યાંથી પસાર થયા કે પેહેલાં એક મોટો હોલ કનસેરવેટરી દાખલ રાખેલો છે જેમાં ઘણી જાત જાતના ફુલ પાનોનો સંગ્રહ સારો કીધેલો છે. તે હોલની સાંમે પરચુટણ માલોનો હોલ મુકીને એક ફુંવારો મીસીઅરસ ડોલટનની કંપની જેઓ "એનેમલ બ્રીક વર્ક" કરનારા છે તેઓએ એ જાતનો બનાવેલો મુકેલો છે જેમાંનું પાણી ઘણું ઉંચે ઉડતું હતું. એ ફુંવારો વચમાં ગુંબજ હેઠલ આવેલો છે. તે ગુંબજ અંદરથી ૧૫૦ ફીટ ઉંચાઇમાં છે. એકઝીબીશનમાં બીજી જોવાની ચીજો પરચુટણ ઘણી હતી પણ તેની વીગતો અમો લખી શકતા નથી. તેમાં ઓસ્ટલરની કંપનીવાળાઓનો કાચનો બનાવેલો ફુવારો ઘણો જોવાલાયક છે. કોઈ મીણબત્તીવાળા તથા સાબુવાળાઓએ તો પોતાની બનાવટના મોટા પિરામિડસો કીધેલા હતા. ફટકીના આખા કકડાની એક બનાવટનો ગોફો હોય તેવો બનાવી મૂકેલો હતો જે દોઢ ટન વજનમાં કહેછે. સાબુની બનાવટના પ્રિન્સ તથા પ્રિન્સેસ ઓવ વેલ્સ, ગ્લેડસ્ટન તથા બીજાં પુતળાંઓ મૂકેલાં હતાં તેમજ બીજી બનાવટોના તરાંહ તરાંહના આકારો પણ કીધા હતા. ઝવેરાત કામ, રૂપાકામ, ગીલીટનુ ઇલેક્ટ્રો પ્લેટકામ પણ ઘણું મૂકેલું હતું. રેશમના કીડાઓ, તેના કોકુનસમાંથી રેષમ કેમ કાહાડે છે તે તથા તેની બનાવટો સઘળું ત્યાં દેખાડતા હતા. સી આયલંડનો રૂ જેના તાર બે ઇંચથીબી વધુ હોય છે તે તથા તેમાંથી બનાવેલું નંબર ૩૦૦ સૂધીનું સુતર તથા તેમાંથી વણેલી ઘણાં ઝીણા કાપડની બનાવટોબી જોવાલાયક છે. એ ૩૦૦ નંબરવાળો દોરો એક કાળાં કાતળાંપર વીટાળી તેની ઉપર નીચે મૂજબ લખેલું જાણવાલાયક જાણી અત્રે ઊતાર્યું છે. એક આંઉસ વજનનો એ દોરો જો લબાવે તો દશ મૈલ સૂધી જાય. અરધા રતલનો દોરો ઇંહાંથી બરમીંગામ શેહેર સૂધી, એક રતલ બ્રીસ્ટલ સૂધી ને દોઢ હંડરવેટ દોરો આખી દુનિઆની આસપાસ લબાઇ શકાય છે એટલી ઝીણી જાતનો તે બની શકે છે ગલીચાઓ, સાતીનોના જેવું ટેબલ ઉપર નાખવાનું કપડું, રંગીન સુતરાઉ મખમલો, સાતીનો ઇત્યાદી સઘળું કેમ બને છે તે સુધાં બતાવેલું હતું. હિંદુસ્તાનની કોર્ટમાં તેનો બનાવટનો સામાન માફકસરનો મુકેલો છે તેમા

ગયાં લંડનના કોલોનીયલ એકઝીબીશનમાથી વેચાતો લીધેલો નકશીનો પરદો જેની ઘણી તારીફ તે વખ્તે થઇ હતી તે જોવા લાયક છે. સુરતની કીનખાબો, રેશમી ભરતની અસલી કોરો, નકસીકામ ઇત્યાદી ત્યાં મૂકેલું છે પણ લીવરપુલમા એની કોર્ટ છે તેટલો ઈહીં હિંદુસ્થાનનો સંગ્રહ નથી, અને તેજ મુજબ બીજી કોલોનીયલની ચીજોનોબી સંગ્રહ કાંઈ દીસતો નથી. ઘણી ખરી ચીજો ગ્રેટ બ્રિટનની તેમાં મોટો ભાગ લેનકેશાએરની બનાવટોનો હતો રમત ગમતમાં તો વારા ફરતી વાજાંઓ તથા મોટી આરગીનો વાગતી હતી અને છેક રાતના ૮ વાગેને ફ્યુઝીલીયરસ, હુઝારસ (ઘોડા પર), હગેરયન અને ગામઠી વાજાંઓનો જથ્થો કરી સાથે વજાડયા હતાં. તે વખ્તે એક પછી એક એ વાજાઓ વજાડતા આવી પોતાની જગ્યા પર એકઠા થઈને પછી સઘળા સાથે વજાડયાં હતાં અને આતશબાજીથી જાણે લડાઈ થતી હોય તેમ ફટાકડાઓ અને તોપો તથા બંદુકો ફુટતી હતી અને ફરતું ચોગાન જ્યાં એ વાજાં ખુલી જગ્યામા વજાડયાં હતા ત્યા ચારે બાજુ પર બંદુકના દારૂના ઢગલાઓ કરીને એકદમ સળગાવી તેની જાત જાતના રગની લાઇટનો ઉજાશ ત્યાં કીધો હતો જે વખ્તનો દેખાવ ઘણો સરસ હતો. એ વખ્તે એકઝીબીશનમાંનું આવેલું લોક જે ૬૦૦૦૦ એ દિનનું કહેવાય છે તે સઘળું બહાર આવી ખીચોખીચ ઉભેળું તે ઉપર તેનો ઊજાશ પડવાથી કાળાં આંગ અને સફેદ મોઢાનો દરિયા જેવો દેખાવ ઘણો સરસ લાગતો હતો.

આજે વીહટસન-ટાઈડના તેહેવારનો સનીવાર હોવાથી બધે આસપાસના ગામોમાથી ખાસ ટ્રેનો ઘણા ઓછે ભાવે મુકેળી હતી તેથી આએ જબરી ભીડ એ એકઝીબીશનમાં થઈ હતી. જોકે તે આટલુ મોટું છે તોબી ત્યાં અંદર સાજ પડતાં ચાલવાની જગ્યા નહી મળતી હતી અને આતશબાજી પછી લોક પાછું ઈમારતમા આવ્યુ અને તેમાથી રહેલુ બાહાર નીકળતુ હતુ અને સામસામા થવાથા દરવાજામાં દાખલ થતી વખ્તે ભચડાકચડી ઘણી થઇ હતી અને બચ્ચાં સાથે આવેલી માતાઓ બિચારીઓ કળવાઇને બૂમો પાડતી કે મારા બચ્ચાંઓ છે અમને જગ્યા આપો એટલી ભીડ એકદમ થઇ હતી

પણ અકસ્માત કશો થયો હતો નહી. અમે રાતના દશ વાગે ઘેર આવ્યા હતા. આજે જ્યારે સહવારના એકઝીબીશનમાં ગયા ત્યારે રસ્તામાં પણ ભીડ ઘણી હતી અને એક મોટો તેહેવાર હોય તેમ લોકોની ઠાઠમાઠ ચાલતી હતી. ગામડેથી લોક ચાલતું યા સામાન ભરવાનાં ગાડાંઓમાં ભરાઇને આવતાં હતાં તેમાં વળી જૂદી જૂદી નિશાળોના છોકરાઓ સરઘસના આકારમાં વાવટાઓ સાથે ગાડાંઓ ભરીને આવતા હતા જેઓમાં વીશથી પચીશ ગાડાંઓમાં (મુંબઇમાં જાફર સુલેમાનના સામાન ભરવાના મોટાં ગાડાંઓ છે તેવી જાતનાં) હારબંધ એક એક નિશાળના છોકરાઓ આવતા દીસતા હતા. જેઓ સઘળા ખુશાળી ભરેલા હોવાથી ઘણું જોવા લાયક મળતુ હતું એકઝીબીશનનો હજી સાંચાકામને લગતો ભાગ છે તે જોવાનો રહી ગયાથી અમોએ ફરીથી ત્યાં જવાનો વિચાર કીધો છે.

**તા૦ ૫ મી જુન સને ૧૮૮૭**—આજે સઘળુ મેનચેસ્ટરમાં બંધ હોવાથી (એકઝીબીશન સૂધા) અમો ઈહાંથી આશરે ચાલીશ મૈલ દુર સાઉથ પોર્ટ કરી (Bathing) હવા ખાવાની જગ્યા છે ત્યા ગયા હતા જ્યાં પણ ઘણુ લોક ઉતરી પડયું હતુ. ઈહા આજારી માણસો હવા ખાવા આવેછે જ્યાં તેઓને નાની ખુરસીઓપર બસાડીને ફેરવેછે તથા બીજું બધું લોક આજ આતવાર હોવાથી જેવું દેવળમાથી છુટું કે સઘળું ફરવા નીકળી પડયું અને આજે તથા ગઇ કાલેબી દિવસ ઘણો ખુલ્લો હોવાથી ઘણું લોક એમ તડકાની અંદર બાર વાગે બપોરનાં ફરતું હતું અને જોકે તડકું ઘણું હતુ તોબી મરદ લોકો છત્રી તદન ઊઘાડતા હતા નહીં અને તે પસંદ પડતું હોય તેમ મજાહ મારતા હતા. ઈહાં એક સ્કેટીગ રીગ (Skating Ring) છે તે અમો જોવા ગયા હતા જે આજે બંધ હતી તોબી અમો બાહાર દેશના હોવાથી અમોને ઊઘાડીને બતાવી હતી જેનો હાલ જ્યાં એ સ્કેટીગ થાય છે તેનો જમીન આઇસની પથ્થર જેવી કઠણ કીધેલી છે જે જાણે તદન આઈસનીજ હોય તેમ છે તે બનાવવા સારૂં સંચો બાજુના ઓરડામા રાખેલો છે તેમાથ (Brine) નિમક તથા સુરોખાર ભરેલું પાણી નળીઓમાથી પસાર

કરે છે. તે વખ્તે અંદર કાંઈ બનાવટથી ગેયાસ કરી વેક્યુઅમ પેદા કરે છે. તે પાણી ઠંડુ થઈ પડોશના ઓરડાની જમીન જે સઘળી લોખંડનાં નળીનીજ બનાવી છે તેમાં જાય છે, અને તેની ઉપર નામેળું પાણી જે ત્રણ ઇંચ જેટલું ઊંડું હોય છે તેને ઠંડું કરી તેમાંની ગરમી પોતે ચુસી લઇ પાછું પેલા સંચામાં આવે છે, કે પાછું પોતે ઠંડું થઈ પેલા હાલની નળીઓમાં જાય છે. એમ ફરી વળ્યાથી પેલું હાલનુ જમીન ઉપરનુ પાણી બંધાઈ તદન બરફ જેવું કઠણ થઇ જાય છે. તે જગ્યા જાણે એક આખો આઇસનો તાવ (Sheet) હોય તેવી લાગે છે. તે ૧૫૦) ફીટ લાંબો અને ૬૦) ફીટ પોહોળો છે જે ઉપર સ્કેટીગ કરવાનાં બુટો પેહેરી લોકો રમત ગમત કરે છે. અમો ગાડીમાં બીજી ગમ આસપાસ ફરી આવ્યા હતા અને આગળ અમોએ વિગતો એની લખેલી છે તેથી વધુ અત્રે લખતા નથી. ફકત એ ગામની વસ્તી વધતી જતી માલમ પડેછે અને નવાં ઘેરો ઘણાં આસપાસ બંધાતાં જાય છે. અમો રાતનાં ૮–૪૦ ની ટ્રેનમાં બેસી પાછા નીકળેલા મેનચેસ્ટર રાતનાં ૧૦–૩૦ એ આવી પુગ્યા હતા.

તા૦ ૬ ઠ્ઠી જુન સને ૧૮૮૭—આજે સહવારનાં દશ વાગે બોલટન કરી અત્રેથી આશરે ૧૨) મૈલ દુર ઘણાં કારખાનાં સાથનું એક શેહેર છે ત્યાં ગયા હતા જ્યાં ભાઈ પીરોજશાહ બમનજી જીજીભાઇને ત્યાં પરોણા ઉતર્યા હતા અને તેઓ સાથ અમે ફરીને ગામ તથા કારખાનાઓ જોયાં હતાં. એ સઘળાંની વિગત આગળી અમારી સફરની નોંધમાં છે તેથી લખી નથી. અમો સાંજનાં ત્યાં વીટસન ટાઇડનાં તેહેવાર હતો તે જોયો હતો, જ્યાં દુકાનો ઘણી થોડી હતી પણ રમત ગમતની ગોઠવણો ઘણી હતી. જાતજાતના ઢોંગસોંગ હતા તેમાં એકગમ ઘણીજ ડોગી ઓરત આશરે ૫૦ મણ જેટલી હતી અને તેની સાથે એક ઘણો ઠીંગનો માણસ બેઉનો તફાવત દેખાડવા ઊભો રાખેલો હતો. બીજી ગમ કેપ કોલોનીમા દેશી બાપ અને અગ્રેજ માને પેટનો જણેલો એક માણસ હતો તેનુ શરીર સફેદ ગામડીનું હતું પણ તે ઉપર છુટા છુટાં મોટા ધાબાંઓ બરડા તથા

છાતી ઉપર ત્રાંબાના રગના હતાં જેવો રંગ તેના બાપનો હતો. અને વળી તે ધાભાઓ ઉપર મોટા રૂવાનાં જેવા તેજ રગના બાલો ઉગેલા હતા જે ગરમીની રૂતુમા ખરી જાય છે અને ઠંડીની રૂતુમા ત્રણ ઇંચ જેટલા લાંબા પાછા થાય છે. એ ધણીને આફ્રિકામા જંગલી લોકો પકડી લઇ ગયા હતા અને તેને ગુલામ દાખલ કામ કરાવતા હતા તે વખ્તે બિચારાને ઘણો હેરાન કીધો હતો. તેને બાંબુએ પીઠ ઉપર તથા કમ્મરપર મારેલો તેથી તેના માસના લોચા તે બાજુપર ફાટીને બંધાઇ ગયલા હજુર દીસે છે તથા હાથની પોંહોંચીમાં ભાલો ભોકી દીધો હતો તેનો જખ્મ પણ ઘણો મોટો છે અને તેની અસરથી તે મૂઠી વાળી શકતો નથી. એક ગમ એક જાતનું ચીનાઈ જંગલી કુતરૂં દેખાડતા હતા જેના પંજાના આંગળાં છુટાં તથા ઘણા અણીદાર નખનાં હતાં તેથી તે જમીન ખોડીને તેના દરોમાં રહી શકે છે. તેનાં આંગળાંઓ વચ્ચે જેમ બટકને ચાંમડાં રહે છે તેમ હતાં અને આગ ઉપર તદન બાલ ઉગેલા નહી હતા ફકત જરા પુછડી ઉપર હતા અને તેની ચાંમડી ઘણીજ સુવાળી તથા ઇન્ડિયા રબરની હોય તેમ ખેચાઇ શકતી હતી. એવી એવી રીતના દેખાવો ત્યાં દેખાડે છે. વળી ફરવાની ચકરીઓ જેમ મેળાઓમાં આવેછે તેમ ઘણી હતી પણ તે મુંબઈમાં જોઇયે છીયે તે કરતાં ઘણી સારી તદબીરથી બનાવેળી હતી. તેઓ ઘણીખરી ગોળજ ફરે છે પણ તે ફેરવવા માટે નાનું બાઇલર તથા ઇનજીન રાખે છે અને ફરતી વખ્તે એક મોટું વાજું વાગે તેવા અવાજની આરગીન તેમાંથી વાગે છે. બેઠકો સારૂં કોઈમાં બોટો દરિયામાં હીચકા ખાય તેમ આગળ પાછળ ડોળા ખાતી હતી, કોઇ હાથે ચલાવવાની ગાડી માફક તેનાં પઇડાં સુધાં ફરતી હતી, કોઈ શાહમૃગ પંખેરાંના રીતની બેઠકની, તો કોઇ ગાડી રોકી ને તેની બેઠક વળી બીજી જુદી ચકરી લેતી જાય તેવી રીતે જાત જાતની બનાવટોની હતી. અમો બોલટનથી પાછા ફરીને સાંજના મેનચેસ્ટરનો બેલવીઊ (Belle Vue) નામની ગમતની જગ્યા છે ત્યાં ગયા હતા, જ્યાનો જાનવરોનો સગ્રહ અમોએ આગળ જોયો હતો તે કરતા થોડો ઘણો વધારો કીધેલો છે તથા તળાવો અને સરોવરો વધાર્યા છે જેની વિગ-

તો સને ૧૮૮૧નાં જેવીજ છે. ફક્ત આજે હવા ખુલ્લી હોવાથી તથા વીટસન-ટાઇડના તેહેવારો હોવાથી લોક આશરે દશ હજારની ઉપર જોવા ઉતરી પડયું હતું. તે જોવા આવનારાઓનો મોટો ભાગ નાચતો હોવાથી એક મોટું મેદાન જાણે માથાંનો દરિયો બની ગયો હોય અને તે ચક્કર ખાતો હોય તેવો દેખાવ હજારો જોડાં એકી વખ્તે નાચતાં હોવાથી દીસતો હતો અને તેથી એટલો ગીચ હતો કે જરા જરામાં એક એક સાથે અફડી પડતા હતા. તેમાં કોઈ કોઇ નહી નાચી જાણનારાઓથી નાચે તેઓનો રકાસ પણ ખુબ થતો હતો. કોઇ કોઇ તો બે ઓરતોજ અને કોઇ કોઇ બે મરદો સાથે એમ નાચતા હતા.

રાતના ૯—૩૦ કલાકે આતશબાજી ઘણી સરસ થઇ હતી તેમાં અસલનાં લંડન શેહેરનો તથા ટાવર ઓવ લંડનનો દેખાવ હતો જે દુશ્મનના હુમલા તળે હોય તેમ લડાઇના હથિયારોને બદલે ફટાકડાના, તોપોના તથા બંદુકોના અવાજો તથા ગોળાઓ ફુટતા હતા અને તે વખ્તે દારૂનીજ રોશની કીધેલી તથા વારા ફરતી બદલાઈ જઈ દેવળો તથા મેહેલોના દીવાનખાનાઓ શણગાર્યાં હોય તેવા દેખાવો દીસતા. તે જાણે પરીયાના મેહેલો હોય તેમ ઝલકતા હતા અને વળી પરીમાઓની માફકજ ઓરતો બેલેટનો નાચ કરતી હતી તે ઘણોજ સારો દેખાવ દીસતો હતો. વળી તે બદલાઇને વાહાંણો તથા હોડીઓના દેખાવો મેપોલ ડાનસ ગોગ અને મેગોગ (Gog and Magog) નામના અસલી રાક્ષી માણસોના પુતળાંઓ એવા એવા રોશની સાથના દેખાવો પછી છેલ્લે મહારાણી વીકટોરીઆનું પુતળુ ઉભેલું લાવ્યા હતા જે વખ્તે બધે એકદમ અંધારૂં કરી તેજ પુતળું ઉજરડાંમાં રાખેલું દીસતું હતું. પછી તેની આસપાસ લડનના બે મોટાં દેવળોના આકારો મૂકી સઘળા દારૂકામથી ઝલકતાં એકદમ કીધાં હતાં અને તે વખ્તે બપોસ્યાઓ તથા હજાર ઉપર બાંણો એકી વખ્તે ફોડયાથી સઘળો આસ્માન તુલીકનો દેખાવ અતી ઘણો રળીયામણો કરી નાખી આતશબાજી ખલાસ કીધી હતી.

**તા૦ ૭ મી જુન સને ૧૮૮૭**—આજે આખો દિવસ પાછો મેનચેસ્ટરનાં એકઝીબીશનમાં ગયા હતા અને ગયા સનીવારનો બાકી રહેલો ભાગ તથા સાંચાકામને લગતો હાલ જોયો હતો. પેહેલાંમાં ઘણી પરચુટણ જીનસ તેમાં ઘણીખરી રસાયનશાસ્ત્રમાં ઉપયોગ લાગતી વસ્તુઓ મૂકેલી હતી. રંગીન દોરાનાં કાટળાંની રાણીના ભરથારની યાદગારીમાં બાધેલા સ્થંભની નકલ તથા સફેદ અને કાળા રંગના દોરાનાં કાટળાંનો એક દેવળનો આકાર ઘણો સરસ બનાવેલો હતો. નિમકનાં પણ રાણીનાં તથા બીજાં પુતળાઓ બનાવેલાં હતા. સાબુ જાત જાતનો વેચવા મુકેલો તેના પિરામિડસોના તથા બીજા તરેહવાર આકારો બનાવેલા હતા અને જાહેર ખબર દાખલ દરેક જણુ જે માગે તેને એક એક સાબુનો ગોળો એ દુકાનોમાંથી ભેટ આપતા હતા. તે જગ્યાપર ઘણી ભીડ થયલી હતી અને ગરીબ લોકો બબે ત્રણ ત્રણ વખ્ત આવી એ સાબુઓ લેતા હતા કે ઘરમાં કપડા ધોવા કામ આવે. એ પ્રમાણે દરરોજ સઘળા લોકોને મુફત સાબુ કેટલી રકમનો અપાતો હશે તેનો વિચાર કરી લેવો કે સનીવારે ૫૭૮૦૦) માણસો આવ્યા હતા. (નયુસપેપરમાં ગણતરી છપાય છે તે મૂજબ એકઝીબીશન ઊઘડયું ત્યારપછી એજ દિને આટલું લોક આવ્યુ હતું બાકી વધતામાં વધતું ૫૦૦૦૦) સુધી લોક એક દિવસમાં જોવા આવેલુ કહેછે) અને આજેબી ૨૫૦૦૦ ની ઉપર હશે તેમાંથી જો પા ભાગજ સાબુ લેતો હોય તોબી ઘણી મોટી રકમ ઊઘડયું ત્યારપછી થવી જોઇયે અને હજીબી થશે. એવી રીતની ખરચાલુ જાહેર ખબરો ઈહિંના ધંધાદારીઓ આપે છે સંચાકામના ભાગમાં તરાંહ તરાંહનાં એનજીનો, બાઇલરો, બુબાઓ, સુતર તથા કાપડ રંગીન અને સાદું વણવાના સાચાઓ, ફીલેટીગસ બનાવાવાનાં, ઉન ધોવા તથા હોળવાના સાબુ, મીઠાઇ બનાવવાના સચાઓ ઇત્યાદી ચાલુ હાલતમાં હતા જે ઘણા જોવાલાયક હતા અને તે બધાઓમા કાંઇને કાઇ સુધારો કીધેલો બતાવતા હતા. લોખંડ બનાવનારાઓમાં એકે પોલાદના લોખડની ગાડીની રેલને તદન ગોળ ચક્કર વાળીને મૂકી હતી કે તે કેવું સરસ લોખંડ બનાવી શકે છે તે લોકો જોય. તે મુજબ બીજી એક સંચા-

કામોને લગતી બનાવટો પણ જગેજગ મૂકેલી હતી. એ સઘળું જોતા અમારો આખો દિવસ નિકળી ગયો હતો.

તા૦ ૮ મી જુન સને ૧૮૮૭—આજે સહવારનાં કલાક ૧૦) ની ટ્રેનમા મેનચેસ્ટરથી નીકળ્યા હતા તે લંડન ખાતે પાછા બપોરનાં કલાક ૨–૧૫ મીનીટે ખાશ ટ્રેનમાં યુસ્ટન સ્ટેશનપર આવી પૂગ્યા હતા અને લંડનમાં મેટરોપોલ હોટલમાં ઉતારો લીધો હતો. આજે આખો દિવસ વળી વાદળ તથા વરસાદના ઝાપટાંઓ પડયા કીધાં હતાં. અમો બે જણને મેટરોપોલ હોટલમાં એકજ ઓરડામાં અગવડને લીધે ઉતારો લેવો પડયો હતો. અમોએ બાર દિવસ આગમજથી એ તથા બીજા જાણીતા હોટલોમાં ઉતરવાને સારૂ ઓરડાઓ તૈયાર રાખવાને તાર કીધા હતા તોબી હમણાં શેહેરમાં રેહવા આવવાનો વખ્ત હોવાથી તથા તેમા જુબીલીના દિવસો આવવાથી સઘળાં હોટલો બેથી ત્રણ અઠવાડયાં આગમજથી રોકાયળાં હતાં અને તેથી અમારે સારૂ બે બીછાનાં સાથનો એકજ ઓરડો રોકયો હતો. અમો જે હોટલમા ઉતર્યા છીયે ત્યાં અમારા ઓરડાનો નંબર ૬૫૨ મો છે અને ૫૦૦ માણસો ત્યા ઉતર્યા છે. એ સિવાય "ગ્રાંડ" હોટલના ૬૦૦ ઓરડાઓ તથા ન્યુ વીકટોરિયા હોટલ જે તા૦ ૨ ૭ જુને ઉઘડયું હતુ તેના ૭૦૦ ઓરડાઓ સઘળા આગમજથી રોકાયળા છે. કેટલાએકોએ એક માસ આગમજથી ઓરડાઓ રોકવાની તજવીજ કરી છે. મહારાજા હોલકર સારૂં ઈંહિ ૪૦ ઓરડાઓ ગમે તે કિમતે લેવા આવ્યા હતા પણ તેનેબી ના પાડવી પડી હતી તેથી તેઓ બીજા હોટલમાં ઉતર્યા છે. એલેકઝાંડરા તથા બકીંગહામ પેલેસના મોટા હોટલો રાણીના પરોણાઓ સારૂ બધા તૈયાર કરી મુકેલા છે અને તેજ મૂજબ બધાં હોટલો ચીકાર ભરાઇ ગયાથી ઘણાં લોકોને રખડવું પડે છે.

તા૦ ૯ મી જુન સને ૧૮૮૭—આજે એસકોટની જાણીતી સરતનો દિવસ હોવાથી તથા સુરજ પ્રકાશનો હતો તેથી અમો તે સરત જોવા સારૂ હોટલની ચાર ઘોડાની ગાડીના દરેક જણની

બેઠકની હદી ગીની આપી ગયા હતા. એ ગાડીમાં ૧૭ જણાં બેસી શકે છે. રસ્તામાં જતી વખ્તે કાંઇ ઘણી ભીડ મળી નહી હતી. અમે સાડા નવ વાગે સવારના નીકળેલા એ જગ્યાપરના ૩૦ મેલ ચાર કલાકે પૂરા કરી દોઢ વાગે ત્યાં પૂગ્યા હતા, પણ આગમજથી લોકોની ગાડીઓએ જગ્યા રોકી નાખવાથી અમારી ગાડીને ચોથી હારમાં ઉભી રાખવી પડી હતી જ્યાંથી અમો ઘોડાઓની સરત બરોબર જોઇ શક્યા હતા નહીં. અમો જો આગની ગાડીમાં જેમ સને ૧૮૮૧માં ગયા તેમ ગયા હતે તો અમોને ત્યાંનાં ગ્રાંડ સ્ટેન્ડપરથી હજી સારૂં દીસતે. આ વખ્તે રસ્તેથી મજાહ જોતા જવાનો ઠરાવ કીધાથી ઘોડાઓને દોડતા જોઈ શક્યા ન હતા અને જ્યારે સામેની બાજુપર અરધા રાઉંડે જતા ત્યારેજ દીસતા હતા. પણ તેને બદલે લોકોની ઠઠ તથા તરેહવાર ઢોંગ સોંગની મજાહ જોવાને ઠીક બન્યું હતું. અમારી આસપાસની ગાડીઓમાં પૈસાદાર લોકો પોતાની ઘેરગતુ ગાડીઓ લાવેલા હતા જેની પાછળની બેઠકોની હેઠળ મજેના ખાનાં રોકી નાની કબાટોમાં છરી, કાંટા, રકાબી ઈત્યાદી સામાન તથા ખાણું લાવ્યા હતા અને વળી વાળવાની લોખંડની ટેબલો પણ તેમાજ હતી જે બાહાર કાહાડીને ગાડીની પાછળ ગોઠવી તે ઉપર આસરે એકી વખ્તે બાર જણા ઉભા રહીને રીફ્રેશમેંટ લેતા તથા ચંપેન અને બીજા દારૂની આખો વખ્તે ડજનો બાટલી પીતા હતા તથા બીજા દોસ્તોને ખેંચી લાવીને તે ચાલુ રાખતા હતા તથા ઢોંગ સોગમાં સીધીઓના જેવા કાળા મોઢાં કરી ગાયન તથા નાચો કરતા હતા. કોઇ કોઇ ગમ મુક્કા મુક્કીની મારામારી (boxing), કરતા હતા, કોઇ ગમ કુતરાંની કસરતના ખેલો થતા હતા. એ પ્રમાણે ઘણું જોવાનું હતું અને મજાહ તેને લીધે સારી પડતી હતી. અમોએ એ વખ્તે એક અંગ્રેજનું દુલ્લાપણું જોયું હતું. તે એકે એક જણ સીધીનો ઘોંગ કરી ગીત ગાતો હતો તેટલાં તે અગ્રેજ ત્યાંથી પસાર થયો જેણે પેલા ઢોંગીને તેડીને પોતાનાં ગજવામાથી નોટોનો ચોડો કાહાડી તેમાંથી એક નોટ ૫) પાઊંડની કાઢી તેને આપી દીધી હતી અને પોતે ચાલી ગયો હતો. ધારવા મૂજબ તે ઘણી સરતમા

ફાંઇ જીત્યો હશે તેની ખુશાલીમા એ નોટ આપી હશે બાકી પાંચ પાઊંડ રસ્તામા ગાનારને કોણ આપે ? અમો સરત પુરી થયા પછી વીડસર કાસ્ટલના પાર્કમાં થઈને પાછા ફર્યા હતા, જે વખ્તે પાછી જતી ગાડીઓની ભીડ ઘણી મોટી મળી હતી. સરત જોવા આવનારામાં આપણા હિંદુસ્થાનના ઘણા રાજાઓ આવેલા હોવાથી તેઓના કસબી પોશાક તથા પાઘડીઓએ લોકોનું ઘણું ધ્યાંન ખેંચ્યું હતું હોળકર મહારાજા એક ગ્રાંડ સટેંડપર એક બોક્ષ લઇને બેઠા હતા, પણ લીમડીના ઠાકોર તથા બીજા સરદારો પોતે ગાડીઓ રોકી આવેલા હતા. પ્રિન્સ ઓવ વેલ્સ તથા તેની બાનુ, છોકરીઓ અને બીજા પાદશાહી ખાનદાનના માણસો તથા પાદશાહી પરોણાઓ ૬ ગાડી ભરીને એક સરઘસના આકારમાં ત્યાં આવ્યા તથા સરત પૂરી થઇ ત્યારે ગયાં હતાં, જે વખ્તે લોકોએ તેઓને ટોપી ઉતારીને માન સારૂં આપ્યું હતુ. અમો રાતના ૯—૩૦ મીનીટે પાછા હોટલમાં આવ્યા હતા.

તા૦ ૧૦ મી જુન સને ૧૮૮૭—આજે અમો હાઇડ પાર્કમા બપોરના ત્રણ વાગેને ગયા હતા જ્યાં ખુલ્લો દિવસ હોવાથી ગાડી ઘોડા તથા માણસોની ઘણી મોટી ભીડ મળી હતી. ગાડીઓ એટલી તો હતી કે પાચ હારમાં ચાલતી હતી અને તેઓ એકજ રસ્તાપર ફરતી હોવાથી ભીડ ઘણી લાગતી હતી. ગાડીઓ તથા ઘોડાઓનો મોટો ભાગ ઘણો જોવાલાયક હતો. હાઈડ પાર્કમા બાગના ક્યારાઓ પણ થોડા ભાગપર સારા કીધેલા છે તથા વચમાં એક લાંબો પાણીનો તળાવ જેને "સરપેનટાઇન" કહેછે તે હતો અને બાકીનો ભાગ પાર્કની માફક લીલોતરી તથા ઝાડપાનથી ભરેલો છે ત્યાનો આલબર્ટનો સ્થંભ ઘણો જોવાલાયક છે, એની વિગત સને ૧૮૮૧મા આપેલી છે તેથી અત્રે લખતા નથી પણ એ જગ્યાપર ગાડી ઘોડા એવાતો જોવાલાયક છે કે ત્યાથી અમોને ખસવા ગમ્યુ હતુ નહી અને સાંજના પાચ વાગ્યા સૂધી ગાડીમા ફર્યા કીધા હતા આજે રાતના "આલહામબ્રા" નામની નાટકશાળાના ગયા હતા જ્યા બે વખ્ત

બેલેટનો નાચ થયો હતો, તેના પડદા તથા પોશાક ઘણાજ સરસ હતા. તે ઉપ્રાંત બીજા ઢોંગ તથા કસરતના ખેલો જોવાલાયક હતા સીનરીમાં પેહેલી વખ્તે ઝલકતા પથ્થરાનો ગુફો બનાવ્યો હતો તેની ઉપર નાંખેલી રોશનીથી જાણે હીરા માણેક ચળકતાં હોય અને તેનો બનાવ્યો હોય તેવો દીસતો હતો અને નાચનારીઓનો પોશાક મોટા કાચના દાણા જે આપણે તોરણ બનાવામાં વાપરીયે છીયે તેનો તથા એવીજ કાચની બીજી બનાવટોનો હોવાથી એ દેખાવ જાણે અરેબીયન નાઈટની વારતાઓના પરીયાંના મેહેલના જેવો લાગતો હતો બીજી વખ્તના બેલેટમાં ચાર રૂતુ (Seasons) ના દેખાવો કીધા હતા તથા તેને લગતાં પંખેરાંઓનો પોશાક ઓરતોને પેહેરાવી નચાવી હતી જે પણ જોવાલાયક હતું.

**તા૦ ૧૧ મી જુન સને ૧૮૮૭**—આજે બપોરના ૯ઢી વાગતે અમે એગ્રીકલચરલ હોલમાં લશ્કરી ખોટું યુધ્ધ (Tournament) હતું તે જોવા ગયા હતા. ત્યાં અંદર જવાનું એક શીલીંગ લવાજમ હતુ, પણ તેમાંની અગાઉથી રોકેલી બેઠકોની ૧૦ શીલીગથી બીજી ઉતરતી બેઠકો ૯ઢી શીલીંગ સુધીની હતી તે, સઘળી ચીકાર ભરાઇ ગઈ હતી અમો ધારીયે છીયે કે આસરે ઓછામા ઓછા સાતથી આઠ હજાર માણસો ત્યા હશે ઈહા લશ્કરી કવાયદ જાત જાતની બતાવી હતી અને પેહેલો દિવસ હોવાથી ઇંગલંડનો વડો સેનાધિપતિ ડયુક ઓવ કેમબ્રીડજ તથા હિંદુસ્થાનના થોડાએક રાજાઓ આવેલા હતા. પેહેલાં તો ઘોડાપર બેસીને આમન સામન બે જણા (foil) લાકડીથી પતા રમ્યા હતા, ત્યાર પછી ઘાઘરા રીજમીટના છોકરાઓનું લશ્કર "બેગ પાઈપ" વજાડતું સાથે લઈને આવ્યું હતું અને તેઓ વાવટા આગળ પસાર થઇને પોતાને સારૂં બીજા લશ્કરી છોકરા છોકરીઓ વચેની જગ્યાપર બેઠા હતા ત્યાર પછી દરિયાઇ લશ્કરની નિશાળના છોકરાઓ આશરે ૮૦૦ જણાનુ લશ્કર પોતાના વાજા સાથે આવ્યુ હતું. તેઓને જાત જાતની કવાયદ કરાવી હતી અ ો પછી તેમાંથી આસરે ૨૦૦ છોકરાઓને કસરત વાજાના સંગે

સાથે કરાવી હતી જે ઘણી સરસ લાગતી હતી. તેઓ આખા હોલમાં છુટા છુટા હારબંધ સાત આઠ હારમા ઉભા રહીને પછી કસરતના મકદુમ ફેરવતા હતા તેથી દેખાવ સારો લાગતો હતો. ત્યાર પછી ઘોડેસ્વાર રીજમીટ આવી વાજાના સરોદ સાથે કુવાડ્રીલ, ઘોડાઓપરજ ઘોડા સાથે નાચ્યા હતા. તેઓ એક એકમાંથી પસાર થઇ જતા હતા તે ઘણું સરસ લાગતું હતું. ત્યાર પછી બે લાકડાંની વચમાં તોપની ગાડી બરાબર પસાર થઇ શકે તેટલા ખાચાઓમાંથી તોપની ગાડીઓ ઘોડા દોડાવતાં પસાર કીધી હતી. તે એવી સરસ રીતે હાંકતા કે પેલા લાકડાંના કકડાને અઠડીયા વગર (ગાડીની અને તેઓની વચે ભાગ્યે બબે ઇચ જ્યારે ગાડી પસાર થાય ત્યારે બાકી જગ્યા રેહેતી હતી) પસાર કરી જતા હતા. કોઇ વખ્તે તે કકડાઓ પડી પણ જતા હતા. વળી તેજ પ્રમાણે ચારે પગે ઘોડા દોડાવીને ગાડીઓ પસાર કીધી હતી. ત્યાર પછી "હોર્સ ગાર્ડસના" સિપાહોએ ઘોડાઓપર આવી તરાહ તરાહની (evolutions) રમતો કીધી હતી. વળી ઘોડાઓને હુકમ કીધાથી તેના સવારો બેઠેલા સુધાં તેઓ આસ્તે રહીને ભોંયપર બેસતા અને જેવો પેલો સવાર કુદી પડયો કે તેઓ સુઈ જતા હતા જેની પાછળ પેલો સવાર લાંબો ઊંધો સુઇને પછી જાણે દુશ્મન સામે બદુકો મારતા હોય તેમ બદુકો ફોડતા હતા તોબી પેલા ઘોડાઓ મુગા મુગા પડી રેહેતા હતા. વળી ઘોડાઓ લાકડાઓપરથી પેહેલા બબે અને પછી છ છ સવારો સાથે કુદાવી જતા હતા ઘોડાઓ જે ભોય ઉપર સુતા હતા તેઓ પાછા ઉઠતી વખ્તે સવારો તેઓની ઉપર એવી રીતે ઉભા રેહેતા કે પાછા ઉનપર સવાર તે ઉઠતા ઉઠતા થઇ જતા હતા વળી ઘોડાઓ દોડાવતા આવી તેપરથી ઘણા જણા ઉતરી પડીને બાકીના દરેક જણ પોતાના ઘોડાની સાથે ઉતરી પડેલા સિપાહોના ત્રણ ત્રણ ઘોડાઓ લઇને પાછા હડી જતા હતા, જે વખ્તે પેલા લાકડા બેરીઅરસો (Barriers) બધા સાથે કુદાવી જતા હતા વળી બદુકોની તોપો (Gatling Guns) નો ઉપયોગ કરી બતાવ્યો હતો જેમાથી પાચ નળીઓમાથી ગોળીઓ પાછળથી ચક્ર ફેરવે એટલે જાણે ઉડતી હોય તેમ લાગતુ હતુ

છેક છેલ્લે એક કિલ્લો ઉભો કરી તેની સામે જાણે તે લેવા લશ્કર શી રીતે જાય છે તથા સામાવાળા કેમ બચાવ કરે છે તે કરી બતાવ્યું હતું. ત્યાં નદીની માફક કપડાથી વચમા બનાવટ કીધી હતી તે ઉપર જવા સારૂ લસ્કરની સાથે ગાડાંઓમાં પૂલ બનાવવાનો સામાન તૈયાર હતો તેનેથી તરત પૂલ બાધ્યો હતો અને રેલવેના પાતા તરત નાખી એક નાનું ઇનજીન તથા કિલ્લારોકી રેતીની ચરી મુકેલી ગાડીઓ તેપર ચલાવી લાવ્યા હતા, અને તેપરથી "ગેટલીંગ" નામની તોપોતો મારો સાંમી બાજુએ ચાલુ કીધો હતો અને વળી ખચ્ચરોપર નાની તોપો લાવી તે પણ ફોડવા માંડી. જાણે પૂલ બાંધતાં પોતાની તરફના સિપાહઓનો બંચાવ કરવા સામા દુશ્મનની તોપો જે નદીને પેલે કાંઠે તેઓ લાવી ફોડતા હતા, તેપર મારતા હતા, અને આમન સામન ખરી લડાઈ ચાલતી હોય તે પ્રમાણે તોપો તથા બંદુકોના મારા ચાલતા હતા તથા કોઇ કોઇ સિપાહઓ જખ્મી થતા તથા મરી જતા હોય તેમ ભોંયપર પડતા કે માણસો એ કામપર રાખેલાં તેઓ આવી તેઓને મલમપટો કરી ખાટ (Stretcher) ઉપર ઉઠાવી લઈ જઇ ગાડીઓમાં મુકતા હતા યા ખચ્ચરો ઉપર બેસાડી સાથે ટેકો આપી ચાલતા હતા. આખરે પૂલ તૈયાર થયો તેટલાંતો સામા ધણી-ઓની તોપોની ગાડીઓ ગોળાઓથી ભાંજી નાખી પૂલપરથી એકદમ ધસારો કરી સામી બોરદુએ ગયા કે દુશ્મનો જે નદીને પેલે કાંઠે હતા તેઓ હઠી જઈ કિલ્લાની પાછળ ભરાયા અને પછી કિલ્લો લેવાની લડાઈ ચાલી અને તોપો ખુબ આમનસામન છુટવા લાગી હતી પછી કિલ્લા ઉપર સીઢીઓ મૂકીને હુમલો કીધો પણ દુશ્મનના મારા હેઠળ પાછા હઠી આવ્યા અને ધણા સિપાહઓ જાણે મરી ગયા તેથી તોપો-એજ મારો ચલાવી કિલ્લામાં જવાની જગ્યા તે ભાજીને કીધી અને પછી પેદળ રીજમીટ એકદમ હુમલો કરીને ખાંચામાંથી દુશ્મનના બચાવ છતા અંદર પેસી લડાઈ જીત્યા હતા. તે વખ્તે See the conquering Hero comes નો રાગ વજાડયો કે બાકીનાં લશ્કરે હુરરેના પોકારો કીધા હતા. એવી રીતની લડાઇની વિગતો કરી બતાવી હતી જે ઘણી સરસ અને જોવાલાયક હતી જેની બધી વિગતો અમો

આપી શકતા નથી. આજે રાતના લંડન પેવીલીયન (London Pavilion) માં એક ઘણું ઊંચું માણસ દેખાડે છે તે જોવા ગયા હતા જે માણસ પોણાનવ ફીટ ઊંચાઈમાં છે અને બધા લોકોની વચમા તેને ફેરવ્યો તો બીજાઓ તેની કમ્મરથી જરા ઊંચા દીસતા હતા. તે એટલોતો ઊંચો હતો કે નાટકશાળાના પેહેલા થરપર બેઠેલા લોકો સાથે સેહેલાઇથી શેકહેંડ કરી શકતો હતો. અંગે તેની લંબાઈ જોતાં તે ઘણો પાતળો લાગતો હતો. તેની ઉમર હમણાં ૨૧ વર્ષની છે પણ તેને દેખડાવનાર બોલતો હતો કે વૈદોના કેહેવા મુજબ તે હજુર વધીને ઊંચો થશે. તે આસ્ટ્રેલીઆમાં જન્મેલો છે અને તેનું વજન ૩૩ સ્ટોન યાને સાડાસોળ મણનું કહે છે, એ સિવાય બીજી ગાયન તથા કસરતની રમતો ત્યાં સારી થયલી અમોએ જોઈ હતી.

તા૦ ૧૨ મી જુન સને ૧૮૮૭—આજે બપોરના (૧૨) વાગેને જીઓલોજીકલ ગારડન્સ જે રીજંટ પાર્કમાં આવ્યો છે ત્યાં ગયા હતા અને સાંજનાં ૬) વાગા સૂધી સઘે ફરીને જાત જાતનાં જાનવરો તથા પંખી અને માછલીઓનો સંગ્રહ કીધેલો છે તે જોયો હતો અમોએ સને ૧૮૮૧માં એની વિગતો લખી છે તેનેજ ઘણો ખરો મળતો છે. નવાઇના જાનવરના વધારામા અમે બર્ડ ઓવ પેરેડાઈઝ (Bird of Paradise) જીવતું આએ વખ્તે પેહેલ વેહેલું જોયુ હતું બીજુ ઘણુંખરું આગળને મળતુજ હોવાથી ઇહા વિગત લખતા નથી.

તા૦ ૧૩ મી જુન સને ૧૮૮૭—આજે બપોરનાં English ફ્રિમેસનોના વડા ગ્રાંડ માસ્તર પ્રિન્સ ઓવ વેલ્સના પ્રમુખપણા હેઠળ એક ગંજાવર સભા બધા ફ્રિમેસનોની આપણી મહારાણીને તેવણની જુબીલીની મુબારકબાદીનો માનપત્ર આપવા બાએ મળી હતી ત્યાં આલબર્ટ હોલમાં ગયા હતા જ્યાં આસરે ૬૦૦૦ મેસનો હાજર હતા પણ જગ્યાની કોતાઇને લીધે દરેક લોડજને પાચ ટિકિટોજ ફક્ત આપી હતી અને ઘણા મોટા ભાગને આપી શક્યા નહી હતા દરેક ટિકિટ દીઠ એક ગીનીનો ભાવ ઠેરવેલો હતો તોબી અમો ધારીયે છીયે કે એથી

બમણું લોક જે જગ્યા હતે તે આવતે અમો બરાબર કલાક અઢી વાગે ત્યાં ગયા ત્યારથી મેસનો પોતાના પોશાકો તથા ઝવાહેરોમા ઠાઠમાઠ સાથે આવવા લાગ્યા હતા અને આલબર્ટ હોલનુ દીવાનખાનુ જે સૌથી મોટાં દીવાનખાનાઓમાંનું એક ગણાય છે તે કલાક સાડા ત્રણ વાગામાં ચીકાર ભરાઇ ગયું હતું. તે વખ્તનો દેખાવ ઘણો સરસ લાગતો હતો દરેક લોડજના સભાસદોને એક હારમાં ખુરસીઓ આપેલી અને કોઇ લોડજનો શીકો બલુ, તો કોઈનો ઘેરો, કોઇનો લાલ, કોઇનો જાંબુરો એવા રગના કોલર તથા એપ્રનો પેહેરેલા ઉપ્રાત ઘણાખરાઓની છાતી ઉપર તેઓના ઓહ્દાના ચાનો પેહેરેલા હતા તેથી દેખાવ ઘણો ભપકાદાર લાગતો હતો પોણુ ચાર વાગે તો ગ્રાંડ લોડજ આવી લાગી તેઓની હાજરી શિગડાં વજાડી જાહેર કીધી હતી અને મોટી આરગીન (કે જે દુનિયામાં સર્વથી મોટી કહેવાય છે તે) પર માર્ચ વજાડી હતી અને ગ્રાંડ લોડજ અદર ધારા મુજબ દાખલ થઇ તે સરઘસોના આકારમાં સૌ પોતાના ઓહ્દા માફક ચાલતા હતા પેહેલાં ગ્રાંડ સ્ટુઅર્ડોથી સરઘસ શરૂ થયુ અને તેની પાછળ ન્હાના ઓહ્દાવાલા અમલદારો આવ્યા અને તેઓની પાછળ ડ્યુક ઓવ કોનાટ તથા પ્રિન્સ આલબર્ટ વીકટર (પ્રિન્સ ઓવ વેલ્સનો વડો છોકરો) ચાલતા, તેની પાછળ અર્લ ઓવ કરનારવન (પ્રોગ્રાંડ માસ્ટર) Pro Grand Master તથા અર્લ ઓવ લેઠેમ ડેપ્યુટી ગ્રાંડ માસ્ટર ચાલતા હતા, તેઓની સાથે એક હિંદુસ્તાનનો પ્રિન્સ પણ હતો, ત્યાર પછી બે જણા વાવટા લઈને આવ્યા તેઓની પાછળ "ગ્રાંડ સોર્ડ બેરઅર" નાગી તલવાર લઈને ચાલતો હતો અને સૌથી છેલ્લો પ્રિન્સ ઓવ વેલ્સ આવ્યો હતો જે વખ્તે તેને બધાઓ જે ઉભેલા હતા તેઓએ હુરરેના પોકારો તથા તાબરાથી વધાવી લીધો હતો તેનો ઘોઘાટ ઘણો મોટો લાગતો હતો પ્રિન્સે ખુરસી લીધા પછી તેની બેઉ બાજુપર તેનો ભાઇ તથા છોકરો બેઠા અને તેઓની પાસે અર્લ ઓવ કરનારવન તથા લેઠેમ બેઠા હતા અને પેહેલાની પાસે પેલો હિદુસ્તાનનો પ્રિન્સ કુચબીહારનો માહરાજા બેઠો હતો. પ્રિન્સે સભાનુ કામ શરૂ કર્યા પછી અર્લ ઓવ કરનાર

વને માનપત્ર પસાર કરવાને દરખાસ્ત કીધી જેને એર્લ આવ લેઠેમે ટેકો આપ્યો અને બધાઓના તાબરા તથા હુરરેના પોકારો વચ્ચે તે પસાર થઈ હતી. ત્યાર પછી રાણીની સલામતીનુ ગાયણ આરગીન પર વજાડી તેની સાથે બધા હાજર રહેલા ૬૦૦૦) માણસોએ તે ગાયું હતું જે ઘણુજ સરસ લાગતુ હતું. અમોએ જણાવવું જોઇએ છે કે આલબર્ટ હોલ જે ઘણો મોટો અને તેની બેઠકોના ૭ થી સાત દર છે તોબી તે એવી રીતે બાધ્ગો છે કે એક માણસ બોલે તોબી દરેક જગ્યાએ સંભલાય અને ૬૦૦૦ માણસો ગાય તોબી ઘોંઘાટ જેવું લાગે નહી અને તે મૂજબ આએ ૬૦૦૦ માણસો જે રાણીની સલા-મતીનુ ગીત ગાતા હતા તે ઘણુ સરસ સભળાતું હતુ એટલા બધા માણસોનું ગાનુ અમોએ પેહેલ વેહેલુંજ આજે સાંભળ્યું હતું અને તે ઘણું અસરકારક લાગતું હતું. એ પુરૂ થયા પછી ગ્રાંડ માસ્ટરે આસપાસનાં ગામોના મેસનોને ગ્રાંડ લોડજમાં ઓનરરી ઓધ્ધાઓ આપ્યા હતા જેઓ આસરે પચાશની ઉપર હશે. તેઓ દરેકને પ્રિન્સ પોતે શેકહેન્ડ કરી ઓહ્દાઓ આપતો તે વખ્તે હાજર થયલું લોક તાબરા ફોડતું હતું તેમા પેલા હિંદુસ્તાનના પ્રિન્સને પણ ઓનરરી ગ્રાંડ જુનીઅર વોરડનનો ઓધ્ધો આપ્યો તે વખ્તે તથા લંડનના હમણાના તથા અસલના લાર્ડ મેયરોની વખ્તેબી લોકોએ ખુબ જોરથી તાબરા ફોડયા હતા અને ખુશાલી બતાવી હતી એ ગ્રાંડ લોડજમાં આપણા એક જરથોસ્તી શેઠ દોરાબજી પેસતનજી કામા ગ્રાંડ ત્રેઝરર દાખલ પણ હાજર હતા. સઘળુ કામ ખલાસ થયા પછી જેમ આવ્યા હતા તેથી ઉલટુ સરઘસ કરી પ્રિન્સ ઓવ વેલ્સ પેહેલાં બાહાર ગયા હતા જે વખ્તે તેમને અતિ ઘણું માન તથા તાબ-રાનો આવકાર મળ્યો હતો એ આખી સભા સઘળી રીતે જોવા-લાયક હતી

**તા૦ ૧૪ મી જુન સને ૧૮૮૭**—આજે ખાનગી કામમા રોકાવાથી કંઇપે ગયા હતા નહી.

**તા૦ ૧૫ મી જુન સને ૧૮૮૭**—આજે "ટેમ્મીસ એમ્બે-ક્મેન્ટ" કરી જે ટેમસ નદીને કાંઠે રસ્તો બાંધ્યો છે ત્યા ગયા જ્યા

"કલીયોપેટરાસ નીડલ" ગોઠવેલી છે તે જોઇ હતી એ ઇહાની ઠંડી હવાને લીધે પોચા પથ્થરની હોવાથી અમોએ છેલ્લી સને ૧૮૮૧ મા જોઇ હતી તે કરતા તેની ઉપરનાં ચિત્રલિપિ (Hieroglyphic) અક્ષરો ધોવાઇ જતા જાય છે અને અમો ધારીયે છીયે કે થોડા બીજાં વર્ષોમાં જો એનો અટકાવ નહી કીધો તો તદન નીકળી જશે એ પથ્થરનું કોતરકામ જે સને ૧૫૦૦) ક્રાઇસ્ટની આગળ યાને આજે નજદીક ૩૪૦૦) વર્ષપર કીધેલું મિસરની હવાથી જેવુ ને તેવુ રહેલું હતું પણ ઇહાંની હવા જોયા મેલે સદતી નથી. એ "નીડલ"ની વિગત આગળ અમોએ આપેલી છે. અમો ત્યાંથી નદી કિનારેથીજ છેક શેહેરના લંડન બ્રીડજ સૂધી ચાલતા ગયા હતા અમો ચાલતા હતા તે બાજુની ઇમારતો રસ્તાને માથે સારી આવેલી છે પણ નદીને પેલે કાંઠેની જગ્યાપર મોટી વખારો બાંધી છે જે નદીનો દેખાવ સામો બગાડે છે. નદીની ઉપર અમોએ "વેસ્ટમીનીસ્ટર બ્રીડજ" જે "પાર્લામેંટ હાઉસ" આગળ આવ્યો છે ત્યાથી છેક "લંડન બ્રીડજ" જ્યાં શેહેર તથા વેપારની જગ્યા આવેલી છે ત્યાં સૂધીમા બધા મલીને ૪) પૂલો ઘણા સારી બાંધણીના જોયા હતા તેમાં "લંડન બ્રીડજ" ઘણો સરસ દીસે છે. નદીમાંથી નાની આગબોટો વારાફરતી છેક રીચમંડથી ગ્રીનીચ સુધી આવજાવ કરતી હતી જેમાં ઘણું લોક મજાહ કરવા નિકળી પડ્યું હતું. હમણાં ચાર પાંચ દિવસ થયા તડકું ઘણુ જોરથી પડે છે અને વર્તમાન પત્રમાં વાંચવા મુજબ બપોરના બાર વાગેને છાયડામાં ૮૧) ડીગરી અને ખુલ્લાં તડકામાં ૧૨૫) થી ૧૩૫ ડીગરી સુધી પારો ચહડે છે તોબી ઇહાંનું લોક એટલું તો તડકાને પસંદ કરે છે કે એ પ્રમાણે સ્ટીમરોમાં વગર છાયડાએ ફરવા નિકળે છે. અમોબી ખુલ્લા-માં એજ મુજબ ફર્યે છીયે પણ જે મુજબ વર્તમાન પત્રમા તાપ વાંચીયે છીયે તેવો ઇહાંની ઠંડી હવાને લીધે તે માલમ પડતો નથી. અમો કિનારે થઇને પછી શેહેરમાં દાખલ થઇને "સેંટપાલ"નુ દેવળ જોવા ગયા હતા જ્યાં એ વખ્તે ગાયન રોકી બંદગી ચાલતી હતી તે સાભળવાલાયક હતી. એ દેવળની વિગત સને ૧૮૮૧ના જેવી છે. તેમાંના યાદગારીના સ્તંભોમા જેનરલ ગોરડન જે હમણા સુડાનની

લડાઇ વખતે ખારટુમમાં માર્યો ગયો છે તેની યાદગારીનો સ્તંભ ઉભે- રા । છે તેને ઘોરશો આકાર આપી તેની ઉપર માણસના આખા કદનું એ જેનરલનું પુતળું સુતેલું મુકેલું છે પણ અમો તેની ઉપરની વિગત વાચી અજબ થયા હતા કે તે ઇંગલંડની રાજધાણી તરફથી મૂકાવાને બદલે મરનાર જેનરલના ભાઇએ તે મૂક્યું છે, જો કે જેનરલ ગોરડને અંગ્રેજોને વાસ્તે પોતાનો જીવ આપ્યો હતો. દેવળના દરવાજા- ની સાંમે કંપાઉડમાં વેલાતની આગલી રાણી એનનુ સંગેમરમરનુ પુતળુ જોવાલાયક સને ૧૮૮૬મા લંડનની કારપોરેશને મૂક્યુ છે ને ઉપર લખેલુ છે કે સને ૧૭૧૩ના સાલમા એ રાણીના વખ્તમાં એ સેંટપાલનું દેવળ બાંધીને તે વખ્તે એ રાણીનુ પુતળું ઇંહાં મૂક્યુ હતું ને કાહડી નાખીને આએ નવું પુતળું મૂક્યું છે

**તા૦ ૧૬ મી જુન સને ૧૮૮૭**—આજે આખો દિવસ બીજા પરચુટણ કામમા રોકાઇ ગયા હતા. રાતનાં ુરી લેન નાટકશાળામાં નોરમા (Norma) નો ખેળ હતો તે જોવા ગયા હતા જ્યાંના પડદા તથા એકટીંગ જોવાલાયક હતું.

**તા૦ ૧૭ મી જુન સને ૧૮૮૭**—આજે સાંજનાં "પાર્લામેંટ હાઉસ"મા "કોમનસો" ની બેઠક હતી ત્યાં સાંજે (Crimes Bill) ગુનાહને લગતા કાયદા ઉપર છેલ્લી તકરાર હતી તે જોવા ગયા હતા જ્યા ઘણા આયરલંડ તરફથી બિરાજતા સભાસદો જેઓ "હોમ રૂલરસો" (Home Rulers) ને નામે ઓલખાય છે તેઓએ તકરાર કીધા હતી અને દરેક "કલોઝ" વખ્તે વાંધો લેતા હતા અને તે દરખાસ્તમા ફેરફાર કરીને મુકતા અને હાથ ઊંચકતી વખ્તે તેની સામે Noes (નોસ) કરી બોલવાથી પ્રમુખ જે તરફેણમાં હોય તેઓને પોતાની જમની અને વિરૂદ્ધ હોય તેઓને ડાબી બાજુના ઓર- ડાઓમા જવા કહેતો અને ત્યા મત ગણનારાઓ તેઓને ગણીને પછી બધાઓ દીવાનખાનામા એકઠા થાય કે મતો દર એક ગમ જેટલા પડ્યા હોય તેટલા જણાવતા હતા અને સરકારની તરફેણમા મોટો ભાગ પડતો હતો મી૦ ગ્લાડસ્ટન પોતેબી હાજર હતો ને તઇ તેની

પક્ષવાળાઓ પણ વિરૂદ્ધની બાજુપર મત આપતા હતા વળી એક બીજો "ફલોઝ" સભાની સામે મુકયો કે "હોમરૂલ" વાળા તકરાર ચલાવવા માંડતા તેટલાં સભાનો મોટો ભાગ બહાર જતો અને વાતચીત કરવામા ગુજારતા હતા અને તકરાર શું થાય છે તેની દરકાર નહી કરતા હતા, પણ જ્યારે મત લેવાનું વળી આવ્યું કે તેઓને (whipper-in) કરીને સભાસદોમાથી ઠેડવેલા લોકો પાછા તેડી લાવતા અને સભાસદો આગળની માફક જૂદા જૂદા ઓરડામાં જતા હતા. આજે તકરારને લીધે ઘણા સભાસદો નજદીક ૪૦૦ ઉપર હાજર હતા અમો બે કલાક ત્યાં થોભીને પાછા ફર્યા હતા. "પાર્લામેંટ હાઉસ" ની ઈમારતની તથા બીજી વિગતો આગળ સને ૧૮૮૧મા આપેલી છે તેથી ઈહાં લખતા નથી.

**તા૦ ૧૮ મી જુન સને ૧૮૮૭**—આજે National Gallery છબીઓનો સગ્રહ જોવા ગયા હતા જ્યા ઘણો મોટો જથો દેશ પરદેશના ઉસ્તાદ ચિતારાઓનાં હાથનો કીધેલો ઘણો જોવાલાયક છે તેમાં નીચલા થોડાક ઉસ્તાદોનાં નામો જેઓના ચિત્રો ઘણા સરસ ગણાય છે તેના ઉતારી લીધા છે. Ruben (Flemish School) સને ૧૫૭૭થી ૧૬૪૦ સુધી જીવતો હતો, Rambrandt (Dutch School) સને ૧૬૦૭થી ૧૬૬૯, Corregio (Parmise School) સને ૧૪૯૪થી ૧૫૩૪, Titian (Venetian School,) Paolo Veronese (Venetian School) સને ૧૫૨૮થી ૧૫૮૮, Tintoretto (Venetian School) સને ૧૫૧૮થી ૧૫૯૪, Murillo (Spanish School) સને ૧૬૧૮ થી ૧૬૮૪, Valazquez (Spanish School) ૧૫૯૯ થી ૧૬૬૦, Salvator Rosa (Nepolitan School) Gasper Poussin (French School) ૧૬૧૩થી ૧૬૭૫, Hogarth (English School) ૧૬૯૭થી ૧૭૬૪, Gainsborough (English School) ૧૭૨૭થી ૧૭૮૮, Sir D Wilkie (English School) ૧૭૮૫થી ૧૮૪૧, Sir Edwin Landseer (English School) ૧૮૦૨થી ૧૮૭૩મા થઇ ગયલા હતા એ

મુજબ બીજા ઘણા ઊંચા ચિતારાઓનાં હાથનાં ચિત્રો ત્યા રાખેલાં છે. દરેક ચિતારાનાં ચિત્રો એક એકની પાસે મુકયાં છે અને કોઇનાં તો ઓરડાઓ ભરી નાંખી તે ઓરડાને ચિતારાનુ નામ આપેલુ છે. એ ચિત્રો સરકારે ખરીદ કીધા ઉપ્રાંત તેનો મોટો ભાગ ઇહાની રૈયતનાં લોકોમાથી કોઈ કોઈ શોખીને પોતાના વખ્તમા (Collection) સંગ્રહ કીધેલા તે વખ્તે પોતાના વસિયતનામામાં એને આપી ગયલા તેઓનાં નામો તસવીરો ઉપર તથા જેનો સંગ્રહ મોટો હોય તેનું, ઓરડાઓ ઉપર યાદદાસ્ત દાખલ લખે છે. આજે સાજના ઇહિંની જાણીતી નોર્થબ્રુક ઇંડીયન કલ્બમાં હિંદુસ્તાનના રાજવંશીઓને મળવા સારૂં એક મોટો મેળાવડો કીધો હતો ત્યા ગયા હતા જ્યા ઘણું લોક હાજર થયુ હતું. તેમાં આપણાં હિંદુસ્તાનના આગળા વાઇસરાયો લોર્ડ રીપન તથા લોર્ડ નોર્થબ્રુક ઉપ્રાંત લોર્ડ કીમબર્લી તથા બીજા ઉમરાવો જેઓ હિંદુસ્તાન માટે ઘણી કાળજી રાખે છે તેઓ તથા મુંબઈના માજી ગવરનર સર રીચર્ડ ટેમપલ તથા બીજા ઘણા સિવિલિયનો આવ્યા હતા. આપણા દેશની તરફના પણ ઘણા લોક ત્યા હાજર હતા પણ તેઓ ઘણા ખરા સઘળા જણ તદન અંગ્રેજી પોશાક તોપી સુધા પેહેરી આવેલા હોવાથી પારસી, હિંદુ, કે મુસલમાન ઓળખાઇ શકતા હતા નહી પણ સામળા મોઢાથી હિંદુસ્તાનના રેહેવાસીઓ છે કરી પીછાની શકતા હતા. દેશી બાનુઓમા બે પારસી તથા એક હિંદુ પરભુ જાતની ઓરત પોતાના દેશી પોશાકમા હાજર હતાં જેઓ ઉપર ઘણા જણાઓનુ તેઓના શોભીતા પોશાકને લીધે ધ્યાન ખેંચાયુ હતુ. વળી ત્યા હિંદુસ્તાનના દેશી લશ્કરના દેશી અમલદારો જેઓબી હમણા રાણીની જુબીલીમા ભાગ લેવા આવ્યા છે તેઓએ પણ ઘણુ ધ્યાંન ખેચ્યું હતુ. તેઓ સઘળા સુટી કાહાડેલા કદાવર તથા સોહામણા માણસો દેશી લશ્કરી કસબી પોશાકમા આવ્યાથી ઘણા શોભતા હતા અને તેઓ સાથે ઘણુ લોક તેમા ખસુસ કરી મડમ સાહેબો વાત તથા શેકહેન્ડ ખુબ કરતા હતા રાજવંશીઓને આજે રાણીજીની મુલાકાત લેવા વીન્ડસર કેસ્ટલમા બોલાવેલા હોવાથી તેઓને ત્યાથી આવતાં ઘણુ

અવારૂ થયુ હતુ. તેઓમા મહારાજા હોલકર તથા લીમડી તથા મોરવીના ઠાકોરો તથા કચ્છના રાવ તથા બીજા પ્રિન્સો આવ્યા હતા જેઓની ખુબ માવજત આપણા આગળા ગવરનર જેનરલો તથા ગવરનરો કરતા હતા અને આમનસામન ઘણી ઓળખાણ--પીછાન કરવી હતી, આ તકે નોર્થબ્રુક ઈંડીયન કલ્બ વિષે અમોએ નોંધ લેવી જોઇયે કે એ કલબમા હિંદુસ્તાનને લગતા નજદીક ૪૦૦) સભાસદો છે અને આપણાં દેશથી જે અનજાણ્યા આવે છે તેઓને ત્યા બીજા દેશીઓ સાથે મુલાકાત વારા ફરતી થાય છે તથા બપોરના ખાનુ લેવા ઘણા જણા આવે છે તેથી ઘણી ફાયદાકારક એ કલબ આપણા લોકોને થઇ પડી છે.

તા૦ ૧૯ મી જુન સને ૧૮૮૭—આજે સહવારના આગબોટમાં "ચેરીગ ક્રાસ પીયર" પરથી બેસી થેમ્સ નદીની સેહેલ કરતા હેમ્પ્ટન કોર્ટ પેલેસપર ગયા હતા. એ નદીની એક બાજુપર સાદી રોણકદાર ઇમારતો અને બીજીગમ વખારો થોડાએક ટપ્પા સુધી આવે છે પણ ત્યાર પછી Chelsea (ચેલસી) નામની જગ્યાથી મજેની લીલોતરીનાં ખેતરો તથા બાગો અને બંગલાઓ દિસવા લાગ્યા જેનો દેખાવ છેક હેમ્પટન કોર્ટ સુધીનો ઘણો સારો હતો ટપ્પે ટપ્પે પૂલો દરેક જુદી જુદી બાંધણીના સારા દેખાવના મલતા હતા તેમા "બેટરસી પાર્ક" ના પૂલની બાંધણી ઘણી સારી હતી આલબર્ટ પૂલ ઝુલતો સાંકલનો કીધેલો છે તેથી જોવાલાયક છે. રીચમંડ મુકયા પછી નદી ઉંચાણ જગ્યામાં જાય છે તેપર જવા "લોક" (Lock) કીધેલો છે (જે બાબેની વિગત અમે સને ૧૮૮૧ની નોંધમાં કેલીડોનીયન કનાલ પસાર કીધી તે વખતે "લોકસ" ની આપી છે તેને મલતી છે) તે પસાર કરવા સારૂ આગળ બીજી આગબોટો હોવાથી અમોને નજદીક એક કલાક થોભવુ પડયુ હતુ પણ કટાળા જેવુ નહીં લાગ્યુ કારણકે આજે આતવાર હોવાથી મેકડો બોટો ભરી લોકો ફરતુ હતું. એ બોટો નાની એક યા બેથી ૧૦) માણસો બેસી શકે તેવી હતી. કોઇમાં એક મરદ હલ્લેસાં મારે અને એક ઓરત સાંમે બેસીને સુકા-

ન ફેરવે, કોઈમા એક મરદ તથા એક ઓરત મલી બે જણ હલ્લેસાં મારે, કોઇમાં હલ્લેસાં નહી મારનારાં ગીતો ગાય, કોઈ પોતાની બોટ કિનારે ઝાડ સાથ બાંધીને લીલોતરીની જમીન ઉપર સુઇ યા બેસીને ચોપડીઓ વાંચે, કોઇ મજાહ મારે. એ મુજબ અમોને છેક ચેરીંગ ક્રાસથી તે હેમ્પટન કોર્ટ સૂધી આખો વખ્ત મળ્યા કીધું હતું. જુદાં જુદાં ગામો યા ગામડાંઓને કાંઠે બોટો ભાડે આપવાની રાખેલીઓ હતી જે ઘણું લોક મજાહ કરવા લેતું હતુ. એ મુજબ જોતાં છેક બપોરનાં ત્રણ વાગે અમો હેમ્પટન કોર્ટના મેહેલની સામેજ જઇ કિનારે ઉતર્યા હતા. સ્ટીમર જોકે નાધલી હતી તોબી તેમાં ખાવા પીવાની તથા બેસવાની ગોઠવણ સારી કીધેલી હતી. અમારી સાથે ઓછામાં ઓછા બસેથી હઢીસો માણસો એ સ્ટીમરમાં હશે અને એવી સ્ટીમરો આખો દિવસ થેમ્સ નદીપર ફરતી હતી જેમાં લોકો છેક ગ્રિનીચ સુધી એક બાજુ અને હેમ્પટન કોર્ટ સૂધી બીજી બાજુ- એ મોજ કરવા નીકળી પડયુ હતું આજે સુરજ પણ જરા જોરમાં હતો અને તાપ લાગતો હતો તોબી પવનની લેહેકીથી ઘણો માલમ પડતો હતો નહીં હેમ્પટન કોર્ટમાંના ભરતકામના પડદા તથા ચિત્રો તથા બાગ સઘળું જોઇને અમો આગની ગાડીમાં પાછા લંડન આવ્યા હતા. હેમ્પટન કોર્ટના મેહેલની વિગત આગળી ચોપડીમા લખેલી છે.

તા૦ ૨૮ મી જુન સને ૧૮૮૭—આજે સહવારનાં કલાક ૧૧ની રેલમા બેસીને અત્રેની વખણાયલી કેમબ્રીડજની યુનિવરસીટી તથા પાઠશાળાઓ જોવા ગયા હતા. અમોને અત્રે રેહેલા ભાઇ નવરોજી દાદાભાઈ આલબલેસે પોતાને ત્યા કેમબ્રીડજમાં કેયસ (Caius) કાલેજના ઓરડામાં ઉતારો તથા બપોરની મેજમાની આપી સઘળે રંગી બનાવ્યુ હતું એ કેમબ્રીડજ શેહેરમા બધા મલીને આસરે ૧૭ પાઠશાળામા આસરે ૩૦૦૦) છોકરાઓ ઉંચી પદવીની કેળવણી લીએ છે અને તેમાના અરધો ભાગ પાઠશાળાની ખુદ અન્દર ઓરડાઓ ભાડે લઇને રેહે છે અને પાઠશાળાઓમા હાજરી આપે છે અમોએ એ પાઠશાળાની ટ્રિનીટી, કીંગ્સ તથા કેયસ (Caius)

પાઠશાળાઓ જોઇ હતી કે જેમાં એક દેવળ (Chapel) પુસ્તકશાળા, ભાષાણ કરવા ઓરડો જુદા જુદા રાખે છે તેમાં કીંગ્સ પાઠશાળાનુ દેવળ ઈહાં સૌથી મોટું છે તથા તેમા કાચની રંગીન બારીઓ પણ જોવાલાયક છે. એ પાઠશાળાઓ આગળા ઇંગલડનાં રાજા રાણી ઓએ તથા કોઇ કોઇ પૈસાદાર લોકોએ મોટા ફંડો કહાડી સ્થાપી છે તેના ઉસ્તાદો મોટા પગારો વર્ષ દહાડે એક હજારથી પંદરમો પાઉં આપી રાખેલા છે છોકરાઓની પાછળ બીજી રીતે તપાસ ઘણી માગી લીયે છે. તેઓને અરધો દિવસ લેકચરો તથા લેસનો આપે છે, બાકી નો અરધો દિવસ તેઓ ક્રિકેટ તથા બોટની રમતો કરે છે દરેક પાઠશાળાની પાછળ મજેના "પાર્ક" જેવી જગ્યા ઝાડ પાન તથા ઘાસની લીલોતરીથી ભરેલી રાખી છે અને તેઓની પાછળ નદીનુ નાલું વહે છે જ્યાં તેની ઉપર પૂલો દરેક પાઠશાળાના અલાહેધા બાંધેલા છે છોકરાઓને રાતના ૧૦ વાગેને કોલેજની અંદર આવવાની ફરજ છે નહીં તો તેને દંડની તથા તેથી નહી સમજે તો કાહાડી મૂકવાની સજા કરે છે. તેઓની તપાસ સારૂં "પ્રોકટરસો" નામના માણસો હમેશાં મોહોલ્લાઓમાં ફર્યા કરે છે અને તેવા રખડતા છોકરાઓના નામો તેઓ લઇ સહવારે શિક્ષકોને તે જણાવે છે. દરેક છોકરાંને યુનિવર્સિટીનો જભ્ભો રસ્તામાં સાજનાં ૭ વાગા પછી ફરે ત્યાં પેહેરવાનો હુકમ છે જભ્ભો પેહેરેલો હોય ત્યારે તેનેથી મસ્તી તોફાન થાય નહી અને બીડી વટીક પીવાય નહી. દરેક છોકરાથી તેના રેહેવાના ઓરડાનાં ભાડા સાથે બધો મલીને આસરે બસોથી ત્રણસે પાઊંડના વર્ષ દહાડે ખર્ચમાં રેહેવાઇ શકાય છે. પાઠશાળામાના શિખે લાઓમાથી જેઓએ દુનિયામા નામ કાહડયાં હોય તેઓના પુતળાઓ તે પાઠશાળાઓમાં મૂકેલા છે કીંગ્સ પાઠશાળામા મીલટન, બાયરન, બેરન તથા બીજા ધણ.ઓનાં અર્ધ બાવળા રાખેલા છે મીલટને "પેરેડાઈઝ લોસ્ટ" નામની જે વખણાયલી કવીતા લખી હતી તેની પેહેલી શરૂઆત તેના પોતાના અક્ષરની લખેલી ઇહાં રાખેલી છે તથા પુસ્તકશાળામા ઘણી જુની તથ' સારી કેતાબો રાખેલી છે. ઇહા વળી એક યુનીયન સોસાયટી કલ્બ કરીને ઉભી કીધેલી છે જ્યાં એક પુસ્ત

કશાળા ઉપરાંત તકરાર કરવાની કલબ રાખી છે. જેનું એક દીવાનખાનું પાર્લામેટના હાઉસ ઓવ કામનસના દીવાનખાનાને મલતું કીધેલું છે જેમા રાજ્યદ્વારી બાબદોની તકરારો પાઠશાળામાં શિખતા છોકરાઓ કરે છે અને જેઓને પાર્લામેંટમા પાછળથી સામેલ થવાનું હોય છે તેઓ ત્યાં શી રીતે તકરારો કરવી તથા ચાલવુ તે શિખે છે. પાઠશાળાઓમાં બધા મલી છ મહીના છુટી મળે છે તે વખ્તે પાઠશાળામાં રેહેવાને કોઇને હુકમ નથી. અમો આજે કેમબ્રીડજમાં ગયા ત્યારે લોક ઘણું કીંગ્સ પાઠશાળાના દેવળ આગળ તથા યુનિવર્સિટિ હોલ આગળ મળ્યુ હતુ. ખબર કાહાડતા માલમ પડયુ કે આજે જેઓએ પરિક્ષાઓ પસાર કીધી હશે તેઓને સેનેટ (Senate) સનદ આપવાની છે તેમાં લાર્ડ મેયર ઓવ લડનનેબી નામની પદવી આપવાની હોવાથી તે ઇહા આવ્યો હતો તેને જોવા બધું લોક મળ્યું હતું અને આવતી કાલે રાણીની જુબીલીની ધામધુમનો દિવસ હોવાથી બધે જગેજગ વાવટાઓ તથા ફુલ પાનના શણગારો કીધેલા હતા તેથી બધો દેખાવ રળીયામણો લાગતો હતો. કુચબીહારના માહરાજાનેબી આજે કાંઈ જોવા મેલે નામની સનદ આપી હતી કારણકે તેવણુબી યુનિવર્સિટિના જલ્લામા બીરાજ્યા હતા. લોર્ડ મેયર પોતાની લંડનની ભભકાદાર ગાડી લઇ આવેલા હતા તેને બધેબધ ખુશાલીના પોકારોથી લોકોએ વધાવી લીધો હતો તે પાછા અમારી ટ્રેનમાંજ લંડન આવ્યા તે વખ્તે કેમબ્રીડજના સ્ટેશનપર હજારો લોક તેને માન આપવા હાજર થયલુ હતુ કેમબ્રીડજ શેહેર માફકસરનુ છે ત્યાની પાઠશાળાઓ સિવાય બીજું કશું જોવાલાયક નથી. એની વસ્તી આસરે ચાલીસથી પાસતાલીસ હજારની છે એ શેહેર જાણે યુનિવર્સિટિનુ બનાવેલું હોય તેમ ત્યાના સઘળા ધારાઓ તથા કામકાજ એજ ચલાવે છે જેનો વડો ચેનસેલર હાકમ હોય તેમ ગણાય છે એ શેહેર કેમ નદી (Cam) ઉપર આવેલુ હોવાથી તેને કેમબ્રીડજ કહે છે. સાતમી સદીથી એ જગ્યાપર યુનિવર્સિટિ ઉભી થયલી કહેવાય છે પણ તેને ત્રીજા હેનરીએ સને ૧૨૩૧ મા (Incorporate) ઇનકોરપોરેટ કીધી હતી અને ઘણીખરી પાઠશાળાઓ એડવર્ડ પેહેલાના વખ્તમા ત્યા સ્થા-

પાઠશાળાઓ જોઇ હતી કે જેમા એક દેવળ (Chapel) પુસ્તકશાળા, ભાષાણ કરવા ઓરડો જુદા જુદા રાખે છે તેમાં કીંગ્સ પાઠશાળાનુ દેવળ ઈંહાં સૌથી મોટુ છે તથા તેમા કાચની રંગીન બારીઓ પણ જોવાલાયક છે. એ પાઠશાળાઓ આગળા ઇંગલંડના રાજા રાણીઓએ તથા કોઇ કોઇ પૈસાદાર લોકોએ મોટા ફંડો કહાડી સ્થાપી છે. તેના ઉસ્તાદો મોટા પગારો વર્ષ દહાડે એક હજારથી પંદરસો પાઊંડ આપી રાખેલા છે. છોકરાઓની પાછળ બીજી રીતે તપાસ ઘણી સારી લીયે છે. તેઓને અરધો દિવસ લેકચરો તથા લેસનો આપે છે, બાકીનો અરધો દિવસ તેઓ ક્રિકેટ તથા બોટની રમતો કરે છે દરેક પાઠશાળાની પાછળ મજેના "પાર્ક" જેવી જગ્યા ઝાડ પાન તથા ઘાસની લીલોતરીથી ભરેલી રાખી છે અને તેઓની પાછળ નદીનુ નાલું વહે છે જ્યાં તેની ઉપર પૂલો દરેક પાઠશાળાના અલાહેધા બાંધેલા છે. છોકરાઓને રાતના ૧૦ વાગેને કોલેજની અંદર આવવાની ફરજ છે, નહીં તો તેને દંડની તથા તેથી નહી સમજે તો કાહાડી મૂકવાની સજા કરે છે. તેઓની તપાસ સારૂં "પ્રોકટરસો" નામના માણસો હમેશાં મોહોલ્લાઓમાં ફર્યા કરે છે અને તેવા રખડતા છોકરાઓના નામો તેઓ લઇ સહવારે શિક્ષકોને તે જણાવે છે. દરેક છોકરાને યુનિવર્સિટીનો જભ્ભો રસ્તામા સાજના છ વાગા પછી ફરે ત્યારે પેહેરવાનો હુકમ છે. જભ્ભો પેહેરેલો હોય ત્યારે તેનેથી મસ્તી તોફાન થાય નહી અને બીડી વટીક પીવાય નહી. દરેક છોકરાથી તેના રેહેવાના ઓરડાનાં ભાડાં સાથે બધો મલીને આસરે બસોથી ત્રણસો પાઊંડના વર્ષ દહાડે ખર્ચમાં રેહેવાઇ શકાય છે. પાઠશાળામાંના શિખેલાઓમાંથી જેઓએ દુનિયામા નામ કાહડયાં હોય તેઓના પુતળાઓ તે પાઠશાળાઓમાં મૂકેલા છે. કીંગ્સ પાઠશાળામાં મીલટન, બાયરન, બેકન તથા બીજા ઘણાઓનાં અર્ધ બાવળા રાખેલા છે મીલટને "પેરેડાઈઝ લોસ્ટ" નામની જે વખણાયલી કવીતા લખી હતી તેની પેહેલી શરૂઆત તેના પોતાના અક્ષરની લખેલી ઇહા રાખેલી છે તથા પુસ્તકશાળામા ઘણી જુની તથા સારી કેતાબો રાખેલી છે. ઇહા વળી એક યુનીયન સોસાયટી કલ્બ કરીને ઉભી કીધેલી છે જ્યાં એક પુસ્ત-

કશાળા ઉપરાંત તકરાર કરવાની કલબ રાખી છે. જેનું એક દીવાન-ખાનું પાર્લામેંટના હાઉસ ઓવ કોમનસના દીવાનખાનાને મલતું કીધેલું છે જેમા રાજ્યદ્વારી બાબદોની તકરારો પાઠશાળામાં શિખતા છોકરાઓ કરે છે અને જેઓને પાર્લામેંટમાં પાછળથી સામેલ થવાનું હોય છે તેઓ ત્યાં શી રીતે તકરારો કરવી તથા ચાલવુ તે શિખે છે પાઠશાળાઓમા બધા મલી છ મહીના છુટી મળે છે તે વખ્તે પાઠશાળામા રેહેવાને કોઇને હુકમ નથી. અમો આજે કેમબ્રીડજમાં ગયા ત્યારે લોક ઘણું કીંગ્સ પાઠશાળાના દેવળ આગળ તથા યુનિવર્સિટિ હોલ આગળ મળ્યુ હતુ. ખબર કાહાડતા માલમ પડયું કે આજે જેઓએ પરિક્ષાઓ પસાર કીધી હશે તેઓને સેનેટ (Senate) સનદ આપવાની છે તેમાં લાર્ડ મેયર ઓવ લડનનેબી નામની પદવી આપવાની હોવાથી તે ઇહા આવ્યો હતો તેને જોવા બધું લોક મળ્યું હતું અને આવતી કાલે રાણીની જુબીલીની ધામધુમનો દિવસ હોવાથી બધે જગેજગ વાવટાઓ તથા ફુલ પાનના શણગારો કીધેલા હતા તેથી બધો દેખાવ રળીયામણો લાગતો હતો. કુચબીહારના માહરાજાનેબી આજે કાઈ જોવા મેલે નામની સનદ આપી હતી કારણકે તેવણુબી યુનિવર્સિટિના જભ્ભામા બીરાજ્યા હતા. લોર્ડ મેયર પોતાની લંડનની ભભકાદાર ગાડી લઇ આવેલા હતા તેને બધેબધ ખુશાલીના પોકારોથી લોકોએ વધાવી લીધો હતો તે પાછા અમારી ટ્રેનમાંજ લંડન આવ્યા તે વખ્તે કેમબ્રીડજના સ્ટેશનપર હજારો લોક તેને માન આપવા હાજર થયલું હતુ કેમબ્રીડજ શેહેર માફકસરનું છે. ત્યાની પાઠશાળાઓ સિવાય બીજું કશું જોવાલાયક નથી. એની વસ્તી આસરે ચાલીસથી પીસતાલીસ હજારની છે એ શેહેર જાણે યુનિવર્સિટિનુ પોતાનું હોય તેમ ત્યાંના સઘળા ધારાઓ તથા કામકાજ એજ ચલાવે છે જેનો વડો ચેનસેલર હાકમ હોય તેમ ગણાય છે. એ શેહેર કેમ નદી (Cam) ઉપર આવેલુ હોવાથી તેને કેમબ્રીડજ કહે છે. સાતમી સદીથી એ જગ્યાપર યુનિવર્સિટિ ઉભી થયલી કહેવાય છે પણ તેને ત્રીજા હેનરીએ સને ૧૨૩૧ માં (Incorporate) ઇનકોરપોરેટ કીધી હતી અને ઘણીખરી પાઠશાળાઓ એડવર્ડ પેહેલાના વખ્તમાં ત્યાં સ્થા-

પાઈ હતી, દરેક પાઠશાળા પોતે પોતાનો વહીવટ જુદો ચલાવે છે અને તેઓમાંથી ચુટી કાહેલાઓ યુનિવર્સિટિનો વહીવટ ચલાવે છે. સૌથી પેહેલી પાઠશાળાઓ સેટપીટરની કહેવાય છે જે સને ૧૨૫૭ માં હીઉ ડી બલસામ કરી એલાઈનો પાદરી હતો તેણે સ્થાપી હતી. અમો જે પાઠશાળામાં ઉતર્યા હતા તે સને ૧૩૪૯ માં Gonville અને Caius કરીને ગ્રહસ્થોએ સ્થાપી હતી. કીંગ્સ પાઠશાળા સને ૧૪૪૧ માં છઠા હેનરીએ સ્થાપી હતી જેનું દેવળ અમે ઉપર લખ્યું તે ઘણું સરસ છે બધી પાઠશાળાઓમાં ટ્રીનીટી (Trinity) પાઠશાળા સૌથી સરસ ગણાય છે જે આઠમા હેનરીએ સને ૧૫૪૬ મા સ્થાપી હતી. એની પુસ્તકશાળા ઘણી સરસ છે તથા રંગેલાં ચિત્રો પણ તેમાં સારાં છે. ઈંગલંડના રાજાઓ જ્યારે કેમબ્રીડજ જાય છે ત્યારે એ પાઠશાળાના શિક્ષકોનાં રેહેઠાનમાં ઉતારો લીયે છે. એ પાઠશાળામાં ઈંગલંડના ઘણા ખરા મોટા પાદરીઓ તથા આર્ચબીશપો શિખેલા છે. એમા યુનિવર્સિટિ હોલમાં પેહેલા તથા બીજા જ્યોર્જનાં પુતળાઓ છે. યુનિવર્સિટિની પુસ્તકશાળા ઘણી મોટી છે કારણકે ઈંગલંડમાં છપાતી બધી ચોપડીઓની એક એક નકલ ઈહાં ભેટ આવે છે. અમો સઘળુ જોઈને સાંજના ૭ વાગેને પાછા લંડન આવ્યા હતા. રાતના હાઉસ ઓવ કોમન્સમાં બીજી વખ્ત તકરાર હતી તે જોવા ગયા હતા અને ઈહાંનું લોક કેવું અસરાફ છે તેનો એક દાખલો અમે જોયો હતો. અમોને પાર્લામેંટ બેસે છે તે ઓરડામાં જવાની આગળથી ટીકીટ આપેલી હતી પણ જ્યારે ત્યાં ગયા ત્યારે જરા અવારૂં થવાથી અમોને આપેલી જગ્યા તદન ભરાઈ ગયેલી હોવાથી ત્યાંના રખેવાળે દીવાનખાનાના બારણાની બહારજ ઉભા રાખી કહ્યું કે અંદરથી જેવી એક બેઠક ખાલી થશે કે તમોને જવા દઈશું તેટલાં એક પાર્લામેંટનો સભાસદ અંદરથી બહાર આવ્યો. તેને અમોને આપણા પારસીઓની પાઘડી સાથના પોશકમા જોઇને મારી પાસે આવી પુછ્યું કે તમો શું મુંબઈના પારસી છો અને અંદર જોવાં જવા માગો છો? અમોએ હા પાડી. અમારી ટિકિટ બતાવીને વિગત જાહેર કીધી તેથી પોતે કહ્યું કે હું પારસીઓને વાસ્તે સારૂં

માન ધરાવું છું અને તમોને ઇંહા જગ્યા નથી મળતી તો 'સર્વેથી સરસ જગ્યા એલચીઓ બેસે છે ત્યાંની અપાવું' કરી પોતે સાથે આવી અમોને તે જગ્યાપર બેસાડી ગયો હતો અમોએ તેનુ નામ પુછતા તે મુંબઈની જાણીતી પેહેડી એડવર્ડ બેટસની કંપનીનો વડો ભાગ્યો પોતે સર એડવર્ડ બેટસ માલમ પડયો હતો.

એ ઊપરથી માલમ પડે છે કે આપણા પોશાકને ઈંહાના સારા માણસો કેટલું માન આપે છે ઇંહાના જરથોસ્તી તથા હિંદુસ્તાનના બીજા રેહેવાસીઓ આવી ઇંગ્રેજી તોપી તથા પોશાક પેહેરે છે તે તેઓ પસંદ કરતા નથી. પણ હિંદુસ્તાનીઓ જો રસ્તામા પોતા-નો પોશાક પેહેરી ફરેછે તો હલકા માણસો તેઓને રસ્તામાં ઘણા વગોવે છે અને પાછળ ટોળાં થઈને મશકેરી ઠઠા કરેછે તેથી રસ્તે ચાલતા આપણો પોશાક પેહેરી શકતા નથી પણ જો બાહરના મોટા મેળાવડાઓમા આપણો પોશાક રાખે તો તેથી આપણને માન સારૂં મળેછે, અને સર્વે જણા આપણી પાસ આવી ઓલખ કરી આપણની બધી રીતે માવજત કરેછે. પણ જો તેવા મેળાવડામા ઇંગ્રેજી પોશાકે ગયા તો કોઈ કોશુબી દેતુ નથી પણ તોબી દિલ્લગીર છીયે કે આપણા લોકો તેવા મેળાવડામા વટીક આપણી પાઘડી પેહેરતા નથી. અમોને એવા ઘણા દાખલા બન્યા છે અને આપણી પાઘડીને લીધે અમોને ઘણા ઘણા સારા માણસો સાથે વગર ઓળખાણુ કરાવવે ઓળખાંણ થઇ છે. હજીબી દરરોજ નવી ઓળખો થતી ચાલુ રહેછે. અમો પોતે કબુલ કરીએ છીયે કે રસ્તામા જો ચાલતા ફરવા તથા દેખાવો જોવા જઇએ છીયે ત્યારે અમોનેબી નાચારીએ ઇંગ્રેજી તોપી પેહેરવી પડે છે, નહીં તો રસ્તામા ખચીત ફજેતી ઘણી થાયછે પણ ખાનગી યા જાહેર મેળાવડાઓમાં પાઘડી પેહેરી જવાથી અમોને સારૂં માન મળવા ઉપ્રાત અમારી આગતાસ્વાગતા સારી થાયછે.

તા૦ ૨૧ મી જુન સને ૧૮૮૭—આજે આપણી મહારાણી વિક્ટોરિયાને તખતપર બેહાને ૫૦ વર્ષ પુરા ગઇ કાલે થયા તેની ખુશાલીનો

જુબીલી દિવસ હતો અને રાણીજી પોતે વેસ્ટમીનીસ્ટર એબીમાં તે સારૂં શુકરગુજારી કરવા પોતાનાં આખાં કુટુંબ તથા યુરોપના તથા હિંદુસ્તાનના રાજવંશીઓ તથા ઈહાંના ઊમરાઓ સાથે જવાનાં હતાં તે જોવા સારૂં (આજે નજદીક બે અઠવાડિયાં થયાં ધામધુમ ચાલુ છે) લોક છેક સહવારના સાત વાગેથી બધેબધ તે રસ્તાઓ ઉપર એકઠું થવા માંડ્યુ હતું. બધા રસ્તા ઉપર તથા ઘેરો ઉપર આ કારણ સારૂં વાવટાઓ તથા ફુલ પાનની તોરણો, આરપાર દેખાય એવાં ચિત્રો તથા બીજી જાત જાતની ધામધુમો કરી મુકી હતી અને રાણીનું સરઘસ જોવા જગેજગ મોટા માચડાઓ મજેના શણગાર કીધેલા ઉભા હતા. એ માચડાઓપર બેસીને જોવાની દરેક જગ્યા એકથી પાચ ગીનીની કિમ્મતે વેચાતી હતી કોઈ કોઈ માચડાઓ તો ૧૫૦૦ થી ઉપર માણસો બેસે તેવા મોટા હતા. તે સઘળા આઠ વાગામાં લોકોથી ભરાઈ ગયા હતા. એ રસ્તાઓપર આવેલી હવેળીઓની બારીઓ વટીક લોકોએ નહી મનાય એવી કિમ્મતો આપી ભાડે રાખી હતી. એક પીક્કેડીલીની હવેળીની બે બારીઓ પેહેલાં કોઈએ બસો પાઊંડે ભાડે રાખી, તેણે ચારસોએ બીજાને વેચી, જેની પાસથી ત્રીજા ધણીએ છસો પાઊંડે યાને નજદીક ૨૮૪૦૦ લેખે ભાડે લીધી હતી. અમારે માટે વેસ્ટમીનીસ્ટર એબીમાં બેઠકની ટિકિટો આવેલી હતી ત્યાં અમો ગયા હતા. અમોને દેવળના દક્ષીણ તરફના બારણા તરફ કોયર ગેલરીપર જગ્યા મલી હતી અને જોકે બધી ટિકિટો ઉપર આંક માડેલા હતા તોબી જ્યાં ગમે ત્યાં લોકોને બેસવાની છુટ હતી તેથી અમો સકારેથી ગયાથી પેહેલી હારમાં બેઠા હતા અને જોવાને સારૂં બન્યું હતું અને ક્રિયા કરવાની ઊંચી જગ્યા છે તે બરાબર અમારી સામે આવી હતી અને રાણીની તથા બીજી બાદશાહી ખાનદાનની બેઠકો અમારા બરોબર મોઢાં સામે વીશ ફીટ દુરથી દીસતી હતી. અમારી જગ્યા ઊંચાંણ હોવાથી ત્યાંથી ઘણું સરસ જોયું હતું. નવ વાગામાં તો સઘળી જગ્યા લોકોથી ચીકાર ભરાઇ ગઇ હતી અને સાંભળવા મુજબ ૯૦૦૦) ટિકિટો દાખલ થવા સારૂ છપાઈ હતી તેમાં બધા ઊમરાવો, પાર્લામેંટના સભાસદો, લસ્કરી

મોટા અમલદારો, સરકારી નોકરીમાંના મોટા અમલદારો તથા તે સબંજાઓની બાનુઓ ઉપ્રાંત સંસ્થાનો તથા હિંદુસ્તાનથી આવેલા લોકોને અંદર જવાની ટિકિટો ઘણી ચીપી ચીપીને આપી હતી. રાણીની સવારીની આગમજ જૂદાંજૂદાં દર ૦। કલાકને અંતરે ૭ સરઘસો નીકળ્યાં હતાં જેમાંનું પેહેલું રાણીના ખાનદાનનાં ન્હાનાં છોકરાંઓનું ગાડીમાં બેસીને નીકળ્યું હતું. તેના પછી હિંદુસ્તાનના રાજાઓ તથા સરદારો યા તેઓની તરફથી આવેલા પ્રતિનિધિઓની ૧૧) ગાડીઓ લશ્કરી "બોડીગાર્ડો" સાથે નીકળી હતી. ત્રીજું સરઘસ રાણીના જરા દુરનાં સગાંઓનુ ત્રણ ગાડી ભરીને ગયુ હતું. ચોથાં સરઘસમાં ઈરાંન, તરકી, સીઆમ અને જાપાનના રાજવંશીઓ ઈહિાં એલચી દાખલ આવેલા છે તેઓ તથા હાવાઇયન (પેસીફીક સમુદ્રમાં ટાપુ છે તેની) રાણી તથા તેણીની છોકરીનું હતું. પાંચમાં સરઘસમાં હાલ જે યુરોપના રાજવશીઓ આવેલા છે તેઓની સાથે આવેલા ઉમરાવોનું ૧૫ ગાડીઓ ભરીને નીકળ્યું હતું અને છઠ્ઠું અને છેલ્લું સરઘસ રાણીજીનું પોતાનું તથા તેવણના કુટુંબનું નીકળ્યું હતું. તેમાં ૧૧ ગાડીઓ ભરીને છોકરીઓ તથા તેઓની અને છોકરાઓની છોકરીઓ તથા વહુઓનું હતુ અને રાણીજીની ગાડીની આસપાસ તેવણના છોકરાઓ તથા જમાઇઓ તથા છોકરીઓના જમાઇઓ ઘોડેસ્વાર થઇને ચાલતા હતા અને પાછળથી "બોડીગાર્ડસો"થી ઘોડેસ્વાર સરઘસનો છેડો આવ્યો હતો. અમે વેસ્ટમીનીસ્ટર એબીમાં હોવાથી અલબતાં એ ગાડી ઘોડાનું સરઘસ જોઇ શક્યા હતા નહીં પણ વર્તમાન પત્રોથી વિગત લખી છે. છેલ્લા સરઘસની બધી ગાડીઓમાં ચાર ઘોડાઓ તથા રાણીજીની પોતાની ગાડીમાં ૭ ઘોડા અને બાકીના સરઘસોની ગાડીઓમાં બબે ઘોડા જોડેલા હતા. એ સઘળી ગાડીઓ રાણીજીએ પોતે પુરી પાડી હતી અને તેઓનો ઠાઠમાટ ઘણો જોવાલાયક હતો. જ્યારે દેવળની ક્રિયા પુરી થઇ ત્યારે અમે ત્યાંથી જલદી બાહાર નીકળી આમાંના મોટા ભાગની ગાડી સરઘસ રોકે પાછી જતાં જોઇ હતી. ચાર ઘોડાવાળી ગાડીઓ ઘોડાપર બેઠેલાં માણસો હાંકતા હતા અને ગાડીની પાછળ ત્રણ ત્રણ ઘોડાવાળાઓ બધા કસબી પોશાકોમાં

જુબીલી દિવસ હતો અને રાણીજી પોતે વેસ્ટમીનીસ્ટર એબીમાં તે સારૂં શુક્રગુજારી કરવા પોતાનાં આખાં કુટુંબ તથા યુરોપના તથા હિંદુસ્તાનના રાજવંશીઓ તથા ઈહાંના ઊમરાઓ સાથે જવાનાં હતાં તે જોવા સારૂં (આજે નજદીક એ અઠવાડિયાં થયાં ધામધુમ ચાલુ છે) લોક છેક સહવારના સાત વાગેથી બધેબધ તે રસ્તાઓ ઉપર એકઠું થવા માંડ્યું હતું. બધા રસ્તા ઉપર તથા ઘેરો ઉપર આ કારણ સારૂં વાવટાઓ તથા ફુલ પાનની તોરણો, આરપાર દેખાય એવાં ચિત્રો તથા બીજી જાત જાતની ધામધુમો કરી મુકી હતી અને રાણીનું સરઘસ જોવા જગેજગ મોટા માચડાઓ મજેના શણગાર કીધેલા ઉભા હતા. એ માચડાઓપર બેસીને જોવાની દરેક જગ્યા એકથી પાચ ગીનીની કિમ્મતે વેચાતી હતી કોઈ કોઈ માચડાઓ તો ૧૫૦૦ થી ઉપર માણસો બેસે તેવા મોટા હતા. તે સઘળા આઠ વાગામા લોકોથી ભરાઈ ગયા હતા. એ રસ્તાઓપર આવેલી હવેળીઓની બારીઓ વટીક લોકોએ નહી મનાય એવી કિમ્મતો આપી ભાડે રાખી હતી. એક પીકેડીલીની હવેળીની બે બારીઓ પેહેલાં કોઈએ બસો પાઊંડે ભાડે રાખી, તેણે ચારસોએ બીજાને વેચી, જેની પાસથી ત્રીજા ધણીએ છસો પાઊંડે યાને નજદીક ૨૮૪૦૦ લેખે ભાડે લીધી હતી. અમારે માટે વેસ્ટમીનીસ્ટર એબીમાં બેઠકની ટિકિટો આવેલી હતી ત્યાં અમો ગયા હતા. અમોને દેવળના દક્ષીણ તરફના બારણા તરફ કોયર ગેલરીપર જગ્યા મળી હતી અને જોકે બધી ટિકિટો ઉપર આંક માંડેલા હતા તોબી જ્યાં ગમે ત્યાં લોકોને બેસવાની છુટ હતી તેથી અમો સકારેથી ગયાથી પેહેલી હારમાં બેઠા હતા અને જોવાને સારૂં બન્યું હતું અને ક્રિયા કરવાની ઊંચી જગ્યા છે તે બરાબર અમારી સામે આવી હતી અને રાણીની તથા બીજી બાદશાહી ખાનદાનની બેઠકો અમારા બરોબર મોઢાં સામે વીશ ફીટ દુરથી દીસતી હતી. અમારી જગ્યા ઊંચાણ હોવાથી ત્યાંથી ઘણુ સરસ જોયું હતું. નવ વાગામાં તો સઘળી જગ્યા લોકોથી ચીકાર ભરાઇ ગઇ હતી અને સાંભળવા મુજબ ૯૦૦૦) ટિકિટો દાખલ થવા સારૂ છપાઈ હતી તેમાં બધા ઊમરાવો, પાર્લામેંટના સભાસદો, લશ્કરી

મોટા અમલદારો, સરકારી નોકરીમાંના મોટા અમલદારો તથા તે સઘળાઓની બાનુઓ ઊપ્રાંત સંસ્થાનો તથા હિંદુસ્તાનથી આવેલા લોકોને અંદર જવાની ટિકિટો ઘણી ચીપી ચીપીને આપી હતી. રાણીની સવારીની આગમજ જૂદાંજૂદાં દર ૦ા કલાકને અંતરે ૭ સરઘસો નીકળ્યાં હતાં જેમાંનું પેહેલું રાણીના ખાનદાનનાં ન્હાનાં છોકરાંઓનું ગાડીમાં બેસીને નીકળ્યું હતું. તેના પછી હિંદુસ્તાનના રાજાઓ તથા સરદારો યા તેઓની તરફથી આવેલા પ્રતિનિધિઓની ૧૧) ગાડીઓ લશ્કરી 'બોડીગાર્ડો" સાથે નીકળી હતી. ત્રીજું સરઘસ રાણીનાં જરા દુરનાં સગાંઓનું ત્રણ ગાડી ભરીને ગયું હતું. ચોથાં સરઘસમાં ઈરાંન, તરકી, સીઆમ અને જાપાનના રાજવંશીઓ ઈહાં એલચી દાખલ આવેલા છે તેઓ તથા હાવાઇયન (પેસીફીક સમુદ્રમાં ટાપુ છે તેની) રાણી તથા તેણીની છોકરીનું હતું. પાંચમાં સરઘસમાં હાલ જે યુરોપના રાજવંશીઓ આવેલા છે તેઓની સાથે આવેલા ઉમરાવોનું ૧૫ ગાડીઓ ભરીને નીકળ્યું હતું અને છઠું અને છેલ્લું સરઘસ રાણીજનું પોતાનું તથા તેવણના કુટુંબનું નીકળ્યું હતું. તેમાં ૧૧ ગાડીઓ ભરીને છોકરીઓ તથા તેઓની અને છોકરાઓની છોકરીઓ તથા વહુઓનું હતુ અને રાણીજીની ગાડીની આસપાસ તેવણના છોકરાઓ તથા જમાઇઓ તથા છોકરીઓના જમાઇઓ ઘોડેસ્વાર થઇને ચાલતા હતા અને પાછળથી "બોડીગાર્ડસો"થી ઘોડેસ્વાર સરઘસનો છેડો આવ્યો હતો. અમે વેસ્ટમીનીસ્ટર એબીમાં હોવાથી અલબતાં એ ગાડી ઘોડાનું સરઘસ જોઇ શક્યા હતા નહી પણ વર્તમાન પત્રોથી વિગત લખી છે. છેલ્લા સરઘસની બધી ગાડીઓમાં ચાર ઘોડાઓ તથા રાણીજીની પોતાની ગાડીમાં ૭ ઘોડા અને બાકીના સરઘસોની ગાડીઓમાં બબે ઘોડા જોડેલા હતા. એ સઘળી ગાડીઓ રાણીજીએ પોતે પુરી પાડી હતી અને તેઓનો ઠાઠમાટ ઘણો જોવાલાયક હતો. જ્યારે દેવળની ક્રિયા પુરી થઇ ત્યારે અમે ત્યાંથી જલદી બાહાર નીકળી આમાંના મોટા ભાગની ગાડી સરઘસ રોકે પાછી જતાં જોઇ હતી. ચાર ઘોડાવાળી ગાડીઓ ઘોડાપર બેઠેલા માણસો હાંકતા હતા અને ગાડીની પાછળ ત્રણ ત્રણ ઘોડાવાળાઓ બધા કસબી પોશાકોમાં

ઊભા રેહેતા હતા. જેઓની તોપીઓ ત્રણ ખુનાની હતી અને માથાં-પરના બાલને પાઉડરે કરી સફેદ બનાવેલા હતા.

દરેક પાદશાહી ખાનદાનની ગાડી જતી તે વખ્તે બાહાર ઉભેલું કીડી માફક ઉભાઇ જતું લોક તેઓને ખુશાલીના પોકારોથી વધાવી લેતું હતું અને વર્તમાન પત્રોના કેહેવા મુજબ તો રાણી જ્યારથી બકીંગહેમ પેલેસમાંથી નીકળ્યાં ત્યારથી તે વેસ્ટમીનીસ્ટર એબીમાં આવ્યાં ત્યાં સુધી એક નાકેથી બીજે નાકે સુધી તેવણને ખુબ ખુશાલીના પોકારો વચમાં જરાબી ખાંચો ખાધા વગર મળ્યા હતા. એ વખ્તનો દેખાવ કહેછે કે એવો સરસ હતો કે આગળ કોઇ પણ વખ્તે તેવો બન્યો નથી અને તે મુજબ હોય તેમા નવાઇ પણ નથી. એ રસ્તો આસરે બે મૈલ જેટલો હશે અને તે સઘળા રસ્તા ઉપર ગંજાવર હવેલીઓ આવેલી છે અને વળી જે રસ્તે રાણીજી આવ્યાં તે રસ્તા બદલે બીજેજ રસ્તે પાછા સરઘસના આકારે સીધાર્યાં હતાં તેથી બીજો બે મૈલનો રસ્તો જેબી તેવીજ ગજાવર ઇમારતોનો છે તે પર શી રીતે લોક હોવું જોઇયે તેનો વિચાર એ ઉપરથી કરવો કે લંડન-ની ખુદ વસ્તી પીસતાલીસથી પચાશ લાખની કેહેવાય છે તેમાં બાહર-ના દેશોથી બીજાં એ તમાસો જોવા દશ લાખ માણસ ઉપર આવેલું કેહે છે તે બધાં પચાવન લાખ માણસોનો મોટો ભાગ એ ચાર મૈલ-ના રસ્તા પર એકઠો થયલો તે કેવો દેખાવ હશે? અમોબી સારા ભાગ્યે ગાડી પેહેલાં આવી તેમાં બેશીને એ જગ્યાઓપર ક્રિયા થયા પછી ફર્યા હતા. તે વખ્તનો દેખાવ અમે કદી ભુલી જવાના નથી. બધો આખો રસ્તો (તે રસ્તાઓ કાઇ ન્હાના નથી પણ ઘણા પોહોળા છે) ખીચોખીચ લોકોથી ભરાવા ઉપ્રાંત સઘળા ઘેરની બાહેરના માચ-ડાઓ (કોઇ કોઇ માચડાઓમાં દોઢ હજાર ઉપર બેઠકો) તથા સઘળાં ઘરોની સાત માલો સુધીની બારીઓ ઉપર તથા રસ્તામાંના મીનારાઓ, પુતળાંઓ તથા ઝાડો વટીક ઉપર લોકો ઊભાઈ જતું હતું. બધાં ઘેરોની ઊપર શણગાર લાલ તથા બીજાં રંગીન કપડાંનો ટેસ્ટથી કીધેલો તથા ફુલોના (ખોટાં ફુલો) તથા પાદડાના તોરણો રસ્તાની

વચમાં તથા હારબંધ થામલાઓપર બાજુએ લટકાવેલાં તથા વળી કપડાંઓપર આકારો તથા રાણીને દુવાના બોલો લખેલા તથા આરકાંઓ તરેહ તરેહના કીધેલાં અને જગેજગ લાખોલાખ વાવટાઓ ટાંગેલા તથા "ઈલ્યુમીનેશન" સારૂ બીલોરના હીરારેકા "ડીઝાઇનો"મુકેલા અને ઓરત લોકોના રંગબેરંગી ભપકાદાર પોશાકોથી એક ઘણો સરસ દેખાવ નજરે પડતો હતો કે જેની વિગતો અમો આપવાને તદન અશક્ત છીયે પણ એ બાહારની વિગતો ઉપ્રાંત અમે દેવળની અંદર જે જોયું તે લખવું જોઇએ. અમો નજદીક બે કલાક ત્યાં બેઠા પછી આસરે ૧૧ વાગેથી રાણીજીની આગળ નીકળેલાં સરઘસો એક પછી એક દેવળમાં આવવા લાગ્યાં. જે દરેક સરઘસની વખ્તે અંદરનુ લોક ઊભું થતુ હતું અને દેવળની મોટી આરગીન માર્ચ વજાડતી હતી. પેહેલું સરઘસ તો ન્હાના છોકરાંઓનું આવ્યું જેઓને મુગાં મુગાં લઇ જઈને પોતાની જગ્યાપર બેસાડયાં હતાં, પણ ત્યારપછી ઈંહાં જે દેશાવરોના રાજાઓ આવ્યા છે તેઓ આવ્યા હતા જેઓ સરઘસમાં સામેલ નહીં પણ છુટા થોડીએક ગાડીઓ ભરીને બંધ ગાડીમાં આવ્યા હતા તે વખ્તે દેવળમાં તેઓને સારો આવકાર મળ્યો હતો અને સઘળું લોક ઉભું થઈ આરગીને માર્ચ વજાડી તેઓને માન આપ્યું હતું. એ રાજાઓમાં ડેનમાર્કનો રાજા તથા રાણી, સેક્ષનીનો રાજા તથા રાણી, બેલજીયમનો રાજા તથા રાણી હતાં અને તેઓ ઊપ્રાંત ઓસ્ત્રીયાના શાહાનો વડો છોકરો, પોર્ટુગાળના રાજાનો વડો છોકરો તથા છોકરી, સ્પેનના રાજાની બે બેનો, બેવેરીયાનાં રાજાનો છોકરો તથા જરમનીનાં નાંધલાં રાજે Dutchees ના વડાઓ જેવાકે (Baden) બેડનનો (Hohenlohe-Langenburg) હોહેન લોઈનેગેનબર્ગ, (Saxe Coburg & Gotha) સેક્ષ કોબર્ગ એન્ડ ગોઠા, (Saxe Weimr) સેક્ષ વીમર, (Macklenburg Stere-litz) મેક્લેનબરગ સ્ટ્રેલીટઝ ઇત્યાદી હતા એઓ આવી રહ્યા પછી આપણા હિંદુસ્તાનના રાજવંશીઓ તથા તેઓના પ્રતિનિધિઓનું સરઘસ આવ્યું હતુ જે વખ્તેબી ઉપરની માફક તેઓને લોકોએ ઉભં રહીને તથા આરગીન વજાડીને માન આપ્યું હતું. એ રાજાઓ

તથા પ્રતિનિધિઓ નીચે મુજબનાં હતા અને તેઓને તેઓના ઓદ્દાના માન મુજબ ચલાવતા લાવ્યા હતા. પેહેલાં કપરથલાના રાજા તરફથી આવેલા અહસ્થો, ભરતપોરના રાજા તરફથી આવેલા, જોધપુરના રાજા તરફથી આવેલા, હેદરાબાદના નીઝામ તરફથી આવેલા, ત્યાર પછી ગોંડલના ઠાકોર સાહેબ (પોતે,) લીમડીના ઠાકોર, મોરવીના ઠાકોર, કુચબીઆરના મહારાજા તથા મહારાણી, કચ્છના રાવ અને સૌથી છેલ્લે મહારાજા હોલકર હતા. ત્યારપછીનાં સરઘસમાં ડયુક ઓવ કેમબ્રીડજ તથા બીજા રાણીના સગાઓ આવ્યા હતા. તેને પાછલ એશિયાનાં રાજાઓના પ્રતિનિધિઓ હતા જેમાં ઈરાનના શાહનો છોકરો અબન નશર મીરઝાં હાશમ અઝ સલ્તને હુરી હતો, તેની સાથે તેનો એલચી પણ હતો. તેની પાછળ સીયામનો રાજવંશી પ્રિન્સ ડીવાબગસી—વારોપરાકર તેના રસાલા સાથ આવ્યો જેની પાછળ જાપાનનો રાજવંશી હીઝ ઇમપીરીયલ હાઈનેસ કોમાતસુ તથા તેનો રસાલો હતો. એની પછી અમેરીકા તરફની હાવાઈની રાણી કાપીઓલાની તથા તેણીની છોકરી અને રસાલો હતો. ત્યાર પછી યુરોપના રાજવંશીઓ સાથે આવેલા ઉમરાવો તથા બીજા રાજોના એલચીનું હતું અને સૌથી છેલ્લું આપણી મહારાણીજીવાળું સરઘસ આવ્યું હતુ જે વખ્તે રણશિંગડાં ફુંકનારાઓએ Fanfare મયુઝીક વજાડયું હતું અને આરગીને હેનડલની માર્ચ ઘણી સરસ વજાડી હતી. પેહેલાં દેવળના મોટા પાદરીઓ તથા આર્ચબીશપો તે સરઘસમાં ચાલતા હતા જેની પાછળ રાણીજીના મેહલના ખતાના લોર્ડસો હતા ત્યારપછી રાણીજીના ખાનદાનના નબીરાઓ (છોકરા તથા છોકરીના છોકરાઓ) તથા છોકરીના જમાઇઓ હતા જેમાં હાલના રૂશીયાના શેહેનશાહનો ભાઈ ગ્રાંડ ડયુક સર્ઝે (Sorge) જે રાણીજીની મરનાર છોકરી પ્રીનસેસ હેલીનાની છોકરી સાથે પરણેલો છે તેઓ હતો. તેએની પાછળ રાણીજીના પોતાના જમાઈઓ જરમનીના શેહેનશાહના વડા છોકરા સુધાં ચાલતા હતા. તેઓની પાછળ રાણીજીના ત્રણે છોકરા અને તેઓની પાછળ લોર્ડ સ્ટુઅર્ડ તથા લોર્ડ ચેમબરલેન હતા જેની પાછળ રાણીજી પોતે ચાલતાં હતાં. એવણે કાળો

પોશાક પેહેર્યો હતો પણ એવણનાં ધણીના મરણ પછી આજેજ પેહેલ વેહેલી સફેદ લેસની ટોપી તથા માથાપર હીરાની શેહર મુકેલી હતી. એવણ દેખાવે જરા એવણની ઉમર જોતાં વધારે બુજર્ગ લાગેછે તથા કદે ઠીગણાં તથા ભરેલાં અંગનાં છે. એવણની ચાલ ઘણી ધીમી અને ભપકા ભરેલી છે અને બેઉ બાજુપર તેઓ લોકોને નમીને સલામ કરતાં હતાં. એ વખ્તે બે ચાર ગમથી અમે સાંભળવા મુજબ એવણની આંખમાં ખુશાલીનાં આંસું આવી ગયાં હતાં. દેવળમાં તો કોઈથી ખુશાલીના પોકારો થઈ શકે નહીં તેથી સઘળું ચુપાચુપ હતું પણ આરગીનના સરોદ મુજબ એ સરઘસ આસ્તેઆસ્તે ચાલતું હતું તે ઘણું અસરકારક લાગતું હતું. રાણીજીની પાછળ ચાર લોર્ડસો ચાલતા હતા અને તેઓની પાછળ બબેની હારમાં રાણીની વડી છોકરી (જરમનીના શાહાની વહુ) તથા પ્રિન્સેસ ઓવ વેલ્સ અને બીજી શાહાજાદીઓ એ પ્રમાણે ચાલતી હતી. સરઘસ દેવળની વચમાંથી પસાર થઇને છેક નાક્રે આલટરની સામે જઈ સૌએ પોતાની જગ્યા લીધી હતી. રાણીજી સારૂં તખ્તપર બેસતી વખ્તની ક્રિયા થાય છે તે ખુરસી જે લાકડાંની છે તે ઉપર લાલ મખમલ જડીને મુકી હતી અને તેની હેઠલ પેલો વખણાયલો પથ્થર જે ઉપર હજાર વર્ષે થયાં ઈંગ્લંડ તથા સ્કોટલંડના રાજા રાણીઓ તાજ પેહેરવાની ક્રિયા વખ્તે બેસતાં આવ્યાં છે તે મુકેલો હતો જે ઊપર રાણીજી આએ વખ્તે બેઠાં હતાં. પાદરીઓએ ક્રિયા શરૂ કીધી હતી જે વખ્તે કોયર (ગીત ગાનારા) નાં આસરે બસોથી ત્રણસો જણાં સાથે "હીમસો" ગાતાં હતાં અને બધા જણા તે વખ્તે ઊભા રહીને સામેલ થતાં હતા. તે કોયરની સાથે વાજું પણ વાગતું અને આરગીન સામેલ હોવાથી ઘણુંજ સરસ લાગતુ હતું. એ ક્રિયા સારૂ ખાસ બંદગીઓ કીધેલી હતી જેમાં રાણીના વરે એક જોડેલી રાણીની ખાસ ફરમાશથી પણ ગાઇ હતી. એ વખ્તના દેવળની અંદરના દેખાવનાં ભપકાનું અમો કશું બ્યાન કરી શકતા નથી બધા ઊમરાવો પોતાના ભપકાદાર બેતાબો

(Orders) ના જભ્ભા તથા ઝવેરાતો તથા હારો (Collars) પેહેરી, એલચીઓના તથા બીજા દરબારીઓના કસબના ભરેલા પોશાકો, ઊમરાવજાદીઓનાં તરેહવાર રંગનાં ટેસ્ટથી બનાવેલાં કપડાંઓ તથા રીજમીટનાં જાતજાતના યુનીફોર્મ્સો તથા ચાંદો, હિંદુસ્તાનના રાજવશીઓનાં ગળામાં તથા પાઘડીઓપર મુકેલાં ઝવેરાતો તથા હારો (જેની ઈંહાં ઘણી તારીફ થાય છે) તથા કસબી પોશાકો ઇત્યાદીથી જાણે ઇનદર રાજાની સભા મળી હોય તેવો દેખાવ લાગતો હતો.

બંદગીની ક્રિયા પુરી થવા પછી રાણીજીની આગળ સૌથી પેહેલાં પ્રિન્સ ઓવ વેલ્સે જઈ ગુઠણુમંડીયે પડી તેવણુના હાથને ચુમી લીધી હતી પણ રાણીજીએ પાછી તેને ગાલ ઊપર ચુમી લીધી હતી. એ પ્રમાણે રાણીના બધા છોકરાઓ, વહુઓ તથા જમાઇઓ અને છોકરા તથા છોકરીના છોકરાઓએ કીધું હતું અને રાણીએ પાછી બધાંઓના ગાલ ઉપર ચુમી લીધી હતી તેમાં પોતાની વડી છોકરી જરમનીના શેહેનશાહની વહુને તથા પોતાના મરનાર દીકરા ડયુક ઓવ આલબનીની વીધવાને બબે ચુમીઓ વધનો પ્યાર બતાવી લીધી હતી. એ સઘળું પુરૂં થયા પછી આગળની માફક પાછા સરઘસનાં આકારમાં બધાઓ બહાર ગયા હતા જે વખ્તે આરગીનપર માર્ચ વજાડી હતી અને સર્વે જણાઓએ ઊઠીને માન આપ્યું હતું. પાછાં ગાડીમાં બેસીને સરઘસના આકારમાં બકીંગહામ પેલેસમાથી આવ્યા તેથી બીજે રસ્તે સીધાર્યા હતા. આજે રાતનાં આખા લંડનમાં રોશની થઇ હતી જે જોવાને લોકોને સગવડથી બને માટે સઘલી ગાડી ઘોડાની આવજાવ તદન બંધ કીધી તેથી અમો પણુ ચાલ્લતાજ ફરવા નીકળ્યા હતા. અમો પેહેલા ચેરીંગ ક્રાસની અંદર ગ્રાંઉંદ રેલવેમાં બેસીને છેક લીવરપુલ સ્ત્રીટ સ્ટેશનપર ઉતર્યા હતા અને ત્યાથી રોશની જોતા શેહેર (City) માં થઇને સ્ત્રેન્ડ તથા ટ્રેફાલગર સ્કવેરને રસ્તે રીજન્ટ, પેકેડીલી તથા ઓક્ષ્ફર્ડ સ્ત્રીટમાથી પેલમેલ તથા વાટરલુ પલેસ થઈને પાછા હોટલમાં આવ્યા હતા. એ બધો રસ્તો આસરે ચ્યાર મૈલ જેટલો લાંબો હશે તે પર ફરતાં અમોને સાડાચાર કલાક

લાગ્યા હતા. જોકે રસ્તાઓ બધા પોહોળા છે અને ગાડીઓ ત્યાં બંધ હતી તોબી એટલીતો ભીડ હતી કે અમો દબાઈને કોઇ વખ્તે ભીડની સાથે ઘસડાઇ જતા હતા. તેમાં જ્યારે કેટલાએક મોટા છોકરાઓ એક એકની પાછળ હારબંધ કમ્મર પકડીને આસરે ૫૦ થી ૧૦૦ જણનાં ટોળાંઓ થઇ ચાલતા અને સરખાં પગલાં મુકવા લેફ્ટ લેફ્ટ (left) કરી બોલી દાબો પગ પેહેલો મુકી ચાલતા ત્યારે લોકોની ભીડ ઘણી દબાણ કરતી હતી અને એવાં બે ટોળાં જ્યારે સામસામા મલતાં ત્યારે તો જાણે ઈસકોરૂ દબાય તેમ ભીડમાં લાગતું હતુ. એ ટોળાંઓ આખો વખ્ત કાંઇને કાંઇ ગીતો ગાતાં જતાં હતાં અને રેશનીમાં જ્યાંબી રાણીની છબી યા પુતળું આવતું યા રાણીને સલામત રાખે એવા બોલો આવતા કે તેઓ ટોપીઓ ઉતારી એક સાદે હુરરેના પોકારો ઉઠાવી રાણીની સલામતીનું ગીત ગાતા હતા. વળી એક ટોળું સોંગ સારૂં મોટા ખોટા નાકો પેહેરીને રસ્તામાં તોફાન કરતું તથા લોકોપર પાણીની પચુકરીઓ ફેંકતું હતું પણ કશી રીતે મારામારી થતી હતી નહીં સર્વે ખુશ મીજાજથી તે ખમતા હતા. એ ભીડમાં ઘણી ઓરતો પોતાના ન્હાના બચ્ચાંઓ તેમાં કોઇ કોઇતો એક વર્ષની અંદરનાં ઉમરનાં લઇને ફરવા નીકળેલીઓ હતી. તેઓનો દેખાવ ઘણો દયા આણવા જોગ હતો પણ જ્યારે ભચડાકચડી ઘણી થતી ત્યારે તેવી ઓરતોની આસપાસ લોક ફરી વળી પેલાં બચ્ચાનો બંચાવ કરતું હતું પણ છુટી ઓરતો મરદોની માફક ભીડમાં દબાતી હતી. આજની રેશની જોકે દરેક ઘેરપર ન હતી તોબી છુટી છવાઈ દરેક મોહોલ્લામાં હોવાથી આખો મોહોલ્લો રેશનીથી ભરેલો હોય તેવું લાગતુ હતું ઇહાંની રેશની કાંઇ હિંદુસ્તાનની માફક બતીની હારો ગોઠવીને કરતા નથી પણ છુટા છુટા બીલોરના આકારો કરીને તેની અંદર બતીઓ સલગાવે છે જેથી તે બતીનો વરસાદ યા પવનથી બચાવ થવા ઉપ્રાત કાચ હીરાના ઘાટના કાપેલા હોવાથી રેશની ઘણી હોય તેમ તેમાંથી દીસે છે અને વળી અંદર તરાંહપર રંગ હોવાથી જાણે હીરા, માણેક તથા પાનાનાં આકારો બનાવેલા

હોય તેવા દીસે છે. કોઇ કોઇ ગમ તો બારીની આસપાસ ગ્યાસની ફરતી બતીઓ મુંબઇની માફક કીધેલી હતી અને વળી કોઇ ગમ હવેલીઓની બાહાર કંપાંઉડની દેવાલના સાત આઠ ફીટ ઊંચા થાંભલાઓ મથાળેથી ખુલા રાખેલા હોય છે તેની અંદરથી નલીઓ મુકીને તેને મથાળે મોટી મસાલો બલતી હોય તેમ ગ્યાસનાં બળતાં કરે છે અને તેવા આઠ દસ થાંભલાઓ હોવાથી જાણે આગ લાગી હોય તેવું અજવાળું મોહોલ્લાઓમાં પડે છે અને વળી તેજ માફક છાપડાંની ઉપર પણ થાંભલાઓમાં બળતાં કરે છે. બધા મોહોલ્લાઓના ઘરો ઉપર વાવટાઓનો તો કાંઇ દાગજ નહીં હતો પણ જે રસ્તે રાણીજી સહવારના ગયાં હતાં તે જગ્યા તો જાણે વાવટા તથા ફુલોનીજ બનાવેલી હોય તેવું દીસતું હતું અને વળી થાંભલાઓની વચમાં રસ્તાને મથાળે મોટા કપડાં તથા જાડા કાગળોપર રાણીને દુવાઓ લખેલી હતી અને રસ્તાને મથાળે ઉપરથી ફુલની તથા પાંદડાંની "ટ્રેસ્ટ" થી ગોઠવેલી તોરણો કીધેલી તેથી દેખાવ જાણે બાગેબેહેસ્તમાં નીચેની રોશનીથી ફરતા હોઇયે તેવો લાગતો હતો. કોઇ કોઇ ઘેરમાં તો પોતાની બારીઓની ફરતી દીવાલ ઉપર તારના આંકડાઓ ગોઠવી તેમાં (મુંબઇમાં બતીના તમ્બલરો મુકે છે તેને બદલે) ફુલના નાના કુંડાઓ મુકેલાં હતાં જેઓના તરેહવાર રંગથી તે ઘણું શોભતું હતું. કોઇ ગમ બાકસોની અંદર ચળકતાં કહલાઇના પતરાં આવે છે તેવાં પતરાંઓ જડીને તેની ઉપર ફુલના આકારો ગોઠવેલા હતા અને તેની સામેના ઘરની બારીઓ ઉપર ઉભા રહી તે ઉપર રંગીન કાચના "રીફ્લેકટરો" ની રોશની તરેહતરેહના રંગની પાડતા તેનો દેખાવ જુદીજ રીતનો લાગતો કારણ કે પેલાં પતરાંપર એ રોશની લાલ યા બલુ યા લીલી પીલી પાડતા કે તેમાંથી પાછી "રીફ્લેકટ" થતી હતી અને બધે આસપાસ તે રંગ ફેલાવી નાંખતી હતી અને વળી તેના ફુલોના આકારોને મથાળે ગોલ આકારમાં આરસીના ચોકઠાં માફક ફુલો ગોઠવી તેની વચમાં રાણીજીનું અર્ધ બાવળું સગેમરમરનું મુકેલુ અને તેની હેઠળથીજ વાટા પાડેલાં પતરાં ચળકતાં બનાવી મુકેલાં તે ઉપર જ્યારે

સાંમી રોશનીનું પ્રતિબિંબ પડતું ત્યારે જાણે પાણીનાં ધોધ પડતા હોય તેવું રંગબેરંગી રંગનું દીસતું હતું અને તેમાં રાણીનું પુતળું ઘણું સરસ રીતે દીપી નીકળતું હતું. કોઇ ગમતો રાણીની સલામતીનાં ગીતની પેહેલી આખી કળી (Verse) રોશનીથી બનાવી હતી. એક્ષચેંજ બેંક ઓવ ઇંગલંડ તથા મેનશન હાઉસ જે એકજ મોહોલ્લામાં આવેલાં છે તે ઉપર તો ઝીણી બતીઓની તોરણો ઘણા "ટેસ્ટ" થી કીધેલી હતી અને તેઓનાં બાહરનાં ઓટલાનાં થાંભલાઓપર જાણે ફુલોના હારો વિંટાળગા હોય તેમ ઝીણી મીણબતીઓની હારો વિંટાળેલી હતી. એ બતીઓ ઘણીજ ઝીણી તથા રંગીન કાચની નાની હાંડી યા ફાનસોમાં હોવાથી તે તરફનો દેખાવ કાંઇ જુદીજ તરાંહનો લાગતો હતો આસપાસ બધું અંધારૂં અને તેની વચમાં એ ઝુંફ્તી બતીઓનો આકાર ઘણો સરસ દીપી નિકળતો હતો. એ ઝીણી બતીઓ કાંઇ પૈસાના બચાવ સારૂં કીધી ન હતી તેની અસર બતાવવા સારૂં હજારો હજાર તેવી બતીઓથી એ ઘણી શોભઇતી હવેલીઓ જાણે મઢી લીધી હતી. એકગમ કેનન સ્ત્રીટમાં એક આખા ઘરની રેખાઓ એવી બતીઓથી ફુલો સાથે ગોઠવીને બનાવી હતી જેની આસપાસના ઘરોપર રોશની નહીં કીધેલી હોવાથી તે રોશનીવાલું ઘર ઘણું દીપી નિકળતું હતું. જ્યાં જોઇયે ત્યાં રાણીના અર્ધાં બાવળાંઓ તથા પુતળાંઓ તથા છબીઓ ફુલોની વચમાં મુકી તેને માથે ફુલોના છતરો તથા રંગીન કાગજની છત્રીઓ મુકેલી હતી. ટ્રેફાલગર સ્કવેરમાં આવેલું ગ્રાંડ હોટલ બધું બતીથી ભરી નાખ્યુ હતું. જે છ થી સાત માળ સુધી એ બતીઓ હોવાથી ઘણુ ભપકા ભરેલુ એ ખુલ્લા ચોકમાં આવ્યાથી લાગતું હતું અને વળી તેના છાપડાંને મથાળે ગ્રાંડ હોટલના અક્ષરો ગ્યાસ લાઇટમાં બનાવેલા મુકેલા તે ઘણા દુરથી જાણે હવામાં અલગ હોય તેવા દિસતા. એ મુજબ સઘળી રોશની ઘણી જોવા લાયક હતી જેનુ બ્યાન અમો આપી શકતા નથી. આજે જોકે આટલી બધી ગીરદી હતી તોબી અકસ્માતો ઘણા થોડા ને તેબી વળી લોકોના પોતાના વાંકથીજ હતા. દિવસના રાણીની સ્વારી

જોવા લોકો છેક છાપડાંઓની ચીમની સુધી બેઠું હતું તેમાંથી એક જણ રસ્તામાં પડયાથી મરી ગયો હતો અને એક જણ ઝાડ પરથી પડવાથી મરી ગયો હતો. બીજા ઘણા જણાઓને ઘોડાની લાતો વાગવાથી બેહાલ થયા છે અને ભીડની કચડાકચડી સવારના ઘણી હોવાથી તથા તડકું જોરમાં પડવાથી ઘણું લોક બેશુદ્ધ થઇ ગયું હતું એવું આસપીટલના રીપોર્ટો પરથી માલમ પડે છે. આપણી રાણીનો જમાઇ માર્કવીસ ઓવ લોર્ન પણ સવારના સરઘસમાં હતો તે વખ્તે ઘોડાએ મસ્તી કીધાથી પડી ગયો હતો પણ તેને કાંઇ જખમ થયો હતો નહીં અને દેવળમાં ત્યાર પછી આવ્યો હતો. આજના દેખાવ તથા બીનાની વીગતો અમો લખવાને તદન અશક્ત છીયે અને નથી ધારતા કે એવું ફરીથી કબી અમો પાછું જોઇશું.

**તા૦ ૨૨ મી જુન સને ૧૮૮૭**—આજે પણ રાણીની જુબીલીને લીધે બધે રાતના રોશની થઇ હતી અને ગાડી ઘોડાવાળાઓને જોવાને બને તેથી તેઓની જાવઆવ બંધ નહીં કીધાથી ગાડીની ખુબ ઠઠ રાતના થઇ હતી. ગાડી ભાડું આજે ત્રણ દિવસ થયાં ઘણું મોઘું થયું છે. એક ઘોડાની ગાડી ૬ પાઊંડની અંદર રોજે મળતી ન હતી અને જોડીની સારી ભપકાવાળી ગાડીઓના વીશથી ત્રીશ અને ચાલીશ પાઊંડ એક દિવસના લોકોને આપવા પડયા હતા. ટ્રામવાળા તથા ઓમનીબસવાળાઓબી એકનાં છ ગણા ભાડાં માંગતા હતા અને તેજ મુજબ ભાડુતી કેબસોવાળા માંગતા હતા.

**તા૦ ૨૩ મી, ૨૪ મી, તથા ૨૫ મી જુન સને ૧૮૮૭**—આએ તરનદો દિવસે અમો ખાનગી કામને લીધે કાંઇ જોવાલાયક જગ્યા પર ગયા હતા નહી.

**તા૦ ૨૬ મી જુન સને ૧૮૮૭**—આજે બપોરથી જેફેલો વીસ્કી નામના કારીગરને ત્યાં ગયા હતા જ્યાં આખો દિવસ ઘણી

મોજમજાહમાં ગુજાર્યો હતો અને ત્યાં મી૦ કલાર્ક કરીને એક ગ્રહસ્થ આવેલો હતો જે બધી રીતે ચીતાર પાડવામાં, ગાયણમાં તથા કાહ૦ ણીઓ કહેવામાં તથા ચાળા પાડવામાં હુશીયાર હતો. પોતે જાણે કાંઇ વાત બની હોય તેમ તે વાત કરતો અને સાથે પીયાના પર તેનો (Fantasia) તે વખતેજ જોડીને વજાડતો હતો. ગીતો જોડવામાં પણ તે ઘણો હુશીયાર હતો અને આખો દહાડો તેને લીધે એવો તો જલદી નિકળી ગયો હતો કે તદન માલમ પડયો હતો નહીં. એ ધણી ઉપ્રાત બીજી બે ત્રણ ઓરતો તથા બે ત્રણ મરદો પણ સારા ગાઇ વજાડી જાણનારા આવ્યા હતા તેથી આખો દિવસ ગાવા વજાડવામાં ગુજાર્યો હતો. એ મી૦ જેફ્રેલો વીસ્કી પોતે પુતળાં બનાવનાર ઉસ્તાદ માણસ છે. એણે ઘણાં જાણીતાં પુતળાંઓ સંગેમરમર તથા બ્રોન્ઝનાં બનાવેલાં છે ને હમણાં રાણીની પોતાની તરફથી તેવણનું પોતાનું પુતળું બનાવવાનો હુકમ એને મળ્યો છે. એ ધણી આખાં કદનું પુત-ળું બનાવવાની ૧૦૦૦ ગીની લીયે છે.

**તા૦ ૨૭ મી તથા તા૦ ૨૮ મી જુન સને ૧૮૮૭**—આ દીવસોપર કાંઈ જોવાલાયક જગ્યા પર ગયા હતા નહીં.

**તા૦ ૨૯ મી જુન સને ૧૮૮૭**—આજે સાંજનાં કલાક પાંચ વાગેને બકીંગહામ પેલેસમાં રાણીજીની પોતાની "ગારડન પાર્ટી" હતી ત્યાં ગયા હતા જ્યાં સારા સારા માણસોનો મોટો મેળાવડો થયલો હતો અને જુબીલી સારૂં યુરોપના તથા હિંદુસ્તાનના રાજવંશીઓ આવ્યા છે તે સઘળાઓ ઉપ્રાંત ઇંહાંના બધા ઉમરાવો, પ્રધાનો તથા બીજાઓ આવેલા હતા. એ મેળાવડો બકીંગહામ પેલેસના પાછળા ભાગમાં મોટો બાગ છે ત્યાં થયો હતો. જે બાગની આરાસ્તા ઘણી સારી ફુલ પાંનોથી તથા ફુવારા, લોનસો તથા હાથે બનાવેલા સરોવ-રોથી કીધેલી છે. રાણીજી પોતે સાડાપાંચ વાગેને આવ્યાં તે વખ્તે ત્યાં હાજર રહેલાં ત્રણ વાજાંઓએ રાણીની સલામતીનું ગીત વજાડયું

હતું. રાણીજી પોતે લોકોની હારોમાંથી ચાલતાં પસાર થઈ સર્વેને નમીને સલામ કરતાં હતાં અને ઓળખવાળાઓ તથા હિંદુસ્તાનના રાજવંશી આગળ ઉભાં રહીને એક મીનીટ વાત કરતાં હતાં. એવણ જ્યારે બાનુઓ આગળથી પસાર થતાં હતાં ત્યારે બાનુઓ જાણે ગુંઠણ મંડીએ આગળ ધસતી હોય તેવી રીતે ગુંઠણો મંડીને પછી પાછળથી બેસી જતી હોય તેમ આંગને મરડતી હતી અને તે મુજબ સર્વે બાનુઓ તેઓને નમતી હતી. જો કોઇની સાથે રાણી શેકહેંડ કરતાં તો તેઓ વાંકી વળી રાણીના હાથને ચુમી લેતી હતી. અમોબી હારમાં બીજાઓની સાથે ઉભા હતા જ્યાં રાણી આવ્યાં ત્યારે અમારો પાઘડી સુધાંનો પેહેરવાસ જોઇ પોતે અમારી સામે ઉભાં રહીને અમોને સલામ કરી, "તમોને જોઈને ઘણા ખુશી થયાં," એમ કહ્યું હતું અને અમોએ તેવણનો ઉપકાર માન્યા પછી તેવણ આગળ વધ્યાં હતાં એ પ્રમાણે બાગનાં ચોગાંનનો આખો ભાગ તેઓ ફરીને પછી રાજવશીઓ સારૂં જુદો એક પ્લાટફાર્મ કરી તંબુ નાંખેલો હતો ત્યાં ગયાં હતાં. એઓની પાછળ હારબંધ યુરોપના અત્રે આવેલા રાજાઓ તથા રાજવશીઓ ચાલતા હતા અને લોકોને તેઓબી નમીને સલામ કરતા હતા. રાણીની પોતાની સાથે પ્રિન્સ ઓવ વેલ્સ ચાલતો હતો જેવણે પણ અમોને પારસીઓ દાખલ ઓળખીને ટોપી ઊંચકી સલામ કીધી હતી. એ મેળાવડામાં જો કે બીજા ત્રણ પારસીઓ અમો વતરોગે આવેલા હતા તેઓમાના એક જેઓ મોરબીના ઠાકોર સાથે ડાકટર દાખલ આવેલા છે તેઓએજ પાઘડી સુધાનો પોશાક પેહેરેલો હતો, બાકીનાઓ ઇંગ્રેજી પોશાક તથા ટોપીઓમાં હોવાથી પારસીઓ છે કરી પરખાઇ શકાતા હતા નહીં અને તે મુજબ બીજા ચાર પાંચ હિંદુ તથા મુસલમાનો પણ પરખાતા હતા નહીં. જો તેઓ પોતાના પોશાકમા હતે તો જેમ અમોને માન મળ્યું તેમ તેઓને પણ રાણીજી માન આપતે. બીજા હિંદુસ્તાનના રાજવશીઓ જેઓ લોકોની સાથે

હારમાં ઉભેલા હતા તેઓને તો રાણીએ સલામ કરવા ઉપ્રાંત શેકહેંડ પણ કીધી હતી. રાણીજી પોતાનો રીફ્રેશમેંન્ટવાળો તંબુ જે ચારો બાજુથી ખુલ્લો હતો ત્યાં ગયા કે બીજાઓ સારૂ બીજા મોટા તંબુઓ રીફ્રેશમેન્ટના હતા ત્યાં રીફ્રેશમેન્ટ લેતા તથા બાગમાં ફરીહરી વાજાં સાંભળી મજાહ ભોગવતા હતા. આખરે સાત વાગેને રાણીજી પાછાં વીન્ડસર કેસ્ટલ જવા નિકળ્યાં તે વખતે પણ આગળની માફક બધાંઓની વચમાંથી થઈ સર્વેને સલામ કરીને મેહેલમાં ગયાં અને ત્યાંથી ચાર ઘોડાની ગાડીમાં બેસીને વીન્ડસર જવા પેડીંગટન સ્ટેશનપર ગયાં હતાં. આજે રાણીજીએ બોનેટને બદલે પેહેલવેહેલે ટોપી પેહેરી હતી અને તેમાં સફેદ પીછ ખોસ્યું હતું પણ ઝવેરાતમાં ફક્ત એક મોટાં મોતીની આસપાસ બીલીયાંન જડેલી કડીઓ બેઉ કાનમાં પેહેરેલી હતી. તેઓ તદરોરતીમાં આજે ઘણું સારાં લાગતાં હતાં જો કે બાલ સફેદ ઘણા થવા આવ્યા છે તોબી મોઢાંપર કરચલી દેખાતી નથી. તેઓ એક સાદી લાકડી લઇને તેના ટેકાથી ચાલતાં હતાં તોબી કાંઇ નાતવાન હોય તેવાં એઓની લગભગ સીતેર વરસની ઉમરે જણાતાં હતાં નહીં અને ઘણા ખુશ મીજાજમાં આખો વખત હસતાં હતાં. તેઓના રીફ્રેશમેન્ટવાળા તંબુમાં ફક્ત તેઓનાં ખાનદાનનાં માણસો તથા યુરોપના રાજવશીઓજ ગયા હતા પણ પાછળથી મહારાજા હોલકરને ડ્યુક ઓવ કોનાટ તેઓની પાસે તે તંબુમાં લઇ ગયા હતા જેની સાથે તેઓએ થોડો વખત વાત કીધી હતી તે સિવાય હિંદુસ્તાનના બીજા કોઇબી રાજા યા રાજવંશીને અંદર જવા દીધા હતા નહીં. રાણીને તે તંબુમાં જોવા સારૂં આસપાસ જરા છેટેથી ઘણી ગરદી થઇ હતી જેમા મોટા મોટા ઉમરાવો તથા ઉમરાવજાદીઓ જાણે કોઇ દીને રાણીને દીઠાં નહી હોય તેમ ઉભાં રહીને જોયા કરતાં હતાં. એ ભીડને અંદર વધારે પગલાં નહીં ભરવા દેવા સારૂં રાણીના બોડીગાર્ડસો દાખલ આપણા હિંદુસ્તાનના લશકરના દેશી અમલદારોને ઉભા રાખેલા હતા જેઓના પોશાક તથા

સોવામના અને કદાવર દેખાવ બધાઓનું ધ્યાન ખેંચતા હતા. સઘળી રીતે એ મેળાવડો ઘણો ફતેહમંદ નિવડયો હતો અને રાણીજીએ પોતાના વરનાં મરણ પછી આએજ પેહેલી "ગારડન પાર્ટી" કરેલી કહેવાય છે તેથી બધું લોક ઘણું ઉલટમા આવેલુ હતું. ધાર્યા મુજબ આસરે ૬૦૦૦ નોત્રાં એ ગારડન પાર્ટી સારૂં કર્યા હતાં અને તેમાંનો મોટો ભાગ ત્યાં હાજર હતો તોપણ બાગ તથા "ટેરેસીસ" ઘણી મોટી હોવાથી ભીડ જેવું કશું માલમ પડયું હતુ નહી અને રીફ્રેશમેન્ટની સઘળી ગોઠવણો પણ ઘણી સારી હતી. રાણીને તથા બીજાઓ ત્યાં આવતા તેઓને જોવા સારૂં આસપાસના લતાઓના રસ્તાઓ તથા સેંટ જેમસીસ પાર્ક લોકોથી ઉભાઇ જતો હતો અને જ્યારે રાણીજી પાછાં સીધારતી વખતે બાહાર નિકળ્યાં ત્યારે ખુબ ખુશાલીના પોકારોથી લોકોએ તેઓને વધાવી લીધાં હતા.

**તા૦ ૩૦ મી જુન સને ૧૮૮૭**—આજે સાંજના "હોર્સ ગાર્ડસ" ની વાહીટ હોલવાલી જગ્યા પર ( Four in hand Club ) ચાર ઘોડાની ગાડીની કલબવાળા લોકો ફરવા નિકળવાના હતા તે જોવા ગયા હતા. ઈહાં એવી બે ત્રણ કલબ છે કે જેના મેમબરો ચાર ઘોડાની ગાડીઓ પોતે ઘણો શોખને સારૂં હાંકીને દુર જઇ "લંચ" લઈ આવે છે. આમાંની એક ગઇ કાલે હાઈડ પાર્કમાથી ૧૮ ગાડીઓ એ કલબની ગઇ હતી ને આજે બીજી કલબ જે સરસ કલબ (Crack Club) ગણાય છે તેઓનીબી ૧૮ ગાડીઓ ચાર ઘોડાની સાંજના પાંચ વાગેને સાથે એકની પાછળ એક એમ હારબંધ નિકળી હતી જેના ઘોડાઓ ઘણાજ સરસ દેખાવના ઊંચા તથા એક સરખાં પગલાં નાંખનારા હતા જે જોવા સારૂં સેકડો લોક ત્યાં આવેલું હતું. એ ઘોડાઓ શરતમાં જવાની ગાડીઓ (Coaches & Drags) માં જોડેલા હતા ને તે ગાડીઓના મથાલાંની બેઠકોપર ગાડીના ધણીના દોસ્તો તથા કુટુંબના માણસો બેઠાં હતા ને ધણી પોતે જેઓ ઘણા ખરા ઉમરાવો હતા તેઓ ગાડીઓ હાકતા હતા. એ દેખાવ બધી ગાડીઓ જ્યારે

હારબંધ ચાલી ત્યારે ઘણો જોવાલાયક હતો. આજે રાતના કોવેન્ટ ગારડન ઠીયેટરમાં પ્યુરીટાની (Puritani) નો ઓપેરા હતો તે જોવા ગયા હતા જ્યાં આલબની (Albany) કરીને મેડમ પેટીથીજ ઉતરતી ઓરતે ઘણું સરસ અને વખાણવાલાયક રીતે ગાયણ ગાયું હતું. તે ઘણો ઊંચો (Soprano) તથા લાંબોવાર ટકવી શકે તેવો સરોદ ગાઇ શકે છે તે ઊંચા સાદપરથી એકદમ જાણે પાણીનો રેલો દોડતો હોય તેમ સ્કેલ (Scale) થી છેક નિચલા સાદ ઉપર આવે છે યા ઊંચો સાદ ઘણોવાર સુધી (Warbeling) રીતે એવો તો ટકવી રાખી ઝીણો કરે છે કે જાણે હવામાંથી કોઇ પંખેરૂં બોલતું હોય તેવો લાગે છે. એની સાથે બીજા મરદોનો ટેનોર તથા બાસ (Tenor and Bass) નો સરોદ પણ સારો હતો. એ પ્યુરીટાનીનું મ્યુઝીક ઘણું સારૂં છે પણ (Plot) ખેલમાં કાંઈ ઘણો દમ નથી. આજે ઉપલી ઓરત ગાવાની હતી તેથી ટીકીટોનો ભાવ ઓછામાં ઓછી પાંચ શીલીંગ (ગેલેરીની) થી તે બે ગીની (સ્ટાલ્સની) સુધીનો રાખી હતી તોબી સઘળી જગ્યા તદન ભરાઇ ગઇ હતી. મી૦ ગ્લાડસ્ટન એ જગ્યાપર આવેલા હતા તે પાછા જ્યારે ખેલ પુરો થયો ત્યારે બાહાર રસ્તાપર નિકળ્યા તે વખ્તે લોકોએ તેમને "ચીયર્સ" આપ્યા હતા તેમ કોઇએ "હીસ" પણ કીધા હતા

**તા૦ ૧ લી જુલાઈ સને ૧૮૮૭**—આજે બફેલો બુલનો વાઇલ્ડ વેસ્ટ (Wild West) શો કરીને બે મહિના થયા ઈંહાં ઉઘાડેલો છે તે જોવા ગયા હતા. એને સારૂં ઘણી મોટી જગ્યા અર્લ્સ કોર્ટમા ઘેરી લીધી છે અને ત્યા જંગલી અમેરીકાના અસલ રેહેવાસીઓ જેને ઇન્ડીયન્સોને નામે ઓળખે છે તેમાંના જુદી જુદી જાતના આસરે ૧૦૦ જણાને લાવેલા છે તેઓ પાસે અમેરીકાના જંગલની જીંદગી કવી રીતે ગુજારે છે તે દેખડાવે છે. તે ઉપ્રાંત એક સંગ્રહસ્થાન પણ અમેરીકાની બનાવતોને લગતું સાથે ઉઘાડેલું છે એની ઇમારતનો મોટો વચલો હોલ ૧૧૪૦ ફીટ લાંબો અને ૧૨૦ ફીટ પોહોળા-

ઇમાં છે. એ બધી ઇમારતો જુની લોખંડની રેલવેની રેલોની બાંધી ઉપર કાચનું છાપરૂં કીધું છે. અમો પેહેલાં અમેરીકાનાં જંગલોનો બનાવ કેમ બનેછે તે જોવા સારૂં એક મોટી જગા નાટકશાળાની માફક ઘેરી લીધીછે ત્યાં ગયા હતા. એ ઇમારત પોણો મેલ ઘેરાવામાં છે. તેની ફરતી ત્રણ બાજુએ ઘણા પથરની બેઠકો કીધી છે જેમાં આસરે ૨૦ હજાર માણસો બેસી શકે છે અને અમો હતા તે વખ્તે તેમાંની જગ્યાનો પંદર આના ભાગ ભરાઈ ગયો હતો તેથી આસરે સતર યા અઢાર હજાર માણસો ત્યાં તે જોવા એકઠું મળ્યું હતું અને એતો બપોરનો show જોવા સારૂં હતું પણ રાતના આઠ વાગેને તેવોજ બીજો "શો" કરે છે ત્યારે નવા માણસોબી વખ્તે એટલાં યા જરા ઓછાં આવતાં હશે તેથી રોજની ગણત્રી આસરે ત્રીસ હજાર માણસોની અમો ધારીયે છીયે કે જોવા આવતા હશે. તેઓની અંદર દાખલ થવાની ફી સરેરાસ એક શીલીંગની છે પણ "વાઇલ્ડ વેસ્ટ શો" જોવાની વળી બીજી એકથી પાંચ શીલીંગો સુધીની ટીકીટો જુદી લેવી પડે છે તે મીસાલે કમાઇ ઘણી સારી થવી જોઈએ તોબી જોકે ખરચ ઘણો મોટો હશે કારણકે એ લોકો સાથે ૧૭૬ ઘોડાઓ, ૧૨ ખચરો, ૯ એક જાતનાં તથા ૧૨ બીજા મોટી જાતનાં હરણો અને ૧૬ મોટા ગોધાઓ (જેને એ લોકો બફેલો કેહે છે તે) છે તથા સાથે ૧૦૦૦ ઇન્ડીયન્સો અને ૧૫૦ રસાલાનાં માણસો છે તે ઉપર અલબતા મોટો ખરચ થવો જોએ. ઉપર લખેલા "એરીના" (Arena) માં બરાબર સાડાત્રણ વાગેને ખેલ શરૂ થયો હતો. પેહેલાંતો ઇન્ડીયન્સો ઘોડાઓપર બેસીને પોતાની જુદી જુદી જાતો પ્રમાણે પોતાના સરદારો સાથે અંદર આવ્યા હતા અને વારાફરતી ઘોડાઓ "એરીના"માં "ફુલ ગેલપે" દોડાવી ગયા હતા. એ લોકો પોતાના અસલી પોશાકમાં હતા તેઓનાં મ્હોડાં કોઈનાં લાલ તો કોઈનાં પીલાં અલધીઆના રંગેલાં હતાં તથા માથાંપર પીછો ખોસેલાં હતાં અને આંગપર ચાંમડાના પોશાકો પેહેરેલા હતા. ઘોડા ઉપર વગર જીને તેઓ ઘણા સરસ રીતે બેશી શકતા હતા. તેઓના સરદારોને માથે ઘણા પીછો ખોસેલા હતાં અને જાણે એક લાંબો ઉભાં

પીછાંનો પતો છેક માથાની તાલકીથી બરડાની પાછળ ઘોડાની પીઠ સુધીનો મુક્યો હોય તેવો તેનો પોશાક દેખાતો હતો. તે લોકોની ઘોડાપર બેસવાની ચાલાકીમાં ઘણા મસ્તીખોર તથા શેતાન ખવાસના ઘોડાઓ ત્યાં લાવતા જેઓ પોતાની પીઠ ઉપર જીન પણ નાખવા દેતા હતા નહી, પણ તેઓને જ્યારે તેઓ બે પગે ઉભા થઈ જીન નાખે તે ઉડારી નાંખતા ત્યારે કોઇ વખ્તે તેઓને પાછળ આંચકો મારી ચટાપાટ તોડી પાડતા અને તેવીજ હાલતમાં તેની પીઠની ઉપર બેસી જતા કે ઉભો થાય તેવો તે સ્વાર થઇ શકે જે ઘણું મુસ્કેલીનુ કામ હતું તોપણ બેઠા કે પછી ઘોડાની મસ્તી જોઇ લેવો. તે આગળા તથા પાછળા પગોપર વારાફરતી ઉભો થાય. એકદમ આંચકો મારી દોકી નીચે નાંખી દીયે અને ગમે તે રીતે સ્વારને નાખી દેવા ચાહે પણ ઉપર બેઠેલો ઇન્ડીયન જરા પણ હીલતો ન હતો. કોઇ ઘોડા તો ભોંયપર સુઈ જતા પણ તે વખ્તે પેલો સ્વાર હુશીયારીમાં બાજુ-પર કુદી પડતો અને જેવો ઉભો થવા જાય તેવો તરત તેની પીઠપર બેઉ પગ મુકી સ્વાર થતો હતો. એ ઘોડાઓની કસરતમાં "ફુલ ગેલપે" ઘોડો દોડે તે વખ્ને જમીનપર પડેલા કાગજના કકડા સ્વારો વાંકા વળી ઉઠાવી લેતા હતા. ત્યાર પછી અમેરીકાના જંગલોમાં ઈન્ડીયનો શી રીતે હુમલો કરે છે અને તેનો બંચાવ ત્યાના જઈ રહેલા યુરોપીયનો (Settlers) કરે છે તે તથા ઈન્ડીયન્સોની પોતાની માહોમાહેની લડાઈ તથા લુટ તથા લડાઈ જીત્યા પછી લડાઇનો નાચ તથા કેદીઓના માથાપરની ખોલ (Scalping) શી રીતે કાહડી લીયે તે કરી બતાવ્યુ હતું. ત્યાર પછી બંદુકની સરસ નેમ ટાંકનારી બે છોકરીઓ તથા એક મરદ (બધા યુરોપીયન સેટલરસો) નો હુનર બતાવ્યો હતો જે જોઈ અમો હેરત પામ્યા હતા. એક યુરો-પીયન છોકરો ભાવગે ૧૦ વરસનો હશે તેણે હવામા ઉડતા નલીઆના કકડાઓ એક પછી એક ને ત્યાર પછી બે કકડા ઉડતા ને વારાફરતી નીચે આવે તેની આગમજ નેમ ટાકી ભાજ્યા હતા. વળી પોતાના હાથમાં દડો લઇ ઉડાડે ને પછી નેમ ટાંકીને તેને ફોડે તથા બંદુકને

ટેબલપર મુકી દડો ઉડાડી બંદુક ઊંચકીને પછી તેને તરત નેમ ટાંકીને તે દડાને ફોડે. વલી એક પાટીયાં ઉપર આસરે ૧૫) બતક જેવા આકારની બે ઇંચ મોટી જીણુસો મુકી તે પાટીયાંને જોરથી હીચ એક માણુસ આપે ને પેલી છોકરીઓ ઉભી રહીને વારાફરતી સઘળા તે આકારને ફોડી નાખ્યા હતા ને તેજ મુજબ એક ગોળ દડાને ખુબ ચક્રી આપી એક માણુસ ફેરવતો તેને પણુ નેમ મારી ફોડયો હતો ને વળી તેવીજ રીતે ફરતા દડાને પીઠ ફેરવી સામે નાની આરસીમાં જોઇ પીઠની પાછળ નેમ ટાંકી ચક્રી ખાતા દડાને ફોડયો હતો. બંદુકના ગોઢાંની ઊપર એક કાગજને આંધરૂ પાડી તેમાં બંદુક ખોસી કે જેથી નેમ ટાંકવાની ટોંચ જે બંદુકને છેડે આવે છે તે દીસે નહીં ને તોબી તેવી રીતે ફરતા દડાને ફોડયો હતો. વીશ સેકંડમાં વીશ દડા એક હરણુના હીલતા આકારની આસપાસ બાંધેલા વીશ બંદુકના બારથી ફોડયા હતા. એ મુજબ ઘણી જાતની બંદુક ફોડવાની રીતો બતાવી હતી. ત્યાર પછી જીવતાં હરણો લાવી છોડી મેલીને ઘોડાપર બેસી તે હરણુની પાછળ ઘોડા દોડાવી તેનાં ગળાંમાં ફાંસા (Lasso) નાખી તેને દોડતું પકડતા હતા ને તેજ મુજબ જંગલી ગોધાઓને તથા દોડતા ઘોડેસ્વારોનેબી ગળાંમાં ફાંસા નાખી બતાવ્યા હતા. એક યુરોપીયન ઘોડાપર બેસી ઘોડા દોડાવતો જાય ને બીજો યુરોપીયન ઘોડાપર બેસી દડા હવામાં ફેંકે તેને પેલો ઘણી બંદુકે ફોડતો હતો. જંગલી ઇન્ડીયનો પોતાનાં કુટુંબો સાથે જંગલમાં શી રીતે ભટકે છે તેબી બતાવ્યું હતું. જે વખતે પેલા જંગલીઓ કુતરાની માફક મોટે ચીચાંરીઓ પાડતા હતા ને આબાદ અમેરીકાના જંગલીઓની વીગત જેમ ચોપડીઓમાં વાંચીએ છીયે તેમજ સઘળું તે લોકોએ કરી બતાવ્યું હતું. એ સઘળું કરતાં એક કલાક થયો હતો. ત્યાર પછી અમો ત્યાંનું અમેરીકાને લગતું સંગ્રહસ્થાન જોવા ગયા જ્યાં ત્યાંની ઘણી જાત જાતની નવી બનાવતો મુકેલી હતી તેમાં (Pantograph) પેન્ટગ્રાફ કરીને એક જાતનું સેહેલાઈથી પીકચરો કાપી થઈ શકે તેવું હથીઆર હતું. એ ઘણું ખરૂં એક લાકડાંનો નાનો ગજવામાં રાખવાનો ફુટ

આવે છે તેને મળતું પણ ઘણું લાંબુ અને વાંકુતીકું થઈ શકે તેવું હતું તેને એક છેડે બુઠી ઝીણી અણી અને બીજે છેડે પેનસીલ હતી. હવે પેહેલો છેડો જો તસ્વીર જેની કાપી લેવી હોય તે પર ફેરવીયે તો તેને લીધે પેલો બીજી ગમનો પેનસીલવાળો છેડો કાગજ ઉપર ચાલે કે તેનાં જેવી સબીની નકલ પછી તમો માંગો તેવી મોટી યા નાના કદની જેમ તમોએ તે છેડો વાંકોતીકો ગોઠવ્યો હોય તેમ પડે છે. અમે આગળ સ્ટેશનોપર મીઠાઇ, પોસ્ટ કાર્ડ તથા તોલવાના પેની નાખીને કરવાના સંચાઓ બાબે લખેલું છે તેનીજ માફક એક સંચો વિજળીના આંચકા (Shocks) આપવાનો બનાવી મુકેલો છે.

ખેતીવાડીને લગતાં જાત જાતનાં હોરો તથા બીજાં હથીયારો પણ જોવાલાયક મુકેલાં છે તેમાં એક સંચો ઘોડાથી ઘસડવાનો છે જે પોતાની મેળે તેની હેઠાંણમાં છરી મુકેલી હોવાથી ભાત કાપે છે જેને એક "એલીવેટર" (elevator) ઉઠાવીને બીજીગમ લઇ જાય છે કે એક સળીયાથી તેને એકઠો કરીને તે જોઇયે તેટલાં કદનો ભારો થયો કે એક ચાંપ ખસવાથી તેની આસપાસ દોરી યા સુતલી બંધાઈ જઇ તે ભારો એક બાજુપર પડે છે. એટલે માણસોની મેહેનતનો બચાવ થાય છે ને ભાત કપાઈ ભારા બંધાઇને તૈયાર થઇ રહે છે. એજ પ્રમાણે એક હોર છે જેના દાંતાથી જમીન ખેડાય છે અને તેની પાછળ સળિયાઓથી તેના સીધા ખાંચા ઉભા પડે છે જેમાં એક થેલીને રસ્તે અનાજનાં બીજ પડે છે કે પાછળથી પાવરા જેવું હોય છે તે મટોડી ઉપર પાછી વાળી દઇ "રોલરે" સરખી જમીન અળગી કરી વાવની તૈયાર એકજ હોરથી ઘોડા જોડીને કરી શકે છે. રૂનાં ઝાડોબી એમજ એકજ વખ્તે ખેતરોમાં રોપાયાથી એકજ કદનાં સરખાં ઉગે છે તે ઉપર રૂનાં કંદો ફુટીને તૈયાર પણ ઘણાખરા સાથે થાય છે તેને વીણવા સારૂં એક સંચો છે જેને રૂના ઝાડોની હારની વચ્ચે ખાલી જગ્યા હોય છે ત્યા ફેરવે છે. પેહેલાં તેને મથાળે કાતર જેવું હથીયાર હોય છે તેથી મથાળાં પરના રૂના કંદો કપાઈ નિચે એક સંચો છે તેમાં

પડે છે જેમાં રૂને તેના કંદમાંથી છુટો કરે છે કે તે રૂ પાછળથી બીજાં સંચામાં પડે છે જ્યાં તે પીંજઈને બી નિકળી જઈને એક ડેલી છેલ્લે હોય છે તેમાં ભરાય છે. એ મુજબ એકજ માણસ વીનીને સઘળું સાફ તૈયાર કરી કોથળા ભરી શકે છે. અમેરીકામાં મજુરી ઘણી મોંઘી હોવાથી આવી તાલ જો તેઓ નહીં શોધી કાહાડે તો બીજાં ગામો સાથે હરીફાઇ કરી શકે નહીં. ઇંટ બનાવાનો સંચો પણ એવીજ રીતે એક નાકે મટોડી પડી કે તે ગુંદાઈને લાંબા જોઇતા સળિયા જેવા થાય છે કે આગળ "એલીવેટર" પર ગઇ કે એક સચાથી પોતાની મેળે તેના જોઈતા કદના કકડાઓ થાય છે અને એક બાજુપર સુકાવા સારૂં તે એકઠી થાય છે. એ સંચાઓ ઉપ્રાંત અમેરીકાની જાત જાતની જમીનમાંથી નિકળતી ખાંણોના તથા કોલસાના નમુનાઓ તથા ઘડીયાલો તરેહ તરેહના બનાવતના જાણે "પીરેમીડસો" બનાવી મુકેલા હતા. એ સિવાય બીજું ત્યાં ઘણું જોવાનું હતું. વલી એક "વીંગ" (wing) માં ત્યાંના કારીગરોના હાથની ચીતારેલી તસ્વીરોનો સંગ્રહ તથા બીજીગમ મુવેલાં જાનવરો "સ્ટફ" કીધેલાં તેનો સંગ્રહ પણ જોવાલાયક કીધેલો છે. એ જનાવરોમાં ત્યાંના ગોધાઓ જંગલી જેને "બાઇસન" (Bison) કેહે છે તે ઘણા કદાવર તથા ભયંકર દેખાવના છે. જંગલી સફેદ બરફના રંગનાં બકરાંઓ જાણે વાછરડા હોય તેવા કદના ઇત્યાદી એવું મુકેલું છે. જોકે "એકઝીબીશન" તથા "શો" (show) થોડા જણાઓ મળી માથે લઈ અમેરીકાથી લાવી ઉભો કીધો છે તોપણ તે એટલો મોટો છે કે તેમાં ૪) કલાક અમો ફર્યાં તોપણ બારબર જોઇ શકયા હતા નહીં.

**તા૦ ૨ જી જુલાઈ સને ૧૮૮૭**—આજે રાણીજીની સનમુખ અત્રેના આસરે પચીશ હજાર વાલનટીયરોની "માર્ચ પાસ્ટ" હતી તે જોવાનું બકીંગહામ પેલેસમાંથી ઇજન રાણીજીના હુકમથી આવ્યું હતું તે જોવા ગયા હતા. આજે બે વાગે બપોરથી તે તરફ જવાના સઘળા

રસ્તાઓપર ગાડી ઘોડાને ફરતા બંધ કીધા હતા અને આખો વખત અમારા હોટલપરથી સોલજરો તથા સેલરોની રીજમીટો જવા માંડી હતી. સારાં ભાયગે અમોને ઇજનની સાથે ગાડી પાસ થવાની ટીકીટ પણ આવેલી હોવાથી અમો ગાડીમાં બકીંગહામ પેલેસપર જવાને શકતીવાન થયા હતા. રસ્તામા આખો વખત જગેજગેથી રીજમીટો બાહાર આવતી મળી હતી અને લોકોની ગીરદીનો કાંઈ થાગ ન હતો. તથા રીજમીટો વાજાં વજાડતી ચાલતી તે સઘળું ઘણું રળિયામણું લાગતું હતું. અમો બકીગહામ પેલેસપર સાડા ત્રણ વાગે જઈ પુચ્યા તેટલાંતો વાલનટીયરોથી સેંટ જેમસીસ પાર્ક તદન ભરાઇ ગયો હતો. બકીંગહામ પેલેસના વચલા મોટા દરવાજાપર શોભઈનો માચડો બાંધેલો હતો તે ઉપર રાણીજી કલાક સાડાચાર વાગે આવીને બીરાજ્યાં હતાં ને તે માચડાની આજુબાજુએ બીજા માચડાઓ બે બાંધેલા હતા તે ઉપર ઇજનવાળા લોકોને બેસવાની બેઠક ઉપ્રાંત કટેરાની બાજુપર બીજી છુટી બેઠકો પણ ગોઠવેલી હતી તેમાંની છેલ્લી પર અમોએ બેમીને સઘળી "માર્ચ પાસ્ટ" જોઇ હતી. એ વખ્તે મેહેલના કપાઊં-ડમાં આસરે ૫૦૦ માણસો તેડાંથી આવેલાં હતાં તેમાં મોટો ભાગ હિંદુસ્તાનના રાજવંશીઓ તથા ઈહાં આવેલા દેશીઓનો હતો યુરોપના પણ રાજવશીઓ જેઓ ઇહાં છે તેઓ સઘળા પોતાના દેશની રીજ-મીટના પોશાકોમાં બીરાજેલા હતા જેથી દેખાવ ઘણો રળિયામણો લા-ગતો હતો. અમારી જમણી બાજુપરજ પડોશમાં રાણીજીવાળો માચડો હોવાથી અમોને સઘળુ જોવાને ઘણુ ઠીક બની આવ્યું હતું. અમારી આગળથી કટેરાની બાહર રાણીજીના છોકરાઓ તથા જમાઇઓ લશ્કરી પોશાકમાં ઘોડાઓપર ઉભા હતા ને સામેથી "ગાર્ડસ" તથા "લેનસર્સનાં" બે મોટાં વાજાંઓ ઘણા ઊંચા કસબી પોશાકોમાં ઉભાં રાખેલાં હતાં. તેઓએ જ્યારે રીજમીટો પસાર થવા માડી ત્યારથી આખો વખત "માર્ચ" પુરી થઈ ત્યા સુધી દોઢ કલાક વારાફરતી "માર્ચ" ના શરોદ વજાડયા કીધા હતા અને જે જાતની રીજમીટની બ્રીગેડસો આવે તેને અનુસરતું વાજું વજાડતા હતા. જેમકે પ્રીન્સ ઓવ વેલ્સવાળી રીજ-

મીટની બ્રીગેડ આવી તે વખ્તે પ્રીન્સ ઓવ વેલ્સની સલામતીની "માર્ચ" વજાડી હતી. આઇરીશ બ્રીગેડ ડયુક ઓવ કોનાટની સરદારી હેઠલ આવી ત્યારે Garry Owen કરી આઈરીશ "ડેન્સ" ની "માર્ચ" વજાડી હતી. હાઇલેંડરની (ઘાઘરા) રીજમીટ આવી ત્યારે "બેગ પાઈપ" નું વાજું તે વખ્તે આવી ઉભુ હતું તેને "કેમપબલ્સ આર કમીંગ" (Campbells are coming) ની "માર્ચ" વજાડી હતી. એ મુજબ જાત જાતની "માર્ચો" દરેક બ્રીગેડ પસાર થતી ત્યારે તે વાજાંઓ વારાફરતી વજાડતાં હતાં. "માર્ચ પાસ્ટ" સાડાચાર વાગેને પેહેલી બરાબર શરૂ થઇ તેમાં સૌથી પેહેલો ડયુક ઓવ કેમબ્રીડજ રાણીના કાકાનો છોકરો તથા ગ્રેટબ્રીટનનાં બધા લશ્કરનો સૈનાધિપતિ ઘોડાપર પસાર થયો, તેની પાછળ પ્રિન્સ ઓવ વેલ્સ તથા ડયુક ઓવ કોનાટ તથા બીજા રાજવંશીઓ પસાર થયા હતા અને રાણીજીની સામે આવ્યા ત્યારે લશ્કરી સલામ તલવારથી ધારા મુજબ તેઓએ કરી દુરવેર તેમ પસાર થઈને પછી પાછા આવી અમારી આગળ રાણીના ડાબા હાથ ઉપર ઉભા હતા. ત્યાર પછી તોપખાતાંની એક રીજમીટ પસાર થઈ કે પછી બાકીની બધી રીજમીટો પેદલ હતી તે વારાફરતી પોતાનાં વાજાંઓ સાથે એકની પાછળ એક એમ પસાર થઇ હતી. તેઓના તરેહ તરેહના પોશાકો તથા સલામ કરવાની રીતો ઘણી જોવાલાયક હતી. જ્યારે ડયુક ઓવ કેમબ્રીડજની પોતાની રીજમીટ આવી (જેના ઓનરરી કરનલો રાજવંશીઓ થાય છે તે રીજમીટને તે ધણીનું નામ આપે છે) ત્યારે ડયુકે પાછો તેની હરોલમાં ઘોડાપર ચાલી રાણીને લશ્કરી સલામ કીધી હતી. એ વખ્તે રાણીના છોકરાઓ જે અમારી આગળ ઉભા હતા તેઓ સઘળાએ ડયુકને પોતાના લશ્કરી વડા દાખલ જેમ સોલજરો અમલદારોને સલામ કરી માથા આગળ હાથ ધરી ઉભા રહે છે તેમ ઉભા રહી માન આપ્યું હતુ. પ્રિન્સ ઓવ વેલ્સની રીજમીટ આવી ત્યારે તેઓએબી તેની હરોલમાં રાણીને સલામ કીધી હતી, તેજ મુજબ ડયુક ઓવ કોનોટ તથા પ્રિન્સ ઓવ વેલ્સના છોકરાઓ

તથા રાણીના જમાઈઓએબી પોતાની રીજમીટોની હરોલમાં "દર પાસ્ટ" કરી સલામ કીધી હતી. એ વખ્તનો દેખાવ ઘણો ભપકા ભરેલો લાગતો હતો જે જોવા સારૂં બાહેર લખો માણસોની ભીડ એકઠી થઇ હતી જેઓએ ડયુક ઓવ કેમબ્રીડજ, તથા પ્રિન્સ ઓવ વેલ્સે "માર્ચ પાસ્ટ" કીધી ત્યારે ખુબ તેઓને ખુશાલીના પોકારોથી વધાવી લીધા હતા સેલરો દાખલના વાલનટીયરોની રીજમીટની વખ્તે પણ તેવીજ ખુશાલી લોકોએ બતાવી હતી વળી એક વાલનટીયરની રીજમીટ છોકરાઓ બારથી પંદરની અંદરની ઉમરનાની હતી જેનો અમલદાર એક નાનો બાર વર્ષનો છોકરો સૌથી આગળ ચાલતો હતો જે જરા ગભરાતો હોય તેવું દેખાતું હતું પણ તેની પાછળ બીજા ઉમરે પુગેલા અમલદારો હતા તેઓ તેને હલુસે હીંમત આપી સલામ કયારે કરવી તેની ઇશારત કીધાથી તે નાના છોકરાએબી લશ્કરી સલામ ઘણી અચ્છી રીતે પોતાની બચુકલી તલવારથી કીધી હતી જે વખ્તે અમારી તરફની ઉભેલી ઓરતોને ખુબ મઝા પડી હતી. ધારવા મેલે એ છોકરો કોઇ મોટા ખાનદાનનો હોવો જોઇયે તેથી તેને તેની ઉમર કરતાં મોટા છોકરાઓપર વડો બનાવ્યો હશે. યુનિવરસિટિ તથા બીજી સ્કુલના છોકરાઓની પણ બે ત્રણ વાલનટીયર રીજમીટો હતી તેમાં (આએ બધા ૨૫૦૦૦ વાલનટીયરોમાં) આપણો એક જરતોસ્તી મી૦ નવરોજી દાદાભાઈ આલબ્લેસ પણ હતા જેઓ કેમબ્રીડજની યુનિવરસિટિના હોવાથી ત્યાંના વાલનટીયરોમાં સામેલ થયલા છે. એ સઘળી "માર્ચ પાસ્ટ" નજદીક દોઢ કલાક ચાલ્યા પછી પુરી થઈ હતી અને રાણીજી પાછાં ત્યાંથીજ ગાડીમાં બેસીને વીંડસર જવા સ્ટેશન ઉપર ગયાં હતાં જે વખ્તે તેઓને ખુબ માન મળ્યું હતું. બધી રીતે એ વાલનટીયરની કવાયદ જોવાલાયક હતી.

**તા૦ ૩ જી જુલાઈ સને ૧૮૮૭**—આજે બપોરથી મેસર્સ દાદાભાઇ બધરસવાલા શેઠ પેસ્તનજી બેરાંમજીની સાથે એઓના મોરકડમાં આવેલાં "જીપસીહીલ" વાળાં મકાનમા ગયા હતા અને આખો

મીટનીર્સ તેઓને ત્યાંજ મોજ મઝામા ગુજાર્યો હતો. એ "જીપસીહીલ" નામની જગ્યા ક્રીસ્ટલ પેલેસની પડોશમા ટેકડી ઉપર આવેલી છે તેથી લંડન કરતાં તે સારી હવાવાળી જગ્યા છતાં લંડનના પરગણા (suburbs) માં ગણાય છે ત્યા ઘણા ખરા છુટા નાના બંગલાઓ હોય તેમ ઘરો બાગોની અંદર બાંધેલાં છે ત્યા કાંઇ બીજું જોવા લાયક નથી.

**તા૦ ૪ થી જુલાઈ સને ૧૮૮૭**—આજે રાણીજીની જુબીલીની યાદગારી કાયમ રાખવા સારૂ જે "ઈમપીરીયલ ઇનસ્ટીટયુટ" ઉભી કીધી છે તેનો પાયો નાખવાની ક્રિયા રાણીજીએ પોતાને હાથે કીધી તે જોવા ગયા હતા, એની જગ્યા અસલ ગયે વર્ષે જે "ઇન્ડીયન" અને "કોલોનીયન એકઝીબીશન" આલબર્ટ હાલની પડોશમાં બાંધ્યું હતું ત્યાંજ કીધી છે અને તે એકઝીબીશનની થોડી ઇમારત હજી રાખેલી છે પ્રમાથી એનો મુખ્ય દરવાજો હમણા કીધેલો હતો અને એક ઘણો મોટો ગોળ તમ્બુરેકો માંડવો પાયો નાખવાની ક્રિયા સારૂં ઉભો કીધેલો હતો તેમાં આસરે ૧૧૦૦૦ માણસ આજે એકઠું મળ્યું હતું જેના મોટા ભાગને માચડાઓની બેઠકો આપી હતી. બાકીની જગ્યામાં ૭ ભાગ સરખા વેહેંચીને જ્યાં પાયાની જગ્યા હતી ત્યાં તે ભાગો ગોઠવી તેઓને ૭ નંબર આપ્યા હતાં તેમાના નંબર બીજાવાળા ભાગમાં હિંદુસ્તાનના રાજાઓ તથા દેશીઓ તેમજ હિંદુસ્તાનના સીવીલ સરવીસ તથા બીજા અમલદાર સારૂં જગ્યા રાખી હતી જ્યાં અમોને પણ બેઠક મળી હતી અને તે પાયાના પથ્થરની સામેજ જમણી બાજુપર હોવાથી અમોને જોવાને ઘણું ઠીક બન્યું હતું. પથ્થર નાખવાની જગ્યા પર એક આસરે ત્રણ ફીટ ઉંચો પ્લાટફોર્મ કીધો હતો જ્યાં રાણી તથા બીજા રાજવંશીઓ સારૂં ખુરસીઓ ગોઠવી હતી અને તેઓની પાછળ "ઓરચેસ્ત્રા" આલબર્ટ હોલને લગતો છે તેની બેઠકો હતી જેમાં ગાનારાઓ બેઠેલા હતા. વળી તે ઉપ્રાંત રાણીની સામે દુરથી એક "ગ્રેનેડીયરસ" નું વાજું લેફ્ટેનન્ટ ગોડફ્રીના

ઉપરીપણાં હેઠલ બેસાડેલુ હતું જે આખો વખ્ત ઘણા સુંદર સરોદો વજાડતું હતું. અમો ત્યા આસરે ૧૦—૩૦ મીનીટે ગયા હતા પણ રાણીજી બરોબર બાર વાગેતે આવ્યા હતાં તેટલાંતો આખો માંડવ લોકોથી ખીચોખીચ ભરાઇ ગયો હતો જેનો દેખાવ રાજાઓના તથા ક્રિયામાં ભાગ લેનારાઓના લેવીના કસબી પોશાકો તથા લશ્કરી અમલદારોના ચાંદોથી ઘણો ભપકાદાર લાગતો હતો તેમાં મડમોનો મોટો ભાગ હોવાથી પુરો રળીયામણો દેખાતો હતો. રાણીજીની થોડે આગળથી યુરોપના અત્રે આવેલા રાજા તથા રાજવંશીઓ આવતા ગયા તેઓને લોકોએ ઉઠીને માન અત્પ્યું હતું તે સઘળા રાજવંશીઓ તથા ઇરાનના શાહનો ભત્રીજો એલચી દાખલ ઇહાં આવેલો છે તે સઘળા રાણીવાળા પ્લાટફોર્મ પર એકઠા થયા હતા અને આપણા હિંદુસ્તાનના રાજાઓને તો અમારીવાળી નિચેની બેઠકોપર બેસાડયા હતા રાણીજી આવ્યાં ત્યારે ભેપુડી વજાડનારાઓ ( Trumpeters ) એ ફાનફેરતું વાજુ વજાડયુ હતું અને સઘળાઓ ઉભા થઈને રાણીજીને હુરરેના પોકારોથી વધાવી લઈ ખુબ માન આપ્યું હતું અને રાણીજી અંદર પોતાના કુટુંબ સાથે સરઘસના આકારમાં આવ્યાં ત્યારે સર આરથર સલીવાનના ઉપ્રીપણાં હેઠલ "ઓરચેસ્ત્રા" નું બેંડ હાજર હતું તેઓએ એક "ગ્રાડ પ્રોસેશનલ માર્ચ" વજાડી હતી રાણીજીએ પોતાના માચડાપર આવીને ત્યાં ભેગા મલેલા યુરોપીયન રાજવશીઓ સાથે શેકહેંડ કીધી હતી અને ઘણીક શાહજાદીઓએ તેઓનો હાથ ચુમ્યો ત્યારે તેઓએ તેઓના ગાલપર પાછી ચુમી લીધી હતી. ડેનમાર્કના રાજા સાથે પેહેલા શેકહેંડ કીધી ત્યારે રાજાએ ગુઠંણ વાળીને રાણીના હાથને ચુમીઓ લીધી હતી, અને પછી બેઉ જણાઓએ એક એકને મોઢાંપર ચુમી લીધી. બધાં વાજાંઓ તથા "કોયરે" મળીને રાણીજીની સલામતીનાં ગીતની ત્રણે કવીતાઓ ગાઇ હતી જે વખ્તે રાણી સુધાં સઘળી મીજલસ ઉભી રહી હતી અને પુરું થયા પછી પ્રિન્સ ઓવ વેલ્સ જે "ઇમપીરીયલ ઇનસ્ટીટયુટ" નો પ્રમુખ છે તેઓએ રાણીજીને માનપત્ર વાંચી એનાયત કીધો હતો જેનો જવાબ રાણીજીએ

પાછો વાંચીને આપ્યો હતો. ત્યાર પછી આએ આજના કારણસર એક નવી કવીતા જોડેલી હતી તે આલબર્ટ હોલની "કોરલ સોસાયટી" તથા "ઓરચેસ્ત્રા બેંડ" વાળાઓએ સાથે મળીને ગાઇ તથા વજાડી હતી જેનું "મ્યુઝીક" સર આરઠર સલીવાને જોડેલું હોવાથી તે પુરૂં થયું ત્યારે રાણીજીએ હસીને તેને સલામ કરી ઉપકાર માન્યો હતો ત્યાર પછી પ્રિન્સ ઓવ વેલ્સે તેઓને એક રૂપાની થાપી આપીને ધારા મુજબ પાયાનો પથ્થર નાખવાની ક્રિયા કીધી હતી. એ પથ્થર ત્રણ ટન વજનમાં કોલોની તરફથી લાવેલા ગ્રેનાઇટનો હતો અને તેની બેઠક હિંદુસ્તાન તથા બ્રીટીશ આયલંડસના પથ્થર તથા ઇંટની બનાવી હતી અને તે પથ્થર જગ્યાપર મુકયા પછી આર્ચબીશપ ઓવ કેનટરબરીએ ( વેલાતના સોથી વડો પાદરી ) એક બંદગી કીધી હતી અને એ "ઇન-સ્ટીટયુટ" ને ઉભી કરનારી કમીટીને રાણી સાથે ઓળખ પ્રિન્સ ઓવ વેલ્સે કરાવ્યા પછી રાણીજી પાછાં જેવી રીતે આવ્યાં તેમ સીધાવ્યાં હતાં જે વખ્તે "કોયરે" "રૂલ બ્રીટેનીયાનું" ગીત આખું ગાયું હતું અને રાણી તથા પાદશાહી કુટુંબવાળા સઘળાં ગયા પછી બધા લોક વિસર-જન થયા હતા. જો કે નાની જગ્યાપર ૧૧૦૦૦ માણસો એકઠાં મળ્યાં હતાં તોપણ આવવાના રસ્તાઓની તથા બીજી ગોઠવણો એવી સરસ કીધેલી હતી કે લોકોને બહાર નિકળવાની કશી અગવડ પડી હતી નહીં અને એક કલાકની અંદર સઘળું ખલાસ થઇ ગયું હતું એવું અમોએ પાછળથી સાંભળ્યું હતું.

**તા૦ ૫ મી જુલાઈ સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૧૦—૪૦ મીનીટે અમો તથા બીજા હિંદુસ્તાનના રાજવંશીઓને ધી ડયુક ઓવ બેડફર્ડ નામના ઉમરાવ તથા તેની ધણીયાંણીએ પોતાની કનટ્રી સીટ (Woburn Abbey) વોબર્ન એબી કરી આસરે ૫૦ મેલ દુર મેહેલ છે ત્યા આખો દિવસ મોજ કરવાનું ઇજન કીધું હતું તે જગ્યાપર જવા સારૂં સેંટ પાનક્રાસના સ્ટેશન ઉપર ગયા હતા, જ્યાં અમો બધાઓ સારૂં એક ખાસ ટ્રેન રાખી હતી

તેમાં બેઠા હતા. એ ટ્રેનમાં આસરે ૧૦ ગાડીઓ પેહેલા Woburn જોડેલી હતી ને તેનો ખરચ ડયુકે પોતે આપેલો હતો. અમો સ્ટેશનહતી પર ગયા ને ત્યાંના ટીકીટ વેચનારને એ ટ્રેન બાબે પુછતાં તેણે અમોને ટીકીટ વેચાતી આપી હતી. જો કે અમારા ઈજનવાળા કાર્ડમાં લખેલું હતુ કે ખાસ ટ્રેન ૧૦—૪૦ મીનીટે વોબર્ન એબી જવા સારૂં ઉપલાં સ્ટેશનપરથી ઉપડશે તોબી અમોને જ્યારે ટીકીટ વેચાતી આપી ત્યારે અમો સમજ્યા કે ગાડી ભાડી હશે ને ટીકીટો મેહેમાનો વેચાતી લેશે. અમો પ્લાટફાર્મપર ગયા કે ડયુકનો કારભારી અમારી પાઘડી જોઇને અમારી પાસે આવ્યો ને ટ્રેન તૈયાર છે એમ જણાવી તેમાં બેસાડવા લઈ જતો હતો પણ અમારા હાથમાં ટીકીટો જોઇને બોલ્યો કે ટીકીટો શું કામ લીધી? તમો બધાઓ સારૂં ખાસ ટ્રેન ડયુકે પોતે માંડેલી છે અમોએ જે બન્યું હતું તે કેહેવાથી તે ટીકીટ વેચનાર પર ગુસ્સે થયો અને સ્ટેશન માસ્ટરને તેડીને વાત કરીને અમારી ટીકીટો તેને પાછી આપી અને સ્ટેશન માસ્ટરે અમારા રૂપીઆ પાછા લાવી આપ્યા હતા. અમો બધા મળીને આસરે ૧૦૦ મેહેમાનો હોઇશું તેમા હિંદુસ્તાનના સઘળા રાજાઓ ઉપ્રાંત જાણીતા દેશી ગ્રહસ્થો અને હિંદુસ્તાનના આગળા ગવરનર જેનરલ લોર્ડ નોર્થબ્રુક તથા મધરાસનો છેલ્લો ગવરનર સર ગ્રાંટ ડફ તથા બીજા મોટા મોટા ઉમરાવો તથા તેઓની બાનુઓ હતી. દેશી બાનુઓમાં કુચબી-હારનાં મહારાણી તથા કપરથુલાનાં "ડેપ્યુટેશનનો" વડો આવેલો છે તેની બાયડી હતી. એ છેલ્લા ધણી અને ધણીઆંણી વટલીને ખ્રાસ્તી થયા છે. એ હાલના કપરથુલાના નાના રાજાનો "રીજંટ" છે. આપણા જરથોસ્તીઓમાં અમો બે જણા ઉપ્રાંત શેઠ દોરાબજી પસ્તનજી કામા તથા મોરબીના ઠાકોર સાથે મી૦ બનાજી કરીને ડાકટર આવેલા છે તેઓ હતા અને મુંબઇના રેહેવાસીમાં મી૦ બદરૂ-દીન તૈયબજી હતા તથા કલકતાના બે બાબુઓ હતા તથા બાકીના કચ્છનો રાવ તથા મોરબી અને લીમડીના ઠાકોર હતા ને સીવાય બધા ઇહાંના યુરોપના કોનસલો તથા ઉમરાવો અને તેઓની બાનુઓ હતી.

પાછો ‌‌.‌ાનના એલચી પ્રિન્સ માલકમખાન પણ આ મેજબાનીમાં એ‌. જેઓએ પોતે આવીને અમો સાથે (પારસીઓ દાખલ) એ-.ખ કીધી હતી. પારસીઓ વિષે ઘણી તારીફ કરી આપણા ઈરાની ભાઈબંધોને હમણા ઇનસાફ મળે છે તે વિષે પરપુછ કીધી હતી અને બોલ્યા કે "તમો લોકોનું કાંઇબી કામ હોય તે હું કરવાને તૈયાર છું." અમારી ટ્રેન ૫૫ મીનીટમાં વોબર્ન એબીપર જવાનાં સ્ટેશનપર જઇ પુગી હતી યાને ૫૦ મૈલ ૫૫ મીનીટમાં પસાર કીધા હતા. ત્યાંનાં સ્ટેશનપર અમો હિંદીવાનોને જોવા સારૂં એક મોટો માણસોનો જાણે મેલો ભરાયો હતો અને ખુબ હુરરેના પોકારો ઉઠા-વ્યા હતા અને હિંદીવાનોના જાતજાતના પોશાકો જોઇને ઘણા ખુશી થતા હતા. અમો ઉપર લખતાં ભુલી ગયા કે હિંદુસ્તાનની રીજમીટ-ના દેશી અમલદારો જે ઈહાં આવ્યા છે તેઓબી અમો લોકો સાથે આવેલા હતા. અમો લોકોને લેવા ડયુકનો મેનેજર કરનલ ટાલબોટ સ્ટેશનપર આવેલો હતો તેણે સઘળાઓને ત્યાં હાજર રહેલી આસરે ત્રીસ જોડીની ગાડીઓમાં બેસાડયા હતા અને બધી ગાડીઓ સરઘસના આકારમાં વોબર્ન એબી જવા નિકળી હતી જેનો દેખાવ ઘણો સરસ લાગતો હતો અને તે જોવા જગે જગ લોકોનાં ટોળાંઓ એકઠાં થયાં હતાં અને જાણે આજે તે ગામમાં છુટી મળી હોય તેમ નાના મોટા સઘળાં જગેજગ ઉભાઇ જતાં હતાં અને તોપીઓ ઉતારી દરેક ગાડીને સલામ કરતાં હતાં. અમારી સાથે ગાડીમાં મધરાસનો ગવરનર સર ગ્રાંટ ડફ તથા તેઓનાં બાનુ હતાં અને ઇહાનુ લોક કેટલું સભ્યાતાવાળું રેહે છે તેના દાખલા દાખલ અમે જણાવીએ છીયે કે સામી બાજુએ પોતે બેસીને પોતાની ઓરતની પાસ હમોને બેસવાની જગ્યા આપી હતી અને પોતે કોચબાક્ષની બાજુ આગળ બેઠા હતા અને આખો રસ્તો હિંદુસ્તાનની તથા બીજી પરસુ-ટણ બાબદોની વાતચીત કર્યા કીધી હતી અમોને એક બીજો કલાક વોર્બન એબી જતાં રસ્તામા થયો હતો જે સઘળી જગ્યા ડયુક ઓવ બેડફર્ડની પોતાની છે (એ ડયુકની વર્ષ દહાડાની આવક પચાસ

લાખ રૂપિયાની કેહેવાય છે.) સ્ટેશનથી તે મેહેલ (Woburn Abbey) સુધીની સઘળી જગ્યા બધી ખેતીવાડીથી ભરપુર હતી અને ઓક, બીચ, એસ, પાઈન ઇત્યાદી જાતનાં મોટાં ઝાડોથી ગલો તથા પાર્કસો બનાવેલાં હતાં જેની હેઠેનું ઘાસ લોન (Lawn) ફક કાપી ગલીચાઓના જેવું કીધેલું હતું અને તે ઉપર હરણો-ઓ ફરતાં હતાં અને આજે સહવારથી તડકુ નહીં હતું પણ યલું વાદળ તથા ઠંડો પસંદ પડે તેવો પવન હોવાથી હતું. પણ રસ્તામાં ધુળારૂં ગાડીઓના સરઘસને લીધે ધુળે ભરાઇ ગયા હતા. અમો મેહેલમાં ઉતર્યા કે અમારા "ઓવર કોટસો" ત્યા રાખેલા ખીદમતગારોએ સઘળાઓના ડગલાઓને બ્રસ માર્યા હતા અને પછી આગળ વા કહ્યું હતું. એ ખીદમતગારોની લીવરી બફ રંગના ડગલાપર સોનેરી ફીટો મુકેલી અને સોનેરી ગુઠેલી દોરી લટકતી રીતે જમણી બાજુપર રાખેલી હતી, અંદરનો "વેસ્ટકોટ" તથા પાટલુન ગુઠણ સુધીનાં ઊંચી કીરમજી મખમલનાં હતાં તથા પગમાં ઉપર સુધી રેશમી મોજાં પેહેરાવી સુનેરી ગારટરો બાંધ્યાં હતાં, નાના રૂપેરી બકલના સુઝ (Shoes) પેહેરાવેલાં હતાં તેથી તેઓને ભપકો ઘણો લાગતો હતો. અમો લોકોને લેવા ડયુક પોતે બારણામા જરા અંદરથી ઉભા હતા જેઓ નમી નમીને બધાઓને સલામ કરતા હતા પણ અમોએ કોઇ દિને તેઓને જોયલા નહીં અને કોઈએ તે વખ્તે ઓળખ ન કરાવાથી ડયુકનો કોઈ માણુસ હશે કરી સલામ કરી આગળ વધ્યા હતા. અંદરના હોલમાં બારણાં આગળ ડચેસ ઉભેલાં હતાં તેઓ સાથે અમો બધા જણાંઓને પીછાંણ કરાવી હતી ત્યાર પછી ડયુક સાહેબ કોણ હતા તે માલમ પડયું હતું. એ બન્ને માટી બઇયર ઘણાં સાદાં છે અને આસરે પચાવનથી સાઠ વર્ષની ઉમરનાં હશે. અમો બધાઓને ઓળખાણ કરાવ્યા પછી તે હોલમાંથી ડયુકનાં છોકરા છોકરીઓ આવી હાથ મોંટું ધોવા સારૂં મેહેમાનોને જગ્યા દેખાડવા છુટા છુટા લઇ જઇ લાવ્યાં હતાં અને એક કલાક પછી

"લંચ" પર લઇ ગયાં હતાં જેની ટેબલપર મોટા મોટા સોના તથા રૂપાંનાં મેવો તથા ફુલ મુકવાના વાસણો (vases) મુકેલા હતા અને ખાંણાની ડીશો વિગેરે સઘળું રૂપાંનું હતું તથા મેવો તથા ખોરાક સઘળું ઘણુંજ ઊંચી તરાંહનું હતું. એ ડયુકની પોતાની "કીચન ગારડન" (kitchen garden) નાં "હોટ હાઉસ" માં ઉંગાડેલી પીચીસ, દરાખ, સ્ટ્રાબેરી, ઈત્યાદી એવા ઘણા સરસ ઊંચા મેવાઓથી ટેબલ ગોયા ભરી નાંખી હતી અને બધાની આસપાસ ગોલાબ, કમલફુલ તથા બીજી જાતનાં ફુલોની ગોઠવણીથી ટેબલ બીછાવી નાખી હતી. ચમપેનની બાટલીઓ આગમજથી ઠંડી કીધેલી બધીઓના બુચો ઉંધાડીને સઘળે ઠેકાણે મુકેલી હતી તથા તેજ મુજબ અસલનો જુનો દારૂ તથા વાઇનો મુકેલા હતા અને ખાધાની ગોઠવણ બધી રીતે સરસ કીધેલી હતી. તે "લંચ" લીધા પછી અમોને મેહેલમાં બધે ફેરવ્યા હતા. એ મેહેલમાં જે ચીત્રો છે તેની ઘણી તારીફ થાય છે અને ખરેખર તે જોવા લાયક હતાં. કાંઇ વગર ગણત્રીના ઓરડાઓ એ ચીત્રો ઊંચાં કોરીકામ તથા બીજી નવાઇની ચીજોથી ભરી નાંખ્યા હતા. ઊંચા કોરીકામના "વાસીસો" ની કીમત ૧૦ થી ૫૦ હજાર રૂપિયા સુધીની એક એક નંગની કહેવાય છે અને ચીત્રોની કીંમત તો કાંઇ થઇ શકે નહી. એ ડયુકનું ખાનદાન ઘણું જુનું હોવાથી આવો મોટો સંગ્રહ કરવાને તેઓ શકિતવાન થયા છે. ફરનીચર પણ ગીલીટનું તથા ઊંચી સાટીન તથા ભરતકામનું જુદા ઓરડાઓમાં જુદી ધપતું હતુ. એ સઘળું જોયા પછી બાગમાં બધાઓને લઇ ગયા હતા જેના "લોન્સો" તથા ફુલોના કીયારાની ગોઠવણ તથા જગે જગ નાના સરોવરો તથા કદાવર ઝાડો તથા પુતળાંઓ ઈત્યાદી ઘણું જોવાલાયક હતું. એ બાગની એક હારમાં ઉપલો મેહેલ આવેલો છે, તેનેજ લગતું વળી (Sculpture Gallery) પુતળાંઓની ગેલેરી છે તે જોઈ હતી જ્યાં જગે જગ અસલનાં રોમ તથા ગ્રીસનાં તથા બીજાં પુતળાંઓ (બે હજાર વર્ષનાં જુનાં) મુકેલાં હતાં જેની કીંમતજ થઇ શકે નહીં. એ ગેલરીની પડોશમાં (Conservatory) કાચનાં ઝાડ ઉંગાડવાનાં

હારબધ ઘરો હતાં તે સઘળું જોવામા તથા બાગમા ફરવામા વખ્ત સપાતામાં નિકળી ગયો હતો. વળી બે જણાને ત્યાં ફોટોગ્રાફ લેવા સારૂ રાખેલા હતા જેઓ વારાફરતી થોડાઓની સબીઓ લેતા હતા. સાજનાં ૪ વાગેને બધાઓને પાછા ચાહ તથા રીફ્રેશમેન્ટ લેવા લઈ ગયા હતા અને તે સઘળું લીધા પછી પાંચ વાગેને સઘળાઓ ડયુક તથા ડચેસને મળીને પાછા જેમ આવ્યા તેમ સરઘસના આકારમાં ગાડીઓમા બેસીને સ્ટેશનપર ગયા હતા. ડચેસે સઘળાઓની ભેટ જતી વખ્તે જરા આદરથી લીધી હતી પણ ડયુક પોતે પોર્ટીકોમા ઉભા રહી સઘળાઓને ઉપકાર માની પોતે ગાડીઓમા બેસરાવતા હતા. અમો ત્યા ગયા તેથી બીજેજ રસ્તે અમોને મોટા પાર્કસોમા ફેરવીને સ્ટેશનપર લઇ ગયા હતા જ્યા વળી આખે રસ્તે લોક એકઠું જોવા સારૂં મળ્યું હતું અને સ્ટેશનપર તો એટલી ભીડ હતી કે કાનસ્ટેબલો રાખીને તેઓને અટકાવવા પડયા હતા કે અમો લોકોને જવાનો રસ્તો મળે અમો રાતના ૭—૩૦ મીનીટે લંડન આવી પુગ્યા હતા અને આજનો આખો દિવસ ખરેખર મોજ મજાહમાં ગુજાર્યો હતો તથા ઈહિંના ઉમરાવ લોકો શી રીતે મોજ ભોગવે છે તથા પોતાની મોટી આવકનો શી રીતે ખરચ કરે છે તેનો એક નજીવો દાખલો જોયો હતો કારણ કે બધી રીતનો આજનો બનાવ દુલ્લા હાથથી તે નહી જણાય તેવી રીતે પસાર કીધો હતો અને આવા મોટા ઉમરાવો છતાં જાણે તેઓમાં મગરૂરી શુ ચીજ છે તે માલમ નહી પડતી હતી. નજદીક એક મહીનો ઉપર થયો ઇંગલંડમાં વરસાદ તદન પડયો નથી અને તડકો ઘણુ જોરાવર લાગે છે જેથી લુ લાગવાના દાખલાઓ બને છે ગરમી છાયડામાં ૮૭ ડીગ્રી સુધી અમોએ સાંજનાં સાત વાગે જોઇ હતી અને લંડનમાં જો કે પાણીની તાન કશી માલમ પડતી નથી પણ ગામડાંમાં તેની ઘણી બુમ પડી રહી છે ગાય ઢોરને તથા અનાજને ઘણી નુકસાની જાય છે. જો એક બે દિવસમા વરસાદ નહી પડયો તો ઘણી ખરાબી થશે એમ સભળાય છે. આજના વર્તમાનપત્રોમા વાચી ખુશી થયા છીએ કે ગામડાઓમા થોડો થોડો વરસાદ પડયો છે

અને આજે ઘણે દિવસે અમોએ ઠંડા પવન જોયા છે. બાકી અમોને પણ ઉકળાટ જેવું લાગતું હતુ તેમાં જમીનની અંદરની રેલવેમાં બેસતા ત્યારે તો જાણે દમ નહી લેવાય એવી ગરમી લાગતી હતી. અમો રાતના લાઈશીઅમ થીયેટરમા Olivia નો નાટક હતો તે જોવા ગયા હતા એ નાટકમા મુખ્ય ભાગ અરવીંગ તથા એલન ટેરીએ લીધો હતો જેઓએ તે એવો તો અસરકારક રીતે ભજી બતાવ્યો હતો કે ઘણી બાનુઓને અમોએ ત્યા રડતી જોઈ હતી અને મરદો વટીક ઉપર પણ અસર થયલી હતી. એ નાટક Vicar of Wakefield ઉપરથી લીધો છે અને તેમાં ઓલીવીયાને જ્યારે માલમ પડે છે કે ખરેખર તે પરણેલી નથી તે વખ્તની તેની રડાકુટ તથા પોતાના બાપની આગળ તે બાબદ જાહેર કીધી ત્યારે તે વીકારની દલગીરી તથા સબુરી એવી તો અસરકારક રીતે મેડમ એલનટેરી તથા મી૰ અરવીંગે કીધી હતી કે જાણે ખરેખર તે બનાવ બનતો હોય તેવું લાગતું હતું.

**તા૰ ૬ ઠી જુલાઈ સને ૧૮૮૭**—આજ બપોરના સાડાત્રણ વાગેને ઇંહાના વખણાયલા સંસ્કીત પ્રોફેસર સર મોનીઅર વીલીયમસને ત્યા તથા મી૰ બરટ્રામ કરી ( Bertram Currie ) ને ત્યા ( એ ગ્રહસ્થ ઇંડિયા કાઉનસીલનો વાઇસ પ્રેસીડંટ છે ) “એટ હોમ” (at Home) ની પાર્ટીઓ હિંદુસ્તાનના રાજાઓને મળવા સારૂં કીધી હતી તેમા પેહેલા ધણીને ત્યા અમો ગયા હતા જયાં હોલકર સીવાય બીજા બધા રાજાઓ તથા જાણીતા હિંદુસ્તાનના દેશીઓ આવેલા હતા જેઓને મળવા સારૂ ઘણા જણાઓને નોતરેલા હોવાથી મેલાવડો ઠીક થયો હતો અમો છેલા ધણીને ત્યા તે આસરે ૧૨) મૈલ દુર રેહેલાથી જઇ શકયા હતા નહી કારણકે સર મોનીયરને ત્યાંજ અમોને અવારૂં થઈ ગયુ હતુ. એવા મેલાવડાઓમા આપણા હિંદુસ્તાન વિષે ઘણી પરપુછ થાય છે ને જયારે આપણા લોકોને પુછે છે કે તમારી તરફ પણ ઇંગ્રેજો તમોને એ મુજબ ચાહાતા હશે, ત્યારે આપણે તેઓ

શી રીતે તદ્દન દુર રેહે છે તે વીગતો કહીયે છીયે તેથી તેઓ ઘણા અચરત ઉપ્રાંત દલગીર થઇ તેઓની ચાલને ધિક્કારે છે ને આપણી તરફ ઘણી દીલસોજી બતાવે છે.

તા૦ ૭ મી જુલાઈ સને ૧૮૮૭—આજે ફરીથી "બફેલો બીલનોશો" જોવા ગયા હતા અને એક્ઝીબીશન પણ ત્યા જોયુ હતુ રાતના મી૦ એનટ્રોબસને ત્યા જમવા ગયા હતા.

તા૦ ૮ મી જુલાઇ સને ૧૮૮૭—સાંજે હેરો તથા ઇટન નામની બે વખણાયલી સ્કુલોના છોકરાઓ વચ્ચેની "ક્રીકેટ મેચ" "લોર્ડસ ગ્રાઉન્ડ" નામની રીજન્ટસ પાર્કની પડોશમા જગ્યા છે ત્યા જોવા ગયા હતા અંદર દરેક જણને દાખલ થવાની ફી અરધો ક્રાઉન યાને અઢી શીલીગ આપવી પડે છે અને વળી અંદર ક્રીકેટની રમત જોવાની બેઠક સારૂ બીજી પાંચથી દશ શીલીગની ફી આપની પડે છે તે જુદી અમોને તો મી૦ એનટ્રોબસ જેઓ પોતે એ લોર્ડસ ગ્રાઉન્ડ-ની ક્લબના મેમબર છે તેવણે પોતાની મેમબર દાખલની બેઠકોની તથા અંદર ફી વગર જવાની ટીકીટ આપવાથી ફી આપવી પડી હતી નહી અમો અંદર ગયા ત્યારે ત્યાં ૧૫૦૦૦ માણસો ઉપર ભેગુ મેચ જોવા મળ્યું હતું જેઓનો અરધો ઉપર ભાગ બેઠકોની ફી નહી આપવાથી જમીન ઉપર બેઠેલા યા ઉભેલા હતા, બાકીનાઓ તથા મેમબરો સારૂ ફરતો ગોળ માંડવ નાંખેલો હતો. જોવા આવનારામા મોટો ભાગ ઓરતો હતી જેઓના પોતાના યા લાગતાવલગતાના છોકરાઓ ઉપલી બે સ્કુલોમાં હોવાથી એ સ્કુલોની મેચમા ઘણી ઉલટ લીયે છે અને તેનેજ લીધે હમેશા બીજી મેચો રમાય છે તે કરતા આ મેચમાં લોક ઘણુ ભેગું મળે છે. દરેક બાજુએ અગ્યાર જણા રમતા હતા જેઓમા અમો સાંજના ૪ વાગે ત્યા ગયા ત્યારે ઈટનવાળાઓ દાવ લેતા હતા પેહેલી ઈનીગમા હેરો તરફના ૧૦૨ અને ઈટનના ૨૦૫ રન થયા હતા અને બીજી ઇનીગનો દાવ અમો સાંજના પોણા-

સાત વાગે પાછા ફર્યા ત્યારે ચાલતો હતો. ઇટન તરફ્થી લોર્ડ ચેલસીએ વધતામા વધતા ૭૨ રન સુધી આજે કીધા હતા. સામી બોરફુએ પેહેલી ઈનીગમાં બે જણાએ ૫૩ તથા ૩૫ મળી ૮૮ રન કીધા હતા બાકીનાઓમાં કાંઈ દમ જેવુ હતુ નહી. એ રમનારા છોકરાઓની ઉમર ૧૭ થી ૧૯ સુધીની હતી તોબી તેઓ ફ્ટકા સારા ચાર ચાર રન સુધીના મારી શકતા હતા જે વખ્તે તેઓને ખુબ સાબાશી મળતી હતી. અમોને બધી રીતે જોતાં એ ક્રીકેટની રમત પસંદ પડી હતી અને અમો જોઇને દલગીર છીયે કે આવી મરદાનગીની રમત જેમાં મોટા માણસો આગળ ઘણો ભાગ લેતા હતા તે આસ્તે આસ્તે સ્ત્રીને લાયકની "લોનટેનીસ" ની રમતને જગો આપતા જાય છે અને છેલ્લી રમતોમા ઓરત લોકો ભાગ લીધાથી મરદોને રમવાને વધારે પસંદ પડે છે.

**તા૦ ૯ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે સવારનાં કલાક ૭—૩૦ મીનીટે વાટરલુ સ્ટેશનપરથી આગગાડીમાં બેસીને ઈંગલંડના લશ્કરના મોટા ભાગને રાખે છે તે જગ્યા આલડરશોટ (Aldershott) કરીને છે ત્યાં કલાક ૯—૧૫ મીનીટે પુગ્યા હતા આજે એ જગ્યાપર રાણીની જુબીલીની મોટી કવાયદ રાણીજીની સનમુખ થઇ હતી જેમાં લશ્કરી તથા વાલનટીયરો મલીને નજદીક ૬૦૦૦૦ માણસોએ "માર્ચપાસ્ટ" કીધી હતી જે ઘણી જોવાલાયક હતી. એ આલડરશોટની જગ્યા રેતાળ છે અને હમણા મહીનો ઉપર થયો અત્રે મુદલ વરસાદ પડતો નથી તેથી એ રેતી તથા ધુળ ઘણી ઉડવાની ધાસ્તી હતી અને તે સારૂં ગઇ કાલે આખી રાત જ્યાં "માર્ચપાસ્ટ" રાણીની સનમુખ થવાની હતી તે જગ્યાપર સ્ટીમના બુંબાઓથી પાણી સીપીને જમીન તર કીધી હતી તોબી આસપાસની સુકી જગ્યામાંથી ધુળ તથા રેતી એટલી તો ઉડતી હતી કે જ્યાંબી લશ્કરની હીલચાલ થતી ત્યાં રેતીનાં વાદળાં થઇ જતાં અને કાંઇપણ તે બાજુપર દેખાતું ન હતું. વળી આજે આખો વખ્ત પવન પણ

ફુંકતો હતો તેથી પુરૂં ધુળારૂં થતું હતુ અને બધી રીજમીટના સોલજરો તથા વાલનટીયરો જ્યારે "માર્ચપાસ્ટ" કરતા ત્યારે તેઓનો દેખાવ ધુળથી મ્હોડાં તથા કપડાં ભરાઇ ગયાથી ઘણો નાપસંદ જાણે ધુળમાં રહ્યાં હોય અને મ્હોડાં અરધાં ધુળથી કાળાં થયાં હોય તેવો લાગતો હતો. આવું ધુળ તથા રેતીનું જોર ઉડવાનું અમે આજ સુધી કેઠે જોયું નથી. અમો સ્ટેશનપરથી આસરે દોઢ મૈલ સુધી સારા રસ્તા પર ગાડીમાં ગયા પણ ત્યાર પછી એ રેતીનું મેદાન મળ્યું જેમાં રસ્તો તદન હતો નહીં અને ગાડીઓની આવજાવને લીધે જાણે ઉદ-વાડા. નવસારીની ગધેડના રસ્તા હોય તેવો દેખાવ લાગતો હતો. પૈડાં છેક નજદીક ૦l ભાગ ઉપર તેમાં દટાઇ જતાં હતાં પણ ઘોડા મજબુત હોવાથી ગાડી જોર જુલમે તેમાંથી ખેંચતા હતા અને ટેકડા ટેકડી આવે ત્યારે તો કોઇ વખ્તે અચકી પણ જતા હતા જેથી અમોને ઉતરીને ચાલવું પડતું હતું રસ્તો નહી હોવાથી જેને ગમે તેમ મેદાનમાંથી ગાડીઓ હાંકતા હતા.

એ "માર્ચપાસ્ટ" જોવા સારૂં સરકારની તરફથી લાંબોને લાંબો માડવ નાખી તેમા બેસવાની ટીકીટો આસરે ૬૦૦૦ જણા પર મોક-લી હતી તેમાં અમોને પણ આવેલી હોવાથી અમોને બેસવાની જગ્યા ઠીક મળી હતી અને સારાં ભાયગે પવન અમારી પીઠ તરફથી હોવાથી તથા પછવાડે પડદો બાંધેલો હોવાથી અમોને ધુળથી એ જગ્યા પર હતા ત્યાં સુધી ઘણું ખમવુ પડયું હતુ નહી અને તેજ મુજબ મથાળે પડદો હોવાથી સુરજનો તાપ સખ્ત પડતો હતો તે પણ ઓઝો માલમ પડતો હતો નહીં. અમો દેશીઓ સારૂં રાણીની ઉભી રેહેવાની જગ્યાની પડોશમાં લોર્ડસોની બેઠક હતી તેની બરાબર પડો-શમાં કીધેલી હતી તેથી જોવાને સારૂ બન્યું હતું. રસ્તામાં ગીરદી લોકોની પણ ઘણી હતી અને આસપાસની ટેકડીઓપર લોક જાણે કીડીની માફક ઉભાઇ જતા હતા એ લોકોને આવજાવ સારૂં દર ૦l) કલાકે ટ્રેન્સો દોડતી હતી અને તેમા ફક્ત પેહેલા અને બીજા

કલાસના ઉતારૂઓનેજ લેતા હતા. વળી ઘોડાની ગાડીઓ સ્ટેશનપરથી કવાયદવાલી જગ્યાપર લઇ જવા તથા પાછા લાવવામા દર ગાડી દીઠ ચારથી પાંચ પાઊંડ માંગતા હતા જેથી મોટો ભાગ લોક ત્યાં સુધી ચાલી જતું હતુ અમોએ પણ એક દિવસ આગમજથી ગાડી રોકી રાખી હતી કે તે વખતે નહી મળે તો રખડી નહી રહીએ. અમો આસરે સવાદસ વાગેને અમારીવાલી એઠકપર જઇ પુગ્યા હતા તેટલા તો બધું લશ્કરથી આખું મેદાન જ્યાં નજર કરીએ ત્યા સુધી ભરાઇ ગયલું દીસતું હતુ અને જુદા જુદા "ડીવીઝનો" તથા "બ્રીગેડો" કરીને પાયદલ, "આર્ટીલરી" તથા ઘોડેસ્વાર લશ્કરોને છુટા છુટાં ઉભાં રાખેલાં હતાં. તેમાં આગળી બાજુપર પાયદલ તથા તેની બાજુબાજુ ઘોડે-સ્વાર તથા તે સઘળાઓની પાછળ ટેકડીઓપર તોપખાતાંના લશ્કર ઉભાં રાખેલા હતા જેથી જાણે લડાઇના દેખાવો આપણે ચીતારેલા જોઈયે છીયે તેવું લાગતું હતુ. 'હોર્સ ગાર્ડસ" ની ઘોડેસ્વાર તુકડીની છાતી ઉપર પાલીશ કીધેલુ બખતર તથા તેવીજ કોહોલા માથાપર હોવાથી તેઓ ઉપર સુરજની ઝાલ પડતી તેથી ખુબ ચળકતી હતી અને તેઓ ટેકડીની હેઠાંણમાંથી ઉપર એકએકની પાછળ હારબંધ બહાર આવતા જતા તેમનેમ સુરજની રજાલ પડવાથી ને જાણે દોડતી હોય તેવો જોવાલાયક દેખાવ લાગતો હતો રાણીજી સવા અગીયાર વાગેને આવ્યાં તે વખ્તે ખુબ લોકોએ હુરરે કીધી હતી અને તેઓને ૫૦ તોપો ફોડીને માન આપ્યુ હતું અને તેઓ પોતાની જગ્યાપર આવી ગાડીમાં ઉભાં રહ્યાં ત્યારે બધાં લશ્કરે હથીયાર નમાવીને પછી એક સાદે ૬૦૦૦૦ જણાઓએ હુરરેના પોકારો ઉઠાવી સઘળા-ઓએ ટોપી ઉતારી માન આપ્યુ તે વખતનો દેખાવ ઘણોજ સરસ લાગતો હતો અને તેઓના હુરરેના પોકાર એક નાકેથી બીજે નાકે દોડી જતા હોય તેમ દુરના તથા આગળના લશ્કરના પોકારથી લાગતુ હતુ. તે પછી બધી રીજમીટના વાજાનો ઝુમખો થઈને ( એક મોટી રીજમીટ હોય તેમ ) આસરે ત્રણથી ચાર હજાર જણાઓએ રાણીની સલામતીનું વાજુ વજાડયુ હતુ અને ત્યાર

પછી તે વાજાંઓ પોતાની રીજમીટોની આગળ ગયાં કે "માર્ચપાસ્ટ" કલાક ૧૧।। વાગેને શરૂ થઈ તે કલાક સવાબે વાગે પુરી થઇ હતી જ્યાં સુધી એકની પછી એક રીજમીટોમા પેહેલા પાયદલ, પછી ઘોડેસ્વાર, પછી તોપખાતાની, પછી રોયલ એનજીનીયરસની, કમેસેરીયેટની ઇત્યાદી પસાર થયા કીધી હતી. ધારા મુજબ હમેશા પેહેલે તોપખાતાની રીજમીટ પસાર થવી જોઈએ અને તેની પાછળ ઘોડેસ્વાર અને છેલ્લે પાયદલ રીજમીટો આવે, પણ ધુળારૂં ઘોડાઓથી ઘણુ ઉડે તેનાં કારણથી પેહેલા પાયદલ રીજમીટોએ માર્ચ શરૂ કીધી હતી તેમાં ગ્રેનેડીયર ગાર્ડવાળા સૌથી પેહેલા આવ્યા હતા જેઓનુ વાજું બ્રીટીશ ગ્રેનેડીયરનો રાગ વજાડતા આગળ આવીને રાણીની સામે ઉભુ અને પછી રીજમીટ પસાર થઇ હતી પણ તેની આગળ વડો સેનાધીપતી ડયુક ઓવ કેમબ્રીડજ તથા રાણીના છોકરાઓ તથા જમાઈઓ ચાલીને રાણીને નમ્યા ને પછી તેઓની આગળ જઈ ઉભા હતા. રીજમીટો પસાર જે બરાબર ચાલીને કરતી તેને લોકો સાબાશીના ( Bravo ) પોકારથી માન આપતા હતા તથા જ્યારે ફાટેલા વાવટાવાળી ( ઘણી લડાઈઓમા ગયલી તેથી વાવટા ત્યા વીધાઈ જઇને ફાટીને જાણે ચીથરા કોઈ કોઈ તો થઈ ગયા હતા ) રીજમીટ પસાર થાય કે તેને વધારે સાબાશીના પોકારો આપતા હતા. ઘાઘરા રીજમીટ ( Highlander ) વાળાનેબી ઘણુ માન આપ્યું હતું. એ રીજમીટો જ્યારેબી કેથે જાય છે ત્યારે તેઓપર લોકો ચાહ બતાવે છે. એક રીજમીટની આગળ તો બે ઘણા સરસ મોટા બાલ તથા ઘણાજ મોટા શીગડાના બકરા ચાલતા હતા જેમાના એકના શીગડાપર સોનેરી વરખ લગાડેલો હતો જેથી લોકોને ગમત ઠીક પડી હતી તે બકરાઓ જાણે મોલજરો હોય તેમ ભપકાદાર હરોલમા ચાલતા હતા મેડીકલ સ્ટાફ ( લડાઇના મેદાનમા દવાદારૂ કરનારા લોકો ) ની રીજમીટ ગોથી છેલ્લી પાયદલ રીજમીટ દાખલ પસાર થઈ હતી જેઓની સાથે આજારી માણસોને લઈ જવાની ગાડીઓ પાછળથી સઘળા સામાન સાથે ચાલતી હતી એ પાયદલ રીજમીટોને પસાર થતા બે કલાક લાગ્યા

હતા. તેઓની પાછળ આર્ટીલરીની રીજમીટો તોપો સાથે આવી હતી જેની આગળ તેઓનુ ઘોડેસ્વાર વાજુ વાગતું ચાલતું હતુ. એ વાજાંના ઢોલીઓ ઢોલને ઘોડાપર બેઉ બાજુએ બાંધીને દાંડા ફેરવીને જેમ ટકોરખાનાના ઢોલીઓ ઢોલ વજાડે છે તેમ વજાડતા હતા. એ વાજાંમાં વજનતર સઘળાં પીતલનાજ હતા, (ઝીણા સાદવાળાં તદન કલેરેનેટ યા ફ્લુટ વગરના હતા) વાજાવાળાના પોશાક તદન કસબી ભરતકામના હતા તેથી તેનો ભપકો ઘણો સરસ લાગતો હતો. બધી મળીને આસરે ૧૦૨ તોપોનુ લશ્કર પસાર થયું હતું એ લશ્કરના બધા ઘોડાઓ લાલ (Bay) રંગના હતા. તેની પાછળ લાઈફ ગાર્ડની કેવલરી આવી હતી જેના ઘોડા તદન કાળા રંગના હતા અને તેઓની છાતીપર બખતર ચલકતાં લોખંડનુ તથા માથે ચલકતી પાલીશ કીધેલી પીતલની તોપીઓ હતી. તેની પાછળ "હોર્સ ગાર્ડસ" તથા "સ્કોટસ ગ્રેઝ" આવ્યા હતા. એ છેલ્લી રીજમીટના ઘોડાઓ લીલા (Grey) રંગના હતા, તેઓની પાછળ હુઝાર્સ નામની રીજમીટ આવી હતી જેની તોપીઓમા કલગીરની માફક ઉભા પીછો ખોસેલા હતાં. તેઓના વડા દાખલ પ્રિન્સ ઓવ વેલ્સ તેની હરોલમા ચાલતો હતો તેની પાછળ લેનસર્સની રીજમીટો આવી હતી જેઓનાં માથાપર તોપીના મથાલાં ચપતાં રાખી તેમાંથી લાલ પીછીઓ લટકતી રાખેલી હતી અને દરેકના હાથમાં ભાલા સાથે વાવટીઓ લગાડેલી હોવાથી ભપકો સારો લાગતો હતો તેની પાછળ યોમેનરી ચલકતી રૂપેરી કોહોલા સાથની આવી, તેની પાછળ રોયલ એનજીનીયર્સની રીજમીટો આવી જેઓની સાથે પોન્ટુન્સો નામની પોહોળા તળીયાંની બોટો ગાડાઓમાં મુકીને નગ ૧૨ તેવી બોટો ઘોડાઓ ઘસડતા હતા. તે બોટોમા સોલજરો બેઠેલા હતા તેથી દેખાવ સારો લાગતો હતો. એ બોટો નદીઓ જ્યાં પસાર કરવી હોય છે ત્યાં રાખી તેની ઉપર તરતો પુલ બાંધી લશ્કર પસાર થાય છે એ રીજમીટોની પાછળ ટેલીગ્રાફની બટાલીયનો આવી જેઓ સાથે ગાડાઓમા વિજળીના તારોના દોરડા ગોઠવીને મુકેલા હતા અને તે ગાડાઓમા પણ સોલજરો બેસાડેલા

હતા. ત્યાર પછી તેને લગતી પાછળ બીજી રીજમીટો પાવડા, ચાંચવા ઈત્યાદી જાતનાં હથિયારો ગાડાંઓમાં ભરી તથા ખચ્ચરોપર લાધીને ચાલતી હતી જેને Field Park and Depot કરી કહે છે. સૌથી છેલ્લાં કમેસરીયેટને લગતી રીજમીટ તથા ગાડાંઓ આવ્યાં હતાં. એ છેલ્લી દરેક બેટરી સાથે ૩૨ ગાડાંઓ હતાં. એ મુજબ ઘોડાઓની રીજમીટોને પસાર થતાં પોણો કલાક લાગ્યો હતો અને તેઓના બધા ઘોડાઓ એક હારમાં સરખે પગલે જેમ માણસો રીજમીટમાં ચાલે છે તેમ ચાલતા હતા તેથી દેખાવ ખરેખર ઘણો ભપકા ભરેલો લાગતો હતો. બધા મળીને એ સાઠ હજાર માણસોને પસાર થતાં નજદીક ત્રણ કલાક લાગ્યા હતા જે રાણીજીએ પોતાનીજ ગાડીમાં બેસીને જોયું હતું તથા તે જોવા સારૂં ઇહાં આવેલા બધા રાજવંશીઓ પણ હાજર હતા. પાયદલ રીજમીટોમાં આસરે ૨૯૦૦૦ ખરૂં લશ્કર તથા ૧૯૦૦૦ વાલનટીયરો મળી ૪૮૦૦૦ લશ્કર હતું અને બાકીનું ઘોડેસ્વાર લશ્કર આસરે ૧૨૦૦૦ માણસોનું તેમાં ૪૦૦૦ વાલનટીયરો હતા. "માર્ચપાસ્ટ" પુરી થઈ કે પાયદલ રીજમીટો સઘળી મેદાનમાંથી નિકળી ગઈ હતી પણ ઘોડેસ્વાર રીજમીટો પાછી સફ સમારીને સામેથી આવી ઉભી હતી જેથી આખાં મેદાનની લંબાઈ પુરાઇ ગઇ હતી અને રાણીજીની ગાડી જેની સાથે બીજા રાજવંશીઓ ઘોડેસ્વાર થઈને ગયા હતા તેઓ ત્યાંથી પસાર થયા કે સઘળું વીખરાઈ ગયું હતું. અમો તંબુમાંથી બાહેર નિકળ્યા કે પાછા ધુળનું તોફાન ખાતાખાતા સ્ટેશનપર આવીને લંડનમાં કલાક સાડાપાંચે સાંજનાં આવી પુગ્યા હતા.

તા૦ ૧૦ મી જુલાઈ સને ૧૮૮૭—આજે સવારના લંડનથી આસરે બાવીસ મૈલ દુર વોકીંગ કરી દાટવાની જગ્યા છે ત્યાં આપણા અત્રે ગુજરેલા જરથોસ્તીઓને દાટેલા છે તે જગ્યાપર ગયા હતા. ત્યાં જવા સારૂં વાટરલુ બ્રીડજ સ્ટેશન આગળ એક હલાએદુંજ સ્ટેશન રાખેલું છે ત્યાંથી દરરોજ સવારનાં સાડા અગીઆર વાગે એક

ફ્યુનરલ ટ્રેન જાય છે તેમાં અમો ગયા તે ૪૦ મીનીટે વોકીંગનાં સ્ટેશન પર પુગ્યા હતા. લંડનમાંની દાટવાની જગ્યાં બધી ભરાઇ જવા ઉપ્રાંત વસ્તી ત્યાં વધી જવાથી એને લગતી દાટવાની જગ્યાઓ દુર વેર સરકારના હુકમથી લઈ જવી પડી છે તેમાંની એક એ સૌથી મોટી જગ્યા કેહેવાય છે. તે આસરે ૨૦૦૦ એકર જમીન રોકે છે જે જમીનને એક લંડન નીકરોપોલીસ કારપોરેશન કરી કંપની ઉભી થઇને ખરીદી છે ને એ કંપની "ફ્યુનરલસો" પોતાને માથે લઇને જેવી જેની શક્તિ તે પ્રમાણે તે બજા લાવે છે ને પોતાની જગ્યામાં તેને દાટવાની જગ્યાના પૈસા, કોફીન ઊંચકી લઇ જઇ દાટવાના ખરચ સુધાં પાઊંડ ૧ દશ વરસ સુધી તે જગ્યાને પાછી વાપરે નહીં તેવી બોલીએ અને પાઊંડ ૨—૧૦ શીલીંગ જાયુક તે પાછી વાપરે નહીં તેવી બોલીએ વેચે છે તથા જો "ફ્યુનરલ" માથે લે છે તો બધા ખરચના પાઊંડ ૨—૫ શીલીંગથી પાઊંડ ૩૫ સુધી લે છે અને દરેક મુડદાંને દાટવા સારૂ ૯×૪ ફીટની જગ્યા આપે છે. પણ "ફેમીલી વોલ્ટ" સારૂ યા વધતી ગોરો એકજ કુટુંબની દાટવા સારૂં જગ્યા લઇ રાખે છે તો તેના વધતા પૈસા લે છે. દરરોજ રાતના મુડદાં ત્યાં લઇ જવાનાં હોય છે તેઓને ઉપલા વાટરલુ બ્રીડજનાં સ્ટેશનપર લાવીને એક ભોયરૂં છે ત્યાં રાખે છે અને સવારની અગાઉ તેને વાસ્તે અભરાઇઓ બનાવેલી બંધ ગાડીમાં મુકે છે કે સવારના સાડાઅગિયાર વાગેને તે મુડદાંઓ સાથે જનારાઓ આગની ગાડીમાં બેસવા આવે ત્યારે તે લોકની નજરે પડે નહીં અને પછી એક ખાસ ટ્રેન બધાં મુડદાં તથા તેની સાથે જનારા લોકોને ભરીને પરભારી વોકીંગ ખાતે જ્યાં ઘોરસ્થાન છે ત્યાંજ એક સ્ટેશન છે તેપર લઇ જાય છે અને લોકો ત્યાં બધા ઉતરી પડે છે. પછી એક બાજુપર ગાડી લઇ જઇને તેમાંથી પેલાં કફનો ત્યાં રાખેલાં માણસો બાહાર કાહાડીને એક જાતની હાથે ધસડવાની મુડદાંની ગાડી (Barrow) માં તે કફનો છુટાં છુટાં દાટવાની જગાપર લઇ

જાય છે યા ત્યાં જુદા જુદા પંથનાં દેવળો છે ત્યાં લઇ જઇ દાટવાની બંદગી એક પાદરી પાસ કરાવી પછી સગાં વાહાલાંઓ સાથે જઇને દાટે છે. એ ટ્રેનમાંનું બધું લોક શોકને લીધે તદન કાળાં કપડાં પેહેરીને રડતું ગાડીઓમાંથી બહાર નિકળે છે તે ઘણો દયા ખેંચવા જેવો દેખાવ થઈ પડે છે. એ દાટવાની ક્રિયા સારૂં બધા મળીને બે કલાક મળે છે ને પાછી તેજ ટ્રેન લોકોને લઈને હઠી વાગે ઉપડે છે તે લંડન સાડા ત્રણમાં લાવી ઉતારે છે. આપણા જરથોસ્તીઓને દાટવા સારૂ એક નાનો કકડો ઈહિના જરથોસ્તીઓનું એક ફંડ છે તેમાંથી વેચાતો લઈને હલાયધો ઝાડોની વાડથી ઘેરી લીધો છે અને તેમાં આસરે વીસ ફીટ સમચોરસ એક નાનો બંગલો બાંધ્યો છે જ્યાં રૂવાંનને લઈ જઇને ગેહે સારે છે અને પછી કંપાઊંડમાં દાટે છે. હમણાં સુધી એ જગ્યાપર સને ૧૮૬૨થી ૧૩ રૂવાંનોને દાટેલાં છે તેમાં એકજ ઓરત છે બાકીનાંમાં બે નાનાં બચ્ચાં તથા બે અણજાના શખ્સો છે. ૧૧ ઘોરેપર નામ નીશાન છે પણ બે ઘોરે ઉપર કશું નામ નીશાન નથી. જે ઘોરેના પથ્થર મુકેલા છે તે બધા સાદા પથ્થરના છે જેઓ અમો ધારીયે છીયે કે ઈહિાંની ઠંડી રૂતુ વખ્તે ધોવાઇને આગળ ચાલતાં રદ થવાના છે. ફકત એકજ ઘોરપર પાલીસ કીધેલો લાલ ગ્રેનાઇટનો પથ્થર છે તેજ મજબુત દીસે છે. અમો જોઇને ઘણા દલગીર થયા હતા કે ઈહિાંનાં જરથોસ્તી સાહેબો આપણી અવલમંજલ પોંહોંચાડવાની જગ્યા તથા તેનાં મકાન ઉપર કશી દેખરેખ રાખતા હોય તેવું જણાતું નથી. બધી જગ્યાપર ઘાસ ઊગી નિકળ્યું છે તેને કાપતા પણ બરાબર નથી અને અમો ધારીયે છીયે કે અમો લોકો જોવા જવાના તેની ખબર આગમજથી ત્યાંના રખેવાલને મળી હશે તેથી તરત જેમ તેમ ઘાસ કાપી જરા જગ્યા સફાઇ કીધી હતી જો કે તે સાફ રાખવા સારૂં તે રખેવાલને વરસાન મળે છે તોબી દેખરેખ ન હોવાથી બીસમાર હાલતમા રેહે છે.

વળી જે આસાએશ લેવાનું મકાન છે તેનેબી કાંઇ સમાર-કામ કરતું હોય તેવું માલમ પડતું નથી. તેની સીલીગ જે વનજી ઉપર ચુનો નીપીને કીધી છે તે બે ગમથી પડી ગઇ છે અને દેવાલોમાં ફાટ પડી છે તથા છાપરૂં જોયા મેસે ગલતું હોય તેથી અંદરથી સીલીંગ ખરાબ થઈ છે. અંદર મુવેલી માખોના ઢગલા પડેલા હતા અને સાફસુફ રાખતા હોય જણાતું નથી. આપણા જરથોસ્તીઓનું ઈહાં સારૂં ફંડ છે તેના ટ્રસ્ટી શેઠ દોરાબજી પેસતનજી કામા ઈહાં છે બાકીના એક શેઠ હોરમસજી ડોસાભાઈ કામા મુંબઈ છે તે સાહેબોના ધ્યાંન ઉપર એ બાબદ લાવવાનો વિચાર રાખીયે છીયે અને જો દર ત્રણ મહીનેબી એકુ ફેરો મારી એકાએક ત્યાં કોઈબી જરથોસ્તી દેખરેખ રાખે તો આવી ખરાબ હાલતમાં એ જગ્યા આવે નહીં. અમો ત્યાંથી પાછા સાડા ત્રણ વાગે લંડન આવી પુગ્યા હતા.

**તા૦ ૧૧ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે કાંઇ જોવાલાયક જગ્યાપર ગયા હતા નહીં. રાતના લાર્ડ હોબહાઉસને ત્યાં દેશીઓને ઇવનીંગ પાર્ટી આપી હતી ત્યાં ગયા હતા.

**તા૦ ૧૨ મી જુલાઈ સને ૧૮૮૭**—આજે સવારના કવીન્સ રોડ સ્ટેશન ઉપર મેટ્રોપોલીટન રેલવેમાં ગયા અને ત્યાંથી વેસ્ટબોર્ન ગ્રોવ કરી જગ્યા છે ત્યાં વીલીયમ વીહીટલીની ગંજાવર દુકાન છે તે જોઇ હતી. એ દુકાન ઘણી દુકાનોની એક બની હોય તેવી રીતે રાખી છે અને તેમાં જે જોઇયે તે ચીજ મળી શકે છે. કાપડ, કોરીકામ, ગલાસકામ, બ્રશ, ફુટ, ઓઇલમેન સટોર, સેન્ટ, ફરનીચર, ગલીચા, જુમર, આરસી, ખોરાકી, ઇત્યાદી, જે બીજી ચીજો દરરોજના ખપમાં આવે છે તે મળી શકે છે અને એકની અંદરથી એક એમ

દરેક જણસોને લગતી જુદી જુદી આવે છે અને જાણે એ મોટા લાંબા મોહોલા તેવી દુકાનોથી ભરી નાંખ્યા છે. એ સઘળાનો ધણી એકજ જણ મી૦ વીલીયમ વીહીટલી છે. એ દુકાનમાં ઓછામાં ઓછો પચાશ લાખ રૂપિયાનો માલ હશે. આજે બપોરના લંડનની વખણાયલી નોર્થ ્રુક ઇંડયન કલ્બના મેમબરોએ અમોને "લંચ પાર્ટી" આપી હતી. તાંહાં ગયા હતા. એ લંચ પાર્ટીમાં જે બનીઉ તેની વીગત હમે પોતે આપીએ તેના થાને કોઇ પરભારા શખશનાં બોલોમાં તે આપવાતું ધવારે દરૂશત ધારી તે Colonel W. F. B. Laurie ની sketches of some distinguished—Anglo Indians નાંમની ચોપરીમાં એની વીગત પાને ૩૦૭. મેં આપેલી છે તેનો તરજુમો નીચે સડાબરો ઉતારી લીધો છે.

નોર્થબ્રુક ઇંડયન કલ્બને સર દીનશા પીટીટે ૧૦૦૦ પાંઉડની રકમની સખી દીલથી ભેટ કરી તેની પીછાંણ કરવા માટે મંગલવાર તા૦ ૧૨ મી જુલાઇને દીને એ કલ્બના મેમબરો તરફથી તેમના બેટા મી૦ ફ્રામજી દીનશા પીટીટને એક ખાતું આપવામાં આવ્યું હતું. પ્રમુખસ્થાને અરલ આવ નોથબ્રુક જી. સી. એસ. આઇ. બીરાજ્યા હતા, અને તેમના જમના હાથપર મી૦ પીટીટ બેઠા હતા. એ વેળા મોરવી, ગોડલ અને લીમરીવાળા કાઠયાવાડના રાજાઓ, કુમાર હરભમસીગ, સર એમ. ઇ. ગ્રાટ ડફ, સર એચ. દેવીસ, સર ઓઅન બરન, મોરવીની કાઉનસીલના સભાસદો, આસામના વડા કમીશનર સર ચારલસ એલયટ, મધ્ય હિંદુસ્તાનના ગવરનર જનરલના એજંટ સર લેપલ ગ્રીફીન. મી૦ આસબરનર, આનરેબલ દાદાભાઇ નવરોજી, જનરલ કલારક, જનરલ આબટ, મી૦ દી પી. કામા, મી૦ કારમીકલ, મી૦ પી છજીભાઇ વીગેરે કલ્બના મેમબરો તથા બીજાઓ મળી સુમારે ૭૦ ગ્રહસ્થો હાજર હતા.

સભામાં હાજર થવાને નહીં બન્યું માટે મી૦ તી. એચ. થારનટને લખેલું પત્ર વાંચ્યા બાદ લાર્ડ નોર્થબ્રુક બોલ્યા કે '—આજનો આપણો ભેગા મલવાનો હેતુ આપણા મીત્ર મી૦ પીટીટને મેજબાની આપવાનો અને તેમના પીતા સર દીનશા માણેકજી પીટીટ તે મુંબઈના ઉંચે દરજજેના શેરીફે આ કલબને સખી દીલની મોટી રકમની બક્ષેસ કરી છે તે જાહેર કરવાનો છે. કલબના મકાનને માટે એક લાઇબ્રેરી ઉભી કરવાને માટે તેવણે આ કલબને માયાલુપણે ૧૦૦૦ પાઉંડની ભેટ કરી છે. (હીયર, હીયર) મી૦ પીટીટ તરફથી મને મલેલાં એક પત્રમા તેમની ખાહેશ રજુ કરવામાં આવી છે. તેવણની ખાહેશ એવી છે કે ચોપડીઓ ખરીદવા માટે એ રકમ ટ્રસ્ટીઓને નામે વ્યાજે મુકવી, અને જો કલબનું ભાંગી પડવું થાય તો એ રકમ તેમને દરૂસ્ત દીશે એવાં કોઈબી ઉપલાંને મળતાં કામ પાછલ ટ્રસ્ટીઓએ પોતાની સારી સમજ મુજબ વાપડવી. એ બક્ષેસને તેવણ પોતાનુ નામ આપવા ઇચ્છે છે કે જેથી જે કામ પાછલ તે ખરચવામાં આવે તેની સાથ તેની યાદગારી જલવાયલી રહે. એટલી સરતો સાથ એ બક્ષેસ કરવામાં આવી છે. પ્રજાના લાભની સઘળી બાબદોમા સખી ગુરદો ધરાવવા માટે આપણી ભાઈબંધ પારસી કોમે કેવી પ્રખ્યાતી મેળવી છે તે તો આપણ સઘળા જાણીયે છીયે. સર જમશેદજી જીજીભાઇની, ફ્રામજી કાવસજીની અને કામા ખાનદાનની સખાવતો આપણ યાદ કરીયે છીયે. સર દીનશા માણેકજી પીટીટે પણ તેવુજ નામ કાઢયું છે. તેવણે મુંબઈ ઈલાકાનાં જુદાં જુદાં પ્રજા ઉપયોગી ખાતાઓને ૧૫૦૦૦૦ પાઉંડ જેટલી રકમની નવાજેશ કરી છે. થોડોજ વખત થયો તેવણે મુંબઈમાં એક સ્ત્રીઓની કાલેજ સ્થાપવાને ૧૫૦૦૦ પાઊંડ કાહાડી આપ્યા છે. સર દીનશા માણેકજી પીટીટના બાબમાં મારે જણાવવુ જોઈયે કે મુંબઈમાં કાપડ બનાવવાનો ધધો આગળ વધારવાનાં કામમાં સૌથી મોટો ભાગ લેનારાઓમાંના તેવણ એક છે, કે જે વધારાથી મુંબઇ શેહેરને બલકે આખાં હિંદુસ્તાનને ઘણો મોટો ફાયદો થયો છે; કેમકે, મારા વીચાર પ્રમાણે જે દેશમાં કોઈ મોટી

ઉપયોગી ચીજની બનાવતનો ઉધમ દાખલ નહીં થયલો હોય, તે દેશ જોઈયે તેવી સંપુરણ હાલતમાં નહીં કહેવાય. હિંદુસ્તાન છોડી આવ્યાને મને દશ વરસ ઉપર થઈ ગયાં છે; અને તે વખત પછીમાં રૂની બનાવટમાં થયલા વધારાની ગુવાહી આપનારા આંકડા મારૂં બહુ ધ્યાન ખેંચતા રહ્યા છે. ૧૮૮૬થી ૧૮૮૯ સુધીનાં અરસામાં, રૂ કાંટવાનાં સપીનડલોની સંખ્યા ૧૦ લાખ ઉપરથી વધીને ૨૨ા લાખની થઈ હતી; તથા નીકાશ કરેલાં સુતરનું પ્રમાંણ દશ ઘણું વધી ગયું હતું, એટલે કે દર ૪૦૦ રતલની ૨૮૫૦૦ ગાંસડીની સંખ્યા વધીને એટલા અરસામા ૨૨૦૦૦૦ ઉપર ગઇ હતી; પરંતુ તેથી કાંઇ ઇંગ્લંડથી હિંદુસ્તાનમાં આયાત થયલાં કાપડના વેપારમાં જાણવાજોગ ઘટાડો થયો નહી હતો. એ ઉપરથી જણાય છે કે મુંબઇમા કાપડ બનાવવાનાં ઉદ્યોગમાં થયલા વધારાએ આપણાં કાપડનાં વ્યાપારને નુકશાણ કર્યું નથી. મી૦ પીટીટને તેમના પીતાના સૌથી લાયક પ્રતીનીધી તરીકે આ કલ્બમાં આજે મેજબાની આપતાં આપણને મોટી ખુશાલી પ્રાપ્ત થઈ છે. આપણાં મધેશી ભાયગે એકબી જણનાં ભુલી જવામાં આ વાત આવી હશે કે જે કલ્બ અને મંડળીના આપણ મેમબર છીયે તેને સર ઍરો એલીસ અને સર આસલી ઇડનનાં મરણથી થોડોજ વખત થયો બે સખત ગોડા લાગ્યા છે; અને જો તેઓનાં સંબંધમાં હું થોડું વીવેચણ કરૂં નહીં, તો આ સભામાં તમારા મુખી તરીકે મેં મારી ફરજ બરાબર બજાવેલી કહેવાય નહી. મારા ઓહ્વાની રૂહે હું ઘણા હીંદી રાજ્યાધીકારી નરોના સંબધમાં આવ્યો છું; પણ આ બે માનવંત નરોના કરતા હુ કોઇનો વધારે હેશાનમંદ બન્યો નથી, અને કોઇને માટે મને વધારે ચાહ છે નહી. મુંબઇને લગતા સવાલોપર અને ખસુસ કરીને મેહેસુલને લગતી સઘળી બાબદોમાં સર ઍરો એલીસ કેટલાંક વરસો થયાં એક સર્વેથી મોટી સતા ગણાતા હતા. જ્યારે હું હિદુસ્તાનમાં હતો ત્યારે તેવણ પાચ વરસ સુધી ગવરનર જનરલની સભાના એક મેમબર હતા. ઇંહાં તેવણે નાજકાગેઆરને લગતી ઉંચા પ્રકારની શક્તી બતાવી આપી હતી. અને તેમની સલાહ તેમના

ગોઠયાઓને ઘણી કીમતી થઈ પડતી. તેવણ તેમની પાકટ સાદી અકલ માટે અને ચાહ ઉત્પન્ન કરે એવા અને દીલસોજી ધરાવનારા તેમના ખવાસ માટે જાણીતા હતા, કે જેથી કરીને તેવણ પોતાના જાતભાઈઓનો તેમજ હીંદના સઘળા વરગના દેશીઓનો ચાહ મેલવી શકયા હતા. તેમના ઉંચા ગુણોની ખુલ્લાં દીલથી પીછાંણ કરવાની શકતી તેવણ ધરાવતા હોવાથી તથા તેમના સર્વેથી ઉત્તમ સ્વાર્થો આગલ વધારવાની તેમની ચાલુ ખાહેશને લીધે, તેવણ બીજા કામો ભેગાં આપણી કલ્બનાં કામકાજમાં ચાલાક ભાગ લેતા રહયા હતા, અને તેમનાં મરણથી જાણે આપણને જાતી નુકશાણ ગયુ હોય તેમ લાગશે. તેમનાં એકઝીકયુટર મી૦ બૅરોએ મને ખબર આપી છે કે સર બૅરો એલીસ નોર્થબ્રુક ઈંડિયન આસોસીએશનને ભેટ આપવા માટે ૫૦૦ પાઊંડની રકમ તેમનાં વશીયતનામામાં લખી ગયા છે, તથા કલ્બની લાઇબ્રેરીમા ઉમેરવાને ચોપડીઓ ભેટ કરી ગયા છે. ગ્રહસ્થો, હીંદી સીવીલ સરવીસ ઘણાં માહીતગાર રાજકારોબાર ચલાવી જાણનારા ગ્રહસ્થોની બનેલી છે, પણ હું નહીં ધારતો કે કોઈબી હીંદી શખ્સ આ વાતમાં મારી સાથ એકમત થવાને આંચકો કરશે કે છેલ્લાં કેટલાંક વરસો થયાં આપણે સર આસલી ઇડનના કરતાં કોઇ વધારે બાહોશ રાજકારોબારી નર જોયો નથી. જ્યારે હું હિંદુસ્તાનમાં હતો ત્યારે તેવણ વાઇસરાયની કાઉનસીલના મેમબર અને બ્રીટીશ બરમાહના વડા કમીશનર હતા; ઉપલો છેલ્લો ઓહ્દો બજાવતાં તેવણે નાણાં સબંધી બાબદની મોટી કુશળતા બતાવી આપી હતી. બંગાલમાં જ્યારે દુકાલ પડયો ત્યારે બરમાહ દેશમાં અતી મોટા જથ્થામાં ચોખાની ખરીદી કરી બંગાલ ખાતે મોકલી આપવાનું અવશય થઈ પડયું હતું. એ કામ સર આસલી ઈડનને સોંપવામાં આવ્યું હતું અને તેવણે તે ઘણી સરસ રીતે બતાવીને, દુકાલમાથી બચાવ કરવાનાં કામને ફત્તેહમંદ બનાવવાને ઘણી અગતની મદદ આપી હતી. પણ હિંદુસ્તાનમા તેવણે પોતાનુ નામ તો ખસુસ કરીને તેવણ જ્યારે પાછળથી બગાલનાં લેફ્ટેનટ ગવરનર થવા પામ્યા ત્યારે કાઢયુ હતું. પાંચ વરસની વાત પર જ્યારે તેવણ કલકતા છોડી આવ્યા ત્યારે તેમનાં મા

નમાં એક મોટી સભા ભેગી મળી હતી, જ્યાં તેમની યાદગારી કાયમ રાખવાને એક બાવલું ઉભું કરવાનો ઠેડાવ થયો હતો, અને ગયા એપ્રેલ માસમાં બંગાલનાં હાલના લેફ્ટેનંટ ગવરનર સર સ્તુઅરટ બેલીએ એ બાવલું ખુલ્લું મુકવાની ક્રીયા કરી હતી. એ બેઉ પ્રસંગોએ સર આસલી તરફના હેશાનના અને તેમના ઉંચા પ્રકારના ગુણોની પીછાંણના જે શબ્દો કલકતાની સઘલી વર્ણના લોકો તરફથી ઓચરાયા હતા તે ઘણા નોધી લેવાજોગ હતા. એક બાબદને ઝડપથી ધ્યાનમાં ઉતારી લેવા માટે, પાકત વીચારો માટે, પોતાના વીચારો અમલમાં મુકવાની મજબુતાઇ ધરાવવા માટે, અને પોતાના હાથ નીચેનાઓનો વીશ્વાસ મેલવી લેવાની શકતી ધરાવવા માટે સર આસલી ઇડન જાણીતા થયા હતા. કલકતાની મોટી સભામાં બોલાયું હતું—અને ઘણું વાસતવીક રીતે બોલાયું હતું—કે તેમના એ સઘલા ગુણો "પ્રજાના સઘલા વર્ગના લોકો માટેની તેમની ઉદાર દીલની અને જાણીતી દીલસોજીથી" વીશેશ કીમતી થઈ પડયા હતા. બંગાલમાં ઘણાં વરસની વાત પર ગુલીની પેદાશના બાબમાં જે મોટી ગડબડ ઉઠી હતી તે આપણામાંના કેટલાકોને યાદ હશે. ગુલીની પેદાશના જુના ધોરણથી થતી ખરાબીનો સુધારો કરવાની પેહલ કરનાર શખ્સ સર આસલી ઈડન હતા. મી૦ પરીનસેપે કહ્યું હતું તેમ "ખુદ પોતાની કારકીદીને કેટલેક દરજ્જે જોખમમાં મેલીને તે ખરાબી ટાલવા માટે તેવણ હીમતથી બાહેર પડયા હતા, અને સૌથી ગરીબ વર્ગોને છુટાપણુ અને તેમને જેમ ગમે તેમ કામ કરવાનુ સવતત્રપણું અપાવી શકયા હતા." સર સ્તુઅરટ બેલી પોતાના ભાપાણમાં એક બાબદ વીશે બોલ્યા હતા તે એટલી તો સાચી અને તેજ વખતે આ કલ્બની તેમને એટલી બધી અનુસરતી છે કે હું તે અત્રે જણાવવાની હીમત કરીશ. તેવણ બોલ્યા હતા કે "સર આસલી ઇડનની કારકીદીની સરૂઆતમા જે દેશી ગ્રહસ્થો સાથ તેમને મીત્રાચારી થઇ હતી અને જેઓ એ કારકીદીની આખર સુધી તેમને વળગી રહયા તેમને માટેની સાચા દીલની અને દીલસોજીભરી મીત્રાચારી તેમનાં ફત્તેહમદ કારોબારની

આખી મુદતમાં જેટલી કામ લાગી શકી હતી તેટલી બીજી કોઇ ચીજ લાગી હશે નહીં; અને એ બાબદમાં તેવણે એવો દાખલો આપ્યો હતો કે જેનો લાભ સીવીલ સરવીસના જે જુવાન ઓહ્દેદારો તેમને પગલે ચાલવાને આતુર હોય, તેઓ લેશે એવી હું ઉમેદ રાખું છું." એ બે પ્રખ્યાત રાજદવારી નરો ઘણાં વરસો સુધી હીંદના વડા વજીરની કાઉનસીલના મેમબરો પણ હતા, અને મારી ખાત્રી છે કે તમો મારી સાથ એકમત થશો કે આપણને તેમનાં મરણથી જે અંગત નુકશાન થયું છે તે માટેજ આપણ દલગીર છીયે એટલુંજ નહીં પણ જે બે નરોનાં હીદી સવાલો બાબેના મત વજણદાર ગણાતા હતાં, તેઓની શેવા ખોહોવા માટે પણ આપણ વીલાપ કરીયે છીયે. હવે જે દુઃખદાયક પણ અવશયની બાબદ વીશે બોલવું પડયુ છે તે છોડીને આપણાં આજના મેળાવડાની ખરી મકસદ ઉપર આવતા હુ તમોને આપણાં મીત્ર મી૦ પીટીટની સલાંમતી લેવાની, અને તેમનાં માન પામેલા પીતાએ જે ઉદાર દીલની બક્ષેસ કરી છે તેમનો અંતઃકરણથી ઉપકાર માનવાની દરખાસત કરૂં છુ. આ કલબની સ્થાપણાનો આધાર હીંદી રાજવંશીઓ અને હીદી ગ્રહસ્થો ઉપર રહયો હતો, અને તેના ટેકાનો આધારબી હમણાં તેઓ ઊપરજ લટકેલો છે. હીદી રાજવંશીઓ અને મુખ્ય કરી ભાવનગરનાં ઠાકોર સાહેબ જેવણે એક લાખની બક્ષેસ કરી ન હતે તો આપણ આ મકાંણ લઇ શકયા ન હતે તથા આ કલ્બ સ્થાપી શકયા ન હતે; તેઓ સઘળાંની સખાવત વગર આજે આપણ અત્રે ભેગા મળી શકતે નહી. તમો સારી રવેશે જાણો છો કે આ કલબનો હેતુ એ છે કે દરેક બની શકતી યોગ્ય, દીલપસંદ અને ફાયદાકારક રીતે દેશી અને ઇંગ્રેજ ગ્રહસ્થોને એક બીજાના સમાગમમાં લાવવા. એ હેતુ પાર પાડવાને જે એક ધોરણ રાખવામાં આવ્યો છે તેથી આપણ કદી વેગળા ગયા નથી; તે ધોરણ એ છે કે આ કલ્બ સાથ કોઇબી હીદી યા બ્રીટીશ રાજદવારી બાબદોને આમેજ થવા દેવી નહી; અને મારે જણાવવું જોઇયે કે આ કલ્બની સ્થાપણાં થયા પછી જોકે અ-વારનવાર એવા સવાલો ઉભા થતા રહયા છે કે જેણે આપણ ઘણ

ધ્યાંન ખેંચ્યું હતું અને જે બાબે આપણ વચ્ચે બ્રીટીશ તેમજ હીંદી રાજદવારી બાબદો ઉપર મતફેર પડયો હતો, તોપણ ક્લબ-ની એકદીલીમાં ખલલ થઇ નથી. આપણે વખ્તે વખ્ત હિંદુસ્તા-ન સાથ સંબંધ રાખનારા ઇંગ્રેજ તેમજ દેશી જાણીતા નરોને મેજ-બાનીઓ આપી છે, તેઓ જે બોલ્યા તે આપણે સાંભળ્યું છે, અને આપણે તેમના કામ માટે દીલસોજી જાહેર કરી છે તથા તેમની સેવાગો માટે હેશાંન માન્યું છે. આપણ ઉમેદ રાખીયે છીયે કે આપણા જુવા-ન મીત્રો જેઓ ઇંગિલંડમાં અભ્યાસ કરે છે તેમને આ ક્લબ ઉપ્યોગી થઈ પડી છે, અને અત્રે તેઓ એવાં આસાંમીઓના સમાગમાં આવે છે કે જેઓ સાથ ભેલાયાથી તેમને ફાયદો થાય. હું ધારૂં છું કે જે આપણા હીંદી મીત્રો બે યુનીવરસીટીઓમાં અભ્યાસ કરે છે તેમને એ ક્લબ ખશુ-સ કરીને ઉપ્યોગી છે; જ્યારે તેઓ લંડન આવે છે ત્યારે તો એ ક્લબમાં તેઓ છુટથી ભેલાઈને રહે છે. એ બાબદ દેખાય છે તો નાની, પણ મને લાગે છે કે જેઓ હીંદી બાબદોમાં ખરેખર લાભ લેતા હોય તેઓનો અને હિંદુસ્તાનનાં જે દેશી ગ્રહસ્થો લંડનમાં આવીને વશે, અથવા આજે અત્રે હાજર રહેલાઓના બાબમાં જેમ બન્યું છે તેમ, જેઓ હિંદુસ્તાનથી આપણી મુલાકાતે થોડો વખત માટે આવે તેઓ સાથ મેલાપ કરાવવાને માટે એક ચોક્કસ જગ્યા હોય એ જેમ ઇંગલંડનાં તેમ હિંદુસ્તાનનાં મોટા ફાયદાની વાત છે. એટલાં માટે, આપણે ખરેજ રસ્તે જઇયે છીયે એવું આપણાં મનમાં માનીને, સર દીનશા માણે-કજી પીટીટ આપણી ક્લબ માટે હમણાં કરતાં વધારે સારૂં પુસ્તકખાનું લેવાની જોગવાઈ કરી આપવાને બાહેર પડયા તે માટે આપણ તેમનાં ભારે આભારી થયા છીયે. તેમની સખીવજુદ બક્ષેસનો ક્લબને ફાયદો થાય એવી રીતે ઉપ્યોગ કરવાને, અને તેમનું નામ એ બક્ષેસ સાથ હમેંશનું જોડેલું રાખવાને આપણ સંભાલ લઈશું. હવે હું મી૦ પીટીટની સલામતી લેવાની, અને તેમના પીતાની મોટાં દીલ-ની ભેટ માટે, અને તેમ કરીને આપણી મેહેનતની જે ડહાપણભરી રીતે તેવણે પીછાંણ કરી છે તે માટે ક્લબ તરફથી ઉપકારની લાગણી જાહેર કરવાની હુ રજા લઉં છું.

એ સલામતી ઘણાં હરખ સાથ લેવામાં આવી હતી.

મી૦ પીટીટ એ સલામતીનો ઉપકાર માનતાં બોલ્યા કે:—લાર્ડ નોર્થબ્રુક, અને ગ્રહસ્થો, આજ દીને તમોએ મને આ ક્લબમાં મેજબાની આપી, મારા પીતા સર દીનશા માણેકજી પીટીટ તરફ જે મમતા અને માન દેખાડયાં છે તેનો પુરતી રીતે આભાર માનવાની મારામાં શકતી નથી મને એક વેપારીને લાયકની તાલીમ આપવામાં આવી છે, અને અચ્છો 'સ્કાલર' હોવાનો યા ઈંગ્રેજી ભાશા જેવી જોઈયે તેવી બોલવાનો હું ફાંકો રાખતો નથી, પણ હું તમને ખાત્રી આપું છું કે શબ્દોની કોટાઈ તે મારી આભારી લાગણીની કોટાઈ સમજવી નહીં. લાર્ડ નોર્થબ્રુક, તમોએ અને આ ક્લબના મેમબરોએ મારા પીતાને જે માન આપ્યુ છે તે વીશે જ્યારે હું તેવણ ઉપર લખીશ ત્યારે તેવણને જાણીને ઘણી ખુશી ઉપજશે કે જાહેર રીતે જે કાંઈ થોડું કરવાને તેવણ સામેથવાન થયા છે, તેની નોર્થબ્રુક ક્લબ જેવાં પંકાયલાં ખાતાંએ પીછાંણ કરી છે, કે જે ક્લબમાં હિંદુસ્તાનમાં નામ અને કીરતી મેળવી આવેલા સઘળા માનવંત ગ્રહસ્થો સાથ મેલાપ થઇ શકે છે. મારા પીતાજીએ કેળવણીને લગતા સઘળા સવાલોમાં મોટો લાભ લીધો છે, અને તેનો વધારો કરવાને તેવણે પોતાની નાઘલી શકતી મુજબ જેટલું બને એટલું કર્યું છે. તેવણ અને બીજા સંખ્યાબંધ હીંદી ગ્રહસ્થો આ ક્લબને એક ઘણાં ઉપયોગી ખાતાં તરીકે લેખે છે, કે જે હિંદુસ્તાનથી આવતા શખ્સોને માટે એક બક્ષેસ જેવી થઈ પડી છે. અમો જ્યારે ઈંગ્લંડમાં પેહેલા આવ્યા ત્યારે અમને આ ક્લબ કેવી ઉપયોગી થઈ પડી હતી અને જે ઇંગ્રેજ તથા દેશી મીત્રોને અમો કદી ભેટી શકતે નહી તેમની સાથ આ ક્લબનાં મકાનમાં અમને મેલાપ થયાથી અમારાં દીલમાં કેટલીબધી ખુશી પ્રાપ્ત થઈ હતી, તે તો હું મારા પોતાના અને કેટલાક મીત્રોના અનુભવ ઉપરથી જાણું છું. અમો હીંદીવાનો આ ક્લબ સ્થાપવા માટે તમો લાર્ડ નોર્થબ્રુક સાહેબના, તેમજ તેને પગભર કરવા માટે સર જ્યારજ બરડઉડ, મી૦ ફીટઝ જીરાલ્ડ અને કમીટીના બીજા ગ્રહસ્થોના અતી ઉપકારી

અને કરજદાર બન્યા છીએ. આ કલબ હવે જેવી જોઇયે તેવી હાલતમાં આવી છે, પણ હું આશા રાખુંછું કે લાંબો વખત ગયા અગાઉ તે પોતા માટે એક જુદું મકાંન ધરાવવાને સામરથવાન થઇ શકે, કે જેમાં આ દેશની મુલાકાતે થોડો વખત માટે આવતા મુસાફરો સારૂં રહેવાની સગવડ થઈ શકે. ઇંગ્રેજો અને હીંદીવાનો વચ્ચે પરસપર વેહેવાર માટે આ કલબ જે સેહેલાઇ કરી આપે છે તે માટે તેમજ હીંદના જુવાન વીદ્યાર્થીઓના વીદ્યાઅભ્યાસમાં નોર્થબ્રુક સોસાયટી મોટી મદદ કરે છે તે માટે સામતી રીતે હિંદુસ્તાન આ ખાતાનું આભારી થયું છે, અને હું ભરોશો રાખુંછું કે આ બાબદમાં ભાવનગરનાં નામદાર ઠાકોર સાહેબે સખીવજુદ દીલથી જેવો ટેકો આપ્યો છે તેવોજ બીજા જાણીતા દેશી રાજવંશીઓ પણ આપશે. સર બૅરો ઈલીસ, જેમનાં ઓચીંતા મરણથી આપણ સઘલા દલગીર થયા છીયે, અને જેથી આ કલબે તેમજ સંખ્યાબધ ઇંગ્રેજ અને દેશી ગ્રહસ્થોએ એક મોટો મીત્ર ખોહયો છે, તેવણ વીશે હું બે બોલ બોલવા માંગું છું. આપણ સઘળાઓને તેવણ સાથ મુંબઇમાં પીછાંણ થઇ હતી, અને તેમનાં ખુશ અને માયાકુલ સ્વભાવને લીધે જેઓણી તેમનાં સંબંધમાં આવતા તેઓ સઘળાનાં તેવણ મીત્ર થઇ પડતા. તેવણ સાથ આપણને મોટો મીત્રભાવ હતો, અને તે માટે તેમનાં અકાલ મરણથી આપણને ઘણો ખેદ લાગવોજ જોઈયે મારા લાર્ડ નોર્થબ્રુક, અને મારા ઇંગ્રેજ અને દેશી મીત્રો, આજે તમોએ મારી જે માયાલુ રીતે પરોણાગત કરી છે, અને મને આવકાર દીધો છે, તે માટે હું તમારો ફરીથી ઉપકાર માનુ છું

તા૦ ૧૩ મી જુલાઈ સને ૧૮૮૯—આજે સવારના કલાક ૧૧ વાગેને વીકટોરીયા સ્ટેશનપરથી આગગાડીમાં પેરીસ શેહેર જવા સારૂં ઉપડયા હતા અમો લંડન આવ્યા ત્યારે એ શેહેરમાંથી ફક્ટ પસાર થયા હતા તેથી હમણાં વખત હાથમા હોવાથી તે જોઇ આવ-

વાનો ઠેરાવ કીધો હતો અને આવતી કાલે તે સારૂં ઉપડવાના હતા પણ અમોએ ગઇ કાલે સાંજે સાંભળ્યું કે પેરીસમાં ભ્રેસપતવારે ફ્રેંચ પ્રજાસ્તાક રાજની વરસ દીનની "નેશનલ ફીટ" (National fete) છે તેની ધામધુમ જોવા સારૂં સાંજેજ નિકળ્યા હતા તે ડોવર કલાક ૧ વાગે તથા કેલે કલાક ૨॥ અને પેરીસ કલાક ૮ વાગે રાતના પુગ્યા હતા અને ગ્રાંડ હોટેલમાં ઉતારો લીધો હતો. Channel આજે ઘણોજ ઠંડો હતો.

**તા૦ ૧૪ મી જુલાઇ સને ૧૮૮૯**—આજે ફ્રેચ લોકોનો "નેશનલ ફીટ" નો દિવસ હતો. સને ૧૭૮૯ માં પેહેલ વેહેલું પ્રજાસ્તાક રાજનું મંડાણ તા૦ ૧૪ મી જુલાઇએ થયું હતું તે દિવસ ઇહાંના લોકો ઘણી ધામધુમથી પાલે છે. ગઇ કાલે રાતથી લોકોનાં ટોળાંઓ થઈને વાજાં સાથે મારસેલ્સ "હીમ" ગાતા મોહોલાઓમાં ફરતા હતા અને આજે સહવારથી લોકોનાં સરઘસો થઈને પલે ડી લા કોનકોર્ડ તરફ જતા હતા. એ જગ્યાપર ફ્રાંસનાં "પ્રોવીનસોને રેપ્રીઝેનટ" કરવાનાં પુતળાં મુકેલાં છે તેમાં સ્ત્રાસબર્ગનુંભી પુતળું છે જે આલસેસ તથા લોર્ન પ્રગણાંનું મુખ્ય શેહેર છે. એ પ્રગણાંઓ છેલ્લી ફ્રેચ તથા પ્રુશીયાની લડાઈમાં પ્રુશીયાવાલાઓએ લઇ લીધાં છે ત્યારથી એ પુતળાંને કપડાંથી ઢાંકી રાખ્યું છે કે જ્યારે એ પ્રગણાંઓ પાછાં લીયે ત્યારેજ તેને ખુલ્લું પાછુ મુકે. હવે એ પ્રગણાંમાંથી ઘણું લોક જ્યારે તે જરમનીને હસ્તક ગયાં ત્યારે છોડીને ફ્રાંસમાં જાહુકતું આવી રહ્યું છે. તે લોકોના ટોળાંઓ આજે સહવારથી વાજાંઓ સાથે સરઘસરોકાં આકારમાં સાથે ફુલોના તોરા તથા હારો તથા કાળા જેટનાં બનાવેલાં તાજો કફન ઉપર મુકે છે તેવા આકારનાં લઇને જતા હતા. એ ફુલોના હારો ઇત્યાદી ચાર લાકડાંના કકડાઓ ઉપર ખુરસી યા બીજી ભપકાની બેઠકો શણગારીને તે ઉપર મુકી ચાર માણસો તેને ઊંચકી અને સાથે ફ્રેંચ પ્રજાસ્તાક રાજના વાવટાઓ લઈને લોકો ચાલતાં હતાં જેમાંનાં કોઈ સરઘસ તો અરધાથી પોણા મૈલ જેટલાં

લાબાં હતાં અને મુગાં મુગાં જાણે પાયદસ્તે જતાં હોય તેમ ગંભીર દેખાવથી મરદો, ઓરતો તથા છોકરાંઓ ચાલતાં હતાં. તેઓ "પ્લે ડી લા કોનકોર્ડ" માં જઇને આજે સ્ત્રાસબર્ગનું પુતળું ખુલ્લું મુકેલું હતું. તેની ઉપર એ શોગની નીશાણીઓ જાણે કોઈ અતલગનું સગું મરી ગયુ હોય અને તેની ઘોર ઉપર મુકે તેમ મુકતા હતા તથા તેનાં ગલાંમાં એક મોટો પીલા ગોટાનાં જેવાં ફુલનો હાર પેહેરાવ્યો હતો તે જોવા સારૂં એટલું તો લોક એકઠું થયલું હતું કે આખો એ ચોક ભરાઈ ગયો હતો અને સરઘસને આવવાનો રસ્તો ખુલ્લો રાખવા સારૂં સોલજરોની ચોકી રાખી હતી. અમો તે જોઇને પછી (Madeleine) નું દેવળ તથા પેલે રાએલ જોઇ આવ્યા હતા જેની વિગતો સને ૧૮૮૧ ની ડાયરીમાં આપેલી છે. બપોરનાં કલાક ૧ વાગેને આજે નેશનલ "ફેટ" ની ખુશાલીમાં ફ્રેંચ લશ્કરની કવાયદ બોઇડી બુલોના પાર્કમાં હતી તે જોવા ગયા હતા જેને સારૂં બેઠકોની ટીકીટના ૧૫ ફ્રાંક લેખે આપવા પડયા હતા. એ જગ્યાની આસપાસ અતી મોટી ભીડ લોકોની મળી હતી, અમો ધારીયે છીયે કે દોઢથી બે લાખ માણસો જોવા મળ્યું હતું. જ્યાં નજર કરીયે ત્યાં દુર વેરથી કીડીની માફક લોક ઉભાઇ જતુ હતું. એ કવાયદની જગ્યા ધારવા મેલે શરતવાળા રસ્તાપર હતી અને ત્યાંનાં ગ્રાંડ સ્ટેન્ડપર ઇહાંના પ્રજાસ્તાક રાજનો વડો પ્રમુખ ગ્રેવી તથા પ્રધાન મંડલની જગ્યા રાખી હતી જેને માથે ફ્રેંચ વાવટો લાલ, બલુ તથા સફેદ પટાનો ઉડતો હતો.

પ્રેસીડંટ આવ્યો ત્યારે તેને તોપો ફોડીને તથા હુરરેના પોકારોથી માન આપ્યું હતું અને ચાર વાગેને કવાયદ "માર્ચપાસ્ટ" શરૂ થઇ હતી તેમા પેદલ ઘોડેસવાર તથા આર્ટીલરીનાં આસરે ૨૫૦૦૦ માણસોએ ભાગ લીધો હતો. મોં૦ ફેરો જે લડાઇને લગતો વજીર છે તે તથા "સ્ટાફ"ના માણસોએ 'માર્ચપાસ્ટ" શરૂ કીધી હતી તે વખ્તે હાજર થયલું તમાશગીર લોક ઘણુ ઉશ્કેરાઇ ગયુ અને બુલાંઝે (Boulanger) કરીને મોટે મોટે બુમ પાડવા લાગ્યુ હતુ એ નામનો

જેનરલ છેલાં પ્રધાન મંડળમાં લડાઇનો પ્રધાન હતો અને તે જરમનીનો કટ્ટો દુસ્મન હોવાથી લડાઇ કરવાની ઉશકેરની તથા તરફેણ કરતો હતો તેને નવી "મીનીસ્ત્રી" હમણા બદલાઇ મોં૦ ફેરીને બદલે મોં૦ રીવેર વડો પ્રધાન થયો ત્યારે એ ઓધો પાછો નહી આપ્યો અને બાહારના પ્રોવીન્સના લશ્કરનો વડો બનાવી તેને દુર કાહડયો છે તેથી ઇહાંનું ઝનુની લોક તે જેનરલ બુલાંઝેની પક્ષમાં ઘણું થઇ ગયું છે અને જ્યારે તે પેરીસ છોડી ગયો ત્યારે દોઢ લાખ માણસ તેને સ્ટેશનપર મુકવા ગયુ હતું. ઇંહાં પ્રધાનોને ઘણી ધાસ્તી હતી કે રખેને હુલ્લડ થાય પણ તેને દુર કરવાથી લોક પાછું નરમ પડી ગયું હતુ તે આજે રીજમીટોની કવાયદ હતી ત્યારે પાછુ તેને યાદ કરવા લાગ્યું અને જ્યારે તેની બદલીનો જેનરલ ફેરો લશ્કરને મથાલે ચાલ્યો ત્યારે લોક ઉશકેરાઈ ગયું અને બુલાંઝે, બુલાંઝે કરી બધેથી અવાજો નિકળવા લાગ્યા હતા. એ વખ્તે હુલ્લડ થવાની પાછી ઘણી ધાસ્તી સરકારને હતી અને તે સારૂં કાનસ્ટેબલો ઉપ્રાત સોલજરોની રીજ-મીટો તૈયાર રાખેલી હતી પણ સારાં ભાયગે કંઇબી માઠો બનાવ બન્યો હતો નહીં અને વળી એજ મુજબ આજે નેશનલ "ફેટ" હોવાથી જરમનો ઉપર પણ તોફાન વીટવાની ધાસ્તી હતી અને તે સારૂં જરમનીથી ઇંહિંના જરમન રેહેવાસીઓ ઉપર હુકમ આવ્યો હતો કે એ દીને (આજે) કોઇબી જરમને દુકાણો યા આફીસો ઉંઘાડી રાખવી નહીં અને બહાર રસ્તામાં પણ જવું નહી કે તેથી ફીસાદ થતો અટકે. અમોએ જે રીતે લોકોને ઉશકેરાયલા જોયા હતા તે રીતે અમો ધારયે કે જો રસ્તામાં કોઈબી જરમન ફ્રાંસની કાંઇપણ વિરૂધ બોલતે તો તેનો કચડઘાંણ કાહાડી નાખતે. આજે આખાં પેરીસમાં વાવટાઓ ઘેરે ઘેર ટાગેલા છે તેમાં જો એકબી જરમન વાવટો હતે તો તે ઘરનાં બારી બારણાં ભાંજી નાખ્યા વગર રેહેતે નહીં. કાંઈ વગર ગણત્રીના વાવટાઓ જે ટાંગેલા હતા તેમાંના ઘણા ખરા ફ્રેંચ પ્રજાસ્તાક રાજના વાવટાઓ (સફેદ, બલુ તથા લાલ પતા-

ના) હતા બાકીનામાં અમેરીકન વાવટા અને છુટાછવાયા જ્યાં ઇંગ્રેજી દુકાનો તથા આફીસો હશે ત્યાં ઇંગ્રેજી વાવટાઓ હતા બાકીના બીજી કોઈબી પ્રજાના વાવટાઓ કેઠે દેખાતા હતા નહીં. લશ્કરની "માર્ચપાસ્ટ" કલાક સવાચારે શરૂ થઇ તે કલાક સાડાપાંચ વાગેને પુરી થઇ હતી. લશ્કરના મોટા ભાગનો પોશાક પેદલનો બલુ ઘેરા રંગનો ડગલો તથા લાલ પાટલુન અને કાળી તોપીપર લાલ ફુમતાંનો હતો. ઘોડેસવાર લશ્કરના પોશાકમાં માથાંપર લોખંડની ચળકતી કોલાહ હતી તે ઉપર જાણે ઓરતોનો છુટો ચોટલો બાલનો લટકતો હોય તેમ પીછીશકી પુછડીઓ માથાંથી કમર સુધીની લટકતી હતી, બદનપર લોખંડનાં ચળકતા બખ્તરો હતા અને કાળાં કપડાંપર લાલ પતીના પાટલુનો પેહેરેલાં હતા. સોલજરોનો દેખાવ ઇંગલડના સોલજરો જેવો કદાવર નહી લાગતો હતો પણ બધી રૈયતને સોલજર થવાની ફરજ હોવાથી ઠીંગના તથા પતલા કદના સોલજરો ઘણા દીસતા હતા અને "માર્ચ" કરતી વખ્તે જો કે એક પગલે હારબંધ ચાલતા પણ તેની સાથે ડાબો હાથ પણ હીલવતા હતા જેથી સોલજરી (લડાયક) દેખાવ તેઓનો લાગતો હતો નહી. "માર્ચપાસ્ટ" ઝડપથી પેદલ રીજમીટોએ કીધી હતી અને "કેવલરી" તથા "આરટીલરી" ના ઘોડા દોડતા ગયા હતા પણ જેમ ઇંગ્રેજી ઘોડેસ્વાર લશ્કરના ઘોડાઓ એક હારમાં ચાલતા હતા તેમ ફ્રેચ ઘોડેસ્વાર લશ્કરના ચાલતા હતા નહી પણ જરા વાકા ટીકા ચાલતા હતા. દરેક રીજ-મીટના જેનરલો રીજમીટને મથાળે આવે કે લોકો પાછું બુલાઝે બુલાઝે કરીને બુમ પાડતુ હતુ અમો જે જગ્યાપર હતા ત્યાં લોક ટીકીટો લઇને આવેલુ હતુ તેઓ અલબતે ઘણા હલકા માણસો નહી હતા તોબી તેઓની રીતભાત ચીસાવલી હતી અને આગળની હારનુ લોક ઉભું થઇને કવાયદ જોતુ હતું તેઓને બેસી જવા સારૂ "સીત સીત" કરી બુમ પાડતુ અને પાછળથી કાકરાઓનો વરસાદ ખુબ વરસાવતુ હતુ જેથી મડમોને છત્રી ઉંચાઈને તેનો બચાવ કરવો પડવાથી ઘણોખરો દેખાવ 'પેલ મેલ' જતો અને તેથી લોકો બધુ

ઉશકેરાઇને જથ્થાબંધ કાંકરાઓ ફેંકવા લાગ્યા હતા તેથી આખરે આગળ ઉભાં રહેલા લોકને બેસવાની ફરજ પડી હતી "માર્ચપાસ્ટ" પુરી થઇ કે ઘોડેસ્વાર લસ્કર પ્રેસીડંટની સામે સફસમારીને એકદમ ઘોડા દોડાવતું સામે આવીને ઉભું હતું અને પ્રેસીડંટની ગાડી ત્યાથી પસાર થયા પછી વીખરાઈ ગયું હતું હવે પાછા ફરતી વખ્તે લોકોનાં પાછા ટોળાઓ થઇને ગીતો ગાતાં પેરીસ તરફ ચાલ્યાં અને અમો હતા તે જગ્યાનાં બે બારણાં હતાં તેમાંનું એક બંધ રાખ્યું હતું જેથી લોકોને બાહાર નિકળવાની અગવડ ઘણી પડી અને ભચડાકચડી ખુબ ચાલવાથી તથા બારણું ઉંઘાડવા કાનસ્ટેબલોને કહ્યા છતાં તેઓએ ઉંઘાડયાં નહીં તેથી લોકે ઉશકેરાઈ જઈને બારણાંઓને હીલવીને ભાંજીને ઉઘાડયાં હતાં અને પાસે રીજમીટ તથા કાનસ્ટેબલો છતાં તેઓની કશી દરકાર કીધી નહીં અને આવુ તોફાન જોઇને તે લોકો જાણે જાણતા નહીં હોય તેમ અખાડા કરી જઇ બારણું ઉંઘાડી આપ્યું હતું. એમ જો હિંદુસ્તાનમાં થયુ હોય તો પોલીસ ધામધુમ કરી ગરીબ લોકોને પકડી લઇ જતે પણ લોકોમાં સંપ ઘણો હોવાથી આવાં તોફાનો વખ્તે પોલીસ તથા લસ્કરના માણસોને વટીક અખાડા કરવા પડે છે. હવે લોક બહાર રસ્તાપર પડયું કે ટોળાંઓ થઇને વાવટાઓ તથા ઝાડની ડાંખલીઓ લઇને આખા રસ્તાઓ ઘેરીને ચાલવા લાગ્યું અને ગાડા ઘોડાને જતાં અટકાવ થયો પણ રસ્તામાંથી બાજુએ ખસે નહી અને કોઈની કશી દરકાર કરે નહી તેથી ગાડીનું જાણે પાછળ સરઘસ બની ગયું અને તેઓને પાછળ ચલાવવી પડી અને બીજા આડા રસ્તાઓ આવે ત્યાંથી લોકબી જવા લાગ્યા હતા એ મુજબ અમને ત્રણ ચારગમ ટોળાંઓ મળવાથી આડે રસ્તે જવું પડયું હતું રસ્તામાં એટલી તો ભીડ હતી કે નજદીક ત્રણ મૈલનો તે રસ્તો ચીકાર ભરાઈ ગયલો હતો અને ગાડીઓની તો મોટા રસ્તાપર આડની હાર ચાલતી હતી અમો રાતના સાત વાગે હોટેલમા આવી પુગ્યા હતા અને પાછા જમીને શેહેરમાં રોશની કીધેલી હતી તે જોવા નિકળ્યા પણ ગાડી ઘોડાની આવ-



પારીસ શેહેરનું બુલવરડ.

જાવ બંધ કીધેલી હોવાથી પગે ફરીને થોડીએક જોવાલાયક જગ્યા જોઇ હતી, જેમાં "પેલે ડલા કોનકોર્ડ" તથા "આર્ક ડ ટ્રાયમ્ફ" અને તુલીરીસની ગારડનની સામે સીન નદીની ઉપર રોશની જોઈ હતી, જે ઘણી સરસ બધી જોવાલાયક હતી. અમારાં હોટેલવાલો મોહોલો Boulevard Des Capucines બુલવાર્ડ ડ કાપુસીન બધો રોશનીથી ભરેલો હતો તે છેક મેડીલેનના દેવળ સુધી હતો; તે દેવળને મથાળે પણ રોશની હતી ત્યાંથી સીધા મોહોલામાંથી "પેલે ડ લા કોનકોર્ડ" માં ગયા જ્યાથી ફરતી હવેલીઓપર રોશનીની હારો કીધેલી હતી અને એ મોટો ચોક જાણે ગેસલાઇટના દડાની તોરણોથી ગુંદી લીધો હોય તેવો બનાવેલો હતો. વચમાં ઘણી રોશનીના ખુંટાઓ અને તેની વચમાં દડાની રોશનીની તોરણો હતી તથા તેની બહાર રસ્તાની બીજી બાજુએ ગેસની મસાલો થાંભલાઓપર બળતી હતી. એ ચોકની સામેની બાજુપર નદીને બીજે નાકેની ઇમારતો પણ રોશનીથી ભરપુર હતી અને વચમાંના પુલો ઉપર હજારો હજાર કાગજોનાં ફાણુસોની બતીઓ હતી તથા નદીમાં નાની બોટો તથા સ્ટીમરો તદ્દન રોશનીથી ભરી નાખેલી દોડતીઓ હતી અને નદીના બેઉ કીનારાઓપર તથા ત્યાંના ઝાડોપર બધે જ્યાંબી જગ્યા મળે ત્યાં એજ ફાણુસોની બીન ગણત્રીની રોશની કીધેલી જેનો ઓચ્છવ પાણીમાં પડે અને ફાણુસોની રોશનીથી તેની કીનારીઓ ભરી નાખેલી બોટો ડોલ સુધાંની આવજાવ આસ્તે આસ્તે કરે તેથી દેખાવ જાણે આએ દુનિયાનો નહી પણ ફરેસ્તાઇ દુનિયાનો દેખાતો હતો.

નદીના પુલોબી જાણે ફાણુસોની રોશનીનાજ બાંધેલા હોય તેવા નજર પડે ત્યાં સુધી દેખાતા હતા. એ ચોક મુકીને "શા ઈલીઝે" નો આખો રસ્તો ગેસની બેઉ બાજુએ તોરણથી ભરી નાખેલો હતો તથા તેની આસપાસના બધાં ઝાડો પર કાગજના ફાણુસો લટકતાં હતા તેથી જાણે એ રોશનીનાંજ ઝાડો હોય તેવા દેખાતા હતા એ સઘળો દેખાવ ઘણોજ જોવાલાયક હતો અને એવી રોશની આજ સુધી

અમોએ કંઠે જોઈ નથી તેમાં નદીપરનો દેખાવ કાઇ ઓરજ તરેહ-નો લાગતો હતો. વળી જગેજગ મોહોલાઓના ચોકોમાં તથા મેદાનો-માં માચડા કરીને વાજાંઓ એસાડેલાં હતાં અને તે જગ્યાપર ગમે તે લોકો "બોલ" (નાચ) કરતા હતા. અમારા હોટલની પડોશમા ઓપેરા હાઉસની સામેના ચોકમાં પણ તે મુજબ આખી રાત નાચ ચાલુ રહયો હતો. ઇહાંની બધી નાટકશાળાઓ આજે દીસના નાચ લોકોને મુફત જોવા સારૂં ઉઘાડી રાખી હતી તે જોવા સારૂં લોકો સહવારના પોહોરથી એ નાટકોના ઘરોની બાહાર જઈ ઉભા રહયાં હતાં કે જે પેહેલાં અંદર જાય તેને જગ્યા મળે બાકીના ઉભાં રહેતાંબી જો અંદર જગ્યા બાકી નહી હોય તો પાછા ફરવુ પડે એ મુજબ બીજી ખુલ્લી જગ્યાઓપર નાચો થતા હતા અને બધે રમત ગમતમાં લોકો રોકાઇ ગયું હતું, અને અમો રાતના સાડાબારવાગેને હોટલમાં પાછા આવ્યા તોબી બધા મોહોલાઓ લોકોની ભીડથી ભરપુર હતા અને "બોલ" (નાચ) ચાલુ હતા તથા દારૂની દુકાનો તથા કેફે સઘળાંને આજે આખી રાત ઉઘાડાં રાખવાની છુટ હતી તેથી તે જગ્યાઓની પગઠીઓ પર લોકો ખુરસીઓપર બેસીને દારૂ યા કાફી પીતા યા "રીફ્રેશમેંન્ટ" લેતા હતા અને તેઓની સામે ગીત ગાનારાઓ તથા આરગીન વજાડનારાઓ ગાતા તથા વજાડતા હતા. આજે ભીખારીઓને પણ જોયા મેલે ભીખ માગવાની છુટ મળી હશે, કારણકે રસ્તા પર તેઓ પણ ઉભાઇ જતા હતા અને જાતજાતની યુક્તિઓ પૈસા મેળવવાની કરતા હતા. એક ભીખારી એક હાથે હુઠો હતો તે બીજા હાથે નાની આરગીન કુંચીથી વજાડનો હનો ને આરગીનની ઉપર એક કુતરાને તેના મોહોડાંમાં નાની ટોપલી આપી મુકી હતી જેમાં લોકો પૈસા નાખતા હતા ને પેલા કુતરાની વફાદારી વખાણવા તેને પસવારતા હતા જેવા થોડા ઘણા પૈસા તે ટોપલીમાં એકઠા થયા કે ભીખારી સાહેબ તેને ખાલી કરી નાખતા કે લોકો તે ખાલી જોઈ પૈસા વધુ નાખે. કોઈ રસ્તામાં વચમા બેસીને સારગી વજાડતું, કોઈ ગીત ગાતું, કોઇ નાચ કરતુ, એ પ્રમાણે જગેજગ



પેરીસનું નવું ઓપેરા હાઉસ.

ભીખારીઓ હતા જેઓની લોક દયા પણ ઘણું ખાતું ને ગરીબ માણસો કાંઇતું કાંઈ તેઓને આજે ખુશાલીનો દીવસ હોવાથી આપતું હતું આજે આખી રાત લોકોની આવજાવ રસ્તાઓપર ચાલુજ હતી.

**તા૦ ૧૫ મો જુલાઇ સને ૧૮૮૭**—આજે ઇહાંનું વખણાયલું લુવર મેહેલનું મ્યુઝીયમ જોવામાં દિવસ નીકળી ગયો હતો તેની વિગત આગળ આપેલી છે. રાતનાં "હીપોડ્રોમ" કરીને સરકસના જેવી જગ્યા છે ત્યાં ગયા હતા જ્યાં ઘોડાની તથા માણસોની કસરતો જોઇ હતી તેમાં એક હાથ્થીનાં બચ્ચાંને ઘોડાની માફક કેળવેલું હતું જે વાજાંની બરાબર ટાઈમ આપીને જેમ ઘોડાઓ સરકસમાં ચાલતા તથા દોડતા જોઈયે છીયે તેમ ચાલતું હતું, તથા તેને સુવા કહે ત્યારે સુઈ જતું તથા પાછળા પગ પર જેમ કુતરૂં બેસે છે તેમ બેસતુ. પણ સૌથી નવાઈ જેવું તો તેને આગળા બે પગ ઉપર ભોયપર માથું ટેકવીને ઉંધું ઉભું રાખ્યું હતું જે દેખાવ એ ગંજાવર જાનવરનો ઘણો સરસ લાગતો હતો. બીજી રમતોમાં ગાડીઓમાં ચાર ઘોડા જોડીને તેવી ત્રણ ગાડીની સરતો તથા માણસોની પગે દોડવાની સરતો હતી એ છેલ્લામા દોડવાની જગ્યાની વચમાં ઢળાવો, કુદવાનાં લાકડાઓ, બાકસો જેવા મોટા પેટારાઓ તેના ઢાંકણાં એક માણસ જઇ શકે તેટલાં નાનાં હારબંધ મુકેલા તેમાથી પસાર થવાનું તથા જમીનથી એક ફુટને આસરે ઊંચે આડુ લાકડું મુકેલુ તેને તળીએથી પસાર થઈને છેક છેલ્લે છુટા છુટા મોટા ખાંચાઓની ગુંદેલી ઉભી તથા આડી નેટની ઉપરથી પસાર થવાનું હતુ. એ મુજબ દોડતા ઉપલી સઘળી વિગતો પસાર કરીને જાય તેને ઈનામ આપતા હતા તેમાં છેલ્લી નેટમાંથી પસાર થવાનું ઘણું મુશ્કેલ હતુ એના ખાંચાઓમાં પગો છેક ઉપર સુધી પેસી જતા જે પાછા ઉચકવા જાય કે બીજો પગ બીજા ખાચામા પેસી જાય એ પ્રમાણે મેહેનતનુ કામ હતું અને જોવાની મજા ઘણી લાગતી હતી

**તા૦ ૧૬ મી જુલાઈ સને ૧૮૮૭**—આજે મેટ યુસ્તાશ (Eustache)નુ દેવળ જોવા ગયા હતા તે તથા નોટ્ર ડામ (Notre

Dame) નું દેવળ, સેંટ સુલપીસ (St. Sulpice) નુ દેવળ, સેંટ શાપેલ (Sainte Chappele) નું દેવળ, કોર્ટ ઓવ જસટીસ, પાનઠીયન (Pantheon) તથા કેટેકોમબ્સ (Catecombs) જોઇ આવ્યા હતા. એ સઘળાની વિગતો આગળ આપેલી છે. પાનઠીયનમાં હમણાં ત્રીજે સાલ વીકટર હયુગો કરીને એક ઘણો હુશિયાર લખનાર મરી ગયો હતો તેને દાટયો છે. ઇહાં તેની મુડદાંની પેટી એક બાજુ "વોલ્ટ"માં અભરાઈ ઉપર મુકી છે જેની ઉપર જથાબધ ફુલનાં તથા દાણાનાં તાજો મુકેલા છે તથા બાકીના વધેલા હારોને ઉપરના વચલા હોલમાં ચાર ખુનાપર ઢગલાઓ કરીને મુકયા છે. એ ધણી જે ગરીબ માણસોની તરફેણ ખેંચનાર હતો તેની પાયદસ્ત ત્રણ મૈલ લાંબી હતી અને તેને પસાર થતાં બે કલાક લાગ્યા હતા. જ્યારથી એ વીકટર હયુગો (Victor Hugo) ને ઇંહા સને ૧૮૮૫ માં દાટયો છે ત્યારથી સરકારના ફરમાનથી વળી એ દેવળને "પાનઠીયન"નુ-નામ આપ્યું છે અને વખણાયલાં માણસોને દાટવાની જગ્યા દાખલ ગણવાનો હુકમ થયો છે. એ મુજબ ત્રણ ચાર વખ્ત જ્યારે પ્રજાસ્તાક રાજ થાયછે ત્યારે એને "પાનઠીયન" અને પાદશાહી રાજ થાય છે ત્યારે સેંટ જીનીવીનું દેવળ દાખલ એ વપરાતું આવ્યું છે. ઉપલાં દેવળો ઉપ્રાંત ઇંહાંની સેનટ્રલ મારકીટ તથા ગોબલીનટસનુ ટેપેસ્ટ્રી બનાવવાનું કારખાનું જોયું હતું. એ છેલ્લું કારખાનું લુઇ ૧૪ માએ સને ૧૬૬૨માં સ્થાપ્યું હતું અને ત્યાં અસલથી બનાવતા આવેલા ટેપેસ્ટ્રી (ભરતકામ) ના નમુનાઓ રાખેલા છે જે ઘણા જોવાલાયક છે અને હમણા પણ એ ભરતકામો નવાં બનાવે છે તેબી ઘણા સરસ જાણે ભરતકામને બદલે "ઓઇલ પેનટીગસો" હોય તેવા ઘણા નજદીક જઇને જોઇયે છીયે તોબી દીસે છે. એ બનાવવા સારૂં પેહેલા ઉભી સાલના દોરાઓ ઉપર જે પાડવાનું હોય છે તે ચીતારે છે અને પછી તે અસલ ચીતાર જે રંગીન હોય છે તે નમુના દાખલ તેની ઉપરથી ટાંગે છે અને તેમાં જોઇને જેવા રંગ જોઇએ તેવા રંગીન દોરા યા ઉન જેમ કેનવાસ પર દોરા ગણીને ભરેછે તેમ તેમાં આંકરીઓથી

ગુંઠે છે અને પછી તેને લોખંડના ઝીણા સળીયાએ ઠોકે છે (યાને ઠોક આપે છે) કે પેલી સાલના દોરા ઉપર હેઠે કરી તેને પકડમાં લીધો કે બીજા દોરાથી ભરત ચલાવે છે તથા રંગ મેળવવા તેના "શેડસો" ને દરેક રંગના "શેડસો" ના દોરા ઘણા તપાસીને વાપરવા પડે છે અને ભરતકામ કરનારાઓ ઘણા રંગની બાબદમાં ચીતારાઓની માફક બાપદાદે તેજ ધંધો કરવાથી હુશીયાર હોય છે જેથી જાણે આબાદ "ઓઇલપેનટીગ" હોય તેમ દોરાથી ભરત કરી શકે છે. એ ભરવાનું ઊંધી ગમથી છે યાને ભરનારની સામે ઉંધો અને બીજી બાજુએ સીધો ચીતાર પડે છે. એવું કામ કરવા સારૂં રોજ છ ચોરસ ઇંચજ હુશિયાર આદમી કામ કરી શકેછે. ઇંહાં ઊંચા ગલીચાઓ પણ એજ પ્રમાણે ઉભી સાલપર ગુંઠે છે પણ તેના ઉનના દોરાને સાલના દોરાઓમાં ભરીને પછી ગાંઠ મારી દે છે અને ઉપરથી જરા ફુમતાં જેવાં રાખીને કાપી નાંખે છે અને એક હાર લાંબી તરાહની થઈ કે પેલા દોરાનાં ફુમતાંઓને છેક બેઠાં કાતરે કાપે છે કે જાડો ગલીચો બને છે. એની તરાંહ પણ ઘણી સરસ પાડી શકે છે. એ ગોબલીનસ (Gobelins) નું ભરતકામનું કારખાનું ફ્રેંચ સરકારનેજ હસ્તક હમેશાં ચાલે છે અને તેના પાડનારાઓમાં ફ્રેંચ લોકો હુશિયાર હોવાથી તેઓનું કામ ઘણુ યુરોપમાં વખણાય છે અને તેની નહી મનાય એટલી કીમત ઉપજે છે. આજે રાતના (Eden) ઇડન થીયેટરમાં ગયા હતા જ્યાં હાથ ચાલાકીનો તથા કસરતના ખેલ ઉપ્રાત "સીલ" જાતનાં જાનવરોનો ખેલ તથા "બેલેટ" (નાચ) કરી બતાવ્યો હતો જે માફકસરનો જોવાજોગ હતો, પણ એની ઇમારત ઘણી સરસ છે તે મોરીસ ધપથર આલહામબ્રાને અંદરથી મળતો બાંધેલો છે અને તેમાં ખુબ નકશી, ગીલીટ તથા રંગ વાપરેલા છે. થીયેટરની બેઉ બાજુપર મોટા દીવાનખાનાઓમા દારૂ તથા "રીફ્રેશમેન્ટ" ની જગ્યાઓ રાખી છે તથા ફરવા હરવાની મોટી ગેલરી રાખી છે

**તા૦ ૧૭ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે "નેશનલ ફ્રેટ" ગઈ તેની ખુશાલીમાં વરસેલીસ (Versailles) ના મેહેલમાં ઘણી ધામ ધુમ કરવાના હતા તે જોવા સારૂં સહવારના કલાક સાડા નવ વાગેની ટ્રેનમાં પેરીસથી નિકળ્યા હતા. તે સેટ કલુ (St. Cloud) નાં ગામમાં ૧૦ વાગે ઉતર્યા હતા અને ત્યાંનો વખણાયલો મેહેલ જે હમણાં ખંડી-યેર હાલતમાં છે તે તથા ત્યાંનો પાર્ક જોયો હતો મેહેલ અસલ ઘણો સારો હોવો જોઇયે પણ પૃસ્યાની લડાઈ વખ્તે સઘળો તોપોના મારા-થી ભાંગી ગયલો હજી તેવીજ હાલતમાં પડેલો છે બાગમાં ફુવારાના (Cascades) કાસકેડો તથા છેક ડુંગરને મથાળેથી જુદે જુદે તપે એકની પછી એક ઘાસનાં "લોન્સો"ની વચમા છેક નીચાણની નદી સુંધી લઇ ગયાછે. જે ઘણા જોવાલાયક છે. પાર્કના ઝાડો ઘણાં મોટાં ઉંગેલા છે અને તેની હેઠલ સફાઇ જમીન રાખી છે જ્યાં આજે આતવાર હોવાથી ગામનું લોક મોજ કરવા ઉતરી પડેલું હતું અને ઝાડોના છાયડા હેઠલ (જ્યાં અમો ધારીયે છીયે કે તડકું તો કદી પડતું નહી હશે એવાં ગીચ પણ હારબંધ ઝાડો ઉંગાડેલા છે) ત્યાં બેસીને મઝા મારતા હતા તે જોઇને પાછા આગગાડીમાં કલાક ૧૨ ને અમલે બેસીને નિકળેલા વરસેલીસના મેહેલવાળાં સ્ટેશનપર જઇ પુગ્યા હતા. બધો મલીને પેરીસથી ઈહાં આવવાને ૪૫ મીનીટ થાય છે. અમો પેહે-લાં (Grand Trianon) ગ્રાંડ ટ્રાયનોનો મેહેલ જે રાજા લુઇ ચૌદમાં-એ પોતાની રાખેલી ઓરત મેડમ ડી મેન્ટનો (de Maintenon) સારૂ વરસેલીસની સાથે બાંધ્યો હતો તે જોવા ગયા હતા એ એક નાનો જેવો મેહેલ છે અને અંદરથી ઘણાં ઊંચાં અસલી ફરનીચરથી શણગારેલો છે અને તે હેલાએધો હોવાથી ઉપલો રાજા લુઇ ચૌદમાં ઉપ્રાંત ત્યાર પછીના એનાં ખાનદાનના બીજા રાજાઓ લુઈ પંદર તથા સોલમાં ઉપ્રાંત નેપોલીયન બોનાપાર્ટ પણ એમાં રેહેવાનું પસંદ કરતો હતો અને વરસેલીસનો મોટો મેહેલ જાહેર ક્રિયાઓ માટે વાપ-રતા હતા. એ ટ્રાયનોમા આપણાં મહારાંણી વિકટોરીયા જ્યારે ત્રીજા નેપોલીયનના વખ્તમા ઇહા આવ્યા હતા ત્યારે ઉતર્યા હતા જેઓવાળા

ઓરડાનું ફરનીચર ઘણું સરસ છે. તેમાંની રોમના પોપે નેપોલીયન સારૂ ભેટ મોકલેલી "મોઝાક વર્ક" ની ટેબલ છે તેનીજ કીમત ફક્ત ૧૦ લાખ ફ્રાંક યાને ચાર લાખ રૂપિયા ત્યાંનો ભોમિયો કેહેતો હતો. એ જોઇને પંડાશમાની પાદશાહી ગાડીઓનો તબેલો જોયો હતો જેની વિગત ૧૮૮૧ મા આપેલી છે. ત્યાંથી નિકળેલા વરસેલીસના પાર્કમાં ગાડીમાં ફરીને પછી મેહેલમા ગયા હતા. એ પાર્ક ઘણોજ મોટા ઘેરાવાનો છે તેમાં વગર ગણત્રીનાં "એવેન્યુસો" (ઝાડોની વચ્ચે ઘણા લાંબા રસ્તાઓ સીધાને સીધા હોય છે તેને એવેન્યુસો કહે છે) કીધેલા છે અને દરેક "એવેન્યુ-સો" ની વચમાં ફુવારાઓ મુકેલા છે જેઓ તરેહ તરેહની રીતના બના-વેલા છે. એક ગમતો જાણે નાનો જેવો ગોફો (Cave) કરી તેમાં સંગે-મરમરનાં પુતળાંઓ મુકી તેની હેઠલથી ફુવારાના ધોધો પડતા કીધા છે. એકગમ ૨૮ મોટાં આરકાંઓનો ઘેરાવો કીધો છે અને દરેક આરકાંની વચમાં મોટા એક એક પથ્થરના વાસીસો ફુવારા સાથનાં મુકેલાં છે અને વચમા થોડાં પુતળાં મુકેલાં છે. એ સઘળું સંગેમરમરના પથ્થરનું છે. તે સીવાય મેહેલને લગતા બાગમાં ફુવારાઓ તરેહવાર બેસુમાર મુકેલા છે જેઓને અમોએ આએ વખ્તે ઉડતા જોયા હતા. દર મહીને પેહેલે આતવારે એ પ્રમાણે ફુવારાઓ ઉડે છે, પણ આજે "ફેટ"નો દિવસ હોવાથી ઉરાડવામા આવ્યા હતા જે દેખાવ તેના પુતળાં-ઓમાથી, જમીનમાંથી બાજુઓપરથી એવી રીતે ફુવારાઓ ઉડી તેની પાણીની તરાહઓ બને તે જોવાલાયક હતુ. અમોને એ મેહેલ તથા તેનો સંગ્રહ જોતા છેક સાંજ પડી હતી (એની વિગત ૧૮૮૧મા આપેલી છે) ત્યાનાં બાગમાં આજે તેહેવાર હોવાથી હજારો હજાર લોક એકઠું થયું હતુ અને બાગમાં 'વાજું' વાગતું હતુ ત્યા બધે ફુવારાઓ ઉડતા હતા તેની મઝા લેતું હતું રાતનાં બાગની અંદરના ક્યારાઓમાં જમીન ઉપર રોશની કીધી હતી જેનો ભપકો ઘણો જોવાલાયક હતો બધા ફુવારાઓની બાજુપર પણ રોશની હતી અને ફુવારાઓ રાતના પાછા ઉરાડયા ત્યારે તેની આસપાસની તથા પાણીની ઉપર વિજળીની રોશનીના પ્રતિબિંબ પડયાથી દેખાવ [illegible] [illegible]

લાગતો હતો. રોશની જે કીધી હતી તે તેલની બતીઓની હોવાથી દીવા ઝળકતા ઘણા હતા રાતના નવ વાગેને આતશબાજી શરૂ કીધી તે કાંઈ ઘણી જોવાલાયક ન હતી અને તેનો મોટો ભાગ બાનો ઉરાડવામાં કીધો હતો પણ રોશની જોવાલાયક હતી. આજે વરસેલ્સના આખાં ગામમાં પણ રોશની કીધી હતી જે ઘેરોની બાહેરનાં ઝાડોપર ચીનાઈ ફાણુસોથી તથા ગાસલાઈટથી ઘણું શોભતું હતું અને મોટા ચોકોમાં માચડાઓ કરી ત્યાં વાજાંઓ વાગતાં તે સાથે લોકો નાચતું હતું અને આખું ગામ આજે ખુશાલીમાં આવી ગયું હતું. અમો તે સઘળું જોઈને રાતના ૧૧ વાગે પેરીસ પાછા આવ્યા હતા.

**તા૦ ૧૮ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે સહવારનાં મોન્ટ મારટર (Mont Martre) નામનો એક પેરીસના શેહેરની બાહાર ડુંગર આવેલો છે ત્યાં સેક્ર કુર ડ જીસસ (Sacre coeur de Jesus) નામનું એક મોટું દેવળ બંધાય છે તે જોવા ગયા હતા. એ દેવળનો પાયો ડુંગરની અંદરની જગ્યા પોચ્ચી તથા છુટા કાંકરાની હોવાથી છેક ૬૦ ફીટ ઊંડો કરવો પડયો છે અને ડુંગરની અંદર ભોંયરૂં હોય તેમ એક ભાગ દેવળનો હેઠાંણમાં બાંધી તૈયાર થાય છે અને તેનું મથાળું ડુંગરની સપાટી સુધી લઇને તેની ઉપર બીજું દેવળ બાંધે છે. એનો પાયો સને ૧૮૭૫માં નાખેલો છે અને હજુર ભાયગે અરધું બધાયુ હોય તેટલાં સુધીમાં એની ઉપર ૬૦ લાખ ફ્રાંક ખરચ થઈ ચુકો છે તેની એક બાજુપર હાઇ આલટર કરીને સામેથી અર્ધ ગોળ આકારમા સાત ચેપલો બાંધ્યા છે. એ દેવળની દેવાલો વિગેરે સઘળું ઘણુંજ મોટું અને મજબુત કીધેલું છે અને જે ડુંગર ઉપર એ બંધાય છે તે વખણાયલા પેરીસના પ્લાસ્ટરના પથ્થરા યા કાંકરાના હોવાથી એજ પ્લાસ્ટર પથ્થરના સાંધાઓની બાહાર પુરી લઇ સફાઇ બનાવે છે. એ મોન્ટમારટર ડુંગર ઉપરથી પેરીસ શેહેરનો દેખાવ ઘણોજ સરસ જાણે પેનોરામાં જોતા હોઇયે તેવો દીસે છે. સને ૧૮૭૧મા કમ્યુનીસ્ટોએ એજ ડુંગરપર તોપો પેરીસ શેહેરને તોડવા ગોઠવી હતી

અને તેને કિલ્લેબંધી પણ કરતા હતા, જ્યાંથી તોપોનો મારો પેરીસ શેહેર જે તેની હેઠાણમાંજ આવેલું છે તેપર સેહેલાઈથી ચલાવી શકાય છે. ત્યાં ઉપર જવા સારૂં એક ગમથી ગાડીનો અને બીજી ગમથી સીડીના રસ્તા કીધેલા છે જે તરફથી ૨૩૦) ટપ્પા સીડીના ચહડવા પડે છે. હાલ એ ડુંગરપર ઘરો બંધાઈને વસ્તી થયલી છે. ત્યાંથી નિકળેલા ગરીબ માણસો સારૂં બનાવેલા બાગ Parc Buttesdes Choumot પર ગયા હતા. એની વિગત આગળ ૧૮૮૧માં આપેલી છે. ત્યાંથી પેનોરામા ડી બેસ્ટાઇલ જોવા ગયા હતા જ્યાં અસલ બેસ્ટીલનું વખણાયલું બંદીખાનું ૧૭૮૯માં રેવોલ્યુશન થયો ત્યારે બાળી નાખ્યું હતું તેનો ચીતાર પેનોરામાં બતાવે છે જે એવું સરસ બનાવેલું છે કે જાણે ખરેખર તે બનાવ બનતો હોય અને આસપાસથી હજારો લોકોએ ઘેરી લઇને સલગાવી મુક્યું હોય તેવા દેખાવ નજરે પડે છે. એ દેખાવનો ચીતાર કાંઇ કાચમાથી જોવાનો નથી પણ ફરતી દેવાલપર કેનવાસ મુકી તેપર પાડેલો છે. ત્યાંથી ઇહાંની વખણાયલી પીઅર લા ચેઝ ( Pere La Chaise ) નામની દાટવાની જગ્યા જોવા ગયા હતા જેની વિગત આગળ આપેલી છે. ત્યાંથી નિકળેલા ( Champ de Mars ) શાંપ ડી મારસવાળી જગ્યામાં સને ૧૮૮૯ નાં સાલનાં એક્ઝીબીશન સારૂં જે દુનિયામાં સૌથી મોટો મીનારો બંધાય છે તે જોવા ગયા હતા. એ મીનારો ૧૦૦૦ ફીટ ઉંચો થવાનો છે. તે તદન લોખંડનો બંધાશે તેનો પાયો હમણાંજ તૈયાર થયો છે તે આસરે ૧૦૦ સબ ચોરસ ફીટ હશે ( ૧૦૦ ફીટ પોહોળો અને ૧૦૦ ફીટ લાંબો ) અને તે પાયો જમીનમાં ઉભો બાંધ્યો નથી પણ જાણે આડા ટેકા આપવાના હોય તેમ આડકટરો બાંધેલો છે અને ચાર આડકટરા પાયાની વચ્ચે લાવીને તે મીનારો ઉભો થશે. તે મીનારાપર જવા સારૂ લીફ્ટ કરવાના છે. એક્ઝીબીશન સારૂં છાપરાંઓ લોખડનાં સળીયાનાં નખાવા માંડયાં છે અને તે ઘણી મોટી જગ્યા રોકે છે. એ જોઇને એની સામેજ સને ૧૮૭૮નાં સાલના એક્ઝીબીશનવાળો રાખેલો ભાગ છે તે જોવા ગયા હતા એની તથા

એના ફુવારાઓ તથા બાગની વિગત આગળ આપેલી છે પણ આએ વખ્તે તેમાં આસ્ટ્રેલીયા તથા અમેરીકાના અસલી જંગલી રેહેવાસીઓને લગતું મ્યુઝીયમ કીધેલું છે જેમાં તેઓનો પેહેરવાસ, હથિયારો, વાસણો ઇત્યાદીનો સંગ્રહ સારો કીધેલો છે તે જોયું હતું. અમેરીકાનાં પીરૂ દેશમાં હમણા મમીસો મળી આવે છે જે ઇજીપ્ટની માફક હજારો વરસની જુની હશે એવું ધારે છે તે થોડીએક ઈહાં જોવામાં આવે છે. એ સુકવેલાં મુડદાંઓને પગની અમરેતી પેટ તરફ વાલી તે પગની આસપાસ તેઓના હાથ વીટાલીને બેઠી દાટેલીઓ છે પણ તેને બરોબર સુકવેલી ન હોવાથી તેના માહેના આકારો ઇજીપશીયન મમીસના જેવા આબાદ રહ્યા નથી પણ ખવાઈ ગયા છે. એ જંગલી લોકોમાં દાટવા સારૂં નાના ઓરડાના જેવી "વોલટો" કરીને તેઓની સાથે જાનવરો, વાસણો તથા જીવતાં માણસોને મારીને તેઓને પેલી જેહાન કામ લાગવા સારૂં દાટતા હતા તેમાંની એક બે ઘોરો સઘળો સામાન સુધાં ઈહાં લાવી રાખી છે. આસ્ટ્રલીયાના જંગલીઓ પોતાના નીચલા હોઠની અંદર એક મોટું કાંણું પાડીને તેમાં લાકડાંના ગોળ કકડા એ આસરે દોઢથી બે ઈંચિ વ્યાસનાં ખોસે છે, તે તથા ગાલની અંદર ઝીણા કાંણાં પાડીને જેમ કાનમાં કાંઇ નાની કડી પેહેરીએ છીયે તેમ ગાલમાં બટનરોકી કડીઓ તથા નાનાં હાડકાં તથા મોટા જાનવરોના દાંતો ખોસે છે તે સઘળાનાં પુતળાંઓ બનાવી તેમાં એ જણસો પેહેરાવી બતાવેલી છે. એ લોકોને આગળ લોખંડના હથિયારો માલમ ન હોવાથી પથ્થરનાં હથિયારો વાપરતા હતા, તે તથા પીછનાં તથા પાદડાંનાં ઇત્યાદી જાતનાં પેહેરવાસો સઘળું મુકેલુ છે. એ જંગલીઓ ઉપ્રાંત યુરોપના જુના પેહેરવાસો, ચીન તથા હિંદુસ્તાનના રેહેવાસીઓના પોશાકો ઇત્યાદીનો સગ્રહ સારો કીધેલો છે. તે જોઇને પાછા હોટેલમાં આવ્યા હતા અને રાતના અત્રેનું વખણાયલું ઓપેરા હાઉસ જોવા ગયા હતા (જેની વિગત આગળ આપેલી છે) જ્યાં Aida (એઇડા) નો ઓપેરા ઘણો સરસ રીતે બજાવતાં સાંભળ્યો હતો તથા સીનરીએ પણ ઘણી જોવાલાયક હતી.

**તા૦ ૧૯ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૮—૨૦ મીનીટે પેરીસ છોડયું હતું તે કલાક દોઢ વાગે કૈલે તથા કલાક પોણા ત્રણે ડોવર અને કલાક ૭ વાગે લંડન પુગ્યા હતા અને પાછા હોતલ મેટ્રોપોલમાં ઉતારો લીધો હતો. અમોએ છેલ્લું પેરીસ શેહેર સને ૧૮૮૧માં જોયું હતું તેનાં કરતાં કાંઈ ઘણો જાણવાજોગ ફેરક ત્યાં પડયો નથી. ફક્ત વસ્તી હમણા સને ૧૮૮૬ની ગણુત્રી મુજબ ૨૩૪૪૫૫૯ ની થઇ છે તેથી ઈમારતો આસપાસ નવી બંધાતી જાય છે. હમણા દોઢ મહિનો થયો વરસાદ આવતો નથી ઝરાના કુવાઓ Artesian Wells માં પાણી ઘટી ગયું છે તેથી સીન નદીનું પાણી સાફ કરીને મોટો ભાગ વપરાય છે અને બાગના ઘાસોની લીલોતરી હતી તે સઘળું સુકાઈ ગયલું લાગે છે. રાતનાં પ્રિન્સ ઓવ વેલ્સ ઠીયેટરમાં ડોરોથીનો ખેલ જોવા ગયા હતા જે અચ્છી રીતે બજાવતા જોયો હતો. એમાંનો એક ખેલાડી એટલોતો રમુજી હતો કે આખો વખ્ત પોતાના રમુજી બોલવાથી લોકોને ધુમ હસાવતો હતો.

**તા૦ ૨૦ મી જુલાઈ સને ૧૮૮૭**—આજે કંઇ જોવાલાયક જગ્યાપર ગયા હતા નહી. બપોરના મી૦ ઝેફ્લેલોવીસ્કી કરીને કારીગર છે તેને ત્યાં ઇવનીગ પાર્ટી હતી ત્યાં ગયા હતા અને જ્યાં હિંદુસ્તાનના થોડાએક દેશીઓને નોતરેલા હતા ત્યા ગાવા વજાડવામાં વખ્ત સારો કાઢયો હતો.

**તા૦ ૨૧ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે અત્રેનો વખણાયલો ક્રીસ્ટલ પેલેસ જોવા ગયા હતા. એની બધી વિગતો આગળ આપી ગયા છીયે. ત્યા આજે રાતનાં રોશની ઘણી સરસ થઇ હતી. એની એક બાજુને બધી જાતજાતના રંગની ગેયાસની રોશનીથી ઘણી સરસ રીતની કારીગીરીવી સીનગારી હતી ત્યાના બાગમાનાં વાજાંનાં સ્થલો તથા ક્યારાઓ પણ હેઠેથી ઉપર સુધી રોશનીથી શણગારેલા

હતા. નદીપર એક પુલ લંડન શેહેરની નદીપર ટાવર બ્રીડ્જ કરી હમણા બંધાય છે તેની નકલનો ઉભો કીધો છે તેને આખો રોશનીથી એવોતો સરસ કીધો હતો કે જાણે હીરા તથા પાના અને માણેક તેમાં જડી લીધાં હોય તેવોજ ઘણો રળિયામણો લાગતો હતો. બધી રીતે એ રોશની જોવાલાયક હતી. તે ઉપર ૬૦૦૦૦ ગેસની બતીનો શણગાર કીધેલો કહે છે. રાતના ૯ વાગેને આતશબાજી શરૂ કીધી હતી. એવી આતશબાજી બીજે કેહે થતી નથી એવું કહીયે તો ચાલે. બાનો હજારો ઉડી તેમાંથી પાછા નીચે પડતી વખ્તે જાતજાતની તરાંહો આપણે કદી જોઇ નહીં હોય તેવી નિકળે છે. કોઇથી તો જાણે આસમાન સોનાની ટીલીઓથી ભરી લીધું હોય તેવું અને તેની સાથનાં બીજાં બાનો ફુટે તેમાંથી મોટા દડાઓ આતશના ગોળાની માફક તેમાં રમતા ફરે. કોઇથી જાણે આતશના કરાંનો (hail) વરસાદ વરસતો હોય તેવું લાગે. (Set pieces) સેટ પીસીસ દાખલ પેરીસનું વખણાયલું ટ્રાયમફલ આર્ચ હતુ જેની ઉપર આતશબાજીથી દીપી નિકળી આતશબાજીનીજ જાણે રોશનીની તોરણો તેની આસપાસ કીધી હોય તેમ એક નાકેથી બીજે નાકે સલગાવી એ સેટ પીસીસમાંથી જે ધુમાડો નીકળે તેની અંદર વળી બીજી આતશબાજી ઉડારી જાણે વાદળમાં વિજળી દોડતી હોય તેમ તે આતશબાજી દીસતી હતી. આતશબાજી પુરી થતી વખ્તે છેલ્લે એક હજાર બાનો એકી વખ્તે આસમાનપર ઉડારી જાણે આતશનો ગંજાવર તુરો આસમાનપર બનાવી દીધો હતો અને તે વખ્તે એ ચોકમાંના ફુવારાઓ બધા ઉડારી તેની આસપાસ ફરતા બપોર્યાઓ સલગાવ્યાથી જાતજાતની રંગીન તરાંહોના તે ફુવારાઓ ઉડતા હોય તેવું લાગતું હતું. છેલ્લે એક ઘણા મોટા તખ્તાપરથી આતશના ધોધ વરસે તેમ આતશબાજી કરી એ ખલાસ કીધુ હતું. એવી આતશબાજી અમોએ આગળ પણ ક્રીસ્ટલ પેલેસમા દીઠી નથી. આતશબાજી પુરી થવા પછી જ્યાં રોશની કીધી હતી ત્યાં ખુલ્લી હવામાં (Ballet) નાચ કરાવ્યો હતો જે ઓપેરામાં જોઈયે છીયે તેને ઘણો મળતો હતો.

એ સારૂં તખ્તાના ઉપર છુટા છુટા જમીનપર મુકવાના પડદાઓ
હતા જે પોતાની મેલે ફરી જઈને અંદરથી પુતળાંઓ સંગેમર-
મરનાં જુદા જુદા આકારમાં ઉભાં રાખેલાં બતાવ્યાં હતાં પણ
તે કાંઈ પથ્થરનાં પુતળાંઓ નહી હતાં, પણ જીવતી ઓરતોને
સફેદ પોશાક પેહેરાવી બાલ, મોઢાંને ઘણુંજ સફેદ બનાવી
દીધેલું તેથી આબાદ સંગેમરમરના પુતળાંઓજ હોય તેવા જણાતાં
હતાં અને પેહેલા અમો તેને પુતળાંઓજ સમજ્યા હતા એવા સ્થીર
તેઓ ઉભા રહેલાં હતાં. પણ તેટલા જાણે એક પુતળાં ઘડનારો
ત્યાં આવ્યો અને તેણે તે સઘળાઓને હુકમ કરીને નાચવા કહ્યાથી
તેઓ આગળ ચાલી આવીને જાણે તરત જીવતાં તેના હુકમથી થયાં
હોય તેમ બેલેટનો નાચ કરવા લાગ્યાં હતાં અને તે બેલેટમાં તરેહ
તરેહના ઢપથી જાણે જાણીતાં પુતળાંના જમાવ બની જતાં હતાં
અને બીજી વખ્તે હાથમાં પથ્થર ભાંજવાના હથોડાઓ લાવી બીજા
મોટા પથ્થરપર "મ્યુઝીક ટાઇમ" આપી થોડા જણા વજાડતા અને બીજા-
ઓ નાચતા હતા. તેમાં નાના છોકરાંઓ પણ કોઇતો ભાયગે આઠ
નવ બરસનાં હોય તેઓણી નાચમા મજેનો ભાગ લઈને
બચ્ચાઓનાં તથા ફરેસ્તા તથા કામદેવના જમાવ બની જતાં
હતા એ સઘળુ ઘણું જોવાલાયક હતુ ક્રીસ્ટલ પેલેસમાં આવી
મોટી રમતો કીધાથી તથા રોશની તથા ગમતોથી ઘણો મોટો ખરચ
થાય છે ને હમણા બે વરસ થયાં એની કંપનીના ભાગીદારોને તેથી
વ્યાજ મળતુ નથી, જોકે આજની માફક આતશબાજીને દીને તો
૫૦,૦૦૦ માણસો ત્યા જોવા આવે છે જેઓ પાસથી શીલીંગ એક
લેખે લીએ છે અને આડે દીનેબી ઘણુ લોક જોવા જાય છે તોબી ખરચ
પુરતો નથી ને જો કાંઇબી ઓછુ કીધુ તો લોક ઓછુ જવાથી ઘણી
ખોટ જાય છે તેથી સાંભળવા મુજબ એ કંપની બંધ થઇ જશે તેથી
ધારે છે કે ભાગીદારોને થાપણ જે સવા કરોડ રૂપિયાની છે તેને બદલે
પોણા કરોડને આશરે પાછા મળે ને તેથી એ કોરોની જગ્યા

ઘણી મોટી છે તેની કીમતથીજ મોટો ભાગ મળશે ને જો કંપની બંધ થઇ તો પછી એ કાચના મેહેલને ભાંજી નાખશે તેથી ઇહાંની એક ઘણી મોટી ગમત ગરીબ લોકોને ખોહોવી પડશે.

**તા૦ ૨૨ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે આલબર્ટ પેલેસ કરીને બીજી એક ગમતની જગ્યા ક્રીસ્ટલ પેલેસની માફકની છે તે જોવા ગયા હતા એ મેહેલ નદીને પેલે કાઠે બેટરસીપાર્કમાં આવેલો છે ને તે ક્રીસ્ટલ પેલેસ સાથ સરખાવતાં કુચ બીસાદમાં નથી ને ત્યાં લોક પણ કાંઇ હતું નહીં. ભાયગે ૫૦ માણસોબી હોય ને તેઓની સામે આખો વખ્ત એક નાટકનાં તખ્તાપરથી ગાયનો તથા બીજા ખેલો દમ વગરના કરીને મન રીજવતા હતા જે કશું જોવાલાયક હતું નહીં. મેહેલ એક ઘણો લાંબો હોલ હોય તેવો છે ને તેમાંના સંગ્રહમાંબી કાંઈ દમ નથી ને બીજું કશું જોવાલાયક નહીં હોવાથી પાછા ત્યાંથી નિકળી ગયા હતા ને આતશબાજી થવાની હતી તથા નાચ પણ થવાનો હતો તે કાંઇ જોવા રહ્યા નહીં કારણ કે જેવી મેહેલની ગમત દીસતી હતી તેવી રાતનાંબી દમ વગરની હોવી જોઇએ.

**તા૦ ૨૩ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે મહારાણીજીની જુબીલીની ખુશાલીની છેલ્લી ધામધુમ દાખલ પોર્ટસમાઉડના દરિયામાં ઇંગ્રેજી મનવારોની કવાયદ હતી તે જોવા ગયા હતા. એ જોવા સારૂં અમોને એડમીરેલટી તરફથી ઇજનના કાર્ડો આવ્યા હતા કે ઇનડીયન ટ્રુપશીપ મલબાર ( Malabar ) જે એ ધામધુમમાં રાણીજીનાં સરઘસ સાથે સામેલ થઈ કવાયદમાં ફરવાની છે તે ઉપર આવીને સરઘસમાં સામેલ થઇ કવાયદ જોવી પણ તેની સાથના પ્રોગ્રામમાં લખેલું હતું કે પાણીની ઓટને લીધે એ કવાયદ પુરી થાય કે સાંજના છ વાગે બધાઓને કીનારે લઈ જઈ ઉતારવામાં આવશે ને આજે સઘળી મનવારો તથા બીજાં વાહાંણો ઉપર રોશની તથા આતશબાજી હતી તે જો ઉપર મુજબ અમો સરઘસમાં જઈએ તો જોવાને બને નહી તેથી

તેમાં સામેલ થયા હતા નહીં, પણ જુદી જુદી ધણીયાતી સ્ટીમરવાળાઓ પોતાની સ્ટીમરો દરિયામાં કવાયદ જોવા તથા રોશની અને આતશબાજીથી દેખાડવા ફરવાની હતી તેમાંની એક "પ્રિનસેસ બીયેટ્રીસ" પર ટીકીટ વેચાતી લઈને સાઉઢહેમપટન ગયા હતા. એ દરેક ટીકીટનો ભાવ ત્રણ ગીની હતો તેમાં લંચ તથા ડીનર અને લંડનથી સાઉઢહેમપટન સુધી જવા આવવાની આગગાડીની ટીકીટનો ભાવ સઘળું સમાયલું હતું અને ત્યાં જવા સારૂં ખાસ ટ્રેન માંડેલી હતી તેમા આસરે બસો જણાઓ સહવારનાં સાડાસાત વાગે વેટરલુ બ્રીડજ સ્ટેશનપરથી બેસીને નિકળ્યા હતા તે પોણા દશ વાગે સાઉઢહેમપટન જઈ પુગ્યા હતા. વાટરલુ બ્રીડજ સ્ટેશનથી સાઉઢહેમપટન જતાં છેલ્લાં ગામમાંથી રેલવે પસાર થવાથી તેનો થોડો ભાગ પણ જોયો હતો જ્યાં નાનાં નાનાં બે માળનાં ઘરો ઘણાંખરાં સ્લેટની દેવાલ તથા છાપડાંનાં બાંધેલાં દીસતાં હતાં જે જરા નવાઈ જેવું લાગતું હતું. કિનારેથી જરા દુર આગની ગાડી ઉભી રહી અને અમો ત્યાંની પાણીની ગોદીમાં અમારીવાળી સ્ટીમર હતી તેપર ગયા હતા. એ જગ્યાપર ગામના લોકોની ખુબ ઠઠ અમો લોકોને તથા બીજી અમારી માફકની સ્ટીમરો ઘણી મંડાયલી હતી તે જોવા સારૂં મળી હતી. એ સાઉઢહેમપટનની ગોદી ઘણી મોટી છે અને ત્યાં ઘણાં મોટાં બારકસો સામાન લે ઉતાર કરવા ઉભેલાં હતાં. અમો ત્યાથી કલાક ૧૧ વાગેને ઉપડયા હતા. સ્ટીમર "બીએટ્રીસ" ઇહાંનાં લોકોને આઇલ ઓવ વાઇટ તરફ ફરવા લઇ જવા સારૂં (Ferry Steamer દાખલ) બાંધેલી છે તેની સલુન મજેની મખમલની બેઠકોથી શણગારેલી છે તથા ડુટકપર ફરતી બધે બેઠકો કીધેલી છે જેથી એમાં ૪૦૦ ઉતારૂઓ સેહેલ કરવા એકી વખ્તે જઈ શકે છે, પણ અમો ૨૦૦ જણાં હતાં તેથી સગવડ સારી માલમ પડી હતી. બધાઓ સેહેલાઇથી બધું જોઇ શકતા હતા. સ્ટીમર ઉપર ગમત સારૂ હેમ્પશાયર વાલનટીયરનું બાજું આખો દિવસ વાગતું હતુ. અમોને સ્પીટહેડ (Spithead) કે જ્યા એ દરિયાઇ કવાયદ થવાની હતી હું જતાં ક્રોટ

કલાક થયો હતો, પણ તે સઘળો દરિયો જાણે સાઉથહેમપટનનુંજ બાર હોય તેમ બેઉ બાજુ પર જમીનથી ઘેરાયલો હતો અને તેનો આકાર મુંબઇના બેકબેને મળતો પણ તેનેથી કાંઇ પચાશગણો મોટો હતો અને જેમ આગળ વધતા ગયા તેમ જમીન બેઉ બાજુથી દુર જવા લાગી હતી અને છેક સ્પીટહેડ પુગ્યા ત્યારે દરિયાની પોહોળાઈ અમો ધારીયે છીએ કે સાતથી દશ મૈલની થઇ હશે અને તેની બેઉ બાજુની જમીન ઉપર શેહેરો આવેલાં છે. એ દરિયામાં ત્રણ હારમાં બધી ઇંગ્રેજી મનવારો ઉભી રાખેલી હતી જેનો દેખાવ ઘણો દબદબાભરેલો લાગતો હતો. પેહેલાં નાની મનવારો બે હારમાં ઉભી રાખેલી હતી તેની બાહારની હારમાં ડાબા હાથ ઉપર ત્રીજી હાર ટોરપીડો બોટસોની કીધેલી હતી. એ મનવારો ૧૦૦ વારને છેટે એક એકથી છુટી ઉભી રાખી હતી જેની બધી મળીને લંબાઇ આસરે ચારથી પાંચ મૈલ જેટલી હતી. કોસ્ટાનો બંચાવ કરનારી સઘળી મનવારોને એકઠી કીધી હતી જે મનવારો તથા બોટો મલીને નજદીક ૧૨૫ લડાઈની બોટો ત્યાં સફ સમારીને ઉભી હતી. તેમાં કોઇ કોઇ મનવારો તો રાક્ષી કદની પાંચ ડોલો, ચાર ધુમારિયાં અને ૧૧૦૦૦ ટન તથા ૧૦૦૦૦ ઘોડાના બલનાં એનજીનોની હતી કે જેવી મોટી મનવારો ઇટલી દેશ સિવાય બીજા કોઈ પણ દેશ પાસે નથી અને આજે જેટલી મનવારો એક દરિયામાં એકઠી થયલી હતી તેટલી કોઈબી દિને દુનિયાના કોઈબી ભાગ ઉપર થઇ નહીં હશે એમ ઇહાં બોલાય છે અને તેમાં નવાઇબી નથી, કારણકે દરિયાના બળમાં ઇંગ્રેજ સરકારની બરાબરી કોઈ બીજી સરકાર હજી સુધી કરી શકી નથી. અમારી સ્ટીમર એ બધી મનવારોની વચમાથી ફરીને ગઇ હતી તેથી દરેક મનવાર અમો જોઇ શકયા હતા અને અમોને તેમ કરતાં બે કલાક ઉપર થયા હતા. બધી મનવારો જોઇ રહ્યા પછી અમારી સ્ટીમર તેમાંની સૌથી પેહેલી મનવારની નજદીક જરા બાહારથી લગર કરીને પડી હતી. બપોરના ત્રણ વાગેને રાણીજીની સવારી ઓસબોર્નથી રાયલ યાટ વિકટોરિયા અને આલબર્ટમાં બેસીને નિકળી હતી જેઓની

પાછળ સરઘસના આકારમાં એક એકની પાછળ જરા છેટેથી યાતો ટ્રીનીટી, ઓસબોર્ન તથા એલબર્ટ ચાલતી હતી અને તેની પાછળ એનચેનટ્રેસ તથા હેલીકોન મનવારો તથા યુફ્રેટીસ, ક્રોકોડાઇલ અને મલબાર નામનાં ઇંડીયન ટ્રુપશીપો ચાલતાં હતાં જેથી રાણીજી વાલી યાટ ઓસબોર્નેથી નિકળી કે બધી મનવારોપરથી તોપોની સલામતીઓ ચાલુ થઇ હતી જેનો અવાજ મનવારો નજદીક હોવાથી કાનના બેહેર ફાડી નાખે તેવો થતો હતો અને વળી દુરની મનવારોની તોપના અવાજોથી જાણે દુર લડાઇ ચાલતી હોય તેમ અવાજે આવતા હતા. બધી મનવારોનાં ડોલો ઉપર તેઓના સેલરો ચહડી જઇને હારબંધ તેપર સફ સમારી ઉભા હતા (જેને Manning the yards કરી કહે છે) જે વખ્તનો દેખાવ ખરેખર મનવારોપર હજારો હજાર વાવટાના શણગારોથી તથા એ સેલરોના બધા ડોલો તથા સડોપર ઉભા રેહેવાથી તથા તોપો ફુટવાના અવાજોથી તથા વાહાંણો અને મનવારોપરથી લોકોના હુરરેના પોકારોથી ઘણો દમદમાત ભરેલો લાગતો હતો. એ બધી મનવારે ઇંગ્રેજી હતી તે ઉપ્રાંત ફ્રેંચની તથા બીજા દેશોની મનવારો પણ હારમાં બાજુપરથી ઉભી રાખેલી હતી. તેઓએ પણ શણગાર કરી તોપોનાં માનો આપ્યાં હતાં. રાણીજીવાલી યાટ આસ્તે આસ્તે બધી મનવારોની વચમાંથી ફરીને પછી ઓસબોર્ન ખાને ગઈ હતી અને છ વાગે તેઓની સાથે સરઘસમા ગયલા ગ્રહસ્થો તથા બાનુઓને આગળથી જણાવવા મુજબ કિનારે ઉતારી પાડયાં હતાં, પણ અમોએ તો સ્ટીમરપરજ રહીને ત્યાર પછી નવ વાગેને રોશની થઇ તે તથા આતશબાજી જોઇ હતી. અમારી સ્ટીમર કવાયદ પુરી થવા પછી પાછી સાઉદહેમપટન થોડાક ઉતારૂઓ જેઓ જલદી લંડન પાછા જવાના હતા તેઓને ઉતારવા ગઇ હતી, જ્યાંથી પાછા પોણાઆઠ વાગેને અમો સ્પીટહેડ જવા ઉપડયા હતા, પણ રસ્તામાં અરધે ટપ્પે ગયા કે અમારી સ્ટીમર ત્યા ઉભેલી એક બીજી સ્ટીમર આગળ લઈ જઈને ઉભી રાખી. તે સ્ટીમરપર ઉતારૂઓ ઘણા હોવાથી કેટલાએક

અમારી સ્ટીમરમાં લેવા માગ્યા (એ બેઉ સ્ટીમરો એકજ કંપનીની હતી) પણ અમારી સાથવાળા ઉતારૂઓએ તોફાન મચાવીને તેઓને લેવા દીધા નહીં. તે વખ્તે આમનસામન ખુબ બોલાચાલીથી મઝા પડી હતી. આખરે નજદીક ૦ા કલાક તકરાર કીધા પછી સામા અમારામાંના થોડા ઉતારૂઓ પેલી સ્ટીમરપર ગયા અને અમારી સ્ટીમર હંકારી હતી. અમો મનવારો આગળ ગયા ત્યારે તરતજ રોશની થવાની નીશાણી થઇ હતી અને એકદમ જાણે જાદુઈથી બધી મનવારો સળગી ઉઠી હોય તેમ દરએક ડોલ તથા ફરતી બાજુઓ ઉપર બપોરીયાની રોશની થઈ હતી અને દુરની મનવારોપર જાણે તારાઓ ચલકતા હોય તેમ દીવાઓ જણાતા હતા. તે રોશની ખુજાય તેટલાં બધી મનવારોપર ફાણુશોની રોશની એક છેડેથી બીજે છેડે સુધી ડોલો સુધાં થઇ હતી અને તેની કીનારીઓ રોશનીથી દીપી નિકળવાથી કાંઇ અજબજ દેખાવ થઇ ગયો હતો. દરેક મનવારનાં ડોલોની વચમાં રાણીજીનાં ઇનીશયલ અક્ષરો V R રોશનીથી બનાવેલા દીસતા હતા. એ વખ્તે આસમાન ઉપર વાદળનો ઘેરો થયો હતો અને વાદળાંઓ મથાલાંપર એટલાં તો નજદીક આવી ગયલાં હતાં કે બધી બતીઓનો ઓજબ તેની ઉપર પડવાથી જાણે આસમાન પર રોશની થઇ હોય તેમ ઉજાસ લાગતો હતો. બતીઓ બધી સળગી રહી કે પછી આતશબાજી શરૂ થઇ જેમાં જો કે ઘણાંખરાં બાનો તથા ઉડતા દડાઓ જેને રોમન લાઇન્સો કહે છે તે હતા. પણ આતશબાજી ગંજાવર હદની હોવાથી તથા મનવારો ચારથી પાંચ મૈલ સુધી સફ સમારી ઉભેલી હોવાથી તે ઉપરની આતશબાજી જાણે ઘણા મૈલ જેટલી જગ્યાપર થવાથી દેખાવ અતિ ઘણો સરસ લાગતો હતો.

બાનો ઉરાડે તે જથ્થાબંધ દરેક મનવારપરથી ઉડતા અને જ્યારે ઉપર ગયા કે વાદળમાં ગેપ થઇ જતા અને વાદળાની ઉપર જઇને પછી ફાટતા હતા તેથી વાદળાંઓ રંગબેરંગી હોય તેવાં બની જતાં

હતાં અને બાનો ઉપર ફાટે તેથી વાદળ ગાજતું હોય તેવા અવાજો આવતા હતા અને બધી મનવારોપર આતશબાજીના દડાઓ વગર ગણત્રીના ઉડયા કરતા હતા તેથી એક નાકેથી બીજે નાકે સુધી તે ઉડતા આતશના ગોળાઓથી જાણે જગ્યા ભરાઇ ગઇ હતી અને આવી ગંજાવર પાંચ મૈલ સુધીની આતશબાજીથી અને વળી વાદળાં થઇ આવેલાં તેપર પડતા તેના ચળકાટ તથા બાનોથી કાંઈ એવી તો અજબ રીતનો દેખાવ નજરે પડતો હતો કે અમો તેનું વર્ણન આપી શકતા નથી. આતશબાજીના બાનો વાદળાંઓમાં ઉડે અને વાહાંણો બતીથી શણગારેલાં નીચે વચમાં દીસે અને તેની હેઠલ દરિયાનાં પાણીમાં તે બધાનો પડછાયો પડે તેથી જાણે બધી દુનિયા અજવાળાં તથા આતશબાજીથી ભરાઇ ગઇ હોય તેવો દેખાવ દીસતો હતો અને અમો મનમાં અમોને ખરા ભાગ્યશાળી સમજી પરવરદેગારનાં શુક્રાના કરતા હતા કે આવું જોવાનું અમોને સરજ્યાથી અમોએ ગયા દશ દિવસમાં જેવી રોશની તથા આતશબાજી પેરીસ, વારસેલીસ, ક્રીસ્ટલ પેલેસ તથા આજે જોઇ તેવી કદી આગળ જોઇ નથી દરેક એક એકથી સરસ લાગતી હતી. આતશબાજી આસરે સાડાદશ વાગેને ખલાસ થઇ હતી અને અમારી સ્ટીમર પાછી સાઉટહેમપટન બાર વાગે આવી અને અમોને લંડન હોટલમા જતાં સહવારના ત્રણ વાગી ગયા હતા, જે વખ્તે એટલોતો ઉજાસ પડતો હતો કે મુંબઇમાં સહવારના ૭ વાગેલા હોય તેવો હતો. અમોને સ્ટીમરપર આતશબાજી જોતી વખ્તે ધાસ્તી લાગતી હતી કારણકે તોફાન તથા વરસાદ થાય તેવો દેખાવ બની ગયો હતો પણ પાછું સઘળું લંડન આવ્યા આગમચ શાંત થઇ ગયું અને કશું તેવું બન્યું નહી.

**તા૦ ૨૪ મી અને તા૦ ૨૫ મો જુલાઈ સને ૧૮૮૯**—એ બે દિવસોપર કાઇબી જોવાલાયક જગ્યાપર ગયા હતા નહીં

**તા૦ ૨૬ મી જુલાઇ સને ૧૮૮૯**—આજે અમો સાઉથ કેનસીંગટન મ્યુઝીયમ જોવા ગયા હતા. જેની વિગત આગળ અને

આપેલી છે. અમોએ છેલ્લું એ મ્યુઝીયમ જોયું ત્યાર પછી તેમાં બીજી હુન્નરને લગતી ચીજોનો ઉમેરો ઘણો થયો છે અને જુની તથા હુન્નરને લગતી ચીજો જેને આપણ નજીવી જેવી ગણીયે છીયે તેની કેવી કિમત ઈહા આવે છે તેના નમુના દાખલ અમોએ વીનીશીયન ગલાસનાં નાના ત્રણ ઈંચ ઊંચાઇનાં કપના પાઊંડ ૩૬૦, એ ડીશો એજ કાચની જે આસરે એક ફુટ લંબાઈની છે તેનાં એકના પાઊંડ ૧૧૪૬ અને બીજીનાં પાઊંડ ૮૨૭, એક નાની નીમખદાની પાઊંડ ૧૮૭ એ લીધેલી હતી તે લોખંડપર એનેમલ કીધી છે એક મેવાની રકાબીના પાઊંડ ૩૦૦ આપેલા છે. એ સઘળી જણસો સોલમી સદીની બનાવતની તથા સારી કારીગીરીની હોવાથી આવી કિમતો આપેછે. એજ બનાવત જેને લીમોજીસ એનેમલ (Lemogis Enamel) ને નામે ઓળખે છે તેના બે શીટ જેટલી રકાબીના પાઊંડ ૨૦૦૦ આપેલા છે. એ ઉપ્રાંત નવા સંગ્રહો જે લોકો ભેટ આપી જાય છે તેમાં કોઇ મી૰ જોન્સ કરી ગ્રહસ્થે પોતાનું સંગ્રહ કીધેલું આપેલું છે જેનાથી નાની જેવી એ ઇમારતની એક બાજુ ભરી નાખી છે. એ સંગ્રહ ઘણો કિમતી અમો ધારીયે છીયે અને એકથી દોઢ લાખ પાઊંડની કિમતનું તે હશે. એમાં સોનાની મીનાંની તથા ઝવેરાતની દાબરીઓ, અસલી ઝવેરાતની વીટીઓ, કિમતી પથ્થરાઓ તેમાં મોટાં નંગો હીરા પાનાં, માણેક, શનિશ્ચરો, પોખરાજ ઇત્યાદી જેટલી જાત કિમતી પથ્થરની આવે છે તેનો સંગ્રહ છે અને તેબી સારા સોજા રંગના પથ્થરો છે. સેવેરીસ જાતનું કોરીકામ જેના એક એક દોઢ ફુટની ઊંચાઈના વાસીસના ૫૦૦૦ પાઊંડની કિમત ઉપજે છે. તેમજ અસલી જાતના મોટાં ઘડીઆળો, ઓઇલ પેનટીંગસો, પુતળાંઓ, ફરનીચર, હાથીદાંત, અબનુસ તથા સીપની બનાવટના કેબીનેટો જેમાં ઊચી જાતના પથરા જેવાકે મેલેકાઇટ, પોરીફરી, લેપીસલેજુલી, ઇત્યાદી જડેલા અને તેબી સારા કદના, હાથીદાંતની ખુરસીઓ, તથા ટેબલ જે ટીપુ સુલતાનનું અસલ કહેવાય છે તે, ભરતકામ, બાનુઓને વાપરવાની નાની પેટી (Ladies' Companion) જેપર હીરા જડી

લીધેલા એવી ઘણી કિમતી તથા નવાઈની ચીજોનો સંગ્રહ એ ધણીએ કીધેલો આપી ગયો છે. એ સઘળું ઘણું જોવાલાયક છે. અસલની ઇમારતમાં બધું જે વધતું જાય છે તે ન રહેવાથી એમાંથી મુવેલાં જાનવરોનો જે મોટો સંગ્રહ હતો તે તથા ખણીજ પદાર્થોનો સંગ્રહ સઘળું કહાડીને એ ઇમારતથી થોડે દુર બીજી ગંજાવર ઇમારત બાંધી છે ત્યાં લઈ ગયા છે અને તેનું નામ સાઉઠ કેનસીંગટન મ્યુઝીયમ નેચરલ હીસ્ટરી બ્રાંન્ચ (Natural History Branch) આપેલું છે અને અસલ ઈમારતને (Art and Science) હુન્નર તથા વિદ્યાનું નામ આપ્યું છે. અમો એ છેલ્લું મ્યુઝીયમ જોઇને પછી નેચરલ હીસ્ટરીવાલું મ્યુઝીયમ જોવા ગયા હતા. એની ઇમારત જાણે એક મોહોલો હોય તેટલી મોટી અને ઘણી રોણકદાર બાંધેલી છે જેમાં મુવેલાં જાનવરોના હાડપીંજરનો ઘણો મોટો સંગ્રહ કીધેલો છે, જેની વિગત સને ૧૮૮૧ ની ડાયરીમાં આપેલી છે. એમાં અલબતાં નવો ઉમેરો થયો હશે પણ એટલી તો ચીજો ત્યાં મુકેલી છે કે અમો તે પિછાણી શક્યા હતા નહીં તથા અમોને વખ્ત પણ હાથમાં બાકી રહ્યો નહી કે સઘળું બરાબર જોઈ શકીયે અને જો કે આખો દિવસ એ બે મ્યુઝીયમમા કાહાડયો હતો તોબી સઘળું દોડાદોડથી જોયું હતું. જો બરાબર વિગતવારે વાચીને તે સઘળું જોઇયે તો અમો નથી ધારતા કે એક અઠવાડયાંમાંબી તે પુરૂં કરી શકાય એવો મોટો એ સગ્રહ છે.

તા૦ ૨૭ મો જુલાઈ સને ૧૮૮૭—આજે પરચુટણ કામમાં રોકાયાથી કાઇ જોવાલાયક જગ્યાપર ગયા હતા નહી.

## આયરલંડની મુલાકાત.

તા૦ ૨૮ મો જુલાઈ સને ૧૮૮૭—આજે રાતના કલાક ૮—૨૦ મીનીટે ઈઉસ્ટન સ્ટેશનપર આગગાડીમા બેસીને લંડન સોહેર છોડયુ હતુ અને અમેરીકા ખંડપર જવા આગમચ આયરલંડ દેશના વખણાયલા "કીલારનીલેકમો" જોવા નિકળ્યા હતા. તે વેલ્સ દેશનું

આપેલી છે. અમોએ છેલ્લું એ મ્યુઝીયમ જોયું ત્યાર પછી તેમાં બીજી હુન્નરને લગતી ચીજોનો ઉમેરો ઘણો થયો છે અને જુની તથા હુન્નરને લગતી ચીજો જેને આપણ નજીવી જેવી ગણીયે છીયે તેની કેવી કિમત ઇંહા આવે છે તેના નમુના દાખલ અમોએ વીનીશીયન ગલાસનાં નાના ત્રણ ઇંચ ઉંચાઇનાં કપના પાઊંડ ૩૬૦, બે ડીશો એજ કાચની જે આસરે એક ફુટ લંબાઈની છે તેનાં એકના પાઊંડ ૧૧૪૬ અને બીજીનાં પાઊંડ ૮૨૭, એક નાની નીમખદાની પાઊંડ ૧૮૭ એ લીધેલી હતી તે લોખંડપર એનેમલ કીધી છે એક મેવાની રકાબીના પાઊંડ ૩૦૦ આપેલા છે. એ સઘળી જણસો સોલમી સદીની બનાવતની તથા સારી કારીગીરીની હોવાથી આવી કિમતો આપેછે. એજ બનાવત જેને લીમોજીસ એનેમલ (Lemogis Enamel) ને નામે ઓળખે છે તેના બે પીટ જેટલી રકાબીના પાઊંડ ૨૦૦૦ આપેલા છે. એ ઉપ્રાંત નવા સંગ્રહો જે લોકો ભેટ આપી જાય છે તેમાં કોઇ મી૦ જોન્સ કરી ગ્રહસ્થે પોતાનું સંગ્રહ કીધેલું આપેલું છે જેનાથી નાની જેવી એ ઇમારતની એક બાજુ ભરી નાખી છે. એ સંગ્રહ ઘણો કિમતી અમો ધારીયે છીયે અને એકથી દોઢ લાખ પાઊંડની કિમતનું તે હશે. એમાં સોનાની મીનાંની તથા ઝવેરાતની દાબરીઓ, અસલી ઝવેરાતની વીટીઓ, કિમતી પથ્થરાઓ તેમાં મોટાં નગો હીરા પાનાં, માણેક, શનિશ્ચરો, પોખરાજ ઇત્યાદી જેટલી જાત કિમતી પથ્થરની આવે છે તેનો સંગ્રહ છે અને તેબી સારા સોજા રંગના પથ્થરો છે. સેવેરીસ જાતનું કોરીકામ જેના એક એક દોઢ ફુટની ઊંચાઈના વાસીસના ૫૦૦૦ પાઊંડની કિમત ઉપજે છે. તેમજ અસલી જાતના મોટાં ઘડીઆળો, ઓઇલ પેનટીંગસો, પુતળાંઓ, ફરનીચર, હાથીદાંત, અબનુસ તથા સીપની બનાવટના કેબીનેટો જેમા ઊંચી જાતના પથરા જેવાકે મેલેકાઇટ, પોરીફરી, લેપીસલેજુલી, ઇત્યાદી જડેલા અને તેબી સારા કદના, હાથીદાંતની ખુરસીઓ, તથા ટેબલ જે ટીપુ સુલતાનનું અસલ કહેવાય છે તે, ભરતકામ, બાનુઓને વાપરવાની નાની પેટી (Ladies' Companion) જેપર હીરા જડી

લીધેલા એવી ઘણી કિમતી તથા નવાઈની ચીજોનો સંગ્રહ એ ધણીએ કીધેલો આપી ગયો છે. એ સઘળું ઘણું જોવાલાયક છે. અસલની ઇમારતમા બધું જે વધતું જાય છે તે ન રહેવાથી એમાંથી મુવેલાં જાનવરોનો જે મોટો સંગ્રહ હતો તે તથા ખણીજ પદાર્થોનો સંગ્રહ સઘળું કહાડીને એ ઇમારતથી થોડે દુર બીજી ગંજાવર ઇમારત બાંધી છે ત્યાં લઈ ગયા છે અને તેનું નામ સાઉઠ કેનસીંગટન મ્યુઝી-યમ નેચરલ હીસ્ટરી બ્રાંન્ચ (Natural History Branch) આપેલું છે અને અસલ ઈમારતને (Art and Science) હુન્નર તથા વિદ્યાનું નામ આપ્યું છે. અમો એ છેલ્લું મ્યુઝીયમ જોઇને પછી નેચરલ હીસ્ટરીવાલું મ્યુઝીયમ જોવા ગયા હતા. એની ઇમારત જાણે એક મોહોલો હોય તેટલી મોટી અને ઘણી રોણકદાર બાંધેલી છે જેમાં મુવેલાં જાનવરોના હાડપીંજરનો ઘણો મોટો સંગ્રહ કીધેલો છે, જેની વિગત સને ૧૮૮૧ ની ડાયરીમા આપેલી છે. એમાં અલબતાં નવો ઉમેરો થયો હશે પણ એટલી તો ચીજો ત્યાં મુકેલી છે કે અમો તે પિછાણી શકયા હતા નહીં તથા અમોને વખ્ત પણ હાથમાં બાકી રહ્યો નહી કે સઘળું બરાબર જોઈ શકીયે અને જો કે આખો દિવસ એ બે મ્યુઝીયમમાં કાહાડયો હતો તોબી સઘળું દોડાદોડથી જોયું હતું. જો બરાબર વિગતવારે વાંચીને તે સઘળું જોઇયે તો અમો નથી ધારતા કે એક અઠવાડયાંમાંબી તે પુરૂં કરી શકાય એવો મોટો એ સંગ્રહ છે.

**તા૦ ૨૭ મી જુલાઈ સને ૧૮૮૭**—આજે પરચુટણ કામમાં રોકાયાથી કાંઇ જોવાલાયક જગ્યાપર ગયા હતા નહી.

## આયરલંડની મુલાકાત.

**તા૦ ૨૮ મો જુલાઈ સને ૧૮૮૭**—આજે રાતનાં કલાક ૮—૨૦ મીનીટે ઈઉસ્ટન સ્ટેશનપર આગગાડીમાં બેસીને લંડન શેહેર છોડયું હતું અને અમેરીકા ખંડપર જવા આગમચ આયરલંડ દેશના વખણાયલા "કીલારનીલેકસો" જોવા નિકળ્યા હતા. તે વેલ્સ દેશનું

હોલીહેડ કરીને બંદર છે ત્યાં પાછળી રાતનાં કલાક ૩—૩૦ મીનીટે પુગ્યા હતા અને ત્યાંથી ડબલીન જવા સારૂં સ્ટીમરમાં બેસીને આઇરીશ ચેનલ પસાર કીધો હતો. એ વખ્તે એ ચેનલ જરાક તોફાની હતો તેથી સ્ટીમર ઘણી ડોલા ખાતી હતી અને ઉતારૂઓનો મોટો ભાગ માદો પડયો હતો. સ્ટીમર ફેરીબોટની જાતની માફકસર મોટી હતી અને બધે ખાચાઓ કરીને સલુન સુધામાં ઉતારૂઓને સુવાની "બર્હો" મજેની મખમલની ગાદી તકીઆ સાથની કીધેલી હતી, પણ કેબીનો ઘણી થોડી હતી. અમોને ડાઈનીંગ સલુનમાં ઉપર મુજબની બે ખુલ્લા સુવાના બીછાના મળ્યાં તે ઉપર સુઈ જવાથી અમોને કાંઈ દરિગો ઘણો લાગ્યો હતો નહીં, પણ જેઓને બોટના હીલવાથી આંચકા ઘણા લાગ્યા અને ઊંઘ નહીં આવી તેઓમાંના ઘણા જણા આજારી થયા હતા. અમોએ આજે લંડનને છેલ્લી સલામ ત્યાં બે મહિના મોજમજામા ગુજારીને કીધી હતી લંડન શેહેરની બધી વિગતો આગળ અમે સને ૧૮૮૧માં લખેલી છે ત્યાર પછી એની વસ્તીમાં વધારો થતો ચાલુજ છે અને હમણા લોકો તે પચાસ લાખની ધારે છે. અમો જે હોટલ મેટ્રોપોલમાં ઉતર્યા હતા તે મોહોલો નોરથમબરલેંડ એવીન્યુમાં આગળ જે માફકસરનાં ઘરો હતાં તે આ વખ્તે સઘળાં તોડી પાડીને ગજાવર હવેલીઓ કલબો તથા હોટલો સારૂં બંધાઇ છે અને આખો મોહોલો જાણે એજ કારણસર બાંધ્યો હોય તેવો છે. એમાં અમારાવાળું તથા ગ્રાંડ હોટલ તથા અમો આએ વખ્તે આવ્યા પછી ઊઘાડેલું વિકટોરીયા હોટલ આવેલાં છે અને તે કેવાં મોટાં હોવાં જોઇયે તેનો ખ્યાલ દાખલ અમારાવાળું હોટલ જે આસરે ૪૦૦ ફીટ પોહોળું અને તેટલુંજ લાંબું અને નજદીક સાતથી આઠ માળનું છે તે બાંધવા ઉપર તથા શણગારવા ઉપર એક કરોડ રૂપીયા (દશ લાખ પાઊંડ) બેઠા છે. તેના હાલો, ડાઇનીગ રૂમો, સ્મોકીગ રૂમો સઘળુ જાતજાતના રંગીન સંગેમરમરનું દેવાલ,

થાંમલા, જમીન સુધાં બનાવેલું છે અને દીવાનખાનાઓમાં તે દેવાલોની અંદર ઊંચું ભરતકામ તથા મોટા મોટા જોવાના કાચો તથા બીજાં આઇલપેનટીગ્સો મુકેલાં છે.

એ મેટ્રોપોલ હોટેલની ઇમારતમાં ૭૫૦ ઉપર ઓરડાઓ છે અને રાણીજીની જુબીલીની વખ્તે તેમાં ૯૦૦ માણસોને અગવડ સગવડે રાખ્યા હતા જે વખ્ત ધમાલની શું વાત કરીયે ? જ્યાબી હોટલમાં ફરીયે ત્યાં રેહેનારાઓના ઢગલાને ઢગલા માલમ પડતા હતા. માળપર જવાની બે લીફ્ટો હતી તેમાં ખીચોખીચ લોકો ભરાઇને ઉપર હેઠે આવ જાવ દર બે મીનીટે કરતું હતું. બે જમવાના ઓરડાઓ છે તેમાં એકી વખ્તે આસરે ૪૦૦ માણસો જમવા બેસતું. એ આટલું બધું લોક રેહે તેઓની સઘળી મેનીજ કરવી, તેઓનાં કાગજો આવે તે પોંહોંચાડવાં, તેઓને બાહારથી લોક મળવા આવે તેઓ સારૂં શોધી કાહાડવાં ઇત્યાદી સઘળું તારીફલાયક મેનીજ હોટલવાળાઓ કરી શકતા હતા. એ હોટલમાં આટલા બધા ઓરડાઓ તથા ત્રણ મોટાં દીવાનખાનાં, અને બીડી પીવાના ઓરડા ઉપ્રાંત બે બીલીયર્ડ રૂમો તથા વળી ખાણાંઓ સારૂં બાહારના લોકને માટે બે ત્રણ હાલો જુદ રાખેલા છે. એવું મોટું એ હોટલ તથા તેની ઈમારત છે. એ તથા ચાડ હોટલ એકજ કંપનીનાં છે. ગયે સાલ અમારાં હોટલે દસ ટકાનુ વ્યાજ આપ્યું હતું. હોટલમાં અમો દરેકને રોજનો ૧ પાઊંડ આસરે ખરચ લાગતો હતો તેમાં ઓરડાની ૧૦) શીલીગ, નોકરોની ૧। શીલીગ, નાસ્તાની ૨) શીલીગ લંચની જેમ લેવો તેમ આસરે ૨) શીલીગ અને ડીનરની ૫) શીલીંગ લેખે પડતી હતી. એવાં મોટાં હોટલો લંડનમાં ઘણાં છે અને મોસમમાં એ સઘળાં ભરાઇ જાય છે તે વખ્તે જગ્યા પણ મળી શકતી નથી. અમોએ આગળ લખ્યું છે તેમ જુબીલીના દિવસોપર વિકટોરીયા હોટલ જે અમારા હોટલ જેટલુંજ મોટું છે તે ઉઘડયા પછી બે દિવસમાં તદન ચીકાર ભરાઈ ગયુ હતું લંડનમાં બીજા નવા રસ્તાઓ પણ ઘરો

ભાંજીને અમોએ બનાવેલા જોયા હતા અને આસ્તે આસ્તે એ પ્રમાણે ઘણી જગે કામ ચાલે છે. અમોએ લંડન ઘણી દલગીરી સાથે ત્યાં ભોગવેલી મોજમઝા પછી છોડયું હતું.

**તા૦ ૨૯ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે સહવારના કલાક સાડાસાત વાગે કીંગ્સટાઉન કરીને ડબલીન શેહેરની પડોશનાં બંદરપર પુગ્યા હતા અને ત્યાંથી આગની ગાડીમાં બેસીને ડબલીન શેહેરમાં કલાક ૮ ને આમવે પુગ્યા હતા. એ શેહેર અમોએ આગળ જોએલું હોવાથી આજે વખ્તે જોવા રહ્યા નહીં હતા, પણ અમો જ્યાં આગગાડીમાંથી ઉતર્યા તે સ્ટેશનથી અમો જે બીજી કંપનીની ટ્રેનમાં જવાના હતા તે સ્ટેશનપર જવા સારૂં શેહેરમાંથી એક નાકેથી બીજે નાકે જવું પડયું હતું તેથી થોડું ઘણું જોયુ હતું જેમા કાઇ નવો ફેરફાર થયલો જણાતો નથી. અમો ડબલીનથી કીલારની ગામ જવા સારૂં કલાક ૯ વાગેને ટ્રેનમાં નિકળ્યા હતા તે કીલારની ગામના સ્ટેશનપર સાંજનાં ૪—૨૦ મીનીટે પુગ્યા હતા અને (Lake Hotel) લેક હોટલ જે કીલારનીના સરોવરને માથેજ છે ત્યાં ઉતારો લીધો હતો. સાંજના વખ્ત હાથમાં હોવાથી ત્યાંના ગામડામાં ફર્યા હતા જે માફકસરનું સરોવરથી આસરે બે મૈલ દુર આવેલું છે અને ત્યાં નાનાં પણ સારી બાંધણીનાં ઘરો આવેલાં છે તે સિવાય કાંઈ જોવાલાયક નથી, ત્યાંથી અર્લ ઓવ કીનમેર કરી ઉમરાવ છે તેનો હોમપાર્ક કરીને મોટો બાગ છે તે જોયો હતો. એ પાર્ક ઘણી મોટી જગ્યા રોકે છે અને તેમાં ઝાડો સારાં રોપેલાં છે તેથી તથા ઘાસની લીલોતરીથી સારો લાગે છે. યહાં અમો કુતરાંઓથી સસલાંનો શેકાર કરતાં ગામડાંના માણસોને જોયાં હતાં એ લોકો દરમાંથી સસલાને હાંકી કહાડીને પછી કુતરાઓ તેની પાછળ છોડીને તેઓને પકડાવે છે તે વખ્તે સસલું બિચારૂ ચીચારીઓ મારતું બને તેમ દોડીને કોઈ બીજા ખાડા યા દરમાં ભરાઈ જાય છે તો બચે છે, નહીં તો કુતરાઓ તેને પકડી લીયે છે કે માણસો આવીને

તેને પોતાને હસ્તક લીયે છે. એ માણુસો પાસે કોથળાઓ ભરીને એ મુજબ પકડેલાં અમે જોયાં હતાં. એ પાર્કમાં એક સરોવરમાં નાનું જેવું ટાપુ છે જેને (Ross Island) રોસ આયલંડ કરીને કહેછે, જ્યાં આગળ ત્રાંબાની ખાણ મળી હશે તે ખણેલી હજી દીસે છે પણ હમણા તે ચાલતી નથી. એ સઘળું જોઈને પાછા હોટલમાં સાત વાગે આવ્યા હતા. આયરલંડમાં આવ્યા પછી વળી સને ૧૮૮૧ ની માફક ઈહાંની ઓરતો અમારાં શામલાં મોઢાં જોઇને (જો કે અમે ઇગ્રેજી તોપી પેહેરીયે છીયે તોબી) ખુબ મોટે મોટે અમારાં મોઢાંપર હશે છે તથા પોતાના મોઢાંના ચેન ચાળા કરી ખુશ મસ્કેરીઓ કરે છે. અમો આજે રેલવેમાં ડબલીનથી કીલારની સુધી આસરે ૧૮૦ મૈલની મુસાફરી કીધી તે બધી જગ્યા ખુદરતી દેખાવોથી ભરેલી જોવાલાયક છે. વચમાં મોટું મેદાન જ્યાથી અમારી ગાડી દોડતી હતી તેની દુરથી નાની ટેકડીઓ તદ્દન લીલોતરીથી ભરેલી દીસતી હતી અને વચમાં છુટી છવાઇ બીજી ટેકડીઓ હોવાથી ખુશનુમા લાગતું હતું, પણ એ જગ્યાનો ઘણો મોટો ભાગ જાનવરોને ચરવાની જગ્યા દાખલ રાખેલો દીસે છે. ખેતીવાડી તથા વસ્તી પણ ઘણી જુજ દીસે છે અને સઘળું વેરાન પડેલું હોય તેવું લાગે છે. ઇંગલંડમાં જેમ નજદીક નજદીક ગામો આવતાં હતાં તેવું કશું દીસતું નથી અને લોક પણ પેહેરવે ઓઢવે તથા દેખાવે કંગાલ દીસે છે. આજે સાંજના ઘણે દિવસે અમોને ઠંડી મલી હતી અને રાત પડતા સરોવર અમારા હોટલની અડોઅડ હોવાથી યાથી પવનની લેહેરકી ઘણી ઠંડી આવતી હતી.

અમારાવાળા હોટલપરથી કીલારની લેકસનો દેખાવ ઘણો સરસ દેખાતો હતો એ સરોવર નાના નાના પાહાડોની વચમાં આવેલો છે અને આસપાસની લીલોતરીથી તેનો દેખાવ ઘણો સારો લાગે છે. વચમાં નાના નાના ટાપુઓ આવેલા છે. ફરતા પાહાડોની પાછળ બીજા પાહાડ જરા ઊંચા આવેલા છે. એ સરોવર બરોબર જોવા સારૂં

બોટમાં બેસીને ફરવું જોઇએ અને તે ઉપર એક આખો દિવસ લાગે છે. એ સરોવરના ૫૦ મેલ સુધી બધું મળીને ફરવાનું છે પણ તે ગોળાઈમાં એટલા મેલ થાય છે. બોટમાં બેસીને અરધો ભાગ જવાય છે અને પછી કિનારે ઉતરીને ચાર પાંચ મેલ પાહાડોપર લેકની બાજુએથી ચાલવું પડે છે કે જેથી તેનો દેખાવ બધી તરાંફથી દેખાય છે અને પછી પાછા બોટમાં બેસીને બીજે છેડેથી ગવાય છે.

**તા૦ ૩૦ મી જુલાઇ સને ૧૮૮૭**—અમો લોકો આવતી કાલે કુવીન્સ ટાઉનથી અમેરીકા જતી સ્ટીમરમાં ઉપડવાના છીએ તેથી એ સરોવર બોટમાં બેસીને જોઇ ગયા નહી હતા કારણકે આખો દિવસ આજનો જો તેપર લાગે તો પછી આવતી કાલે કુવીન્સ ટાઉન બપોરનાં બાર વાગામાં જવાઈ શકાય નહીં તેથી અમો ઘોડાની ગાડીમાં બેસીને ગ્લેનગેરીફ (Glengariff) કરીને આસરે ૪૦ મેલ દુર ગામ છે ત્યાં સવારનાં ૯—૩૦ મીનીટના નિકળેલા સાંજનાં સાડાપાંચ વાગે પુગ્યા હતા. રસ્તામાં થોડો વખ્ત કીલારનીના લેકનો એક ભાગ મળ્યો હતો, પણ ત્યાર પછી પાહાડોની વચમાંથી તથા ઉપરથી થઈને ગયા હતા જ્યાંનો ખુદરતી દેખાવ ઘણો રળિયામણો છે પણ અમોએ જે ઘણીજ તારીફ એ દેખાવની સાંભળી હતી તેવી દીસી નહીં. કોઈ ગમ ઝાડપાન સારા હતાં અને કોઈ ગમ તો ફકટ ઘાસ સુકાઈ ગયલું હતું પણ હાલ વરસાદ બે મહિના થયા આવતો નથી તેથી સુકાઇ ગયું છે, નહીં તો લીલોતરીથી દેખાવ જરા સારો લાગતે. અમોને વારાફરતી વરસાદનાં ઝાપટાં મળતાં હતાં અને ઠંડો પવન પણ સારો નિકળ્યો હતો અને જો કે ઠરમોમીટર ઓછામાં ઓછો ૫૫ ડીગ્રી થયો હતો તોબી પવનને લીધે ઠંડી વધુ લાગતી હતી. રસ્તામાં છુટાં છવાયાં ઝુપડાંઓ ઘણાં કંગાલ હાલતમાં બાંધેલાં મળતાં હતાં અને ઈંહિંનું લોક પણ ઘણુંજ ગરીબ ચીઠડેહાલ અને દયા આણવાજોગ હાલતમાં હતું. તે લોકોનાં કપડાં ઉપર કુહીબંધ ઠીંગડાંઓ મારેલાં હતાં અને કોઇનાં તો ફાટીને ચીરાં



લેક કિલાર્નીનો દેખાવ— આયરલંડ.

પેજ ૨૫૦

જેવાં થઇ ગયલાં હતાં. ઝુપડાંઓનાં છાપડાંમાં ખાડા પડી ગયલા હતા અને કોઇ કોઇ ઝુપડાં તો ચપતા પથ્થરાઓ એકએકપર ગોઠવીને બનાવેલાં હતાં. તેઓની આસપાસ આઠ દશ ગામોનાં ઢોર ચરતાં હતાં તે સિવાય છુટી છવાઇ ખેતીવાડી અને તેબી ઘણાજ નાના જમીનના કકડાઓપર કીધેલી દીસતી હતી. એવી કંગાલ હાલતનું લોક અમોએ યુરોપમાં કેથે બીજી ગમ દીઠું નથી ને જો એક પેની ઇંહાંનાં ફકીરને આપીયે તો હજારો હજાર દુવા દેતો હતો (લંડનમાં જો એમ આપીયે તો તેને થોડું પડે ને કાંઇબી ઉપકાર માન્યા વગર ચાલી જાય.) આયરલંડનો મોટો પાક ઘઊંનો હતો પણ તે અનાજને અમેરીકાવાળા એટલો તો સસતો વિલાયતમાં લાવી વેચે છે કે આઇરીશો તેટલો સસતો અહીંની જમીન અમેરીકા જેવી ફળવંત ન હોવાથી ઉગાડી શકતા નથી ને તેને લીધેજ જમીનના ધણીઓ પાસે થોડાં વરસપર બધા મળીને નજદીક ૫૦ ટકા ભાડું ઓસરાવ્યું હતું તોબી હજી સસતો અનાજ પાકવી શકતા નથી ને બીજો ઉદ્યોગ એ લોકોને હાથ નહીં હોવાથી ગરીબ માણસો ઘણી કંગાલ હાલતમાં આવી ગયાં છે. અમોને ૪૨ મૈલની એ મુસાફરીમાં એકજ નાનું ગામ કીનમેર કરીને મળ્યું હતું તે સિવાય છુટાં છુટાં ઝુપડાંઓ મળ્યાં હતાં. અમો સાંજનાં ૫॥ વાગેને Glengariff કરીને જગ્યા છે ત્યાં પુગ્યા હતા ને ત્યાંથી પાછી બીજી ઘોડાની ગાડી કરીને કલાક ૬ વાગે નિકળેલા બેનટ્રી કરીને ગામ આસરે ૧૧ મૈલ દુર છે ત્યાં ૭ા વાગે પુગ્યા હતા. એ જગ્યાથી તે ગ્લેનગેરીફ સુધી દરિયાનો અખાત લાગેલો છે તે ઘણોખરો રસ્તો એને કિનારેથીજ હતો. ગ્લેનગેરીફ તરફ હોટલો સારાં રાખેલાં છે અને લોકો કીલારનીથી આવીને ત્યાં રાતના ઉતારો લીયે છે પણ અમોને ઉતાવળ હોવાથી અમો બેનટ્રી પાધરા ગયા હતા. એ છેલ્લું ગામ નાનું આસરે ૫૦૦૦ ની વસ્તીવાળું લાગે છે અને ત્યાં કાંઇ જોવાલાયક નથી, ફકત બંદર છે ત્યાં લોકો સાંજના ફરવા જાય છે તે જોઇ આવ્યા હતા.

**તા૦ ૩૧ મી જુલાઇ સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૭—૧૦ ની ટ્રેનમાં બેનટ્રીથી નિકળેલા કોર્ક શેહેરના સ્ટેશનપર કલાક ૧૦—૪૫ મીનીટે આવી પુગ્યા હતા અને ત્યાથી ગોડાની ગાડીમાં બેસીને શેહેરમાં થઇને બીજુ રેલવે સ્ટેશન છે ત્યા ગયા હતા. એ કોર્ક શેહેરનો જે ભાગ અમોએ જોગો તે પરથી શેહેર મોટું લાગે છે અને ત્યાં ઘણાં વાહાંણો નદી લી (Lee) ઉપર ઉભેલાં દીસતાં હતાં તેથી ત્યાંનો વેપાર સારો હોય તેવું લાગે છે. એ નદી ઉપર બે પુલો પારનલ તથા પેટ્રીક બ્રીડજ નામના અમોએ પસાર કીધા હતા તે ઘણુા સારા બાંધેલા છે. અમો ત્યાથી બીજા સ્ટેશનપર આવીને કલાક ૧૧ વાગે નિકળેલા કુવીન્સ ટાઉન કરીને બન્દર છે ત્યા કલાક ૧૧—૧૫ મીનીટે આવી પુગ્યા હતા. એ બારામાથી આઇરીશ લોકો અમેરીકા ખાતે મોટા જથ્થામાં દર સાલ નિકળી જાય છે અને અમેરીકા તથા ઇંગલંડ વચ્ચે આવજાવ કરતી સ્ટીમરો બધી ઈહાં આવે છે તેથી ઇહાંની વસ્તી દીનપરદીન વધતી જાય છે. એ શેહેરનુ નામ આગળ Cove of Cork કરીને હતુ. પણ રાણી વિકટોરીયા સને ૧૮૪૫ માં ઈહાં આવ્યાં હતાં તેઓના માન ખાતર તે નામ બદલીને કુવીન્સ ટાઉન આપ્યું છે. એ શેહેરનો મોટો ભાગ ટેકડી ઉપર આવ્યાથી તેની ઉપર બંધાયલાં ચઢ ઉતર ઘરોથી દેખાવ સારો લાગે છે. ઇહાંથી છેક કોર્ક સુધી નદી "લી" ગયલી છે અને મોટાં વાહાંણો તેમાથી છેક કોર્ક શેહેર સુધી જાય છે. અમોને આગગાડીએ છેક કિનારે લાવીને એક નાની સ્ટીમર "જેકાલ" (Jakal) નામની કુનાર્ડ લાઇનવાલાનીજ છે તેની નજદીક ઉતર્યા હતા. અમો તે ઉપર સવાર થયા હતા ત્યાર પછી આસરે ૧૨ વાગેને મેલ ટ્રેન ઇંગલંડથી મેલ લઈને આવી તે લઈને ઉપડી તે અમોને કુનાર્ડ લાઇનની સ્ટીમર "સરવીયા" (Servia) જેમા અમો ન્યુયાર્ક (New York) જવાના હતા તે પર લઈ ગઇ હતી જેપર અમો સવાર થયા પછી બપોરે સવા વાગે એ સ્ટીમર ઉપડી હતી અને અમોએ યુરોપને છેલ્લી સલામ કીધી હતી. એ કુવીન્સ ટાઉનનુ બારૂં ઘણુ મોટું છે અને તેમાં કેહે છે કે

ઈંગ્રેજી બધી મનવારો ઉભી રહી શકે એટલી જગ્યા છે. અમોને એને લગતી જમીન એક બાજુપર પસાર કરતાં નજદીક ત્રણ કલાક લાગ્યા હતા અને ત્યાર પછી આટલાન્ટીક માહસાગરમાં પેઠા હતા. આજનો આખો દિવસ દરિયો ઘણો થંબ હતો અને અમારી સ્ટીમર "સરવીયા" અત્રેની મોટી સ્ટીમરોમાંની એક ગણાય છે, જે આસરે ૮ હજાર ટન ઉપરની અને ૫૦૦ ફીટ લંબાઇની તથા સારી પોહોળાઇની હોવાથી દરિયાના મોજાઓની દરકાર કરતી ન હતી. એ સ્ટીમર ઉતારૂઓને લઇ જવા સારૂંજ મઝેની ગોઠવણથી બાંધેલી છે અને તેમાં ૧૦૦૦ ઉતારૂઓ લઇ જઇ શકે છે. તેમાં ૫૦૦ પેહેલો વર્ગ (જેને સ્ટેટ રૂમ્સ કેહેછે તેમા) અને ૫૦૦ બીજા વર્ગના ઉતારૂઓને લઇ જવાની જગ્યા છે. એમાં ૧૨) લાઇફ બોટો રાખેલી છે અને સ્ટીમરની આસપાસ પાણીના (watertight compartments) કમ્પાર્ટમેન્ટસો રાખેલા હોવાથી અડચણની વખ્તે તેમાંજ પાણી ભરાય છે અને અંદર આવતું અટકાવે તેથી સ્ટીમર ડુબવી ઘણી મુસ્કેલ પડે છે. અમારી સાથે આસરે ૧૫૦) પેહેલા વર્ગના તથા બીજા વર્ગના ૨૦૦) ઉતારૂઓ હતા.

**તા૦ ૧ લી આગસ્ટ સને ૧૮૮૭**—આજે આખો દિવસ દરિયો જરા જોરમાં હોવાથી અમોને ફેર આવ્યા કીધા હતા, કારણકે સ્ટીમર ડોલતી હતી. ગઇ કાલ અને આજે બપોરનાં ૧૨) વાગાની વચમાં સ્ટીમર ૩૭૮) નોટીકલ મૈલ ચાલી હતી, સ્ટીમરપર ઉતારૂઓની પી. એન્ડ ઓ. કંપનીની સ્ટીમરો કરતાં ખાનાપીનાની તથા બીજી માવજત સરસ થાય છે. ડાઈનીંગ સેલુનમાં એકી વખ્તે ૨૦૦ જણા બેસી શકે તેવી ચાર હારની ટેબલો ગોઠવી છે અને મ્યુઝીક, સ્મોકીગ, લેડીસ સલુનો જુદાં જુદાં તથા સારા શણગારેલાં છે તથા વિજળીની બતીઓ બધે કેબીનો સુધાંમાં બળે છે. એમાં ત્રણ થરે કેબીનો હારબંધ બનાવેલી છે તથા બધી રીતે સગવડ છે. આજે આખો દિવસ ઠંડી સારી પડતી હતી.

**તા૦ ૨ જી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સવારથી બપોર સુધી વરસાદ થોડો થોડો પડ્યા કરતો હતો અને દરિયો જોકે જોરમાં હતો અને મોજાઓનો ઉછાળો ઘણો હતો તોબી સ્ટીમરપર ગઇ કાલના જેવા ડોલા લાગતા હતા નહીં. તેનું કારણ અમોએ સાંભળ્યું કે જેમ તેલ મોજાઓને મારે છે તેમ વરસાદના પાણીથી મોજા જોર મારતા અટકે છે, બપોરનાં આસરે એક કલાક સુધી ધુમસનો જરા જોર થઇ આવ્યો હતો અને તેથી દર મીનીટે આખો વખ્ત સ્ટીમરપરથી ધુમસની સીસોડી વજાડયા કીધી હતી. એ ધુમસ કાંઈ ઘણો નહી હતો તોબી ૧૦૦ વારને છેટે કશુંબી દેખાતુ હતુ નહીં અને વખ્તે બીજી કોઇ સ્ટીમર આવીને અહડી નહીં પડે તેને ચેતવવા સારૂં સીસોડી વજાડયા કીધી હતી, પણ એક કલાકમાં ધુમસ પાછો નિકળી જવાથી તે બંધ કીધી હતી. આજે બપોરનાં ૧૨ વાગા સુધીના ચોવીસ કલાકમાં અમારી સ્ટીમર ૪૦૮ નોટ ચાલી હતી. કવીન્સ લેડ છોડયા પછી અમારી સ્ટીમર આથમણ તરફ હંકારે છે તેથી દરરોજ વખ્તમાં નજદીક ૦॥। કલાકનો ફેર અમોને પડે છે. અમારાં ઘડીયાલમાં આયરલંડના ટાઇમ (જે લંડનના ટાઇમ કરતાં ૨૫ મીનીટ ઓછો હતો) નો બપોરનાં પોણો વાગ્યો હતો ત્યારે સ્ટીમરપર સોમવારે ૧૨ નો ટાઇમ સુરજપરથી મેરીડીયન લઈને કીધો હતો અને મંગળવારે પણ પોણો કલાક અમે ખોહાયો હતો એટલે લંડનનો દોઢ વાગે ત્યારે સ્ટીમરપર બાર બપોરના થયા હતા. એ મુજબ દરરોજ અમો આથમણ તરફ જવાથી પોણા કલાકની ઉપરનો ફેર પડે છે અને અમારો દિવસ ૨૪ બદલે ૨૪॥। કલાકનો થાય છે. આજે બપોરનાં સ્ટીમરના ૧૨ વાગા ત્યારે અમારાં ઘડીયાલમાં જે આયરલંડનો ટાઇમ રાખ્યો છે તેમાં ૧—૩૭ મીનીટ થઈ છે અને એટલો વખ્ત બે દિવસમાં અમોએ ખોહાયો છે અને એ મુજબ અમો જ્યારે આથમણ તરફ મુસાફરી કર્યા જઇશું અને દુનિયાની આસપાસ ફરીને મુંબઈ આવીશું ત્યારે એક આખો દિવસ અમોને ખોવો પડશે. આજે બપોર પછી દરિયો ઘણોજ મઝાનો

ઠંડો હોવાથી ઉતારૂઓમાં ગાવાનું, વજાડવાનું તથા કુદવાનું, દોરડાંપર ટીંગાઇને ચઢવાનું તથા બીજી કસરતની રમતો આખો વખ્ત ચાલી હતી. રાતના ૧૧ વાગા સુધી ગાયન ચાલ્યું હતું. આખો દિવસ સુરજ તદન દેખાયો નહી હતો અને ઠંડક મઝાની માફકસરની હતી.

**તા૦ ૩ જી આગસ્ટ સને ૧૮૮૭**—આજે દરિયો જરા જોરમાં હતો અને ઠંડી જરા વધારે પડતી હતી. સ્ટીમર આજ બપોરનાં ૧૨ વાગા સુધી ૨૪ કલાકમાં ૪૦૨ નોટ ચાલી હતી તથા વરસાદ વારાફરતી પડયા કરતો હતો અને સુરજ તદન જોવામાં આવ્યો હતો નહીં. આજે ઉતારૂઓ મોઢાંમાં ચમચી લઈને તેમાં એક ઈંડું મુકી દોડવાની સરત રમ્યા હતા તથા એક એક ઉપરથી કુદી જવાની (Leap Frog) રમત તથા ડોલના દોરડાંઓપર હાથે તીંગાઇને ઉપર ચઢવાની કસરત રમ્યા હતા અને ગમત સારી મળી હતી.

**તા૦ ૪ થી આગસ્ટ સને ૧૮૮૭**—આજે બપોર સુધી ૨૪ કલાકમાં સ્ટીમર ૪૦૩ નોટ ચાલી હતી. વાદળ તદન ખુલ્લું થઈને સુરજ પ્રકાશતો હતો પણ ન્યુફાઉંડલેંડ કોસ્ટોની નજદીક (Benks) બેંક્સ કરી કહે છે તે જગ્યાપર અમારી સ્ટીમર આવી લાગ્યાથી અમારેથી આસરે ૧૫૦ થી ૨૦૦ મૈલ દુર (Ice Bergs) આઇસના બનેલા તરતા પાહાડો એ ન્યુફાઊંડલેંડના કિનારાપર ખુટી બેસવાથી ત્યાંની તરફનો પવન ખુલ્લા દરિયાપરથી ઘણોજ ઠંડો બરફના જેવો આવતો હતો તેથી હમેશના કરતાં ઠંડી ઘણી વધારે લાગતી હતી અને જો કે સુરજનું તડકુંબી જોરમાં પડતું તેની ગરમી માથાંપર પડવાથી માથું દુ:ખી આવતું તોબી એ ઠંડો પવન એવો તો દીલ ઉપર લાગતો હતો કે હાથ પગ જાણે આઇસમાં મુકયા હોય ને ઠંડીથી સુન મારી જાય તેમ લાગતા હતા. અમો આજે દરિયાના જે ભાગમાં હતા તેની હેઠાણમાં જમીન ઘણી ઉપર સુધી ઉપસી આવેલી છે અને તેથી કરીને વાહાણો લગર પણ એ માહસાગરમાં કરી શકે છે તે

જમીનને ન્યુફાઉડલેંડ બેંકસ કરીને કેહે છે અને દરિયો તેને લીધે છાલકો થાય છે. એ ઉપર લખેલા બરફના પાહાડો ઉત્તર ધ્રુવ (North Pole) તરફ જ્યારે બંધાએલુ આઈસ ગરમીથી પીગલે છે ત્યારે તેના મોટા ગજાવર ડુંગરો જેવા મોટા કકડાઓ છુટા પડીને દરિયામાં તરતા થાય છે અને હજારો મેલ સુધી તેઓ તરતા દક્ષીણ તરફ જાય છે અને આસ્તે આસ્તે પીગલીને નાબુદ થઇ જાય છે. એ આઇસના તરતા ડુંગરો કોઈ કોઈ તો બે ત્રણ મેલ જેટલા ઘેરાવામાં આસરે ૨૦૦ થી ૨૫૦ ફીટ ઉંચાઇમાં અને જેટલા પાણી બાહાર દીસે છે તેથી બેવડા યા તેવડા મોટા ઊંડાઈમાં પાણીની અંદર તરે છે, તેઓના થોડા ભાગો પિગળતા આવ્યાથી તેની ઉપર દેવળના મિનારાઓ, કિલ્લાઓ ઈત્યાદી જેવા આકારો બની જાય અને તેવા ૨૦ અથવા ૨૫ પાહાડો જ્યારે એકે વખ્તે દરિયામાં તરતા મળે છે ત્યારે તેઓની ઉપર પડતા સુરજના પ્રકાશથી બીલોરી કિલ્લાઓ તથા દેવળો હોય તેમ ચળકે છે, અને દેખાવ સાંભળવા મુજબ ઘણોજ સરસ અજાયબ જેવો લાગે છે. અમોને કાંઈ એવા પાહાડો મળ્યા હતા નહીં પણ ઘણાખરા મે જુન મહિનામાં આટલાન્ટીક માહસાગરમાં જથ્થાબંધ મળે છે, તે વખ્તે સ્ટીમરોને ઘણી તપાસીને ચલાવવી પડે છે, નહીં તો કે જો ધુમસ થઈ આવે અને એકુ એવા પાહાડ સાથે અડકી તો તેના પુરચેપુરચા ઉડી જાય છે. આજે અમારી સ્ટીમરની આસપાસથી સાંજનાં પાંચ વાગેને મગરમચ્છોનુ એક મોટું ટોળું આસરે એકસો ઉપરનુ નજદીકથી પસાર થયુ હતું જેઓ પોતાનાં મોહોડાંમાંથી જથ્થાબંધ પાણીના ફુવારાઓ ઊંચે હવામાં ઉડારી ગમત કરતાં ઝડપબંધ પસાર થઈ ગયાં હતાં. એમાંના કોઇ કોઈ તો ૫૦ થી ૬૦ ફીટની લંબાઈનાં હતાં એમ ધારે છે, અને સ્ટીમરની બેઉ બાજુપરથી આસરે ૧૦૦ ફીટ દુરથી પસાર થઇ ગયાં હતાં. અમારી સ્ટીમર આજે ગલ્ફ સ્ટ્રીમમાં દાખલ થઈ હતી. એ ગલ્ફ સ્ટ્રીમ ગરમ પાણીનો મોટો ઝરો યા નદી છે જે મેક્ષીકોના અખાતમાંથી શરૂ થાય છે, અને ખુદરતની નવાઈ દાખલ એ ગણાય છે. ખુદરતે જાણે

દુનિયાંની હવા સમધાત રાખવા સારૂ તેને બનાવ્યો છે. એ નદી જે ઘણા મૈલ જેટલી પોહોળી છે તે મેક્ષીકોના અખાતમાંથી શરૂ થઇને આટલાન્ટીક માહસાગરમાં જાય છે અને પોતે તે સમુદ્રનાં પાણીથી તદન અલગ રહી તેની વચમાંથી માર્ગ કરી છેક આયરલંડના કોસ્ટા સુધી જાય છે અને ત્યાંની હવા જે ઘણી ઠંડી હોય છે તેને એ નદી જે પોતે ગરમ પાણી છે તે ગરમી આપી સમધાત કરે છે અને એ ગલ્ફ સ્ટ્રીમની ખુબીથીજ ઇંગલંડ, આયરલંડ, તથા સ્કોટલંડમાં લોકો વસી શકે છે, નહીં તો ઠંડીથી ત્યાં માણસ રહી શકે એમ કહે છે. એ બાબદસર અમેરિકનોએ એક હસવાનો ટુચકો શોધી કાહાડયો છે કે જો ઈંગલંડવાળા અમારી સાથ બરજોરી કરે તો અમો અમારો ગલ્ફ સ્ટ્રીમ ત્યાં જતો બંધ કરીશું તો તદન ઉજડ થઈ જશે. એ ઝરો આયરલંડ સુધી જઇને ત્યાંથી પાછી ઠંડી પોતામાં ઉમેરી લાવી તે ઠંડો થયલો ઝરો નીચાણમાં ઉતરી છેક સ્પેન સુધી દક્ષિણે જાય છે અને ત્યાં ઠંડી હવા પાંથરી આફ્રિકાના કોસ્ટાની ગરમીને નરમ પાડે છે. ત્યાંથી પાછો મેક્ષીકો તરફ ઠંડી હાલતમાંજ આવી ત્યાંની બેહદ ગરમીને ઠંડક આપે છે, અને પાછો પોતે ગરમ થઇને આયરલંડ તરફ ઉત્તર-ભણી જાય છે, તે પ્રમાણે આખો વખ્ત ગોળને ગોળ આટલાન્ટીક માહસાગરમાં ફરીને બધે ગરમી તથા ઠંડીનાં સાંધણો આપેછે. એનાં પાણી આટલાન્ટીક માહસાગરનાં પાણીથી નજદીક ૨૦ થી ૩૦ ડીગ્રી વધારે ગરમ રહે છે અને ખુદરતે જાણે દરિયાની અંદર એની હલાયધી નદી વેહેતી કીધી છે. એ ગલ્ફ સ્ટ્રીમને લીધેજ આજે જોકે બરફ જેવો ઠંડો પવન અમોને લાગતો હતો તોબી પારાની સીસી ૫૫ ડીગ્રીની હેઠાંણ ગઇ હતી નહી. અમારી સાથના અમેરિકન ઉતારૂઓ સારી રીતે વર્તે છે અને આખો વખ્ત હિંદુસ્તાનની તથા આપણા જરથોસ્તી ધર્મની બાબદની વાતો પોતે આવી ઓળખાણ કરીને પુછે છે. પોતાનાં રેહેઠાંણો ઉપર આવવા સારૂં ઇંજનો કરે છે. મી૦ મેકે (Mackey) કરીને અમેરીકાના વખણાયલા કરોડપતીએબી પોતાની સોના તથા રૂપાંની ખાનો જોવાનું અમોને નોતરૂં દીધું હતું. કોઇ એક

ગ્રહસ્થ એ ત્રણ રેલવે કુંપનીનો મેનેજીંગ ડીરેક્ટર છે અને પોતાનાં મોટાં હોટલો છે ત્યાં મફ્ત ઉતારો આપવા માંગે છે. કોઈ ચીકાગોનો મોટો દુકાનદાર જેની દુકાનપર વરસ દહાડે ૭ કરોડ રૂપિયાનો માલ ખપે છે તે જોવા આવવા ભલામણ કરે છે, કોઇ મોટો શરાફ પોતાના શેહેર ફીલાડેલફીયામાં શી રીતનો વેપાર ધંધો ચાલે છે તે દેખાડવા ઇજન કીધું છે. એ મુજબ અમારી ઉપર ઘણા ખુશી થઇને ઈજનો કરે છે કે અમેરિકા થોડા વખ્તમા શી રીતે આગળ વધી ગયું છે તેનો વિચાર અમો હિંદુસ્તાનનાં લોકોને કહી શકીએ. એ લોકો આવા કરોડપતીઓ છતાં જાણે તદન સાદા લોકની માફક વાતચીતમાં વર્તે છે અને મગરૂરી તદન બતાવતા નથી. આપણા દેશના પારસીઓની બાબદો જાણવાને એટલું ખંતી લોક અમોએ બીજું જોયુ નથી, અને ઝુમખાઓ થઇને આખો વખ્ત એવી બાબદો પુછ્યા કરે છે

**તા૦ ૫ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે બપોર સુધીમાં સ્ટીમરે ૪૦૭ નોટસ કાપ્યા હતા. આખો દિવસ ખોલ્લો ગયો હતો અને ઠંડી હવે ઘણી માલમ પડતી નથી. દરિયો પણ થારિ જેવો હતો. આજે રાતના છેલ્લા વર્ગના ઉતારૂઓએ " બોલ " કીધો હતો તે સારૂં એક તેઓમાંની ઓરત વાયોલીન વજાડતી હતી.

**તા૦ ૬ થી આગસ્ટ સને ૧૮૮૭**—આજે બપોર સુધીમાં ૪૦૦ નોટ સ્ટીમર ચાલી હતી. દરિયો ઘણો મજેનો થંબ હતો, પણ ગરમી હવે જરા વધતી માલમ પડતી જાય છે. રાતના એકાએક ધુમસ થઈ આવ્યો અને સ્ટીમરપર ધુમસની સીસોડી વજાડ્યા કીધી હતી અને ન્યુયોર્કની નજદીકમાં હોવાથી તપાસ રાખતા હતા કે કોઈ બીજી સ્ટીમરની સાથે ધુમસને લીધે અફડી પડે નહી. આજે સાંજનાં પાંચ વાગેને પાઇલટ સ્ટીમરપર આવ્યો હતો. એ પાઇલટ લોકો કોઈ વખ્તે ન્યુયોર્કથી ૫૦૦ થી ૭૦૦ મૈલ દુર સ્ટીમરો મેળવવા સારૂં જાય છે. અમારાવાલો પાઇલટ ૭ દિવસ થયા

ન્યુયોર્કથી નિકળેલો હતો. તેઓની બોટ સડની બે ડોલની ઘણી ખરી હોય છે, અને તેમાં ઘણા પાઈલટો રહે છે, જેમાંનો એક અમારી સ્ટીમરપર આવ્યો હતો. બાકીના બીજી સ્ટીમરો મળશે તેમ તેપર જઇને છેલ્લે તેઓની બોટ પાછી તેઓને ન્યુયોર્ક લેવા જાય છે. એ મુજબ ઘણી પાઈલટ બોટો ઈહાં ફરે છે. તેઓનો દર સ્ટીમરોનો જેટલો ભાગ પાણીમાં ડુબે છે તેટલા ફીટ ઉપર દર ફુટે પાંચ યા દશ ડાલર સંભળાય છે. આજે રાતનાં લીવરપુલના સેલર એસાયલમને મદદ આપવા સારૂં સ્ટીમરપર કોનસર્ટ થયો હતો જેમાં ઘણા જણાઓએ ભાગ લીધો હતો અને લોર્ડ હરશલે પ્રમુખની ખુરસી લીધી અને ઉઘરાણું તે વખ્તે ઉતારૂઓમાં ફેરવ્યું હતું જેમાં બધાઓએ નાણું પોતાની ખુશી મુજબ ભર્યું હતું.

**તા૦ ૭ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સહવાનાં કલાક ૮—૩૦ મીનીટથી લોંગ આયરલંડનો કિનારો દેખાવા માડયો હતો, તે નવી દુનિયાનો પેહેલો ભાગ અમોએ જોયો હતો અને નજદીક આવતા ગયા તેમ કિનારો બરાબર દેખાતો હતો. એ લોંગ આયરલંડ ન્યુયોર્કથી આસરે ૫૦ યા ૬૦ મૈલ દુર એક જમીનનો સાંકડો કકડો દરિયામાં નિકળી આવેલો છે. એની સામેની બાજુપર આગળ ચાલતાં સ્ટેટન આયરલંડ કરી ઝાડપાનથી ભરેલી જગ્યા મળે છે, અને ઈહાંથી જાણે એક મોટી નદીમાં પેઠા હોઇયે તેવું લાગે છે. લોંગ આયરલંડની આગળ ચાલતાં જમણી બાજુપર ઘરો તથા હોટલો દેખાવા માંડયાં. એ હોટલો જોવાથીજ અમેરિકન લોકો શી રીતે ગંજાવર ઇમારતો બાંધે છે તેનો નમુનો માલમ પડતો હતો એક ગંજાવર હોટલ જાણે આખો મોહોલો હોય તેવું જણાતું, પણ તે ન્યુયોર્કથી ઘણું દુર આસરે ૩૫ મૈલ હોવાથી પેહેલાં જે વસ્યું હતું તે પાછળથી બીજી હવા ખાવાની જગ્યાઓ શેહેરની નજદીકમાં નિકળવાથી એ હોટલ બંધ થયું છે ઈમારત તદન ખાલી પડી છે તે ઘણી મોટી હોવાથી કોઇ ભાડે લઇ શકતું નથી અને તેની કંપની બધ થઇ છે અને તે થોડા વખ્તમાં

વેચાઇ જશે. એ લોંગ આયરલંડની દરિયા કિનારાપરની જગ્યા ન્યુયોર્કનાં લોકોને હવા ખાવા સારૂં વપરાય છે. ત્યાં છુટાં છુટાં મોટાં હોટલો તથા નાના બંગલાઓ બંધાઇ ગયા છે કોની આયરલંડ (Coney Island) થી જરાક દુર એક જણે પોતાનું ઘેર એક હાથી જાનવરનાં આકારમાં આબાદ બાંધેલું છે અને આકાર તેવોજ કીધો છે, સ્ટીમરપરથી તે જાણે ખરેખર એક જીવતો હાથી ઉભો હોય તેમ તેની અંબારી સુધાં દેખાતો હતો. આગળ વધતાં દરિયો સાંકડો થતો ચાલ્યો અને કિનારા તરફથી છાલકો થવા માંડયો, તે જગ્યાને બાર (Bar) કરીને કહે છે તે બાર વાગાની આગમચ પસાર કરવો જોઇયે, નહીં તો પાણી ધટી જવાથી સ્ટીમરને બાહેર થોબવું પડને પણ અમોએ તે વખ્તસર પસાર કીધો અને પછી ન્યુયોર્કના બારામા પેઠા જેની દાખલ થવાની જગ્યાપર જમીન ઘણીજ નજદીક આવે છે. ત્યાં અમારી સ્ટીમર થોબાવીને તે ઉપર ડાકટર ઉતારૂઓને તપાસવા આવ્યો કે કાંઈ ઉડતો રોગ હોય તો તેને આગળ વધવા દીયે નહીં. ને એની નજદીક એક નાનું ટાપુ છે જેને કુવારેનટાઈન આયરલંડ કરી કહે છે ત્યાંજ ઊતરવા કહે છે. ડાકટર સ્ટીમરપર આવ્યો કે સલુનના ઉતારૂઓને કાંઇ તપાસ્યા નહીં, તે બાબે સ્ટીમરના ડાકટરને પુછયું હતું પણ ત્રીજા વર્ગના ઉતારૂઓ જેઓ બધા ઈહાં વસવા આવેલા હતા તેઓને ડાકટરની સામે એક પછી એક રીજમીટની માફક ચલાવી લઇ ગયા હતા, જેઓ નજદીક ૪૦૦ માણસો હશે. એ લોકોનો મોટો ભાગ ઘણાજ ગરીબ હાલતનો હતો અને આઇરીશ લોક તથા પોલંડના યાહુદીઓનો ભાગ મોટો હતો. છેલ્લા શખ્સો સ્ટીમરપર બબરચીના હાથનું રાંધેલું ખાતા નહીં હતા, પણ પોતે તરકારી તથા માછલી છુટી લઇ સમારીને પોતાના વાસણમાં તેનું હોચપોચ કરી પાણી નાખીને પોતાના હાથે ચુલાપર મુકી પકાવતા હતા અને આગળ આખો વખ્ત ઊભા રહેતા હતા કે રખેને કોઈ તેને હાથ લગાડે. અમો ધારીયે છીયે કે એ લોકનાં ધર્મના ફરમાન મુજબ ડુક્કરનું ગોસ હરામ છે અને ઈહાંની સ્ટીમરપર એ જાતનુ ગોસ વપરાતું હતું તેથી રખેને

તેઓને તે ગોસ ખાધામાં આવે કરી આટલી તપાસ લેતા હતા. ડાક્ટરે સઘળાને તપાસ્યા પછી સ્ટીમરપર કસ્ટમ હાઉસવાળાઓ પણ આવ્યા હતા અને દરેક જણ પાસે શું સામાન છે તેના બાકસોની વિગત એક કાગજપર લખાવી દરેક ઉતારૂની સહી તેપર લેતા હતા, અને પછી કાગજપર અકેકો નંબર તેઓને આપતા હતા. અમોને નંબર ૧૬ આપ્યો અને તે નંબર ઉપર પોતાનાં લીસ્ટમા કેટલા અમારા દાગીના હતા તે લખી લીધા હતા કે પાછળથી બરાબર છે કે નહીં તે કસ્ટમ હાઉસવાળાને માલમ પડે. એ સઘળું થયા પછી અમારી સ્ટીમર આગળ વધી હતી. ન્યુયોર્ક ઈહાંથી આસરે ૭ મૈલ દુર છે અને તેના બારાંમાં એક નાના ટાપુ ઉપર (જેને બેડલો આઇલ કહે છે) સ્વતંત્રતાનું પુતળું જે ફ્રેચ રૈયતે એઓને થોડુએકપર આપેલું છે તે મુકેલું દેખાવા લાગ્યું હતું. એ પુતળું ૧૫૧ ફીટ ઊંચાઇમા છે, તેની બેઠક ૧૫૫ ફીટની મળી ૩૦૬ ફીટ સઘળુ મળી ઊંચું છે. તે એક ઓરતનો આકાર ઉભેલો પાડી તેનાં માથાંપર ફુલનું તાજ મુકેલું છે અને હાથમાં બળતી મસાલ આપેલી છે, અને ટાપુની વચમાં આવ્યાથી બધી ગમથી તે દેખાઇ શકે છે. ન્યુયોર્ક શેહેર જાણે ઘોડાની નાળની વચમાં એક લાંબો પાતો નિકળી આવ્યો હોય તેમ સ્ટીમરપર લાગે છે. બારાંમાં પેસતાં જમણાં હાથ ઇપર બ્રુકલીન (Brooklyn) અને ડાબા હાથ ઉપર જરસી (Jersey) નાં શેહેરો આવે છે અને તેઓની વચમાં નદીઓથી હલાએધું પડેલું ન્યુયોર્ક શેહેર આવેલુ છે. પણ દુરથી તે સઘળાં જાણે મલી જઇને ઘોડાની નાળનો આકાર પકડે છે. બારૂ જેમ અંદર જતા ગયા તેમ કુસાદે અને પોહોળું થવા માંડે છે અને તે એટલું તો મોટું છે કે ત્યાં હજારો મોટાં વાહાંણો અથવા મનવારો રહી શકે છે. એ જગ્યાનો દેખાવ ઘણો રળિયામણો તેની આસપાસની લીલોતરીથી ભરેલી જગ્યા તથા તેની ઉપરનાં છુટાં છુટાં ઘેરોથી લાગે છે, અને વળી એ બારાંની અંદર છુટાં છુટાં ઘણાજ નાના ટાપુઓ આવેલા છે જેઓ ઉપર કાઇ ને કાઇ ઇમારતો હોવાથી વધારે શોભે છે.

એ ન્યુયોર્કના બારાં જેવાં ઘણાંજ થોડા બારાં દુન્યાંમાં કેહેવાય છે. એ દરિયાનું બારૂં પસાર કરીને પછી હદસન નદીનાં મોહોડામાં અંદર ગયા હતા. એ નદીમા પેસતા ન્યુયોર્ક શેહેર જમણા હાથપરથી શરૂ થાય છે અને તેની ગંજાવર ઇમારતો હારબંધ દુરથી અંદર આવેલી દીસે છે અને તેઓ ઘણી ખરી લાલ રંગની ઇંટ દીસતી રાખવાથી દેખાય છે સૌથી પેહેલી ઇમારતો ઇંદ્રા એક્ષચેનજ છે અને તેની પડોશમા સાઇરસ ફીલ્ડ કરીને ગ્રારીસો સારૂ એક ગંજાવર ઇમારત ૧૨ માળની આવેલી દીસે છે. તેની પેલી ખોરફુપર "ઇસત રીવર" નામની નદી છે જેની ઉપર બરૂકલીન શેહેરમાં જવા સારૂ દુન્યામાં સૌથી મોટો ઝુલતો પુલ આવેલો છે ને દીસતો હતો. એ પુલ એટલો ઊંચો પાણીથી બાંધેલો છે કે ગમે એટલુ મોટું વાહાંણ યા સ્ટીમર પોતાનાં ઉભાં રાખેલાં ઊંચા ડોલો સુધાં તેની હેઠલથી પસાર થાય છે. અમો બારામાં પેઠા કે આજે આતવાર હોવાથી ન્યુયોર્કનાં રેહેવાસીઓ મોજ કરવા સ્ટીમરોપર ફરવા નીકલી પડેલા જગેજગ દીસતા હતા. એ પલેઝર કરવાની સ્ટીમરો જાણે તુટકની ઉપર ત્રણ માળની હવેલી હોય તેવી દીસે છે અને તેઓને વાવટાથી શણગારેલી રાખે છે તથા લાકડકામ ઉપર બધે ગીલીટ તથા રંગથી ઘણી શોભઇતી દીસે છે. એવી કાંઇ વગર ગણત્રીની બોટો એણી ગમથી પેલી ગમ જતી આવતી દીસતી હતી અને તેમાં ખીચોખીચ લોકો બેઠેલું હતું. નદીમાં પેઠા પછી જમણાં હાથ ઉપર હારબંધ ઉભા (Wharves) ડંકાઓ આવવા લાગ્યા. એ દરેક ડકો એકુ જુદી જુદી સ્ટીમરની કંપનીઓને લગતો હતો. એ મુજબ ૩૯ ડંકાઓ પસાર કીધા પછી ૪૦ મો ડકો (તેનાં નંબર પાડેલાં હોય છે) અમારીવાલી સ્ટીમરની કંપની કુનારડ લાઇનવાલાનો આવ્યો હતો જ્યાં અમારી સ્ટીમરે લંગર અઠોઅઠ નાંખ્યું હતું અને ઉતારૂઓ ફર્સ્ટ કલાસના (ઇહાં તેઓને સલુન ઉતારૂઓ કેહે છે) ને ઉતરવા દીધા હતા અને અમો બધાઓને ત્યાંનાં એક મોટાં છાપડાંમાં અમારો સામાન તથા

કોથલાઓ આવે તેને વાસ્તે થોભવુ પડયું હતું. એ કોથલાઓ નીચે લાવતાં એક કલાક ઉપર થઈ ગયો હતો. બધા કોથલાઓ સ્ટીમરનાંજ માણસો લાવ્યા અને પછી તે છાપડાંમાં તપે તપે બે બાજુપર "એ—બી—સી" એવા અક્ષરો મારેલા હતા ત્યાં તેવા ધણીઓનાં નામ મુજબ લાવી તેઓના દાગીનાઓ મુકયા હતા. હવે એ મુજબ દાગીનાઓ ગોઠવવા સારૂ સ્ટીમર પર આગળથી આપણાં નામો પુછીને નામ પ્રમાણેનો એક મોટો અક્ષર કાગજપર છાપેલો કોથલાઓ ઉપર મારે છે તેથી મજુરો તે અક્ષર મુજબ લાવી સામાણ મુકે છે. અમારા કોથલાઓ સારૂ અમો F ના અક્ષર આગળ ઉભા હતા જ્યાં અમારા કોથલાઓ આવ્યા પછી કસતમ હાઉસના આફીસરોએ આવી દરેક કોથલા તથા બીછાણા સુધા તપાસયાં હતાં કે તેમા ડયુટી લેવા જોગ હોય તો ડયુટી લીયે અમેરિકાની સરકાર જોકે પોતે છુટાંપણાંનું રાજ ગણાય છે તોબી બહાર દેશાવરથી બનાવટની ચીજો આવે છે તેપર ઘણી મોટી ડયુટી લે છે તે એટલા સુધી કે કોઇ કોઇ જણસ જેવુ કે રેશમી કાપડ, ઉનની બનાવત, રૂપાકામ ઇત્યાદી ઉપર તો સેંકડે ૭૫ ટકા ડયુટી લે છે. એને એ લોકો (Protective) પોતાના બંચાવની ડયુટી કરી કહે છે. એમ કીધાથી માલ બહારનો આવતો અટકે તો પોતાની રૈયતનો બનાવેલો માલજ ખપે અને તેથી લોકોને કામ મલે અને સારૂ કમાય તો સુખથી જીદગી ભોગવે અને વળી સરકારને એની મોટી આવક થવાથી રૈયત ઉપર બીજો કર તેટલો ઓછો પડે. એ મોટી ડયુટીથી સરકારને છેલ્લી સીવીલવોર (લડાઈ) વખ્તે જે કરજ થયું હતુ તે ઘણું ખરૂ ફીતાડી નાંખવા આવ્યા છે. અમારો સામાણ સઘળો તપાસ્યા પછી અમોએ જે નાધલો સામાન જેવાકે પાઘડીના બાકસો, હેડ બેગસો, બીછાનાં, ઈત્યાદી હતાં તેને એક મોટા બાકસ સાથે લાવેલા હતા તેમા ભરયા હતા. એમ કરવાનું કારણ એ છે કે ઈંહાં મજુરી ઘણી મોંઘી છે અને અધેર નગરી ને ચોપત રાજાની કહેવત મુજબ તમારા જેટલા દાગીના હોય તેટલા દીઠ (પછી તે ચાર ફીટનો હોય યા એક ફુટનો હોય તોબી) પચીશ દોકડા લે છે

(ઈહીં ડાલરનુ ચલણ છે જે ૪ ૮૩ ડાલરનો એક પાઊંડ ગણાય છે અને ડાલરના ૧૦૦ વીભાગ કીધા છે જેને સેંટ યા ટોકડા કહે છે) અને તે અમોને આગળથી ખબર હોવાથી એક મોટો બાકસ લાકડાંનો લંડનથી સાથે લાવેલા હતા કે તેમા નાના કોથલાઓ ભરવાથી મજુરી ઘણી પડે નહી. અમોને લેવા સારૂ લંડન તથા મુંબઇવાલા શેઠયાઓ દાદાભાઈ બ્રધરસના ભાગ્યા મી૦ રૂસતમજી બેરાંમજી સ્ટીમરપર આવ્યા હતા. એવણ ઇંહા પાંચ વરસ થયાં રહે છે અને બીજા દેશો સાથે એવણની પેહેડી હસતક વેપાર ચલાવે છે અને અમેરિકામાં આટલો વખ્ત રહેવાથી એવણ પોતાની ખુશીથી અમેરિકન સીટીઝન થયા છે, અને રીપબલીકન થતી વખ્તે હવેથી કોઈબી પાદશાહી રાજને એવણ પસંદ કરે નહીં તેવા સોગંદ લેવા ઈહીં પડે છે તે મુજબ એવણે સોગંદ લીધા છે અને અમો ધારીએ છીએ કે આપણા જરતોસ્તીઓમા એવણજ પેહેલવેહેલા રૈયતના રાજમાં સામેલ થયલા લાગે છે અને અમેરિકન સીટીઝન થયા છે. અમો સામાન સઘળું લેઇને શેઠ રૂસતમજીએ ઘોડાની ગાડી પડી આપી તેમાં બેસીને "હાફમેન હાઉસ" નામનું હોટલ ફીફ્ઠ એવેન્યુમાં છે ત્યાં ગયા હતા. ઈહાના ગાડીવાલાઓ અણજાના લોકોને ખુબ ઠગે છે અને જો પઠયા વગર બેઠા તો એકનું પાંચગણું ભાડું પાછળથી લીયે છે. અમોએ સામાન સઘળું સુધાં લઇ જવાના ૯ઠી ડાલર પઠયા હતા. જો તેમ પઠતે નહીં અને અમારા દાગીના જો છુટા હતે તો દરેક દાગીના દીઠ ૨૫ ) ટોકડા ભાડાંના જુદા લેતે અને અમારી પાસથી ગાડીમાં બેસવાનાં ભાડાંના લેતે તે જુદા. પણ અમારા દાગીના ચાર હતા (તેમાં પેલો મોટો દાગીનો જે એક દાખલ ગણાતો તેમાં ૭ સાત બીજા નાંખલા હતા તેબી હતો અને જેણે આખો કોચબાકસ રોકી નાંખ્યો હતો) તેથી બધા મળીને ૯ઠી ડાલરે પત્યું હતું. ઈહીંનું ગાડી ભાડું ઘણુંજ મોઘું છે. એક મૈલની અંદર ગાડીમાં કેઠેબી જઇયે તો એક ડાલર લીયે છે (જે આજનો વટાવ ગણતાં મુંબઇના ૩ રૂપિયા થવા જાય છે) અને એ તો બરાબર ભાડું ગણાય અને જો પઠયુ નહી તો ૩ યા ૪

ડાલરખી લીયે એવું છે. અમો જે હોટલમાં ઉતર્યા હતા તે ઇહાં સૌથી સરસ ગણાય છે અને તે ઘણુંજ સરસ શણગારેલું છે તે મેડીશન સકવેરની સાંમે બરોડવે કરીને ઈહાંના સૌથી સરસ મોહોલામાં આવેલું છે. એ હોટલની અંદરનો શણગાર ઘણોજ સરસ છે તેમાં ઊચી જાતનાં મોટી કિંમતો આપીને લીધેલાં પીકચરો તથા પુતળાંઓ રાખેલાં છે. એ હોટલ યુરોપીયન ઢપપર રાખેલું છે એટલે કે એના ઓરડાઓનું વાપરવાનું ભાડું લે છે અને ખાવાપીવાનુ (a la carte) જેને તમોને પડવડે તથા પસંદ પડે તેમ વેચાતું ઈહાંજ લઈને ખાવો. એથી ઈહાં ફરવા આવનારાને ફાયદો છે, કારણકે આપણે જુદી જુદી જગ્યા જોવા જઇયે તો પાછા ઇહાં જમવા આવવાનાં થાને તેજ જગ્યાના એકુ "રેસટરાં" માં જમીયે જેથી વખ્તનો બચાવ ઘણો થાયછે, ઈહાંનાં બીજાં કોઇ કોઇ હોટલો અમેરિકાની ઢપનાં રાખેલાં છે તેઓ ઓરડો તથા ખાનું સુધાનો દરેક દિવસનો ઉચકો લીયે છે પછી તમો ત્યાં જમો યા નહીં. એમાંનુ સરસ "ફીફ્ઠ એવીનીયુ હોટલ" ગણાય છે. એબી હોટલ ગંજાવર છે. તેના ભાડાંનાં ફકત વરસ દાહાડે સાડા ચાર લાખ રૂપિયા આપે છે પણ તેના અરધાઅરધ નીચેની દુકાંણોના ભાડાં દાખલ પાછા ઉપજે છે. એમ કેહે છે કે અમારાવાલું હોટલ એ હોટલથીબી અને ઇહાંનાં બધાં હોટલો થાને સરસ છે પણ તેનું શું ભાડું છે તે ખબર પડતી નથી. હોટલવાલા યુરોપીયન ઢપનાં રોજનાં બેથી પાંચ યા સાત ડાલર સુધી ઓરડાના લે છે. અમેરિકન ઢપવાલાઓ ખાંનાં સુધાંનાં પાંચથી દશ બાર સુધી જેમ ઓરડાઓ ઉપર હેઠળનાં માળના લેવો તેમ લીયે છે. હોટલો જે ઘણાં માળનાં હોય છે તેઓ બધાંમા ઉપર જવાની "લીફ્ટો" છે જેને ઈહાંન, લોકો "એલીવેતર" (Elevator) કહે છે અમો આજે સાંજના હોટલમાં જરા વીસામો લઈને પછી ઇહાંની હવા ખાવાની જગ્યા (Manhatan Beach) મેનહાટનબીચ જોવા ગયા હતા. એ જગ્યા ન્યુયોર્કથી આસરે ૨૬ મૈલ દુર છે. ઇહાંનુ લોક ગરમીનાં દિવસોપર રેહેવા તથા ફરવા જાય છે જે સારૂ સખ્યાબધ સ્ટીમરો

ત્યાં આવજાવ કરે છે. અમો તે મુજબ એક સ્ટીમરોયમાં ગયા હતા. એ સ્ટીમરો ત્રણ માળની બાંધી હોય તેવી છે અને તેઓને સારી શણગારેલી છે તેમાં નજદીક ૧૦૦૦ ઉતારૂઓ એકી વખ્તે બેસી શકે છે. એ સ્ટીમરે ઈહાંનાં બારાંમાં થઈને (Bay Ridge) બે રીડજ નામના કિનારા પર અમોને ઉતાર્યા હતા બારાંનો દેખાવ ઘણો સરસ છે તેમા છુટા છુટા ટાપુઓ આવેલા છે તેમાંના એક ઉપર લીબરટીનું પુતળુ ફ્રેંચ લોકોએ અમેરિકનોને આપેલુ મુકેલું છે તે બરાબર દીસતું હતું તેની નજદીકમાથીજ અમારી સ્ટીમર પસાર થઈ હતી. એ પુતળાને (Bartholdis Statue) બારતોલ ડી સ્ટેચ્યુ કરીને કેહે છે અને બેદલો નામના ટાપુપર આવ્યું છે અને દુન્યામા જાણીતાં થયલાં થોડા એક પુતળાંમાં સૌથી મોટું એ ગણાય છે તેની ઊંચાઇ ૧૫૧ ફીટની છે અને બેટક સુધા ૩૦૬ ફીટ ઊંચુ છે. એ પુતળાને અકટોબર સને ૧૮૮૬ માં ઘણી ધામધુમ સાથે ઈહા ગોઠવ્યું હતું

એ રીડજના કિનારાપર ઉતરીને પછી આગની ગાડીમાં બેસીને અરધા કલાકે "મેનહેટેન બીચ" પર પુગ્યા હતા જ્યાં જવા આવવાના બધા મળીને ા ડાલર ભાડુ આપવુ પડે છે એ "મેનહેટન બીચ" દરિયે કિનારે લોંગ આયલેંડ પર આવેલુ છે, ત્યા એક કંપની ઉભી થઈને નાહવાની જગ્યા બનાવી છે અને તે જગ્યાપર ૨૭૦૦ કોથડીઓ તે સારૂ બાંધેલી છે જેમાં લોકોને કપડાં બદલવા કામ લાગે છે. ઈહાં દરિયે કીનારે તે લોકોને નાહતાં જોવા સારૂ બેઠકો કીધેલી છે જે ગોળ નાટકશાળા આકારમાં બાંધી તેપર ૨૦૦૦ બેઠકો કીધેલી છે. દરિયાને નાકે રસ્તાઓ બાંધી બેઠકો મુકી છે અને તેની પાસે બાગ મઝેનો બનાવ્યો છે, તથા બે હોટલો બાંધેલાં છે. તેમાં એકમા રેસટરાં છે જેમા એકી વખ્તે ૧૫૦૦ માણસો છુટી છુટી ટેબલોપર નિચલા ભાગમાં ત્રણ ચાર મોટા ઓરડાઓમાં બેસીને ખાય છે અને આખા દાહાડામાં એ હોટલમાં કોઇ વખ્ત તો ૩૦૦૦૦ માણસો જમે છે એવુ મોટુ હોટલ તથા "રેસટરાં"

એ છે અને દુનિયાંમાં મોટામાં મોટું એ "રેસટરાં" ગણાય છે. અમો ગયા ત્યારે ત્યાં એક સોધી ટેબલ અમોને મળી શકી નહીં. જેમ હલાઈબાગમાં ન્યાતમાં લોકો જમવા સારૂં ખાનારની પાછળ તપી રેહે છે તેમ લોકો ટેબલપરથી કોઈ ખાઈને ઉઠ્યુ કે દોડાદોડ કરીને તેપર બેસી જતું હતું એટલી ત્યાં ખાવાની ગીરદી રાતના સાત વાગે હતી અને એટલી ગીરદી છતાં ખાવાપીવાની તજવીજ ઘણી સારી હતી, અને એક દિવસમાં ૩૦૦૦૦ માણસોને ત્યાં જમાડી શકે તેની ગોઠવણ કેમ કરતા હશે તે અજાયબ જેવું લાગતું હતું. ખાનું ગમે તે જુદી જુદી કિંમતે મળતું હતું. દરેક વાણીની કિંમત એક કાગજપર માંડેલી હતી અને જથ્થાબંધ વાણીઓ લખેલી હતી. દરેક વાણીની ઓછામાં ઓછી કિંમત ૨૫ સેંટથી દોઢ ડાલર સુધીની છે. એક વાણી મંગાવો તેમાં બે જણા ઘણી મઝેની રીતે ખાઈ શકે છે અને લોકો તેમજ કરે છે જેથી ત્રણ ચાર તેવાં જુદી જુદી જાતનાં પકવાનો તેઓ લઇ શકે છે, નહી તો એક જણને તે ખાવાને ઘણું થવા ઉપ્રાંત પૈસા પણ ઘણા બેસે છે. એ જગ્યાપર આબરૂદાર લોકો આવે છે, પણ એનેથી એક મૈલ દુર બ્રાઇટન કરીને બીજી એવી હવા ખાવાની જગ્યા આવેલી છે ત્યાં જરા ઉતરતું લોક જાય છે અને વળી તેનેથી એક મૈલ દુર વેસ્ટ બ્રાઇટન કરીને ત્રીજી જગ્યા છે ત્યા ઘણાં ગરીબ તથા હલકા માણસો જાય છે અને ખાનુંપીનું તેજ મુજબનુ મળે છે. એ બધી જગ્યાઓપર નાહાવાની કોઠડીઓ તથા ફરવાના બાગો, વાજાંઓ, આતશબાજીઓ તથા રોશની રોજ રાત રાતના થાય છે. એ રોશની ઘણી શોભાયમાન રીતે ગોઠવેલીં તથા બીન ગણત્રીની કરે છે, તેથી રાતે દેખાવ ઘણો સરસ મૈલો સુધી દુરથી લાગે છે ન્યુયોર્કમા હમણાં ગરમીની મોસમ છે, અને ત્યાં ગરમી સખ્ત પડે છે. કોઇ વખ્તે તો ૧૦૦ ડીગ્રીની ઉપરબી પારો છાયડામાં જાય છે તેથી લોક ઈહાં સાંજનાં ફરવા નિકળી પડે છે, અને હોટલોમા તથા નાના બંગલાઓમાં આવીને વસે છે. એવી હવા ખાવાની જગ્યા કાંઇ સખ્યાબંધ ન્યુયોર્કની અડોશપડોશમાં

રાખેલી અને ત્યાં લખો લોકો રોજ આવજાવ કરે છે, આ ગરમીના દિવસોમાં રહે છે. એ સઘળું જોઈને આવતાં અમોને રાતના બાર વાગ્યા હતા અને જેમ ગયા તેમજ આગગાડી તથા સ્ટીમરને માર્ગે પાછા આવ્યા હતા. એ રીડજથી આગની ગાડી જે "મેનહેટન બીચ" સુધી જાય છે, તેની ગાડીઓ મુંબઇની ટ્રામની ગાડીઓને મળતી પણ મોટી હોય છે અને તેમા બેઠાથી ખુલ્લી હોવાને લીધે આસપાસનો દેખાવ મઝેથી જોવાઇ શકાય છે તેની બેઠકો પાટીયાની શોભઇતી કીધેલી છે. અમેરિકામા પેહેલા તથા બીજા વર્ગની ગાડીઓ રાખતા નથી પણ બધા જણા એકજ જાતની તથા ભાવની ગાડીઓમાં બેસે છે, પણ "પુલમેન્સકાર" જેમાં મખમલની ખુરસી તથા કાચોની બેઠક હોય છે ને ઘણી શણગારેલી હોય છે તેમાં ટીકીટના પૈસા ઉપ્રાંત વધુ દામ લઇને બેસાડે છે. રૈયતનુ રાજ ઇંહા હોવાથી પેહેલો તથા બીજો વર્ગ કોઇથી બોલાતું નથી પણ બધા સરખા ગણાય છે. તેઓને મન સમજાવા સારૂ સારા આબરૂદાર લોકોને જુદા બેસવાની ઉપર મુજબ તાલ કીધી છે "મેનહેટન બીચ" ની હવા ઘણી મઝેની ને ઠંડી હતી ને ન્યુયોર્કને એની વચમાં ૧૦ ડીગ્રી હવાનો ફરક રેહે છે.

**તા૦ ૮ મી આગસ્ત સને ૧૮૮૭**—આજે સવારથી ઇંહાંની એલીવેટેડ રેલવે (Elevated Railway) માં બેસીને શેહેર જોતા ઇંહાંનાં વખણાયલાં સેનટ્રલ પાર્કમાં ગયા હતા. એ એલીવેટેડ રેલવે રસ્તાઓ પર ઊચા એક માળ જેટલા થામળાઓ કરીને તે ઉપર બાંધેલી છે જેની અંદર લોકો શેહેરનાં બધા ભાગોમાં (લંડનના રસ્તા નિચેની રેલવેની માફક) જાવઆવ કરી શકે છે. તમો ગમે ત્યાં જાવો તેનું પાંચ સેંટ ભાડું લીયે છે, પછી ગમે તો ૦ મૈલ યા પાંચ મૈલ સઘળો એકજ ભાવ રાખ્યો છે વળી જયાંથી તમો બેસો તેજ સ્ટેશન પર પ્લાટફાર્મ પર જતાં દરવાજાની બાજુ પર એક કાચની પેટી હોય છે તેમાં તે ટીકીટ નાંખો ને પછી પ્લાટફાર્મ પર જાવો ને

તે ટીકીટ નાંખે છે તે જોવા સારૂ એક માણસ જાથુક ત્યાં બેસી રેહે છે. એથી કરી વખ્તનો બચાવ ઘણો થાય છે ને લોકોની અગવડ પણ મટી જાય છે. જો દરેક જણની ટીકીટ ગાડીમાંથી ઉતરતી વખ્તે લીયે ને કયાં સ્ટેશનની છે તે તપાસે તો હજારો માણસ આવજાવ કરે તેથી વખ્ત ઘણો નિકળી જાય પણ એકજ ભાવ રાખવાથી ટીકીટ બેસતી વખ્તેજ પેટીમાં નાંખે એટલે પછી કીટકીટ ઓછી થાય છે. આગની ગાડી દર ત્રણ મીનીટે આવ્યા કરે છે અને તેમાં ચારેક ગાડીઓ જોડેલી હોય છે જેઓની વચમે ગેયાલરી હોવાથી તેમાં એક નાકેથી બીજે નાકે સુધી જવાઇ શકાય છે. દર બે ગાડીની વચમેની ગેલરીપર એક ગાર્ડ ઉભો રેહે છે જે સ્ટેશનો આવે છે ત્યારે તેનું નામ પોકારે છે અને લોક જેવું ઉતર્યું કે દોરી તાણી ઇનજીનવાળાને ચેતાવવાથી ગાડી ચલાવે છે ગાડીમાં મઝેની બેઠકો ફરાગાતની કીધેલી છે અને દરેક ટ્રેનમાં ૨૦૦ ઉતારૂઓ બેસી શકે છે. એવી ચાર જુદી જુદી કંપનીઓની લાઇનો જુદા જુદા લત્તાઓ તથા મોહોલાઓમાં ફરે છે અને તેમાં લખો માણસોની આજાવ થાય છે. એ "એલીવેટેડ રેલવે" થી રસ્તાઓનો છોક બિગડી ગયો છે. કોઈ રેલવે રસ્તાની બેઉ બાજુપરથી અને કોઇ રસ્તાની વચ્ચેથી થાંભળાંઓ ઉપર બાંધેલી જેથી દુકાનવાળાઓને હવા તથા અજવાળાંની બાબદ અડચણ પડે છે અને રસ્તામાં નિચે ઉભા રહીને જોઇયે છીયે તો બધા થાંભળાંઓ દેખાય છે. આગગાડીની હેઠાંણમાં ટ્રામની ગાડીઓ ચાલે છે. અને તેની આસપાસ ગાડી ઘોડા જવાના રસ્તાઓ છે અને વળી મોટા ફુટ પાટો છે તે જુદા. "એલીવેટેડ રેલવે" માંથી આપણે બેઠા બેઠા લોકોના ઘરોનાં પેહેલે માળના ઓરડાઓ સઘળું જોઇ શકીયે છીયે તેથી તે રેહેનારાઓ ઘણુંખરા બારીઓપર પરદા રાખે છે જેઓની બારી ઊઘાડી હોય છે તેઓના ઓરડાઓ અંદરથી બરાબર દીસે છે. અમો સેનટ્રલપાર્કમા ગયા ને ત્યા એ પાર્કને લગતી ઘોડાની ગાડીઓ ફરે છે તેમાં બેસીને બધા પાર્કમાં ફરી આવ્યા હતા એ ગાડી મોટી બ્રેક (Break) છે ને તેમા ૧૨) જણા એક વખ્તે બેસી શકે છે

જેઓ પાસેથી બધે ફરી આવવાના ૨૫) સેંટ ભાડું લીગે છે બેસતી વખ્તે એક ટીકીટ આપે છે જે ઉપર પાર્કમાની જોવાલાયક જગાનાં નામો લખેલાં હોય છે તેથી તમો જ્યા ગમે ત્યા ગાડીમાથી ઉતરી તે જગ્યા જોવો ને બીજી ગાડી આવે તેમા પાછા તેજ ટીકીટથી બેસીને બીજી જગ્યાપર જવો એમ જ્યા સુધી બધી જગ્યા જોવો ત્યાં સુધી ફરવાની છુટ છે, પણ એક વખ્ત બધે ફરી જ્યાથી ઉપડયા ત્યાં પાછા આવો કે ટીકીટ લઇ મુકે છે એવડી વખત એક જગ્યાપર નહી જવો તે સારૂં જ્યા ઉતરવાની જગ્યા આવે છે ત્યા એક માણુસ ઉભેલું હોય છે તે સઘળાઓની ટીકીટપર તે જગ્યાનું નામ હોય છે તે ભાગ કાપી નાંખે છે કે તરત માલમ પડે કે તે ટીકીટવાળો એ જગાપર આવી ગયલો છે, પછી તમારે ગમે તો ત્યા ઉતરો યા નહીં તે તમારી ખુશીપર રેહે છે. એવી ગાડીઓ દર પાંચ મીનીટે પાર્કમાં આખો વખ્ત દોડયા કરે છે તેથી જોવા આવનારાઓને સવળ પડે છે

આ સેનટ્રલ પાર્કની બાહેર બીજી ભાડુતી ગાડીવાલાઓ ઉભા રહે છે તેઓ અણજાના શખ્સોને ચાર ડાલર લઇને પાર્કમાં ફેરવી લાવે છે અને જોવાલાયક જગ્યાપર ઉતારતા પણ નથી. તેથી ઉપલી પાર્કની ગાડીમાંની સવળતા સસતી પડે છે અમારી પાસે પણ ભાડુતી ગાડીવાળાએ ઉપલો ભાવ માગ્યો હતો, પણ અમો પાર્કની ગાડીમાં બેસવાના છીયે કરી કહ્યુ ત્યારે ભાડાંનો ભાવ ઓસારીને ચારપરથી બે અને પછી એક ડાલરપર આવ્યો હતો પણ અમો ગાઇડ બુકપરથી જાણતા હતા કે એ ગાડી લીધામાં ફાયદો નથી તેથી ના પાડી પાર્કની ગાડીમાંજ બેસીને બધે ફરી આવ્યા હતા. એ પાર્ક ઘણો મોટો છે અને તે ૮૪૦ એકર જગ્યા રોકે છે અને તેમાં પાંચ લાખ ઉપર મોટાં ઝાડો રોપીને તથા ઘાસનાં લોન્સો, ફુલના કયારાઓ, મોટા સરોવરો, પુલો, રોક વર્કસો, ગુફાઓ, ફુવારાઓ, પુતળાંઓ, આરબરો, (arbour) તેરેસીસીસો (Terrace) થી શણગારીને ઘણોજ રળીયામણો

બનાવેલો છે. લોકોને બેસવા સારૂ ૧૦૦૦૦ માણસો બેસે એટલી બેઠકો છુટી છુટી કીધેલી છે. એની અંદર લંડનનાં હાઇડ પાર્કની માફક લોક ગાડી ઘોડા-માં ફરવા નિકળે છે તે વખ્તે ગાડી ચલાવવાની જગ્યા મળતી નથી એટલી ગીરદી થાય છે એમાં નવ માઇલ જેટલા ૪૫ થી ૬૦ ફીટ પોહોળા રસ્તાઓ, ગાડી ઘોડાના રોટન રો દાખલના પાંચ માઇલના અને પગે ફરવા સારૂં ૨૮ માઇલના રસ્તાઓ ઝાડપાનોની વચમાંથી કીધેલા છે ને તે સઘળા ઘણી સારી હાલતમાં રાખેલા છે. જેઓને ઇંહાંના પૈસાદાર લોક તથા સારા ગાડી ઘોડા જોવા હોય તો ઇહાં સાંજનાં ફરવા જવું જોઇયે. એ પાર્કમાં ૪૮ પુલો છે જેમાના ૧૨ પુલો જાહેર રસ્તાની સાથે તેને જોડે છે જેઓની સરાસરી લંબાઇ દર પુલની ૧૧૯ ફીટની છે અને પોહોળાઇ ૪૦ ફીટની છે. એ પાર્કમાં મોલ (Mall) કરીને જગ્યા છે ત્યાં વાજું દર આતવારે વાગે છે. જીવતા જાનવરોનો સંગ્રહ ઇંહાં સારો કીધેલો છે તે ઉપરાંત રીફ્રેશમેન્ટના રેસ્ટરાઓ પણ છે જેમાં "કસીનો" કરીને છે તે સૌઉથી મોહું છે જેની અંદર પુતળાંઓ તથા ચીત્રો ગોઠવેલાં છે. અમો પાર્કની ગાડીમાં બેઠેલા ફરતા ફરતા "મ્યુઝીયમ ઓવ નેચરલ હીસ્ટરી"વાળી ઈમારત પર ઉતર્યા હતા. એની ઇમારત પાર્કની બહાર રસ્તાને બીજી બાજુપર આવેલી છે ને મજાની કુસાદે ચાર મજલાની રોણકદાર બાંધેલી છે તેમાં મુવેલાં જાનવરોનો સગ્રહ ઘણો સારો કીધેલો છે, પણ અલબતાં લડનનાં એવાં મયુઝીયમની બરાબર નહી આવે. એમાં થોડાંએક હમારાં નહી જોવામાં આવેલા જાનવરો જોવામાં આવ્યાં હતાં જેમાં બ્રાન્ઝ ધાતુના રગની ઘણાં મોટાં કદની તરકી મેકસીકોનાં જંગલમાંની હતી જેના પીછાં સોનાંની માફક રંગ બેરંગી રંગથી ચળકતાં હતાં. પાર્ટરીડજો (Partridge) ઘણી જાતનાં હતાં તેમાં કોઈનાં માથાપર એક લાંબું સલી જેવું પીછ ઉભું ને ચાંચ તરફ ઉપરથી વળેલું, કોઇનાપર તેવા બે પીછાં માથાની બેઉ બાજુપર લાબાં લટકતાં કોઇનાં [illegible]લાજ એવી રીતના હતા એક પંખેરૂ ઘણાજ સરસ લીલા ચળકતા [illegible]તુ હતુ જેનાં માથાપરની તોપ તથા મોઢા પરના પીછો એવાં તો

હતાં કે તેની ચાંચ તથા મોહું જાણે હીંગેજ નહી. બર્ડ ઓવ પેરેડા-ઇઝ જાનવર અત્યાર સુધી અમે એકજ જાતનુ પીલા બદનવાળું જોયું હતું પણ ઈહિાં તો એક ડજન જુદી જુદી જાતના એ ખુબસુરત પં-ખેરાં હતાં. કોઇના રંગ તદ્દન લીલા ને લાલ પાખ ને પુછડુ સફેદ, કોઇનું ગોલાબી બદન, સફેદ પાંખ ને કાલું પુછડુ એવા જુદા જુદા રંગના તથા માથાંપર તોપવાળાંબી હતાં એઓના ખુબસુરત દેખાવની અમો તારીફ કરી શકતા નથી. કોઇ પખેરા જાણે કાલી ચળકતી મ-ખમલનાં હોય તેવાં હતાં, કોઇ પતલાં સલી જેવાં લાબાં પીછથી ભરી નાંખેલાં હોય તેવા તરેહ તરેહના આકારોથી વળેલા પીછાના રંગીન હતાં. એક વાંદરો (Probosces Monkey) હતો તેનું નાક ત્રણ ઈંચ લાંબું, સીધું બાહાર નિકળેલું હતું. મેસ્ટોડન ના-મનાં અસલી વખતના રાક્ષસી જાનવરોના હાડપંજરબી જોવાલાયક રાખેલાં છે તેમાં હાથ્થીને મળતાં જાનવરોના દાંત તથા દાઢ એવા અ-ણીદાર હતાં કે જેથી તેઓ ઝાડની ડાખલીઓ ભાજી શકતા એમ કહે છે. હમણાંના હાથીની દાઢ તો ચપતી સપાટ આવે છે તેથી મે-સ્ટોડન દાંતના ફરકથી પરખાય છે. તેઓના આગલા દાત સાત ફીટ જેટલા મોટા હતા. એ જાનવર ૧૮ ફીટ લબાઈમા ને ૮॥ ફીટ ઉંચાઇનુ ઈહા મુકે-લું છે. એક હરણ (Sargu Antelope) નું નાક સુઢના જેવું વાંકુ આસરે ૬ ઇંચ જેટલું નીચે વળી ગયલુ હતુ. એવા બીજાં ઘણાં જોવાલાયક નવાં જાનવરો હતા. એ જાનવરો ઉપરાત ઇજીપશીયન તથા અમેરિકાના પીરૂવીયન તથા બીજા અસલી લોકોની મમીસો પણ ઘણી હતી તેમાં ઓરીગાન (Oregon) તરફના લોકોમાં માટી બઇએર તથા છોકરૂં મળી ત્રણ જણને એકજ કપડામાં લપેટી મમીસ બનાવેલાંના નમુનાઓ હતા ઇજીપટની મમીસો હમેશા દરેક જણની છુટી આવે છે પણ ઈહાંતો ત્રણ મુડદાંને સાથે મમીસ કીધેલાં હતાં. માછલીઓ, સાંપો તથા બીજાં જાનવરોનાં, જગલી માણસોના (તેમાં અમેરિકાને લગતા ઇન્ડીયન્મોનો મોટો ભાગ) ને લગતા પેહેરવાસો, હથિયારો, કેનોસો (બોટો), તેઓનાં દેવોનાં પુતળાંઓ અસલનાં દટાયલાં લોકોની ઘોરોમાંથી મળેલા સોના રૂપાંના વાસણો

તથા જણસો, મોઢાંપર પેહેરવાના બુરખાઓ (Masks) ઇત્યાદીનો; રોમન તથા ગ્રીક વખ્તનાં વાસણો, અસલના પથરનાં હથિયારોનો સંગ્રહ સારો કીધેલો હતો. એ મ્યુઝીયમપર વરસ દાહાડે ૨૫૦૦૦ ડાલરનો ખરચ છે જેમાં ૧૫૦૦૦ સરકાર આપે છે બાકી ઉઘરાણામાંથી તથા મેમબરોની ફીમાંથી પુરા કરે છે. એ સઘળું જોઇને પાર્કની ગાડીમાં પાછા બેસીને કેસીનોમાં ગયા હતા. ત્યાં રીફ્રેશમેન્ટ લઇને પછી પાછા બીજી ગાડીમાં બેસીને મ્યુઝીયમ ઓવ આર્ટ જે એ પાર્કની અંદરજ છે તે જોવા ઉતર્યા હતા. એને મેટ્રોપોલીટન મ્યુઝીયમ ઓવ આર્ટ કેહે છે. એની ઇમારતબી ઘણી સારી છે અને તે પર સરકારે પાંચ લાખ ડાલર (૧૫૦૦૦૦ લાખ રૂપીયા) ખરચ્યા છે. એ સને ૧૮૬૯ માં પેહેલી ઊભી કીધી છે તેથી જો કે પોતાના બચપણમાં છે તોબી સગ્રહ ઘણો સારો પુતળાંઓ તથા ચીત્રો તથા આર્ટને લગતી બનાવટોનો હમણાનો તથા અસલી વખ્તનાનો કીધેલો છે. એમાં આપણા ઈરાંનને લગતાં પુરાતમાં કોતરકામો તથા તખ્તીઓબી રાખેલી છે. મ્યુઝીયમનો મોટો ભાગ સાઇપ્રસ (Cyprus) ની અસલી ચીજોને લગતો છે જે યુનાઇટેડ સ્ટેટસનો ત્યાંનો એલચી જનરલ ડી કેસનોલા (de Cesnola) ત્યાં હતો ત્યારે જમીનો તથા ઘરો ખોદીને કીધો હતો અને ૩૦૦૦૦ જણસો ત્યાંથી ઇંહાં લાવી પોતે આપી દીધી છે. એમાં અસલી બીલોરકામ, સોના રૂપાની જણસો, વાસીસો, કુંજાઓ, બરણીઓ ઈત્યાદી ચીજો જમીનમાંથી દટાયલી યા ઘોરોમાં મુકેલી ખણી કાહડેલી મુકી છે. એ ઊપ્રાત અસલી અમેરિકાના રેહેવાસીનો લગતી તથા યુરોપ અને અમેરિકાની બનાવતોનો સંગ્રહ સારોકીધેલો છે. ચીત્રો પણ અમેરિકન તથા યુરોપીયન ચીતારાઓને હાથના પાંચ સાત ઓરડાઓ ભરીને સંગ્રહ કીધેલો છે, તેમાંના કોઇ કોઈ ઘણા જોવાલાયક છે. એ સઘળુ જોઈને પાર્કની ગાડીમાં પાછા બેસીને અસલ જ્યાથી નીકળ્યા હતા ત્યાં આવ્યા હતા. સાંજનાં ન્યુયોર્કની સામે (Staten Island) સ્ટેટન આયલંડ કરીને બારાંની પેલીગમ ટાપ છે ત્યા સ્ટીમરમા બેસીને ગયા હતા જ્યા રાતના (Fall of

Babylon) "બેબીલોન શેહેરનું જીતવું" એવો નાટક તથા દેખાવ બતાવેલો જોયો હતો. એ નાટક સારૂ ખુલ્લાં મેદાનમાં મોટો ગંજાવર તખ્તો આસરે ૪૦૦ ફીટની પોહોળાઈનો કીમેલો છે અને તે ઉપર લાકડાંની બનાવતનું બેબીલોન શેહેર પાડેલુ છે, જેમા અસલનાં એ વખણાયલાં શેહેરનાં દેહેડાઓ, મીનારાઓ, મેહેલો તથા હેંગીંગ ગાર્ડન્સોનો દેખાવ ઘણો સરસ કીધો હતો. એ શેહેર આપણા ઇરાનના અસલી રાજા સાઈરસે જીત્યું હતું, તે બધી વિગત કરી બતાવી હતી જે સારૂ લશ્કર તથા રહેવાસીઓ દાખલ ૧૦૦૦ માણસ તે તખ્તા ઉપર નાટક ભજી બતાવતું હતુ અને બેલેટ થયો હતો તે આખા તખ્તાની પોહોળાઈ સુધીનો નાચ કરતી ઓરત તથા મરદોથી ભરી નાખયો હતો અને તેઓનો પોશાક તરેહવાર ચઢ ઉતર રંગનો હોવાથી તેઓ નાચતી વખ્તે એકએકમાં ભેલાઈ જઇ જુદી જુદી ધપ અને આકારોમાં ઉભા રહેવાથી દેખાવ ઘણો સારો લાગતો હતો. અમે-રિકનો બધું ગંજાવર કરે છે, અને બોલે છે તેમ આએ બેલેટ પણ ગંજાવર હતો. એટલો મોટો નાટકનો તખ્તો તથા નાચનાર બીજે કેથે અમે જોયા નથી. એ લોકોના કપડાંઓપર ફકત એક લાખ અને બીજી બધી બનાવત તથા પરદાઓપર મળીને પાચ લાખ ડાલર (યાને ૧૫ લાખ રૂપિયા) નો ખરચ કીધો છે, એમ તેનો ધણી છપાવે છે અને થયોબી હોય તેમાં નવાઇ નથી, અને એવા ખરચનો બદલોબી સારો વલતો હશે કારણકે રવીવાર સિવાય દરરોજ એનો એજ નાટક આજે મહિનાઓ થયા ચાલુ છે તોબી આજે ઓછાંમાં ઓછા ૧૦૦૦૦ ઉપર જોનારાંઓ હાજર હતાં, અને ટીકીટની ૦ાા ડાલરની કિમત છે તે મુજબ ૭૫૦૦૦ ડાલરની આવક રોજ એના ધણીને થતી હશે છેલ્લે સાઈરસે શેહેર જીત્યું ત્યારે તેમાં આગ લાગી હતી તેનો દેખાવ ઘણો અચ્છો કરી બતાવ્યો હતો, તેમાં અંદર મોટાં બળતાઓ તથા બપો-રીયાઓ કરીને જાણે ખરેખર આગ લાગી હોય તેમ કીધું હતું, અને ઘરો બળીને પડી જતાં હોય અને થાભળાઓ તથા દેવાળ ઉભી રહે તેમ સઘળો દેખાવ આબેહુબ કીધો હતો અને સઘળી રીતે તે

જોવાલાયક હતું. અમો તે જોઈને ૧૦ વાગે પાછા સ્ટીમરમાં નિકળ્યા હતા તે વખ્તે એ ટાપુની સામેની બાજુપર મેનહેટન તથા બ્રાઇટન-વાળી હવા ખાવાની જગ્યાનો દેખાવ તેની ઉપરની વગર ગણત્રીની રોશનીથી ઘણો જોવાલાયક લાગતો હતો, અને જાણે એક મોટાં શેહેરમાં રોશની કીધી હોય તેવું તેના ત્રણ માઇલના બતીથી ભારી નાખેલા કિનારાથી લાગતું હતું.

**તા૦ ૯ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે બપોર સુધી ન્યુયોર્ક શેહેરના જુદા જુદા મોહોલાઓમાં ફર્યા હતા. એ શેહેર એક ટાપુ જેવું છે, તેની બે બાજુપર ઉગમને ઇસ્ટ રીવર તથા આઠમણે હડસન રીવર અને દક્ષિણે દરિયાનો અખાત (Bay) આવેલોછે તે લંબાઈમાં ઘણામાંઘણું ૧૬ માઈલ અને પોહોળાઇમાં ઘણામાંઘણું ૪૫ માઈલ છે પણ ઘણી ગમથી સાંકડું થયું છે. એના બધા મળી ૪૧॥ ચોરસમાઇલ જગ્યા યાને ૨૬૫૦૦ એકર છે. આટલું નાનું છતાં એની વસ્તી હમણા નજદીક ૧૫ લાખ માણસોની કેહેવાય છે, અને જો નદીને બીજે કાઠેની વસ્તીઓ બ્રુકલીન તથા જરસી શેહેરોની તથા પરાંઓની ગણીયે તો ૨૫ થી ૩૦ લાખની ગણી શકાય એવી મોટી વસ્તી એ શેહેરની છે. જગ્યા ઘણી થોડી હોવાથી ઘરો ઘણા મજલાનાં ઉંચાં બાંધવાં પડે છે, કોઈ કોઈ જગ્યાનાં ઘરો તો બાર માલ સુધીના છે ન્યુયોર્કનું અસલ શેહેર (ઇંગ્રેજોના હાથમાં હતું તે વખ્તે) નદીની તરફથી વસેલું હતું તેથી તેના મોહોલા આડા અટાડા તથા નામ સાથના છે. ત્યાર પછી પ્રજાસ્તાક રાજ થયુ તે વખતથી મોહોલાઓનાં નામ આપ્યાં નથી પણ નંબરો કીધાં છે ને મોહોલાઓ સરખા વેંહેચીને બાંધ્યા છે. ઉતરથી દક્ષિણ સુધીના સલગ મોહોલાઓને (Avenues) એવીન્યુસ કરી કહે છે તેવા ૧૨) એવીન્યુસો લંબાઈમા છે આઠમણ અને ઉગમણની વચમા ઊભા યાને એવીન્યુસોથી આડા મોહોલાઓ ટપે ટપે કીધા છે તેને (Street) મોહોલાના નામથી ઓળખે છે. હવે કોઇનું ઘર શો-

ધર્યું હોય તો વિચારો કે અમારૂં હોટલ જે પાંચમા એવીન્યુ અને પચીશમાં આથમણુ બાજુના મોહોલામા છે તે પ્રમાણે પાંચમાં એવી-ન્યુવાળા રસ્તાપર આવ્યા કે બટીના ફાણુગો ઉપર નંબરો મારેલા હોય છે તેથી જ્યારે ૨૫) મા મોહોલાપર આવ્યા કે આથમણુ બાજુપર વળ્યા કે હોટલવાળો મોહોલો આવે છે પછી ઘરોનાં નંબર મુજબ તે શોધી કાહાડવુ સેહેલ પડે છે. એ બધા મોહોલાઓમાં સોથી સરસ અને મોટો મોહોલો બ્રાડવે (Broadway) કરીને છે જે સાઉથ ઈસ્ટથી નોર્થ વેસ્ટ તરફ બધાં એવીન્યુઓને આડકટે કાપતો જાય છે. એ ઉપર મુજબ ઉતરથી દક્ષીણ સુધીના લાંબા એવીન્યુઓ ૧૨ છે અને ઉગમણથી આથમણ સુધીના મોહોલાઓ ઘણા છે. અમો એ ૧૪૦ નંબર સુધી સાંભળ્યા છે પણ તેથીબી વધારે હશે તે અમને ખબર નથી એ નવા શેહેરની આસપાસ જુના શેહેરના ભાગો નદી કિનારે આવેલા છે તેઓને જુની દુનિયાના ભાગની માફક નામો આ-પેલાં અસલનાં છે તેજ રહેવા દીધાં છે ઈંહાની ઈમારતો ઘણી ખરી મોટી અને ઊંચી છે અને તેમાં ટપ્પે ટપ્પે વારા ફરતી ઘણી ગંજા-વર ઇમારતો આખા મોહોલા જેટલી મોટીબી છે અને જુદી જુદી ઢપની મજેની બાંધેલી છે. આવાં ગંજાવર ઘરો બીજાં કોઈ પણ શેહે-રમાં (લંડન સિવાય) આટલા જથ્થામા હશે નહી ઘરોની બાંધણીમા આગળા ભાગપર માળો સુધાં થાંભળા દેખઇતા જાત જાતની ઢપના રાખ્યા છે અને તેઓની વચમાં બારીઓ આખા કાચની તથા કોઈ કોઈ ઘરની તેવી બારીઓને ફરતી ફુલની યા બીજી તરેહની ન-કશી તથા બાહારથી લટકતી બારીઓ આગળ નાની લોખંડ-ની ગેલરીઓ ધરો હોવાથી ઘણાં શોભે છે. ઈંહાંની કોઈ કોઇ ઈમા-રતો એવી મોટી છે કે તેમા (જેમ કે સાઇરસ ફીલ્ડ નામની ઇમારત-માં) બે હજાર હાશીસો રહે છે અને ભાડાઓ પણ અમે આગળ પાં-ચમા એવીન્યુ હોટલ વિષે લખ્યું છે તેમ ઘણા મોટાં તેવી ઈમારતોના ઉપજે છે. ઉપલી સાઇરસ ફીલ્ડ ઈમારતના બાર માળ છે, અને દુર-થી જાણે ગંજાવર કિલ્લો ઊહાવ્યો હોય તેવી લાગે છે. કોઈ કોઈ ઈ-

મારતો (તેમાં વીમાની કુંપનીઓની ખસુસને) સંગેમરમરની ચાર પાંચ માળની બાંધેલી છે જેનો દેખાવ રાતના રોશનીની વખતે બાહારથી ઘણો સરસ લાગે છે. એવાં ઊંચા ઘરોપર આગની વખતે નાસી જવા સારૂ બધા માળોની બારીપરથી એક લાબી સાંકડી લોખંડની સીડીઓ ઉપરથી હેઠે સુધીની રાખે છે કે આગની વખતે છેક ઉપરના માળો-પર રહેનારાઓ જો નીચેના માળો પર આગ લાગી હોય અને દાદરોપરથી નીચે અવાઇ નહીં શકાય તો તે રસ્તે રસ્તાપર ઊતરી જાય. એવી સીડીઓ છેક ઘરમાં મથાળેથી પેહેલા માળ સુધી જડી લીયે છે બાકીની વાલીને ઉપરજ રાખે છે જે ગરજની વખતે નીચે ઉતારી દે છે. ઉપર રાખવાનું કારણ અમો ધારીયે છીયે કે ચોરોને બાહારથી માળપર જવાનું સવલ નહીં પડે અને વળી રસ્તા-ના રાહાદારીઓનેબી અડચણ થાય નહીં. ઈહાંની ઇમારતોનો મોટો ભાગ ઇટ તથા ચુનાની બાંધણીનો છે જેઓની ઈંટોની સાંધમાં સીમેટ ભરીને બાહારથી ઈંટ દેખાઇની વગર કફલાતે રાખે છે તેથી ઘરોનો દેખાવ લાલ દીસે છે. એ ઇટોની એક બાજુ બના-વતી વખતેજ સફાઇ રાખે છે જે બાહારના દીસતા દેખાવના ભાગમાં મુકવાથી સફાઇદાર દેવાલો દેખાય છે અને કફલાતનો ખરચ બચી જાય છે. વળી બીજી ઘણી ઇમારતો જેમાંનો મોટો ભાગ ગંજાવર ઇમાર-તોનો છે તે ગ્રેનાઇટના સફેદ યા જરા પીળા રંગના પથ્થરની છે તે સારી શોભે છે અને આસરે એકસો ઇમારતો સંગેમરમરના પથ્થરની બાંધેલીઓ હશે. ઘરોના ભાડાંઓ બીજી સઘળી ચીજોની મફક ઇહાં ઘણા મોઘા છે તેથી આખા ઘરોમાં સારા મોહોલાઓમાં પૈસાદાર લો-કોને પણ રહેવાનું પરવડતું નથી. હમણા જે ઘરો બંધાય છે તેના માળો એવી રીતે બાંધે છે કે દર માળપર એક કુટુંબ વગર અડચણે જાણે અલાહેદ રહેતું હોય તેમ રહી શકે છે. એવા માળોપરના એક કુટુંબના ઓરડાઓનુ ભાડુ ઓછામાં ઓછું વરસ દહાડે ડાલર ૬૦૦ (આજના વટાવ મુજબ રૂ૧૮૦૦) ને કોઇ કોઈના ૭૦૦૦ ડાલર યાને રૂ૨૧૦૦૦ સુધી લે છે ઘણા સરસ મોહોલાઓના ઘરના ભાગો ૧૦૦૦

ડાલરની હેડે મળી શકતા નથી. એ ઓરડાઓમાં એક સુવાનો તથા ડ્રેસીંગરૂમ ઉપ્રાંત એક ગલાહેદો નાનો હોલ મળે છે જ્યાં પોતાના પરોણાઓને મળી શકે છે. ઘણા મોટા ભાડાવાળા ઓરડાઓ ઘણા ચ-રસ શણગારેલા રાખે છે તેના ઘરોમા ઘરધણીને દસાબે એલીવેટરો (elevators) માલ ઉપર લાવ લઈજાવ કરતા રાખે છે અને આવનાર પુરૂશને જવાબ આપવા સારૂ એક માણુસ પણ રાખે છે જે મળવા આવનાર ધણીનાં નામો એક નલીથી જેને મળવા આવ્યા હોય તેને જણાવે છે ને પેલાને અંદર દાખલ કરી એલીવેટરથી જે માળપર મો-કલાવાનો હોય છે ત્યાં ઉતારે છે કે ઓરડા રાખનાર ધણી અંદર બેઠો બેઠો એક ચાંપ દાબે છે કે બાહારનુ તેનું બારણું પોતાની મેળે ઉ-ઘડી પેલા પરોણાને અંદર દાખલ કરે છે જેથી બારણું ઉઘાડનાર માણસોનો બચાવ થાય છે. એ ઓરડાઓમાં રહેનારાઓ ઘરમાં રાંધી ખાતા નથી પણ રેસટરાંઓમાં ખાય છે જે કારણને લીધે ઘણાં રેસટ-રાંઓ ઊભાઇ જાય છે અને દરેક મોહોલામાં દશ પંદર રેસટરાંઓ હોય છે. ન્યુયાર્ક શેહેરમાં છેલ્લી ગણત્રી મુજબ ૧૦૧૭૩૫ નાના મોટા ઘરો, વખારો, આપીસો ઈત્યાદી મળીને છે જેમા લોકોને રહેવા દાખલ ૭૭૨૩૫ આપીસો અને વેપારને લગતા ૨૪૫૦૦ ઘરો છે જેમાંના ૮૨૫૧ ઘરો ચાર માળની ઉપરના છે. એ બધાં ઘરોમાં ૩૦૪૯૮ ઘ-રોમાં એક એક કુટુંબ અને ૯૮૭૮ ઘરોમાં એકથી વધુ કુટુંબ રહે છે. ૫૬૯૫૭ કુટુંબો એક એક છુટા માળ ઉપર અને ૧૯૯૦૯ એક મા-ળપર એકથી વધારે કુટુંબો રહે છે. એ બધી ઇમારતોની તપાસ સારૂં આગનું ખાતું રાખેલું છે તે ઉપર વરસ દહાડે સતર લાખ ડાલર ખર-ચ બેસે છે તે સારૂં ૮૪ સ્ટીમર ફાયર એનજીનો, બે તરતાં એનજીનો, અને ૭૧ ગાડી નલીઓ સારૂં રાખેલી છે અને ૧૧૩૯ માણસોને તે સારૂં જાથુક પગારદાર રાખી મુકે છે તથા ૭૩ છુટાં છુટાં ઘરો જુદા જુદા લતા-ઓપર એ બુંબાઓ રાખવા રાખેલાં છે. એ બધા ઉપર ત્રણ સુપ્રીનટેન-ડંટસો ૫૦૦૦ ડાલરનાં વરસાણુના રાખેલા છે. આટલી તપાસ છતાબી આ-ગોથી ઘણું મોહ્‌ટું નુકશાન થાય છે. સને ૧૮૮૫ ના સાલમાં આખે શેહે

૨માં ૨૪૭૯ આગો લાગી હતી અને તેથી ૩૮ લાખ ડાલરનું નુકશાન થયું હતું. આએ શેહેરનાં ઘરો તથા મોહોલાઓ મોટા અને કુસાદે છે તોપણ તેના રસ્તાઓ ઘણાજ ખરાબ હાલતમાં ર.ખેલા છે એવા ખરાબ રસ્તા અમે મોટાં શેહેરોમાં બીજે કેથે જોયા નથી. રસ્તાઓ પથ્થરથી મઢી લીધા છે પણ તેઓની અઠોઅઠ સાંધ મેળવીને નહીં કીધાથી તેઓની વચમાંનું સીમેંટ યા મટોડું ધોવાઈ ગયું છે તેથી પથરા છુટા છુટા થઈને વચમાં ખાંચા પડી ગયા છે, અને વળી કેટલી ગમતો મોટા ખાડાઓ પણ પડયા છે જે ઉપર અમોને પગે ચાલવાની અડચણ ઘણી પડે છે અને જોયા વગર ચાલીયે તો પગ ખચીત જોખમાયા વગર રહે નહીં ને ઈહાંના ગાડી ઘોડાઓ કેમ ચાલતા હશે તે સમજી શકતા નથી.

વળી રસ્તાઓ આવા ખરાબ (સૌથી સરસ મોહોલાના રસ્તાબી એવાજ છે) અને તેમાં વળી એલીવેટેડ રેલવેના થામળાઓ તથા ટ્રામ ગાડીના પાતાઓથી બહુ અડચણ થવી જોઈએ. રસ્તાઓ ઘણાખરા વધારે પોહોળા છે, તેમા બેઉ બાજુપર ઘરોની અથોઅથ મોટી પગથીઓ મજેની સફાઇદાર રસ્તાની રાખી છે. (જે ઉપર માણસોને ચાલવાને સવલ પડે છે, અને કશી અડચણ થતી નથી) તે પગથીઓની વચમાંના રસ્તાપર ચાર પાતા ટ્રામ કારના નાખેલા છે અને ગાડી ઘોડા તે પાટા તથા પગથીની વચમાંનાં સાંકડાં રસ્તાપર ચલાવે છે. એલીવેટેડ રેલવે પેહેલા વરગના મોહોલાઓમાં દોડવા દેતા નથી, અને જો બાંધવા માગે તો રેહેનારાઓ સામા થઈ વગ પોંહોંચાડી અટકાવે છે. આજે બપોરનાં બ્રુકલીનનો વખણાયલો પુલ જોવા ગયા હતા એ પુલ ઝુલતો છે, અને ન્યુયોર્ક અને બ્રુકલીન શેહેરની વચમાં ઈશતરીવર નદીની ઉપર બાધેલો છે. એવો ઝુલતો મોટો પુલ દુનિયામાં બીજે કેથે નથી એમ કહે છે તે બાંધવાનો સને ૧૮૭૦મા શરૂ કીધો હતો, અને ૨૪ મી સપટેમ્બર ૧૮૮૩ ને દીને ખુલ્લો મેલ્યો હતો. એને ત્રણ ભાગમાં વેહેચી નાખ્યો છે, તેના પેહેલા ભાગના એ

છોડ મોહોલાઓના ઘરોની ઉપર થઈને કિનારાઓના રસ્તાઓપર આવેલા છે ત્યાંથી ઊંચો થતો ઢળાવ કરીને નદીને એક કાંઠે મોટા પાયા નાખીને બીજો ભાગ તેની ઉપર ઢળાવનોજ કીધો છે, જે છેક નદીની અધવચ્ચ સુધી જાય છે. જ્યાં બે ઊંચા મીનારાઓ બાંધેલા છે, જેઓની વચમાં ત્રીજો ભાગ આવેલો છે. એ મુજબ ૭ ટેકાઓ ઉપર એ પુલ બધો મળીને બાંધેલો છે, એમાંનો વચલો ઝુલતો ભાગ બેઉ મીનારાઓની વચમા ૧૫૯૫ ફીટ લાંબો કાંઈબી ટેકા વગરનો રાખેલો છે જે તે ૧૩૫ ફીટ ભરતીના પાણીથી ઊંચો હોવાને લીધે ગમે તેવી મોટી સ્ટીમરો તેની હેઠાનમાંથી જઈ શકે છે. એ પુલ ૮૫ ફીટ પોહોળો છે જેમાં બે રસ્તા એ પુલપર દોડની રેલવે સારૂ, બે રસ્તા તેની આસપાસ ગાડી ઘોડા સારૂ અને ૧૩ ફીટનો એક રસ્તો રાહદારીઓને વાસ્તે કીધેલો છે. એ પુલ ૧૫॥। ઈંચ જાડા લોખંડના તાર ઉપર લટકે છે જે તારના છેડાઓ પેલા ૭ ટેકાઓ સાથે જોડાયલા છે અને એક નાંકેથી ઢળાવની માફક બીજા ટેકા સુધી તેઓ ઊંચાઈએ જેમ પુલ ઊંચો થતો જાય છે તેમ જાય છે જેની ઉપર લોખડના સળિયાઓ લટકટા જડીને તેઓની વચમે લોખડના બીમો મુકી તેની ઉપર પુલનો રસ્તો બાંધ્યો છે. પુલ ઊંચો કરવા સારૂ વચમાના બે પુસ્તાઓ જે કીધા છે તે એક ગમથી ૪૫ ફીટ ને બીજી ગમથી ૭૮ ફીટ પાણીની સપાતીથી નીચે સુધી બાંધેલા છે. એ પુસ્તાની ઉપરના મીનારાઓ જે ઊપર પુલનો વચલો અને સૌથી ઊંચો ભાગ લટકે છે તે પાણીની સપાતીથી ૨૭૨ ફીટ ઊંચા કીધા છે કે પેલું તારનું જાડુ દોરડું તેની ઉપરથી બરાબર ઢલાવ લઈને પુલને તે પર ઝુલતો રાખી શકે. એ મીનારાનો પાયો દરેક ૧૪૦ × ૫૦ લંબાઇ પોહોળાઇમાં કીધેલો છે ને છેક મથાળે જતાં તેઓ ૧૨૦ × ૪૦ ના થાય છે એ લોખંડના તારોની લંબાઈ જુમલે ૩૫૭૨ ફીટની છે ને તેઓ ૧૨૨૦૦ ટનનો વજન ખમી શકે તેવા મજબુત કીધા છે એ તારનો વજન દર ફુટે ૧૨ રતલ જેટલો છે. એ તાર સારૂં ૫૨૯૬ નાના તારોનો જુમખો કરી સીધાને સીધા સાથે મેળવી લઇ તેઓ ઉપર લોખડનું પડ

સીલીનડરનાં જેવું કરી લીધું છે. તારોને દોરડાંની માફક જેમ બીજી ગમ ગુંઠી લીએ છે તેમ ઈહાં કીધું નથી. એ પુલ બાંધવા ઊપર ૧,૭૦,૦૦,૦૦૦ ડાલર યાને નજદીક ૫ કરોડ રૂપિયા બેઠા હતા. એની પરથી બ્રુકલીન શેહેર પર જવા સારૂં લોકોની આવજાવ ઘણીજ મોટી છે, જે સારૂં એક બ્રુકલીન બ્રીડજ રેલવે બાંધેલી જેને એન-જીનો બેઊ નાકેથી તારની મારફતે લાવલઇજાવ કરે છે. એ પર જવા-ની ફી દર માણસ દીઠ પાંચ સેંટ રાખી હતી તે મુજબ ઊઘડયા પછી આઠ મહિનામાં તેપન લાખ માણસોએ આવજાવ કીધી તેના ડાલર ૨,૬૬૦૦૦ ઉપજયા હતા પણ તા૦ ૧ લી માર્ચ ૧૮૮૫થી એ ભાવ ઓસારી ત્રણ સેંટનો હમણા સુધી રાખેલો છે અને રોજ ૫૦૦૦૦ માણસો તેમાં આવજાવ કરે છે. પગે ચાલી જનાર માણસો પાસેથી એક સેંટનો દર અને નાના પેકેજ દીઠ ૧/૫ સેંટનો ભાવ હમણા રાખેલો છે. એ પુલ જોઇને નદીને પેલે કાંઠેના બ્રુકલીન શેહેરમાં ફર્યા હતા. એ શેહેરબી ઘણું મોટું છે અને તેમાં સાત લાખ માણસોની વસ્તી છે અને ઘરો જોકે મોટાં અને સારાં છે, તોબી ન્યુયોર્કવાળાં ઘેરોને પુગે નહીં. એ શેહેરની ગોદી ઘણી મોટી છે તે ૪૦ એકર જગ્યા પાણીમાં રોકે છે અને ૨૫ ફીટ પાણી તેમાં ઊંડુ રહે છે, તેમાં ૫૦૦ વાહાંણો એકી વખ્તે રહી શકે છે તેનો ડનકો બે માઇલની લંબાઇ જેટલો જુમલે છે એ ગોદીની આજુબાજુ મોટી બે થી પાંચ માળની વખારો બાંધેલી છે જેઓ ૨ એકર જેટલી જગ્યા રોકે છે અને તેમાં અનાજ વાહાંણોમાંથી લાવી ભરવા સારૂ નવ સ્ટીમ ગ્રેન એલીવેટરો રાખેલાં છે, જેમાંનો સૌથી મોટો ૩૦૦૦ બુશલ અનાજ એક કલાકમાં વખારમાં લઈ જઈ શકે છે એ ગોદી (Atlantic Docks) એટલાન્ટીક ડાકસને નામે ઓળખાય છે. એ ઉપ્રાંત બીજી નાની ગોદીઓ (Docks) ત્યાં થોડીએક જુદી છે. બ્રુકલીન શેહેરથી જેટલો અનાજ બહાર દેશાવરો ખાતે જાય છે તેટલો અનાજ દુનિયાના કોઈબી બારાંમાંથી જતો હશે નહી એમ સંભળાય છે એ શેહેરનો ટાઉનહાલ (જેને ઈહા City

Hall કહે છે) બાંધવાપર ૫૫૦૦૦૦ ડાલર ખરચ્યા છે તે ઘણો મોટો અને સરસ છે. એક મ્યુઝીક હાલની ઈમારત બે લાખ ડાલરની બાંધેલી છે. એ પ્રમાણે થોડીએક સારી અને મોટી ઈમારતો ત્યાં આવેલી છે. એ શેહેર જોઇને પછી અમો આગગાડીમાં બેસીને રોકવેબીચ (Rockway Beach) કરીને હવા ખાવાની જગ્યા આસરે ન્યુયોર્કથી વીશ માઈલ દુર છે ત્યાં ગયા હતા ઈહાંથી હજારો લોક ગરમીના દિવસોપર દરિયે કિનારે લોંગ આઈલંડ પર આવ્યાથી જાય છે, અને તે સારૂં ઘણા હોટલો ત્યાં બાંધેલા છે તથા તરવાની જગ્યા પણ ઘણી છે એ જગ્યા થોડા વરસ ઊપર વેરાંન પડેલી હતી તે કોઇએ ઘણી સસતી (સાંભળવા મુજબ ૨૦૦ ડાલરે) પડાવી લીધી હતી અને પછી તેને સુધારી છે અને હમણા તેની કંપની રોકવેબીચ ઇમપ્રુવમેંટ કંપનીને નામે કીધી છે અને ત્યાં લાકડાંના પીઅરો અને રસ્તાઓ બાંધી હોટલો રેસટરાંટો ઇત્યાદી કીધું છે. એ કંપનીએ એક ઘણું મોટું હોટલ થોડે દુરથી બાંધ્યું છે જેનો મુખડો દરિયાની સામેનો ૧૧૪૦ ફીટનો યાને નજદીક ૦૧ માઇલનો છે, અને પાછળનો ભાગ E ના જેવો કીધો છે તે ૩૦૦ ફીટ ઊંડાઇમાં છે તે પર ૮ માળ કીધેલાછે જે પર જવા ૪ એલીવેટરો કીધેલાંછે. એ આઠમો માળ એક ટાવર પર છે જે ૧૫૩ ફીટ સુધીની ઊંચાઈમા છે તેમાં બધા મળીને ૧૨૦૦ ઓરડાઓ છે તેના ડાઈનીંગ રૂમની શીલીંગની ઊંચાઇ ૨૬ ફીટની છે અને તેમાં ૬૦૦૦ માણસો એકી વખ્તે જમી શકે તેવું છે. એ હોટલને લગતી ૨૦૦૦ એકર જમીન આસપાસ રોકી રાખી છે. જો કે એ બંધાઈને તૈયાર થયલું છે પણ કંપની પાસે આવા મોટા ખરચો કીધાથી પૈસા ઘટી ગયાથી જોઇતો તેમાં સરસામન લાવી શક્યા નથી તેથી કોઇબી દિવસે હજી તે વાપરવામાં આવ્યું નથી. એવું મોટું હોટલ અમો નથી ધારતા કે દુનિયામાં બીજે કંઈ હોય. એ રોક-વે-બીચ ઉઘાડયા પછી મેનહેટન તથા બ્રાઈટન તથા બીજી હવા ખાવાની જગ્યાઓ ન્યુયોર્કની નજદીક ઊઘડવાથી તે પડી ભાગું છે અને તેથી કંપની ખરાબ હાલતમાં આવી ગઈ છે અમોને ત્યાં

જવા કારણ એ હતુ કે(Rock way beach) ઉપર એક અમેરિકન બલુનમાં ૫૦૦૦ ફીટ સુધી ઊંચે આસમાન તરફ ઉડીને પછી તેમાંથી એક કપડાંની છત્રી (Parachute) ને આધારે તેમાંથી કુદકો મારી જમીન પર આવશે એવું છપાવેલું હતું તે જોવાનું હતું.

એ જગ્યા લોંગ આયલંડપર બીજી હવા ખાવાની જગ્યાઓની માફક આવેલી છે. અમો ત્યાં જરા આગલથી ગયા હતા અને આસપાસ ફરીને જોયું હતું. સાંજના પાંચ વાગેને પેલો અમેરિકન બલુનમાં બેસીને હવાપર ઊડયો હતો. પેહેલાં બલુનને દોરડાંએ બાંધી રાખ્યું હતું, પણ જ્યારે બસોએક ફીટ ઉપર ગયો ત્યારે પોતે એક છરીથી દોરડાંનો પોતાની તરફનો છેડો કાપી નાખ્યો કે બલુન જે મજાનું મોટું હતું તે સપાટાબંધ તેને લઇને ઉપર ઉડી ગયું અને જ્યારે ઘણું ઉપર ગયું (ઓછામાં ઓછું બે કે ત્રણ હજાર ફીટ તો હશેજ) ત્યારે એ બલુનની સાથે પેલી કપડાંની છત્રી જે એક તંબુતું કપડું તૈયાર આવે છે તેવી રીતની સીવેલી તંબુ જેટલીજ મોટી વગર દાંડાની હતી, તેને તંબુના જેમ દોરડાં બાંધેલાં આવે છે તેમ દોરીએ ફરતી છુટી છુટી બાંધી તે દોરીના છેડાઓ એક કડાં સાથે બાધેલા હતા, તે કડાંને પોતે વળગીને (છતરીનું મથાળું એક ઘણીજ નાજુક રસીથી બલુન સાથે લટકાવી રાખેલું હતું) બલુનમાંથી કુડકો માર્યો કે પેલી છત્રી બલુનથી તુટીને છુટી થઈને પછી તેના કપડામાં હવા પોતાની મેળે જેમ પેલો ઘણી નીચે આવતો ગયો તેમ ભરાઈને છત્રી તદન ખુલી આપણે વાપરીયે છીયે તેમ છત્રીની માફક આબાદ થઈ હતી પણ છત્રીના દાંડાને બદલે પેલી રસીઓથી બાધેલુ પેલું કડું તેની હેઠલ દીસતું હતું, જે ઉપર પેલો શખ્સ હાથથી ટગાઈ રહ્યો હતો. છત્રીમા પવન ભરાવાની આગમજ તે ઘણી જરા જોરમાં જમીન તરફ નીચે આવવા માડયો પણ તરત પવન ભરાઈને છત્રી ઉઘડી કે આસ્તે આસ્તે પવનના અટકાવથી નીચે આવતો ગયો હતો ને બધુ મલીને જયારથી બલુનમા ઉડયો ત્યારથી સાત મીનીટમા પોતે અમારી પડોશમા આસરે ૦॥ માઈલ દૂર દરિયાના છીછરા પાણીમાં પડયો

હતો એ મુજબ સલામત નીચે આવ્યો હતો. સઘળો બનાવ ઘણો ધાસ્તી ભરેલો તથા અજાયબ લાગતો હતો કે એ અમેરિકને આટલી હીંમત કરીને એથી ત્રણ (એ તો પાંચ હજાર ગોયે છે) હજાર ફીટ પરથી કુદકો માર્યો હતો એણે આટલો બધો જોખમ ખેડીયો પણ તમાશગીર લોક જે હજારો હજાર હતું તેઓ પાસેથી તે જોવાન કશા પૈસા યા ટીકીટો તેણે લીધી હતી નહીં, અને જાણે અમથે મફત લોકોને દેખાડવા કીધો હોય તેમ લાગતું હતું. પણ લોકોના બોલવા ઉપરથી સમજણ પડી કે એ તમાશો જોવા હજારો લોકો આવવાથી આગની ગાડીવાળાને તથા ત્યાના રેસટરાં તથા હોટલવાળા-ઓને ખુબ તડાકો પડગો હતો. તેથી એવું સમજીને આગળથી તે લોકોએ એને કાંઇ રકમ આપવા કહીને એ તમાશો મફત કરાવ્યો હતો. એબી કમાવાની ઠીક તાલ વાપરી હતી. બલુન છુટું પડયા પછી પેહેલાં અમારા માથાપરજ ઉડયા કીધું હતું અને જ્યારે શ્રર્ણેજ ઊંચે ગયું અને એક નાના લીંબુ જેવું દીસવા લાગ્યુ ત્યારે બીજીગમ ધસડાઈ ગેપ થયું હતુ. એ જોઇને અમો પાછા ન્યુયોર્ક આવ્યા હતા. અમો જે રસ્તે ગયા (Flatbush ના સ્ટેશનપરથી) તેનો થોડો ભાગ ગામના મોહોલાની વચમાં કટેરા ભરી લીધેલા હતા તેની અંદરથી અમારી વાળી આગગાડી દોડતી હતી અને તેની આસપાસ બીજા ગાડી-ઘોડાઓ તથા રાહદારીઓ આવજાવ કરતા હતા અને ત્યાંનું રેહેનાર લોક બધું ઘરોની બાહાર ખુરસીઓ કાહાડી બેઠેલુ હતું તે દેખાવ નવાઈ જેવો લાગતો હતો. અમો પાછા ફર્યા ત્યારે ગાડીમાં બેસનાર લોકોને પુછીને ગાડીમાં પાછા ઉપલા ફલેટબુશના સ્ટેશનપર આવવા નિકળ્યા પણ તે સ્ટેશન કોણ જાણે કયારે પસાર કરી ગયા તે કાંઈ માલમ પડયું નહીં અને જયારે વાહાંણો તથા સ્ટીમરો દીસવા લાગી ત્યારે અજબ થઈ પુછતાં માલમ પડયુ કે અમો તો બીજી ગમ નિકળી આવ્યા હતા પણ ઇંહા જયા'પી જાઓ ત્યાંથી પાછા ન્યુયોર્ક જવાનું સેહેલ પડે છે. તે મુજબ એક સ્ટીમર ત્યાથી ઉપડતી હતી તેમાં બેસીને થોડા વખ્તમાં ન્યુયોર્કમાં ઉતર્યા હતા એ સ્ટીમફેરી હતી

અને તેમાં એક કિનારેથી બીજે કિનારે લોકો આવજાવ કરે છે જેમાં ગાડી ઘોડા જોડેલા વટીક લાવલઇજાવ કરે છે અને વળી નદીને પેલે કાંઠેની સામન લાવેલી આગની ગાડીઓની આખી ટ્રેનો પણ તેને વાસ્તે બનાવેલી સ્ટીમબોટોમાં એનજીન સુધાં એક કિનારેથી બીજે કિનારે લાવલઈજાવ કરે છે તે જોવાતું સારૂં લાગે છે. તે સારૂં બોટની નજદીક આગની ગાડી લાવી તે બોટની ઉપર પાટા હોય છે તે પર ચલાવી લાવે છે. બીજે કિનારે તેજ માફક પાછી ઉતારી ગાદી આગળ જ્યાં જવું હોય છે ત્યાં જાય છે.

**તા૦ ૧૦ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે ઘણોખરો દિવસ ઈહાંની જોવાલાયક ઇમારતો જોઇ હતી. અમો પેહેલાં બ્રોડવેમાં આવેલી ઇકવીટેબલ લાઇફ ઈનસ્યુરન્સ કંપનીની હવેલી જોવા ગયા હતા, જે બાહારથી ગ્રેનાઈટ પથ્થરની બાંધેલી છે પણ અંદરથી બધે જાતજાતના સંગેમરમરથી શણગારેલી છે. એ ઇમારત ઘણી ગંજાવર એક આખો મોહોલો (જેને ઇંહાં block કહે છે) રોકે છે અને આઠ મજલાની છે. તેની સીડીઓ, થાંભલા, દેવાલ તથા સીલીંગ સઘળું મોટા મોટા સંગેમરમરના પથ્થરનું કીધેલું છે જેથી ભપકો ઘણો લાગે છે. ઇહાની મોટી ઇમારતોમાં એવી બીજી ઘણી થોડી હશે. એ ઈમારતના ઘણા ભાગો (Wings) અંદરથી કીધા છે અને તેમાં જવા સારૂં આઠ માળ સુધીની છુટી છુટી લીફ્ટો કીધી છે જે આખો વખ્ત ઉપર હેઠે આવજાવ કર્યા કરે છે. તોબી તેમાં લોક ખીચોખીચ ભરાય છે. અને તેમ થાય તેમાં નવાઈબી નહી, કારણકે એ ઇમારતમાં બધી મળીને નાની મોટી ૨૦૦૦ ને આસરે આફીસો છે તેથી આવજાવ ઘણી મોટી થવી જોઇયે. ઘેરનો ધણી, એ લીફ્ટ ચલાવવાનો તથા ઘરમા બધે નલીઓ મુકી છે તેમાં ઠંડીની રૂતુમાં ગરમી પુગાડવાનો તથા ઓરડાઓ સઘળું સાફસુફ રાખવાનો ખરચ પોતે કરે છે. જો એમ નહીં કરે તો પછી આઠમાં માળપર ભાડુત કોણ રહે? આફીસોના પોસ્ટમાં નાખવાના કાગજો સારૂં દરેક વીંગમા મોટી કબટો તદન નાના નાના ખાનાની મુકેલીઓ છે જે ઉપર દરએક તે વીંગના ઓર-

ડાઓનાં નંબર મુકેલાં હોય છે. અને તે નંબરોવાળા ઓરડાઓમાં કઇ આફીસ છે તેનુ મોટું પાટિયું પડોશના ઓરડામાં મુકેલુ હોય છે, તે ઉપરથી આફીસો ક્યા માળપર તથા ઓરડામાં છે તે માલમ પડે છે અને વળી તે પાટીયાં આગળ ઘેરધણીને હિસાબે એક માણસ જાયુક બેસી રેહેછે. તે અંજાણ્યા ધણીઓને આફીસો ક્યાં છે તે કહે છે તથા કેઈ લીફ્ટમા ઉપર જવું તે જણાવે છે. પોસ્ટવાળો સીપાઇ આવે તે પેલાં ખાનાઓ જેવી એક સાધારણ કુંચી તેની પાસે રાખે છે તેથી ઉઘાડી સઘળાં કાગજો કાહડી જાય છે અને આફીસો બંધ હોય છે ત્યારે ધણી ધણીઓનાં કાગજો આવેલા તેમા મુકે છે. વળી એ ઇમારતમાં રેસટરાં પણ રાખેલું છે જેમાં ત્યાંના રેહેનાર આફીસવાળાને બપોરનું જમવાનું પણ સેહેલ પડે છે અને બધી રીતની જોગવાઇ સારી કીધેલી છે. એ ઇમારતના નીચલા ભાગમાં ફરતી દુકાણો છે જેનાં ભાડા પણ ઘણાં મોટા આવે છે. એમાના એક ભાંયતળિયાના ભાગમાં મરકનટાઈલ સેફ્ ડીપાઝીટ કંપનીની આફીસ તથા તીજોરી છે જે અમો જોવા ગયા હતા અને એવુ અમો બીજે કેયે જોવું નથી. એ કંપનીએ પોતા સારૂ ઘેરધણી પાસે એક ઘણો મોટો ઓરડો તદન આગથી બળે નહી એવો બંધાવ્યો છે ને તેની અંદર કાઈસંખ્યાબંધ અભરાઇઓ કરી તેના ખાંચાઓમા એક એક તીજોરી જેવો બાકસ રાખેલો છે જે જુદી જુદી કદના એક ફુટથી પાંચ ચોરસ ફીટ સુધીના હોય છે. બધા મલી ૪૦૦૦ બાકસો અથવા ખાંચાઓ છે. જે લોકો પોતાનું ઝવેરાત, નોટો, શેરો તથા ઓચરિયાંઓ સહી સલામત રાખવા સારૂ ઇહાં રાખવા માગે છે તેઓને જેવો જોઇયે તેવાં કદનો પેલાંમાંનો બાકસ આપે છે જેની વરસ દીને ફી કદ મુજબ ડાલર ૧૫ થી ડાલર ૪૦૦ સુધી લીયે છે. તેમાં તે ધણી પોતાને ગમે તે રાખે છે. એ બાકસને બે કુંચી હોય છે. તેમાંની એક બાકસમાં ઓચરિયાં મુકનાર ધણી પાસે ને બીજી ત્યાંના રખેવાલ પાસે રહે છે. જો રખેવાલ કુંચીથી કમાન દાબે તોજ પેલી ધણી વાલી કુંચી અદર ફરે છે તેથી બે જણા સાથે હોયા વગર કદી તે બા-

કસ ઉઘડી શકતો નથી. એ સઘળા બાકસોની સાથે વીજળીના સંચા-
ઓ લાગુ પાડેલા છે તે દીસનાં ચાંપથી છુટા કરે છે, પણ સાંજનાં
તીજોરી બંધ કરતી વખ્તે ચાંપ ખીસાડી નાખ્યાથી દરેક બાકસ
સાથે તે જોડાઈ જાય છે અને પછી જો કોઈબી ધણી તે બાકસને
જરાબી ઊંચકવા જાય છે અથવા આંચકો લગાડે તો પેલી વીજળીને
લીધે પોલીસ ચોકીપર ઘાંટ વાગે છે જ્યાંથી તરત સીપાઇઓ દોડી
આવી તે ચોરને પકડે છે. એ ચોકીઓ મોહોલે મોહોલે હોય છે તેથી
નજદીકમાં હોવાથી તથા વીજળીથી ક્યાં પોલીસની ગરજ છે તે ઘરનો
નંબર પડવાથી તેઓ તરત ત્યાં જઈ પોંહોંચે છે. વળી એ બંચાવ
ઉપ્રાત તીજોરીના ઓરડાનાં બેજ બારણાં છે તે ઘણાંજ મજબુત લો-
ખંડના બનાવેલાં છે. તે બારણાની કલ ઘણી ઊંચી છે. તે એવી
રીતની ઘડીઆલના સંચાની માફક કલાથી કીધેલી છે કે બંધ કરતી
વખ્તે જે કલાક તમો તે કલની એક ડાયલ છે તે પર માંડો,
તે પ્રમાણે બીજી સવારે તેજ કલાકે સંચો અંદર ફરતો હોવાથી,
કુચીથી તે કલ ઉઘડી શકે છે. સવારના ૧૦ વાગે ધારા મુજબ એ
કંપનીની આફીસ ઊઘડે છે તેથી ૧૦ વાગાનો ટાઇમ ડાયલ પર રાખ-
વાથી સવારના ૧૦ વાગા પછીજ તે કલ ઉઘડે છે. તેની
આગમજ ગમે તે ફાંફાં મારો પણ કદીબી ઉઘડે નહીં. એવી કલા
વાપરી છે કે બારણાંને ભાંજવાબી ઘણાં મુશ્કેલ છતાં રાતના તેની
સાથે પણ વીજળીનો સંબંધ રાખેલો હોવાથી પોલીસને તરત કોઇ ત્યાં
તેવું કરતો હોય છે તો માલમ પડે છે. એવાં વળી એક પછી એક
બે બારણાઓ પસાર કરે તોજ અંદરના તીજોરીવાલા ઓરડામાં જ-
વાય છે તેથી ચોરી થવી મુશ્કેલ છે. તે બધુ આગથી બળે નહીં.
એવું હોવાથી આગથી પણ નુકશાન થવું મુશ્કેલ છે અને વળી ઓચરિયાં
મુકનાર ધણીની સઘળી નામ નીશાની લીયે છે અને તેના આંગપર
કાઇબી નીશાની હોય છે તે નોંધી લીધા ઊપ્રાંત તેને ગમે તે પાસવર્ડ
પોતે એક આપી જાય છે તે એક ચોપડીમાં નોંધી રાખે છે એને
લીધે વખ્તે કોઇ ભલતા ધણીના હાથમા તેના બાકસની કુંચી જાય

તો તે નીશાણીથી તથા પાસવર્ડ તે નથી જાણવાથી પકડાઇ આવે છે અને જો અંદરથી ગયો તો રખેવાલની કુગી વગર તે બાકસ પણ ઉઘાડી શકે નહીં. એવી સરસ ગોઠાશી ત્યાં રાખવાથી ઘણું લોક ત્યાં પોતાની જણુસો તથા ઓચરિયાંઓ સહી સલાગની સારૂ રાખે છે. ત્યાં તેઓને બેસવા અથવા સામાન કાહાડવા સારૂ છુટા છુટા નાના ઓરડાઓ છે જ્યાં પોતાનો બાકસ લઇ જઇને કોઈ જોય નહીં તેમ ગમે તે કાહાડ મુક તેમાંથી કરે છે ને બાકસ પાછો મુકી જાય છે. એવી ત્રણ ચાર કંપનીઓ વેપારના જુદા જુદા લતા તથા મોહોલાઓમાં રાખેલી છે, જેથી લોકોને ઘણું સવલ કરવા ઉપ્રાંત તેઓનો જીવ નચિંત રહે છે. એ જોઇને પછી મયુચુઅલ લાઇફ ઇનસ્યુરંસ કંપનીવાળી ઇમારત જોવા ગયા હતા. એ ઇમારત પણ સંગેમરમરની બાંધેલી છે. જેની અંદર લાલ રંગનો સંગેમરમર વાપરેલો છે એની સીલીંગ લોખંડની ફ્રેમ કરીને તેમાં સંગેમરમરની લાડીઓ જડીને ઉપર તથા હેઠે બેઉ ગમ તે દેખઈતી કીધી છે, એ ઇમારતના ૯ માળ છે ને તેની અગાસી ઉપરથી ન્યુયોર્ક શેહેરનો દેખાવ ઘણો સારો દીસે છે. એ બેઉ ઇમારતો (Nassau) નામના મોહોલામા આવેલી છે ઈહાંની જીંદગીના વીમાની કંપનીઓમાં એ બેઉ કંપનીઓ સરસ ગણાય છે. તેઓની અસલ ભરાયલી થાપણ દરેકની આસરે અઢી લાખ ડાલરની છે પણ તેના રીઝર્વ ફંડો પચાશ લાખ ડાલર સુધીના થઇ ગયાંછે તેથી તેની ઉપજ કરવા સારૂ આવી મોટી ઇમારતો બાંધી તેનાં ભાડાં ખાવાથી સાત ટકાની ઊપર વ્યાજ તેનું ઉપજાવે છે ને વીમા ઉતરાવનારાઓ જેની મોટી તથા સરસ ઇમારતો હોય છે ત્યાં વધતો વીમો ઊતરાવે છે. તેથી એ બે કંપનીઓમાં ઇમારતો બાંધવાની જાણે સરસાઈ ચાલે છે ને એકે એક બાધી તો બીજો તેથી મોટી બાંધે તો ફરીથી પેહેલો તેની અસલી ઇમારતને વધારે ભપકાદાર બનાવે એમ કર્યા જાય છે. એમાંની પેહેલી કંપનીના શેરો ત્રણ ચાર જણા પાસે છે તેઓને ગમે એટલી કિમત આપવા

માગેછે પણ શેરો વેચતા નથી અને સાંભળવા મુજબ શેરોનું વ્યાજ દર મહિને શેરવાલાને આપે છે.

એ જોઇને પછી સરકારી તીજોરીની ઇમારત જોવા ગયા હતા. એ ઈમારત તદન સફેદ સંગેમરમરની બાંધેલી છે અને તેનો બાહારનો દેખાવ મુંબઈના ટાઊનહાલને મળતો આવેછે. એ ઈમારત ૨૦૦ ફીટ લાંબી, ૮૦ ફીટ પોહોળી અને ૮૦ ફીટ ઊંચી છે. તેને બાહારથી ૧૨ મોટા ૩૨ ફીટ ઊંચા અને નજદીક ૬ ફીટ વ્યાસના થાંભળા કીધેલાછે. તે થાભળાની બેઠક પણ મોટી એક એક પથ્થરની કીધીછે. તેની અંદર એક મોટો ગોળ ગુમબજ ૧૬ થાંભળા ઉપર કીધોછે અને પાછળથી પાછો આગળા એટલા માફક મોટા થાંભળા તથા ઊંચી અને ઘણી પોહોળી સીડી કીધેલીછે. એ ઈમારત એઠનસના પારથનોની ઈમારતની ઢપપર બાંધીછે અને હેઠલ સોનું તથા રૂપું રાખવાની મોટી વોલટો કીધીછે. અસલ એ ઇમારતવાળી જગ્યાપર ફીડરલ હાલ (Federal Hall) હતો જ્યાં જેનરલ વોશીંગટને યુનાઇટેડ સ્ટેટસ ઓવ અમેરિકાના પેહેલા પ્રેસીડંટ દાખલ સોગંદ લીધા હતા અને જે જગ્યાપર ઊભો હતો તે પથ્થર હજી ત્યાં જાલવી રાખ્યો છે, અને તે ઊપર તા૦ ૩૦ મી એપ્રેલ ૧૭૮૯ નો લેખ કોતરેલો છે. તેની આગળ એ જેનરલનું બ્રાન્ઝ ધાતુનું એક પુતળું મુકેલું છે તે ૧૩॥ ફીટ ઊંચું ૧૪ ફીટ ઊંચી બેઠક પર મુકેલું છે. એ ઈમારતનો એક છેડો નેસો અને બીજો છેડો વોલ સ્ટ્રીટમાં આવેલો છે ત્યાંથી નિકળેલા મેનહેતન કુંપની (Manhaton) નામની બેંક છે તે જોવા ગયા હતા એબી ઈમારત સંગેમરમરની બાધેલી છે તેમાં તેના માળપર જવાની સીડી ઘણી મોટી અને જોવાલાયક કીધેલી છે. તેનો નીચેનો હાલ રંગીન સંગેમરમરનો કીધો છે ને તેમાં ઉપલી સફેદ પથ્થરની સીડી ઘણી શોભે છે. તેની દેવાલો સઘળી સગેમરમરની બનાવેલી છે તથા ગ્રેનાઈટનો રંગીન પથર વાપર્યો છે તેબી ચળકતો પાલીશ કીધેલો હોવાથી સારી શોભે છે એ ઈમારત વોલ સ્ત્રીટ (Wall Street) કે જ્યા બધી મોટી વેપારી-

ઓની પેહેડીઓ. બેંકો ઇત્યાદી આવેલી છે ત્યાં છે. એજ મોહોલ્લામાં આવેલી કસટમ હાઉસવાળી ઈમારત જોવા ગયા હતા જે ગ્રેનાઇટના ગંજાવર પથ્થરની બાંધેલી છે તેને બાહારથી બાર ૩૭ ફીટ ઉંચા અને ૪॥ ફીટ વ્યાસના એક એક પથ્થરના થાંભળા મુકેલા છે જેની હેઠળ-ની બેઠક ૮×૮×૮ કીયુબીક ફીટના એક એક પથ્થરની છુટી મુકેલી છે. એના અંદરનો ભાગ સબરેઝરીની ઇમારતની માફક ગોળ કીધો છે ને ચાર ચાર થાંભળાઓ ગોરસાઇએ મુકી બાજુ ગોલ કરી લીધી છે. એ ઇમારતને બાંધવા પાછળ ૧૮ લાખ ડાલર બેઠા હતા એ કસ્ટમ હાઉસ જોતાં ઈહાંની જગાત વિષે ખબર કાઢાડતાં માલમ પડે છે કે સૌથી વધતી જગાત નીચે મુજબના માલ પર લે છે—ઉનની બના-વતના કાપડ ઉપર દર રતલે ૫૦ સેંટસ તોલ પર ઉપરાંત તેની કિ-મત ઉપર બીજા ૪૭ ટકા લે છે, ઓરતોના રેશમી પોશાકો ઉપર ૬૦ ટકા, કીદના હાથનાં મોજાં ઉપર ૫૦ ટકા, છુટા હીરા તથા ઝવેર ઉપર ૧૦ ટકા, જડેલા હીરા ઉપર ૨૫ ટકા. એ પ્રમાણે બાહારની બનાવતો પર જગાત લે છે. ત્યાંથી નિકળેલા સ્ટોક એક્ષચેંજ (અહીંનો દલાલોનો હોલ) જોવા ગયા હતા. એ ઈમારત ઘણી સોભઇતી બાંધી છે ને તેની અંદર એક ઉભો અને એક આડો એમ મોટા હાલો બાંધેલા છે તે ગીલીટ તથા ચીતારકામથી ખુબ શણગારેલા છે. એ ઈમારત સફેદ સંગેમરમર તથા પાલીશ કીધેલા રંગીન ગ્રેનાઇટ પથ્થરની પાંચ મજ-લાની બાંધેલી છે તે ૧૬૨×૭૦ ફીટની છે ને તેનો હોલ ૧૪૧×૫૩ ફીટનો છે. બાકીની દલાલોની આફીસોથી ઇમારત ભરાઈ ગઇ છે ને આગળ જે સેફ ડીપાઝીટ બેંકની વોલ્ટ વિષે લખ્યું છે તેવી ઓચરી-યાંઓ મુકવાની એ ઇમારતમાં પણ વોલ્ટ રાખેલી છે એ બાંધવા સા-રૂં દલાલોની એક કંપની ઊભી થઇ હતી તેઓ ૧૧૦૦ જણા હતા તે-ઓએ ૧૧૦૦ શેરો એના આસરે ૫૦૦૦ ડાલરની કિમતના દરેકે લીધા હતા અને તે વેચવાનો હક રાખ્યો હતો પણ એ એક્ષચેંજમાં જેની પાસે શેર હોય તેનેજ જવા દેછે અને સઘળું નોટોનું તથા મોટી કંપનીઓના શેરોનું કામકાજ ઈહાંજ થાય છે તેથી તેમા જવાના હક

સારૂ દર શેર આજે ૩૦૦૦૦ ડાલરે મંગાય છે તોબી વેચતા નથી. એ મેમબરો પાસથી દર સાલ સબ્સક્રીપશન લીયે છે અને જ્યારે તે-માંનો કોઇ ધણી મરણ પામે છે ત્યારે તેના વારસોને એનાં ફંડમાંથી ૧૦૦૦૦ ડાલર મળે છે અને શેરનો હક રહ્યો તે જુદો એટલો ફાયદો શેર રાખનારને થવા ઉપ્રાંત થોડા દલાલો હોવાથી તેને દલાલી પણ સારી મળે છે અને ઇહાંના લોક જેવું સટો રમનાર બીજે કેઠે નથી તેથી દલાલોને તડાકો પણ ઘણો પડવાથી તેઓ પૈસાદાર થઈ ગયા છે. જો કોઈ એમાંનો દલાલ નાદાર થાય તો તેને જ્યાં સુધી માગનારા-ઓનું પટાવે નહીં ત્યાં સુધી પાછો અંદર આવવા દેતા નથી અને તેમ નહીં પટાવે તો ચોક્સ વખ્તમાં તેનો શેર તેના માગનારાઓના ફાયદા સારૂ લીલાંઉ કરી વેચી નાખે છે. ઈંહાં દરરોજ કરોડો ડાલરની ઉહલપાહલ થાય છે. અમો ગયા ત્યારે બપોરના એક વાગ્યો હતો, પણ તેટલાં એટલાં તો સાટાં થયલાં હતાં કે તે સાટાં પતાવેલાં તેના કાગજના તુકડાઓ આખા હોલમાં પથરાઇ ગયા હતા અને ત્યાં દલાલો કામ કરતા હતા તેઓનો ગોધાટ જાણે કાનના બેહેર ફાડી નાખે તેવો ઈમારતની બાંધણીથી લાગતો હતો. દલાલો સિવાય બીજા કોઈને પણ તે હાલમાં જવાનો હુકમ નથી. જો કોઇ દલાલને મળવા આવે તો તેની આફીસ જે તેજ ઘરમાં હોય છે ત્યાંથી તાર દાબે કે દલાલોના હાલમાં ફરતા તખ્તા જડેલા છે તેમાં તે દલાલનો નંબર બાહાર નીકળી આવે છે, અને દલાલો હંમેશાં પોતાના નંબર તરફ નજર કરતા રેહે છે તે જોય છે કે પોતે તેને બાહાર મળવા જાય છે. અમો થોડો વખ્ત ઉપર ગેલરીપરથી દલાલોનો મેલાવડો જોતા હતા તેટલાંમાં કાંઈ વગર ગણત્રીના ઉપલા નંબરો ઊઘાડ બંધ થતાં હતાં જેની પરથી કેટલું લોક બારનું ત્યાં કામ કરાવા આવે છે તે જણાય છે. દરેક કંપની યા સરકારી જુદી જુદી નોટોને લગતી જગ્યા જુદી જુદી હોય છે જ્યા એક થાભળાપર તેના સ્ટાકને લગતું પાટીયું મારેલું હોય છે અને ત્યાં તે શેરો યા નોટોના દલાલો વેચવા યા લેવા ઉભા રહેવાથી કામ મેહેલ થાય છે અને વેચનાર લેનાર શોધવા જવા પડતા નથી.

જેવો કાંઈ મોટો સોદો થયો કે તે હાલની આસપાસ તાર કરનારાઓ બેઠેલા હોય છે તેઓને જણાવે છે કે તે તાર તરત બીજા શેહેરોના સ્ટાક એક્ષચેંજોમા જાય છે અને બધી ગોઠવણ સારી રાખી છે. ત્યાંથી નિકળેલા પોસ્ટ આફીસની ઇમારત જોવા ગયા. એ ઇમારત બે રસ્તાની વચમાં આવેલી છે અને ઇહાંની મોટી ઇમારતોમાંની એક ગણાય છે જેની બાંધણી પણ સારા રૂપની કીધી છે ને છાપરાંઓ ઉપર છુટા છુટા મીનારાઓ કીધાથી ઘણી શોભે છે તેમાં તેના મુખડાપરના મોટા થાંભળાઓ તેને વધારે દીપાવે છે. એ ઇમારત ગ્રેનાઇટના પથ્થર તથા લોખંડની બાંધેલી છે ને તે ઉપર સાહાઠ સીતેર લાખ ડાલર (આજના વટાવે સવા બે કરોડ રૂપિયા) બેઠા છે એવી સરસ તથા મોટી એ ઇમારત બાંધેલી છે. એ પોસ્ટ આફીસમાં ૧૭૦૦ માણસો રાખેલાં છે ને વરસ દહાડે એની આવક ૪૩ લાખ અને ખરચ ૧૫ લાખ ડાલરનો છે જેથી ૨૮ લાખ ડાલરનો નફો સરકારને એનેથી થાય છે. એ પોસ્ટ આફીસને લગતી ૧૭ સ્ટેશન આફીસો અને ૧૨૦૦ પોસ્ટના થાંભલાઓ એ શેહેરમાં છે ને દિવસની ૧૨ થી ૨૫ વેહેંચણીઓ થાય છે ઇહાંનો યુનાઈટેડ સ્ટેટસનો પોસ્ટેજ દર ૦॥ આઉસે ૨ સેંટ અને યુરોપ, હિંદુસ્તાન તથા બીજાં બાહાર દેશાવરોના ગામોનાં ૫ સેંટ લે છે ને દર ૦॥ આઉસે બીજા એટલાને હિસાબેજ લે છે. અમો ત્યાર પછી છઠા એવેન્યુના ૧૪ માં મોહોલાનાં જ્યાં મોટી ઓરત લોકોનેબરની દુકાનો છે ત્યાં ફરવા ગયા હતા જ્યાં જાણે ઓરત લોકોનો મેલો ભરાયો હોય તેમ ઓરતો ભપકાદાર પોશાકમાં તે રસ્તા ઉપર ઉભાઈ જતી હતી અને રોજ એજ મુજબ યા મોસમની વખતે એથીબી ઘણી વધતી ઓરતો એ મોહોલામાં સામાન ખરીદવા તથા ફરવાહરવા નિકળી પડે છે. ઈહાંની દુકાણો પણ અમેરિકાનું બધુ જેમ મોટી ઢપપર છે તેમ ગંજાવર છે અને ઘણી દુકાણો દરેકજણ આખા મોહોલાઓ જેટલી ઈમારતો પાંચથી સાત માલ જેટલી ઊંચાઇની રોકે છે.

અમોએ સને ૧૮૮૧નાં સાલની મુસાફરી વખ્તે પેરીસની

બોમારસી તથા મેગેજીન ડી લુવારની દુકાણોની વિગતો લખી છે તેવી યા તેથીબી સરસ ઇહાંની મોટી દુકાણો છે. કોઈ કોઈ દુકાણોમાં બધી જાતનો સામાન કાપડ, પુતળાં, તસ્વીરો, ઇત્યાદી વેચવા ઉપ્રાત ઝવેરાત પણ વેચે છે તેમાંની એક અમે જોઇ હતી. તેનો ઝવેરાતને લગતા દાબડાઓએ ૫૦ ફીટ લાંબો હોલ ભરી નાખેલો હતો એટલો જથ્થાબંધ તથા કિમતી સામાન તેઓ વેચે છે. અમો બીહીતાબીહીતા કહીયે છીયે કે એક એક આવી દુકાણમાં ચાર પાંચ કરોડ રૂપિયાનો માલ પડી રેહેતો હશે. ઈહાંની સૌથી મોટી દુકાણોમાં ઈ. જે. ડેનીંગની કંપની આરનોલદ કાનસ્ટેબલની કંપની તથા બીજી ઘણી એવીઓ છે. અમોએ એક બે દુકાણો એવી જોઇ હતી જેમાં ઘણી નવાઇની તથા કિમતી ચીજો મુકેલી છે અને તેમાંનાં કોરીકામની કિમત નહી મનાય એવી હતી. ફ્રૂટ ખાવાની રકાબીનાં સટો હાથના ઊંચા ચીતાર પાડેલી ઊંચી કોરીનાં હતા, તેની એક એક રકાબીના ૨૦૦ ડાલર યાને ૩૬૦૦ હતા. તેજ મુજબ ચીનીકામનાં તથા (Severes) સેવેરીસના ફ્લાવરવાસો હજારો ડાલરની કિમતનાં દરેક હતાં. ઝાડો ખુદરતની અસરથી પથ્થર (Petrified) બની જાય છે તેના પથ્થરો તથા થાંભળાઓ વેચવા મુકેલા હતા, જે દરેકની કિમત ૮૦૦ થી ૨૦૦૦ ડાલરની હતી. પુતળાંઓ, ચીત્રો ઈત્યાદી સઘળું હજારો ડાલરની કિમતનાં હતાં અને વળી ખબર કાહાડવા મુજબ એના ખરીદનારાઓ પણ ઘણા મળી આવેછે. એ સઘળું ઝડપમાં જોઇને પછી (Iron steam boat) આયરન સ્ટીમ બોટ કંપનીની એક સ્ટીમરમાં બેસીને વેસ્ટ બ્રાઈટનના કિનારાપર જવા સારૂં નિકળ્યા હતા પેહેલાં વેસ્ટ બ્રાઈટન ઉતર્યા હતા જ્યાં એક ઘણો મોટો ડકો લોકોને ફરવા સારૂ કીધો છે તે ૧૦૦૦ ફીટ દરિયામાં જાય છે. એ જગ્યાપર દુકાણો રેસટરાં, ચકરીઓ ઇત્યાદી જાણે મેલો ભર્યો હોય તેમ હમેશાં રાખેલું છે તથા એક લોખંડની વેધશાલા કીધેલી છે, જે ૩૦૦ ફીટ ઊંચાઇમાં છે અને તે ઉપર લીફ્ટથી લોકોને લાવ લઇ જાવ કરે છે ઇહાં એક જણે પોતાનું ઘેર એક ગજાવર હાથ્થીના આકારમા, (જે અમોએ સ્ટીમર સરવીયાપરથી ન્યુ-

ગોર્ક આવતા દુરથી જોયું હતું. તે ગાળાદ એક હાથ્થી ઉભો હોય તેવું દીસતું હતું) તદન લાકડાનું બાધેલુ છે ને તેના દીવાનખાનાંમાં હાથ્થીના પાછલા બેઉ પગોમાં મોટા દાદરો ગોળ ગકરાવાના મુકેલા છે તે પરથી ઠેઠ સુધી જવાય છે, પણ તેની ઉપર બીજા દાદરોથી તેના માથાંમાં તથા ગરદનપર જવાય છે ને ત્રીજા દાદરે છેક હાથીના મથાલાંપર હઊદાની માફકની ગેલેરી કીધી છે ત્યાં જવાય છે. બધી મલીને એ હાથીની ઊંચાઇ ૧૭પાા ફીટની છે અને તેની ઉપરના હઊદાપરથી પચાશ મૈલ સુધીનો આસપાસનો દેખાવ દીસે છે. તેની આખી લંબાઇ ૨૦૩ ફીટ તથા ઘેરાવામાં ૧૯૮ ફીટ છે. તેના પગોની વચમાં બદનની લંબાઈ ૧૦૯ ફીટ છે; ગરદન ૧૯ ફીટ લાંબી અને ૧૨૮ ફીટ ઘેરાવામાં છે; પગ ૬૦ ફીટ લાંબા અને ૮૦ ફીટ ગોળાઇમાં છે; દરેક કાન ૫૪ ફીટ અને ૪૦ ફીટ પોહોલા છે અને પુંછડી ૭૦ ફીટ અને ૧૮ ફીટ ગોળાઈમાં છે ને તેનો છેડો પાતલો થતો છેક ૨૬ ઇંચ સુધી થાય છે. તેની સુંઢ ૭૦ ફીટ લાંબી અને ૨૦ ફીટ ઘેરાવામાછે. તેના આગળના મોટા દાંતો ૪૨ ફીટ લાંબા અને ૧૨ ફીટ ગોળાઈમાં છે તેની આંખ જેની બારી બનાવી છે તે ૪ ફીટ ગોળાઇમાં છે અને તેનો હોધો ૩૮ સમચોરસ ફીટ છે અને ૪૨ ફીટ ઊંચાઇમાં છે. એવો ગંજાવર હાથ્થી બનાવી તેની અંદર ૩૧ ઓરડાઓ કીધેલા છે તેમાં હોલ ૯૨—૩૮ ફીટનો છે તે બદનમાં બનાવેલો છે. તેના માથામાનો ઓરડો ૬૦—૩૫ ફીટનો ત્રીકોણ આકારનો છે. તેની જાંગમાંના ઓરડાઓ ૩૮—૧૦ ફીટના છે. એ પ્રમાણે મોટા છુટા ઓરડાઓ પગોમાં, ગરદનમાં, પેટની બાજુમાં ઈત્યાદી કીધેલા છે અને તેમાં ૬૩ બારીઓ છે અને ૨૫ વીજળીની બટી ૧૭૫૦૦૦ મીનબતીની લાઇટના જેટલું ઉજરહું તેમાં રાતના આપે છે. એ બાધવા પર અઢી લાખ ડાલર થયા છે અને તે લોકને ફી લઇને દેખાડે છે. તે સિવાય બીજા કશા કામમા હાલ આવતું નથી. એ સઘળું જોઇતે બ્રાઇટન બીચવાળી તેનેથી થોડે દુર આવેલી જગ્યાપર ગયા અને ત્યાંના રેસટરામાં જમીને પછી તે

તેથી આગળ આવેલી મેનહેટન બીચપર ગયા હતા. જ્યાં (Fall of Sebastpool.) સીબેસ્ટપુલનો કિલ્લો રશીયન પાસેથી ઇંગ્રેજ, ફ્રેંચ, તરકી તથા ઇટાલીયનોએ જીત્યો હતો તેની વિગતો આતશબાજીમાં જેમ ફોલ ઓવ બેબીલોનની બનાવી હતી તે પ્રમાણે બનાવી હતી. પણ આ લડાઇમાં દારૂગોલાનો ખપ થયો હતો તેથી ફટાકડા તોપોની માફક ફોડતા તથા બાણોથી જાણે કિલ્લાની અંદરનાં ઘરો સલગાવી દેતા તથા દારૂખાનું ઉરાડી નાખતા તેનો અવાજ કાનોનાં બેહેર ફાડે તેવો આબાદ ત્રાસદાયક લાગતો હતો. એ ઉપ્રાંત તેમાં બધે આગ લગાડી દીધી અને ઘરો તથા દેવલો તેથી પડતાં હોય તેવો ઘણો સરસ દેખાવ કીધો હતો. એની આગમજ ભેગા રાજાનું લશ્કર તે કિલ્લાની સામે પડેલુ છે અને જાણે ત્યાં લશ્કરી કવાયદો તથા હથિયારની રમતો થતી બતાવી હતી જેમાં દોડતે ઘોડે એક વાર કુદાવીને પછી થાંભળાપર એક દડો મુકેલો હતો તેને કાપી નાખતા હતા તથા બેયોનેટ અને તલવારે વચ્ચે તથા તલવાર અને ભાલા વચ્ચેની લડાઈઓ કીધી હતી. મનવારો લાકડાંની બનાવેલી હતી તે પાણીમાં તરતી હતી અને તે ઉપરથી પણ તોપો ફુટતી હતી. સઘળી રીતે એ જોવાલાયક હતું.

**તા૦ ૧૧ મી આગસટ સને ૧૮૮૭**—આજે સવારના ૯ વાગેને નાયગરાના વખણાયલા ધોધ જોવા સારૂં ન્યુયોર્કથી હડસન આલબેની–ડે–લાઈનની સ્ટીમર નામે "ન્યુયોર્ક" માં નિકળ્યા હતા અને હડસન નદીપર થઇને આલબેની સુધી તેમાં ગયા હતા. એ નદીપરનો દેખાવ ઘણોજ સરસ છે અને બીજાઓ જો કે તેને જરમનીની રાહીન નદી સાથ સરખાવે છે પણ ઇંહાંનો દેખાવ તેનેથી જુદોજ છે. ઇંહાં કાંઇ રાહીન નદીની માફક જુના કિલ્લાઓ દીસતા નથી પણ છુટા છુટા બંગલાઓ, હોટલો અને થોડે થોડે ટપ્પે નાના મોટા ગામો આવે છે. અમો ન્યુયોર્કથી નિકળ્યા તે પેહેલા એ શેહેરના ડંકાઓ તથા વખારો એકેગમ અને બીજીગમ જરસી શેહેર જોતા આગળ વધ્યા હતા અને પછી બેહગમ લીલોતરીથી ભરપુર જગ્યા મળતી ગઈ હતી, તેમાના

ડાબા હાથ ઉપર ખડકો સીધા પાણીની સપાતીથી ઘોડા ઉંચા મળ-
તા હતા જે ઉપર ઝાડપાન હતાં અને જમણી તરફનો લીલોતરી છેક
પાણી સુધી ભરેલી હતી. બેઉ કિનારાપર આગની ગાડીઓ આવજાવ
કરતી હતી. નદીપરથી દેખાવ ઘણોજ સુંદર બે લીલોતરીથી તથા તેની
વચમાં ઝાડો કાપીને ઘાસનાં લોનગો ઉપર છુટાછુટા રોણકદાર બંગલા-
ઓ બાંધેલા, તેઓ ઉપર ઘણા ખરા નાના મીનારાઓ હતા, તથા થોડા
ઢળાવના નાના ડુંગરો તેની પાછળ હોવાથી લાગતો હતો અને જાણે
તેની ઉપરથી નજર ખસાડવા ગમે નહીં.

પણ અમે ન્યુયોર્ક શેહેરની હદ છોડી નહીં તેટલા વાદળ ઘેરાયલું
હતું તેથી વરસાદ આવવા માડયો ને ગાજવીજ થઈ આવ્યાથી સ્ટીમ-
રના હેઠલનાં તુટકપર જવું પડયું હતું. જ્યાંથી એકજ બાજુના કિના-
રાનો દેખાવ દીસતો હતો ને વળી સ્ટીમરમાં મઝા કરવા ઓછામાંઓ
છું ૫૦૦ માણસ નિકળેલું હતું તેથી ગીરદી પણ ઘણી હતી, પણ વર-
સાદ ૧૦ મીનીટમાં ઉઘડી ગયાથી પાછા ઉપરનાં ડેક (ત્રીજેમાળ) પર
ગયા હતા. જેમ આગળ વધતા ગયા તેમ નદી જરા મોટી થતી ચાલી
ને આસપાસ ડુંગરો પણ મોટા આવવા લાગ્યા ને નાના નાના ગામો
છુટાં છુટાં મળતાં હતાં જ્યાં અમારી સ્ટીમર ઉભી રહી લોકોને લે
ઉતાર કરતી હતી. એમ કરતાં ક્રોટન એ પસાર કીધો જે તરફ
જમણી બાજુએ ન્યુયોર્કને પાણી પુરૂ પાડવા સારૂ એક સરોવર
બાંધેલું છે, જેને ક્રોતન રેઝરવોયર કહે છે અને તે ક્રોટન નદીની
એક ગમ બંદ બાંધીને કીધો છે તે ૪૦૦ એકર જેટલો મોટો અને
૪૦ ફીટ ઉંડો પાણીથી હમેશા ભરેલો રહે છે ઈહાંથી હદસન
નદીને કાંઠેથી તેના નલો મુકીને ૪૦ મૈલ સુધી તેનેથી ન્યુયોર્કમાં પાણી
પોહોંચાડે છે અને રોજ એમાંથી ૭ કરોડ ગયાલન પાણી ખપે છે
પણ નદીને ઘેરી લીધાથી પાણી વધતું યા ઓસરતુ નથી, પણ
નદીનું પાણી સામું પાછું બીજી ગમથી કાઢી નાખવાની ગોઠવણ
રાખેલી છે. એ તલાવપર બધો મળીને એક કરોડ અને ચાલીશ

લાખ ડાલર ખરચ થયો છે. એ જગ્યાની સામે અમારી સ્ટીમરના ડાબા હાથ ઉપર (Rockland Lake) રોકલેંડ લેક આવેલો છે જેના પાણી ઠંડીની રૂતુમાં બંધાઈ આઇસ થાય છે તે આઈસ ભરી રાખવાની મોટી વખારો કીધી છે, જેમાંથી આઇસ આખું વરસ ન્યુયોર્કને પુરૂં પાડે છે, તે એટલુંતો સસતું વેચાય છે કે તેને લખલુટની રીતે લોકો વાપરે છે, અને જ્યાંખી આઇસનું પાણી માંગો ત્યાં મુફ્ત આખું ટમબ્લર આઈસથી ભરીને આપે છે સાંભળવા મુજબ એક સેનટના બે રતલ મલે છે. એ ક્રોટન બે (Croton Bay) મા હડસન નામના વલંદા દરિયો ખેડનારે પેહેલાં ન્યુયોર્કવાલું ટાપુ શોધી કાહડયું હતું તે ધણીએ આએ બેમાં લંગર નાખ્યું હતું અને પછી તેની ઉપર નદીમાં પેવસ થઇ એ બાજુની શોધ કીધાથી તે નદીનું નામ એ ધણીપરથી હડસન રીવર ડચ લોકોએ આપ્યું હતું. (ન્યુયોર્ક સને ૧૬૦૯ માં એણે શોધી કાહડયું હતુ) એ બાજુપર ક્રોટન તથા હડસન રીવર આગળ ચાલતાં મળી જઈને એક મોટો સરોવર બની ગયો છે જેને (Tappan Zee) તેપાંન ઝી કરી ડચોએ નામ આપ્યું છે તે ૧૦×૪ માઇલ જેટલો છે અને તેની આસપાસનો ફરતો ગોળ દેખાવ ઘણો સારો લાગે છે. ઇંહાંથી હવે મોટા પાહાડો જેને ઈંહાં હાઇલેંડસ (Highlands) કહે છે તે દીસવા લાગ્યા હતા અને વળી આગળ વધતાં એક બીજા બે (Haverstan Bay) માં દાખલ થયા હતા. ઇહાં પાહાડો નજદીક ફરતા આવી ગયાથી તથા લીલોતરીથી ભરપુર હોવાથી દેખાવ જુદીજ રીતનો લાગતો હતો અને ભારે ગાજવીજ થાય છે ત્યારે ગાજવાનો અવાજ એ પાહાડોની અંદર ગોળ દોડવાથી પડઘા ઘણો થાય છે તેથી અસલના ઈહાંના ઇંડયન રહેવાસીઓ એ જગ્યા ઉપર સેતાન વસે છે કરી કહેતાં. ને એ પાહાડનું નામ ગગડાટનો પાહાડ (Thunder Mountain) આપેલું હતું. ઇહાથી આગળ જતાં વેસ્ટ પોઈંટ નામની જગ્યા આવે છે જયાં પાહાડનું એક ખુણું પાણીમાં બાહાર નિકળી આવેલું છે તેહાં અમેરિકાના લશ્કર સારૂ આર્મીસરો બનાવવા લોકોને શીખવાની નિશાળ (Academy)છે.

તે પસાર કીધા પછી ઘણા મોટા પાહાડો મળે છે જેમાંનો એક ઉત્તર ભણી વચમાં એવી રીતે આવેલો છે કે ઉત્તર તરફથી ઠંડો પવન આવતો ન્યુયોર્ક તરફ જતો અટકાવે છે, નહી તો ત્યાં ઠંડી એટલી પડવી જોઇએ કે ઠંડીના દીવસમાં કોઇ રહી શકે નહી ઊત્તર ભણી ઘણા મોટા સરોવરો આવેલા છે જેઓ ઠંડીની રૂતુમાં તદ્દન બંધાઈ જાય છે અને ઊત્તર ધ્રુરૂ તરફ એ પછી મોટા પાહાડો ન હોવાથી ત્યાંનો થંડો પવન સીધો એ તરફ આવે છે પણ ઉપલા પાહાડથી તેનો અટકાવ સારો થતા છતા ન્યુયોર્કમાં ઠંડી રૂતુમા એવી તો સખત પડે છે કે સઘળું બંધાઈ જાય છે અને પારો જીરો (Zero) ની હેઠલ ૩૦ ડીગ્રી સુધી જાય છે એથી વધતો ઠંડો પવન આવતો એ પાહાડ અટકાવે છે તેથી તેને તોફાનનો પાદશાહ (Storm King) નામ આપ્યું છે એ પાહાડો પસાર કીધા કે સામે ખુલ્લી સપાટ જમીન આવે છે તે ઉપરથી અમોને આજે સખત ગરમી હોવા છતાં ઘણોજ ઠંડો પવન થોડો વખ્ત મળ્યો હતો પણ પાછા બીજી બાજુપર જવાથી ગરમી આગળ ચાલતાં મળી હતી. ઈહાથી આગળ ચાલતા ન્યુબર્ગનું શેહેર આવેછે જે ન્યુયોર્કથી સાઠ મૈલ દુર ૪૦૦૦૦ ની વસ્તીવાલુ ગામ છે અને ડચ લોકોનાં વખ્તથી એ વસેલું છે. ઇહાં, ઇગ્રેજો સાથની અમેરિકનોની છુટાપણાની લઢાઇ વખ્તે જનરલ વોશીંગટને પોતાની છાવણી રાખી હતી. ઇહાંનો કોલસાનો વેપાર ઘણો મોટો છે અને પેનસીલવેનીયા તરફથી કોલસો બધે એજ બારાંમાથી જાય છે. ઈહાંથી આગળ ચાલતાં ન્યુયોર્કથી ૯૦ મૈલ દુર કેટસકીલનાં પાહાડો મળ્યા હતા જેઓ ઇહાં ઘણા મોટા પાહાડો ગણાય છે તે ઉપર ગરમીના દીવસોપર ઘણું લોક આવે છે અને અમારી સ્ટીમર ઉપરથી મોટો ભાગ લોક ઈહાં ઉતરી પડયા હતા. એ પ્રમાણે જોતા જોતા સાંજના છ વાગેને આલબેની (Albaney) નામના શેહેરપર પુગ્યા હતા જ્યાં અમો સ્ટીમર ઊપરથી ઊતર્યા હતા. એ શેહેર ૧૪૪ મૈલ ન્યુયોર્કથી દુર છે, પણ અમારી સ્ટીમરે બધે ગામે ગામ ઉભા રહેવા છતાં ૯ કલાકમાં પસાર

કીધા હતા ને ઘણા લોક ગણાય છે. અમારીવાળી સ્ટીમર તદન નવીજ ચાર દિવસ ઉપર પેહેલી પાણીમાં ઉતારેલી હતી તેને ઘણી સરસ રીતે જાણે એક મેહેલ હોય તેમ શણગારેલી છે. બધે ઊંચી મખમલ તથા ગલીચારેલી લાઇનીંગના કોચો ફરતા તેને જડી લીધેલા હતા અને બીજી બધી રીતે સારી શણગારેલી છે એવી સરસ આગબોટ એ નદી ઉપર ઘણી થોડી દોડે છે અમો આલબેની જે ન્યુયોર્ક પરગણાનું મુખ્ય શેહેર છે ત્યાં ઉતરીને Delvan House નામના હોટેલમાં ખાણું લીધું હતું અને પછી ગામમાં ઘોડાની ગાડી કરીને, વખ્ત હતો તેથી ફરી આવ્યા હતા. એ શેહેર માફકસરનું મોટું છે, અને મોહોલાઓ સરખા અને લાંબા મઝેના છે. ઈહાંનો (Capitol) કેપીટોલ નામનો મેહેલ જ્યાં કાઊનસીલ ઓવ સ્ટેટ ભરાય છે તે ઈમારત સિવાય બીજું કશું જોવા લાયક નથી. એ ઇમારત અમો જોવા ગયા હતા તે ઘણી મોટી, ચાર બાજુ ઇમારત અને વચમા ચોક એવી રીતે સમચોરસ બાંધી છે. તેને ચાર મજલા છે અને દર ખુણે એક એક મીનારારેકો ઓરડો કીધેલો છે. એને બહારથી સફેદ ગ્રેનાઇટના પથ્થરની અને અંદરથી થોડો ભાગ સંગેમરમરથી શણગાર્યો છે. એ જાણે ચાર ઈમારતો એક કીધી હોય તેમ તેના ચાર બાજુના ભાગોને વચમાંથી ખુલ્લા હોલથી મેળવી લીધા છે અને તે હોલ થાંભળાઓપર હોવાથી સારો શોભે છે. એ હોલોના બારણાં હમેશાં રાતદીસ ખુલ્લાં રાખે છે, અને તેમાંથી એક મોહોલામાંથી બીજા મોહોલામા જવાઇ શકાય છે, તેથી લોકો તેને વાપરે છે. એ મેહેલપર ઇહા લોકોના કેહેવા મુજબ એક કરોડ અને હેસી લાખ ડાલર બેઠા છે. તે સને ૧૮૭૧ નાં સાલથી બાંધવા માડયોં હતો તે હમણા જોકે થોડા ઘણાં વપરાય છે તોબી પુરો થયો નથી. એવી મોટી એ ઈમારત છે. ઇહા એક મોટી લાઈબ્રેરીની હવેલી જુદી છે, તેમા ૬૫૦૦૦ કીતાબો છે. રેલવેનો એક મોટો પુલ એ શેહેર નદીને બાજે કાંઠે જોડવા રેલવેવાળાઓએ બાંધ્યો છે તે છ લાખ ડાલર ખરચ્યા છે.

અમો આલબેનીથી સહ્રજું જોઇ તથા ત્યાના પાર્કમા ફરીને રાતના ૧૦ વાગે આગની ગાડીમા બેઠા હતા જે કંપની ન્યુયોર્ક અને હડસન રીવર રેલરોડને નામે ઓળખાય છે. એની ગાડીઓમા પેલેસ કારસ નામની મોટી મુલાની ગાડીઓ મજેહની શણગારેલી રાખેલી છે ને બધી ગાડીઓ એક એક સાથ જોડી જાણે એકજ મોટી ગાડીની આખી ટ્રેન હોય તેમ કીધી છે ને ટ્રેનને એક નાકાથી બીજા નાકા સુધી તેમા જવાય છે. એ ગાડીને એક છેડે રીફ્રેસમેંટ લેવા ડાઇનીંગ સેલુનની ગાડી જોડેલી રાખે છે, જેમા રેસ્ટરાંની માફક ટેબલ તથા ખુરસીઓ જમવાને સારૂ ગોઠવેલી તૈયાર રાખે છે તેથી પાસીનજરોને ચાલતી ગાડીએ ખાવા પીવાનું મળી શકે છે તથા બધી એવી સ્લીપીંગ કારસોમાં ફરાગતની તથા હાથ મોહાં ધોવાની જગ્યાઓ રાખેલી છે. જેથી પાસીનજરોને ગાડીમાંથી નીચે ઉતરવાની કશી ગરજ પડતી નથી. ઇહાંના ધારા મુજબ અમોએ રેલવેની ટીકીટો લીધી હતી, પણ એવી ગાડીમાં સુવા સારૂ ૧।। ડાલર દરેક જનને જુદો આપવો પડયો હતો, પણ તેથી સુખથી ઉંધાવાનું મળ્યુ હતુ મઝેહના બિછાણા, તકયા તથા સુવાની બર્થની બાહેર પડદાઓ નાંખ્યાથી જાંણે ઓરડાઓમાં સુતા હોઇયે તેમ (Privacy) લાગે છે. એક એક ગાડીમાં એવા ૧૨ બર્થો છે, જેઓ દિવસના મઝેની મખમલની બેઠક દાખલ ફેરવાઇ શકે છે. આજે આખી રાત ગાડીમાં ગુજારી હતી.

**તા૦ ૧૨ મી આગસટ સને ૧૮૮૭**—આજે સવારના કલાક ૬।। વાગેને અમારી ગાડી બફેલો નામનાં ગામપર ઉભી રાખી હતી, જ્યાં બીજીગામથી ગાડીઓ આવી તેમાંના ઊતારૂઓ ફેરફાર કરતાં નજદીક દોઢ કલાક કાહાડયો હતો અને ત્યાર પછી ગાડી ઉપડી હતી. તે લેક એરી (Lake Erie) ને કીનારેથી થઇને અમારી ગાડી પસાર થતી છેક નાયગરા ફોલનાં ગાંમ તરફ કલાક ૮।। વાગે પુગી હતી ને અમોએ કલીફ્ટન હાઊસ નામનાં હોટલમાં ઉતારો લીધો હતો. બફેલો ગામ તરફ અમારી ગાડી ફેરફાર કીધી હતી. જેમા અમો સુતા હતા તે ગા-

ડીવાલી ટ્રેન બીજે રસ્તે નાયગરા તરફ જવાની હતી ને તે ગાડી અ-
મારીવાલી ટ્રેનમાંથી છોડી બીજી ટ્રેન જે જુદે રસ્તે નાયગરા જવાની
હતી તે સાથે જોડી હતી. અમો પેહેલાં સમજ્યા કે ગાડી કાંઇ શન-
ટીંગ કરવા છુટી કીધી હશે, પણ એક કલાક સુધી પાછી તે ગાડી
નહી આવ્યાથી અમારી ગાડીમાં મેનીજ કરનાર માણસને પુછતાં મા-
લમ પડયું કે તે તો બીજે રસ્તે છુટી જશે તેથી અમો બીજી ગાડી-
માં બેઠા હતા, નહીં તો આગળ પાછળ ટ્રેનો નાયગરા પુગતે તો અ-
મસ્થો ગભરાટ થતે કે અમારામાંનો એકજણ પાછળ રહી ગયો. અમે,
બેહુ જનાને એક ગાડીમાં સુવાની "બર્ઠ" મળી ન હતી તેથી જુદી
જુદી ગાડીમાં(પણ એકજ ટ્રેનમા) સુવું પડયું હતું. અમે આજે
સવારે નાયગરા પુગ્યા ત્યારે અમારી ગાડી સાથે અમારા કોથલા
તથા બીછાણા લાવેલા અમે મુકી આવ્યાથી તે ગાડીમા રહી ગયાં
હતાં પણ તે પાછળથી આવશે કરી અમો જે હોટલમાં ઉતર્યા તે
હોટલવાળાને તેની રસીદ જે એક લોખંડની નંબર સાથની ટીકીટ હોય
છે તે આપ્યાથી તેનો બધું નકી કરી અમોને કોઇબી મેહેનતમાં નાખ્યા
વગર હોટલમાં પોહોંચાડી આપ્યા હતા. અમો જે હોટલમાં ઊતર્યા તે
ઇંગ્રેજી કેનેડાની સલતનતમાં હોવાથી કસ્ટમ હાઉસવાળાઓ અમારો
સામાન તપાસવા હોટલમાં આવ્યા હતા, પણ અમોએ કપડાંજ પેહેરા-
વાના છે કરી કહ્યાથી કોથલાઓ ઊઘાડ્યા વગર પસાર કીધા હતા. અ-
મારાવાલું હોટલ નાયગરાના ધોતની બરાબર સામે હોવાથી એ ધોતો-
ઘણા સરસ રીતે અમો જોઈ શકતા હતા, અમો હોટલવાળાનીજ
ગાડી લઇને બધે ફરવા સારૂ નિકળ્યા હતા. એ નાયગરા નામની નદી ઘણી
નાનીછે ને લેક એનટેરીઓ (Lake Ontario) અને લેક એરી (Lake
Erie) ની વચમા આવી બધેને જોડે છે એ લેકમાથી શરૂ થાય
છે જ્યાંથી તે પોણો મેલ પોહોળી અને ૪૦ થી ૫૦ ફીટ ઊંડી જો-
રથી બહાર પડે છે ને ૩૬ માઇલ સુધી જઇને લેક એરીમાં પડે છે. પણ
તેની આગમજ ૨૨ મેલ દુર યાને ઓનટેરીઓથી ૧૪ માઇલ ગયા

પછી એનો મોટો ધોત જે દુનિયામા વખાણાએલો છે ને ઉપરથી નીચે પડે છે. એ નાયગરા નદી કોઇગમ સાતથી આઠ મેલ જેટલી પોહો-ળી થાય છે ને તેમાં ઘણા ટાપુઓ આવેલા છે જેમાંનું એક ગ્રાંડ આયલંડને નામે ઓળખાય છે ને ૧૨ મેલ લાંબુ ને સાત મેલ પોહોળું (આપણા મુબઇના ટાપુ કરતા મોટુ) છે હવે એ પાણીનો ધોત પડે છે તે કાંઈ ઉપર લખેલા એકલા એરી સરોવરના પાણીનો નથી, પણ તે સરોવરમા બીજા ત્રણ સરોવરો (Lake - Superior Michigan and Horo) ના પાણી ઉપલા લેક એરીમા થઇને એ રસ્તે બહાર પડે છે તેથી પાણી ઘણું જોરમાં તથા જથ્થાબધ આવે છે ને તે પાણી જ્યારે એ ૧૬૦ ફીટ ઊંચા ધોત થઈને પડે છે ત્યારે તેનો અવાજ ગાઇડ બુકના કહેવા મુજબ સારી હવા હોય છે તો ૧૫ મેલ સુધી સંભળાય છે એ નાયગરા નદી અમેરિકા તથા કેનેડાની વચમાં હદ દાખલ ગણાય છે ને એના બે મોટા ધોત છુટા છુટા થોડે છેટે પડે છે. તેમાંનો એક અમેરિકાની હદમા અને બીજો જે નાલરોકો છે તે કેનેડા(ઇંગ્રેજ)ની હદમાં આવેલો છે એ ધોતોની વચમા એક ગોટ (Goat) આયલંડ કરી ટાપુ આવ્યું છે જે આસરે ૭૫ એકર જેટલી જમીન રોકે છે અને નદીને એ ભાગમા એ ધોતોની આગળ વેહેંચી નાખી છુટી પાડે છે. એ ધોતોમાંનો અમેરિકન ધોત જે સરખો એક લીટીમાં પડે છે તે ૧૨૦૦ ફીટ પોહોળો અને ૧૬૩ ફીટ ઊંચો છે કેનેડયનનાં હદનો ઘોડાની નાલરોકો પડતો ધોત ૨૪૦૦ ફીટ પોહોળો અને ૧૫૮ ફીટ ઊંચો છે અને એ ધોતોમાંથી ગણતી મુજબ દશ કરોડ ટન પાણી એક કલાકમાં પડે છે. એ પાણીનો જોર (Rabids) ધોતોની એક મે-લ ઉપરથી શરૂ થાય છે અને ધોત આગળ આવ્યા આગમજ તેને ૫૭ ફીટનો ઢળાવ મળવાથી તે ઘણું જોરમા કલાકના ૨૪ મૈલને હિસાબે દોડતું આવી ધોત થઈને એકદમ પડે છે અને તેથી કરીને તેનું પાણી નીચાણમાં જાણે ઉકલતું હોય તેમ તેમાં કકરા પડે છે અને તેના છાંટા (Spray)થી જાણે બાફ ઉડતો હોય તેમ આસપાસ-ની હવા ભરાઇ જાય છે અને અમોએ તે છાંટાઓ જાણે ધુમાડો ઉડ-



નાયાગારાના ધોધ.

તો હોય તેમ ઉડતા છેક નીચાણમાંનાં વાદળાંઓ સુધી જતા જોયા હ-
તા. તેઓ નીચાણમાં ઘણા જાડા અને જાણે રૂનાં પોહોર્યાં હોય તેવા
હોય છે પણ જેમ હવામાં ખડકને મથાલે આવે છે તેમ પાતળા ધુ-
માડા જેવા થઇને આસમાન સુધી ઊંચે જઇ વાદળાં જે નીચાણમાં
હોય છે તેમાં ગોયા મળી જાય છે અને બાજુનો પવન હોય છે ત્યારે
ગમે એટલા દુર ઉભા રહીને ધોત જોઈયે છીયે તોબી તેના છાંટા આ-
પણને ભીનવે છે. અમોએ એ ધોતો બધી ગમથી ફરીને બરાબર જો-
તાં આખો દિવસ ભાંજ્યો હતો. અમો પેહેલે (Rapids) જોરથી દો-
ડતું પાણી જોવા ગયા હતા જે ધોતથી આસરે એક માઇલ દુર છે ને
ત્યાં ધોતનું પાણી જોરથી આવીને ખાડા, ખડકો તથા સંકડાસને લીધે
ઘણું જોરમાં દોડે છે ને તેથી કરીને બધું શીનશીન થઈ જાય છે ને
પાણી સામેના ખડકોપર અથડીને પાછું આવે છે જેને ઇંગ્રેજીમાં
(Eddies) એડીસ કરી કહે છે. એ મુજબ ધોતપરનાં દોડતાં પાણી સાથે
એ સામું એડીસનું પાણી મળે છે ત્યારે પાણીના મોટા મોજા માફક
પાણી ઊંચકાય છે અથવા પાણીની અંદર ચકરડું પડીને વંટાલીયો
(Whirl pool) થાય છે. એ બાજુપર વરસ ચારેકપર કપટાન વેબ
કરીને એક અથંગ તરનારો એકતરથી બીજેતર તરવાની શરત બકીને
તરવા ગયો હતો. તેને બધાઓએ ના કહ્યુ પણ તે સમજ્યો નહીં ને
પોતાના તરવાના હુનરપર મુસ્તાક રહીને અંદર પડયો હતો અને પોતે
પાણીના રોહો (Rapids)ની સાથે તરતો સામી બાજુએ ગયો પણ થોડો
ગયો નહી તેટલાં ધારવા મુજબ તે પાણીના રોહોમાં ઘસડાઇને એક
ખડક સાથ તેનું માથું અફડાવાથી તે ડુબી ગયો હતો. એ મુજબ
અમો નથી ધારતા કે કોઈબી શખ્સ આવા જોરાવર રોહો કે જે એક
માઇલ પોહોળા પાણીનો ધોત ૯૦૦ ફીટમાથી પસાર થાય ને તે ધોત
વળી ૧૬૦ ફીટ ઉપરથી પડીને પછી તેના જોર સાથે આટલો સાંકડો
થાય તેમાં તરી શકે. ગમે તેવી મોટી સ્ટીમર પણ એમાં તરી એક
નાકેથી બીજે નાકે જઈ શકે નહી. એ બાજુપર જાણે પાણી ગરમ
થઇને મોટા ફકરાઓ ઉઠે તેમ જોસમા ચહડતુ હતું ને એક એક

સાથે મોજા માફક ગબડતુ હતુ એ રેહો જોવા સારૂં એક ઘર
બાધેલું છે જ્યાં ફ્રાંકલાઈન રેલને છેક ઉપરથી નીચે સુધી જવાની સ-
ણીજ ગબડાવવાની જાણે ઉમીજ હોય તેવી બાંધી છે તેને પાણીથી ભ-
રેલી ગાડીઓથી પોતાના ભારે નીચે એક ગાડી જાય તો નીચેની
પાણી ખાલી કરી નાખેલી ગાડી ઉપર આવે તેવી રીતની ગબડાવવાની
ફાધી છે તેમા જોનારાઓને ગરમ ડાવર લઈને બેસાડી છેક હેઠલ પા-
ણીની સપાટીથી જગ ઉપર સુધી લઈ જાય છે જ્યાં પ્લાટફાર્મ બાંધેલા
છે તે પરથી ઉપલો લખેલો પાણીનો ગોઈડસ બરાબર જોવાઈ શકાય
છે એ બાજુનુ પાણી કલાકના ૨૪ માઈલને હીસાબે દોડે છે એવી
ગણત્રી કાહાડેલી છે ને તે પાણીના ગબડવાનો અવાજ દરિયાના મોટા
મોજાઓ કરતાબી ઘણો વધુ લાગે છે. કોઈ ગમ તો પાણી સામા સા-
મી ગબડવાથી ઉગાડાય છે ને પોત માફક થઈને પાછુ બીજી
ગમ પડે છે.

ત્યાથી નિકળેલા (Great Whirlpool) યાને મોટા વંટોલી-
યાવાલી જગ્યાપર ગયા હતા જ્યાંબી ઉપર લખેલી વિગત પ્રમા-
ણે પણ તેનેથી મોટા આકરમા પાણી ચહડવાથી વટોલીયાઓ થાય
છે એ જગ્યાપર જ્યા પાણીનો નદીનો રેહ દોડે છે ત્યા બરાબર
સામે વધારે પોહોળી જગ્યામા મોટા ખડક આવેલા છે તેની સાથે
રેહતુ પાણી જોરથી અઠડીને તે પાછુ હઠે છે ને બીજી ગમ જમીન-
ની બાજુપર નદીને જવાનો માર્ગ છે ત્યા પાણી દોડતુ જાય છે તેની
સાથે પેલું ખડકથી અફલાયલુ પાણી પાછુ હઠી આવી અડકે છે ને
ગોળને ગોળ તે પાણીને બાજુએ ખસાડી મુકવાથી ફરીને મોટા વટો-
લીયો આસરે હજાર ફીટના ઘેરાવાનો થતો હશે, ઉપરથી તેનું
પાણી ઘણું થોડુ ખભરાયલું માલમ પડે છે. પણ અંદરથી તેનો વ-
ટોલીયો ઘણો જોરમાં ફરે છે ત્યાંથી નિકળીને એ નદી ઉપર ઝુલતો
પુલ બાધેલો છે તે તરફ ગયા હતા. હમણા એ પુલની પડોશમાં
એક લોખડનો તાર, નદીને એક નાકેથી બીજે નાકે આડો નાખે છે
જે ઉપર આવતી કાલે કોઈ ચક્રમ અમેરિકન નાની સામાન ઘસડવાની

ત્રણ પઈડાંની ગાડી (Wheel Barrow) માં બેસીને પસાર થવાનો છે, જો તેવણ જરાબી ચુકયા યા બાલાંસ ખોહગો તો પાછા હેઠે ગયલા ઉપર આવવાની આશા નથી, કારણ કે પાણીના રોહોમાં ઘણું જોર છે ને ધોધની ઘણે થોડે દુરથીજ એ જગ્યા આવેલી છે એ જગ્યા પર અસલ (Blondin) બ્લોનડીન નામનો શખસ તારપર ચાલીને એક ગમથી બીજી ગમ જતો હતો ને તેમ ઘણી વખત તેણે ફતેહથી કામ કીધુ હતું, પણ આખરે એક વખત દોરડુ તુટાથી તેવણનો જાન ગયો હતો બે ત્રણ વખત બીજા અમેરિકનો એક પીપમાં બેસીને એ રોહોમાંથી એક નાકેથી બીજે નાકે પસાર થયા છે ને તેઓને તેથી એવું તો ખમવું પડયું હતુ કે ફરીથી તેમ કરવાની હિમત કરતા નથી તે પીપે પાણીનાં વમલમા ઘણાં જોરથી ચક્કર ખાધાં હતાં ને અદરવાલો તદ્દન તેથી ઘણો ગભરાટમા પડતો હતો. ને બેશુધ થવાની નજદીકમા આવતો હતો, પણ પોતે વાલવ (valve) રાખેલી તેથી ઊપરનો ભાગ કોઈ વખતે ઉઘાડી પોતાનુ ડોકુ જરા બાહાર કાહાડી તરત અંદર પાછું ખેંચી લેતો. તે મુજબ થોડા વખતમાં પીપ આગળ ઘસડાઇ નદીને કિનારે ગયું ત્યારે નજદીક બેભાન હાલતમાં તેવણને બાહાર કાહડયા હતા એવી રીને ખુદરતની સામે થવા વારાફરતી ચકડોલો નિકળી આવે છે તેને ઈહાની સરકાર અટકાવે તો સારૂ થાય, બાકી એકબારગી પોતે માથે લીધેલા કામમા ફતેહબી થાય તેમા તેને તથા બીજાઓને કશો ફાયદો થતો નથી. ત્યાથી નિકળેલા ઈહાનુ મ્યુઝીયમ જે ઈંગ્રેજી હદના હોરસ શુ ફોલની નજદીકમા છે ત્યા ગયા હતા, જયા સારો સગ્રહ જાનવરોનો રાખેલો છે, પણ નવાઇનુ કાઇ તેમા જોવામાં આવ્યુ નહી હતુ અમો ત્યાથી પાણીનો મોટો ધોધ જે પડે છે તેની હેઠલ જવા સારૂ અમારાં કપડા ઉપર તારપાલીનના બીજા કપડા પેહેર્યા હતા અને સાથે ગાઇડ લઈને હોર્સ શુ ફોલ જે સૌથી મોટો અને ગજાવર દુનિયાનો ધોધ છે તેની હેઠલ ગયા હતા. ત્યા જવા સારૂ એક લાકડાના મીનારા જેવું ઘર માંડીનં બાંધેલુ છે, તેપરથી આસરે ૧૨૫ ફીટ નીચે ગયા હતા અને

ધોધ જે પડતો તેના ઢળાવ (curve) ની નીચે અમો ખડકને અથ-ડતા અથડતા ગયા હતા. એ ધોધનો અવાજ કાનના બેહેર ફાડી નાખે તેવો એ વખતે લાગતો હતો અને તેના છાંટા (Spray) અમારી ઉપર ઘણા જોસમાં પડતા હતા અમો તે ધોધની બરાબર હેઠલ ઉભા રહીને અમારે માથેથી કાંઈબી અટકાવ વગર તેનું પાણી દોડીને આ-ગળ ૧૦ ફીટ દુર પડતું હતુ તે જોવાનુ ઘણું સરસ લાગતું હતું. જાણે આપણે પાણીથી બનેલા એક ગુબજમા ઉભા છીએ અને ઉપર તથા સામે અને બાજુપર પાણીની દેવાલો તથા સીલીગ બની ગઈ છે. જેમાંથી આસપાસનું એકબાજુ સિવાગ બીજું કાંઇ દેખાતુ હતું નહીં, પણ સુરજની રજાલ તથા ઊજરહુંજ દિસ્તું હતું. એ દેખાવ ઘણોજ જોવાલાયક છે ને આપણે જો કે ધોધની હેઠે ઉભા રહીએ છીએ પણ પાણી પોતાના જોરથી એટલું દુર બાહાર પડે છે કે તેની નીચે ઉભા રેહેનાર પર એક ટીપુંબી પાણી તેમાંથી પડતું નથી, પણ આસરે દશ યા વીશ ફીટ દુર પડે છે. ફકત પાણીના છાંટા પવનના જોરથી યા પાણી જમીનપર પડે તેના ઉછાલાથી ઊડતા અમોને તદન ભીણવી નાખતા હતા પણ અમોને તારપાલીનના કપડાં માથાથી પગ સુધીનાં પેહેરાવેલાં તેથી અમારૂં આંગ યા કપડાં તદન સુકાં રહેલાં હતાં. એ કપડાં પેહેરયાથી અમારો દેખાવ જાણે લેપલેંડના રહેવાસીઓ એસકવી-મો (Esquimaux) આવે છે તેવો લાગતો હતો. અમો એ સુ-જબ પાણીના ધોધની હેઠલ થોડોવાર ઉભા રહીને પાછા ઊપર આવ્યા હતા ત્યાંથી પાછા હોટલમાં આવી લંચ (ઇંહાં તો બપોરના ખાણાને ડીનર કહે છે તેજ મુજબ ભરપુર ખાણું આપે છે તે) લેઈને પાછા નિકળેલા પુલો વારાફરતી પસાર કરીને એ બે મોટા ધોધોની વચમાં જે ગોટ આયલંડ કરીં જગ્યા છે ત્યાં ગયા હતા. જયાં પેહેલાં અ-મેરિકન બાજુના પડતા ધોધનીં ઊપરની બાજુપર ગયા હતા ને નદી ત્યાંથી દોડતી જઈ નીચે પડે છે તેનો ધોધ જોયો હતો. જે વ-ખતે ત્યાંબી બે ફાંટા નદીના થઇને ધોધ ૧૨૦૦ ફીટની પોહોળાઇનો ૧૬૩ ફીટ નીચાણમાં પડે છે. તેનો અવાજ જાણે વાદળ ગગડતું

હોય યા ગંજાવર મીલો ચાલતી હોય તેવો ત્યાંથી સંભળાતો હતો ને દેખાવ ઘણોજ સરસ લાગતો હતો. નીચાણમાં જોઈયે તો પાણી જ-મીનપર પડતું દીસે નહી, પણ તે ઉછલીને તેના છાંટાથી જાણે રૂના પોહોલ્યાં બની બધે હવા ભરી નાખી હોય તેવું લાગતું હતું એટલા જોરથી પાણીના છાંટા પાછા ઊપર સુધી ઉડતા હતા. ઇહાં જુદી જુદી જગ્યા પરથી જુદા જુદા દેખાવો ધોધના દીસ્તા હતા. ત્યાંથી આગળ વધીને પછી નાલરેકો ધોધ (Horse shoe fall) જે સૌથી મોટો છે તેનો ધોધ ૨૪૦૦ ફીટ પોહોળો નીચે ૧૫૮ ફીટ સુધી પડે છે તેને ઊપરથી જોયો હતો. એ તરફનો નદીનો ભાગ જાણે બધો ફીણનો બનેલો હોય તેમ હતો અને પાણી એટલાં તો જોરમાં આવતા હતાં કે તેના ડુંગર જેવા મોજા થતા હતા અને તેવાજ જોરમાં હેઠા-ણમાં ધોધ થઈને પડતું હતું અને તેના છાંટા (Spray) અમે આગળ લખ્યુ છે તેમ છેક વાદળાં સુધી ઊંચે જતા હતા અમો કોઈબી રીતે એ ગંજાવર ધોધોની તારીફ કરી શકતા નથી અને માણસ જયારે એને નજરે જોય ત્યારેજ તેની ખુબી માલમ પડે છે કે નાયગરાના દુનિયાના વખણાયલા ધોધ તે શું છે. અમો ત્યાંથી નિકલી ધી થ્રી સીસ્ટર્સ આયલંડ (The Three Sisters' Island) જોવા ગયા હતા એ ત્રણ નાના ટાપુઓ ધોધની જરા ઉપરથી નદીના ફાટાથી બન્યા છે અને તેઓને ત્રણ પુલોથી જોડેલા છે જયાથી નદીનું દોડતું પાણી ધો-ધમાં પડવાની જરા આગમજથી ઘણું સરસ દીસે છે. ત્યાંથી નીકળે-લા જરા આગળ વધતા નદી ઇંહા જે એકથી સવા માઇલ પોહોળી થાય છે તે જોઇ હતી અને પછી પાર્કમાં ફરીને હોટલમાં આવ્યા હતા. પાર્કમાં કાંઇ ઘણુ જોવાલાયક નથી, ફકત ઝાડો મોટાં રોપેલાં છે. અમો જ્યારે બે ધોધની વચમાં ધોટ આયલંડ ઉપર હતા ત્યારે સુર-જની રજાલ તે ધોધ ઉપર પડતી હતી, જેને લીધે વરસાદની કમાન માફક ત્યા થઇ આવી હતી જે ઘણી જોવા લાયક હતી એ ફપલા બે ધોધોની જરા આગળ એક મીલ અનાજ દળવાની ઊભી કીધી છે જે ઘણી મોટી છે અને તદન પાણીના જોરથીજ ચલાવે છે ને બાકીનુ

ધોધ જે પડતો તેના ઢળાવ (curve) ની નીગે ગમો ખડકને અથડતા અથડતા ગયા હતા. એ ધોધનો અવાજ કાનના બેહેર ફાડી નાખે તેવો એ વખતે લાગતો હતો અને તેના છાંટા (Spray) અમારી ઉપર ઘણા જોસમાં પડતા હતા. અમો તે ધોધની બરાબર હેઠલ ઉભા રહીને અમારે માથેથી કાંઇબી અટકાવ વગર તેનું પાણી દોડીને આગળ ૧૦ ફીટ દુર પડતુ હતું તે જોવાનું ઘણુ સરસ લાગતું હતું. જાણે આપણે પાણીથી બનેલા એક ગુબજમાં ઉભા છીયે અને ઉપર તથા સામે અને બાજુપર પાણીની દેવાલો તથા સીલીંગ બની ગઈ છે. જેમાંથી આસપાસનું એકબાજુ સિવાય બીજું કાંઇ દેખાતુ હતું નહી, પણ સુરજની રજાલ તથા ઊજરહુંજ દિસ્તુ હતું. એ દેખાવ ઘણોજ જોવાલાયક છે ને આપણે જો કે ધોધની હેઠે ઉભા રહીયે છીયે પણ પાણી પોતાના જોરથી એટલું દુર બાહાર પડે છે કે તેની નીચે ઉભા રેહેનાર પર એક ટીપુંબી પાણી તેમાંથી પડતુ નથી, પણ આસરે દશ યા વીશ ફીટ દુર પડે છે. ફકત પાણીના છાટા પવનના જોરથી યા પાણી જમીનપર પડે તેના ઉછાલાથી ઊડતા અમોને તદન ભીણુવી નાખતા હતા પણ અમોને તારપાલીનના કપડાં માથાથી પગ સુધીનાં પેહેરાવેલાં તેથી અમારૂં આંગ યા કપડાં તદન સુકાં રહેલાં હતાં. એ કપડાં પેહેરયાથી અમારો દેખાવ જાણે લેપલેંડના રહેવાસીઓ એસકવીમો (Esquimaux) આવે છે તેવો લાગતો હતો. અમો એ સુજબ પાણીના ધોધની હેઠલ થોડોવાર ઉભા રહીને પાછા ઊપર આવ્યા હતા ત્યાંથી પાછા હોટલમાં આવી લંચ (ઇંહાં તો બપોરના ખાણાને ડીનર કહે છે તેજ મુજબ ભરપુર ખાણું આપે છે તે) લેઈને પાછા નિકળેલા પુલો વારાફરતી પસાર કરીને એ બે મોટા ધોધોની વચમાં જે ગોટ આયલંડ કરીં જગ્યા છે ત્યાં ગયા હતા. જયાં પેહેલાં અમેરિકન બાજુના પડતા ધોધની ઊપરની બાજુપર ગયા હતા ને નદી ત્યાંથી દોડતી જઈ નીચે પડે છે તેનો ધોધ જોયો હતો. જે વખતે ત્યાંબી બે ફાંટા નદીના થઇને ધોધ ૧૨૦૦ ફીટની પોહોળાઇનો ૧૬૩ ફીટ નીચાણમાં પડે છે. તેનો અવાજ જાણે વાદળ ગગડતું

હોય યા ગંજાવર મીલો ચાલતી હોય તેવો ત્યાંથી સંભળાતો હતો ને દેખાવ ઘણોજ સરસ લાગતો હતો. નીચાણમાં જોઈયે તો પાણી જમીનપર પડતુ દીસે નહી, પણ તે ઉછલીને તેના છાંટાથી જાણે રૂના પોહોલ્યાં બની બધે હવા ભરી નાખી હોય તેવું લાગતું હતું એટલા જોરથી પાણીના છાંટા પાછા ઉપર સુધી ઉડતા હતા ઇહાં જુદી જુદી જગ્યા પરથી જુદા જુદા દેખાવો ધોધના દીસ્તા હતા. ત્યાથી આગળ વધીને પછી નાલરેકો ધોધ (Horse shoe fall) જે સૌથી મોટો છે તેનો ધોધ ૨૪૦૦ ફીટ પોહોળો નીચે ૧૫૮ ફીટ સુધી પડે છે તેને ઉપરથી જોયો હતો. એ તરફનો નદીનો ભાગ જાણે બધો ફીણનો બનેલો હોય તેમ હતો અને પાણી એટલાં તો જોરમાં આવતા હતાં કે તેના ડુગર જેવા મોજા થતા હતા અને તેવાજ જોરમાં હેઠાણમા ધોધ થઈને પડતું હતું અને તેના છાંટા (Spray) અમે આગળ લખ્યું છે તેમ છેક વાદળાં સુધી ઊંચે જતા હતા અમો કોઈબી રીતે એ ગંજાવર ધોધોની તારીફ કરી શકતા નથી અને માણસ જયારે એને નજરે જોય ત્યારેજ તેની ખુબી માલમ પડે છે કે નાયગરાના દુનિયાના વખણાયલા ધોધ તે શું છે. અમો ત્યાંથી નિકલી ધી થ્રી સીસ્ટર્સ આયલંડ (The Three Sisters' Island) જોવા ગયા હતા એ ત્રણ નાના ટાપુઓ ધોધની જરા ઉપરથી નદીના ફાટાથી બન્યા છે અને તેઓને ત્રણ પુલોથી જોડેલા છે જયાંથી નદીનું દોડતુ પાણી ધોધમાં પડવાની જરા આગમજથી ઘણું સરસ દીસે છે. ત્યાંથી નીકળેલા જરા આગળ વધતા નદી ઇહા જે એકથી સવા માઇલ પોહોળી થાય છે તે જોઇ હતી અને પછી પાર્કમા ફરીને હોટલમાં આવ્યા હતા પાર્કમા કાઇ ઘણુ જોવાલાયક નથી, ફકત ઝાડો મોટાં રોપેલાં છે. અમો જ્યારે બે ધોધની વચમાં ધોટ આયલંડ ઉપર હતા ત્યારે સુરજની રજાલ તે ધોધ ઉપર પડતી હતી, જેને લીધે વરસાદની કમાન માફક ત્યા થઇ આવી હતી જે ઘણી જોવા લાયક હતી એ ઉપલા બે ધોધોની જરા આગળ એક મીલ અનાજ દળવાની ઊભી કીધી છે જે ઘણી મોટી છે અને તદન પાણીના જોરથીજ ચલાવે છે ને આફીનુ

પાણી કાહાડી નાખે છે તેના અઢાર નાના નાના ધોધો થઈને પડે છે તે મજેના લાગે છે. ઉપલા બે ધોધોની બાજુથી એક નાની સ્ટીમર આખો વખત લોકોને લાવ લઇજાવ કરી તે ધોધોની સામે દુરથી ઉભી રહીને બતાવે છે ને એવી રીતે સ્ટીમર ચલાવે છે કે પાણીના રેહોથી દુર રાખ્યાથી તેને કશી અડચણ થતી નથી જો કે આપણને જાણે હમણાં તે રેહોમાં ધસડાઈ જશે એમ લાગે છે નાયગરાના ધોધ જોવા બીન ગણત્રીનુ લોક રોજનું જુદી જુદી ગમથી આવે છે ને આખો વખત બધે જોનારાઓના ટોળા મળે છે.

**તા૦ ૧૩ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સવારના પોહો-રમાં ઉઠીને પાછો ધોધ હોટલપરથી જોગો હતો. જે વખતનો દેખાવ પરોઢીયાંને લીધે મજાનો લાગતો હતો ને પાણીના છાટા (sprays) વરાલ છુટતી હોય તેવા સફેદ અને જાડા લાગતા હતા ધોધનાં પા-ણીનો અરધો ભાગ જાણે લીલાં પાંના જેવો લાગતો હતો અને જુદાજ દેખાવ જેવું લાગતું હતું. જો અમોથી બનતે તો હંદા એક અઠવાડિયુ રહીને એ ધોધો જોયા કરતે પણ ધરાતે નહીં આખરે દલગીરીથી એ જગ્યા અમોએ છોડી હતી અમો આગની ગાડીમાં બેસીને નાયગરા ધોધથી સવારના ૯ વાગે નિકળેલા ૧૫ માઇલ દુર પોર્ટ ડેલાઉઝી ક-રીને લેક ઓનટેરીઓને કિનારે એક નાનું ગામ, છે ત્યા ઉતર્યા ને ત્યાંથી એમપ્રેસ ઓવ ઈંડિયા સ્ટીમશીપ લાઈનની સ્ટીમર "એમ-પ્રેસ ઓવ ઈંડયા" માં કલાક ૧૦ વાગે બેઠા તે લેક ઓનટે-રીઓને પસાર કરીને ટોરાંનટો કરીને કેનેડાની હદનું ગામ છે ત્યાં કલાક ૧૧॥ વાગે ઉતર્યા હતા લેક ઓનટેરીઓ પસાર કરતી વ-ખતે જરા તેના પાણીમાં ઉછાલો હોવાથી સ્ટીમર થોડી થોડી ડોલતી હતી તેથી થોડાક ઉતારૂઓ માદા થયા હતા અને અમોને પણ થોડા ફેર આવ્યા હતા એ સરોવર લંબાઇમા ૧૮૦ માઈલ અને સરાસરી પોહોળા-ઇ ૪૦ માઇલનો કહેવાય છે. એનો વિસ્તાર જુમલે ૬૩૦૦ ચોરસ માઇલનો છે એવો મોટો એ સરોવર છે. ટોરાનટોનુ શેહેર ઇંગ્રેજી

હદ કેનેડાના સ્વાધીનમા છે અને ઓનટેરીઓ જીલ્લાનું મુખ્ય શેહેર ગણાય છે. અમોને વખત નહીં હોવાથી તે અંદરથી તે જોઈ શકયા હતા નહી, પણ ત્યાંથી પાછા રીકેલો એન્ડ ઓનટેરીઓ નેવીગેશન કું-પનીની સ્ટીમર "કારીનઠીયનમાં" બેઠા હતા અને તે બે વાગતે હંકારી હતી. એ શેહેરની વસ્તી સને ૧૮૩૨માં ૨૮૦૦ માણસોની હતી તે સને ૧૮૮૧ ના સેનસસ પ્રમાણે ૮૬૪૪૫ ની થઇ છે એટલું જલદી એ શેહેર વસી ગયુ છે. એ શેહેરમા ઇમારતો સારી દીસતી હતી ને અમારી સ્ટીમર લેક ઓનટેરીઓપર એને કિનારેથી જતી હતી તેથી શેહેરનો દેખાવ જોઈ શકયા હતા. પોર્ટ હેમીલટનથી એ શેહેરમાં આવ્યા તે આ સરોવરને રસ્તે ૩૫ માઇલ દુર હતુ. અમારી સ્ટીમર હવે કિનારેથી ચાલતી તેથી જોવાનો દેખાવ સારો મળતો હતો. એક ગમ કિનારો બધો લીલોતરીના ઘાસથી ભરેલો હતો ને બીજી ગમ સરોવર જાણે મોટો સમુદ્ર હોય તેમ જ્યાં નજર કરીયે ત્યાં પાણી અને આસ્માન દીસતુ. આજની આખી રાત સ્ટીમરપર એ સરો-વર પસાર કરવામાં ગુજારી હતી ને સ્ટીમર મજેહની થબ ચાલતી હતી સ્ટીમરમા આસરે ૫૦ કેબીનો છે ને સારી મજેની શણુગારે-લી છે, પણ ઉતારૂઓ ઘણા હોવાથી એ બધી કેબીનો જેમાં ૧૦૦ બીછાણા હશે તે ભરાઇ ગઈ ને બીજા ઉતારૂઓને બાહાર કોચોપર સુવુ પડયું હતુ. અમો જેવા સ્ટીમરપર ગયા, તેવીજ કેબીન રોકયાથી બે બહેની એક કેબીન બે ડાલર વધારે આપીને લીધી હતી

**તા૦ ૧૪ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સવારના ઉઠયા ત્યારે ઈહાની વખણાયલી નદી સેંટ લારન્સમાં ચાલુ થઇ ચુકા હતા એ નદી કેપ વીનસેટ નામની જગ્યા છે ત્યાથી શરૂ થાય છે. ને છેક મોનટ્રીયલ સુધી જાય છે અને તેમાં કીગસ્ટન કરી ગામ જે ઉપલા ગામથી ૧૮૨ માઇલ દુર છે ત્યાથી ઘણી જોવાલાયક છે ઈહા નદી ઘણી પોહોળી થાય છે અને તેમા વગર ગણત્રીના (૧૮૦૦ને આસરે) નાના મોટા ટાપુઓ વીખરાઇ ગયલા છે અને તે ૫૦ માઇલ સુધી મરે

છે જેઓ બધાપર ઝાડ પાન ઊગેલા છે અને કોઇ કોઇપર નાના બંગલાઓ તથા બાગો કીધા છે. કોઇ ટાપુ થોડા વારનુંજ બનેલું અને કોઈ એકરો જમીન રોકે છે તેઓ જાણે નદીમાં ઝવેરાતના નંગો જડયા હોય તેમ છુટાં છુટાં આનીગમ પેલીગમ જયાં નજર કરીયે ત્યાં દીસે છે અને આપણી સ્ટીમરની સામે જાણે જમીન હોય તેમ દુર દીસે છે પણ આગળ વધ્યા ને જરા વલાંણ લીધી કે વળી નદી આગળ દેખાવા માડે છે અને તે દુરથી પાછી નદી ખતમ થઇ હોય તેમ લાગે છે. એ મુજબ તે બાજુ ઉપર આવ્યા કે વળી એક ફાટો નદીનો નિકળી આવી એક મોટો સરોવર નજરે પડે છે જેમાં પણ નાના મોટા ટાપુઓ ઝાડ પાનથી ભરેલા દીસે છે અને કિનારાઓ ઊપર વારફરતી નાના મોટાં શેહેરો તથા ગામડાંઓ મળે છે. કોઈ ગમ ટાપુઓ એટલા તો નજદીક આવે છે કે તેઓની વચમાથી સ્ટીમર પસાર થાય છે ત્યારે બેઉ ગમના ટાપુ ઊપર પથ્થર ફેંકી શકીયે. કોઇ ટાપુઓ ઉપર કલબો ઈંગ્રેજોની ઉઘાડેલી છે, કોઇપર અમેરિકનના મઝા મારવાના મુકામો તથા રહેવાના બંગલાઓ બાંધેલા હોય છે અને કોઈ ખાલી ઝાડ પાનથી ભરેલા હોય છે. સ્ટીમર ઉપરથી એ બધાનો દેખાવ જેમ કેલીયોડોસકોપ (Caliodoscope) માં બદલાય છે તેમ બદલાતો હતો અને એક એકથી સરસ દેખાતા હતા. એ પ્રમાણેના ટાપુઓથી ભરેલી નદી દુનિયામાં બીજે કયે નથી અને ઘણીજ જોવા લાયક છે. એ નદી અમેરિકા અને કેનેડાની વચમાંની હદ છે તેની ઉતર બાજુપર કેનેડીયન ડુમીનીયન અનેદક્ષિણે (અમો ઉગમણ તરફ જઈયે છીયે) અમેરિકન સ્ટેટસની જગ્યા છે. તેઓના વારાફરતી બેઉ બાજુપર શેહેરો આવે છે તેઓની ઉપર પોતાના વાવટાઓની નિશાણો ઉડે છે. તે નદીની વચમાંના ટાપુઓ પણ એ મુજબ વેંહેંચી લીધા હોય તેમ એક ટાપુપર ઇંગ્રેજી તો બીજા ટાપુપર અમેરિકન વાવટાઓ દીસે છે. એ મુજબ બેકવીલ કરીને ઇંગ્રેજી કેનેડયન હદનાં ગામ સુધી આવ્યા ત્યાં સુધી સરોવરો તથા ટાપુઓ મળ્યા હતા અને પછી બધી નદી મળી

હતી. બધા મળીને એટલા ૫૦ માઇલમા ૧૮૦૦ ઊપર ટાપુઓ આ-
વેલા છે એમ કહે છે. એ ટાપુઓ પસાર કીધા પછી (Long Sault)
લાંગ સોલ્ટ કરીને પાણીનો રોહો આવે છે ત્યા આવી પુગ્યા એ
જગ્યાપર સરોવર જેવી નદી થઇને પછી એક નાની ખાડીમાંથી
આગળ વધે છે તેથી બધાં પાણીને અંદર એકદમ જગ્યા ખુલાસાથી
મળતી નથી અને વળી સામે પાહડી જગ્યા આવે છે તેથી પાણી તે
ખાડીમા જતી વખતે સકડાઇને આસપાસથી ઉંચકાઇ ઊંચું થઇ વચ-
માં ખાડો પડી જાય છે, કારણ કે વલાણ તે વખતે નદી લે છે તેના
પાણીનુ જોર તે વખતે બાજુઓપર ઘણુ જાય છે તેથી બેઉ તરફથી
ઊંચકાય છે અને વળી સામે પાહડી જગ્યા આવ્યાથી વચમાંનું પાણી
તેની સાથે અથડીને તેના જોરથી પાછું ફરે છે એટલે આમન સામન
નદી દોડતી હોય તેમ લાગે છે અને તેઓના પાણી અથડવાથી જાણે
કે તોફાન થતુ હોય તેમ પાણી જોસમા આવી કકરા પડતા હોય
છે તેમ હીલે છે. એ વખતે બોટ ઉપરના સુકાનપર ચાર માણસો
ઉભા રહે છે, નહી તો એક જણથી સુકાન ફેરવી શકાતું નથી એટલું
જોર પાણીમા ત્યાં આવે છે ને વળી ત્યાનો પાઇલટ તેઓને શી
રીતે હકારવું તે બતાવે છે તેથી પાણીના આવતા મોજા તથા
રોહોમા તેઓ તપાસીને રોહોની સાથે બોટ ચલાવે છે રોહોની
સાથે નહી ચલાવે તો આડા મોજાથી આગબોટ ઊંધી વળી
જયા વગર રેહે નહી એવી રીતના રોહો એ નદીમા આગળ
ચાલતા અમોને ચાર ઉપર મળ્યા હતા. એ રોહો કલાકના વીસ
માઇલને હિસાબે દોડે છે તેથી તેમાં આવે ત્યારે સ્ટીમર ઇનજીન
ચાલતુ બંધ કરે છે ને પાણીના રોહોની સાથેજ ઘસડાઇને ચાલે
છે. એ વખતે અમારી સ્ટીમર પાણીની વચમા ચાલે ત્યાં પાણી-
મા ખાડો પડી ગયો હોય તેમ હોય છે ને આસપાસના પાણી
અમારી સ્ટીમરવાળા પાણીથી ત્રણ ચાર ફીટ ઉંચા રહે છે, ને જાણે
આપણા ઉપર તેઓ સ્ટીમરપર દોડી આવે તેમ લાગે છે પણ વચમાં તે [illegible]
જોરના જોરથી જાય છે કે તેઓને પડવા દેતો નથી [illegible]

ના પાણી ઊંચાનમાજ ચાલે છે ને વચમાના ખાડામાંથીબી સઘળું પા-
ણીબી ચાલે છે તે ઘણું નવાઇ જેવું લાગે છે કે પાણી પોતા-
ની સપાટી હમેશાં જાલવી શકે છે તેમ ઇહા થતું નથી. એકગમ જયાં
જોરાવર રોહો છે ત્યાં બે નદી તથા એક નાલું સાથે ત્રણ જુદી ગમ-
થી આવી મળે છે ને તેનાં પાણીને જવાની જગ્યા ત્યાં નાની હોવાથી
એજ મુજબ રોહો પણ ઘણો જોરાવર થાય છે ને ત્યા તો પાણીનો
નાનો જેવા ધોધ પડે છે તેની સાથેજ સ્ટીમર હોહાણમાં ઊતરે છે
તે વખતે આસપાસનાં પાણી જોવાલાયક રીતે જોસમાં ચહડે છે ને
સ્ટીમર જાણે હમણાં આગળી તરફ્થી ઉછલાઇ જાય તેમ ઉભી થાય છે
ને બધા ઉતારૂઓને પકડીને ઉભા રહેવુ પડે છે એટલા આંચકા સ્ટી-
મરમા આપે છે કોઇ વખતે તો પાણી એક ગમ ઊંચું હોવાથી બીજી
ગમના નીચલા પાણી તથા તેની અડોઅડ ચાલવાથી સ્ટીમર એક-
ગમથી વાંકી વળી જાય છે ને વખતે કોઇ ઉતારૂઓ ખુરસી ઉપર ઉભા
રહીને ભીડને લીધે મજાહ જોતા હોય છે અને કંઇ ચીજ પકડેલી
નહી હોય છે તો ઝીકાઇ જાય છે ત્યારે મજાહ ઘણી પડે છે. દરરોજ
એ પ્રમાણે ઘણી સ્ટીમરો એ રોહોથી પસાર થાય છે અને હજુર સુધી
કોઇ અકસમાત થયો નથી તેથી લોકો તેની મજાહ જોવા રોહોથી પ-
સાર થાય છે પણ એ ખુબી સઘળી પાઇલટોની છે જેઓ સઘળા
રોહો, તથા મોજાઓ તપાસીને સ્ટીમર ચલાવે છે, નહી તો જરા ચુકયા
તો સ્ટીમર ઊંધી વલતા કાઇ વિલબ લાગે નહી એક ગમ પાણીની
વલાંણ જયા બીજુ નાલુ મળે છે ત્યા S ની માફક થાય છે તે ઘણુ
મજેહનુ લાગે છે. અમોને મોનટ્રીયલ જયા અમો જવા સ્ટીમરમાં
નિકળયા હતા ત્યાં પુગવા આગમજ અહીના જંગલી ઇન્ડીયનોનાં બે
સંસ્થાન મળયા હતાં જેઓ હજી કાઇ ખેતીવાડી કરતા નથી પણ કેને-
ડીયન સરકારે તેઓને થોડા ટાપુઓ જુદા કાહાડી આપ્યા છે ત્યાં શે-
કાર કરીને રહે છે ને સરકાર તેઓને દર સાલ માણસ દીઠ કપડાં
તથા ખોરાકીનો કાઇ લવાજમ આપે છે. એ લોકોને અમે થોડા
જણાને જોયા હતા જેઓ ઇંગ્રેજી પોશાક પેહેરે છે અને કાઇ જંગલી

જેવા માલમ પડતા નથી. તેવોને દારૂ પીવાનો ઘણો ખરાબ લખ છે અને દારૂ સારૂં જેખી કહો તે કરવાને તૈયાર હોય છે અને દારૂ પીને છાકટા થાય છે ત્યારે જંગલી ખવાસ તેઓમાં પાછો ઉભરાઇ આવે છે અને સેટલરશોને (યુરોપીયન રહેવા આવેલાઓને સેટલર્સ કહે છે) મારફાડ કરે છે તેથી દારૂ તેઓને વેચવાનો હુકમ નથી. જો કોઇ વેચતાં પકડાયતો તેને દર બાટલી દીઠ ૪૦૦ ડાલરનો દંડ યા કેદખાનાની શીક્ષા વટીક થાય છે. અમારી સ્ટીમરે એ મુજબ ચાર પાંચ રોહો તથા સરોવરો મોટા મોટા પસાર કીધા હતા ને છેલ્લો સરોવર સેંટ લુઇસ પસાર કીધો કે મોનટ્રીયલ શેહેર દીસવા માંડયું હતું. એ શેહેરને બીજા કિનારા સાથે મેળવવા સારૂ સેંટ લોરન્સ નદી ઉપર બે પુલો નાખેલા છે જેમાંનો એક હમણાજ બંધાઇને તૈયાર થયો છે જે મોનટ્રીયલને "કાગનાવાગા" (Coughnawaga) નામના જગલી ઇન્ડીન્સોના ગામ સાથે જોડે છે તેની હેઠલથી અમારી સ્ટીમર પસાર થઇને વળી બીજો રેલવેનો પુલ વિકટોરીયા નામનો છે તેની પણ હેઠલથી પસાર થઇ હતી. એ છેલ્લો પુલ આગળનો બાંધેલો છે ને તેની તારીફ ઘણી થાય છે. તેપર ભુગલા ગેકો રસ્તો બંધ રીતનો કીધો છે તેમાથી આગનીગાડી પસાર થાય છે એ બે માઇલ લાબો છે તેમા નદીની ઉપરનો ભાગ સવા માઇલનો છે ને દુનિયામા સાથી મોટો પુલ એ કહેવાય છે અને ૨૪ થામલાઓ ઉપર એ નલીરોકો બાધેલો છે ને ઊપર ૬૩ લાખ ડાલર ખરચ પેડા હતો ને અને ૧૮૫૯ મા ઊઘાડયો હતો તેની ક્રિયા પ્રીન્સ ઑવ વેલ્સે ઈ.સ. ૧૮૬૦ મા આવ્યો હતો ત્યારે ધામધુમથી ફરીથી કીધી હતી. અમો રાતના ૭॥ વાગને કિનારે મોનટ્રીયલ (Montreal) જે કેનેડાનું મુખ્ય શેહેર ગણાય છે ત્યા ઊતર્યા હતા. આજનો દિવસ [illegible] મજેહનો [illegible]ડો ગયો હતો ને જે દેખાવ અમોએ ટાપુઓના વચમાં હજારો હજારનો જોયો હતો તથા રોહોના પાણીઓ જોયા હતા તે [illegible] ના-હાય નહી તેવા સરસ હતા. અમોએ સેંટ લોરેન્સ હોટેલમા ઉતારો લીધો હતો. રાતનુ ખાણું ખાઇને [illegible]

તવાર છે તોબી ત્યાં વાજું વાગતું હતુ ત્યાં એક માઇલ દુર ફરવા ગયા હતા જયાં ઘણી મોટી ભીડ ઇહાંના લોકની ફરવા નિકળેલી મળી હતી. વાજું રીજમીટનું હતુ ને પાર્કમાં બધે વિજળીની બતીથી ધોળા દિવસ જેવું ઊજરહુ કીધેલું હતુ જયાં અરધો કલાક ફરીને પાછા આવ્યા હતા.

**તા૦ ૧૫ મી ઓગસ્ટ સને ૧૮૮૭**—આજે મોનટ્રીયલ શેહેરની જુદી જુદી જોવાલાયક જગ્યાઓ જોઇ આવ્યા હતા. પેહેલા ઇહાંનું અસલનું ફ્રેંચ લોકનું બાંધેલુ નોત્રડેમ નામનું દેવળ જોવા ગયા હતા. એ દેવળ ઉત્તર અમેરિકામા સૌથી મોટું કહેવાય છે ને તેમા ૧૦ હજાર માણસો બેસી શકે એટલી બેઠકો છે. એ ૨૫૦ ફીટ લાંબું અને ૧૪૦ ફીટ પોહોળું છે ને તેના બે મીનારા જે આગલી બાજુપર કીધા છે તે દરેક ૩૩૦ ફીટ ઊંચા છે. એમાનો એક મીનારો જેપર લીફ્ટથી જવાય છે તેમાં ઘણો મોટો ઘાટ મુકેલો છે જે ૩૦૦૦૦ રતલ વજનમાં છે. એ મીનારાઓપરથી શેહેરનો દેખાવ ઘણો સારો દીસે છે. એની અંદરનો ભાગ બીજાં દેવળોની માફક "એલ્સ" તથા "નેવ"નો બાંધેલો છે. તેઓની વચમાના થાંભળાઓ મજેહના નાના નાજુક આંઠ આંઠ થાંભળાને સાથે જોડીને કીધા હોય તેવા છે અને એ થાંભળા, દેવાલ, આરકાં, સઘળું ગીલીટ તથા રંગથી સારૂ શણગારેલું છે તેની સીલીગ જે ઉંચી છે તે ઉપર વચમાં છાપડાની અંદર ત્રણ મોટીં ગોળ બારીઓ કાચની મુકી છે અને આસપાસની સીલીંગનો બીજો ભાગ તારાઓથી શણગારી તેને આસમાનના નમુનાનું બનાવ્યું છે. એનાં આલટર ઉપર—આરકાંઓ ગોખલા રોકાં કરીને તેમાં પુતળાંઓ મુકેલાં છે અને પુલપીટ એટલે ઉપદેશકનું ઉચું આસન પણ પુતળાંઓથી બધો શણગારેલો છે આલટરની જમણી બાજુ ઉપર સેંટપીટરનું બ્રોન્ઝ ધાતુનું પુતળું રોમના સેટપીટરના દેવળના જેવુ મુકેલું છે, જેના પગને પણ ઇહાં ત્યાંની માફક ચુમીથી ઘસી નાખ્યો છે. એ દેવળની અંદરના ભાગમાં બે માલ જેટલી અગાશીઓ કીધી

છે અને ત્યાંબી બેઠકો મુકેલીઓ છે. એનો બાહારનો ઓટલો ઘણુક મોટા થાંભળાઓથી કીધેલો છે અને મથાલે ત્રણ ગંજાવર પુતળાંઓ ક્રાઇસ્ટ તથા બીજા બે સેંટોના મુકેલાં છે. એ ઇમારત કાળા મજબુત પથ્થરની અસલ કેનેડા ફ્રેંચ લોકોને હાથ હતુ ત્યારથી બાંધેલું છે, તે જોવાલાયક છે. ત્યાંથી નીકળેલા ટીસી હોલ (ટાઊન હોલ) જોવા ગયા હતા. એ ઈંહાં મ્યુનીસીપલ આફીસ દાખલ વપરાય છે અને બાહારથી તેનો ભપકો સારો લાગે છે. અંદરથી વચમાં લંબ ચોરસ ચોક કરીને તેને ફરતી પથ્થરના થાંભલાઓપર ગ્યાલરી કીધી છે, જેની આસપાસ આફીસોના ઓરડાઓ કરી લીધા છે. તેની સીડી ઘણી મજેની બેઉગમથી ઊપર જવાય તેવી કીધી છે અને ત્રણ માઇલની ઇમારત બાંધી છે પણ અંદરથી કાઇ ઘણી જોવાલાયક નથી. ત્યાથી નેલસનનુ પુતળુ જે એક થાભલાપર મુકેલુ છે તે જોઇને ફ્રેંચ લોકોનુ એક બીજું દેવળ Notre Dame de Loudes કરીને છે તે જોવા ગયા હતા. તેનો હોલ અદરથી સામે ગોળ ગુંબજ બાધીને કીધો છે તેથી શોભે છે. એ ગુબજની પાછળથી મથાલેથી રોશની અદર વરજીન મેરીનાં પુતળાં ઊપર પડતી કીધી છે, તેથી તે પુતળુ દુરથી જાણે માણસ ખરૂ ઉભુ હોય તેવુ લાગે છે એ સિવાય બીજું કાંઈ જોવાલાયક તેમા હતુ નહી પણ ત્યાં એ વખતે આરગીન વાગતી હતી, જે કોઇ ખરેખર હુશિયાર માણસ એવી તો સરસ રીને વજાડતો કે ત્યાથી ખસવા ગમતુ હતું નહીં ત્યાથી નિકળેલા જેસુઇટ (Jesuits) નું દેવળ જોવા ગયા હતા એની બાહારની સીડીઓ આડી અતાડી જાણે ટેરેસીસ (terraces) ની કીધી હોય તેવી લાગતી હતી પણ અદરથી કાઈ ઘણુ જોવાલાયક નથી ત્યાથી નિકળેલા પોસ્ટ આફીસ, કોર્ટ હાઊસ તથા જુદી જુદી બેંકોની હવેલીઓ બાહારથી જોતા જોતા શેહેરની બાહાર મોન્ટરીયલ કરીને પાહાડ છે તે પર ગયા હતા એ પાહાડની તળેટીમા પ્રોટેસ્ટંટ લોકો-ની દાટવાની જગ્યા પેહેલા આવે છે, જે જગ્યાપર ફુલ ઝાડના ક્યારા તથા ઘાસનાં લોન્સો કરી શોભાવી છે ને તેમા જાતજાતની અનેકની

સંગેમરમર તથા પાલીશ કીધેલા ગ્રેનાઇટની શોરો મુકેલી હોવાથી શોભે છે. ત્યાંથી આગળ વધીને છેક પાહાડને મથાલે ગયા હતા, જ્યાંથી મોનટ્રીયલ શેહેરનો તથા આસપાસનો દેખાવ ઘણો સારો દેખાતો હતો. પાહાડની નીચે એ શેહેરની ઇમારતો તથા દેવળોના મીનારાઓ તથા મોહોલાના રસ્તાઓ સઘળુ દેખાતુ હતું ને શેહે-ર ફરતી આવેલી લોરસ તથા ઓટાવા નદીઓથી એને ટાપુ બનાવી દીધેલો હતો તેબી નજરે પડતુ હતુ તથા ગઈ કાલે અમે લેક સેટ લુઇસમાંથી જે પાણીના ગેહો પસાર કીધા હતા ત્યા સુધીનો દેખાવ દીસતો હતો એ સઘળુ જોઈને પછી પાછા ને પાહાડ ઊપરના પાર્કમાં ફરીને હેઠાણમા આવ્યા હતા એ પાર્કમાં મોટા ઝાડોના જગ-લ કીધાં છે તે સિવાય બીજું કશુ નથી હેઠાણમાં આવીને હમણા વિકટેરિયા સ્કવેરમા સેંટપીટર નામનુ દેવળ એેજ નામના રોમના વ-ખણાયલાં દેવળની ઢપ ઉપર બાંધે છે તે જોવા ગયા હતા. હજી સુધી તેનું ખોખુજ તૈયાર થયું છે અને ગુમજ પણ આટાગથી બંધાઈ ચુકો છે જે ૨૫૦ ફીટ ઊંચાઇમા છે અને બાહારથી રોમના દેવળ સેટપી-ટરને મળતું આવે છે, પણ કદે તેથી અગ્ધો અગ્ધ નાનુ છે અને શણગાર કશો હજી કીધો નથી. ઈહાની બીજી ઈમારતોમાં ગ્રે નનરી (Grey Nunery) તથા મઠો છે, પણ તેમાં કાંઇ અદરથી દમ ન હોવાથી અમો ગયા હતા નહી, પણ બાહારથીજ જોઈ હતી તે મોટી શારી બાંધ-ણીની ઇમારતો છે. બીજું ઈહાંના બે પુલો રેલવેવાળાએ બાંધેલા છે તે સિવાય કશું જોવાલાયક ન હોવાથી અમોએ સાજના આગની ગાડીમાં માઉન્ટરીયલ શેહેર છોડયું હતુ માઉન્ટરીયલ શેહેરનુ નામ (Mount Real) બાદશાહી પાહાડ, ઊપરથી ફ્રેંચ લોકોએ પાડેલું છે. તે કેનેડાનું મુખ્ય સૌથી વસ્તીવાલુ તથા મોટું શેહેર છે એની વસ્તી દોઢ લાખ માણસોની છે. તે એક ટાપુ છે અને ૩૦ માઇલ લાબુ તથા ૧૦ માઇલ પોહોળાઇમાં છે અને એને ફરતી સેંટ લોરન્સ તથા ઓટાવા નદી-ઓ આવી છે. એ શેહેર ઘણું ફળવંત હોવાથી તેને કેનેડાના બાગના નામ-થી ઓળખે છે એ શેહેરવાલી જગ્યા પેહેલ વેહેલી સને ૧૫૩૫ માં

જેક વીશ કારડીઅર (Jacrques Cartior) નામના ફ્રેચમેને શોધી ક્હાડી હતી જ્યાં ઇરોક વાઇસ નામના ઇન્ડીયનોનું નાનું ગામ હતું. અને સને ૧૬૪૨ માં ફ્રેચ લોકોએ વસાવ્યું હતુ. સને ૧૭૫૯ માં ઇંગ્રેજોએ કેનેડા જીત્યુ ત્યારે માન્ટરીયલ પણ તેઓને અસ્તક થયું હતું. તે વખતે તેમા ૪૦૦૦ માણસોની વસ્તી, જેમાંની થોડી ઇમારતો હજી સલામત છે ને ભોમિયાઓ બતાવે છે. જો કે એ શેહેર સમુદ્રથી ૮૦૦ માઇલ અંદર છે તોબી એની ઉપર આવેલી સેંટ લોરન્સ નદીથી મોટાં વાહાણો છેક તેના ડંકા સુધી આવી શકે છે ને ઇહાં મોટો વેપાર ઈંગ્લાંડની સાથે ચાલે છે. ઉપલી નદી અહી દોઢ માઇલ જેટલી પોહોળી છે. એ શેહેર ટેકડીઓ ઉપર બાંધેલું છે તેના હેઠાણના ભાગમાં ફ્રેંચ લોકો જે અસલી રેહેવાસીઓ છે તેઓ રહે છે ને ઉપરના ભાગમા પાછળથી રહેવા આવેલા ઇંગ્રેજો વસે છે પણ વસ્તીનો પોણો ભાગ ફ્રેંચ છે ને તેઓ હજી પોતાનીજ ભાષા બોલે છે ને સરકારી કામકાજ સર્વે ફ્રેચ તથા ઇંગ્રેજી એ બેઉ બોલીઓમાં થાય છે એ શેહેર કેનેડાના દુમીનીયન સુધા ઉતર અમેરિકા તરફ ફ્રાંસની "લેટીટયુડ" મા આવેલુ છે તોબી અહી અતિઘણી ટાઢ પડે છે શીયાલાના દિવસોમા ઠરમામીટર ઝીરોથી ૩૦ ડીગ્રી નીચે જાય છે, જેથી એને લગતી નદીઓ તથા સરોવર સઘળું બરફથી બંધાઈ જવાથી અકટોબરથી તે મે સુધી બધો વેહેવાર પાણીનો માર્ગનો બંધ થઇ જાય છે નદીમા પાચ ફીટ જાડુ આઈસ બધાય છે અને ગાડી ઘોડાને બદલે સ્લેડજોથી કામ લેવુ પડે છે ઈંહાં દર પાચ વરસે કારનીવેલ નામનો તેહેવાર શીયાલાની રૂતુમા પાલે છે તે વખ્તે બરફના મેહેલો તથા દેવળો બાંધે છે અને સઘળુ બરફનુ બનાવી તેમા રોશની કરે છે તેથી તે બીલોરના મેહેલ જેવા ચલકે છે અને તેમા માણસો જઈને મોજ મજા કરે છે, અને તેને પીગલી જવાની તદન ધાસ્તી રેહેતી નથી એટલી સખત ટાઢ પડે છે. અસર ક્હાડતા માલમ પડે છે કે ઇહાંથી પેલો વખણાયલો ગલ્ફ સ્ટ્રીમ પસાર થતો નથી. એ કેનેડાનુ રાજધાન [illegible]

મોટું છે, તેમા ચાર મોટા શેહેરો ઓટાવા, કુબીબેક અને મોન્ટોરીયલ તથા ટોરાંનટો આવેલા છે, પણ પાયતખ્ત ઓટાવામા રાખેલુ છે, જે કે ત્યાની વસ્તી રીતેર હજારની કહેવાય છે કેનેડા નામનુંજ ઇંગ્રેજ સરકારને તાબે છે અને ત્યા એક ગવરનર જેનરલ તેઓ મોકલવા સિવાય બીજો કશો હાકમીનો દાવો કરી શક્તા નથી એ લોકોની પોતાનીજ પાર્લામેંટ છે અને પોતે ધારાઓ બાંધી તથા કરો નાખી પોતેજ રેયતનું રાજ હોય તેમ ચલાવે છે, અને ઘણેભાગે સઘળી અમેરિકન્સોને મળતી આવે છે. ઈહાં ઘરો (મોન્ટરીયલના) નાં મોહોલાઓ ફ્રેન્ચ તથા ઇંગ્રેજોમાં વેહેંચાઈ ગયલા છે અને તેમા જાણે જુદાં સસ્થાનો હોય તેમ તેઓ જુદા રહે છે, અને ઘરોની ઢપ ફ્રાંસ તથા ઇંગ્લાંડને મળતી આવે છે અને જોકે ઘરો તથા મેહેલો ન્યુયોર્ક ના જેવા ઘણા મોટા અને શોભઈતા નથી તોબી ઈહાના રસ્તાઓ ઈંગ્લાંડની માફક ઘણા સારા અને સફાઈદાર ન્યુયોર્કથી ઘણા સરસ રાખેલા છે. માણસોને ચાલવાની પગથીઓ લાકડાના નાના ખુંટાઓ કરીને તે ઉપર પાટિયાં જડીને કીધેલી છે, જેથી નીચે ખાલી જગ્યા રહેવાથી અમો ધારીએ છીયે કે શીયાલાના દિવસોમાં તેપર ચાલવાને લોકોને સગવડ પડતી હશે. અમો સાંજનાં કલાક ૪ વાગેને મોન્ટરીયલ શેહેર છોડયું હતું અને આગની ગાડીમાં બેસીને પ્લાટસબર્ગ કરીને યુનાઈટેડ સ્ટેટસનું ગામ છે ત્યા રાતનાં કલાક ૭—૩૦ મીનીટે પુગ્યા હતા અને રાતનાં Fonquet House નામના હોટલમા ઉતારો લીધો હતો. એ ગામ નાનુ છે અને કાંઈ જોવાલાયક નથી, પણ સહવારના ઈહિાથી લેક શેમપ્લેપર સ્ટીમરમા જવાના હોવાથી આજે રાતના રેહેવું પડયું હતું.

**તા૦ ૧૬ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સહવારના પ્લોટસબર્ગથી સ્ટીમર "વરમોટ" માં બેહા હતા અને લેક સેમપ્લે (Lake Champlou) તેમાં જોતા જતા પસાર કીધો હતો. એ લેક આસરે ૧૨૬ માઇલ લાંબો છે અને ૧/૮ થી ૧૪ માઇલ પોહાળો છે અમે પસાર

કીધો તે ભાગ ઘણો પોહોળો ન હોવાથી તેની આસપાસનો ખુદરતી દેખાવ ઘણો સારો દીસ્તો હતો જે જોવાલાયક છે કિનારેની જમીન લીલોતરીથી ભરેલી સપાત હતી. તે ઉપર લીલુ ઘાસ તથા અનાજ રોપેલો હતો અને તે સપાત જમીનની વચમા નાની નાની ટેકડીઓ ખુદરતી છુટી છુટી નિકળી આવેલી હતી તેથી જાણે એક બાગમાં રોકવર્કસ માણસે પોતાના શોખ સારૂ બનાવ્યા હોય તેવો દેખાવ લાગતો હતો. એ દેખાવ ડાબી બાજુપરની જમીનનો હતો, પણ જમણી બાજુએ મોટા મોટા ડુંગરો પાણીમાંથી નિકળી આવ્યા હોય તેમ હતા અને તેઓ બધા મથાળા સુધી ઝાડોથી ભરપુર હતા અને સરોવરની વચમા વારા ફરતી નાના તથા મોટા ટાપુઓ મળ્યા કરતા હતા. ટપ્પે ટપ્પે નાનાં તથા મોટાં ગામો આવતાં હતાં તેમાં બરલીંગટન કરીને મોટુ ગામ હતું, જે વરમોટ પરગણાનું મુખ્ય શેહેર ગણાય છે. એ પ્રમાણે એ સરોવરપરનો દેખાવ જોટા જોટા કલાક ૧૨—૩૦ મીનીટે ટીકોનડેગાના કિલ્લાપર આવી કિનારે ઉતર્યા હતા. અમોએ જે સ્ટીમરમા એ લેક શેમપલે Champlou પસાર કીધો હતો તે જો કે જુની છે તોબી ઘણી સરસ બાંધેલી તથા શણગારેલી છે. એનુ સેલુન આખી સ્ટીમરની લંબાઈનુ તથા પોહોળાઇનું ઉપરના તુટક ઉપર કીધેલુ છે અને તેને મઝેનું શણગારેલું છે તથા તેને ફરતી તથા તે બે છેડાપર અગાસીઓ કીધી છે જયાંથી લોકો બેમીને આસપાસનો દેખાવ મઝેથી જોઇ શકે છે. સ્ટીમરપર નાસ્તો તથા બપોરનુ ખાણું જેને ડીનર ઈહાં કહે છે તે એક ડાલર દીઠ મળતું હતું અને જગે જગ આઈસના પાણીથી ભરેલાં પાણીના ફીલટરો મુક્યાં હતા અને બધી રીતે એ સગવડવાલી સ્ટીમર હતી. અમો ટીકોનડેગા ઉતરીને ત્યાથી લેક જોર્જપર જવા સારૂ આગની ગાડીમાં બેમીને આસરે ૫ માઇલ જેટલી દુરની જગ્યાપર ગયા હતા તે જગ્યાને (Baldwin) બાલડવીન કરીને કહે છે, જ્યાંથી લેક જોર્જમાં જવા સારૂ "હોરીકોન" નામની સ્ટીમરપર બેઠા હતા અને લેક જોર્જ પસાર કીધો હતો એ સરોવર ઈહાના બીજા સરોવર કરતાં વધુ નાને,

છે પણ તેના દેખાવની બરાબરી ઇંહાંના બીજા સરોવર કરી શકતા નથી. તે આસરે ૩૬ માઇલ લાંબો અને એકથી ચાર માઇલ પોહોળો છે. એનું અસલ નામ ઇંડીઅનોએ હોરીકોન યાને રૂપેરી પાણી આપ્યુ હતુ એનું પાણી ઘણુંજ નિર્મળ છે. એની હેઠાણમાં જો હવા સાફ હોય છે તો છેક નીચે સુધી કિનારેથી જોવાઇ શકાય છે. અમો થોડા આગળ વધ્યા નહી તેટલાં વાદળ ઘેરાઈ આવીને જોરાવર વરસાદ પડવા લાગ્યો હતો અને આસપાસનો દેખાવ કશો દેખાયો નહી, પણ થોડા વખ્તમાં તે પાછો ઊઘડી ગયો હતો. એ સરોવરની આસપાસ પેહલાં મોગ મોટા પાહાડો એથી અઢી હજાર ફીટ ઊંચા આવે છે તેથી તેઓનો છાયો પાણીમાં પડવાથી તથા સરોવર સાકડો એ જગ્યાપર હોવાથી દેખાવ જુદીજ તરાંહનો લાગતો હતો. અમોએ પહેલાં રોજરસીસ સલાઇડ કરીને પાહાડ પસાર કીધો હતો, એ જગ્યા પર કપટાન રોજરસ કરીને લસ્કરી અમલદાર હતો, તેની પાછળ જંગલી ઇન્ડીયનસો લાગ્યા હતા. તે નાહસ્તો નાહસ્તો આ પાહાડના મથાળાપર આવી લાગ્યો ને પોતે અક્કલ દોડાવીને પોતાના આઇસ પર ચાલવાનાં બુટ (snow shoes) કાહાડીને તે ઊધા પેહેરી, પોતે પાછો બીજી ગમ થોડે સુધી બીજા છેડ પર ગયો ને પછી ત્યાંથી એક ખાહી હતી તેમાં ઉતરી પડયો હતો ને જ્યારે ઇન્ડીયસો ત્યાં આવ્યા ત્યારે પગલા બધા પેલાં મથાળાપર આવી અટકી પડેલાં દીઠાં તારે સમમજયા કે એ જણાઓ એ જગ્યાપર આવી નીચે પડી ગયા હશે તેથી તેઓ પાછા ફર્યા હતા ને જ્યારે બીજી ગમ ગયા ત્યારે તે પહાડની હેઠાણમાં સરોવરના પાણી જે બંધાઇ આઇસ થઇ ગયલું હતું તેપર દુરથી તે મેજરને ચાલતો જોઈ સમજયાં કે એને કોઇ મોટા દેવતાએજ બચાવ્યો હશે કરી તેની પુઠ મુકી હતી. તે દિવસથી એ પાહાડનું નામ (Rogers Slide) કરી આપ્યું હતું ને જયાંથી તે સરી પડી નીચે આવ્યો હતો તે ભાગ પથ્થરનો સફાઇદાર છે તે હજી બતાવે છે. વળી કેટલીએક ગમ આગળ ફ્રેચ તથા ઇંગ્રેજ વચ્ચે અને ઇંગ્રેજ અને અમેરિકન વચ્ચે લડાઇઓ થઇ હતી તે જગ્યા તથા કિલ્લાઓની નિશાનીઓ

એ ઊપલા બેઉ સરોવરો પર બતાવે છે. સરોવરની વચમાં ઘણા ખરા
ભાગપર ટાપુઓ જાત જાતના આકારના નાના તથા વચગાલેની મોટાઈ-
ના મળતા હતા ને તે બધાં પર ઘરો તથા બંગલાઓ બાધેલા દેખાતા
હતા ને કિનારે વળી મોટા મોટાં હોટલો ટપ્પે ટપ્પે મળતા હતાં,
જેઓ સઘળાં તરેહ તરેહની બાધણીનાં હોવાથી તથા તેઓના
પડછાયા ઝાડપાન સાથે પાણીમાં પડવાથી તથા ટાપુઓના
તરેહવાર આકારો (જાણે ઝાડો કાપીને તેના દડાઓ, મીનારાઓ ઇત્યાદી
બનાવ્યુ હોય તેવા ઝાડથી બનેલા આકારો એ ટાપુઓના હતા) ત્યાં
મઝા કરવા નિકળી આવેલું ન્યુયોર્ક તથા બીજા ગામોનુ લોક બોટોમાં
ફરતુ હોવાથી તથા કિનારે ઊભા રહી અમારી સ્ટીમરના ઊતારૂઓને
ચીઅરસો આપવાથી ને ફરતા બધે મોટા પાહાડો આવ્યાથી જાણે અમો
લોકો કોઈ મઝા કરવાના બાગના તલાવમા ફરતા હોઇએ તેવું લાગતુ
હતું. વળી એક ગામથી ત્યાની ઉદયોગશાળાના છોકરાઓ અમારી સ્ટીમરમા
બેઠા હતા. તેઓ સાથે પોતાતુ વાજું લાવેલા તે વજાડે તથા છોકરાઓ
ગાય તથા કોઇ પીઆનો વજાડે તેના મીઠા શરોદોથી તથા ઊતારૂ-
ઓથી સ્ટીમર ભરપુર હોવાથી તેઓની હસવાની વાતચીતની ગમતોથી
જીવ ઘણોજ ખુશ થતો. ખરેખર યુરોપ તથા અમેરીકાના લોકો શી રીતે
મઝાહ કરવી તે પુરેપુરી સમજે છે, એ લેક જ્યોર્જ બધા સરોવરોમા
ખુબસુરત ગણાવાથી ઈહિ લોક ઘણું ફરવા તથા હવા ખાવા સારૂ
ઊતરી પડે છે અને વળી સરોવરમા જાત જાતની માછલીઓનો શેકાર
પણ લોકોને કરવાને મળવાથી બધા હોટલો ભરેલા રેહે છે તથા પૈસા-
દાર લોકો જુદા જુદા ટાપુઓના માલેક થઇને ત્યા ઉનાળામાં રેહેવાની
હવા ખાવાની જગ્યા બાધેલી છે, તેઓ રોણકદાર બાધણીના છે તથા
ઉપર જવાની સીડીઓ તથા બાગોથી સઘળુ શોભાયમાન લાગે છે
સરોવરમા એ જગ્યા પર નજદીક નજદીક સંખ્યાબંધ ટાપુઓ આવે
છે તેના કિનારાને હંડ્રેડ આયલંડ (Hundred Island) યાને સો
ટાપુનુ નામ આપેલું છે ત્યાથી આપણી સ્ટીમર [illegible] તથા

ઘેરાઇ ગઈ હોય તેમ લાગે છે અને મુદલ રસ્તો દેખાતો નથી તથા ટાપુઓને આડી અતાડી સ્ટીમર ચલાવીને તેઓની ઘણીજ નજદીકથી પસાર કરવી પડે છે. જ્યાં કિનારે સ્ટીમર ગામોનાં ઉતારૂઓને લે ઉતાર કરવા ઉભી રાખે ત્યાના પાણી ઘણુાજ સાફ દેખાતા હતા અને નીચાણમાં જમીન પર પડેલા પથરા તથા સફેદ રેતી દેખાતી હતી એ પ્રમાણે સઘળુ જોતા જોતાં એ સરોવરને છેડે કોલ્ડવાલ (Cald-wall) કરી ગામ છે ત્યા કિનારે ઉતર્યા હતા અને ત્યાથી આગની ગાડીમાં બેસીને સારાટોગા (Saratoga) નામનાં શેહેરમાં ઉતર્યા હતા. રાતનાં સવા છ વાગેને યુનાઈટેડ સ્ટેટ હોટલમાં ઉતારો લીધો હતો. એ સારાટોગા શેહેર ઉચી જગ્યા પર આવ્યાથી ઉનાલાના દિવસોમા તેમાં ખસુસ કરીને જુલાઇ તથા આગસ્ટમાં ન્યુયોર્ક બોસ્ટન તથા બીજા મોટા શેહેરોના ઘણાં લોકો એમા ઝરાઓ આવેલા હોવાથી આવી ને પાણી પીવા પણ રહે છે. શેહેર પોતે જોકે નાનું છે, પણ તેમા આવી વખ્તે બીજા વીશ હજાર માણુસો આસરે રેહેવા આવે છે તેથી ઇહા ગંજાવર હોટલો બાંધેલા છે અને તે સઘળાંનો ઘણો મોટો ભાગ બ્રાડવે નામના મોહોલામા આવેલો હોવાથી જાણે એ મોહોલો હોટલોનોજ હોય તેમ લાગે છે અમો રાતના જમીને ગામમાં ફરવા નિકળ્યા હતા, જ્યાં બધા મોહોટાં હોટલોમા તેઓના રાખેલાં વાજાઓ વાગતાં હતાં અને લોકો નાચ કરતા હતા કોનગ્રેસ નામનો પાર્ક જે એ મોહોલાને મથાળે આવેલો છે ત્યાં પણ રાતના ૮ વાગાથી ૧૦ વાગા સુધી દરરોજ વાજું વાગે છે તથા કોનસર્ટ થાય છે અને બધે વિજળીની બતીઓ કીધેલી હોવાથી લોકો ત્યા બેસીને તે પાર્કમાં આવેલા દવાઇની ખસલતના ઝરાઓના પાણી જેમ રેસટરાઓમા દારૂ પીવા બેસે છે તેમ બેસીને પીએ છે.

મોહોલાઓમાં દુકાનો પણ સારી મોટાં શેહેરોને મળતી આવેલી છે તે ઉપર ખુબ રોશની થાય છે તથા રસ્તાપર હોટલમા રેહેનારાઓ જાણે બાગમાં ફરતા હોય તેમ ફરવા નિકળે છે તથા બધાં હોટલોના મોટા ઓટલાઓ લોકોથી ઊભરાઇ જતા રેહે છે. તે સઘળો દેખાવ

એ બાડવે મોહોલામાં ઘણો સરસ લાગે છે. અમો એજ મોહોલામાં ફરતા ફરતા ટાઉન હાલ છે ત્યા જઇ પુગ્યા જ્યા કાંઈ ખેલ થતો હતો તે જોવા ગયા હતા એ ટાઉન હાલ માફકસરનો છ અને તેની અંદરના નિચલા ભાગમા નાટકશાળાનો તખ્તો કીધો છે જ્યા ગાયણ તથા સરત અને હાથચાલાકીની તથા સોગોની રમુજ થતી હતી તે જોઈ હતી. અમો ૧૧ વાગે પાછા હોટલમા આવ્યા ત્યારે ત્યાનું લોક એનાં મોટા દીવાનખાનામા જાણે એક મોટો બોલ હોય તેમ એકઠું થયલું અને કોઇ કોઇ ડેન્સ કરતુ હતુ, જેઓ સારૂં ઓરચેસટ્રાનું વાજું ઓટલા ઉપર બેસીને વજાડતુ હતુ એ હોટલમા ૧૨૦૦ ઉપર માણસો ઉતરેલુ છે. તેઓ સઘળા ભપકાદાર પોશાકમાજ (બઈરાંઓ સાજનો એસકી પોશાક તથા ઝવેરાતો-પેહેરીને) ફરે છે તેથી તથા દીવાનખાનામાં બધુ લોક ભરાઇ ગયલુ હોવાથી દેખાવ ભપકાદાર લાગતો હતો એ મુજબ દરરોજ રાતના હોટમા નાચ થાય છે અને વાજાંઓ રાતના તથા સહવારના એ હોટલના ચોકમા વાગેછે. જ્યા મજેનો બાગ કીધો છે અને ત્યા બેડસટેન્ડ બાધેલુ છે તથા લોનટેનીસની તથા બીજી રમત ગમતની જગ્યાઓ બનાવેલી છે. અમારૂ વાલુ હોટલ દુંહાના બીજા બધા હોટલોમા ઘણુ મોટું અને સરસ ગણાય છે તેમા મોટા ડ્રોઇંગ રૂમસો તથા વાચવા લખવાના ઓરડાઓ ઘણા સરસ શણગારેલા છે ગાઇંગરૂમ એટલો તો મોટો છે કે, તેમા ચાર ચાર હાર બેઠકોની કીધી છે તોબી બોલ કરવાની જગ્યા વચમા રહેછે અને એકી વખ્તે તેમા ઓછામા ઓછું ૫૦૦ માણસો બેસી શકે છે એનો જમવા બેસવાનો ઓરડો પણ એજ મુજબ ઘણો મોટો છે જ્યા ૫ હાર ટેબલની પોહોળાઈએ મડાય છે અને આસરે ૭૦૦ [illegible] માણુસો એકી વખ્તે ખાઇ શકે છે. હોટલની ઇમારતો [illegible] છે તે ઘણી મોટી ત્રણ બાજુની જગ્યા રોકે છે અને તેની વચમા [illegible] ચોકમા બાગ બનાવેલો છે, [illegible] [illegible] છે અને દરરોજ [illegible] [illegible] [illegible] વાગે છે, એ હોટલની તથા [illegible] [illegible]

ઈમારતોને આગળથી તથા પાછળથી જેહડી અગાસીઓ કીધેલી હોયછે, અને તેની ઉપરના થામળા છેક છાપડા સુધી ઉંચે લઈ જાય છે જેથી ભોયતળિયું અને છાપડાની વચમાં બધા માલો ખોલેલા આવ્યાથી ત્યા વરસાદ પાણી તથા તડકાનો બંચાવ થવા ઉપ્રાંત બધા માળના રહેનારાઓ રસ્તાનો દેખાવ જોઇ શકે છે ઇહા હોટલવાલાઓ માણસ દીઠ રોજનાં ૫ ડાલર માફકસર ઓરડાના તથા ખાનાપીનાના લે છે તેમાં સવારના ૬ થી ૧૦ વાગા સુધી નાસ્તો, ૧ થી ૫ વાગા સુધી ડીનર, ૬ થી ૭ વાગા સુધી ચાહ બીસકીટ અને રાતના ૮ થી ૧૧ વાગા સુધી સપર આપવાને ડાઇનીંગ રૂમ ખુલ્લો મુકે છે પછી તમારે ગમે ત્યારે ને ગમે તેટલી વખત આવીને ઉપર મુજબ જમી જાઓ.

**તા૦ ૧૭ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સવારના અમો ઇહાં (સારાટોગા) ની જોવાલાયક જગ્યાઓ જોઇ આવ્યા હતા. પેહેલાં કોનગ્રેસ પાર્ક જે હોટેલની પડોશમાંજ છે તેમા ગયા હતા જયા અંદર જવાની ફી ૧૦) સેટ લીયે છે એ જગ્યાપર સવારના ૮ થી દશ અને રાતના પણ ૮ થી ૧૦ વાગા સુધી વાજાં વાગે છે. ત્યા કોઇ વખતે કોનસર્ટો થાયછે પણ ઇહા લોક કાંઇ તે જોવા આવતુ નથી. ઇહાં ખુદરતી દવાઇ ખસલતના ઝરાઓ આવેલા છે તેનુ પાણી પી તંદરોસ્તી મેળવવા આવેછે. અમો ત્યાંના દરવાજાની જમની બાજુપર (Hathorn) હેડોર્ન નામના ઝરાપર ગયા હતા એ ઝરાઓ જમીનની ૩૦૦ યા વધતા ઓછા ઉંડાણ સુધી નળી મુકીને ઉપર લાવે છે. ઉપલો હેડોર્ન ઝરો તે બધાઓમા લોકો ઘણો પસંદ કરેછે. તેને ૪૦ ફીટ ઊંડી નળી મુકીને ઉપર લાવેલાછે જેમાંથી ત્યા જનારને ગમે એટલું પાણી પીવાની છુટ મુકીછે. એ પાણીમાં લોખંડ તથા સોડીયમ (Bicarbonate of Iron & Sodium) આવેલુ છે તેથી ટોનીક દાખલ કામ આવે છે ને નબળાઈ થઇ હોય અથવા ભુખ નહીં લાગતી હોય તેને અસરકારક છે તેની હજારોહૂબાતલીઓ ભરાઇને દુનિયાના ભાગોમા જાયછે. એ ઉપલાં નાલાના ડાબા

હાથપર આસરે ૧૦૦ વાર દુર બીજો એક ઝરા (Congress Spring) કાનગ્રેસ સ્પ્રીગ નામનો આવેલો છે તેનો સવાદ જરા ખારાસ પર છે ને પીત (Billious) વાલા માણસને ફાયદો કરે છે. એ પાણીને ગરમ કરીને લોકો માગે તેને પીવા આપતા હતા. એમાં ઝારા સાફ આવવાની ખુબી છે. ઈહાં ઘણું લોક ટબલો પર બેસીને આ પાણી આસ્તે આસ્તે વાતચીત કરતા કરતાં પીતુ' હતુ. એ જગ્યા અને પાર્કની વચમાં મોટા ફુંવારા છે તેની અંદર વાજાતું સ્ટેટ બાંધેલુ છે તે પર પુલોથી જવાય છે. બધે ઘાસના લાન્સો તથા ટેકડી ઉપર ટેરેસીસો કરી સંખ્યાબંધ ખુરશીઓ લોકો સારૂ ગોઠવી છે. અમો ગયા ત્યારે ત્યાં વાજું વાગતુ' હતું અને ઘણું લોક ફરવા આવેલું હતું. એ જોઇને પછી અમો ગાડીમાં (Wood Lawn) ઉડ લોન કરીને એક પાર્ક જેવી જગ્યા જડજ હડસન કરી શખ્સની છે તે જોવા ગયા હતા જે આસરે સવાથી દોઢ માઈલ કાનગ્રેસ પાર્કથી દુર છે, એ જગ્યા પર બધે ઘાસનાં લાન્સો કરી તેના કીયારાઓમાં છુટા છુટા સંગેમરમરનાં પુતળાઓ ગોઠવેલાં છે ને ટેરેસીસની માફક જગ્યા કીધી છે. એ પાર્કમાં ઝાડાબી ઘણા રોપેલાં છે તથા એ બંગલા સારી બાંધણીના છે જેમાં જડજ હડસન તથા તેનો જમાઈ છુટા રહે છે. એ મીલકટ અસલ એક મી૦ સ્ટુઅર્ટ કરીને કરોડપતીનો હતો તે ધણીની ન્યુયોર્કમાં પરચુટણ સામાન કાપડ, ઝવેરાત, પુતળાં ઇત્યાદી વેચવાની દુકાન હતી. તે ધણીને ત્યા ઊપલા મી૦ હડસન જે વકીલ હતો તે તેની મીલકતની દેખરેખ કરવા રેહેલો હતો. મી૦ સ્ટુઅર્ટ મરણ પામ્યો ત્યારે સઘળું પોતાની બૈરીને છોકરાં નહી હતાં તેથી આપી ગયો અને મી૦ હડસન તેણીની વટી પણ કામ ચલાવવા લાગ્યો હતો અને જ્યારે મીસીસ સ્ટુઅર્ટ મરણ પામી ત્યારે સઘળી પોતાની ગંજાવર દોલત એ મી૦ હડસનને આપી ગઇ છે જે બાબે તેણીના વરનાં સગાઓએ હાલ વાંધો કાહડયો છે અને કોર્ટે લડે છે. ઉપલો મી૦ હડસન હમણા જડજ થયલો છે અને તેને મીસીસ સ્ટુઅર્ટથી મલેલી

દોલત ઈહાના લોકોના બોલવા મુજબ ૧૭ કરોડ ડાલરની કહેવાય છે. એ ધણીની મીલકત ઘણી છે તેમાં સારાટોગામાંજ ગ્રાંડ યુનીયન હોટલ છે તેજ ફકત અમો ધારીએ છીએ કે ૫૦ લાખ રૂપિયાનું હશે, એવી ગંજાવર તેની ઈમારત છે. ન્યુયોર્કમાં એની દુકાન હતી તે હમણા કોઇ મી. ડેનીગે લીધી છે, તે સૌથી મોટી ત્યા ગણાય છે વાસ્તે તેમા ઓછામાં ઓછા પાંચ ૭ કરોડ રૂપિયાનો માલ તથા તે ઇમારતની કિમ્મત હશે તેથી એની આવી મોટી દોલત હોય તો નવાઈ જેવું લાગતું નથી. ઉપલો ઉડ લોનનો પાર્ક ટેકડીપર આવ્યાથી તેની હેઠાંણમાનો દેખાવ ઘણો સારો દીસે છે. અમો ત્યાંથી નીકળીને સારાટોગાથી આસરે બે માઈલ દુર (Geyser Spring) કરીને સારાટોગાના વખણાયલા ખુદરતી ઝરામા સૌથી સરસ ઝરો છે તે જોવા ગયા હતા એ ઝરો ઘણો જોરમા જમીનની ઉપર ફુવારાની માફક આખો વખ્ત ઊછ્ળ્યા કરે છે. તે ૩૦૦ ફીટ ઊંડી નલી જમીનમા મુકી ત્યારે સને ૧૮૭૧ માં મળ્યો હતો. એને આખો દિવસ ઊડતો તથા થોડો ઘણો વખત અટકાવી રાખે છે પણ સાજ પછી છોડી મુકે છે ત્યારે ૯૦ ફીટ ઊંચો તે હવામાં ઉડે છે. એના પાણીમા કારબોલીક એસીડ ગેસ ઘણી છે તેથી સોડાવાટરની માફક તેના પાણીમાં પરપોટા તથા જોસ આવે છે અને સોડાવાટરની માફક તેનુ પાણી પરપોટાથી ચળકે છે- એ પાણી બુકાના (રેતીના) દરદ બદહજમી તથા નબળાઈ અને સુસતીપર ઘણું અસરકારક છે.

એ પાણી પણ બાટલીઓમાં ભરીને તેના બાક્ષો દેશેદેશ મોકલેછે. ત્યાંથી જરા તેની નજદીકમાં (Carlsbad Water) કાર્લસબાદ વોટર સ્પ્રીંગ છે તે જોવા ગયા હતા. એનુ પાણી જો કે ઘણું ઊંચું ઊડતું નથી પણ તેમાં જોસ ઘણો છે. પાણી નલીમાંથી બાહર આવે છે ત્યારે સ્ટીમ છુટતી હોય તેમ અવાજ કરેછે. થોડે થોડે વારે તે પાણી જાણે સાબુનું ફીન હોય તેમ ફીનથી ભરેલુ બાહાર આવે છે, પણ તરત તે ફીન નરમ પડીને સોડાવાટરના જેવું થઇ જાય છે. એ

પાણીથી પીતથી દુખતુ માથું, બુકાના દરદો, લીવરકમપ્લેન્ટ તથા બદ-હજમી અને રૂમેટીઝમનાં દરદો સારાં થાય છે. એની ૪ ડજન મોટી બાટલીનાં ઇંહાં ૬ ડાલર અને બે ડજનના કેસના ૪।। ડાલર કિમ્મત છે. ત્યાંથી વળી જરા સામેથી આગળ વીશી (Vichy Spring) નામનો પાણીનો ઝરો આવેલો છે ત્યા ગયા હતા. એને શોધી કાહાડયાને ૧૫ વરસ થયા છે. એના પાણીમાં ખાર (Alkaline) આવેલુ છે) જેમકે લીઠીયા, સોડા, મેગનેશીઆ, ચુનો ઈત્યાદી. એ પાણીથી લોહી સુધરે છે, ખાણું હજમ થાય છે અને હોજરીને કૌવત આપે છે તેથી લોકો એ પાણીને ખાતી વખ્તે સોડાવાટરની માફક પીયે છે. એ પ્રમાણેના બધા મળીને આસરે ૮ ઝરાઓ જુદે જુદે ઠેકાણે સારાટોગામા આવેલા છે, તેઓના નામો નીચે મુજબછેઃ-કોનગ્રેસ, એમપાયર, ગેસર, હેઠોર્નના બે અને હાઈરોક, વીશી અને સ્ટાર સ્પ્રીન્ગ. અમોએ ત્યાંથી પાછા ફરીને શેહેર જોયુ હતું, જયાંનો બ્રાડવે નામનો મોહોલો સૌથી સરસ છે. રસ્તાઓ સારી હાલતમાં રાખેલાછે, અમો ફરતા હતા તે જાણે એક મોટો મેલો ભરાયો હોય તેમ એ બ્રોડવેનો આખો મોહોલો ગાડી ઘોડા તથા માણસોની ગીરદીથી ઉભાઈ જતો હતો અને વળી આસપાસના મોટા હોટલોના મોટા ઓટલાપર હજારો લોકો બેઠેલુ તમાસો જોતું હતું. હોટલોમાં વાજાંઓ વાગતાં હતાં અને બધી રીતે ધામધુમ જેવું લાગતું હતું. એ મોહોલાના આસરે અરધા માઇલ જેટલા ભાગમાં ઈહાં હવા ફેરફાર કરવા આવેલું ૧૫ થી ૨૦ હજાર માણસ સમાયલું છે તેથી તે ભરપુર લાગે છે. તેની પછી છુટા છુટા મજેની સોવામણી બાંધણીના નાના બંગલાઓ આવેલા છે અને તેઓ સઘળા ઝાડો હેઠલ બાંધેલા હોવાથી મહાબ્લેશ્વરના બગલાઓ માફક (પણ નજદીક) બાધેલા દીસેછે. તેઓ ઊંચાણમાં આવેલાછે, તેથી તેઓની પાછળ ખીણોનો દેખાવ સારો દીસે છે. સારાટોગામાં બીજુ કાઇ જોવાલાયક નહીં હોવાથી અમો બપોરના કલાક સવાએની ટ્રેનમાં નિકળ્યા હતા તે બોસ્ટન (Boston) કરીને મેસેચુસેટ સ્ટેટની રાજધાણી શેહેરછે ત્યા રાતના

૯—૩૦ મીનીટે આવી પુગ્યા હતા અને (Parker House) પારકર હાઊસ નામનાં હોટલમાં ઉતારો લીધો હતો સારાટોગાથી બોસ્ટન ૨૦૮ માઇલ દુર છે તેના રસ્તાનો મોટો ભાગ પાહાડોની વચમાંથી આવેલો છે તથા વચમાં નદી નાલાંઓ ઘણા મળેછે, તેથી દેખાવ ઘણો સરસ લાગતો હતો. મેસેચુસેટસ અને ન્યુયોર્ક સ્ટેટની હદપર (Hoosac) નામનો મોટો પાહાડ આવેલો છે, તેમા ટનલ ખોદીને આગની ગાડીનો રસ્તો કીધો છે. જેને પસાર કરતા અમોને આઠ મીનીટ લાગી હતી અને તેમા ટપ્પે ટપ્પે વિજળીની બતી કીધેલી હતી. ટનલ પોણાપાંચ માઇલ લાંબોછે અને સેંટ ગોથાર્ડ તથા માઊંટ સેનીસનાં ટનલોજ એથી મોટા કહેવાય છે. એને બાંધવા પર એક કરોડ અને સાઠ લાખ ડાલર ખરચ બેઠોછે. આ તરફની આગની ગાડીઓનાં એનજીનમાં એક જાતનો કોલસો બાળેછે, જે નાના પથ્થરની ખડી જેવા કકડા કરીને વાપરે છે અને તેમાંથી ઝીણો ભુકો ધુમાડયાને રસ્તે આખો વખ્ત ઉડે છે, જેથી ગાડીઓના મથાળાંપર તે પડે છે ત્યારે પતરાનાં છાપરા પર વરસાદ પડતો હોય તેવો અવાજ આવ્યા કરે છે અને ગાડીના બારી બારણાં બધ રાખવા છતાં ઊપરની બાજુની જાલીઓમાંથી તે ભુકો અંદર આવે છે અને બધે ભરાઇ જાય છે એ ભુકાથી કપડાં ખરાબ થતાં નથી; કારણકે તે કઠણ કાંકરા જેવો રેહે છે અને પખોડી શકાય છે. આગની ગાડીઓમાં દરેકમાં આઈસનાં પાણીથી ભરેલાં ફીલટરો રાખે છે અને બેઠકો બધી એકજ વર્ગ ગરીબ તથા તવગર સારૂં છે. તેમાં મખમલ જડેલી હોય છે અને આડી બેઠકો બેબે જણાઓ બેસે તેમ ગાડીની બેઊ બાજુપર કરી વચમાં જવા આવવાનો રસ્તો રાખે છે. પણ અમો ઈંહાં જયાં ગામો પસાર 'કરીયે છીયે ત્યાંનાં ક્રોસીંગસો ખુલ્લાં જોઇને ઘણા અજબ તથા દિલગીર છીયે. ગાડી આવે છે ત્યારે એનજીનપર મોટો ઘાટ હોય છે તે એ વખ્તે વજાડયા કરે છે કે લોકો ખસી જાય પણ નાનાં બચ્ચાઓ જો ત્યાં હોય (અને ઘણી વખ્તે ગામોનાં મોહોલાઓની વચમાથી આગગાડી પસાર થાયછે) તો તેઓ

શું સમજે કે ખસી જાય. અમોએ આ અઠવાડીયાંમાં બે ગમ ઘોડા-
ની ગાડીઓ આગની ગાડીઓ વચ્ચે આવી જવાની વિગતો ન્યુસમાં
વાંચી છે તેમાં એકમાંતો વલાણપરથી આગગાડી આવતી હતી તે
પેહેલાં ઘોડાની ગાડી (જેમાં લોકો મઝા કરવા દશ બાર બાનુઓ સાથે
બેઠાં હતાં) વાલાએ જોઇ નહીં અને ગાડી પાટાપર આવી કે તરત
જરા દુરથી આગગાડીનું એનજીન આવી લાગ્યું અને ઘોડાની ગાડી-
માંની ઓરતોએ ગભરાઇને ગાડીમાંથી કુદાવી દઇ કોઈ બાહાર રેલની બાજુ
પર અને કોઈ રેલની વચમાં પડયું. તેઓને આસપાસ ઊભેલા
લોકોએ રેલવેપરથી ખેંચી લીધી કે તે એનજીન પેલી ગાડી ભાંજીને ચાલી
ગયું હતું. બીજો અકસમાત આજનાં ન્યુસમાં વાંચ્યો તેમાં તો ચાર જણા
એક ગાડીમા બેસીને પસાર કરતા હતા તેઓ આગગાડી હેઠલ આવી
ગયા ને બધાઓ કચડાઈ મુવા હતા. એ મુજબ કોણ જાણે કેટલાએક
અકસ્માતો થતા હશે, પણ અજબ છીયે કે ક્રાસીંગ્સ પર દરવા-
જાઓ કરવાની તથા મોહોલામાંથી જ્યાં આગગાડી પસાર થાય ત્યાં આસ-
પાસ કટેરા ભરવાની જાપતી સરકાર રાખતી નથી. સારાટોગાથી
બોસ્ટન આવતાં રસ્તામાં એક પુલ ધોવાઇ ગયલો જોયો હતો. એ
પુલ નદીને માથે છે અને તેની બાજુનો પાયો પથ્થરના મોટા કકડાઓ
ગોઠવી રેતી પુરીને કીધેલો જણાય છે, જેથી નદીમાં પાંચ દિવસપર
પુર આવ્યાથી તે પુરણી ધસી ગઈ પુલ નદીમાં પડલો છે. અમારીવાળી
ટ્રેન તેની પડોસમા એક કામચલાઊ પુલપરથી પસાર થઇ હતી. રસ્તા-
માં ચાર્લમોંટ કરીને સ્ટેશન છે તેની પડોશમાં એક પાહાડમાંથી પથ્થર
મળે-છે જેમાંથી ગંધકનો તેજાબ કાહાડવાના કારખાના ઊભાં કીધાં
છે એ પથ્થર ઘણો ભારી અને ધાતુની માફક ચળકતી રેતીના જેવો
બનેલો છે. તેમાંથી ૯૩ ટકા ઊપલી સલફ્યુરીક એસીડ કાહાડે છે.
એ બાબે અમારી સાથે બેઠેલા એક અમેરિકન ઉતારૂએ વાત કીધી
હતી ને જેવી ટ્રેન ઉભી તેવો તે શખ્સ પોતે ઉતરી દોડી જઇને ત્યાં
પડેલા પથ્થરના ઢગલામાથી એ પથરા અમોને લાવી આપેઆ હતા.

એવા હ્યાંના લોક નમનતાઇવાળા તથા માયાલુ કોઇ કોઈ અમોને વારા ફરતી મળે છે.

તા૦ ૧૮ મી ઓગસટ સને ૧૮૮૭—આજે સાંજ સુધીમાં અમો બોસ્ટન (Boston)ની જોવા લાયક જગ્યાઓ જોઈ આવ્યા હતા. અમો પેહેલા હ્યાંની પોસ્ટ આફીસ જોવા ગયા હતા. એની ઇમારત ઘણી મોટી છે તેનો વચલો હોલ થામળાઓ પર બાંધ્યો છે. જે થામળાઓ સીસીલીના સંગેમરમરના છે એ હોલમાં કાગજો છુટા કરીને વેહેંચવા મેહેતાઓ બેસે છે, અને તે હોલની ત્રણ બાજુપર ફરતી લોખંડની ફરેકાર કીધી છે અને ફરેકારની અંદર પાંચ સાત થરના બારણાઓ કરી તેઓની પાછળ નાના ખાંચાઓ રાખેલા છે અને દરેક ખાંચાવાળા ખાણાંની કુચી જે પોસ્ટ આફીસમા પોતાના બાક્ષો રાખવાની ફી આપે છે તેની પાસે હોય છે અને તેઓના કાગજો બાહારથી આવે છે ત્યારે ખાચામાં મુકેલા હોય છે તે તેઓના માણસો કાહાડી લઇ જઇ પોતે બાહાર મોકલવા લાવેલા કાગજો તેમાં મુકી જાય છે અને કુંચી તે ધણી પાસેજ રહે છે. એ દરેક ખાંચાને બાક્ષ કરી કહે છે અને તેને નબરો આપેલા હોય છે, અને તે બાક્ષ રાખનાર ધણી પોતાનું સરનામું લખે છે ત્યારે પોતાના એ પોસ્ટ બાક્ષનો નંબર સાથે લખે છે. જેમકે શેઠ ફલાણા પોસ્ટ આફીસ બાક્ષ નંબર ૪૫૪ તો તે બાક્ષમાં પોસ્ટવાળો કાગજ નાખી રાખે છે કે પેલા ધણીના માણસો જ્યારે ગમે ત્યારે લઇ જાય, નહી તો પોસ્ટ વેંહેંચતી વખતે પોસ્ટનો સીપાઇ તે તેની આફીસમાં યા ઘરમાં પોહોંચાડેછે. ત્યાંથી નિકળેલા કસટમ હાઊસવાળી ઇમારત જોવા ગયા હતા. એની ઇમારત ઈંડયા સ્ટ્રીટના છેડા પર આવેલી છે. (અમોએ આજ સુધીમાં યુરોપ અને અમેરિકાની મુસાફરીમા હિંદુસ્તાનનું નામ પેહેલ વેહેલુંજ મોહોલાને આપેલું સાંભળ્યું હતુ) એ ઈમારત ગ્રેનાઇટ પથ્થરની ઘણી મોટી બાંધી છે ને તે ૧૦ લાખ ડાલર ખરચીને સને ૧૮૪૭—માં ઊંચાડી હતી એની વચમાં મોટો ગુબજ આવેલો છે ને ફરતા

એક એક પથ્થરના મોટા થાંભળાઓ આવેલા છે જે દરેક ૪૨ ટન વજનનો કહે છે. ત્યાંથી નિકળેલા (State Street) સ્ટેટ સ્ટ્રીટને મથાલે જુનું સ્ટેટ હાઉસ આવેલુ છે તે જોયું હતું. એ જગ્યાપર અસલ પેહેલું સ્ટેટ હાઉસ સને ૧૬૫૭ મા બાંધ્યુ હતું પણ હમણાં જે ઈમારત છે ને પાછળથી ૧૭૪૩ મા બાંધી હતી. ઈહાંથી અમેરિકાને મળેલું છુટાપણું પેહેલ વેહેલુ એ શેહેરમાં જાહેર કીધું હતું. એ બાહારથી કાંઈ ઘણુ જોવાલાયક નથી ને નવું સ્ટેટ હાઉસ બંધાયા પછી તે આફીસો દાખલ વેપારીઓ વાપડે છે. સ્કોલેસક્વેર (Scollay Square) મોહોલામાં જોન વીનઠાપનું બ્રોન્ઝ ધાતુનું પુતળું જોઈ સીટી હાલ (મ્યુનીસીપલ હાલ) પર ગયા હતા જે ઈમારત ૫) લાખ ડાલર ખરચીને બાંધી છે પણ અંદરથી કાંઈ ઘણી જોવાલાયક નથી. ત્યાંથી નિકળેલા બોસ્ટન મ્યુઝીયમ પર ગયા હતા. એ જગ્યા પર સારો સંગ્રહ જુદી જુદી ચીજોનો કીધો છે તથા નાટકશાળા પણ એજ જગ્યા પર જુદા ભાગમા બનાવેલી છે. એ નાટકશાળાની દરેક મોહોલામાંની બારી ઉપર વિજળીની બતીનાં ફાણસો લટકતાં હતાં જેથી દેખાવ મજેનો લાગતો હતો. ત્યાથી કોમન્સ (Commons) કરીને એક નાનો જેવો પાર્ક છે ત્યાં ગયા હતા જ્યા ફ્લેગ સ્ટાફ હીલ કરીને ટેકડી છે તે ઉપર સોલજરો જે લડાઈમાં માર્યા ગયલા તેઓનો સ્થંભ મુકેલો છે. તે પુતળાની બેઠકની આસપાસ ચાર ખુણે (Peace) સલાહ, (History) તવારીખ, (Army) લશ્કર અને (Navy) દરિયાઈ લશ્કરી બાબદને બતાવનારા ચાર મોટાં પુતળાંઓ બ્રાન્ઝ ધાતુના મુક્યાં છે ને તેઓની વચમા એજ ધાતુ પર લડાઈને લગતા બનાવો ઘણા ઝીણા આકારોમાં કોતરેલા કીધા છે. તેઓની ઉપર ૭૦ ફીટ એકજ પથ્થરનો થામલો મુકી તેની ઉપર અમેરિકાને તપાસનાર ફરેસ્તા (Genius of America) નું પુતળુ ઉભુ રાખ્યું છે. એ યાદીનાં બધા પુતળાં ઉપર ૭૫૦૦૦ ડાલર યાને દોઢ લાખ રૂપિયા બેઠા છે અને તે સને ૧૮૭૭ મા ખુલ્લુ મુક્યુ હતુ. એ પાર્કની આસપાસ ઈંડિઆના તવંગર રેહેવાસીઓના ઘેરો આવેલા છે જેઓ ઘણા સારી બાંધ

ણીનાં ઈંગ્રેજી ઢબનાં બાંધેલાં છે તેઓ દરેકને જરા ઊંચા બાંધ્યાંછે અને મજેની સીડીઓ તેપર જવાની મુકી છે તેને મથાળે નાના "પોર્ટિકો" કીધાછે જેઓના થામળાઓ ઘણા ખરા સગેમરમર ના પાલીશ કીધેલા રંગીન ગ્રેનાઇટના છે અને તે ગીડીઓની પડોશની જગ્ગાપર બાગો નાના નાના ફુલપાનના બનાવેલા છે. એ પ્રમાણે નજદીક એક માઇલ સુધી એવાં ઘેરો આવેલાં છે તેથી તેઓનો દેખાવ ઘણો ભપકાદાર તથા સોભઇતો લાગે છે એ મોહોલો બીકન (Beacon) સ્ટ્રીટના નામથી ઓળખાય છે. ઇહાની જગ્યા લંડનના હાઇડપાર્કની આસપાસની ઇમારતોવાળી જગ્યા માફક ફેશનએબલ ગણાયછે અને તેથી તે ઘણી કિમતી કહેવાય છે. ત્યાથી તેજ મોહોલાના બીજાં નાકાની સામે એક જાહેર બાગ આવેલો છે ત્યાં ગયા હતા. એ બાગ ૨૩ એકર જગ્યા રોકે છે ને ફુલપાંનથી ઘણો સરસ શીંગારેલો છે તથા જગેજગ મોટા તળાવો તથા તે ઊપર મજબુત પુલો તથા પુતળાઓ ગોઠવી ઘણી શોભાયમાંણ જગ્યા બનાવી દીધી છે. જેણે અમેરિકાને ઈંગ્રેજોના હાથથી છોડવી પોતે પેહેલો પ્રેસીડંટ થયો હતો તેનું પુતળું ઘોડાપર બેસાડેલું છે. તે પુતળું ૨૨ ફીટ ઊંચુ છે અને ૧૬ ફીટની બેઠક ઉપર તે ગોઠવેલું છે તે સને ૧૮૬૯ માં ખુલ્લું મુકયું હતું એ ઊપરાત એક બીજું બ્રાન્ઝનું પુતળું એડવર્ડ એવરેટનું પણ મુકેલું છે તથા બીજા બે ત્રણ પુતળાંઓ ઇહાં ગોઠવેલાં છે. ત્યાંથી નિકળી નવો સ્ટેટ હોલ જોવા ગયા હતા. એ હોલ ઉપર લખેલા બીકન સ્ટ્રીટને બીજે નાકે આવેલો છે તેની ઉપરનો ગુંબજ ધાતુનાં પતરાંથી ઢાકી ગીલીટ કીધેલો હોવાથી બોસ્ટનના બધા ઊંચા ભાગોપરથી તે દીસે છે. તે બીકનહીલ ઉપર બાધેલું છે અને તેની આગળ બાગ તથા સીડીઓ મજેની ફરતી કીધી છે તે સને ૧૭૯૮મા ખુલ્લો મુકયો હતો ઈંહા મેસેચુસેટસ (Masachusetts)નાં રાજને લગતી રાજદુવારી સભા તથા સેનેટ મલે છે એનો નિચલો હોલ થાંભલાઓપર બાધેલો છે ને તેની આસપાસ ગોખલારોકાં આરકાઓ કરી તેમા વખણાયલા પુરૂશોના પુતળાંઓ મુકેલાં છે જે પુતળાની આસપાસપરદાની માફક રીજમીટના

વાવટાઓ ગોઠવેલા છે ને એ ગોખલાઓને બાહારથી એકેકો મોટો કાચ જડી લેઇ બંધ કીધેલા છે હોલની સામે વચમાં એક ઓરડો છે તેમાં જેનરલ વાશીગટનનુ મોડું બાવલુ મુકેલું છે ને તેને પણ વાવટાઓથી શણગારી આગળથી તે ઓરડાને કાચથી બંધ કરી લીધો છે. એ ઇમારત ૧૭૩ ફીટ લાંબી ને ૧૧૦ ફીટ તેના ગુંબજના મથાળા સુધી ઊંચી છે. એને ઇહાંનાં રાજનાં પાર્લામેંટ હાઊસ (જેને અમેરિકનો સ્ટેટ હાઊસ કહે છે) દાખલ વાપરે છે. એના બાગમાં બે જાણીતા લોકોના પુતળાંઓ મુકેલા છે. ત્યાંથી નિકળેલા ઇહાંનો સૌથી પોહળો રસ્તાવાળો મોહોલો જેને કોમનવેલ્ઠ એવેન્યું કહે છે ત્યાં ગયા હતા. એ મોહોલો ૨૫૦ ફીટ પોહોળો છે તેમાં વચમે લાંબોને લાંબો બાગ કીધો છે ને તેની આસપાસ બે રસ્તા ગાડી ઘોડાના તથા બે રસ્તા રાહદારીઓનાં કીધા છે ને તેઓની બાજુપર હારબંધ એકજ ઢપનાં ઘેરો બાંધેલા છે તેથી શોભે છે ને તે ૧॥ માઇલ લાંબો સીધોને સીધો આવેલો છે.

ત્યાંથી અરધો મોહોલો ચાલ્યા પછી વેસ્ટચેસ્ટરપાર્ક કરીને બીજો મોહોલો આડકટરો એ મોહોલાને પસાર કરે છે તેમા ગયા હતા. એ રસ્તો ૯૦ ફીટ પોહોળો છે ને તેની વચમાં પણ લાંબોને લાંબો બાગ કીધો છે જેમાં ફુલના રોપાઓ તરેહવાર ક્યારાના આકારમાં કીધેલા છે કોમ્વે અવેન્યુમાં તો મોટા ઝાડોનો પાર્ક વચમાં છે પણ આએ ચેસ્ટર પાર્કના મોહોલાની વચમા તો બાગ કીધોછે એટલો ફરક છે (ને તેથી એ સાંકડો પણ રાખેલોછે) ને આસપાસ ઈહાં પણ એકજ ઢપનાં કટેરાથી ઘેરી લીધેલા નાના બાગો સાથનાં ઘેરો આવેલાં છે તેથી ઘણોજ સરસ લાગે છે. એ ચેસ્ટર પાર્કનો છેડો વળી એક બે પાર્ક નામના મોહોલામાં છેડાપર આવેછે ત્યાં જઈને ત્યા આવેલું હુન્નર કામોનું પ્રદરશણ જોયું હતું જ્યાં અસલનાં રોમન તથા ગ્રીસના બનાવતોના પુતળાંઓ, ઇજીપશીયન મમીસો, આપણા અસલ ઈરાન શેહેનશાહાતના વખતના બીલારોકા અક્ષરની તખ્તીઓ તથા કોતરકામો ઈત્યાદીનો ઘણો સારો સંગ્રહ કીધોછે. એ ઉપ્રાત આઈલ પેન્ટીંગસો તથા જમીનમાથી ખણી બાહાર કાહાડેલી અસલી બનાવતો ઈત્યાદીનો

સંગ્રહ સારો છે આપણાં અસલી ઇરાનવાલી તખ્તીપરના કોતરકામના ઉપર લખેલા લેખનો તરજુમો પણ તેની આગળ કરીને મુકયો છે જે ઘણો લંબાંણ હોવાથી તથા વખત પણ હાથમા ન હોવાથી ઉતારી લઇ શકાય નહીં પણ તે આ સરનામી પાલના મેહેલ વિષે લખે છે ને તેને (Delight of Bel and Adm) બેલ તથા આદમને ખુશ કરનારો કરી પેહેલી શરૂઆત કીધેલી હતી ત્યાથી નિકળેલા કુદરતી તવારીખને લગતી ચીજોનુ પ્રદરશણ જોઇ હતુ ત્યા મુવેલા જાનવરોનો ઘણો સારો સગ્રહ કીધેલો છે ને તેના ચાર મજલા મોટી હવેલીના ભરી નાખ્યા છે. એની પડોશમા આવેલી ઇગલીશ હાઇ એડ લેટીન સ્કુલ જોઇ હતી જે ઘણી મોટી ઈહાની મ્યુનીસીપાલીટીએ સાત લાખ ડાલર ખરચીને બાંધી છે. એ સ્કુલ આખા અમેરિકામા સરસ ગણાય છે અને તેમાં ૪૮ સ્કુલના વર્ગો તથા લેકચર રૂમો કીધા છે એ પ્રદરશણ તથા સ્કુલ (Warren Avenue) વોર્ન એવેન્યુંમાં આવેલી છે. ત્યાંથી નિકળી (Massachusets Charitable Mechanics Association) મેસેચુસેટસ ચેરીટેબલ મીકેનીક્ષ આસોસીએશનની ઇમારત બાહારથીજ જોઇ હતી. તે ઘણીજ ગંજાવર ઇમારત છે અને ૯૬૦૦૦ ચોરસ ફીટ જગ્યા રોકે છે. ત્યાં સપટેમ્બર મહીનામાં મીકેનીક્ષને લગતુ મોટું સંગ્રહસ્થાન ઉઘાડવાના છે તેની જાહેર ખબર મારેલી હતી. એ બધું બોસ્ટન શેહેરને લગતુ જોઇને પછી ટ્રામ કારમા બેસીને ચાર્લસ નદીને પેલે કાંઠે કેમબ્રીડજ કરીને ગામ આવેલું ત્યાં એક મોટો પુલ પસાર કરીને ગયા હતા. એ શેહેરમાં ઇંગલંડની માફક બધી કાલેજો તથા યુનીવરસીટી આવેલી છે. એ શેહેરને પેહેલા ન્યુ ટાઉન કરી કેહેતા હતા પણ એ યુનીવરસીટીનો પાયો નાખનાર મી૰ જોન હારવર્ડ (John Harvard) કરીને હતો તે અસલ ઈંગલંડની કેમબ્રીડજ યુનીવરસીટીમાં શીખેલો હોવાથી તેનું નામ ફેરવીને કેમબ્રીડજ કરી રાખ્યું છે. એ યુનીવરસીટીને લગતી ૧૮ જુદી જુદી ઇમારતો એક મોટા કંપાઉડમાં ઘેરી લઈ બાંધી છે તે જોતા જોતા આગળ વધીને એક બાજુપર એ કાલેજના

ગ્રેડયુએટસો જે લડાઇમાં માર્યા ગયા હતા તેઓની યાદગારીનું પુતળું જોયું હતુ. એનીજ સામે બે રસ્તા છુટા પડે છે. તેની વચમાં એક (Elm) એલ્મ જાતનું મોટું ઝાડ છે જેની હેઠળ જેનરલ વોશીંગટને રેવોલ્યુશનની વખ્તે લશ્કરની પેહેલી સરદારી લઇ ઈંગ્રેજો સામે છુટાપણાની લડાઇની શરૂઆત કીધી હતી જે વિષે ત્યાં એક પથ્થર એ ઝાડ હેઠળ મુકી લખેલું છે તે પરથી તે દિવસ તા૦ ૩ જી જુલાઈ સને ૧૭૭૫ નો માલમ પડે છે. તે જોઇને પછી તેનેથી આસરે એક માઇલ દુર માંઉંટ ઓબર્ન નામનું ઘોરસ્થાન (Mount Auburn Cemetry) આવેલું છે તે જોઊં હતું. એ ઘોરસ્થાન ટેકડીઓપર આવેલું છે અને બાગની માફક જાણે બનાવ્યું હોય તેમ તેમાં રસ્તાઓ કરીને તેની બાજુપર ઘોરો કીધી છે. તે ઘોરોની આસ પાસ ફુલ પાનના કયારાઓ કીધેલા છે અને દરેક ઘોરની આસપાસથી મજેના કટેરા બેઠા કયારારોકા કરીને ઘેરી લીધેલી છે અને બધી ઘોરો એ મુજબ નાના નાના બાગોની વચમાં હારબંધ એક એકની પડોશમાં ગોઠવેલી હોવાથી તથા તે ઘોરોના થામળા તથા પુતળાંઓ સઘળાં સંગેમરમરના હોવાથી જાણે એક મોટો જાહેર બાગ હોય તેમ લાગે છે. એ પ્રમાણે કાંઇ વગર ગણત્રીની ઘોરો આવેલી તેના સ્થંભોથી એકરોના એકરોની જગ્યા રોકી છે, અને તે રસ્તા તથા ઘોરોની પાછળ ઘાસના લોનસો માફક ઘાસથી ભરેલી ખોલી જગ્યા રાખી છે, તેથી ઘણુંજ શોભે છે. વળી ટપ્પે ટપ્પે જેમ બાગમાં ફુવારાઓ, તલાવો, પુલો હોય છે તેમ પણ કીધેલું છે અને બધી રીતે તે જોવાલાયક છે, કોઇ ઘોરો તો બાગની વચમાં ગોળ ફુવારારોકી દીવાલ ભરી લઇ તેની વચમાં ગોઠવી છે. કોઈને ટેકડાઓની અંદર ઉભી વોલતસો કરી તેની બાહાર ખાંચાઓ કરી ત્યાં બાગો કીધા છે. અને વળી કોઇ સાદી ઘોરોખી છે. જેમાં અમેરિકાનો વખાણાયલો કવિ લોંગફેલો જે સને ૧૮૮૨ માં મરણ પામ્યો તેની પણ ઘોર ઘણી સાદી કરી છે તે ઉપર ફકત (Longfellow) કરીનેજ લખેલા છે.

એ સઘળું જોઈને પછી બીજું કાંઈ જોવાલાયક નહીં હોવાથી સાંજના ૬ વાગેને આગની ગાડીમાં બેસીને બોસ્ટન શેહેર છોડ્યું હતું.

બોસ્ટન શેહેર ઉતર અમેરિકામાં આટલાંન્ટીક મહાસાગરને મથાળે આવેલું છે અને આગળ એ ખંડનું સૌથી મોટું વેપારી બંદર ગણાતું હતુ અને હજીબી જોકે એનો વેપાર સારો છે તોબી ન્યુયોર્કે એને તોડી નાખ્યું છે. એની વસ્તી આસરે સાડાચાર લાખ માણસોની કહેવાય છે. એ શેહેરવાલી જગ્યા વીલીયમ બ્લેકસ્ટન નામના એક ઈંગ્રેજ પાદરીએ સને ૧૬૨૩ માં શોધી કાહાડી હતી અને પાછળથી મેસેચુસેટસ બે કોલોની(Masachusets Bay Colony) વાળાઓએ તેને ૩૦ પાઊંડની કિમતે ઉપલા પાદરી પાસેથી વેચાતી લીધી હતી અને તે કંપનીના વડા જોનસન અને કોટનના અસલ ઇંગલંડના વતન બોસ્ટન શેહેરપરથી એ જગ્યાને બોસ્ટનનું નામ આપ્યું હતું અને જોન વરનઠ રોપ નામનો પેહેલો ગવરનર એનો સને ૧૬૩૦ માં થયો હતો. ૧૭૭૩ માં ઇંગ્રેજ સરકારે ચાહપર જગાત ઘણી વધારી તેથી ઈહાં બલવો થયો હતો અને બોસ્ટનના લોકોએ ચાહ વેચાતી લેવાની યા તેપર જગાત આપવાની પોતામાં બંધી કીધી અને તેના વાહાંણો જે બારામાં તેને લીધે પડેલાં હતાં તે ઉપર કેટલાએકો જંગલી ઇંડીયનોનો વેશ લેઈને ગયા અને તેમાંની ચાહની પેટીઓ દરિયામાં ખાલી કરી નાખી હતી. રેવોલ્યુશનની શરૂઆત ઇહાંથી થઈ હતી અને આખરે ઇંગ્રેજોને એ શેહેર સને ૧૮૭૬ માં ખાલી કરી જવું પડ્યું હતું. ત્યાર પછી એ શેહેર વેપાર તથા વસ્તીમાં ઘણું આગળ વધી ગયું હતું. સને ૧૮૭૨ માં એ શેહેરમાં ઘણી મોટી આગ લાગી હતી જેથી ૬૫ એકર જેટલી જમીનપરનાં ઘરેનો નાશ પામવાથી આઠ કરોડ ડાલરની નુકશાની ગઇ હતી; પણ ત્યારપછી મજેનાં પથ્થરની તથા ઈંટ ચુનાની બાંધણીનાં ઘરો શોભઈતાં બંધાયાં હતાં ને તેથી તેના મોહોલાઓ સરસ અને ઘરો મજેનાં રોણકદાર હમણાં દીસે છે. ઘરોની બાંધણી લંડન શેહેરને તથા તેનાં ગામડાંઓને ઘણી મળતી આવે છે. કોઇ કોઇ ઇમારતો તદન સંગે

મરમરની બાંધેલીઓ છે અને ઘરો સારું ઘણા મોટા કદના પથ્થરો વાપરેલા છે. અમો સાંજના ૭ વાગેને આગની ગાડીમાં નિકળ્યા હતા, તે ફોલરીવર કરી જગયા છે ત્યાંની Old Colony Steam Boat Company ની સ્ટીમર બ્રીસ્ટલ ઉપર બેઠા હતા ને સાડા ૭ વાગે તે હંકારી હતી. એ સ્ટીમર નદીઓમાં ફરતી બધી સ્ટીમરો કરતાં મોટી અને સરસ શણગારેલી છે એ ઘણી લાંબી છે અને તેને ફરતી ત્રણ થરમાં ઉપર હેઠે મલીને ૨૫૦ કેબીનો છે ને તેની વચમાં લાંબાંને લાંબાં બે માલ સુધીનાં દીવાનખાનાં કીધા છે, જેને ઘણા સરસ જાણે મેહેલ શણગાર્યો હોય તેમ શણગારેલાં છે. બધેબધ, કેબીનો સુધાં વિજળીની બતીઓ જથ્થાબંધ કીધી છે, હોટલ માફક ખાનાના રેસટરાંઓ કીધાં છે તેમાં ઘણું સરસ બેંડ રાખેલું છે અને બધી રીતે સારી જોગવાઈ કીધી છે. એ કંપનીની સ્ટીમરોની તારીફ અમે ઇંગલાંડથીજ સાંભળતા આવ્યા હતા ને તેથીજ બોસ્ટનથી આગગાડીને બદલે એમાં જવાનો ઠરાવ ઘણા જણાઓની ભલામણપરથી કીધો હતો ને તેજ મુજબ અમે સર્વે સરસ રીતની શણગારેલી તથા ભપકાદાર સ્ટીમર એ જોઇ છે. એની સીડીઓ મેહેલની સીડીઓ હોય તેમ પોહોળી છે. ફરતી બધે ગેલ-રીઓ છે જ્યાંથી ખુરસીઓ ઉપર બેસીને પોતાની કેબીનોની સામેથી દરિયો યા નદીનો દેખાવ જોવાય છે. દીવાનખાનાની ઉપરની બાજુ પર પણ ફરતી ગેલરી કીધી છે અને તે ઉપરથી જ્યારે દીવાનખાનું ભરાઇ ગયું હોય છે ત્યારે કેબીનમાં રહેનારાઓ બેસીને કોનસર્ટ તથા મ્યુઝીક વાગતું સાંભળે છે. આજે મોડી રાત સુધી એ મુજબ વાજું વાગતું હતું અને લોકો મોજ ભોગવતું હતું. આ સ્ટીમર ૩૦૦૦ ટનની તથા ૩૭૦૦ ઘોડાના બળની છે અને ૧૦૦૦ ઉતારૂઓ લઇ જઈ શકે છે. તેમા ૭૦૦ પેહેલા વર્ગનાને કેબીનોમાં બર્ઠ મળે છે અને બાકીનાઓને બાહાર બિછાણા કરી આપે છે. એને સને ૧૮૬૭ માં બાંધી છે પણ તેમાં વારા ફરતી સુધારો કર્યા જાય છે અને જાણે નવી બાંધી હોય તેમ ફરનીચર સુધાં

લાગે છે. તે કલાકના ૧૭ માઇલને હિસાબે દોડે છે અને બોસ્ટનથી ન્યુયોર્ક ૧૮૬ માઈલ છે તે ૧૧ કલાકમાં પસાર કરે છે.

**તા૦ ૧૯ મી આગસ્ટ સને ૧૮૮૭**—સહવારના ઉઠયા ત્યારે સ્ટીમર બેઉ બાજુથી જમીન વચ્ચે ચાલતી હતી. પેહેલાં ધુમસ હોવાથી દેખાવ જોઈ શકયા નહી હતા પણ સાત વાગે ધુમસ ઊતરી ગયો હતો તે વખ્તે લોંગ આયલંડ અને મેન લેંડ (Main Land) ની વચ્ચે અમો હતા, આ વખ્તે લોંગ આયલંડ ડાબા હાથપર હતું અને અમારી સ્ટીમર બ્રુકલીન શેહેરની બીજી ગમથી ન્યુયોર્ક તરફ જતી હતી. એક બાજુપરથી એક કિલ્લો જેને સકારલેટ ફોર્ટ કહે છે તે પસાર કીધો હતો જે ઉપર ઘણી તોપો ગોઠવેલી છે તેની થોડે આગળ ચાલ્યા કે હેલ ગેટ (Hell Gate) નામની જગ્યા આવે છે, જેની વચમે એક મોટો ખડક આવેલો છે તે તરફ પાણી આગળ ઘણાં છાળકાં હતાં અને ઘણાં વાહાંણો ત્યાં ખરાબે અથડીને ભાગતાં હતાં પણ થોડાંએક વરસપર એ ખડકને દારૂથી સુરંગ મારીને ઉરાડી પાણી ઊંડા કીધાં છે અને હમણા ત્યાંથી થયલી ખાડીમાંથી ગમે એટલી મોટી સ્ટીમરો જાવઆવ કરે છે પણ હજી સઘળો ખડક ઉડા-રવા સારૂ બીજી ઘણી મોટી સુરંગ ખણાય છે અને તે ઉડાર્યા પછી રસ્તો તદન ખુલ્લો થશે. તે પસાર કીધા પછી એક ગમ (જમણી બાજુ) ન્યુયોર્ક અને ડાબી બાજુ બ્રુકલીનનાં શેહેરો મળ્યાં હતાં અને ઘણા લાંબા ટપ્પા સુધી તે મુજબ અમારી સ્ટીમર ચાલી હતી એને બેઉ બાજુપર ડંકાઓ તથા ગોદીઓ મળતી હતી. એકગમ આગલ યુનાઈ-ટેડ સ્ટેટસની મનવારો બંધાવા માંડી હતી પણ લડાઇ બંધ થવાથી તેઓને અધુરી નાખી મુકેલી હજી ત્યાં પડેલી છે. અમો નોર્ઠ રીવ-રમાં પેઠા પછી બોટોની તથા નાની મોટી સ્ટીમરો અને વાહાંણોની ઘણી મોટી આવજાવ મળી હતી. કોઇ વખ્તે અમારી સ્ટીમરની ચારે બાજુપરથી તેઓ આંગ ઉપર આવતી હોય તેમ લાગતું હતું. હમે ગનતા હેવી એકી વખતે ૧૨ નાની મોટી સ્ટીમરો એ બાજુ ચાલતી

હતી અને તે મુજબ આખો વખ્ત મળ્યા કીધી હતી, એમાંનો મોટો ભાગ ફેરી સ્ટીમરોનો હતો જેઓ ઊતારૂઓ તથા માલ નદીને એક કાંઠેથી બીજે કાંઠે લાવ લઈજાવ કરતી હતી. અમો આજે સહવારે ૮ વાગેને ન્યુયોર્કના કિનારાપર ઊતરીને પાછા હોફ્મેન હાઉસ હોટલમાં ઊતારો લીધો હતો. એ હોફ્મેન હાઉસ નામનું હોટલ બે ધણીનું છે અને તે આખા ન્યુયોર્કમાં સૌથી સરસ ગણાય છે તેની અંદર ૭૦૦ ઉપર ઓરડાઓ છે પણ તેનો હોલ તથા ચાલો ઈત્યાદી ઘણું સરસ શણગારેલું છે. એના ધણીઓએ મોટી કિમત ખરચીને ઊંચા ઓઇલપેનટીંગસો, પુતળાંઓ તથા ભરતકામ ખરીદી ઈહાં મુકયું છે અને જાણે કોઇ કરોડપતીનો મેહલ હોય તેમ શણગારેલું છે. એમાં પાંચ સાત ઓરડાઓના સેતસો (Set of Rooms) કીધા છે, જેમાં દરેક સેતના જમવાનો, બેસવાનો તથા સુવાનો. ઓરડાઓમાં ઘણુંજ ઊચું ફરનીચર મુકેલું છે અને તેઓમાં કોઇને ઇરાની, કોઈને મોરીસ અને કોઈને તરકીશ, ચીનાઇ, જાપાનીસ, ઈન્ડીયન એવી જાતના નામો આપેલાં છે. અને તેઓને તે રીતના ફરનીચરોથી શણગારેલા છે. એવા એક ભાગના રોજ ૭૫ ડાલર ભાડું લે છે એવા ઓરડાઓ કરોડપતીઓ યા ઈહાંની કાનગ્રેસના મેમબરો યા ઊંચી પદવીની ગાનારીઓ તથા નાટક કરનારાઓજ વાપરે છે. બીજા હાલોમાંબી ઘણીજ ઊંચી સાટીન તથા મખમલના ગીલીટ કીધેલા કોચો, ખુરસીઓ તથા દેવાલપર પરદાઓ કીધેલા છે. કોઈ દેવાલોપર સાટીન ઉપર ઉપસાવેલાં ભરતકામો જડી લીધાં છે, આરસીઓ પણ તેવીજ ઊચી જાતનીઓ છે અને ગાલીચાઓ એટલા તો જાડા છે કે પગ જાણે અંદર દુબી જાય તેવા ઊંચી કિમતના છે. તે સઘળી રીતે ઘણું સરસ એ હોટલ શણગારેલું છે. આજે આખો દિવસ કાંઇ જોવાલાયક જગ્યા પર ગયા હતા નહીં.

**તા૦ ૨૦ મી આગસ્ટ ૧૮૮૭**—આજે અમોએ ન્યુયોર્ક શેહેર છોડયું તેની આગમચ સવારનાં સટેટયુ ઓવ લીબરટી નામનું જે પુતળું ઇહાના બારામા બેદલોસ ટાપુ (Badloes Island) ઉપર

મુકેલું છે તે સ્ટીમ ટગમાં બેશીને જોઈ આવ્યા હતા. એ ટાપુ ઘણો નાનો એક બાગ હોય તેવો છે ને તેમાં એક મોટી બેઠક ઉપર એ બરાંજ ધાતુનું બનાવેલું પુતળું મુકેલું છે, જે એટલું ગંજાવર છે કે તેની વીગત અમોને એક છુટા કાગજ ઉપર ત્યાં મલી હતી તે જાણવાજોગ જાણી નીચે ઉતારી લઇએ છીએ—

| | ફીટ. | ઇંચ. |
|---|---|---|
| પુતળાંની ઉંચાઈ બેઠકથી તે હાથમાં મસાલ ધરેલીછે ત્યાં સુધીની .................. | ૧૫૧ | ૧ |
| પીડેસટલના પાયાથી તે મસાલ સુધીની ઊંચાઇ.......... | ૩૦૫ | ૬ |
| પગની એડીથી હાથનાં મથાળાં સુધી .............. | ૧૧૧ | ૬ |
| હાથની લંબાઇ પોંહોંચાની ......................... | ૧૬ | ૫ |
| હાથના અંગોઠાની પાસનાં આંગલાંની લંબાઇ ........... | ૮ | ૦ |
| તેનો ઘેરાવો બીજા સાંધા આગળનો ........ ...... | ૭ | ૬ |
| હાથના નખની લંબાઇ .. ........ ........ . ... ..... | ૧ | ૧ |
| હાથના નખની પોહોળાઈ ........ ........ ........... | ૦ | ૧૦ |
| હુઠીથી ખોપરી સુધી માથાની લંબાઈ.......... ...... .. | ૧૭ | ૩ |
| બેઉ કાનની વચમાં માથાંની પોહોળાઈ ............ ..... | ૧૦ | ૦ |
| બેઉ આંખોની વચમાંની જગ્યા ..................... ... | ૨ | ૬ |
| નાકની લંબાઇ .................. . .............. .. | ૪ | ૬ |
| આખા હાથની લંબાઈ ..... ........................ | ૪૨ | ૦ |
| હાથની બાજુનો ઘેરાવો .... ....................... ... | ૧૨ | ૦ |
| કમર જાડાઇમાં ....... ....... . ............ ...... | ૩૫ | ૦ |
| મોઢાની તથા હોઠની પોહોળાઇ........................ . | ૩ | ૦ |
| બેઠકની ઊંચાઇ........................................ | ૮૯ | ૦ |
| બેઠકની ચોરસાઇ દરેક બાજુની પાયા આગળથી ......... | ૬૨ | ૦ |
| બેઠકની ચોરસાઈ મથાલાં આગળ........................ | ૪૦ | ૦ |
| બેઠકની ઊપરનો ગરીશીયન થાંભલો ..................... | ૭૨ | ૦ |
| બેઠકની ઉપર તખ્તી મારેલી છે તેની લંબાઇ ........... | ૨૩ | ૭ |

| | ફીટ. | ઈંચ. |
|---|---|---|
| બેઠકની ઉપર તખ્તી મારેલી છે તેની પોહોળાઇ .. ...... | ૧૩ | ૭ |
| બેઠકની ઉપર તખ્તી મારેલી છે તેની જાડાઇ..... ......... | ૨ | ૦ |
| પાયાની ઊંડાઈ........................................ | ૬૫ | ૦ |
| પાયાની બાજુઓ ચોરસાઈમાં નીચેથી.................... | ૯૧ | ૦ |
| પાયાની બાજુઓ ચોરસાઇમાં જમીનની ઉપરથી ........ | ૬૬ | ૭ |

પુતળાંનું પોતાનું વજન ૪૫૦૦૦૦ રતલ યાને ૨૨૫ ટન છે. તેમાં બ્રાંજ ધાતુ વાપરી છે, તેજ ફક્ત ૨૦૦૦૦૦ રતલ છે, એના માથાની અંદર ૪૦ માણસો મઝેથી ઊભાં રહી શકે છે અને એના હાથમાં જે બળતી મસાલ છે તે એટલી મોટી છે કે તેમાં ૧૨ માણસો ઊભાં રહી શકે છે. એ પુતળાંમાં ઉપર જવા સારૂ અંદરથી સીડી કીધી છે તે બેઠકથી તે માથા સુધી ૧૫૪ ટપ્પાની છે અને તેનો જમણો હાથ જેમાં મસાલ ધરેલી છે તેમાંની સીડી હાથની અંદર છે તે ૫૪ ટપ્પાની ગોળ છે, એવું ગંજાવર એ પુતળું છે. તેને કાંઇ આખું એકદમ ઓતેલું નથી, પણ લોખંડની ફ્રેમ પોકલ ઉભી કરીને તેની ઉપર ફરતી બ્રાંજની પટીઓ જડી તે બ્રાંજ ઊપર સઘળો ઘટમ કીધો છે અને જ્યારે તે ગોઠવ્યું ત્યારે એ પ્રમાણે પેહેલાં ફ્રેમ ઉભી કરીને તેની ઊપર બ્રાંજ જડયું હતું એ ઘણું લોક રોજ જોવા જાય છે તે સારૂ કીનારેથી સ્ટીમરો ઘણી ત્યાં આવ જાવ કરે છે. જેમાં તેની ફીના આવવા જવાના મળી ૨૫ સેંટ લે છે. વળી એ બેડલોઓના ટાપુ ઊપર એક રેસટોરાંબી છે, જ્યાં લોકો મોજ કરવા તથા પીકનીક કરવા ઉતરી પડે છે તથા એ ટાપુ ઉપર થોડાએક લશ્કરી માણસો તેની તપાસ કરવા રાખેલા છે. કીનારેથી ત્યાં જતાં ફક્ત ૧૫ મીનીટ લાગેછે અને બધું મળીને પોણા કલાકમાં જોઈને પાછું અવાઇ શકાય છે. આજે સાંજના ૫ વાગેને ફીલાડેલફીયા જવા સારૂં ન્યુયોર્ક છોડયું હતું. ન્યુયોર્ક શેહેર બધી રીતે જોવાલાયક છે. એની વીગતો વારા ફરતી અને બની તેમ લખતા ગયા છીયે તેથી વધુ લખતા નથી. અસલ એ શેહેરની જગ્યાને ઇહાંના ઈંડીયનસો (Manhattan) મેનહેટન યાને એક જગ્યા કે જ્યાં બધાં જણાં છાકટા થાય છે

કરી કહેતા હતા તેને ૧૫૨૪નાં સાલમાં વેરાનઝાની (Veranzani) નામનાં ફ્લોરેન્સ શેહેરનાં રહેનારે પેહેલવેહેલું શોધી કહાડયું હતું. પણ ઘણાઓ એ માન મી૦ હડસન નામનો એક વલંદો જે ડચ ઇસ્ટ ઈંડીયા કંપનીનો એક વાહાણુ ખેડનાર (Navigator) હતો તેને આપે છે. એ ધણીએ સને ૧૬૦૯નાં સાલમાં ન્યુયોર્કના બે (Bay) માં હાફ મુન (Half Moon) નામનાં બારકસમાં લંગર નાંખ્યું હતું અને પાછળથી ત્યાની નદીમાં આગળ વધ્યો હતો તેથી એ નદીનું નામ એ ધણીનું હડસન રીવર કરી છે. એને ઈંહાંનાં અસલી રેહેવાસીઓએ સારો આવકાર આપ્યો ને તેવોની આગળ જે ગોરાં માણસો ઈંહાં રહેતા તેઓ ખુશી થાય એવી મરજી બતાવી તેને એક ગાયનાં ચામડાં જેટલી જગ્યા તેનાં માગવાથી આપવાની કબુલાત આપી. તેથી મી૦ હડસને તે ચામડાંને એક છેડેથી ઘણીજ ઝીણી પટીમા લાંબીને લાંબી કાપી કે જેથી ઘણીજ મોટી જગ્યા ઘેરી શકાય. તેની આવી તાલ જોઇ જંગલીઓ અજબ તથા ખુશી થયા ને તેને ગમે એટલી જગ્યા લેવા દીધી, ત્યારપછી વલંદા (Dutch) લોકોએ ત્યાં એક કંપની ઊભી કરીને વસાવા માડયું અને ૧૬૨૫માં એ ન્યુયોર્કવાલો ટાપુ વલંદાઓની કંપનીના વડાએ જંગલીઓ પાસથી ૬૦ ગીલડર યાને ૨૪ પાઊંડે ખરીદ કીધું હતું ને તે જગ્યાનું નામ ન્યુ એમસ્ટરડેમ આપ્યું હતું. પાછળથી સને ૧૬૭૫માં એને ઈંગ્રેજોએ જીતી લીધુ હતું તે સને ૧૭૮૩ સુધી તેઓનાં હસ્તકમાં રેહેવા પછી અમેરિકનો છુટા પડયા ત્યારે યુનાઇટેડ સ્ટેટને હસ્તક થયું હતું. તે વખ્તે એ શેહેરની વસ્તી ૨૫૦૦૦ માણસોની હતી. ઇંગ્રેજોએ જ્યારે એને વલંદાઓ પાસેથી જીતી લીધું ત્યારે એનું નામ ન્યુ એમસ્ટરડેમ ફેરવીને પોતાનાં ડયુક ઓવ યોર્કનાં નામ ઉપરથી ન્યુયોર્ક કરીને એ શેહેરનું નામ આપ્યું હતું. તે હજી ચાલુ છે. અમોએ ન્યુયોર્કથી ઊપર લખ્યું છે તેમ પાંચ વાગેને લીબરટી સ્ટ્રીટના સામેના ડંકાપરથી પેનસીલવેનીયા રેલ રોડને લગતી સ્ટીમ ફેરીમાં બેસીને નદીને પેલે કાંઠે ન્યુજરસી શેહેરનાં કીનારાપર ઊતર્યા હતા અને ત્યાંથી આગની ગાડીમા કલાક ૫ા વાગે ઊપ-

ડેલા ફીલાડેલફિયા (Philadelphia) જે ૯૦ મૈલ દુર છે ત્યાં રાતનાં ૮—૫ મીનીટે પુગ્યા અને કોન્ટીનેનટલ હોટલમાં ઉતારો લીધો હતો. એ ફીલાડેલફિયા વાલી જગ્યા સને ૧૬૩૭ માં સ્વીડીશ લોકોએ શોધી કાહાડી હતી અને વસાવી પણ હતી જેઓનાં દેવલો તથા થોડીક વસ્તી હજી ઇહાં છે. પણ થોડા વખ્તમાં તેને વલંદાઓએ જીતી લીધી હતી અને તેઓ પાસેથી ઇંગ્રેજોએ જીતી લઇને ત્યાં પેહેલું સંસ્થાન સને ૧૬૮૨ માં તેઓએ ઉભું કીધું હતું અને અમેરિકનો જયારે છુટા પડયા ત્યારે એ પણ તેઓમાં સામેલ થયું હતું અને ન્યુયોર્ક શેહેરને સૌથી પેહેલું યુનાઇટેડ સ્ટેટસનું પાયતખ્ત શેહેર કીધું હતું. તે પછી બદલીને ફીલાડેલફિયાને સને ૧૭૯૦માં પાયતખ્ત બનાવ્યું ને વળી ઇહાંથી સને ૧૮૦૦ના સાલમાં તેને વોશીંગટનમાં લઇ ગયા હતા જે હજી સુધી તે પાયતખ્ત શેહેર ગણાય છે. ફીલાડેલફિયા શેહેર ઘણું મોટું છે અને તે ૨૮ × ૧૩ મૈલ જેટલી જગ્યા રોકેછે અને તેમાં ૧૨ લાખ આદમીની વસ્તી હમણા કહે છે. એ શેહેરની ઉગમણ તથા આઠમણે બે નદીઓ (Delaware અને Schulkill) દીલાવર અને સ્કુલકીલ નામની આવી છે ને તે બેઉ નદીઓ દખણ તરફ મળી જઇને શેહેરને ત્યાથી ઘેરે છે. ફકત ઉત્તર તરફથી આ શેહેર જમીન સાથે જોડાયલું છે. અમો હોટલમાંથી તરત શેહેરમાં ફરવા નીકળ્યા હતા અને અમારા હોટલવાલો મોહોલો જેને (Chesnut Street) ચેસનટ સ્ત્રીટ કહે છે તે મોહોલાની એક બાજુપર ફર્યા હતા અને અમોને જોવાલાયક થોડી જગ્યાઓપર એક અમેરિકન જે ઉપલાં હોટલમા હતો અને ઇહાંનો રેહેવાસી છે તે પોતે ફરવાને મસે લઇ ગયો હતો ને બધી વિગતો મઝેની સમજાવતો હતો. રાત પડી જવાથી જોકે દુકાનો સઘળી બંધ (કોઇજ ઉઘાડી) હતી તોબી તેઓમાનીના મોટા ભાગમાં અંદરથી રોશની ઘણી રાખી હતી તેથી કાચની બારીઓમાથી સઘળું અંદરનું દીસતું હતું.

અમો પેહેલાં પોસ્ટ આફીસવાલી ઇમારને અમારૂં ધ્યાન ખેંચ્યું ત્યાં ગયા હતા જે ઉઘાડી હતી, તેથી અંદર જઇને જોઇ હતી. તેની

ઇમારત એક આખા મોહોલા જેટલી બાહારથી શોભઇતા આકારના સફેદ સંગેમરમર તથા રંગીન ગ્રેનીટના પથ્થરની બાંધી અને તેને ચાર મજલા કીધેલા છે. એ ઇમારતમાં પોસ્ટ આફીસ હેઠલા ભાગમાં છે. બાકીનાં ઉપરનાં મજલાઓમાં પેનસીલવેનીઆ સ્ટેટને લગતી કોર્ટો તથા આફીસો રાખી છે, તે જોઇને એની પડોસમાંજ ફીલાડેલફ્રિયા રેકર્ડ કરીને ન્યુસપેપર છે તેની આફીસવાલાં મકાન ઉપર ગયા હતા જેની ઈમારત બાહારથી સંગેમરમરની તથા અંદરથી જાતજાતનાં પાલીશ કીધેલાં લાકડાંની બનાવેલી હતી. એવાં લાકડાંથી દેવાલ, સીલીંગ તથા થાંભલા સર્વે ઘણા સારા બનાવેલા હતા. તેનાં બારણાઓ બ્રાન્ઝાં ધાતુના તે ઉપર નકશી કીધેલા બનાવેલા હતાં અને મઝેનું જોવાલાયક એ ઘર હતું. ત્યાં રોશની કરીને ન્યુસપેપરને લગતું આફીસનું કામ ભોંયતળિયે ચાલતું હતું. વળી આગળ થોડાએક ચાલ્યા કે એક રેસટ્રાંમા રોશણી થયલી હતી તે જોયું, તેની સીલીંગ અંદરથી જાતજાતના રંગના સંગેમરમરના જેવા કાચોની બનાવેલી હતી અને તે ઉપર રોશનીનો ઝલકાટ ઘણો મારી તેને શોભાવતી હતી. વળી ત્યાંથી આગળ ચાલ્યા કે એક ગાડી તથા હારનીસ વેચનારની દુકાન મળી, જે બાહારથી બંધ હતી પણ અંદરથી રોશની બધી કીધેલી અને કાચની બારી બારણાં હોવાથી સઘળું અંદરનુ દેખાતું હતુ. તેમાં એક ગાડીમાં બે ઘોડાના પુતળાં હારનીસ સુધાં જોડી મુકેલાં હતાં. તે એવાં સરસ લાગતાં કે જાણે જીવતા કોઈ પૈસાદાર માણસનાં ગાડી ઘોડા હોય તેમ લાગતા હતા કે જે જોઈને કોઈ લલચાય તો દુકાન-વાળાનો માલ ખપે. ત્યાંથી આગળ વધ્યા કે ઘણા ઘરો મઝેની તથા સંગેમરમરની બાંધણીના વારાફરતી પસાર કરતા જોન વેનમેકર (John wanamaker) ની દુકાન જોઈ હતી. એ દુકાન ઘણીજ મોટી છે, ને તેને વાસ્તે કહેછે કે પેરીસની જાણીતી બો મારસીની દુકાન કરતાંબી મોટીછે. તેમાં રોજ ૪૫૦૦ માણસો વેચાણ કરવા રાખેછે ને રોજની એક લાખ ડાલરનાં ઇઆને રૂપીયા ત્રણ લાખ વેચાણની રાસ આવેછે. એ પ્રમાણે આગળ ચાલતાં બીજી ઘણી જોવાલાયક ઈમારતો એજ ચેસ્ટનટ સ્ત્રીટમાં



નવી મ્યુનીસીપલ હાઉસની ઈમારત—ફીલાડેલફીયા.

તથા તેની પડોશનાં મારકેટ સ્ટ્રીટમાં જોઇ હતી. એકગમ એક ઘરમાં ચોથા માલથી સામે બીજા ઘરની દેવાલ ઉપર કપડું નાખી તે ઉપર મેજીક લેનટર્ન (Magic Lantern) થી જાતજાતની જાહેર ખબરોનાં ઓળાઓ પાડતા હતા ને દરેક મીનીટે એક જાહેર ખબર તે ઉપર તે ઓળાથી પડતી હતી, જે રસ્તામાં રાહદારીઓ ઉભા રહીને જોતા હતા. એ જાહેર ખબરો કોઈ સાદા અક્ષરથી લખેલી ને કોઇમાં ચિત્રોથી આપેલી હતી, તેથી લોકો પેલા ચિત્રો તથા દેખાવા જોવા ઉભા રેહેતા કે પેલું જાહેર ખબર વાલું આંતરે આંતરે આવે તેથી તેને જોવાની ફરજ પડે. અમો થોડો વાર ઉભા હતા તેમાં રેલ્વેવાલાઓની જાહેર ખબર કોઇ સારી જગ્યા પરથી તેઓની ગાડી પસાર થતી હશે તેના દેખાવો પડતા અને તેની હેઠલ તે રેલ્વેનું નામ પડતું. કોઇ ફુવારા વેચનારે તેનો દેખાવ ફુવારો ઉડતો હોય તેમ તેને કલાથી ચલાવતા હતા. વળી કોઇ કાપડની દુકાનવાળાની સાદી જાહેર ખબર પડતી ત્યાર પછી કોઇ નાટકનાં એકટીંગનો દેખાવ પડતો, કોઇ ઘડિયાળીનાં ઘડિયાળનો સાંચો ચક્કરો સાથે ચાલુ હાલતમાં પડતો અને ઊંદર કાંઇ ખાવા આપે તેની પાછળ બિલાડી એકદમ નિકળી આવે કે ઊંદર નાંહાસી જાય. ઝુઓલોજીકલ ગાર્ડનની જાહેર ખબરમાં ઘણી જાતનાં જાનવરોની હાર ચાલે અને તેઓને મથાલે પંખેરાઓ ઉડે એ પ્રમાણે જાહેર ખબરો પડતી હતી. જાહેર ખબર આપનારાં અમેરિકનોની બરાબર બીજો કોઇ દેશ નહીં હશે. કોઈબી રીતે લોકોનું ધ્યાન તે ઉપર ખેંચવું તે સારૂ રાતના મોટી ઊંચી માલપરની દેવાલોપર જાહેર ખબરો લખીને યા તેને મલતા ચીતારો પાડીને તે દેખાવા સારૂ આખી રાત તેની સામે વિજળીનો બતીના પડછાયા પાડી રાખે છે. કોઈનું ઘર બેઠાં ઘરની પાસે ઊંચું બાંધેલું હોય તો તે બાજુની ખાલી દેવાલપર ગંજાવર અક્ષરે જાહેર ખબર પડેલીજ હશે. આગની ગાડીની રસ્તાની બાજુના કટેરા ઉપરબી એકસોથી બસો ફીટ લંબાઇની એક એક જાહેર ખબરો તથા બીજી ગણત્રી વગરની નાની ખબરો જોશો, એવી ઘણી રીતે ઈહીં જાહેર ખબરો કરે છે.

**તા૦ ૨૧ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજ આખો દિવસ ફીલાડેલફિયાની જોવાલાયક જગ્યા જોઇ આવ્યા હતા. પેહેલાં અમો જીરાર્ડ કાલેજ પર ગયા હતા. એ કાલેજ આખા અમેરિકામાં સૌથી મોટીછે અને તેની ઈમારત એજ નામના રસ્તા પર સંગેમરમરની બાંધેલી એક ટેકડી ઉપર આવેલી છે, તેને સારૂ ઘણી મોટી જગ્યા ઘેરી લીધી છે અને છુટી છુટી ઇમારતો કીધી છે તેમાં તેનાં પ્રોફેસરો તથા માસ્ટરો રહે છે. એ કાલેજમાં હમણાં ૧૧૦૦ છોકરાઓ શીખવા જાય છે. આસરે ૭૦ વરસની વાત ઉપર મી૦ (Gerrard) જીરાર્ડ નામનો શખ્સ પોતાનાં વીલમાં એ કાલેજ સ્થાપવા ૨૦ લાખ ડાલરની મોટી રકમ આપી ગયો હતો, જે મીલકતોમાં રોકેલી હોવાથી હમણાં તેની કિમત ઘણી વધી જઇને ૫ કરોડ ડાલરની થઇ છે તેથી તેની ઉપજથી ઘણી મોટી છે ને ખરચ કરતાં આવક વધે છે. તેમાંથી નવી મીલકતો લેયા જાય છે. તે પ્રમાણે આખા ગામડાઓ તથા ફીલાડેલફિયાનાં મોહોલાઓ એ ખાતાંને હસ્તક થયા છે એને સારૂ સરકાર ટ્રસ્ટીઓ ઠેરવે છે તે પોતે સઘળા વહીવટની દેખરેખ રાખે છે. એ મી૦ જીરાર્ડે ઉપલી રકમ આપતી વખ્તે બોલી કીધી છે કે એ કાલેજમાં કોઈબી જાતનો ધર્મ શીખવવો નહીં ને પાદરીઓને અંદર દાખલ કરવા અથવા આવવા દેવા નહીં પણ છોકરાંઓને નીતી બધી રીતે શીખવવી. એ જોઈને પછી (Fairmont Park) ફેરમાન્ટ પાર્કમાં ગયા હતા એ પાર્ક જેટલો મોટો પાર્ક અમેરિકામાં શું પણ યુરોપમાં પણ નથી એમ કહે છે. એ પાર્ક ૨૯૯૧ એકર જમીન રોકે છે. એની સાથે યુરોપના બીજાં પાર્કસો, નીચે પ્રમાણે સરખામણી કરવા લખ્યાં છેઃ—વીંડસર પાર્ક ૧૮૦૦, બોઈ ડીબોલો (પેરીસનો) ૨૧૫૮, (Prater) પ્રેટર ૨૫૦૦ અને રીચમંડ (ઈંગલંડનો) ૨૪૬૮ એકરનો છે. ઊપલો ફેરમોંટ પાર્ક ૬ માઇલ પોહોળો અને ૫ માઈલ લાંબો છે ને તેની અંદર ફીલાડેલફિયાને પાણી પુગાડવાનાં તલાવો જે ઉપર ફુંવારાઓ તથા પુતળાંઓ ગોઠવેલાં છે તે આવેલા છે, તથા જીવતાં જાનવરોનાં સંગ્રહનું મ્યુઝીયમ છે તે જોવા ગયા હતા જ્યાં ઘણી જા-

તના જાનવરો રાખેલાં છે તેમાં (Anoconda) એનોકોન્ડા નામનો ઘણો મોટો સાંપ આવે છે તે હતો જે એક મોટા હરણને આખું ગલી જઇ શકે તેવો મોટો છે અને અમેરિકાના જંગલોમાં મળે છે. બીજો એક સાંપ જેને રેટલ સ્નેક (Rattle snake) કહે છે તે હતો જેની પુછડીપર છેડેથી નવ દશ ગાંઠ જેવી હોય છે તેને જે વખતે અમો હતા ત્યારે કોઇએ છેડવાથી તે ઉશ્કેરાઈને પોતાના ઘુંઘરા વજાડવા પડી ગયો જેનો અવાજ એક મોટો તીર જાનવર અવાજ કરે છે તેને મળતો આવતો હતો તે વખતે પેલી પુછડીના ગાંઠો ઘણી ઝડપથી હીલવતો હતો અને તેમાંથી ઉપલો અવાજ ઘણો લંબાણ વખત સુધી કાહાડીને પોતાનું ડોકું ઊંચું કોઇપર મારવા સારૂ તૈયાર રાખી મુકતો હતો. એ સાંપ આસરે ત્રણ ફીટ જેટલો લાંબો અને બે ઇંચ પોહોળો આવે છે અને તેનું ઝેર ઘણું જોરાવર નાગની માફક કહે છે.

મ્યુઝીયમમાં ટીબેટ દેશનું (Yak) ઇએક નામનું બલની જાતનું જાનવર હતું જેનાં બદનપરના બાલો છેક ભોંય સુધી લાંબા હતા ને આંગ જરા ઠીગણું પણ ઘણું લાંબુ તેનાં પ્રમાણ પ્રમાણે હતું તથા બીજાં ઘણાં જાનવરો, પંખેરાંઓ ઇત્યાદી જોવાલાયક હતાં. એ જુયોલોજીકલ મ્યુઝીયમ એક ખાનગી ગ્રહસ્થનું છે જેને પાર્કમાંની જગ્યા મફ્ત આપી છે કે એને લગતાં ઘરો તથા પીંજરાઓ બાંધીને લોકોને દેખાડે ને તેની ફી ૨૫ સેંટસ લે છે પણ કેટલાંએક વરસની મુદત પછી એ સઘળું પાર્કનાં ટ્રસ્ટીઓ અસ્તક થશે. પાર્કની બીજીગમ ફીલાડેલફિયાનું સેંટીનેનટલ એકઝીબીશન ભરાયું હતું તેની યાદદાસ્ત દાખલ મેમોરીયલ હોલ મયુઝીયમ બાંધેલુ છે. તે જોયું હતું. એની ઇમારતબી સંગેમરમરનાં સફેદ તથા રંગીન પથ્થરની બાંધી છે તે ઉપર ૧૫ લાખ ડાલર ખરચ બેઠો હતો. તેમાં હુનરને લગતી ઘણી બનાવટોનો સારો, માફકસરનો સંગ્રહ કીધેલો છે. તેમાં પુતળાંઓ, ચિત્રો, ભરતકામો તથા દુનિયાનાં બીજા ઘણા ભાગોની બનાવટોનાં નમુનાઓ રાખેલા છે. ઇંહાનો "ઇન-

ડીપેનડન્સ" હોલ ફરીને ઈમારત છે તેનો નમુનો જરમન શીલ્વર ધાતુનો તથા સોનાં રૂપાંનો ઘોર ચહડાવેલો બનાવી મુકેલો છે, જે આસરે ૫ ફીટ જેટલો લાંબો પોહોળો હશે, તેમાં તે મેહેલની બનાવત આબેહુબી કીધી છે. તેનો મીનારો તથા તે ઉપર ચાલુ ઘડિયાળ તથા દીવાનખાના, ઓરડાઓ ઉપ્રાંત તેઓમાંનું ફરનીચર કોચો, ખુરશી, ઝુમર અને ઓઇલપેનટીગસો વગેરે જેમ તે ઇમારતમાં હશે તેમજ સઘળું બનાવી મુકેલું છે તે જોવાલાયક છે. તેમાંના ૧૬૦ ચિત્રો અસલના વખણાયલાં અમેરિકન રાજસભાના પ્રમુખો તથા સેનાધિપતિઓના છે. એ ઉપ્રાંત એ પાર્કમાં મોટાં બનાવનના સરોવરો, તલાવો, ફુવારાઓ કીધા છે તથા નદીને પણ એજ પાર્કમાં લીધી છે જે એ બાગને ઘણા ભાગોમાં વારા ફરતી વેહેંચી નાખે છે, અને તે ઉપર મઝેના પુલો બાંધ્યા છે તથા કિનારે ગાડીમાં ફરવા જવા સારૂં મજેના રસ્તાઓ ઝાડપાનના છાયા છે હેઠળ કીધા છે. તે ઉપ્રાંત એમાં ઝાડપાનની વિદ્યાને લગતાં હોલસો તથા કાચના ઘરો તથા બીજી એવી ઇમારતો તો છુટી છુટી આવી છે એ બાગનો થોડો ભાગ જોઇને પછી યુનીવરસિટિની ઇમારત જોવા ગયા હતા તે ડારબી (Darby) એવીન્યુમાં આવેલી છે, અને છુટી છુટી ઇમારતો લીલા રંગના સંગેમરમરની બાંધેલી છે તેથી તેનો દેખાવ જુદોજ લાગે છે. તેમાં હાલ ૧૦૦૦ છોકરાઓ શીખે છે તે સારૂં મઝેની ઈમારતો જુદા જુદા આકારની મોટી બાંધેલી છે. ત્યાંથો નિકળેલા ઈનડીપેનડંસ હોલ (Independence Hall) જોયો હતો જે ચેસતટ સ્ત્રીટમાં આવેલો છે. એમાં અમેરિકાની યુનાટેડ સ્ટેટસની પેહેલી કાનગ્રેસ ભરી હતી. એની સીડીપરથી છુટાપણું પેહેલું જાહેર કીધું હતું અને એમાંજ તે બાબેનો છુટાપણાનો ઢંઢેરો ઇહાં તા૦ ૪ થી જુલાઈ ૧૭૭૬ માં વાંચ્યો હતો તે વખ્તના ઓરડાનું ફરનીચર સઘળું તેવીજ હાલતમાં રાખી મુકયું છે અને ઈહાં પણ વોશીગટનને બધાં લશ્કરનો વડો ઠરાવ્યો હતો. એ વિષે ઈહાંનું લોકો એ જગ્યાપર ઘણું પ્યાર તથા મગરૂરી બતાવી લોકોને દેખાડે છે. એનોજ નમુનો

અમોએ મ્યુઝીયમમાં ધાતુનો બનાવેલો જોયો હતો. એની બાહાર વોશીંગટનનું પુતળું મુકેલું છે. જે અમેરિકામાં બધેબધ થયલાં ઉઘરાણામાંથી જેમ બીજા શેહેરોમાં મુકયાં છે તેમ ઇહાં પણ મુકેલું છે. જે ફંડ સારૂં (Washington Monument Association) નામની કમીટી તે વખ્તે થઈ હતી અને તેના ફંડમાંથી ઘણાં પુતળાંઓ ઉભાં કીધાં હતાં. ત્યાંથી નિકળેલા ઇહાંની બધી ઈમારતમાં સરસ ઇમારત જે નવી જાહેર ઇમારત તથા સીટી હોલને નામે ઓળખાય છે તે જોઈ હતી. એ ઇમારત બરોદસ્ત્રીદ અને મારકેટ સ્ત્રીટની વચમાં છુટી ચારે બાજુથી ખોહ્લી આવેલી છે. તે તદન સગેમરમરનાં પથ્થરની બાંધેલી છે અને એક આખો મોહોલાનો ગાલો રોકે છે. તે ૪૭૦ ફીટ પોહોળી અને ૪૮૬ ફીટ લાંબી ઇમારત છે જેની વચમાં એક મોટો ૨૦૦ ચોરસ ફીટનો ચોક રાખેલો છે ને તે ચોક નહી ગણુતાં સાડાચાર એકર જમીન એ ઈમારત રોકે છે. તેનો બાહારનો દેખાવ ઘણોજ ભપકાદાર નકશી, પુતળાઓ, થાંભળાઓ, આરકાંઓ તથા બીજી રીતે શણગારીને કીધો છે ને ચાર મજલા જેટલી ઉચી બાધી તેની વચમાં એજ પથ્થરનો મિનારો બાંધે છે જે હજી અધુરો છે જે જ્યારે પુરો થશે ત્યારે ૫૩૫ ફીટ ઊંચો થશે. એવો ઊંચો મિનારો બીજે કેથે નથી. સેંટપીટર રોમનોનું દેવળ છે તેનો મિનારો આજ સુધી સૌથી ઊંચો ગણાય છે તેનેથી પણ થોડા ફીટ એ ઊંચો બાધવાનો છે ને તે મિનારાને હમણા સુધી બંધાવ્યોછે તે દેખાવે ઘણો ખુબસુરત લાગે છે. એ ઇમારતનો પાયો સને ૧૮૭૨ માં નાખ્યો હતો પણ તે હજી બધી પુરી થઇ નથી તેથી તેમા આફીસો કશું આવેલું નથી. એની ચારો બાજુપર વચમાંથી નાના મિનારાઓ છે તથા તેજ માફક ચારે ખુણે બેઉ બાજુપર બીજા મિનારાઓ ઉભા છાપડાંરોકા કીધા છે અને સઘળા મિનારાવાળા ભાગો ઘણી સરસ નકશી તથા પુતળાંઓથી મઢી લીધા છે. એવી સરસ બાધણીની ઈમારત જવલેજ જોવામા આવે છે. એની ઉપર બે કરોડ ડાલર ઉપર ખરચી ચુકા છે અને જ્યારે તે પુરી થશે ત્યારે નજદીક સવા બે કરોડ ડાલર ઈઆને

ડીપેનડન્સ'' હોલ કરીને ઈમારત છે તેનો નમુનો જરમન સીલ્વર ધાતુનો તથા સોનાં રૂપાંનો ઘોર ચહડાવેલો બનાવી મુકેલો છે, જે આસરે ૫ ફીટ જેટલો લાંબો પોહોળો હશે, તેમાં તે મેહેલની બનાવત આબેહુબી કીધી છે. તેનો મીનારો તથા તે ઉપર ચાલુ ઘડિયાળ તથા દીવાનખાના, ઓરડાઓ ઉપ્રાંત તેઓમાંનું ફરનીચર કોચો, ખુરસી, ઝુમર અને ઓઇલપેનટીંગસો વટીક જેમ તે ઇમારતમાં હશે તેમજ સઘળું બનાવી મુકેલું છે તે જોવાલાયક છે. તેમાંના ૧૬૦ ચિત્રો અસલના વખણાયલાં અમેરિકન રાજસભાના પ્રમુખો તથા સેનાધિપતિઓના છે. એ ઉપ્રાંત એ પાર્કમાં મોટાં બનાવતના સરોવરો, તલાવો, ફુવારાઓ કીધા છે તથા નદીને પણ એજ પાર્કમાં લીધી છે જે એ બાગને ઘણા ભાગોમાં વારા ફરતી વેહેંચી નાખે છે, અને તે ઉપર મઝેના પુલો બાંધ્યા છે તથા કિનારે ગાડીમાં ફરવા જવા સારૂ મજેના રસ્તાઓ ઝાડપાનના છાયા છે હેઠળ કીધા છે. તે ઉપ્રાંત એમાં ઝાડપાનની વિદ્યાને લગતાં હોલસો તથા કાચના ઘરો તથા બીજી એવી ઇમારતો તો છુટી છુટી આવી છે. એ બાગનો થોડો ભાગ જોઇને પછી યુનીવરસિટિની ઇમારત જોવા ગયા હતા તે ડારબી (Darby) એવીન્યુમાં આવેલી છે, અને છુટી છુટી ઇમારતો લીલા રંગના સંગેમરમરની બાંધેલી છે તેથી તેનો દેખાવ જુદોજ લાગે છે. તેમાં હાલ ૧૦૦૦ છોકરાઓ શીખે છે તે સારૂ મઝેની ઈમારતો જુદા જુદા આકારની મોટી બાંધેલી છે. ત્યાંથો નિકળેલા ઈનડીપેનડંસ હોલ (Independence Hall) જોયો હતો જે ચેસતંટ સ્ત્રીટમાં આવેલો છે. એમાં અમેરિકાની યુનાટેડ સ્ટેટસની પેહેલી કાનગ્રેસ ભરી હતી. એની સીડીપરથી છુટાપણું પેહેલું જાહેર કીધું હતું અને એમાંજ તે બાબેનો છુટાપણાનો ઢંઢેરો ઇંહાં તા૦ ૪ થી જુલાઈ ૧૭૭૬ માં વાંચ્યો હતો તે વખ્તના ઓરડાનું ફરનીચર સઘળું તેવીજ હાલતમાં રાખી મુકયું છે અને ઇહિં પણ વોશીંગટનને બધાં લશ્કરનો વડો ઠરાવ્યો હતો. એ વિષે ઇહિંનું લોકો એ જગ્યાપર ઘણું પ્યાર તથા મગરૂરી બતાવી લોકોને દેખાડે છે. એનોજ નમુનો

અમોએ મ્યુઝીયમમાં ધાતુનો બનાવેલો જોયો હતો એની બાહાર વોશીંગટનનુ પુતળું મુકેલું છે જે અમેરિકામા બધેબધ થયલાં ઉધરાણામાંથી જેમ બીજાં શેહેરોમાં મુકયાં છે તેમ ઇહાં પણ મુકેલું છે. જે ફંડ સારૂં (Washington Monument Association) નામની કમીટી તે વખ્તે થઈ હતી અને તેના ફંડમાંથી ઘણાં પુતળાંઓ ઉભાં કીધાં હતાં. ત્યાંથી નિકળેલા ઇહાંની બધી ઈમારતમાં સરસ ઇમારત જે નવી જાહેર ઇમારત તથા સીટી હોલને નામે ઓળખાય છે તે જોઈ હતી. એ ઇમારત બરોદસ્ટ્રીટ અને મારકેટ સ્ટ્રીટની વચમાં છુટી ચારે બાજુથી ખોલ્લી આવેલી છે. તે તદન સંગેમરમરનાં પથ્થરની બાંધેલી છે અને એક આખો મોહોલાનો ગાલો રોકે છે. તે ૪૭૦ ફીટ પોહોળી અને ૪૮૬ ફીટ લાંબી ઇમારત છે જેની વચમાં એક મોટો ૨૦૦ ચોરસ ફીટનો ચોક રાખેલો છે ને તે ચોક નહી ગણતાં સાડાચાર એકર જમીન એ ઈમારત રોકે છે. તેનો બાહારનો દેખાવ ઘણોજ ભપકાદાર નકશી, પુતળાઓ, થાંભળાઓ, આરકાંઓ તથા બીજી રીતે શણગારીને કીધો છે ને ચાર મજલા જેટલી ઉચી બાધી તેની વચમા એજ પથ્થરનો મિનારો બાંધે છે જે હજી અધુરો છે જે જ્યારે પુરો થશે ત્યારે ૫૩૫ ફીટ ઉચો થશે. એવો ઊંચો મિનારો બીજે કેથે નથી. સેંટપીટર રોમનોતું દેવળ છે તેનો મિનારો આજ સુધી સૌથી ઊંચો ગણાય છે તેનેથી પણ થોડા ફીટ એ ઊંચો બાધવાનો છે ને તે મિનારાને હમણા સુધી બંધાવ્યોછે તે દેખાવે ઘણો ખુબસુરત લાગે છે. એ ઇમારતનો પાયો સને ૧૮૭૨ માં નાખ્યો હતો પણ તે હજી બધી પુરી થઇ નથી તેથી તેમા આફીસો કશું આવેલું નથી એની ચારો બાજુપર વચમાથી નાના મિનારાઓ છે તથા તેજ માફક ચારે ખુણે બેઉ બાજુપર બીજા મિનારાઓ ઉભા છાપડાંરોકા કીધા છે અને સઘળા મિનારાવાળા ભાગો ઘણી સરસ નકશી તથા પુતળાઓથી મઢી લીધા છે. એવી સરસ બાધણીની ઈમારત જવલેજ જોવામાં આવે છે. એની ઉપર બે કરોડ ડાલર ઉપર ખરચી ચુકા છે અને જ્યારે તે પુરી થશે ત્યારે નજદીક સવા બે કરોડ ડાલર ઈઆને

આજના વટાવે ૭ કરોડ રૂપિયા ખરચાઈ રહેશે, એવું ગંજાવર એ કામ છે. એ જોઇને એનીજ સામે મેસોનીક હોલ છે તે જોવા ગયા હતા. એ ઈમારત ઘણી શોભઇતી અને મોટી છે. તેની ઉપર એક મોટો મિનારો કીધો છે અને અંદર મેસોનીક ઢબ પ્રમાણે દીવાનખાનાઓ તથા ઓરડાઓ સઘળું બાંધી શણગારેલું છે. એ ઇમારત સને ૧૮૭૩માં ૧૩ લાખ ડાલર ખરચીને બાંધી હતી તે સારૂ ડીબેનચરો મેસનઓએજ લીધા હતા અને હમણા ઘણાખરા તેની આવકમાંથી અપાઇ જવા આવ્યા છે. એવી મોટી મેસોનીક ઇમારત અમે કેથે જોઇ નથી. એ જોઈને પછી કસ્ટમ હાઉસ જેવી સંગેમરમરની ઈમારત છે તે જોઇ હતી. એને બાહેરથી મોટા થાંભળાઓ મુંબઇના ટાઉન હાલ માફક કીધા છે ને ૫ લાખ ડાલર તે ઉપર ખરચીને સને ૧૮૨૪ માં બાંધી હતી, તે જોઇને પછી કારપેનટર્સ હાલ, ટંકસાલ ઇત્યાદી જોવાલાયક ઈમારત બહારથીજ જોઇ હતી. આજે રવિવાર હોવાથી સઘળું બધ હતું તેથી અંદરથી જોવાઈ શકાયું હતું નહીં. અમો ઉપર મુજબ બધે ફર્યા તે વખતે શેહેર પણ સાથે જોતા ગયા હતા. એ ફીલા-ડેલફીયા શેહેર બરાબર ગોઠવીને સરખા ભાગોમાં બાંધ્યું છે ને મોહો-લાઓ સીધાને સીધા ૮ થી ૯ માઈલ લાંબાં રાખ્યા છે ને તેને આડા રસ્તાઓ તથા મોહોલાઓ પણ એવાજ મોટા કીધા છે. ઇહાં મોહોલામાં ઉત્તરથી દક્ષિણ તરફ જતાં મોહોલાઓને નામ આ-પેલાં છે તેમાં વચમાંના મુખ્ય મોહોલાને (Market Street) કહે છે ને ઉગમણથી આથમણ બાજુએ જતા રસ્તાને નંબર આપેલાં છે. હવે એ રસ્તાઓ એક એકને ઓડે આવીને કાપે છે. તેની વચમાંની ઇમારતોને "બ્લોકસ" કહે છે ને તે દરેક "બ્લાક"ના ઘરોને નંબર હોય છે ને તેઓ એકથી ૧૦૦ સુધીનાં રાખેછે. તેમાં એક બાજુ એકીનાં નંબર (જેમકે ૧–૩–૫–૭) અને બીજી બાજુનાં ઘરો-ને બેકીના નંબર (જેમકે ૨–૪–૬–૮) એમ રાખે છે. હવે એક ઘેર ૧૩ માં મોહલામાં ૫ માં નંબરનું જોઇયે તો તેનો નંબર ૧૩૦૫ કાગજમાં લખે તો ૧૩ માં મોહલાનો નંબર ૫ મો સમજે છે. એવા

ઘણા મોહોલા છે જેઓનાં ઘરો દર મોહોલે તેનાં નંબર સાથે મુકે ને સમજણ દાખલ પેહેલાં ઘેરોના નંબરો ૧૦૦ થી ૨૦૦ સુધી, બીજા નંબરના મોહોલાના નંબર ૨૦૧ થી ૩૦૦ સુધી, ત્રીજાનાં ૩૦૧ થી ૪૦૦ સુધી એમ છેલો ૪૨ મા નંબરના મોહોલાનાં ઘરોના નંબર ૪૨૦૧ થી ૪૩૦૦ સુધી એમ કીધા છે, જેથી ઠેકાણું તરત માલમ પડી આવે છે. દરએક બ્લોકના મોહોલામાં કાંઈ ૧૦૦ ઘેર આવ-નાં નથી પણ જેટલાં હોય તેટલાંને નંબર કરે છે. બાકીના મુકી દીયે છે. જેમકે એક મોહોલામાં ૮૦ ઘરો બેઉ બાજુ મળીને છે ને તે મોહોલાનો નંબર ૫ મો છે તો ૫૦૧ થી ૫૮૦ સુધી તેનાં ચાલુ નંબ-રો મારે છે—,,—બાકીનાં રહી જાય ને ત્યાર પછી છઠો મોહોલો આવે તેના ૬૦૧ થી શરૂ કરે છે. કોઇબી મોહોલામા ૧૦૦ ની ઉપર ઘેરો છેજ નહીં તેથી વધુ નબરની જરૂર હોતી નથી. દર માઈલે ૨૦ મો-હોલાની સરેરાસ આવી છે. મોહોલાઓ મુકેઆ પછી હારબંધ નાલા નાલા બંગલાઓ આવેછે

મોહોલાઓમાં ઈહિં (Cable Car) કેબલકાર દોડે છે જે મુંબ-ઇના ટ્રામ્વે જેવી ગાડીઓ પાટાપર વગર ઘોડા યા એનજીને જાણે જાદુઇથી દોડતી હોય તેમ લાગે છે. પણ તેના પાટાઓની વચમાં ખાંચો રસ્તામાં સીધો કીધેલો છે, તેમાં તારનું દોરડું આખો વખત ગોલને ગોલ દોડીયા કરે છે જે દોરડાંને રસ્તાઓ પરથી ફેરવીને જ્યાં-થી શરૂ થયું હોય ત્યાં આવીને પાછું એ મુજબ ગોળને ગોળ ઘણા મોહોલાઓનો ચકરાવો લઇને આવ્યા કરે છે. તે દોરડાંને એક છેડે એક સ્ટીમ એનજીન રાખેલું છે જેથી તે દોરડું ચાલ્યા કરે છે. હવે ટ્રામ્ની ગાડીનાં બે પૈડાંની વચમાંથી ગાડીની હેઠલ એક જાતની લાંબી ચાંપ રાખે છે જે ચાંપ અલગી હોય ત્યારે દોરડાંને અથડતી નથી તેથી ગાડી ઉભી રહે છે પણ ચલાવવી હોય ત્યારે ઉપરથી એક માણુસ તે ચાંપને દાબે છે કે તે ચાંપ પેલા તારનાં દોરડાંને મજબુત પકડની માફક પકડે છે તેથી પેલું દોરડું જે દોડીયા કરે છે તેની સાથે ગાડી પણ દોડે છે ને જયારે ગાડી ઉભી રાખવી હોય છે ત્યારે ચાંપ છોડી દીધી કે ગાડી છુટી થવાથી દોરડું ચાલે તોબી ગાડી ઉભી રહી જાય છે ને

વળી તેને એકથી તરત ઉભી રાખી શકે છે. એવી સારી તાલ કીધાથી ઘોડાના ખરચનો બચાવ થાય છે ને વળી સ્ટીમથી ગાઠી જો ચલાવે તો રસ્તે જનારનાં ઘોડાઓ મસ્તી કરે તેનોબી બચાવ થાય છે. ફકત ગાડી દોડયા કરે છે ને એક એનજીનનોજ ચલાવાનો ખરચ થાય છે. મુંબઇમાંબી જો એમ હોય તો ટ્રામ કંપનીવાળાને ઘણો ફાયદો થાય ને દર સાલ ગરમીની મોહોસમમાં તેઓના સંખ્યાબંધ ઘોડાઓ મરવાથી જે નુકશાની થાય છે તે બચે. અમો એવી ગાડીમાં બેસીને ફર્યા હતા ને શેહેરબી જોયું હતું. ઇહાં જોવા મેલે સંગેમરમરનો પથ્થર ઘણોજ સસ્તો છે તે થોડે દુરથી આવે છે. પેનસીલવેનીયાનુ સંસ્થાન જેમાં ફીલાડેલફિયા શેહેર આવેલું છે તેના સંગેમરમરના પથ્થર વખણાય છે. અમો કોઇબી મોહોલામાં ફરીએ ત્યાંના મોટા ભાગના ઘરોની સીહડીઓ, ટપ્પા તથા બારી બારણાની બરસાખો સઘળું એજ સગેમરમરનું બનાવેલું દીસે છે. તેઓની વાટાઓ વટીક સંગેમરમરના છે ને દર મોહોલામાં કોઈ કોઇ ઘરો તો તદન સંગેમરમરનાંજ બાંધેલાં દીસે છે. તેમાં અમારાં હોટલવાલો મોહોલો ચેસ્ટનટ સ્ત્રીટમાં વગર ગણત્રીની સંગેમરમરના પથ્થરની ઇમારતો દીસે છે તે જાણે એનોજ મોહોલો હોય તેમ લાગે છે. ગ્રેનીટનો પથ્થરબી એજ કિમતે યા સામો વધારે મોંઘો મળે છે. એ પથ્થર લાલ રંગનો તથા રેતીની માફક ચલકતો છે તેથી તેની ઇમારતો પણ શોભે છે. કોઇ ઈમારતો સ્લેટના રંગના સંગેમરમરની ને કોઇજ જવલે લીલા રંગના સગેમરમરની છે. પણ મોટો ભાગ નીચેના વાટા સિવાય (જે સંગેમરમર યા ગ્રેનીટની રાખે છે) લાલ ઇંટની બાંધેલી છે. ઇહાં જાહેર ઇમારતો ઘણી છે ને તે મુજબ અમેરિકાના ઘણા ખરા મોટા શેહેરોમાંબી હોય છે. જોયામેલે આ શેહેરોની મ્યુનીસીપાલીટીઓ એવી ઈમારતો ઉપર મોટો ખરચ કરે છે ને તેનેજ લીધે બધી ગમના રસ્તાઓ ઘણી બિસ્માર હાલતમા રહે છે. ફીલાડેલફિયાના રસ્તાઓ ન્યુયોર્કના જેવા ઢેકા ઘરીઆના તથા ખાડા ખબોચિયાના છે. એ શેહેરમા બીજુ કાઇ જોવાલાયક નહી હોવાથી સાંજનાં ૫ વાગે આગની ગાડીમાં બેસીને તે છોડયું હતુ

ને વાશીંગટન (Washington) જે યુનાઇટેડ સ્ટેટસની રાજધાણી શેહેર છે ત્યાં રાતના ૧૦ વાગેને જઇ પુગ્યા હતા. અમોને રસ્તામાં દેખાવ સારો મળ્યો હતો. જગ્યા વારા ફરતી ઉપસેલી તથા નાની નાની ટેકરીઓ ઝાડોથી ભરેલી તથા નદીઓ વારા ફરતી મલતી હતી. બાલટીમોર કરીને શેહેર છે ત્યાં રાતનાં ૮ વાગે અમારી ટ્રેન પુગી હતી. એ જગ્યાપર એક મોટી નદી જેવી ખાડી આવેછે તે ઉપર પુલ બાંધયો નથી પણ "સ્ટીમ ટગ" રાખી તે ઉપર અમારી આખી ટ્રેન ઉતારૂઓ સુધાં તેરવીને બીજે નાકે લઇ ગયા હતા જે નવાઈ જેવું લાગતું હતું. એ રેલ બાલટીમોર એંડ ઓહાઇઓ રેલરોડ કંપનીની હતી અને બીજી બે કંપનીઓની ટ્રેનો પોતાના જુદા રસ્તાઓથી ફીલાડેલફ્રિયા અને વાશીંગટન તથા બીજા ગામો તરફ દોડે છે. અમેરિકામાં એ મુજબ એક એક જગ્યા પર બે ટ્રેન કંપનીઓ ઊભી થઇ અને લાઈનોથી અમેરિકાનાં બધા ભાગો ઊતર તરફના ભરી નાખ્યા છે અને તેઓ વચ્ચે હરીફાઇ ઘણી ચાલવા લાગી હતી અને ખોટ જવા લાગી હતી પણ થોડુંક થયું તેઓએ સંપ કરીને એકજ ભાવ માઇલે રાખ્યોછે અને ખરચ બાદ કરતાં જે વધે તે સઘળી કંપનીઓ પોતાના માઇલોજ પ્રમાણે વેંહેંચી લીયેછે હમણાં સુધી યુનાઈટેડ સ્ટેટસમાં એક લાખ પાંત્રીસ હજાર માઇલ જેટલી રેલવેની લાઇનો નાખેલી છે અને હજી નવી લાઇનો ઊંધાઆ જાય છે. કોઇ સાલ તો સને ૧૮૮૨ ની માફક ૧૦૦૦૦ માઇલ એક વરસમાં ઉઘાડે છે. અમોએ વાશીગટનમા (Riggs House) રીગ્સ હાઊસ નામના હોટલમાં ઊતારો લીધો હતો.

તા૦ ૨૨ મી આગસ્ટ સને ૧૮૮૭—આજે સહવારના પેહેલા વાશીગટન શેહેરનો વખણાયલો કેપીટોલ (Capitol) નામનો મેહેલ જ્યા યુનાઈટેડ સ્ટેટસની કાનગ્રેસ યાને પાર્લામેટ ભરાય છે તે જોવા ગયા હતા. એ મેહેલ જાણે ત્રણ મેહેલનો એક મેહેલ કીધો હોય તેમ બાંધેલો છે અને તે ટેકરી ઉપર આવ્યાથી તેની ઉપર જવા

સારૂ મઝેની ઊંચી સીડીઓ બાંધી છે અને મેહેલની સામે એક મોટો ચોક રાખેલો છે, જ્યાં લશ્કરની કવાયદ થાય છે તથા નવો પ્રેસીડંટ થાય છે ત્યારે એ મેહેલની સીડીના ઉપરના ટપ્પા ઉપર તેને ઉભો રાખીને પોતાના ઓધાના સોગંદ આપે છે ત્યારે રૈયત એ ચોકમાંથી ઊભી રહીને તેને જોય છે. એ મેહેલની વચમાંના ભાગોપર એક મોટો ગુંબજરોકો (વેલાતના સેંટપાલના દેવળને મળતો) મિનારો કીધો છે, જે તદન લોખંડનો બાંધીને ઉપર સફેદ રંગ કીધો છે અને તેની ઉપર ફરતા થાંભળાઓ કીધા છે તેથી ડોમ શોભે છે એ ડોમની ઊપર "છુટાપણાનું" પુતળું ૧૯ ફીટ અને ૩ ઈંચની ઊંચાઈનું બ્રોન્ઝ ધાતુનું મુકેલું છે તે મળીને સઘળી ઊંચાઇ એ મિનારાની ૩૦૭ાા ફીટની છે એ કેપીટોલની બધી ઇમારતના છાપરાંપર ત્રાંબુ જડી લીધેલું છે. અમો એ કેપીટોલના વચલા ભાગમાંથી અંદર દાખલ થયા હતા જે ભાગ પેલા ગુંબજની હેઠલ આવેલો છે. એના દાખલ થવાના બારણા બ્રોન્ઝ ધાતુના ૧૯ ફીટ ઊંચાઈના છે તે ઉપર દરેક બારણામાં પાંચ થડમાં ઘણી સરસ નકશીનું કામ કીધેલું છે. તેમાં એકમાં કોલમબસની જીંદગીનો હેવાલ અમેરિકા શોધી કહાડયું તે બાબેનો કોતરેલો છે અને એવા બે દરવાજાઓ ઉગમણ તથા આથમણ બાજુના દાખલ થવાના ભાગોમાં મુકેલા છે. તેઓને મ્યુનીકથી બનાવીને કીહાં લ્યાવેલા છે. તેમાંની નકશી ઘણી સરસ બધા માણસોના તથા જાનવરોના પુતળાં સઘળાં જાણે છુટા છુટા હોય તેવી રીતે કોતરીને બનાવેલાં છે. એ દરેક દરવાજાની ૩૦૦૦૦ ડાલર કિમત બેઠી છે. એ દરવાજામાંથી એ ગોળ હોલ જેને "રોટન્ડા" કહે છે તેમાં ગયા હતા. તે ૯૬ ફીટ વ્યાસનો છે અને તેની શીલીંગ જે ગુંબજની બનેલી છે તે ૧૮૦ ફીટ ઊંચી છે. એ ગુંબજરોકી શીલીંગને ફરતો બધે ચીતાર પાડેલો છે જેમાં અમેરિકાને લગતા બધા ભાગો શોધી કાહાડ્યા તથા શી રીતે જંગલીઓ સાથે તે બાબે મીલાપ થયો તેની વિગતો ચિતારેલી છે અને હજી થોડો ભાગ રહ્યો છે તે ચીતારવાનું કામ ચાલે છે. એની ગુંબજરોકી શીલીંગપર પણ એક ઘણો મોટો ચીતાર



કેપીટાલ—વાશીંગટન.

૩૫૬.

પાડેલો છે, જેમાં વોશીંગટનને ફતેહ અને વખાણુના પુતળાં વચ્ચે ચીતારેલો છે. દેવાળો ઉપર અમેરિકાની તવારીખને લગતા મોટા મોટા ચીતારો પાડી ફ્રેમમાં મુકેલા છે, જેઓ દરેક સારૂં ૧૫ થી ૨૦ હજાર ડાલર ચીતારાને આપ્યા છે.

ત્યાંથી આગળ ચાલતાં પુસ્તકશાળાવાળા ઓરડામાં ગયા હતા. આગળ ઈહાં કાનગ્રેસ ભરવાનો હોલ હતો પણુ તે પાછળથી એ મહેલની પાંખો વધારી તેમાં લઇ ગયાથી ઈહાં પુસ્તકશાળા લાવ્યા છે. એ પુસ્તકશાળાને લગતા ઘણા ઓરડાઓ છે જેમાં ૬ લાખ કિતાબો હાલ છે અને દર સાલ જેખી નવી ચોપડીઓ અમેરિકામાં નિકળે છે તેની નકલો ઈહાં એકએક આવે છે, તેથી દર સાલ ૧૫૦૦૦ ને આસરે નવી ચોપડીઓ ઉમેરાતી જાય છે અને હમણાં તે ચોપડીઓને ઇમારતનો એ ભાગ બસ નહીં પડવાથી ઈહાં બીજી ઇમારત તેનાજ કંપાઊંડમાં બાંધે છે. એ જોઇને સેનેટ ભરાય છે તેને લગતો ભાગ જોયો હતો. જ્યાં એ લોકોની સભા ભરવાનો ઓરડો મજેનો શણુગારેલો છે તે ૧૧૪ ફીટ લાંબો અને ૮૨ ફીટ પોહોળો છે અને તેની વચમે ટેકાવનાં થાંભલા કશા નથી. મથાલે હાલ જેટલી મોટી ચોરસ રંગીન કાચની સીલીંગ છે, જેમાંથી દીસના ઉજાસ સારો પડે છે અને રાતનાં તેની ઊપરથી સીલીંગને મથાલે બાહારની બાજુપર ગેસલાઈટ કરે છે તેથી કાચમાંથી ઉજરદુ આવે છે અને બતીથી ગરમી લાગતી નથી. તે સારૂ ૧૫૦૦ બતીઓ ઉપરથી સલગાવે છે. એ હોલની ફરતી ગેલરી અંદરથી છે જ્યાં જેવા આવનાર ૧૦૦૦ માણસો બેસે એટલી બેઠકો કીધી છે. એ હોલની બાજુ ઉપર બીજા જુદા જુદા ઓરડાઓ તેઓને બેસવા ઉઠવા તથા ખાવા પીવાના અને દોસ્તોને મળવાના કીધા છે, તેમાનો છેલ્લો ઓરડો યા હોલ તદન રંગીન સગેમરમરનો બનાવેલો છે અને તેને ઘણો સરસ આરાસ્તે કીધો છે અને તેની સીલીગપર જાત જાતની નકસીઓ બનાવી ગીલીટ કીધી છે. એજ પાંખમાં જુનો કોનગ્રેસ રૂમ છે, જેની સીલીંગ અરધા ચુંબજરોકી કીધી છે, તેથી એ ઓરડામા જો આપણે જ્યાં તેના

ગુંબજના છેડા આવે છે તેની હેઠલ ઊભા રહીને એક ગમથી બોલીએ છે તો બીજી ગમ તેવીજ જગ્યાપર ઉભા રેહેનારને જાણે પાછળથી કોઈ બોલતું હોય તેવો પદઘાનો અવાજ મોટેથી આવે છે. એ ઊભી રહેવાની જગ્યા એક લાદી ઉપર છે. ત્યાંથી ઉભા રહીને બોલીયે તો સંભળાય છે. બીજીગમ જરાક ૩ ફીટખી દુર જાવો તો સંભળાશે નહી એવી રીતની કાંઈ Accoustic property તાલ આવી ગઈ છે. એ હાલને હમણા Natural Statuary Gallery નું નામ આપી તેમાં દરેક રાજના બે વકીલોના યાને પ્રતીનીધીઓના પુતલાઓ સંગેમરમરનાં આખાં કદના ગોઠવેલાં છે જે દરેક રાજે પોતે બનાવીને મોકલેલાં છે. એ મેહેલની બીજી પાંખમાં રેપરીઝેનટેટીવનો હાલ આવેલો છે, તેબી મોટો અને વગર થાંમલાનો છે અને ત્યાં પણ ગેલરી પરથી ૧૫૦૦ માણસો બેસીને જોય એટલી બેઠકો રાખી છે. એ લોકોને વપરાસ સારૂ જુદા જુદા ઓરડાઓ રાખેલા છે, તેમાં આવકાર દેવાનો ઓરડો (Reception Room) ઘણો સરસ શણગારેલો છે, તેની સીલીંગ બધી સંગેમરમરની છે, તેમાં ખાંચાઓ પાડીને તેમાં વારા ફરતી તમાંખુ, પપેતા, રૂ અને સેરડીના રોપાઓ પાડેલાછે, તેમાં છે, જે જણાવેછે કે, અમેરિકાથી એ પેહેલી જીનસો યુરોપમાં જાહેર થઈ હતી ને ઈહાંની તે પેહેલી પેદાશ હતી. એ પ્રમાણે ઘણા ઓરડાઓ જાત જાતના શણગારેલા છે, તેમાં સોનેરી ઓરડો (Gold Room) ઘણો સરસ છે, જે જાણે ગીલીટથી બધો સોનાનો બનાવ્યો હોય તેવો કીધો છે, તેની દેવાલોપર સોનેરી ગીલીટનું નકશીકામ તથા મોટી મોઢું જોવાની આરસીઓ કીધી છે, તેની સીલીંગ પણ ખાંચા ખાંચાની કરી ગીલીટ કીધેલી છે, તેનું ફરનીચર સઘળું ગીલીટનું છે ને વચમાં ઝુમર તેબી સોનેરી ગીલીટનાં છે. જે ફુલના તોરા ઊંધા ટાંગ્યા હોય તેવી રીતનાં બનાવી તેનાં ફુલની અંદરથી વિજળીની લાઇટો કરવાની રાખીછે. બધા મલીને ૫૦૦ ઉપર ઓરડાઓ એ કેપીતોલમાં છે. એને બધે ફરતા સંગેમરમરના એક એક પથ્થરના ૩૩ાા ફીટ ઊંચા અને ૪ાા ફીટ વ્યાસના

૧૦૦ થાંભળાઓ છે. એ ઈમારત ૭૫૦ ફીટ લંબાઇમાં છે તે બાધવા ઉપર ૧ાા કરોડ ડાલર (યાને વગર વટાવે ત્રણ કરોડ રૂપિયા) બેઠાછે ને સને ૧૮૨૧ માં એનો વચલો ભાગ પેહેલો બાંધ્યો હતો ને પાછળથી બે બાજુની પાંખો સને ૧૮૫૧ માં બાંધી હતી. એની જુની ઇમારતનો પાયો વોશીંગટને પોતે ૧૭૯૩માં નાખ્યો હતો, પણ તે ઈમારત ઇંગ્રેજોએ વોશીંગટન લીધું હતું ત્યારે બલી ગઇ હતી. એ ઇમારત બધી રીતે જોવાલાયક છે. એ ઇમારતમાં જે હાઊસ ઓવ સેનેટ મળેછે તે ઈંગલંડના હાઊસ ઓવ લોર્ડસને મળતી આવે છે, તેમાં દરેક રાજ્ય બે પ્રતીનીધી મોકલાવે છે, અને તે મુજબ હમણાં ૩૮) રાજ્યો જોડાયલા છે તેના ૭૬ સભાસદો બેસે છે અને દરેક ડીસ્ત્રીકટ (સ્ટેટો ડીસ્ત્રીકટમાં વેંહેંચાયલાં છે જેમકે મુંબઇ પ્રેસીડનસીમાં સુરત, અમદાવાદ, પુના, ઇત્યાદી છે તેમ) બે પ્રતીનીધી મોકલે છે. જેઓ આસરે ૩૩૪ છે, તેઓ સઘળા પેહેલું ધારા તથા સ્ટેટસોનો વહીવત પસાર કરીને તે સેનેટમાં જાય છે પછી ત્યાં પસાર થાય છે. તેપર ફક્ત પ્રેસીડંટ સહી કરે છે. ત્યાથી નિકલીને પેનસીલવેનીયા એવેન્યુમાં થઇને વોશીંગટન સ્થભ જોવા ગયા હતા. એ એક ઘણો ઉચો ૫૫૫ ફીટનો કલીઓપેટ્રાની નીડલને મળતો સ્થંભ કીધેલો છે, તે સને ૧૮૪૮ માં શરૂ કીધો હતો તે ગ્રેનાઇટનો બાધીને તેની ઉપર ફરતો સફેદ સંગેમરમર જડી લીધો છે અને તેની હેઠલ એક મોટો ઓરડો છે જેમાં દેશદેશના મોકલાવેલા પથરા મુકેલા છે અને તેવા કોઈ કોઈ કકડાઓ ક્યાંથી આવેલા તેની વિગતો કોતરેલી છે. એ સ્થંભ થાંભલાને મથાલેથી એલ્યુમીનિયમ કરીને સોનાના જેવી મોંઘી ધાતુ આવે છે, તેને મદી લીધો છે જે ૧૧૨ાા આઊંસ વજનમા છે. એ બાંધવામાં ૫૦૦૦૦ તન સંગેમરમર વપરાયો છે અને બધો મલીને તે ઉપર ૧૧ લાખ ડાલર ખરચ બેઠો છે. મથાલે જવા સારૂ એલીવેટર રાખેલુ છે, પણ હમણા તે ઉપર કોઈને જવા દેતા નથી, કારણ કે લોકો ઉપર જઇને પોતાના નામો કોતરીને તેને ખરાબ કરે છે. ત્યાંથી નિકળેલા તીજોરી ખાતાની ઇમારત જોવા ગયા હતા. એ ઇમારત અમો ઉતર્યા છીયે ને

હોટલની સામેજ પેનસીલવેનીયા એવેન્યુ પંદરમાં સ્ત્રીટમાં આવેલી છે અને ગ્રેનાઇટ પથ્થરની ૫૮૦ × ૩૦૦ ફીટની બાંધેલી છે, તેને બાહારથી મજેના મોટા થાંભલાઓ આવ્યાથી એ ઇમારત સારી શોભે છે. અંદરથી એની મોટી સીડી તથા આરીસોને હેઠલની બાજુથી રંગીન સંગેમરમર જડી લીધો છે. અમોને ત્યાંના (Cash Room) કે જ્યાં રોકડ નાણું રાખે છે તે ઓરડા તથા નોટો રાખવાની જગ્યા સઘળું બતાવ્યું હતું, તથા ઈહિંની બેંકોને પોતાને ચાલુ નોટો કાહાડવાનો હક આપે છે, તે હક આપવા આગમજ તે બેંકો સરકારી વ્યાજની નોટો ઈહિં ડીપાજીટ મુકે છે અને તેઓને તે ઉપર સેંકડે નવું ટકા જેટલી નોટો કાહાડવાનો હક આપે છે. ઈહિં લોકો નોટો ફાટી જાય છે તથા રદ થવા આવે છે તે બદલવા મોકલે છે, તેની તપાસ રાખવા સારૂં ઘણી ઓરતોને કામે રાખે છે, જેઓ પેહેલાં તે ખરી ખોટી છે તે તપાસે છે, પછી તે નોટોના ચોડા ઉપર તે ઓરત પોતાની નામ નિશાણી મુકી ખરી નોટો છે કરી લખે છે ત્યારે તેનાં નાણાં આપે છે. તે જો ખોટી નિકળી તો તેનો નંબર ફાડી નાખોને તેનાં બનાવનાર ધણીને પાછી આપે છે, પણ જો ખોટી નોટ પસાર થઇ તો (પાછળથી તેના બે ભાગ કરીને વળી બીજી ઓરતોને છેલ્લે તપાસવા આપે છે, તેઓ જો શોધી કાહાડે તો જે ઓરતે પેહેલાં તપાસી હોય છે, તેની પાસથી તેનાં નાણાં ભરી લીયે છે એ સઘળું જોઇને પછી તેની પડોશમાં યુનાઇટેડ સ્ટેટસના પ્રેસીડંટને રહેવાનું મકાન જેને (White House) વાહીટ હાઉસ કરી કહે છે જોવા તે ગયા હતા. તે સફેદ પોચા પથ્થરનું બાંધેલું છે, તે ૧૭૦ ફીટ લંબાઇમાં છે જેની અંદરના ઓરડાઓ તથા દીવાનખાનાંઓ સારાં શણગારેલાં છે અને ઓરડાઓને જેવા એક રંગના ફરનીચરથી શણગારેલા તેવા રંગના નામથી જેમકે સફેદ ઓરડો, લાલ ઓરડો એમ પિછાણે છે. એ મેહેલમાં અસલના થઇ ગયલા બધા પ્રેસીડંટોની તથા તેઓની બાનુઓની સખીઓ ટાંગેલી છે. એ જોઇને પછી એની સામેની બાજુપર, રાજ્ય તથા લડાઇખાતાં અને દરિયાઇ ખાતાંની ગંજાવર ઇમારત આવેલી છે·

તે જોઇ હતી, તે સઘળી આગથી નહી બળે એવી બાંધેલી છે અને ૫૬૭ ફીટ લાંબી તથા ૩૪૨ ફીટ ઊંડી છે, તે ઊપર ૫૦ લાખ ડાલર બેઠા છે. એમાંના સેક્રેટરી ઓવ સ્ટેટ તથા એલચીઓના ઓરડાઓ સારા શણગારેલા છે, તથા એક પાંખમાં લડાઇને લગતી બાબદોનું મ્યુઝીયમ કીધું છે, જ્યા અસલની લડાઇના વખતની તોપો, બંદુકો, ઈત્યાદીનો સંગ્રહ સારો કીધો છે. હમણાં નવી જાતની તોપો અમેરિકામાં શોધી કાહાડી છે તે ઇહિં રાખેલી છે, જેથી કરીને ૧૦૦૦ ગોલીઓ એક મીનીટમાં મારી શકાય છે, એમ ત્યાંનો ભોમિયો કહેતો હતો. પછી તે અમેરિકન ગપીની તોપો હોય તો કોણ જાણે. એ જોઇને પછી ઇહિંની પેટંટ આફીસ (Patent Office) જોવા ગયા હતા.

એ પેટંટ આફીસ ઘણી શોભીતી તથા મોટી ચાર મજલાની બાંધેલી છે અને (F. Street) એફ. સ્ત્રીટનાં સાતમાં મોહોલામાં આવેલી છે. અમેરિકા નવી નવી શોધો કરવામાં ઘણું મશહુર થયલું છે, તેનો દાખલો એ ઈમારતમાં જે જે પેટંટો લેવા મુકેલા નમુનાઓ છે તેથી માલમ પડે છે. કાંઈ વગર ગણત્રીના કાચના મોટા કેશોમાં ગજાવર ઈમારત ભરીને પેટંટસોના નમુનાઓ મુકેલા છે, જેઓ ઊપર વિગત તથા નંબરો મારેલાં છે, તેમાં અમોએ ચાલતાં ચાલતાં એક લાખની ઉપરનો નંબર મારેલો જોયો હતો અને તેથીબી વધતો હોય તો નવાઇ નથી. એની ઇમારત સંગેમરમર તથા સફેદ સેંટસ્ટોનની બાંધેલી છે. ત્યાથી નિકળીને પોસ્ટ આફીસ જોઇ હતી, એબી સંગેમરમરની ઘણી સરસ અને મોટી હવેલી છે અને તેને બાહારથી મોટી પોહોળી સીડી તથા થાંભલા હોવાથી શોભે છે. તે ૩૦૦ ફીટ લંબાઇમા છે અને બાંધવાની સને ૧૮૩૯ માં શરૂ કીધી હતી તે સને ૧૮૬૫ મા તૈયાર થઈ હતી. પણ ઇહાંની Dead Letter Office જે કાગજોના ધણી નહી મલે તે રાખવાની આફીસ ઘણી જોવાલાયક છે અને લોકો પોસ્ટની મારફતે શુ શુ તથા કેવી ચીજો મોકલાવે છે તે એ જોયાથી આપણને વિચાર આવે છે. દર સાલ એવા કાગજો તથા પેકેજોની સનાસરી ૪૮।। લાખની આવેછે, યાને રોજની ૧૫૬૭૩ ની સરા-

સરી આવે છે એ કાગલો આખા યુનાઈટેડ સ્ટેટસનાં જાણવાં, કેમકે આખા સ્ટેટસની વડી પોસ્ટ આફીસ ઇંહાં રાખેલી છે. એમાંનાં ૧૪૧૩૪ કાગજો ઉપરતો સરનામાંજ તદન લખેલાં હતાં નહી, પરચુટણ કાગજના પેકેટો એવા વગર ધણીયાતાં ૬૯૬૯૭ હતાં. એવાં કાગજોમાંથી ૩૩૭૭૦ ડાલરની નોટો મળી હતી તથા હુંડી અને ચેકો તથા મનીઆરડર નજદીક ૧૫૭૬૯૪૮ ડાલરની કિમતના તેમાં હતા જેમાંના મોકલનાર ધણીઓના પટા મળ્યા તેઓને તેનો મોટો ભાગ પાછો પોંહોંચાડયો હતો. પૈસા ન આપેલા પેકેટો તથા વગર ધણીનાં બીજાં તેવા પેકેટોમાંથી કોઇ કોઇ વખત ઘણી નવાઇની ચીજો નિકળે છે અને તે દેખાડવા સારૂં તેનું એક મ્યુઝીયમ ત્રણ કબાટો ભરીને કીધું છે તેમાં જીવતા સાંપો, માણસનાં ડોકાંની તુમરી, એક માણસનો કાન છુટો કાપેલો, કોઈનું આંગલું, ડાઇનેમાઇટ ઉડારવાના ઘડિયાળ જેવા સાંચાઓ ગોલીથી ભરેલી બંદુકો તેની ચાંપ ચડાવેલી સુધાં, માણસને ઉરાડી મુકે તેવી કાંઈ મેળવણીની કાત્રીડજો જેના પેકેટને જો પાણી યા થુક લાગે તો તો ઉડીને ખરાબી કરે તેવી એ ચીજો ઉપ્રાંત ભરતકામ, રોમાલો, રેશમી કાપડ ઈત્યાદી જેની ઊપર ઈંહાં જગાત ઘણી મોટી છે, તે બચાવવા પોસ્ટની મારફતે મોકલેલું તે પકડાઇ આવેલું. એવી ઘણી જોવા લાયક ચીજો હતી, કોઇનો સુનાનો ભુકો બે ત્રણ ગમથી આવેલો તેબી ત્યાં દીસે છે. એ જોઇને પછી ઇંહાં જો કે મ્યુઝીયમો તથા આર્ટગેલેરી તથા તેવા બીજાં મકાનો જોવાનાં હતાં, પણ એ ખાતાંને લગતું કોઇ મરી ગયું હતું, તેથી સઘળુ ત્રણ દિવસ બંધ હતું તેથી તે જોવાની તક હાથ લાગે નહીં કરીને બપોરના ૩—૧૫ ની ટ્રેનમાં વાશીગટન છોડયું હતું. વાશીંગટન શેહેર વરજીનીયાના સ્ટેટમાં આવેલું છે અને આખાં યુનાઈટેડ સ્ટેટ ઓવ અમેરિકાનું પાયતખ્ત શેહેર કહે છે. એની વસ્તી આસરે ૫૦૦૦૦ માણસોની છે, પણ જગ્યા ઘણી મોટી રોકે છે. આગળ ચાલતાં વસ્તી ઘણી વધી જવાની આશા રાખીને મોહોલાઓ ઘણા લાંબા અને મોટા રાખ્યા છે. એ પોટોમેક (Potomac) નદી પર આવેલું છે અને એની જગ્યા જેનરલ વોશીંગટને પોતે જોઈને પસંદ

કીધી હતી અને સને ૧૭૯૦ માં તે શેહેર પેહેલું વસાવી સને ૧૮૦૦ ના સાલમાં પાયતખ્ત ત્યાં લાવ્યા હતા. એના મોહોલાઓ પણ અમેરિકાનાં બીજાં શેહેરોના મોહોલાઓ માફક સીધા તથા આડા કીધા છે અને આડકટરા મોટા રસ્તાઓ કરી તેને એવીન્યુસનાં નામો આપેલા છે અને તેઓને યુનાઇટેડ સ્ટેટનાં તે વખતનાં ૧૫ સ્ટેટસો હતાં તેના નામથી ઓળખે છે. તેમાં પેનસીલવેનીયા નામનો એવીન્યુ સૌથી સરસ છે અને તેમાં સઘળી સરકારી ઇમારતો આવી છે. એના મોહોલાઓ કેપીટોલથી શરૂ થાય છે અને તેઓને એ., બી., સી. ના નામથી બોલાવે છે. કેપીટોલથી પેહેલાં ત્રણ મોટાં એવીન્યુસો નિકળે છે, જેને ઉત્તર, દક્ષિણ તથા ઉગમણના કેપીટોલ સ્ટ્રીટથી બોલાવે છે અને બીજા મોહોલાઓ જે ઉગમણ તથા આથમણ તરફ જાય છે તેને મુળાક્ષરનાં નામો આપેલા છે અને દર અક્ષરના બે મોહોલા છે, જેમકે પેહેલા મોહોલાને A સ્ટ્રીટ નોર્થ અને બીજા મોહોલાને A સ્ટ્રીટ સાઉથ એમ જે બાજુપર આવ્યા હોય છે તેમ તેને પિછાણે છે. મોહોલાઓ ૭૦ થી ૧૦૦ ફીટ પોહોળા અને એવીન્યુસો ૧૩૦ થી ૧૬૦ ફીટ સુધીના પોહોળા છે અને રસ્તાઓ જેપર અમે ફર્યા હતા તે એસફાલ્ટના કીધેલા હોવાથી મજેહના લાગે છે અને અમેરિકામાં આવ્યા પછી એજ શેહેરના રસ્તાઓ સારા સફાઇદાર જોયા હતા. અમોએ વોશીંગટન શેહેર સાંજના ૩—૧૫ મીનીટે છોડયું હતું અને આગની ગાડીમાં આખી રાત ગુજારી હતી.

તા૦ ૨૩ મી આગસ્ટ સને ૧૮૮૭—આજે સવારના સીનસીનેટી નામનાં સ્ટેશન પર ઉતર્યા હતા અને ત્યાંથી લુઇસવીલ જવા સારૂ એક સ્ટેશનપરથી ઘોડાની બસમાં બેસીને શેહેરને બીજે નાકે બીજાં સ્ટેશન પર જવું પડયું હતું. એ શેહેરથી સારૂં મોટી મોટી માર્કસરની ઇમારતનું બાંધેલું છે. અમો ત્યાંથી પાછા કલાક ૮—૧૫ મીનીટે ઉપડયા હતા તે લુઇસવીલનાં શેહેર તરફ કલાક ૧૨—૩૦ મીનીટે આવી પુગ્યા હતા અને ત્યાંથી એક કલાકે પાછા ઉપડેલા મેમથકેવસ જંકશન કરી સ્ટેશન છે જ્યાંથી અમેરિકાના વખણાયલા

મેમથકેવસ તરફ જવાય છે ત્યાં ઉતરીને બીજી આગની ગાડીમાં બેસીને આસરે નવ માઇલ દુર મેમથકેવસો છે ત્યાં ઉતર્યા હતા, જ્યાંના કેવ હોટલમાં ઉતારો લીધો હતો. અમો ઇહાં પુગ્યા ત્યારે ૪॥ થયલા હતા અને રાતનું ખાનું ખાઇને અમારી સાથે બીજા ૪૦ મરદો તથા ઓરતો લુઇસવીલથી એ ગુફાઓ જોવા સારૂ આવ્યાં હતાં તેઓ સાથે ગુફાઓ જોવા રાતના સાત વાગે નિકળ્યા હતા. એ ગોફાઓ કેનટકી સ્ટેટમાં આવેલા છે અને લુઇસવીલનાં ગામથી ૯૫ તથા સીનસીનેટીથી ૨૧૫ માઇલ દુર છે. એ ગોફાઓની દુનિયામાં બધે તારીફ થાય છે તેથી ખામખા આડકટરે રસ્તે થઇને તે જોવા ગયા હતા, નહીં તો કે સીનસીનેટ ઉતરવાને બદલે પાધરા ચીકાગો ગામ જતે. એ ગોફાઓ કેનટકી સ્ટેટમાં બીજા ઘણા ગોફાઓ છે તેમાંનો એક છે અને દુનિયાના બધા જાણીતા ગોફાઓ કરતાં તે મોટો છે. એ કેનટકી સ્ટેટની નજદીક ૮૦૦૦ માઇલ જેટલી જગ્યા એવા ગોફાઓથી પોકલ થયલી છે. ધારીયા મેલે અસલ એ ગોફાઓમાં નદી હશે, જેણે પોતાનો રસ્તો અંદરથીજ પોકલ કરીને કીધો હશે પણ પાછળથી બીજો રસ્તો મળ્યાથી કાંઇ કારણને લીધે હમણા તે ખાલી પડેલો છે અને તેથી કરીને અંદર માઇલોના માઇલ સુધી એ બોના રસ્તા પડેલા છે. ગાઇડ બુકના કેહેવા પ્રમાણે તો ૨૦૦ માઇલના આડકટરા રસ્તાઓ ઉપલા ગોફામાં આવેલા છે. અંદર જવા સારૂં બે રસ્તા રાખ્યા છે જેમાં એક મોટો અને એક નાનો રસ્તો કરી તેને કહે છે. અમો આજે નાનો રસ્તો જોવા ગયા હતા જે સારૂં દર માણસ દીઠ બે ડાલર ફી લે છે અને જેઓ જનારા હોય છે તેઓને બધા એકઠા કરીને બે ભોમિયાઓ સાથે અંદર મોકલે છે અને દરેક જણના હાથમા એકએકી કેરોસીનં તેલની ખુલ્લી બતી ચાર આંકડાની વચમાં મુકેલી હોય છે તે આપેછે. હોટલથી આસરે ૩૦૦ વાર અમો ગયા પછી એ બોનુ મોહોડું આવ્યું હતું જેમાં થોડું એક નિચે ઉતરીને જવાય છે. અંદર જવા સારૂં એક બારણું રાખેલુ છે, તેમાં જતી વખતે અંદરથી ઠંડો પવન લાગે છે, પણ જરા અંદર બોમાં ગયા કે પવન તદન મળતો નથી અને મજેની ખમાય તેવી ઠંડી

લાગે છે. એની તપાસ કીધા મુજબ ગમે તેટલી ઠંડી યા ગરમી બાહાર જમીન ઉપર પડે પણ એ ખોની અંદર હમેશાં ૫૫થી ૫૬ ડીગ્રી જેટલી હવા રહે છે. ઠંડીના દિવસો પર ઈહાંની જગ્યા પર પારો બંધાઇ (Zero) તેનીબી હેઠલ ૩૦ ડીગ્રી ઠંડી થાય છે ને ગરમીનાં દિવસોપર ૧૦૦ ડીગ્રી સુધી પારો ચહડે છે, પણ એ ખોમાં ઉપર મુજબ એકજ રીતની હવા રહે છે. ખોમાં અંદર પેઠા કે જાણે એક મોટી ગલી હોય તેમ લાંબો ને લાંબો રસ્તો આસરે ૫૦ વાર સુધી મળે છે ને પછી ત્યાંથી પોહોળો ઘણો થાય છે. એ ખોમાંથી (niter) નાઈટર જાતનો ખાર હાથ લાગ્યો હતો તેમાંથી સુરોખાર બનાવવાના મોટાં લાકડાંનાં પેનાઓ (Vats) બનાવેલાં તથા તેમાં મટોહું તથા એમાં પાણી ભરવા સારૂં બાહારથી લાકડાંની નલી મુકી લાવેલા છે તેબી સઘળું જેમતું તેમ પડેલું છે. ઈહાં સુધી રસ્તો જરા ધેકાધરીયાનો મળે છે, પણ ત્યાર પછી જેમ અંદર જતા ગયા તેમ રસ્તો ઘણોજ ખરાબ આવે છે જહાં મોટા મોટા પથરાઓ પડેલા છે જેના ઢગલાઓપરથી ઘણું તપાસીને આપણને ચાલવું પડે છે.

ભોંયરાંમાં ગયા પછી રસ્તાની સીલીંગ ૬૦ ફીટ સુધી ઊંચી થાય છે અને મોટાં મોટાં દીવાનખાનાંઓ હોય તેમ ખાંચાઓ નિકળી આવે છે. જેઓની સીલીગ તદન સફાઇ જાણે પાલીશ કીધી હોય તેવી છે તેમાં કોઇ તદન ચપતી અને કોઇ તદન ગોળ આવે છે, અને વચમાં તેને જોકે કશો ટેકો નથી તોબી આસપાસના ખડકની દેવાળ ઊપર તે ટકી રહે છે. એવા મોટા ઓરડાઓને જુદાં જુદાં નામો તે કોઇ આકારને મળતાં હોય તેમ આપે છે. જેમકે એક ગમ એક ઓરડો ૮૦ ફીટ લાબો તથા પોહોળો અને ૪૦ ફીટ ઊચો છે, તેની વચમાં જાણે બદગી કરવાની બેઠક (Pulpit) હોય તેમ છે, તેથી તેને દેવળ (Church) કરી નામ આપ્યું છે. એક ગમ આગળ વધતા એક ઘણો મોટો પથ્થર મુડદાંની પેટીના આકારનો પડેલો છે, તેથી તે (Giant's Coffin) રાક્ષસની મુડદાની પેટી નામ આપ્યું છે. તે પથ્થર ૪૦ ફીટ લાબો, ૨૦ ફીટ પોહોળો અને ૮

ફીટ ઊંડો છે. અંદર જાત જાતના પથરોના આકારો એ પ્રમાણે પડેલા છે જેઓ કોઈ હાથ્થીને, કોઇ કાચબાને, કોઇ સ્ટીમરનાં સુકાણુ-વાલા ભાગને મળતા એ પ્રમાને હોય છે તેમ તેને તે મુજબ નામો આપેલાં હોય છે. એ ખોહમાં છેક ૩૫૮ ફીટ સુધી નિચે જવાય છે, તેથી અંધારૂ એટલું તો પડે છે કે અમારી સાથે નજદીક ૪૦ મરદ ઓરતો બતી સાથ હતાં તોબી જ્યાં અમો હોઇયે ત્યાંજ થોડો ઊજાસ પડતો, બાકીનો રસ્તો કે ડુંગરના પથ્થર અથવા ખડક કાંઇ નહીં હોય તેવું લાગે છે. એક ગમથી ખડકની અંદર મોટી ફાત પડેલી છે, તે જગ્યા પર ગયા તેની આગમજથી એક ભોમિયાએ તેની પાછળ જઇને ત્યાંથી બતીનો ઉજાસ કીધો અને અમારી સાથના ભોમિયાએ તે ઊપર અમારી નજર પાડી કહ્યું કે જુઓ પેલું વોશીંગટનનું પુતળું છે, તો આબાદ જાણે પુતળું હોય તેમ તે ફાટની વચમાં ઊજાસ હોવાથી તેના જેવો આકાર દેખાતો હતો અને આસપાસ અં-ધારૂં હોવાથી જાણે તે પુતળું અલગ હોય તેમ દેખાતું હતું. એક ગમ સ્ટાર (Star) ચેમબર કરીને છે, ત્યાં અમને લઇ જઇને પછી અમારી પાસથી સઘળી બતીઓ લઇ લીધી અને અંધારાંમાં મુકીને ભોમિયાઓ એક ગમથી બાજુપર ભરાયા અને ઉજાસ ફકત સીલીગ-પર નાખ્યો તેથી જાણે ખોહો ઊઘડી ગયો હોય અને આસમાન તથા તારા દીસતા હોય તેવું લાગતું હતું. એ બાજુની સીલીગપર લોખંડનો કાટ બંધાયલો છે તેની વચમાં છુટા છુટા સફેદ ખાંચાઓ રહ્યા છે, જેથી બતી દુર લઇ જાય છે ત્યારે તે સીલીંગ જે ઘણી ઊંચાણમાં છે તે આપણી આંખે જોઇ શકતા નથી અને જાણે વાદળ હોય તેમ તેનો દેખાવ થઇ જાય છે. એ પ્રમાણે દેખાડીને પછી ભોમિયો ત્યાંથી જતો રહ્યો કે અમો અંધારામાં રહી ગયા જે વખ્તનું અંધારૂં એવું તો હતું કે આખની આગળ આંગળી યા સફેદ કપડું ધરીયે તોબી કાંઇ દીસે નહીં. પછી આસ્તે રહીને દુરથી જાણે સુરજ ઉગતો હોય તેમ પરોઢિયાંના જેવો ઉજાસ પડવા માડયો અને પેલા ભોમિયાઓ મરઘા તથા બીજા જાનવરોની બોલીઓ બોલવા લાગ્યા અને જાણે

આસમાનપર વાદળાં થતાં હોય તેમ સીલીંગ દેખાવા લાગી અને કાંઇ દેખાવ ઘણો સરસ દીસવા લાગતો જેની વિગત અમો અતરે સમજાવી શકતા નથી. કોઇ ગમ પાણી એકઠું થયલું તેને સરોવરનું નામ આપેલું, કોઇ ગમ પાણીનો અરધા ઇંચ જેટલો ઝરો પડે તેને (Cascade) કેસકેડનું નામ આપેલું એમ દેખાડતા અમોને આસરે ત્રણથી ચાર માઇલ જેટલા અંદર તે ખોહોમાં બધે ફેરવ્યા હતા. એક ગમ રાઇટસ રોટેન્ડા કરીને હોલ છે જે ૪૦૦ ફીટ ઘેરાવામાં અને ૧૦ થી ૪૫ ફીટ ઊંચાઇમાં છે. જેને કશા થામલા જેવું હતું નહીં અને તે કેમ થોભ્યો હશે તે અજાયબ લાગે છે. એકગમ પાંણીની અંદરના ખારથી બંધાયલા પથરા જેને સ્ટેલેકટાઇટસ કહે છે તેના ઝુમખાઓના ઝુમખાઓ લટકતા હતા, જેઓ ઉપર બતીનો ઊજાસ પડે ત્યારે ચળકે તથા કોઇની પાછળ બતી ધરેતો ઊજરદુ તેમાંથી દીસે એવા હતા. ત્યાં બપોરિઆની રોશની કરી અમોને બતાવ્યાથી તેનો દેખાવ ઘણો સારો લાગતો હતો અને તેને (Fairy Grotto) પરીયાંનું રેહેઠાણ નામ આપેલું છે. એક ગમ બે એકર જેટલું મોટું ભોંયરૂં છે તેને (Chief city) મુખ્ય શેહર કરી નામ આપેલું છે. એકગમ લાંબીને લાંબી ગેલરી જેવું દેવાલની બાજુપરથી ઉપરથી બનેલું છે અને જાણે કોઇ દીવાનખાનામા ફરતી ગેલરી હોય તેમ બનેલી છે. એકગમ આસરે ત્રીશ વરસની વાતપર દશ ખહીથી રીબતાં માણસોને ઇંહાં ખોહોની અંદર નાના પથ્થરના ઘરો બાધીને લાવીને રાખ્યા હતાં, કે ઇંહાંની ઘણી સાફ હવાથી તેઓને સારૂં થાય. એ ખોહોમાં પવન તદન નહીં હોવાથી ધુળની રજકન કશી ઉડતી નથી અને હવા ખુદરતી રીતે ઘણી સાફ અંદરથી રેહ છે, પણ તે આજારી માણસોમાનું એક તો જે દીને આવ્યુ તેજ દિને તથા બીજા બે ચાર દિવસોમાં બીજાઓથી મરણ પામ્યાથી પાછા બાહાર તેઓને લઇ ગયા હતા ભોમિયાના કેહેવા મુજબ તેઓ મરણનોલ હાલતમા હતા, ત્યારેજ છેલ્લા ઉપાય દાખલ ઇહાં લાવી તેઓને રાખ્યા હતા તેથી મરણ પામ્યા હતા એક મી૦ મીચલ

કરી શખ્સ ઈહાં ખોહોમાં ૫) મહિના રહ્યો હતો, તેણી આખર એજ દરદથી મરણ પામ્યો હતો, પણ તેવો શારૂ કોઠરીઓ બાંધેલી તેજ હાલતમાં પડેલીઓ છે. કોઇ ગમ ઊડા ખોહો કુવાની માફક જમીનની અંદર પડેલા છે અને તેજ માફક આપણે ઊભા રહીને તે જોઇયે છીયે તેને મથાલેથી આવેલા છે જે બધા મળીને આસરે ૩૦૦ ફીટ ઊંડાણના હશે જેમાં બળતા કાગજના કકડા તેલમાં બોલેલા નાખે છે ત્યારે તેને અંદરથી ઘણે સારો દેખાવ લાગે છે. કોઈ ગમ પાણીનાં તીપાવાથી તેના ખારના બંધાયલા ઉપરથી હેઠલ આવેલા સ્ટેલેકટાઇટસ (Stelactites) અને હેઠલથી બધાઇ ઉપર ચડતાં (Stalagmites) સ્ટેલેગમાઇટમો મળી જઈને થામલાઓ બની ગયા છે અને તેઓ મોટા હોલોમાં હોવાથી સારા શોભે છે. એક ગમ રેજીસ્ટર હોલ કરીને મોટો ઓરડો છે તેપર ત્યાં જોવા જનારાઓનાં હજારો નામો બધેબધ લખેલાં છે તથા કેટલાએકો તો પોતાના નામના કાર્ડો પથ્થરના ઢગલાઓ પર મુકી ગયા છે. એ પથ્થરના ઢગલાઓને જુદા જુદા યુનાઈટેડ સ્ટેટનાં શેહેરોના તથા સ્ટેટસના નામો આપેલાં છે અને તે ઉપર તે સ્ટેટનો કોઇ રેહેવાસી જોવા આવે છે તે એક પથરો મુકી જાય છે જેથી તેના ઢગલાઓ છેક ૧૦ ફીટ સુધીના ઊંચા થઈ ગયા છે, તે દરેક ઢગલા ઉપર લાકડાંનાં પાટિયાં પર સ્ટેટસનાં નામો લખી રાખેલા છે. એ પ્રમાણે જોઇને પાછા ફર્યા હતા, તે રાતનાં ૧૦—૩૦ મીનીટે ખોહોની બાહાર આવ્યા હતા અને ભોમિયાના કેહેવા મુજબ આઠ માઇલ એ નાના રસ્તાથી અંદર એ ગોફાઓમાં ફર્યા હતા.

**તા૦ ૨૪ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સવારના ૯ વાગેતે મેમથ ગોફાઓના મોટા રસ્તા પર અંદર ગયા હતા. થોડો વાર ગઈ કાલનેજ રસ્તે "રાક્ષશના કફન" સૂધી ગયા પછી તેની પાછળથી રસ્તો લાંબો છે ત્યા ગયા હતા. એ વખ્તે અમોને ચાલવાની ઘણી મુસ્કેલી નડી હતી. રસ્તો આડા અતાડા મોટા નાના પથ્થરના ઢગલાઓનો હતો અને મથાલેથી સીલીંગ ભાયગે ચાર ફીટ ઊંચી હોય તેથી કમરે વાંકુ

વળીને ચાલવાનું ઘણું ભારી પડતું હતું. એ જગ્યાનું નામ બરાબર રીતે (Valley of Humility) નમનતાઇની ખાહી કરીને આપેલું છે. આસરે દોઢસોએક વાર સુધી એમ ચાલ્યા પછી સીલીંગ ઉચી મળી તેથી ખુશી થઇને ઊભા થઇને આગળ ચાલ્યા કે વળી બીજી પીડામાં પડયા. તે રસ્તો આડો અતાડો અને ઘણોજ સાંકડો હોવાથી અમોને તેમાંથી પસાર થવાની ઘણી મેહેનત પડી હતી અને દબાઈ ચંપાઇને તેમાંથી પસાર થવું પડયું હતું. એ જગ્યાને પણ વાજબી નામ (Fatman's misery) દોગા માણસનું દુઃખ કરીને આપેલું છે.

એ જગ્યાનો રસ્તો આસરે ૧૮ ઇંચ પોહોળાઇમાં અને ૨૩૬ ફીટ લંબાઇનો છે તેમાં ૮ ખાંચાઓ સાંપની ચાલની માફક પડેલા છે. એ પસાર કીધા પછી આગળ વધ્યા હતા અને જાતજાતના હોલો તથા આકારો પસાર કરતાં એકો રીવર (Echo River) કરીને નદી છે ત્યાં જઈ લાગ્યા. એ નદી પોણો માઇલ લાંબી છે અને તેમાં બોટમાં બેસીને પસાર કરવું પડેછે. એવી ઊંડી જગ્યામાં નદી શી રીતે થઇ હશે તે માલમ પડતું નથી અને એનું પાણી ખોહોમાંથી થઇને ધારવા મુજબ ખોહોની બહાર ગ્રીન રીવર કરીને નદી છે તેમાં જાય છે. એ નદી આસરે ૨૦ થી તે ૨૦૦ ફીટ સુધીની પોહોળી અને આસરે ૧૫ થી ૩૦ ફીટ ઊંડાં પાણીની છે તેમાં નવાઇ જેવું એ છે કે માછલીઓ પેદા થયલી છે, પણ તે સઘળી માછલીઓને આંખ નથી, ફક્ત આંખને બદલે ખાલી પરદો હોય તેમ છે. તેઓને નાની જાલમાં સેહેલાઇથી પકડી શકાય છે, પણ તેઓ એવી હોશિયાર રહે છે કે જો ઝડપથી પકડી નહિ હોય તો તેઓને ધાયી મેલે પવનના હિલવાથી માલમ પડે છે તો નાસી જાય છે. એ માછલીઓ આસરે બેથી છ ઇંચ જેટલી લાંબી છે, ને રંગે તદન સફેદ છે, તથા કોઇ બીલોરના જેવી પારદર્શક (Transparent) છે. એ માછલી ઉપરાંત ડોલગી જેવી નાની [illegible] બીજી માછલી પણ ત્યાં તેવીજ વગર આંખની તથા સફેદ [illegible] જેવી મળે છે. તેઓને બહાર હવામાં લાવી [illegible] પાણીમાં [illegible] મળે છે [illegible] એક

અઠવાડિયાંથી વધારે જીવતી નથી. ખોદાતાલાની કુદરત મુજબ એઓ અંધારામાંજ જન્મી અને રહેવાથી આંખનું કશું કામ તેઓને પડતું નથી. તેથી ઘણાં વરસો પછી આંખ જતી રહે છે અને તે હોતી નથી. અમારા ભોમિયાએ એક માછલી જાલથી પકડીને ઉપરના જેવી બતાવી હતી. અમે ચાર બોટોમાં (આસરે ૪૦ જણાં આજેમી હતાં) બેસીને નદી પસાર કીધી હતી. તેમાં પેહેલાં તો ખડક ઘણો નિચો હોવાથી અમો બધાઓને તદન છેક કમરેથી વાંકુ વળીને થોડો વતો પસાર કરવો પડયો હતો. ખડક ભાયગે ૩ ફીટખી બોટથી ઊંચો હશે. આગળ ચાલતાં ખડક પાછો ઉંચો થયો અને પછી મજેથી નદી પસાર કીધી હતી. ઈહાં નદીને મથાલે તથા બાજુપર ટનલરોકો ખડક હોવાથી પડઘા ઘણો સરસ થાય છે તે બતાવવા સારૂ અમારા ભોમિયાએ ગાયનના બેચાર બોલો બોલી સંભળાવ્યા કે જેણે પડઘાથી બધો નદીનો ભાગ ભરી નાખીને જાણે ઘણાં જણાંઓ ગાયન સાથે ઘણા મીઠાં અવાજે ગાતાં હોય તેવો લાગતો હતો અને ગાયનના સઘળા સુરો બરાબર રીતે મેળવ્યાથી જેવો સુસ્વર પેદા થાય તેવો તેમાંથી નિકળતો હતો. પાણી પર હલેસુ જોરથી માર્યું તેનો અવાજ જાણે તોપો ફુટતી હોય તેઓ બધી ગમથી દોડતો હતો અને જો તે હલેસું બોટની ઉપર અફાલેતો જાણે વાદળ ગગડતું હોય તેમ અવાજ થતા હતા. વળી અમારી સાથવાલી મડમોએ બોટમા બેસીને ગીતો ગાયાં હતાં તેખી ઘણાં મધુર લાગતાં હતાં. એ પ્રમાણે મજા કરતા નદીને પેલે કાઠે ઉતર્યા હતા. નદીના બેઉ કાંઠાપર દરિયાની રેતી જેવી ઘણે લંબાણ સુધી રેતી મળે છે, અમોને નદીમાં પેઠા આગમજ ઘણો મોટો હોલ મળ્યો હતો જેને મેમથડોમ (Mamoth Dome) નું નામ આપેલું છે. તે હોલ આસરે ૪૦૦ ફીટ લાંબો, ૧૫૦ ફીટ પોહોળો અને ૮૦ થી ૨૫૦ ફીટ સુધીનો ઊંચો હતો. એની અંદર બંધાયલા થાભલાઓ ૮૦ ફીટ ઊંચાઇમાં અને ૨૫ ફીટ વ્યાસના હતા. એ થાંમલા (Gray Oolite) ગ્રે ઉલાઈટ નામના પથ્થરના બનેલા છે અને તેની ઉપર સ્ટેલેગમાઇટ પીળા રંગનો બંધાઈને જાણે નકશીકામ કીધું હોય તેવા દીસે છે. ઉપલી નદી

ઊપ્રાંત એક બીજી નાની નદી જેને (Styx) સ્ટીક્ષ કહે છે, તે મળી હતી. જે ૪૦૦ ફીટ લાંબી છે અને ૪૦ ફીટ પોહોળી છે તેની ઊપર ખુદરતી પુલ બંધાયલો છે જે ઊપરથી પસાર થવું પડે છે. એ પુલ ભાયગે ત્રણ ફીટ પોહોળો હશે તેથી તેની બેઉ બાજુપર કટેરા ભરી લીધા છે. એ છેલ્લી નદી પછી એક સરોવર આવે છે તેબી એ નદી જેટલો મોટો છે. એ બધામાંથી માછલીઓ આંખ વગરની મળે છે એ પ્રમાણે જોતા જોતા એક મોટા દીવાનખાનામાં જઇ લાગ્યા જ્યાં અમારી સાથે ભાતિયું બાંધી આપ્યું હતું તે બધાઓએ ભોંયપર પથ્થરાઓની બેઠક કરી બેસીને ખાધું હતું અને ખુબ મજાહ કીધી હતી. તે પુરૂં કીધા પછી અમોને આજે સાંજના ૫ વાગાની ટ્રેનમાં જવાનું હતું તેથી અમો પાછા ફર્યા, પણ અમારી સાથવાલાઓ હજી આગળ બીજા પાંચ માઈલ જવાનું છે ત્યાં ગયા હતા. જો એ મોટે રસ્તે ફરી આવે તો બધા મળીને ૧૬ માઈલ જેટલું ચાલવું પડે છે. અમો આસરે ૪॥ માઇલ અદર ગયા તેટલાં ૧૨ ઉપર વાગી ગયા હતા તેથી ટુકે રસ્તે પાછા ફર્યા જેથી બે માઈલનો બંચાવ થયો હતો, પણ એ ટુકો રસ્તો જેને કોર્કસ્ક્રુ કહે છે તે આસરે ૩૦૦ વાર જેટલો તબક્કો ઘણોજ બીકત હતો. કોઈ ગમ તો આંગ માય નહી તેટલી જગ્યા અને વળી ભાયગે સાથે ત્રણ ફીટ ઊંચાણમાં હોય તેથી વાકું ચાલવું પડે અને રસ્તો નહી હોવાથી પથરા ઉપર ટીંગાઇને જાણે ઊપર ચહડવુ પડે એટલા ટપ્પા ઊંચા હતા અને પથરાઓ પગની હેઠલ અલગા તે ખસી જાય એવી રીતનો રસ્તો હતો અને અમો જો કે નજદીક આઠ નવ માઇલ આજે ખોહોમા ચાલ્યા તો થાક્યા નહી, પણ આટલા નાના રસ્તાએ અમને તદન થાકવી નાખ્યા હતા. જો ખબર હતે કે રસ્તો આવો ખરાબ છે તો અમો લબાણ રસ્તે જતે પણ ઇહાં જતે નહીં. અમે એ મુજબ તે પસાર કરીને ખોહોના મોંટાની નજદીકમ નિકલ્યા અને ગોફાઓની બાહાર બપોરના ૩ વાગે આવ્યા હતા અમો એ મુજબ ગોફાઓમા નજદીક ૬ કલાક તદન અંધારામાં રેહેવાથી જ્યારે પેહેલી રોશની અદરથી નિકળતા દુરથી જોઈ ત્યારે ચાહનુ પડતું હોય

તેવો દેખાવ ખોહોના મોઢાંમાથી દેખાતો હતો. અમોએ સાંજના પાંચ વાગેને આગની ગાડીમાં બેસીને એ મેમથ ગોફાની જગ્યા છોડી હતી અને અમોને જોકે ઘણું દુર એ જોવા સારૂ જવું પડયું હતું (નજદીક ૪૦૦ માઇલ જવા આવવામાં પસાર કીધા હતા) તથા જરા મેહેનત તે જોવામાં ખેંચવી પડી હતી તોબી અમો તેને જોઇને એટલા તો ખુશી થયા છીયે કે તે કુચ બિસાદમાં ગણુતા નથી. અમો ખચીત દિલગીર છીયે કે અમોએ જે એ મેમથના ગોફાઓમાં જોયું તેની અરધી તો શું પણ પાબી વિગત લખી શકતા નથી ને તેની ખુબી દરશાવાની અમારી શકતીબી નથી, એવો જોવા લાયક એ એક ખુદરતનો નમુનો છે. અમો સાંજના પાંચ વાગે નિકળેલા અરધા કલાકમાં મેમથ કેવસ જંકશન નામનાં સ્ટેશનપર જઇ લાગ્યા હતા, પણ ત્યાં આવતી આગ-ગાડી રાતના ૧૧ વાગે આવી ત્યાં સુધી એક નાનું હોટલ છે ત્યાં થોભ્યા હતા ને વખત હોવાથી આસપાસની જગ્યા પર ફરી વળ્યા હતા. એ જગ્યા ખુલ્લી મેદાનની વગર ઝાડપાનની છે જેને ઈહાં (Praries) પ્રેરીસ કરી કહે છે જેના થોડા ભાગ ઉપર ઈંહા રેહેવા આવેલા લોકોએ છુટાં છુટાં લાકડાનાં ઘરો બાંધી ખેતીવાડી કીધી છે તેમાં મકાઇબુટ્ટાની રોપણી ઘણી મોટી જગ્યા રોકે છે, બાકીનો તંબાકુ તથા ઘઊં ઊગાડે છે. પણ તે ઘણા થોડા ભાગમાંજ રોપે છે, બાકીનો જમીનનો મોટો ભાગ ગાય ઢોરને ચરવાને લાયકનો હોવાથી તેઓ સારૂં રાખેલો છે. વસ્તી પણ છુટી છવાઇ ખેતરોમાં આવેલી છે. અમારી સાથે મેમથ કેવસથી ત્રણ મડમ તથા એક ઈંગ્રેજ આવેલાં હતાં તેઓબી સાથે ફરવા નિકળયાં હતાં.

અમારા સાથીઓએ અમોને એ કેન્ટકી સ્ટેટની જગ્યામાં બધેબધ એક જાતના ઊંડા ખાડાઓ પડેલા હોય છે તે ઈંહાં ઘણીગમ બતાવ્યા હતા. એ ખાડાઓને (Sink holes) સીંક હોલ્સ કરીને કહે છે ને એ સીકસો જાણે જમીનની ગનની હોય તેમ છે જ્યારેબી વરસાદ પડે ત્યારે આસપાસનાં પાણી એવા ખાડાઓમાં જઇને પડે છે, ને તેમાંથી જમીનની અંદર તે પાણી પેસ થઇને જમીનની હેઠાણમાં

તેના ઝરાઓ દોડે છે ને માઇલના માઇલ તમો એ જગ્યાપર ફરો તો એક નાનો ઝરણી જમીનની ઉપર દીસવાનો નથી. એ જગ્યાપરની આવેલી નદીઓમાં પેહેલાં જમીનની અંદરના ઝરાઓ પછી ખોલ્લા વેહેતા દીસે છે. ઉપર લખેલા સીંક હોલ્સો એક માઇલના ઘેરાવામાં ૧૦૦ ઉપર હોય છે, ને તે ખાડાઓની આસપાસ ઝાડીઓ હમેશા ઉગેલી રેહે છે. ગણત્રી મુજબ કેન્ટકીના દેશમાં એવા સીક હોલ્સો એક લાખ માઇલ જેટલી જગ્યા રોકે છે એમ (Shaler the State Geologist) મી૦ શેલર કરીને જમીન વિધાનો પ્રોફેસર છે તેણે ગણત્રી કીધી છે ઇહાનો મેમથ કેવસ તથા બીજા ઘણા એની આસપાસના ગોફાઓ હમણા એક ગોરીન (Gorin) નામના ધણીના કુટુંબ પાસે છે અને તેઓ તેની ઉપજ ખાય છે દર માણસ દીઠ નાને રસ્તે જવાના બે, અને મોટે રસ્તે જવાના ત્રણ ડાલર ફી તેઓ લીયે છે. એ કેવસો ઈહીં ઇંગ્રેજ સાથની લડાઇ વખ્તે સને ૧૮૧૨ માં શોધી કાહડયા હતા, તે વખ્તે દારૂ બદુક સારૂં બનાવવાને સુરોખાર (Saltpetre) બહારથી આવતો હતો, પણ ઇહા મળી આવ્યાથી એ મેમથ કેવસમાંથી તેને ખણી કહાડતા હતા અને તે એટલા તો મોટા જથ્થામાં મળી શકતો હતો કે તે ઉપર ઘણાં માણસો કામે લાગતાં હતાં, પણ પાછળથી તે પરવડયો નહી અને મોઘો પડવા લાગ્યાથી એને રદ નાખ્યો છે, તોબી એ વખણાયલા ગોફાઓ જોવા આવનારાઓથી (વરસ દહાડે પાંચ છ હજાર લોકો આવે છે) ફાયદો સારો છે.

તા૦ ૨૫ મી આગસ્ટ સને ૧૮૮૭—આજે આખો દિવસ આગની ગાડીમાં ગુજાર્યો હતો અને સાજના સાત વાગે (Chicago) ચીકાગોનાં શેહેરમા આવી ગ્રાન્ડ પાસીફીક હોટલમા ઉતારો લીધો હતો. એ આખા રસ્તા ઉપર કાંઇ જોવાલાયક હતું નહીં પશ્ચિમથી સપાટ જમીન દેખાતી હતી તે ઉપર મોટો ભાગ મકાઈ[illegible]ના ખેતરો [illegible] હતા [illegible] તમાકુ વગેરે પકતો હતો. રાતના અમે આમારા હોટલવાળા [illegible] (La Salle

Street) લા સાલ સ્ટ્રીટ કહે છે. ઇહાં મોટી મોટી હવેલીઓ તથા દુકાનો આવેલી છે અને અમો ફરતા હતા ત્યારે જોકે આઠ વાગ્યા હતા, તોબી ઘણી ખરી દુકાનો ઊઘાડી હતી અને બધેબધ વિજળીની બતીઓથી શણગારેલી હતી. રસ્તા ઉપર ઇહાં ગાસની બતી બળે છે, પણ દુકાનવાળાઓ પોતાની સામે વિજળીની બતીઓ રસ્તા ઉપર મુકે છે તેથી રસ્તો ઘણો શોભે છે. લોકોની આવજાવ પણ આ વખ્તે સારી હતી.

**તા૦ ૨૬ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સવારે ચીકાગોનો જાણીતો થયલો યુનિયન સ્ટોક યાર્ડ (Union Stock Yard) જે આસરે ત્રણ ચાર માઇલ દુરછે તે જોવા ગયા હતા. ચીકાગોની આસપાસનાં ગામોમાંથી એ જગ્યા ઉપર ગાય ઢોર, ડુક્કર તથા બકરાં ઘણા મોટા જથ્થામાં વેચવા આવેછે અને તે સારૂ ઘણી મોટી જગ્યા ઘેરી લીધીછે, જે ૩૫૦ એકર છે અને તેમાં છુટા છુટા ૩૩૦૦ ખાચાંઓ ઉપલાં ગાય ઢોર છુટા છુટા ધણીઓના રાખવાના કીધાછે, તેમાં ૧૮૦૦ ઉપર છાપડાં નાખેલાંછે અને બાકીના ખોલ્લાછે. જેની અંદર એકી વખ્તે ૨૫૦૦૦ ગાય ઢોર, ૧૪૦૦૦ મેંઢાં અને ૧૫૦૦૦૦ ડુકરો રેહી શકેછે અને અમે તે જગ્યા બધી જાનવરોથી ભરેલી જોઈ હતી. એ ખાંચાઓની વચમાં નાના નાના રસ્તાઓ કીધાછે, જેની લંબાઇ બધી મળીને ૨૦ માઇલની કહેછે, એ જાનવરોને પાણી પીવા સારૂ હારબંધ લાકડાનાં ઓવારાઓ (Troughs) કીધાછે તેબી ૨૦ માઇલ જેટલા લાંબા, ખાવાના ઓવારાઓ ૫૦ માઈલ અને પાણીની તથા ગટરની નલીઓ ૪૫ માઇલની લંબાઈની તેમાં રાખેલીછે અને તે પાણી પુરૂં પાડવા સારૂં પાંચ ખાલ કુવાઓ (Artisan Wells) ૧૨૫૦ ફીટ ઊંડાઇના સરેરાસછે. ઇંહાં આગગાડીમાં સઘળાં જાનવરો લાવેછે તે સારૂં ૮૭ માઈલના પાતાઓ એ બજારમાં નાખેલાછે અને એ સઘળું તૈયાર કરવા પાછળ જમીનની કિમ્મત સુધાં ૪૦ લાખ ડાલર બેઠાછે. અમો ગયા ત્યારે સવારના પોહોરમાં વરસાદ પડેલો હોવાથી બધે કીચલ થઇ

ગયો હતો અને ખુટ તરખોર થઇને લપટાઈ ગયાં હતાં તેમાં હજારો જાનવરોની આવજાવથી રસ્તો ઘણોજ ખરાબ થઇ ગયો હતો. અહીંયાં વેચનારાઓ ગાય ઢોરના ટોળાંઓ ચાબકની બસારતોથી તથા બુમો પાડીને હાંકી લાવતા હતા અને લેનારાઓ ઘોડાઓપર બેસીને બધેબધ ફરીને જાનવરો પસંદ કરતા હતા. જાનવરો ઘણાં સારી હાલતમાં જણાતાં હતાં અને મુંબઇમા વેલાતી ગાય આવેછે તેને મળતાં અને મોટાં હતાં. એક કાપવા લાયક બલદની કિમ્મત ૩૦ થી ૭૦ ડાલર સુધીની કહેવાયછે અને તેઓને તોલીને વજનની કિમ્મત લેછે. પાલવા સારૂં ગાય ઢોર તો જેવા હોયછે તેવી કિમ્મત આપીને લેછે. અમેરિકામાં યુરોપથી લોક વસવા આવેછે તેઓને આઠમણ બાજુપર હમણાં જગ્આ સરકાર આપેછે, તેથી ચીકાગોમાં તેઓને આવીને વેચવા તથા લેવાનું સવલ પડેછે. એ જગ્યાપર દર સાલ ૪ કરોડ અને ૩૦ લાખ ડાલરની કિમ્મતના જાનવરો વેચાયછે અને તે સઘળું (Armour & Co.) આરમરની કંપનીવાલા ઓ હસ્તકછે. એ જગ્યા પાસે એજ ધણીઓનું જાનવરોનું ગોસ પેક કરીને દેશાવરોમાં મોકલવાની જગ્યા છે. જ્યાં તેઓ ૪૫૦૦) માણસો રોજ ખપાવે છે અને ગયે વરસ ત્યા ૧૧૩૩૪૭૯) ડુક્કરો ૩૩૦૬૫૨) બલદો અને ૬૩૨૬૨) મેઢાઓ કાપ્યાં હતા. એટલુ મોટું કામ તે લોકો ચલાવે છે. ત્યા ડુક્કરોને કાપેચ ને તેને સાફ સમારી કટકા કરીને સુકવવા તાંગે છે. તે ફક્ત પાચ માંનીટમા કરી શકે છે પેહેલા ડુક્કરને એક જણુ પગે શાકળ બાધા કે બીજે ધણુ તેને ઉપર ઉધું તગાયલું ઊચકી લીએ છે. ને સંચાથી ચાલતા એક સલીઆ ઉપર તે ઘસડાઈને આગળ વધે છે જ્યા એક ધણી ઉભો રહીને જે ડુક્કર આગલ આવતું જાય તેને ગળામાં ઉભી છરીથી કાપ મુકી દે છે કે ડુક્કર તફરણુ તગાયલુજ પેલા સલીઆ પર આગળ વધે છે ત્યા છેડે એક મોટી ઘણા ખખરતાં પાણીની ટાંકી હોય છે તેમાથી તે પસાર થાય છે ને બીજે નાંકે નીકળ્યું કે ત્યાં એક મોટી ટેબલ છે તે ઉપર સાકળ ઢોલા કરે છે. તેમા એક માણસ તે ડુક્કરને મોહોડાંમા લોખડનો હુક ઘોની પેલી સાકળ સાથે ને હુક જોરી નાખે છે કે ડુક્કર સાકળ સાથે ઘસડાઇને આગળ એક બાસ સાફ કરવાનો

સંચો છે તેમાં જાય છે, જ્યાં ચારે બાજુ ઉપર હથ્યાર હોય છે તેથી બાલ બધા કહાડી નાંખી તેનીજ સાથે બ્રસ હોયચ તેને તે સાફ કરીને ડુક્કર બીજે નાકે બાહાર નીકલે છે. એ સાફ કરતી વખ્તે સંચામાં ડુક્કર જાણે માણસો હાથે મસલીને સાફ કરતા હોય તેમ ઊથલ પાથલ થાય છે હવે ત્યાંથી માણસો ઊભા હોયચ તેઓ બાકી વલગી રહેલા બાલો ઓખવી કાહાડી ત્યાં એક હુક ઉપર તેને લતકાવી દીયે છે. તે ધસડાતું આગળ વધ્યું કે ત્યાં ઉભેલાં માણસો તેનું પેતાખાતું ચીરીને બાહાર કાહાડી નાખે છે. ત્યાંથી વળી ડુક્કર ધસડાતું પેલા સળ્યાપરજ આગળ વધે છે કે માણસો છરાથી તેને ઊભા ટુકરા કરી નાખી આગળ મોકલે છે. તે પરભારૂ એક ઓરડોછે ત્યાં જાય છે. જ્યાં તેને ચોવીસ કલાક સુધી ટાંગેલુ રાખે છે. એ મુ-જબ એક ડુક્કર જ્યારથી કપાયું ત્યારથી ચાર યા પાંચ મીનીટમાં સાફ થઈ કટકા થઈને તૈયાર થાય છે. હવે એ ઓરડામાંથી તાજુ ગોસ વે-ચવાની દુકાન છે ત્યાં રોજના વેચાણ જેટલું જાય છે, બાકીનો મોટો ભાગ ને બીજે દીને એક સંચાથી થંડો કીધેલા ઓરડામાં લઈ જઈને એ દીવસ ટાંગી રાખે છે. એ ઓરડામાં હમો ગયા ત્યારે ૪૦) દીગ્રી પારો હતો ને થંડક જેવું લાગતું હતું. ત્યાર પછી તેનાં જોઇતા કટકા કરીને પીપોની અંદર જસદનાં પતરાં જડેલાં હોયચ તેમાં આઈસની વચ્ચે તેને પેક કરીને દેશાવરો ખાતે યુરોપ સુધાં મોકલાવી આપે છે. એ તંગાયલાં ડુક્કરનાં કટકાઓનાં મોટા ને મોટા ઓરડાઓ છે ને ત્યાં કાંઇ લાખો કટકાઓ ટાંગેલા દીસે છે, બલદોને ઈહાં કાપતા નથી પણ પેહેલાં તેઓનાં ટોળાં માણસો હાંકી લાવીને ચાર ફુટ જેટલી પોહેલી ચાલમાં તેઓને ઉભા રાખેછે. ને ત્યાંથી વળી બીજી આટકટરી ચાલો કીધી હોય છે ત્યાં બીજાં માણસો ત્રણ ચાર ઘોરને અંદર હાંકે છે. તેઓને હાંકવા સારૂ ઊપરથી ઊભા રહીને લોખંડની અણીવાણી લાકડીઓ ભોકે છે ત્યારે નાચારીએ તે જાન-વરો અંદર જાય છે. હવે તે નાહલી ચાલને મથાળે એકજ માણસ ઉભો રહે છે જે બંદુકે કરીને તે જાનવરોનાં માથામાં ગોળી મારે છે.

જેવી ગોળી લાગી કે તરત તે જાનવર થપકાઈને બેસી જાય છે ને જરા તફ્રીને મરણ પામે છે પણ તેમાથી લોહી બાહાર તે વખતે પડ-તું નથી. એ પ્રમાણે એક ખાચામાનાં ચાર પાંચ જાનવરો મારીયાં કે બીજા પડોશનાં ખાંચામાં જાનવરો ઉભાં રાખેલાં તૈયાર હોય છે તેને મારવા જાય છે ને આખો વખત તે જાનવરોને ગોળીથી મારયાજ કરે છે. તે મારનારની નેમ ઘણી સારી છે ને જવલેજ તે ચુકે છે ને આબાદ માથામા બે સીગડાની વચ્ચે ઉપરથી ગોળી મારેછે. હવે જેવું જાનવર સુવું કે તરત બાહારથી તેને ખેંચી લઇ પડોસનાં ઓરડામાં લેઈ જાય છે અને ત્યા ઉભેલા માણસો તેના પગે શાંકળ નાખી ટાગી દીયે છે અને તેનું ચામડુ પાચ મીનીટમાં કાહાડીને આગળ વધે છે તેટલાં બીજો ધણી આવી તેનુ પેતાખાનુ બાહાર કાહાડે છે તથા તેનાં દોકાનાં માસ ઉપર કાપ મુકી જાય છે તેની પછી ત્રીજો ધણી આવી કોહોદારીએ એકજ ફટકે માથું છુટુ કરે છે અને ચોથો ધણી આવી તેના બદનનાં બે ઊભા કટકા કરી તેને શીક ઉપર ટાગે છે કે તે ધસડાઈને ગોસ ટાંગવાનાં ઓરડામા સુકાવવા જાય છે. પછી ડુકરની માફક તેનું ગોસ થંડુ કરીને પેક કરે છે. ડુક્કરના ગોસને ધુખરાવા (Smoke) સારૂ એક મોટો ઓરડો છે જે બધો ધુમારાથી ભરી નાખેલો છે, તેમા સીકો ઉપર તે ડુક્કરનું ગોસ ટાગી રાખી તેને સમોકડ હેમ (Smoked Ham) બનાવે છે. એ પ્રમાણે સઘળુ ઝડપથી ત્યાં કામ થાય છે. ગોસ ઉપરની ચરબી જે છુટી હોય છે તે દર સાલ વેચે છે તથા તેનુ તેલ અને માખણ વતીક બનાવે છે એના માલેકોએ અમોને પોતાના કામકાજના આકરા બતાવ્યા હતા તે પ્રમાણે એ જગ્યાપર અમોએ આગળ લખયાછે તેટલા જાનવરો સને ૧૮૮૬માં કપાયા હતા તેમાથી નીચે મુજબ ગોસ ચરબી તથા લોહીના વેચાંણ કીધેલા દીસે છે. સમોકડ કીધેલુ ગોસ પાંચ કરોડ ચાલીસ લાખ રતલ ટેનમા ભરેલુ ગોસ ૩૬૭ લાખ રતલ. એની ચરબી કંટરાકટરોને વેચી ૫૫૧ લાખ રતલ તેલ બનાવ્યું, ૧૬૩ લાખ રતલ ખારૂ નીમકથી બનાવેલુ ગોસ ૮૬૦ લાખ રતલ અચાર જેવું કીધેલુ ગોસ (Pickled Meats) ૫૧૫ લાખ રતલ મસાલેદાર

(Spiced Meats) બનાવેલું ગોસ ૪૦ લાખ રતલ અને તાજુ ગોસ ૮૨ લાખ રતલ વેચયું હતું. એ જાનવરોનું લોહી નીચે ભોયરાં છે ત્યાં એકઠું કરીને પછી તેને સુકવીને ભુકો કરી એક જાતનું ખાતર તેનું બનાવે છે. તે લોહીનો ભુકો ૨૨૫ લાખ રતલ વેચયું હતું. એ લોકોની પાસે ગોસ ભરી તથા ટાંગી રાખવાની જગા છે તેમાં ૯૦૦૦૦ ટન ગોસ રહી શકે છે તેવું હતું, પણ ગયા જુન મહીનામાં ઈહિં મોટી આગ લાગવાથી તેનો મોટો ભાગ બલી ગયો છે, જેથી પચાશ લાખ રૂપીયાનું નુકસાન ગયલું સંભળાય છે. એવું ગંજાવર કામ એક કંપની ઈહિં ચલાવે છે અને તેવી ઘણી કંપનીઓ ચીકાગોમાં છે. ત્યારે ગોસનો વેપાર શી રીતનો મોટો થતો હશે? ગાઇડ બુકમાં સને ૧૮૮૨ ના સાલમાં ઈહિં ચીકાગો શેહેરમાં વેચવા સારૂ ૫૮ લાખ ડુક્કર, ૧૬ લાખ ગાય ઢોર અને ૬ લાખ મેંઢાઓ આયાં હતાં જેની કીમત વીશ કરોડ અને તેવીસ લાખ ડાલરની કહે છે. અમો ઉપલી જગ્યા જોઇને પછી અહીંયાંની બોર્ડ ઓવ ટ્રેડ (Board of Trade) કરીને ઈમારત છે તે જોવા ગયા હતા. એ જગ્યાપર અનાજનો વેપાર કરવા લોકો આવે છે અને જેમ ન્યુયોર્કમાં સ્ટોક એક્ષચેન્જ છે તેવી સઘળી રીતની ગોઠવણ છે, એની ઈમારત બાહારથી બહુ શોભીતી છે અને તેની વચમાં આગલી બાજુથી મોટો શોભીતો મિનારો કીધેલો છે, જે ૨૬૫ ફીટ ઊંચાઈમાં છે, ઇમારત ૨૨૫ × ૧૭૪ ફીટનીછે તેમાંનો વચલો કામકાજ કરવાનો હોલ ૧૭૪ × ૧૫૫ ફીટ જેટલો પોહોળો તથા લાંબો, અને ૮૦ ફીટ ઊંચોછે તેની વચમાં ૭૦ × ૮૦ ફીટની કાચની સિલીંગ તદન વગર ટેકાએ કીધેલી છે યાને વગર થાંભલાની દેવાલ ઉપરજ કીધી છે અને તે વળી ચોરસ છે. એ બોર્ડ ઓવ ટ્રેડ સને ૧૮૪૮ માં ઉભી થઈ હતી ત્યારે તેમાં તેર મેમબરો હતા, તેના વધીને હમણાં ૨૦૦૦ થયા છે, જેઓ દર સાલ દરેક જણ ૭૫ ડાલર ફી ભરે છે. પેહેલાં ઊભી થઈ ત્યારે એની શામેલ થવાની ફી ૫૦૦ ડાલર હતી તે પાછળથી વધારતા આવ્યા તે હમણા ૧૦૦૦૦ ડાલરની કીધી છે. ઈહિં અનાજને લગતોજ

વેપાર થાય છે અને બોર્ડ ઓવ ટ્રેડના હિસાબ મુજબ ઈંહાં સને ૧૮૮૫ માં ૧૦ કરોડ ડાલરના અનાજમાં વેચાણ થયાં હતાં એ જોઈને પછી ગાડીમાં બેસીને બધે ફર્યા હતા, તેમાં પેહેલે સીટી હોલ જોયો. એ ઇમારતમાં મ્યુનીસીપલ આફીસ તથા અદાલતો રાખેલી છે અને એક આખો મોહોલો હોય તેમ ચારો બાજુ ઉપર તેને રસ્તા આવેલા છે. તે ૩૪૦ ફીટ લાંબી, ૨૮૦ ફીટ પોહોળી અને ૧૨૪ ફીટ ઉંચી છે, તેની બાહારથી રોણક ઘણી સારી મારે છે પણ અંદરથી જોકે હેઠળના ભાગ સંગેમરમરથી શણગારેલી છે તોબી બધે નાના નાના ઓરડાઓ છે, વચમાં ફરતી ચોકરોકી ચાલ છે, ત્યાંથી બધે જવાય છે. એની ઉપર હમણા સુધી ૩૮ લાખ ડાલર ખરચ થઇ ચુકયો છે અને પૈસા ખુટી ગયાથી થોડો અંદરનો ભાગ અધુરો છે, જે સારૂ બીજા ૬ લાખ ડાલર જોઈયે છે તે મ્યુનીસીપલ કાઉનસીલ પાસે મળશે ત્યારે પુરૂં કરશે. ત્યાથી નિકળેલા લીનકન પારક Lincon Park કરીને એક મોટો બાગ છે ત્યાં ગયા હતા. એ બાગ લેક મીચીગન (Lake Mechigan) ને કિનારે કીધેલો છે અને ત્યાંના કિનારા ઉપરના રસ્તાઓ તથા બાગે ઘણા સારી રીતના કીધેલા છે. એ બાગને એક છેડે પૈસાદાર લોકોના મજેના ઘરો આવેલા છે, એમા હાથે બનાવેલા સરોવરો તથા પુલો, જગે જગે કીધા છે તથા જીવતા જાનવરોનો સંગ્રહ પણ કીધેલો છે, એ લેક મીચીગન ઘણો મોટો છે અને જાણે દરિયો હોય તેમ બીજી ગમનો કિનારો કશો દેખાતો નથી.

એ બાગમાથી નિકળીને પોસ્ટ આફીસ તથા કસ્ટમહાઊસ વાલી ઇમારત હજી બધાય છે તે જોઇ હતી, એની ઘણી મોટી એક આખા મોહોલા જેટલી છે તે ૩૪૨ × ૨૧૦ ફીટ લાબી પોહોળી છે અને ઘણી શોભીતી બાંધી છે ને ઉપર ૬૦૦૦૦૦૦ ડાલર ખરચ બેઠોછે ત્યાથી બધે શેહેરના મોટા મોહોલાઓમા તથા એવેનીઉઓમાં ફર્યા હતા એ શેહેરમાં સને ૧૮૭૧મા અતિ મોટી આગ લાગી હતી, જેથી શેહેરનો મોટો ભાગ બળી ગયો હતો, એ આગ કેરોસીન તેલની બતીને એક ગાયે લાત મારી નાખી

દીધી, તેથી પેહેલાં શરૂ થઇ હતી અને પવનનું જોર ઘણું હોવાથી થોડા વખતમાં તે ફેલાઇ અને ચોવીશ કલાકમાં ૩ માઇલ ઉપરની જગ્યાની ઈમારતોને બાળી નાખી હતી જેથી ૧૯ કરોડ ડાલરનું નુકશાન થયું હતું અને તેમાં ૧૮૦૦૦ ઇમારતો બળી જવાથી ૯૮૫૦૦ માણસો ઘરબાર વગરના થઇ ગયાં હતાં એવી મોટી એ આગ લાગી હતી. પણ તેને બદલે હમણા જે નવી ઈમારતો બંધાઈ છે તે ઘણી સરસ અને અને શેહેરને શોભાવે તેવી થઈ છે અને તેનો મોટો ભાગ એકથી બે વરસની અંદર પાછો બંધાઈને તૈયાર થયો હતો એવી ઝડપથી એ કામ કીધું હતું. ઈંહાં કેવી ઝડપથી ઈમારતો ઉભી થાય છે તેના દાખલા દાખલ ઈંહાંનાં એકઝીબીશન સારૂ જે મોટી ઈમારત સને ૧૮૮૦ માં બાંધી હતી તે ૨૪૦ ફીટ પોહોળી, ૮૦૦ ફીટ લાંબી અને ૧૧૦ ફીટ ઊંચા ત્રણ મિનારાઓ સાથની નવ મહિનામા બાંધીને તૈયાર કીધી હતી. ઈંહાંના મોહોલાઓ સરખા અને સીધા માઇલના માઈલ સુધીના છે તેમાંનો સ્ટેટ એવેનીયુ Sate Avenue ૧૧ માઈલ જેટલો લાંબો છે જેનો મોટો ભાગ મોટી ઈમારતોથી બેઉ બાજુપર ભરેલો છે જેથી તેનો દેખાવ ઘણો દબદબા ભરેલો લાગે છે, ને નજર પોંહોંચે ત્યાં સુધી સરખો અને લાંબો એ મોહોલો દેખાય છે. ચારેક માઇલ સુધી તેપર મોટી ઈમારતો છે, પછી નાનાં બેઠાં ઘરો આવેછે. ઇહાંના બીજા મોહોલાઓમાં Dear born Avenue, Mechigen, Prarie અને Calumet Avenue એ ઘણા સારા છે, તેમાં મીચીગેન એવીન્યુ સરોવરને કિનારે હોવાથી તથા તેની ઉપર છુટા છુટા બંગલાઓ, તેની આગળ નાના બાગો તથા લોનસોથી તથા રસ્તાની બેઉ બાજુપર ઝાડો તથા તેની હેઠલ પગે ચાલવાના રસ્તાની બાજુ પર ઘાસના કયારાઓથી ઘણો સરસ લાગે છે. ઇહાં રસ્તાઓપર ફીલાડેલફિયાની માફક તારનાં દોરડાંથી ચાલતી ટ્રામ (Cable Cars) છે જે ત્રણ ચાર ગાડીઓ સાથે જોડેલી ટ્રેનની માફક ચાલે છે જેથી લોકોને બેસવાની સગવડ સારી મળે છે અને તેમાં દર મહિને વીસ લાખ માણસો શેહેરમાં આવજાવ કરે છે. સીકાગો (કોઇ ચીકાગોબી

કહે છે) શેહેર અમેરિકા ખંડમાં નવા નવાં શેહેરો શી રીતે એકદમ વધી જાય છે તેનો દાખલો બતાવે છે સને ૧૮૦૧ના સાલમાં ઈંહાં પાણીના ખાબોચીયાંવાલી જગ્યા હતી. સને ૧૮૩૧મા ઇહાં પેહેલાં ૧૨ નાનાં ઘરો હતા. સને ૧૮૪૧મા એની વસ્તી ૫૭૩૨ માણસો-ની થવાથી એને શેહેરનું નામ મળ્યું હતું અને મ્યુનીશીપાલીટી થઇ હતી. સને ૧૮૪૧મા એનો વેપાર ૩૨૮૦૦૦ ડાલરનો હતો પણ ત્યાર પછી સને ૧૮૬૧મા રેલ્વેઓ ઈંહા થવા માડી તેથી એ શેહેર વધીને તે સાલમા ૩૪૪૩૭ માણસોની વસ્તીવાલું થયુ ૧૮૬૧ માં વસ્તી તથા વેપાર તેનેથી ચારગણો વધી ગયો અને ૧૮૭૧મા તો એવું મોટુ શેહેર થઇ ગયું કે તે વખ્તની આગની વિગત પરથીજ માલમ પડે છે ૧૮૮૧મા ઇંહા બધી આસપાસના દેશોની રેલ્વેઓના "જકશન" થયાથી તે ઘણુંજ વેપારમા વધી ગયુ છે અને ૧૮૮૨ની, ગણત્રી મુજબ વસ્તી ૫૬૦૬૯૩ ની થઇ છે અને હમણા સાત લાખની વસ્તી ધારવામા આવે છે અને ૩૬ ચોરસ માઈલ યાને ૨૩૦૪૦ એકર જગ્યા ઘેરે છે ઇંહાંના હોટલોથી મોટા અને ગજવર ન્યુયોર્કના જેવાં છે અને તેઓ ૭ સાત માલનાં આખા ગાળાઓ મોહોલ્લાના રોકે છે પામર હાઉસ કરીને હોટલ છે તેમાં ૭૧૮ ઓરડાઓ છે અને તેને બાધવા તથા શણગારવા પાછળ ૪૦ લાખ ડાલર બેઠા છે અને ૬૨ સાલ તેને પાછું શણગારે છે ત્યારે તેપર એક લાખ ડાલર ખરચે છે એના કરતા અમારાવાલુ હોટલ મોટુ તથા મરમ ગણાય છે પણ તેની વિગત મળી શકતી નથી ઈહા વેપારમા અનાજ (ઘઉ) નો વેપાર ઘણો મોટો છે. પેહેલા ઘઊં સને ૧૮૩૯મા ઈહાથી બાહાર ગયો હતો સને ૧૮૪૨ ના ૫૩૮૦૦૦ બુશલ ચહડ્યો હતો તે વધ-તો વધતો સને ૧૮૮૨મા નજદીક ૧૨ કરોડ બુશલ ૯ કરોડ ૭૦ લાખ ડાલરની કિમતનો બહાર દેશાવરોપર મોકલ્યો હતો લાકડાનો પણ ઘણો મોટો વેપાર ઈહા છે તથા પરચુરણ કારખાનાઓની આસરે ૨૧૮૨ છે જેમા ૭૭૦૦૦ માણસો ખપે છે જેઓને પગારના ફક્ત સવાપાંચ કરોડ ડાલર વરસ દિને મળે છે તેઓની બનાવટ સવાઆઠ

કરોડ ડાલરની છે અને વરસ દહાડે ૩૧ કરોડ ડાલરનો માલ કાહાડેછે. ચીકાગોનો બધો વેપાર સને ૧૮૮૨ મા એક અગ્જ સાડાચાર કરોડ ડાલરનો થાયો હતો અને ફરરોજ ૬૪થી ૬૫ વાહાંણો તથા સ્ટીમરો ઇંહાં આવજાવ કરે છે જેનો નજદીક એક કરોડ ટનનો જુમલો વરશ દીને થાય છે. એવી અજબ રીતે એ શેહેર પચાસ વરસની અંદર વધી ગયું છે. એનું મુખ્ય કારણ એ છે કે એ શેહેર યુનાઇટેડ સ્ટેટસના બધા દેશની વચમા આવ્યાથી બધી ગમથી રેલ્વેઓ ઈંહાં આવે છે. જે મુજબ ૧૮ જુદી જુદી કંપનીની રેલ્વેઓ આવેલી છે તેથી બધી ગમનો વેપાર ઇંહાં ઘસડાઇ આવે છે.

**તા૦ ૨૭ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૧૨—૪૦ મીનીટે ચીકાગો શેહેર છોડયું હતું અને આખો દિવસ ચીકાગો બરલીંગટન એન્ડ કુવીન્સી રેલરોડની ગાડીમા કાહાડયો હતો. રસ્તામાં સપાટ પ્રેરીસ (વગર ઝાડ પાનની જગ્યા) આખો વખ્ત મળી હતી, મોટી જગ્યાપર મકાઇ બુટ્ટાનાં ઝાડો રોપેલા હતાં પણ છુટા છવાયાં નાના નાના ઘરો વારા ફરતી ઘણાં મળતાં હતાં એ ઘરો લાકડાના પાટિયાંના બાંધેલાં છે અને દરેક ઘેરની આગળ એક પવનચકરી હોયછે જેનેથી બુંબો ચાલે છે અને પાણી તેની હેઠળ નલી જેવો કુવો હોયછે તેમાંથી બાહેર કાહાડે છે. એ કુવાઓ આસરે ૧૦૦ ફીટ જેટલા ઊંડા હોય છે. ઘરોની આસપાસનાં ખેતરોમાં ગાય ઢોર ચરવા મુકી દીયે છે અને સાંજ પડતા તેના ધણીઓ ઘોડાપર બેસીને તે બધાંઓને હાંકી એક વાડ ભરી લીધેલી જગ્યામાં એકઠાં કરે છે. અમોએ સાંજનાં આગગાડીપરથી એ પ્રમાણે ખેડુતોને ગાય ઢોર હાકતાં વારા ફરતી જોયા હતા.

**તા૦ ૨૮ મી આગસ્ટ સને ૧૮૮૭**—આજનો આખો દિવસ ટ્રેનમાં ગુજારયો હતો, જગ્યા જે પસાર કીધી તે ઉપર ગઇ કાલે જોયલી લખી છે તેનાં જેવીજ મેદાન જેવી હતી પણ હવે જેમ ચીકાગોથી દુર અને આથમણ અમેરિકા તરફ આગળ વધતા ગયા તેમ

ખેડુતોનાં ઘરો વધારે છુટાં છુટાં અને ગામડાંઓ પણ નાનાં અને છુટાં છવાયાં મળતાં હતાં મકાઈખુટ્ટાની રોપણી પણ થોડી હતી અને ખેડુતોનાં ઘરો કોઈ કોઇતો મટોડી તથા પથ્થરના બાધેલા હિંદુસ્તાનના ગરીબ ગામડેનાં ઝુફ્ડાંઓ જેવા કંગાળ મળતાં હતાં. એ ઈહાં આવી રહેલા પરદેશીઓ નવા રેહવા આવેલા હોવાથી પાસે પૈસા નહીં તેથી પેહેલાં જેમ તેમ કામ ચલાવી લીયે છે યુરોપથી જે પરદેશીઓ ઇહા આવે છે તેઓમાના થોડા જણા જેઓ ૪૦૦ એક ડાલર જેટલા સાથે લાવેલા હોય છે તો તરત આવી જગ્યાઓ સરકાર આપે છે તેપર ઉપર માફ્ક મટોડી તથા ઘાસના ઝુફ્ડાઓ બાંધી રહે છે અને એક જોડી બલદ તથા જમીન ખણવાનું હોર તથા અનાજ, સામાન લાવ લઇજાવ કરવા એક ગાડુ તથા ગાય, મરઘા લઇને રેહે છે પછી જેમ ખેતીવાડીથી તે કમાતો જાય છે તેમ બે ત્રણ વરસમાં લાકડાંના મજાનાં ઘરો બાધે છે તથા પવન ચકરીઓ મુકે છે તેની આગળ પોતાના હાથે બુબાથી પાણી વાપરવા કાહાડે છે ને ગાય ઢોર તથા ઘોડા લેતો જાય છે. એ મુજબ જેમ પૈસા વધે છે તેમ પછી ખેતી વધારવા મજુરોને રાખે છે તથા આસપાસની જગ્યા પોતાના કરતા ગરીબ ખેડુતો પાસથી વેચાતી લઈને વધાર્યો જાય છે.

જો કોઇ નવો પરદેશી થોડાજ પૈસા લઇને આવે છે તો પેહેલા ચાકરી ધધો કરીને થોડા વધારે જોઇના પૈસા એકઠા કીધા કે તેઓની જમીન લઈને ખેડુત બને છે એ પ્રમાણે ઉતર અમેરિકાની વેરાંન પડેલી જમીનો વસ્તી જાય છે ને તે ઉપર ખેતીવાડી થાય છે એ પ્રેરીસોની ખોરલી જગ્યાપર અસલ ઝાડ પાન ઘણા હતા પણ યુરોપના લોકો ઇહા વસવા આવ્યા પછી ઇહાના અસલી રેહેવાસી ઇન્ડીયનસોએ મોટી મોટી આગો લગાડી મોટા જંગલો બાળી નાખતા ગયા હતા કે તેમા નવા રેહેનારાઓ સપડાઇને ખુવાર થઈ તથા બળી જાય. એવી પ્રેરીસની આગો ઘણી મોટી માઈલના માઈલો સુધાની થાય છે ને તેથી ઝાડ પાન નાનુ પણ તેના પહેલા બા-
ળે વટીક બળી જવાથી મોટા પાછા ઉગતા નથી અને નાનું જેવું

થઇ જાય છે. ફક્ત ઘાસ પાલોજ ઉગે છે પણ જમીન ફલવંત હોવાથી ત્યાં ખેતીવાડી સારી થાય છે અમોએ બધે છેક ન્યુયોર્કથી નિકળયા ત્યારથી મકાઇભુટ્ટાનીજ વાવણી જોઈ તેથી ખબર કાહડતાં માલમ પડયું કે એ વાવણીપર ઘણી મેહેનત પડતી નથી અને ઘઉંની વાવણી કરતાં એની પેદાશમા નફો વધારે થાય છે તેથી એનીજ વાવણી બધાઓ કરે છે અને તેનો મોટો ભાગ ગાય ઢોર તથા ડુક્કરના ખોરાકમાં વપરાય છે જે તેઓને માફક આવે છે અને વળી ઇહાંનું લોક એના દાણા જે સુક્કા તથા ઘરડા થાય છે ત્યારેજ તોડે છે તેનો આટો કરી પાંઉ તથા જાત જાતનાં કેકો તથા મીઠાઇ બનાવે છે તથા કુમળા મકાઈભુટ્ટા પણ ખુશીથી ખાય છે અને વળી એના સુકા દાણા વેલાત તરફ નિકાશ પણ મોટી રકમના થાય છે તેથી એનો ખપ ઘણો મોટો હોવો જોઇયે. અમોએ ન્યુયોર્ક છોડયા પછી આસરે ૪૨૦૦ માઇલ મુસાફરી આગગાડીમાં કીધી છે, તે બધી જગ્યાના મોટા ભાગપર એ મકાઈભુટ્ટાનીજ ખેતીવાડી જોઈ હતી. કોઈજ જગ્યાપર જરમન મીલેટ (Millet) અને ઘઉંની રોપણી દેખાતી હતી.

**તા૦ ૨૯ મી આગસ્ટ સને ૧૮૮૭**—ગઇ રાતના આસરે સાત વાગ્યા પછી ચઢાણની જગ્યા મળી હતી તે આખી રાત સુધી તે મળયા પછી આજે સવારનાં ઊઠયા ત્યારે અમો આસરે પાંચ હજાર ફીટ ઊંચાણની જગ્યાપર હતા અને પાહાડને મથાળે સપાત જગ્યાપર ગાડી દોડતી હતી. એ પાહાડને મથાળેની એ સપાત જગ્યા જેમ ખંડાલાનો પાહાડ ચડયા પછી પુણા સુધી ઊંચી પણ સપાત જગ્યા મળે છે તેનાં જેવી હતી પણ પુણાની માફક ઈહાં કાંઈ દુરથી પાહાડો દેખાતા ન હતા પણ જાણે એક ગોળ થયલી સપાત જમીન એકદમ ઊંચકાઇ આવી હોય તેમ આસમાન આસપાસથી નિચે જતું જણાતું હતું. આસરે સાડા છ વાગ્યા પછી દુરથી મોટા પાહાડો જમણા હાથ ઉપર દેખાવા લાગ્યા હતા, જેમાંનો એક પાહાડ જે ઈહાની બાજુપર સૌથી ઊંચો છે અને તેને પાઇકસ પીક Pikes peak

નામે ઓળખે છે તે ઉપર જથ્થાબંધ બરફ પડેલો દેખાતો હતો. ઈહાની હવા એટલી તો સાફ છે કે દુરની સઘળી જગ્યા જાણે નજદીક હોય તેમ ખુલી દેખાતી હતી અને તે મુજબ ઉપલો પાઇક્સ પીક પાહાડ જે આસરે ૧૦૦ ઉપર માઇલ દુર હશે તે જાણે ૧૫ થી ૨૦ માઈલપર હોય તેમ લાગતો હતો. એવી સાફ હવા આપણે મુંબઇ તરફ જવલેજ જોઇયે છીયે કારણકે ત્યાં નજદીકમાં દરિયો આવવાથી હવા ભીણાશવાળી હોય છે, પણ ઇહાંનો દરિયો ઓછામાં ઓછે દોઢ હજાર માઇલનીબી ઊપર દુર કોઇબી બાજુપર નથી અને ઊંચાણમાં આવ્યાથી હવા ઘણી સાફ રહે છે, સિવાય કે જ્યારે ધુમસ થઇ આવે છે ત્યારે આવું સરસ દેખાતું નથી. એ રસ્તાપર અમોને વારાફરતી ચરતા મુકેલા ઘોડાઓનાં ટોળાંઓ ઘણાં મળ્યાં હતાં અને તે મુજબ ગાય ઢોર પણ મળતાં હતાં. સવારના ૭) વાગેને (Denvor) ડેનવર નામનાં શેહેરનાં ·સ્ટેશનપર જઇ પુગ્યા હતા, જ્યાંથી બીજી ટ્રેનમા ફેરફાર થવું પડયું હતું. એ ડેનવર શેહેર દરિયાની સપાટીથી ૫૧૯૬ ફીટ ઊચું છે અને એની આસપાસની જગ્યાઓમાં સોનાંની તથા લોખંડની ખાણો આવેલી છે. તેથી ઈહા તે ગાળવાની ઘણી મોટી ભટ્ટીઓ રાખેલી છે અને તેની વસતી પણ સારી છે. અમો ઇહાં પેહેલાં એક દિવસ રેહેવાના હતા, કે સઘળું જોઇયે પણ એથી સરસ બીજાં ગામો તથા ખુદરતી દેખાવો જોવાના હોવાથી તથા તારીખ ૧૦ મી સપટેમ્બરે સેંટ ફ્રાનસીસ્કોથી સ્ટીમરમા નિકળવાનો વિચાર કીધાથી એને મુકી દેવું પડયું હતુ અને ફક્ત ઊપલી ભટ્ટીઓ સિવાય બીજું કાઇ જોવાલાયક પણ ઇંહાં નથી. અમો ડેનવરથી કલાક ૭—૧૫ મીનીટે પાછા ઉપડ્યા તે કોલેરેડો સ્પ્રીન્ગ કરીને સ્ટેશન જે ૭૫ માઇલ દુર છે ત્યાં ૧૧ વાગે પુગ્યા હતા અને વળી પાછી ત્યાંથી ટ્રેન બદલીને પાંચ માઇલ દુર મોનીટો (Manitou) કરીને તેના ખુદરતી ઝરા તથા દેખાવ અને ગોફાઓ સારૂ વખણાએલું ગામ છે ત્યાં ૨૦ મીનીટમાં ઊતર્યા હતા અને આરલીંગટન હોટલમાં ઊતારો લીધો હતો. એ ગામ [illegible] ફીટ દરિયાની સપાટીથી ઊંચું છે અને (Rocky Moun-

tains) રોકી માઊનટન્સમાં આવેલું છે. એને સારાટોગા ઓવ ધી વેસ્ટ કહેછે અને જેમ સારાટોગા ઉગમણુ તરફ ન્યુયોર્કની નજદીક હવા ખાવાની જગ્યા કહે છે, તેમ મેનીટોને આથમણુ તરફની હવા ખાવાની જગ્યા કહે છે. એ જગ્યા ઉંચાંણુમાં આવ્યા ઉપ્રાંત ઈહાં એ ખુદ-રતી લોખંડ તથા સોડાના ઝરાઓ છે, તેથી દરદી માણુસોને ઘણો ફાયદો થાય છે અને જો કે વસ્તી આસરે ૧૦૦૦ માણુસની છે તોપણુ ઈહાં દર સાલ હજારો લોકો હવા ખાવા તથા ગોફાઓ જોવા આવેછે અમો હોટલમાંથી તરત ગાડી કરીને જગ્યાઓ જોવા નિકળ્યા હતા. ઈહાં ગાડી ભાડું જબરૂં મોઘું છે. અમોને ૧૧ થી ૬ વાગા સુધી ફેરવવાના ૮ ડાલર આપવા પડ્યા હતા. પેહેલાં વિલિયમ કેનન (William Canon) તરફ ગયા હતા. એ એક નાનો સાંકડો રસ્તો ખડકોની વચમાંથી પસાર થાય છે. બેઉ બાજુપર આસરે ૫૦ ફીટ ઊંચા બુરજના જેવા આકારના પથ્થરના ખડકો આવેલા છે અને તે ઊપર ઝાડ પાંન ઉગેલાં તથા રસ્તાની પડોશમાંથી પાણીનાં નાલાંઓ વેહેતાં હતાં તેથી દેખાવ સારો લાગતો હતો. તે પસાર કરીને આગળ ચાલતાં ડુંગરને મથાળે કેવ ઓવ ધી વીંડસ (Cave of the Winds) કરીને એક ખોહ આવેલો છે તે જગ્યાપર ગયા ઈહાં અંદરથી મોટા મોટા ઓરડાઓ તથા હોલો કુદરતી બનેલા છે અને તે-ઓને મથાળે "સ્ટેલેકટાઇટ" ના આકારો દીસે છે. કોઇ કોઈ હોલ તો ૪૫૦ ફીટ લાંબા છે અને બેઉ છેડેથી તેઓ પોહોળા છે પણ વચમાંથી સાંકડા થઇ રેતીના કાચના ઘડિયાળ માફક થાય છે. એ ઓરડાની સીલીંગ એટલી તો ઊંચી છે કે, હાથમાંની મીનબતીઓની બતીઓથી તે ઉપર ઉજાસ જઇ શકતો નથી અને કહે છે કે મેગનેશીયમની જો-સભર રોશનીથીબી બરાબર તે જોઇ શકતા નથી ઈહાં પડઘા ઘણો સરસ થાય છે. એ દીવાનખાનાં તથા ઓરડાઓની જમીન ઊપર પથ્થર તથા ખડક ઘણા પડેલા છે, તેથી બરાબર ચલાઇ શકાતું નથી. ઈહાંથી નિકળેલા અમો (Iron Spring) લોખંડના કાટવાલા ઝરાપર ગયા હતા. ઈહાં એક નાનો નલીરોકો કુવો છે, તેમાથી પાણીને

ઝરો જમીનપર ફુટે છે, તેનું પાણી લોખંડના કાટના જેવો સ્વાદ આપે છે, તે પીધાથી લોહી સુધરે છે એમ કહે છે. એ યુટીપાસ (Utepass) ની નજદીક (Ruston glen) રસ્ટન ગ્લેનમાં આવેલી હોવાથી એને (Iron Ute Spring) આયરન યુટી સ્પ્રીન્ગને નામે ઓળખે છે. એની ઉપર નાનું ગોળ છાપડું બાંધી લીધેલું છે. લોખંડના કાટના જેવો સ્વાદ પાણીમાં હોવાથી અમોને કાંઇ વધારે પીવા ગમ્યું નહી હતું ત્યાંથી નિકળેલા (Navajo Spring) નાવાજો સ્પ્રીન્ગપર ગયા હતા, જે અમારાં હોટલની નજદીકમાં આવેલી છે એ પાણી સોડાવાટરના જેવું આબાદ સ્વાદમાં તથા ઝમઝમાતમાં લાગે છે અને તેમાંની ગેસને લીધે પરપોટા આખો વખ્ત સોડાવાટરની માફકજ થયા કરે છે.

એવા ત્રણ ચાર જુદી જુદી જાતના ઝરાઓ મેનીટોમાં આવેલા છે. ત્યાંથી નિકળેલા અત્રેની વખણાયલી (Garden of The Gods) ગારડન ઓવ ધી ગોડસ યાને દેવતાઓની વાડી કરી જગ્યા છે ત્યાં ગયા હતા. એમા કાંઇ ઝાડપાનના બાગ અથવા વાડી નથી, પણ ખુદરતી રીતે પથ્થરાના આકારો કાંઇ બીન ગણત્રીના જોવાલાયક રીતના બનેલા છે. એમાં જવાનો મોટો દરવાજો અમારા હોટલથી લઠી માઈલ દુર છે ને આઠમણ તરફનો દરવાજો આસરે એક માઇલ દુર છે. તેથી એ જગ્યા ૧॥ માઇલ જેટલી લાંબી અને ૦॥ માઇલ જેટલી પોહોળી નાના ખડકો તથા ડુગરોથી ઘેરી લીધેલી છે. અમો આઠમણ તરફના દરવાજામાં જતાંજ એક ઘણો મોટો આસરે ૪૦ × ૨૦ ફીટનો પથ્થર એક ઘણાજ નાના છેડા ઉપર અલગો ઊભેલો દેખાતો હતો ને તેનો હેઠલનો ભાગ એટલો તો નાનો તથા સાંકડો છે કે જાણે હમણાં તેનું સમતોલપણું ખોઇને બાજુપર પડી જાય તેમ લાગે છે. એને (Balance Rock) બેલન્સ રોક કરી કહે છે અંદર ગયા કે કુતરાની ટોપના આકારના (Mushrooms) પથ્થરો જ્યાં નજર કરીએ છીયે ત્યા દીસે છે. તેની હેઠલની દાંડી લાલ પથ્થરની અને ઉપરની ગોળ ટોપ સફેદ પથ્થરની બનેલી આબાદ મશરૂમના આકારને મળતી આવે છે તેથી તે જગ્યાને મશરૂમ પાર્કનું

નામ આપેલું છે. આગળ ચાલતાં ઊંચા ઊંચા પથરાઓ છુટા છુટા તરેહ તરેહના આકારોના જ્યાં નજર કરીયે છીયે ત્યાં દીસે છે. એ પથ્થરાઓ ભાયગે બેથી ચાર ફીટ જાડાઇમાં હશે પણ ઊંચાઇમાં તો ૪૦ થી ૧૦૦ ફીટ સુધીના અને પોહોળાઇમાંબી ત્રીસ ચાલીસ અને તેથીબી વધતા હશે તેથી જાણે કે મોટી આખા પથ્થરની ગંજાવર દેવાલો બાંધી હોય તેમ દીસે છે. એ બધી લાલ મજેના રંગની બનેલી છે. તેમાં એના ઉગમણુ તરફનો દરવાજો જેને ગેટવે (Gate way) કહે છે ત્યાંતો બે એવા મોટા પથરા લાલ રંગના (monoliths) જેઓ ૩૦૦ અને ૪૦૦ ફીટ ઊંચાઈમાં ઉપર લખેલા છે તેવા ચપટા આકારના ઊભેલા છે, તેની વચમાંથી રસ્તો જાય છે પણ તે રસ્તાવાળા ખાંચાની સામે બીજી એક એવાજ મોટા તદન સફેદ બરફ જેવા પથ્થરની દેવાલ ઉભી છે તેથી એ બાજુનો દેખાવ નાટકના તખ્તા ઊપર પરદાઓ મુકેલા હોય છે તેમ એકની પાછળ એક આબાદ તેના જેવોજ દીસે છે. તેમાં લાલ તથા સફેદ અને પીલા રંગના જુદા જુદા પરદારોકા પથ્થરો ૪૦૦ ફીટની ઊંચાઇ તથા ૨૦૦ ફીટની પોહોળાઇના આવેલા છે, તેથી ઘણુા સરસ લાગે છે. કોઈ ગમ તેવા પથ્થરો દેવળના મિનારાના તથા ભાગેલા કિલ્લાઓ અથવા શેહેરના ઘરોના ખંડિયરો જેવા આકારો લે છે. કોઇ સીહ, બાલારીંછ, હરણુ, દેડકાં, ખલીર, માણુસ (એને ઓલ્ડ આઇરીશમેનનું નામ આપેલું છે) મડમ (એને લેડી ઓવ ધી ગારડન્સથી ઓળખે છે) ઈત્યાદી એવા આકારો વગર ગણત્રીના એ બાગમાં આવેલા છે. તેનો ઊગમણુ તરફનો દરવાજો પેલા બે મોટા પથ્થરોની વચમાંથી પસાર કીધા પછી આગળ બે માઇલ વધ્યા કે (Glen Erie) ગ્લેન એરી નામની જગ્યા આવે છે જયાં ઝાડ પાનની વચમાં પાછા ઉપર જેવા પથ્થરો નિકળી આવેલા છે, તેઓના આકાર દેવળના જેવા તથા કિલ્લાઓના જેવા છે. એક પથ્થર જાણે બસો ત્રણુસો ફીટનો એક થાભળો હોય તેવો અલગો ઉભો છે અને બીજા છુટા છુટા જાણે હવેલી પડી જઇને થાભળા ઊભા હોય તેમ લાગે છે અને તે વળી કોઇ લાલ તો કોઇ

પાઈક્ષ પીકવાલો પાહાડ જે આસરે ૧૪૦૦૦ ફીટ ઉંચો છે તે પાહાડ ઈંહાંથી ૮૦૦૧ ફીટ જેટલો ઉંચાઈમાં દીસે છે, અને તેનું સર જાણે આસમાન સાથ અથડતું હોય તેવું લાગે છે. એ મુજબ ૮૦૦૦ ફીટ ઉંચો પાહાડ એકદમ સઘળી ઉંચાઇ દેખાડતો કોઇજ ગમ હશે. નિચેથી આપણે તે નજદીક દોઢ માઈલ જેટલો ઉંચો જોઇ શકીયે તે કાંઈ નાનું જેવું લાગતું નથી અમોએ ત્યાથી નિકળીને રેનબો ફોલ (Rainbow falls) જોયો હતો, જે ભાયગે સાડએક ફીટ ઉંચાણથી પડતો હશે તે કાંઇ જોવાલાયક નથી. ત્યાથી આગળ વધીને આસરે ૬૦૦ ફીટ ઉંચા ડુગર ઉપર (Grand Cavern) ગ્રાંડ કેવર્ન કરીને ખોહો છે તે જોવા ગયા હતા. એના મોહોડા સુધી ઘોડાની ગાડી જઇ શકે છે. એ સને ૧૮૮૧મા એ જગ્યાના ધણી મી૦ જયોર્જ સ્નાઇડરે સોધી કાહાડયો છે, અને જોકે મેમથ ગોફાઓ કરતાં ઘણો નાનો છે તોબી તેની અંદર (Stalectites) લટકતા પાણીથી બંધાયલા પથ્થરના આકારો ઘણાજ સરસ છે. તેઓ ઘણા સફેદ તથા પારદરશક ઉંચી જાતની પેરેફીનની મીનબતી આવે છે તેને મળતા આવે છે, તેઓના આકારો તરેહતરેહના છે. કોઇગમ તેની ઝીણા ફુલની તોરણો, કોઇ ગમ દરાખના વેલા તથા ઝુમખાઓ, ઝુમરો, મીનબતીઓ, જાનવરના આકારો એવું ઝીણું ઝીણું બની રહેલું છે. વળી ઉપરથી અને હેઠલથી એવી રીતના બનેલા પથ્થરો મળીને મોટા મોટા આકારો જેવા માખણ બનાવવાના (Churns) સચાઓ જાણે દુધની અંદર તે ફરીને ઉભો હોય અને દુધને જોસ આવ્યો હોય તથા માખણના કકડાઓ તેમાં તરતા હોય તેવા આકારો પડેલા છે, તેની આગળ મેઢાંનાં ટોળાંઓ એક ઓરત જમીન ઉપર ઉંધી સુઈને તપાસતી હોય તેવાં છે બ્રાઇડલ ચેમબર (Bridal Chamber) કરીને એક નાનો ઓરડો છે તેમાં તો ફુલ-પાન ગુંઠી લીધાં હોય તેમ દેવાળ તથા સીલીગ તેવા આકારોથી ભરાઈ ગઈ છે, પણ સૌથી સરસ તો એક ખુદરતી આરગીન બનીછે. સ્ટેલેકટાઈટ ઉપરથી હેઠલ બધાતા પથ્થર છુટા છુટા જાણે આરગીનની

મોટી નળીઓ ગોઠવી હોય તેવા પાતળા અને ચપતા આકારના ઉભાને ઉભા થયલા છે જેઓ ઉપર લાકડીએ ઠોકવાથી તેમાંથી મઝેના સુંદર જુદા જુદા શુરોના અવાજો નિકળે છે અને ત્યાંનો રખેવાલ તે ઉપર જાત જાતના રાગો આરગીનની માફક વજાડે છે, જે ઘણુંજ નવાઇ જેવું લાગે છે. ઇંહાં વળી મોટા મોટા ૩૦૦ ફીટ લાંબા ઓરડાઓ તથા તેની ઉપર ઘણાં ઊંચા ગુમબજો, તથા ગેલેરીઓબી છે અને સઘળી જગ્યાપર ફરવા સારૂ મઝેના અંદરથી રસ્તાઓ સફાઇદાર બનાવેલા છે તેથી ચાલવાને કશી અડચણુ પડતી નથી. ઉપલી સઘળી બનાવતોને લોખંડના ઝીણા તારથી બંધાવી રાખી છે કે કોઈ ભાંગી જાય નહી. એ ગોફાઓ ઉપરના પાહાડની ટોંચથી ૬૦૦ ફીટ હેઠાણુમાં છે અને તેની અંદર ઠરમાભીટરનો પારો ૫૨ થી ૫૩ ડીગ્રી સુધી રેહે છે. એ સઘળું જોતાં અમોને અરધો કલાક થયો હતો એટલો નાનો એ ગોફો છે. પણ બધી રીતે ઘણો જોવાલાયક છે અને સઘળું બચાવી રાખ્યાથી ઘણી સારી હાલતમા રહેલો છે. એને જોવાનો દર માણુસ દીઠ એક ડાલર લે છે અને અંદર જગેજગ કેરોસીન તેલની મોટી બતીઓ મુકેલી છે અને અમોને પણુ હાથમાં દેવાલપર મુકવાની રીફ્લેકટર સુધાંની બતીઓ સાથે અંદર લઇ જવા આપી હતી

એ ગોફાઓવાળી જગ્યા આસરે દરિયાની સપાટીથી ૬૦૦૦ ફીટ ઊંચી હશે તેથી તેની ઉપરનાં ઝાડો સઘળાં નાનાં કદના ઉગે છે. ઓકનું ઝાડ જે ગંજાવર કદનુ આવે છે તેપણુ ઈંહિાં ૮થી ૧૦ ફીટનાં ઊગ્યા હતા અને તે ઉપર એકોર્નો પણુ ઊગેલાં હતા સાભળવા મુજબ જેમ ઊંચાણુપર આગળ વધીયે છીયે તેમ એની નજદીક ૧૨ માઇલ દુર પાઇક્ષપીકનો ઊંચો પાહાડ છે, ત્યાં ઝાડો ઘણાં નાના મળતાં જાય છે અને વધુ ઊપર ગયા કે ઝાડ ઊગવાની હદ પુરી થઈને ફકત પથ્થર મળે છે. ત્યાથી પાછા ફરતાં થોડીએક દુકાનો ઈંહાના મળતા જાત જાતના કાચની માફક બંધાઇ ગયલા પથ્થર તથા ધાતુઓની બનાવટોની જોઇને હોટેલમા આવ્યા હતા. આજે દિસના તાપ પડતો હતો તે વખ્તે ૮૦ ડીગ્રી પારો હતો, પણુ રાતના ઠંડા થવાને ૫૫ ડીગ્રી સુધી ગયો

હતો અને પાણી વગર આઈસે તેના જેવાં ઠંડાં હતા. લોકોને નાહવા સારૂં ઈહીં સોડાના ઝરાના પાણીનાં હમામખાનાઓ બાંધેલા છે જેમા નહાવાથી ખુજલી તથા કીડ નરમ પડે છે એમ કહે છે. ઈહીં આંઠ હોટલો છે, તોબી લોકોને બસ થતાં નથી તેથી બીજાં વધુ હોટલો બંધાયાં જાય છે.

**તા૦ ૩૦ મી આગસ્ટ સને ૧૮૮૭**—મેનીટોમાં બીજું કાંઇ જોવાલાયક ન હોવાથી (ફકત પાઈક્ષપીકના પાહાડના મથાળાંપર ઈહિંથી ત્રણ કલાકમાં ઘોડા યા ખચ્ચર ઉપર બેસીને જવાય છે એ પાહાડ રોકી માઉનટન્સમાં ઈહીં સૌથી ઊંચો આસરે ૧૪ હજાર ફીટ નો છે, પણ અમો તે ઉપર ગયા હતા નહીં) આજે સહવારના ૧૦ વાગે મેનીટો છોડયું હતું. આગગાડોમાં બેસીને કોલોરેડો સ્પ્રીન્ગના સ્ટેશનપરથી બીજી ટ્રેનમાં બેઠા હતા. પેહેલાં રસ્તામાં સઘળી જગ્યા રેતીની હોય તેમ વેરાંન બપોરના બે વાગા સુધી મળી હતી પણ ત્યાર પછીનો આખો દિવસ ખુદરતી રમણીક દેખાવો તથા પાહાડોના આકારો ઘણાજ જોવાલાયક મળ્યા હતા. અમારી ટ્રેન આખો વખ્ત પાહાડોની ચહડાણ ઊપર વધ્યા કરતી હતી બપોરના ૩ વાગેને રોયલ ગોર્જ (Royal Gorge) વાલી જગ્યાપર આવ્યા હતા. એ ગોર્જ બે પાહાડો ઘણાજ નજદીકમા આવી તેની વચમાંથી જવાનો રસ્તો હોય છે તેને કહે છે. એ મુજબ ઊપલા ગોર્જવાલો રસ્તો ઘણોજ સાકડો ભાયગે ૨૫ ફીટનો પોહોળો હશે અને તેની અંદર વળી એક નદીના પાણી એક બાજુથી સંકડાસને લીધે ઘણા જોરથી દોડે અને બીજી ગમથી અમારી ટ્રેન તેમા ચાલી શકે એટલોજ સાંકડો રસ્તો અને તેબી સાકડા માપનો હતો અને બેઉ બાજુપર પાહાડો એકથી બે હજાર ફીટ સુધીના ઊંચા અને તેબી વળી તદન દેવાળ માફક સીધા અને સીધા અને જાણે હમણાં ટ્રેન અથડી પડે એટલા નજદીકમા આવેલા હતા. એ દેખાવ ઘણોજ જોવાલાયક હતો એ ગોર્જ મુકયા પછી કેનીયનસો (Conons)

પસાર કીધા હતા. એ કેનીયનસો પણ પાહાડોની વચમાંનાં રસ્તાને કહે છે, પણ તે રસ્તા મોટા હોય છે અને પાહાડો આસરે ૨૦૦ થી ૫૦૦ ફીટ એક એકથી છુટા રહે છે. એ પાહાડો ઊપર પથ્થરો ઘોવાઇ ગયાથી જાત જાતના આકારો, જેવાકે મિનારાઓ, કિલ્લાઓ, ખંડિયરો ઇત્યાદી જાતના બનેલાં હતાં અને દેખાવ ઘણોજ સરસ લાગતો હતો. અમોને નજદીક દોઢ કલાક એ મુજબ ગોર્જીસો તથા કેનીયનસોમાંથી પસાર થતાં લાગ્યો હતો, તોબી હજી મલ્યા કરે કરીને દિલમાં ચાહાતા હતા અને તેથી કશો કંટાલો આવતો ન હતો. એ બાજુના ખુદરતી દેખાવની આખા અમેરિકામાં તારીફ થાય છે અને તે જોવા સારૂં સ્પેશીયલ ટ્રેનો ઊઘાડી વગર છાપરાંની ગાડીઓની દોડાવે છે જેમાંથી ખરેખર ઘણું સરસ દેખાતું હશે. અમારાવાળી ટ્રેનમાંબી એવી ગાડી જોડશે કરી સાંભળ્યું હતું અને તેમાંથી એ દેખાવ જોવાની ઉલટમાં હતા, પણ તેવી ગાડી કાંઇ અમેને મળી નહીં તેથી દિલગીર થયા હતા અને અમોને આખો વખ્ત અમારાવાલી સુવાની તથા બેસવાની ગાડીની ગેલેરીપર ઊભા રહીને જોવું પડયું હતું. આસરે ૪—૩૦ મીનીટે વાદળ ઘેરાઇ આવ્યું હતું અને થોડા થોડા વરસાદ પણ અમોને મળ્યો હતો અને થોડે દુરથી બીજા ઊંચા પાહાડોપર તો બરફનો વરસાદ (Snow Storm) પડવા માડયો હતો, જેનો દેખાવ ઘણો મઝેનો અને અમોને નવાઇ જેવો લાગતો હતો. અમોએ બરફનો વરસાદ પડતાં આજ સુધી જોયો હતો નહીં, તેથી અમોને તે જોવાની ઘણી ઉલટ થઈ હતી. એનો દેખાવ જાણે ઝીણી ગાજ પાંથરી હોય તેમ થઇને પછી આસ્તે આસ્તે લાંબા અને લાંબા સફેદ દુધ જેવા દોરા આસમાનપરથી પડતા હોય તેમ તેના જથ્થાઓના જથ્થાઓ નિચે પડતા દેખાતા હતા, પણ અમો દુર હોવાથી તેને જમીનપર પડતા જોઇ શકયા નહી. અમારી ગાડી જે ઊંચાણુપર ચટયા કરતી હતી તે એજ જગયા જેને (Marshall Pass) મારશલ પાસ કહે છે, ત્યાંથી પસાર થવાની હતી તેથી નજદીકમાથી જોઈશું તેની ઉલટમા હતા, પણ થોડા વખ્તનાં તો વાદળ એટલુ વધ ગયુ અને સઘળું

નરમ પડી જવાથી નાસીપાસ થયા હતા. અમારી ટ્રેન રાતના સાત વાગેને સૌથી ઊંચાણ પાસ જે આગળ જણાવવા મુજબ મારશલ પાસને નામે ઓળખાય છે ત્યા આવી લાગી હતી. એ પાસ દરિયાની સપાટીથી ૧૦૮૫૨ ફીટ ઊંચી છે અને ત્યાં હમેશાં વારાફરતી બરફના તોફાનો થઇ આવે છે. તે બરફ લાઇનપર ઘસડાઈ નહી આવે તે સારૂ ફરતી જગેજગ લાકડાની ટનલો બાંધી લીધી છે, જેની સાથે પવનના જોરથી ઘસડાઇ આવતો બરફ અથડીને લાઇનની બાહાર તેના ઢગલા થાય છે. એ છાપડાંઓ જ્યાથી પવન આવવાની દીશા હોય છે તેની સામેથી બાંધે છે અને તે ઘણાંખરાં ખીણોને મથાળે આવેલાછે, એવાં વગર ગણત્રીના ટપ્પે ટપ્પે પસાર કરીને છેક મથાળે એવાજ એક છાપડાંની હેઠળ અમારી ટ્રેન આવીને ઊભી હતી. એ મારશલ પાસ ઉપર આવવાનો રસ્તો ઘનો ઘલાવવાલો હોવાથી અમારી ટ્રેન જે નવ ગાડી.ની હતી તેનાં બે છુટા ભાગ નિચેથી કીધા હતા. તેમાં એક ભાગ છ ગાડીના કરી તેને બે એનજીન જોડ્યાં હતાં અને બીજો અમારી ગાડીવાલો ભાગ એક એનજીન સાથે બે ગાડીનોજ હતો. એ બેઉ ભાગો એક એકથી છુટા આસરે બસોવારને છેટે ચાલતા હતા, તેથી આડી અટાડી વલાણોપરથી એક એકને જોઇ શકતા હતા. એ પાહાડોપર મથાળે જવાનો રસ્તો ગોળ અને ગોળ પાહાડને ફરતો કીધેલો છે, તેથી આમનસામન ગાડીઓ દેખાયા કરતી હતી. ઉપર લખેલા મારશલ પાસના સ્ટેશનપર બેઉ ટ્રેનો આવીને પાછી સાથે જોડાઈ અને એક થઇ હતી. પછી હેઠાણમા ઉતરવા માડયુ હતુ. એ મારશલ પાસ જાણે અમેરિકાનાં ખંડને ઉગમણ તથા આઠમણના ભાગમા વેહેંચી નાખે છે અને ઈહાંથી આઠમણ અમેરિકાનો ભાગ ગણાય છે અને તે મુજબ અમોએ પાસ ઉપર આવીને નિચે ઉતરવા માડયું કે સુરજ (જે ઘણો વખ્ત થયો અમે અસ્ત પામેલો સમજતા હતા) છેક પાહાડની હેઠાણમાં અસ્ત પામતો માલમ પડતો હતો અને તેની રજાલે આસમાન ઊપર જાણે સોના રૂપાનાં રંગો ગોઠવ્યા હોય તેમ સરસ દેખાવ કરી નાખ્યો હતો. તે રજાલો વાદળાઓની ઉપર તથા વચમાં પડવાથી કાઇ તરેહ

તરેહનાં જોવાલાયક દેખાવો બની રહ્યા હતા એવા સરસ દેખાવો આવી ઊંચાણ જગ્યાપરથીજ દીસે છે. આસરે અરધો કલાક પછી એક સ્ટેશનપર અમોએ સપર લીધું હતું એ જગ્યાબી આસરે ૧૦૦૦૦ ફીટ ઊચાણમાં છે અને ત્યાં ઠંડી ઘણી સરસ પડતી હતી.

ઇહાંની આગગાડીઓના બારી બારણાં ડબલ કાચનાં હોવાથી બાહાર ગમે તેવીબી ઠંડી હોય છે પણ અંદર મજેતું માફકસર લાગે છે. એ પાહાડનાં મથાળાંપર અમો હતા ત્યારે આસપાસના બધા પાહાડો તેથીબી ઊંચા દેખાતા હતા અને મોટા ભાગનાં મથાળાં અમારી બરોબરની ઊંચાઈનાં હોવાથી તેઓની ટોંચોથી દેખાવ સારો આસપાસ પંથરાઈ ગયલો લાગતો હતો. અમારી ગાડી નિચે ઉતરવા માડી તોબી પાહાડોના દેખાવો ઘણા સારા હતા અને આજે ચાંદનુંબી ઘણું સરસ પડતું તેથી સઘળું મજેથી જોઇ શકતા હતા. આસરે રાતનાં ૧૧ વાગેને વળી એક પાહાડની વચ્ચેનાં રસ્તાપર આવ્યા હતા, જે જોવા સારૂ ઘણા ઉતારૂઓ ઇંતેજાર હોવાથી જગ્યા કરતા હતા. એ કેનન આગળ જોયલા બીજા કરતાં ઘણો સરસ છે અને ગોર્જ (Gorge) ને મળતો આવે છે પાહાડો પાછા નજદીક આવી જઈને વચમાં નદી દોડે છે તેને એક કિનારે અથડતો આગગાડીનો રસ્તો બાંધેલો છે, તેની એક બાજુપર પાછા હજારો ફીટ ઊંચા સીધા દેવાલ જેવા પાહાડો છે અને બીજી ગમ સંકડાસમાં આવેલી નદી દોડે છે. તે નદી ઘણીજ ઊંડી કેહેવાય છે, કારણકે સો બસો વારની પોહોળી નદી ત્રીસ ફીટના વ્યાસમા આવ્યાથી તે ઘણી જગ્યામા ઊંડી થઈ દોડવી પડે છે. (જો આવી જગ્યાપર ટ્રેનને કાંઈ નુકશાન થાય તો તેનું એક લાકડુંબી પાછું હાથમાં નહી આવે) બેઉ પાહાડોની વચમા આવ્યાથી ચાદ વરીક ઢંકાઈ ગયો અને અંધારૂ થઈ ગયું હતું. અમો ટ્રેનની સૌથી છેલ્લી ગાડીની અગાસીપર ઊભા રહીને એ કેનન ઘણો સારી રીતે જોઈને પસાર કીધો હતો. એ જગ્યાને (Black Canon) કાળા કેનીયનને નામે પિછાણે છે, અને તે નામ પણ બરાબર આપેલું છે. દિવસનાબી આ-સપાસના બે હજાર ફીટ ઊંચા પાહાડો આવ્યાથી ઇહાં કુવાની માફક

અંધારૂં થાય છે અને તેને લીધે આસમાનપરના તારાઓ દેખાતા જોઈ શકીયે છીયે. એવો ઊંડો એ કેનન આવેલો છે અને તે ઊંચા પાહાડની બાજુપર નિચાણમાં જાણે એક અભરાઈ કીધી હોય તેમ નદીની સપાતીથી જરા ઉચાણમાં આગગાડીનો રસ્તો કોતરી કાહાડેલો છે અને તે એક ઘણું સરસ ઈજનેરી કામ ઇંહાં ગણાય છે. તે પસાર કીધા પછી પાહાડો પાછા જરા છુટા પડતા જાય છે. તેઓની ઉપર થાંભળા તથા સોએ તથા પીરેમીડસ ઈત્યાદી જાતના આકારો ચંદનીમાં ઉભા રહેલા દેખાતા હતા. એક જગ્યાપર તો જાણે પાંચસો સાતસો ફીટનો એક થાભળો હોય તેમ પાહાડ ઊભો અને અલગો દીસે છે, તેની સામેની બાજુપર બીજો એવા પરારોકા આકારનો પાહાડ આવેલો છે, તેથી દરવાજાના થાભળા હોય તેમ તે બેઉ પાહાડો અને વચમાં રસ્તો દીસે છે જેને (Castle Gate) કીલ્લાના દરવાજાને નામે પિછાણે છે અને આબાદ દુરથી તેમજ દીસે છે. એ પ્રમાણેના ખુદરતી દેખાવો પસાર કીધા હતા અને તે એવા સરસ છે કે અમે કશું બ્યાન તેનું રતી ભારબી કરી શકતા નથી એ ખુદરતી દેખાવોની અમેરિકામાં કવિતાઓ જોડાયલી છે અને તેને જોવા સારૂ ખામખા લોકો એ બાજુ દુરવેરથી આવેછે.

**તા૦ ૩૧ આગસ્ટ સને ૧૮૮૭**—આજે સહવારના ઊઠયા ત્યારથી આગગાડીમાંથી આસપાસ રેતીની વેરાણ જગ્યા દીસ્તી હતી અને તે ઉપર ઝાડ પાનબી દીસ્તાં હતાં નહીં. કોઇ કોઇ ગમ નાના દીદવાઈ ગયલા રોપાઓ મળતા હતા. આસરે એક વાગા પછી (Utah) ઉતા ડીસ્ત્રીકટમાં સામેલ થયા હતા, જેબી આગળના જેવીજ વેરાણ જગ્યા દેખાતી હતી, પણ ઇંહાં મોરમન (Mormons) જાતનો એક ખ્રીસ્તીઓમાંથી થયલો પંથ છે, તે લોકો ઘણા મેહેનતુ હોવાથી કુવાઓ ખોદીને જમીનને ફળવંત તથા લીલોતરીવાલી બનાવે છે તે નજરે પડવા લાગી હતી. પેહેલાં એવી જમીન ઊપર (Sage Brush) સેજ બ્રશ નામનો પાલો ઊગે છે, જેના મુળ્યા જમીનની ઘણી નિચાણ

સુધી જઇને પાણી મેળવે છે, અને ગમે એવી વેરાણ જગ્યામાં ઊગી શકે છે. એ પાલો ગાય ઢોર ઘણી ખુશીથી ખાય છે તેથી ત્યાં અમોને એ જાનવરો તથા ઘોડાઓનાં ટોળેટોળાં ચરવા છોડી દીધેલાં મળતાં હતાં, અને છુટા છવાયા મોરમન્સોનાં ઘરો પણ મળતાં હતાં. સાંભળવા મુજબ એ જગ્યા જે માઈલો સુધીની મોટી છે અને પાહાડોથી બધે ઘેરાયલી છે, તે અસલ એક મોટો સરોવર ખારાં પાણીનો હતો. પણ પાછળથી હજારો વરસ થયાં તે સુકાઈ જઇને જમીન રેતીની ભરેલી પડી રહી છે એમાંથી દરિયાઈ માછલીના હાડકાંઓ તથા કોરાઓ વારા ફરતી મળે છે, તેથી તે કેહેવતને સાહેદી આપે છે. એ સરોવરનો રહી ગયેલો થોડો ભાગ હમણા (Salt Lake) સોલ્ટ લેક છે તે કેહેવાય છે, જ્યા અમો હાલ જવાના છીયે અમો સાંજના ૪—૩૦ મીનીટે સોલ્ટ લેક સીટી જે મોરમોન્સોનુ પાયતખ્ત શેહેર છે ત્યાં ઉતર્યા હતા અને (Walker House) વોકર હાઉસ હોટલમાં ઉતારો લીધો છે. સાજના વખ્ત હોવાથી અમો પગે ચાલીને શેહેરના મોટા ભાગમાં ફરી આવ્યા હતા એ શેહેર આસરે ૩૦૦૦૦ માણસોની વસ્તીવાળુ છે, અને તેમા હારબધ ઘરોના મોહોલા પાચ સાતેક દીસે છે. બાકીનાં ત્યાર પછીના નાના નાના બગલાઓ નાના બાગોમા બાધેલા આવે છે, પણ ઘણા જોવાલાયક નથી. મોહોલાનાં ઘરોભી એક માળના અથવા બેહ છે. ભાવગે પદર વીસ ઘરોને ત્રણ ચાર માળો હશે અને તે બધા હોટલો છે ઈહાનું મોરમન્મોનું દેવળ બાહારથી સારી બાધણીનું (Main Street) મેન સ્ટ્રીટને નાકે આવેલુ છે, પણ અવારૂ થવાથી તે બધ કીધેલુ હતું, તેથી જોઈ શકયા નહીં, અને આવતી કાલે જોવાપર રાખ્યુ છે એ સોલ્ટ લેક સીટી દરિયાની સપાટીથા ૪૨૨૮ ફીટ ઊંચાણુના હોવાથી એની હવા ઘણી સારી છે. રાતના ૬૦ ડીગ્રી પારો હતો.

તા૦ ૧ લી સપટેમ્બર સને ૧૮૮૭—આજે સોલ્ટ લેક સીટીનાં શેહેરની આસપાસના ગામડાઓમા ઘોડાની ગાડી કરીને ફરી

આવ્યા હતા. એ બધી જગ્યાને પાણીથી નેહેરો કરીને અસલ રેતાલ હતી તેને ફલવંત બનાવી છે અને બધેબધ જાત જાતના મેવાઓનાં ઝાડો તથા ખેતીવાડી તથા તેમાં છુટાં છુટા રેહેઠાણો દીસતાં હતાં. અમે એક ધણીનો બાગ જેને "રોઝ બુશ" કરીને નામ આપેલું છે ત્યાં ઊતર્યા હતા. તે ધણીના કહેવા મુજબ ત્રીસ વરસની વાત ઊપર ત્યાં તદન વેરાંન હતું, અને સન ફલાવરના રોપાઓ સિવાય કશું ઝાડબી ત્યાં હતું નહીં. તે વખ્તનો તેનો લીધેલો ફોટોગ્રાફ અમોને દેખડાવ્યો હતો, પણ હમણા ત્યાં મજેનો શોભાઈનો બાગ બનાવી દીધો છે, અને ત્યાં સપરચંદ, પેર, ગરીનગેજીસ, બદામના ઝાડો તથા દરાખના વેલાઓ બનાવેલા દીસે છે, જે બધા ઊપર ફરૂટોના ઝુમખાને ઝુમખાઓ લટકતા હતા. એ ધણીએ પોતે નારંગીમાંથી બનાવેલો વાઈન દારૂ અમોને ચખાડયો હતો જે ઘણો સ્વાદદાર હતો. એ જોઈને કેંપ ડગલાસ કરીને સોલજરોને રાખ્વાની ડુંગર ઊપર આસરે ૭૦૦ ફીટ ઊંચી જગ્યા છે, ત્યાં ગયા હતા. જ્યા અમારી ગાડીવાલાએ બધેબધ ફેરવીને બરાખો તથા અમલદારોના બંગલાઓ તથા તોપખાતાના ઘોડા બાંધવાના તબેલાઓ બતાવ્યા હતા, તે જાણે અમે કોઈ દિને સોલજરોની કેંપ નહી દીઠી હોય તેમ ઊલટથી એ સઘળું અમોને બતાવતો હતો. એ ગાડીવાલાને મનસે કેપ એક અમેરિકન દાખલ નવાઇ જેવી છે, કારણકે યુનાઈટેડ સ્ટેટસવાલાઓ નામનું થોડું લશ્કર જાથુકતું રાખેછે, અને એવી કેંપો ઈહાં જવલેજ જોવામાં આવે છે, તેથી ઈહાંના રેહેવાસીઓને તે નવાઈ જેવું માલમ પડે છે. એ જગ્યા ઊપરથી સોલ્ટ લેક સીટીનો દેખાવ (જે નિચાણમાં આવેલી ખાહીમાં આવેલુછે,) સારો દીસે છે. એ ગામ જાણે એક મોટા પાહાડથી ઘેરેલા રેતીના મેદાન વચ્ચે લીલોતરીનો થોડો ભાગ હોય તેમ લાગે છે અને તેમાં ઘરો તથા દેવળો દીસે છે. જેથી દેખાવ સારો લાગે છે. ત્યાથી નિકળીને (Liberty Park) લીબર્ટી પાર્ક જોયો હતો, જ્યાં કાંઈબી જોવાલાયક નથી. ફકત મોટાં ઝાડથી થોડો ઘણો ઘેરી લીધેલો બાગ છે, તે જોઈને પછી શેહેરમાં

પાછા આવીને મોરમન્સ લોકોનું દેવળ જોવા ગયા હતા. એ મેન સ્ટ્રીટમાં ટેમપલ બ્લોકવાલી જગ્યા ઉપર આવેલુ છે, તે બાંધવાનું સને ૧૮૫૩મા શરૂ કીધુ હતું, પણ હજી તેનું છાપરું નાખ્યું નથી અને બંધાય છે. એ દેવળ તદન સફેદ ચળકતા ગ્રેનાઈટનુ બાંધેલું છે તેની દેવાલો નિચેથી ૯ ફીટ જાડી છે અને મથાળેથી ૬ ફીટ છે. તે ૨૮૦ ફીટ લાબી, ૧૦૦ ફીટ પોહોળી અને ૧૦૦ ફીટ ઊંચી તેની દેવાલ સુધીની છે તેની એક આગળી તથા પાછળી બાજુ ઉપર ત્રણ ત્રણ મિનારાઓ મળી ૭ મિનારાઓ હમણા બંધાય છે તેઓ ૨૦૦ ફીટ ઊંચા થશે. એ ઇમારત ઉપર હમણા સુધી ૩૫ લાખ ડાલર ખરચાઈ ચુકયા છે અને હજી બીજી ઘણી મોટી રકમ તે પુરી કરવા પાછળ જોઈશે એને આટલા વરસ બાધતા લાગ્યાં તેનાં કારણમા અહીંના મોરમનો જણાવે છે કે જ્યારે એ બંધાવા માડ્યું ત્યારથી વીસ વરસ સુધી અહીંયા આગની ગાડી તથા સારા રસ્તાઓ હતા નહીં અને પથ્થર ઘણો દુરથી ગાડાઓમા લાવવો પડવાથી વખત ઘણો ગયો છે, પણ અહીયાના જેનટાઈલ્સ લોકો (જેઓ મોરમનોના પંથમાં સામેલ નથી તેઓને જેનટાઈલ્સ કહે છે) કહે છે કે મોરમનોના વડાઓ એ દેવળ બાધવાના ખરચ સારૂ વારાફરતી ઉઘરાણા કરે છે ને લોકો પાસથી પૈસા ભરાવે છે તેથી લાબા દહાડા ખામખા કરીને ઉઘરાણાના રૂપિયા તેઓ પચાવી જાય છે એ દેવળનો પાયો એ પંથના વડા બ્રીગહેમ યંગે નાખ્યો હતો અને તેનો પ્લાન પણ તેણે પોતેજ બનાવેલો છે ઈમારત મજની સારી બાધણીની છે. એ જોઈને એનીજ પડોશમા અહીંનુ વખણાયલુ ટેબરનેકલ (Tabernacle) જોયુ હતુ. એબી એક બેઠ મોટુ દેવળ કાષ્ટ અજબ વટનનુ બાધેલુ છે તેનો બાહારથી દેખાવ બેડોળડો પણ આપણા પારસીઓના દખમાં આગળની સગડીને મળતો છે તે જાણે એક મોટુ વાહાણ હોય તેમ છે. તેનુ છાપરુ ટલાવનુ, લાકુ ગુમ્બજ ગોલ બેઠુ છે તે લબાઈના ૨૫૦ ફીટ, પોહોળાઈના ૧૫૦ ફીટ અને ઊંચાઈના ૭૦ ફીટ છે. પણ એના નવાઈ જેવુ એ છે કે એ તમામ ઈમારતો ફક્ત એકજ નોયા

હોલ વગર થાભળાનો દેવાલપર ઉભો કીધેલો હોય તેમ બાંધેલી છે. દેવાલ સિવાય બીજો કશો ટેકો છાપડા યા સીલીંગને નથી અને છાપડુંબી લાકડાંનું ૪૪ પથ્થરના થાભળાઓ પર બાંધેલું છે. તે થાભળાઓ ગ્રેનાઈટ પથ્થરના ૩×૯ ફીટના જાડાઇમાં છે અને તે થાભળાઓની વચમાં બધે બારણાંઓ કીધાં છે, જે આસરે વીસ છે જેને લીધે એ ટેબરનેકલમાં જે ૧૨૦૦૦ માણસો બેસી શકે છે તેઓ થોડી મીનીટમાં બાહાર નિકળી શકે છે. એ ઈમારતની અંદર ફરતી ઝુલતી ગેલરી ત્રણ બાજુપરથી છે તે ૪૮૦ ફીટ લાંબી અને ૩૦ ફીટ પોહોળી છે તે ઉપર પણ બેઠકો કીધી છે. એની અંદર બધેબધ સીલીંગની હેઠાણમાં લટકતી ખોટી ફુલપાનની તોરણો કીધી છે અને વચમાં એજ જાતનું ઝુમર બનાવી મુકેલું છે, જે ઉપર જાત જાતનાં ફલોબી લટકાવેલાં છે તેથી અંદરનો દેખાવ ઘણો શોભે છે અને શોભા દાખલ એ સિવાય બીજું કશું ત્યાં નથી. અહીયાં એક ઘણી મોટી આરગન છે, જે આખા અમેરિકામાં સૌથી મોટી કેહેવાય છે, તેમાં ૨૬૪૮ નલીઓ બેથી બત્રીસ ફીટ લાંબી છે, અને સ્ટોપરો ૫૭ છે અને તે ઘણી શોભઇતી અહીયાંનાજ રેહેવાસીઓએ બનાવેલી કહે છે. એ ટેબરનેકલ સને ૧૮૬૭ માં ત્રણ વરસે બંધાઇને તૈયાર કીધો હતો અને તેનોબી ડીઝાઈન બ્રીગહેમ યંગે કીધેલો કહે છે. અહીયાં વળી Accoustic property (ઝીણો સાદ મોટો સંભલાય તેવી ખુબી) ઘણી સારી છે, તેમાં એક નાકે બસો ફીટ દુર ઉભા રહીને ત્યાંના દેખાડનારે એક ટાંચની પાટિયાની જમીનપર નાખી હતી જેનો અમોને એક નાની દાબડી પડતી હોય તેવો સાદ સંભળાયો હતો. એવો સરસ એ હાલ બાંધેલો છે અને તેથી એક માણસ ડેએસ (Dais) પર ઉભો રહીને વાયજી કરે તે ગમે તેવો ઝીણા સાદવાલો હોય તોબી સઘળી જગ્યા ઉપર તે વગર ગોઘાટે સંભળાય છે અને એની ખુબી એ છે કે ત્યા આપણે બોલીયે તેનો પડઘા તદ્દન યતો નથી તોબી એક ટાંચની પડે છે તે ૨૦૦ ફીટ દુર સુધી સંભળાય છે એ જોઇને તેની સામે એસેમ્બ્લી હોલ છે તે જોયો હતો. એ ઇમા-

રત મજેની શોભીતી ઈંગલંડનાં દેવળોના આકારની બાંધેલી છે, તે ૬૮ ફીટ પોહોળી અને ૧૨૦ ફીટ લાંબી અને તેનો મિનારો ૧૩૦ ફીટ ઊંચો છે, એનેબી અંદરથી આખો હોલ કીધેલો અને ફરતી ગેલરી છે, તે સીલીંગ ઉપર મોરમન્સોના જુદા જુદા શેહેરોમાંના દેવળોના ચીતારો પાડેલા છે, તથા એકગમ એ પંથને ઊભો કરનાર જોસફ સ્મીઠને જે ખોદાઈ લેખની તખ્તી (એ લોકો માને છે તેમ) જમીનની અંદરથી ફરેસ્તાએ દેખાડયાથી મળી હતી, તેનો ચીતાર પાડેલો છે, તે ઉપર નીચે મુજબ લખેલું છે Moroni showing Joseph where the plates were hidden in the hill Cumoran એટલે કે મોરોની ફરેસ્તો જોસફને કોમોરીનની ટેકડીમાં કયાં તખ્તી દાટેલી છે તે બતાવે છે.

એ હોલ એ લોકોના પંથની બાબદની તથા બીજી એવીજ જાતની મીટીંગો ભરવા બાંધ્યો અને તેમાં ૩૦૦૦ માણસો બેસી શકે એટલી જગ્યા છે. તેને સને ૧૮૮૦ માં ૯૦૦૦૦ ડાલરના ખરચે બાંધી તૈયાર કીધો હતો. એ સઘળું જોઈને પછી બપોરના ૩—૧૫ મીનીટે સોલ્ટ લેક સીટી છોડયું હતું. એ શેહેર સને ૧૮૪૭ નાં સાલમાં બ્રીગેમ યગ (Brigham Young) નામના મોરમન પંથના વડાએ વસાવ્યું હતું. એ લોકો અસલ મીસુરી રીવરના સ્ટેટમાં હતા જયા એ લોકોને ઘણી ઓરતો પરણે છે તે સારૂ બીજા લોકોએ ઘણા હેરાન કીધાથી પેહેલા ઉપલા બ્રીગેમ યંગ સાથે નાઉવો ગામ ઇલીનોઈસ સ્ટેટમા છે ત્યાંથી ૧૪૨ જણા બીજી જગ્યા શોધવા નિકળ્યા તે એ જગ્યા ઊપર તા૦ ૧૪ મી જુલાઈ ૧૮૪૭ને દીને આવી પુગ્યા અને એ જગ્યા જે ૬૫૦ માઇલ પોતાના અસલ રહેઠાણથી દુર છે ત્યા નવુ શેહેર વસાવ્યું હતું. એ જગ્યા તદન વેરાન અને વગર ઝાડ પાનની મેટીકોના તાબાનાં હતી તોબી તેઓની પર- વાનગી વગર પોતે ઈંહા રહીને જગ્યા સુધારીને આજે ઘણી ફળવંત બનાવી છે. થોડા દિવસ પછી દેશેદેશના મોરમનો ઈંહાં આવીને વસ્યા હતા. એ પથ નવી રીતે પ્રોટેસ્ટંટ ક્રીસ્તીઓને મળતો

આવે છે, પણ એઓમાં ૧૨ એપોસ્ટલ્સો હોય છે, જેનો પ્રમુખ એઓનો વડો ધરમગુરૂ યા પેગમબર દાખલ ગણાય છે. જેને ખુદરતી બસારતો થાય છે, તે પોતાના લોકોને જણાવે છે અને તેઓ તે પ્રમાણે ચાલે છે. અને તે મુજબ માનવાને પોતાના એ ધરમ મુજબ બધાયલા છે. એ લોકોને જે ધરમના સોગંદ આપે છે તેમા We believe in the gift of tongues, prophecy, revelations, visions, healing, interpretation of tongues and that a man must be called of God by prophecy &c., એટલે કે જબાં, વરતારા, ખોદાઈ ભેદોનુ ખોલવું, ખુદરતી બસારત, દરદનું દફે થવું વગેરેની બક્ષેસ અમો માનયે છીયે અને અમો એવુંબી માનયે છીયે કે ખુદરતી બસારત વગેરેથી એક માણસ ખોદાનો બેટો કેહેવાઈ શકાય. અને એ મુજબ તેઓને ઉપલાં બ્રીગહેમ યંગે ખુદરતી બસારતો થયલી ઘણી જણાવી હતી, તેમાં આ ધરતીપર બાઈબલનાં ફરમાણ મુજબ વસ્તી વધારવા સારૂ ઘણી ઓરતો પરણવાની એને બસારત થઇ, તેથી એ લોકોને મનગમતું મળ્યું અને ઘણી ઓરતો પરણવાને લીધેજ એમાં ઘણું લોક દેશે દેશથી સામેલ થવા આવ્યું હતું. બધું મળીને આસરે હઠી લાખ માણસો એ પંથમાં સામેલ છે અને તેઓ બધા પોતાની કમાઈનો દશમો હિસ્સો એ પંથનાં સારાં કીજે એનાં દેવળમા આપે છે. જે ઉપર ઉપલા ૧૨ એપોસ્ટલો તથા પ્રેસીડંટ ખુબ માટેલા તથા પૈસાદાર થયલા છે બ્રીગેમ યગ જ્યારે મરણ પામ્યો ત્યારે સાઠ લાખ ડાલરની દોલત, ૧૯ બાયડી અને ૬૯ છોકરા મુકી ગયો હતો. હમણાં એ મુજબ ઘણી ઓરતો પરણવાનું યુનાઈટેડ સ્ટેટસની સરકારે બંધ કીધુ છે અને આગળી પરણેલી ઓરતોને તેમાની એક સિવાયનીને ઘરમાથી બાહાર જવાની ફરજ પાડી છે, તેથી તેઓ હવે છુટી રહે છે અને પરણી જાય ત્યાં સુધી તેઓનો ઘણી પાળે છે, યા પોતે મેહેનત કરીને પેટ ભરે છે. અમારા ધારવા મુજબ એ પથ ઘણો લાંબો વખત હવે ટકશે નહી કારણ કે ઘણાજણા જેઓ પૈસાદાર થયા છે તેઓને પોતાની કમાઇનો દશમો હિસ્સો આપવા ગમતો નથી તેથી એ પથ-

માંથી નિકળી ગયા છે અને હવે જયારે ઘણી ઓરતો કરવાનુ પણ બંધ થયુ છે, ત્યારે લોકો પોતાની કમાઇનો દશમો હિસ્સો આપીને રહે તેવું લાગતું પણ નથી. કેટલાએક મોરમન્સના છોકરાઓબી બાપ જીવતો છતાં એ પંથમાંથી ઘણી ઓરતો કરવાના ધારાને નાપસંદ કરી નિકળી ગયા છે. અમો ઊપર લખવા મુજબ સોલ્ટલેક-સીટી બપોરના ૩—૧૫ મીનીટે છોડયું હતું અને ઈહાંથી આસરે ૨૦ માઇલ દુર સોલ્ટલેક આવેલો છે ત્યાંના કિનારાપર મજા ભોગ-વવાની જગ્યા (Lake Park) લેક પાર્ક કરીને છે ત્યાં એક કલાકમાં પુગ્યા હતા. એ સરોવર ૧૦૦ માઇલ લાંબો અને ૬૦ માઇલ પો-હોળો છે, એ ખુદરતની એક નવાઇ દાખલ ગણાય છે, જો કે એ સરોવર બધી ગમથી પાહાડોએ ઘેરાયલો છે. તેમાં ઘણી નદીઓનાં પાણી ખાલી થાય છે તોબી તેમાંથી પાછું પાણી બાહાર જવાનો માર્ગ નથી, પણ ગરમીથીજ તેનું પાણી ઊડી જઇ સુકાય છે. એ ઘણોજ ખારાશ વાલો છે અને એશિયા ખંડના દેડ સી (Dead Sea) ને મળતો આવે છે. એમા એટલોતો ખારાશ છે કે તેના પાણીમાંથી ૨૬ ટકા નિમક નિકળે છે અને તેને લીધે પાણી વજનદાર હોવાથી તેમાં માણસ દુબી શકતું નથી, પણ જો અંદર પડે તો ઉપરનો ઉપર તર્યા કરે છે, અને એમા કાંઈબી જાતની માછલી અથવા જાનવર જીવી શકતું નથી અમો ગયા ત્યારે ત્યા ઘણા જણાઓ એના કિનારા ઊપર નાહ-વાની જગ્યાઓ (Bathing place) કીધી છે ત્યા નાહવા ઊતરેલા હતા અને તેઓ તરી નહી જાણે તોબી જો અમથા અંદર પડે તો પગ ઊંચકાઈ જઈને ઉપર અને ઉપર ચતા તર્યા કરે છે. પણ એ સરોવર મોટો હોવાથી પવનને લીધે તેના નાના મોટા પાણીના મોજા થાય છે તેનને તપાસવા જોઈયે, નહી તો જો નાક અથવા મોહોડામા તેનું પાણી ગયું તો તેથી માણસને અતરસથા ગુંગ-લાવી નાખે છે અને આખમા ગયુ તો એવી અગન ઉઠાડે છે કે ખ-માઈ શકાતી નથી. એ બાબેની તપાસ રાખવા સારૂ ત્યા જનેજન ગાર્ડસ મારેલા છે. ઈહા યુરોપ તથા અમેરિકાની બીજી નાહવાની

જગ્યાઓ માફ્ક વાજું વાગતું હતું અને સરકસની રમત તથા બોલ થાય છે. અમો ઈંહાંથી ૫—૧૫ મીનીટે ટ્રેનમાં બેસીને વરજીનિયા-સીટી તરફ્ જવા સારૂ નિકળ્યા હતા અને રાત બધી ટ્રેનમાંજ કાહાડી હતી.

**તા૦ ૩ જી સપટેમબર ૧૮૮૭**—આજે નજદીક આખો દિવસ આગગાડીમાં ગુજાર્યો હતો અને રાતનાં (Reno) રીનો નામનાં સ્ટેશન ઉપર કલાક આઠ વાગેને ઉતર્યા હતા. ઈંહાંથી વરજી-નિયાસીટી જવાની ગાડી કાલે સહવારનાં મળવાની હોવાથી રાતનાં સ્ટેશન ઉપરનાંજ ડીપો હોટેલ (Depot Hotel) માં ઉતારો લીધો હતો. આગગાડીનો આખો રસ્તો વેરાંન અને સપાટ જગ્યાનો મળ્યો હતો અને દેખાવ કશો જોવાલાયક નથી, તથા તેજ મુજબ વસ્તી બી ઘણી થોડી મળતી હતી પણ તેને બદલે આ વખ્તની મુસાફ્રરીમાં ઈંહાંનાં અસલી રેહેવાસીઓ ઈન્ડીયનોનાં ટોળાને ટોળાં દર સ્ટેશને મળતાં હતાં. ઈંહાંનાં એ અસલી રેહેવાસીઓની બધી જગ્યા યુરોપીયનોએ લઈ લીધા પછી જ્યાં વેરાંન અને જંગલની જગ્યા હતી ત્યાં તે લોકોને હલાયદી જગ્યા દર સ્ટેટમાં કરી આપી છે, તેને "રીઝરવેશન" (Reservation) કરીને કહે છે તેમાની એક જગ્યા આએ લત્તાની નજદીકમાં આવેલી હોવાથી એ રકમબંધ ઈન્ડીયનો સ્ટેશનોપર મળતા હતા અને તે લોકોમાંથી ગમે એટલા આગ-ગાડીમાંની સામનવાળી ગાડીની અગાસીઓપર બેસીને મફ્ત એક જગ્યાથી બીજી જગ્યાપર જાવઆવ કરતા હતા અને તેનો અટકાવ કોઈ કરતું નથી કે રખેને તેઓ છેડાઈને આગગાડીની રેલ કહાડી નાખે અથવા બીજી રીતે પુલો ભાંજીને ટ્રેનોને હેરાન કરે તેથી એ લોકોને મફ્ત મુસાફ્રરી કરવાનું મળે છે. એ ઈન્ડીયનો જોકે આગળના જેવા ઘણા જંગલી નથી તોબી તેઓ કોઈબી રીતે કેળવણી લેતા નથી અને જંગલોમાજ શેકાર તથા માછલી મારીને અથવા ઝાડના ખાવા લાયક મુળ્યાંથી પેટ ભરે છે તે ઉપરાંત દર માણસ દીઠ યુનાઈટેડ સ્ટેટસ-ની સરકાર વરસ દહાડે કાંઇ લવાજમ રોકડ તથા ખોરાકી અને પોશાકીમાં આપે છે તેથી તે લોકો કોઈ યુરોપિયન પોશાક પેહેરે છે

પણ પોતાના મોહોડાંપર આગળી જંગલી રીત પ્રમાણે લાલ તથા પીળા રંગની તરાંહો હજી પાડે છે, તથા તોપીઓમાં પીછો ખોસે છે, તેઓનો દેખાવ આબાદ મલાહી (Malay) લોકોને મળતો આવે. તેઓના મોહોડાપરનાં હાડકાં આંખ આગળથી બહાર નિકળી આવેલાં છે અને પોહોળાં મોહોડાંબી છે, રંગ જરા શામળો પણ સીધીઓથી વધારે ખુલ્લો છે, દેખાવે જુવાન હોય છે ત્યારે સારા લાગે છે, પણ ચાલીસ પચાસની ઉમરે તો ઘણા ખરાબ દેખાવનો થઈ જાય છે. એ લોકોની ઓરતો જેને (Squaw) સકવેના નામથી પિછાણે છે તેઓ વિલાયતી પોશાક પેહેરે છે પણ સઘળી માથાં ઉપરથી હુંઠી સુધી એક રંગીન રૂમાલ બાધે છે. નાના છોકરાઓ જેને પાપુસ (Papoos) ને નામે પિછાણે છે તેઓને એક પાતળાં પાટિયાંની ઉપર સુવાડે છે, અને તેની ઉપર લાકડીનો ઉઠાવ કરી તેની ઉપર કપડું વિતાલી તે લાકડી અને પાટિયાંની વચમાંના ખાંચામાં સુવાડીને ડોકાં સિવાય આખું આંગ તેનું સુતલીથી અંદર બાંધી રાખે છે જેથી તેઓથી જોકે અંદર આંગ હિલ્લવી શકાય છે, તોબી બેસી શકાતું નથી અને તે પાટિયું પોતાની પીઠની પાછળ બાંધીને તેની સાથે બધે ફરહર આખો વખ્ત કરે છે. એવા બેથી ત્રણ વરસની ઉમરના છોકરાઓને રાખેલા અમે જોયા જેઓ પોતાના બિછાણા ઊપરથી વાતચીત કરતા હતા

**તા૦ ૩ જી સપટેમબર ૧૮૮૭**--આજે સહવારના કલાક ૭ ને ૧૦ મીનીટે ટ્રેનમા બેસી રીનોથી વરજીનિયા સીટી જવા સારૂ ઊપડ્યા હતા એ વરજીનિયા સીટી રીનો ગામથી આસરે ૨૦૦૦ ફીટ ઊંચાણમા અને ૫૨ માઈલ દુર છે તેવી મોટા ભાગનો રસ્તો ચહડાણનો તથા પાહાડો અને ખીણનો મળ્યો હતો, જેથી દેખાવ સારો મળતો હતો કોઈ ગનના પાહાડોના પથ્થરો ત્રણ ચાર રંગના ભેળસેળના મળતા હતા જે ઘણા સારા દેખાતા હતા. તેઓના લાલ, પીળો, અને લીલો રંગ જાણે કોઈએ હાથે રચ્યો હોવ તેમ દેખાતો હતો અને સુરજના રગનલથી તે ઘણો સારો લાગતો હતો.

જગે જગ જેમ વરજીનિયા સીટીની નજદીકમાં આવતા ગયા તેમ સોના રૂપાંની ખાનો ખણેલીના રદ કીધેલા પથ્થરોના ડુંગરો બનેલા દેખાતા હતા, તથા તેઓની પડોશમાં પથ્થર ભાજવાની તથા બીજી એજ કારણને લગતી તથા સંચાકામની ઈમારતો મળતી હતી, તેમાં સોનેરી ટેકડી (Golden Hill) વાલી જગ્યા પરતો એવી બેશુમાર ખાનો ચાલતી તથા રદ થયલી નજરે પડતી હતી. ઈહાં કોઇ જગ્યા-પર સોનું રૂપું હાથ જલદી લાગે છે અને કોઈ જગ્યાપર બે હજાર ફીટબી જમીનની અંદર જાય છે તોબી કાંઈ જીવ જેવી ખાન ન મળ-વાથી તે ખાન ઊંધાડનારી કંપનીઓ નાદાર થઈ બંધ કરે છે. કાર-ણ કે એ ખાંનો ખણવાનું કામ કાંઇ નાનું સુનું નથી. એવી એક ચાલુ ખાન અમો ખામખા જોવા સારૂ વરજીનિયા સીટી જ્યાં ઘણી ખાનો ચાલુ છે, ત્યાં સહવારના ૧૦—૧૦ મીનીટે ઊતર્યા હતા અને સ્ટેશનની પડોશમાંજ આવેલી મી૦ જોન મેકીને અસ્તકની (Consolidated Verginia Mines) કનસોલીડેટેડ વરજીનિયા ખાનો જોવા ગયા હતા. એ મી૦ મેકી ઈહાં અમેરિકાના કરોડપતીઓમાનો એક છે, અને અમારી સાથે ઈંગલંડથી ન્યુયોર્ક આવતા સ્ટીમરમા ઉતારૂ હોવાથી અમોને ઓળખ થઈ હતી, તે વખ્તે અમોને એણે પોતાની ખાન જોવા આવવાનું ઈજન કીધું હતુ, તેથી એ તક હાથ લીધી હતી, અને અમારી બધી રીતે ઘણી સારી માવજત એ ધણીના કારભારીએ તેના કહેવાથી કીધી હતી. એ ખાન સને ૧૮૭૦ થી ઊંધાડી છે તે ૩૩૫૦ ફીટ સુધી ઊંડી ગઈ હતી, પણ ત્યાર પછી અંદરથી ઘણી સારી ખાન નહીં મળવાથી ૧૭૦૦ ફીટ સુધીની ગયલી ખાન પછી આડકટરા જઈને ત્યાંથી સોનાં રૂપાંની ભેળસેલ ખાન મલી છે તે કહાડે છે, પણ ગયે સાલનો હીસાબ અમોએ જોયો તે મુજબ આસરે ૧૪ લાખ ડાલરની કિમતનું સોનું તથા રૂપુ એ ખાનમાથી કહાડયું હતું, પણ ખરચબી નજદીક તેટલો થવાથી શેરોની વેહેંચણી આપી શકયા ન હતા એ શેરો જે આસરે ૨૫ ડાલરની કિમ્મતના છે, તેના થોડા વરસ ઊપર સટો ઊડવાથી ૮૦૦ ડાલરનો ભાવ થયો

હતો, પણ હમણાં ફક્ત તેના ૧૮ ડાલરનો ભાવ છે અને તેઓ ૧૪ હતો તે એક અઠવાડિયુંજ થયું વધીને ૧૮ થયા છે. આ સાલ એને સારી ખાન હાથ લાગવાથી દર મહિને અરધો ડાલર લેખે શેરોપર વેંહેંચણી આપે છે. અમોને એ ખાનના કારભારીએ બીજા ઉનનાં કપડાં પેહેરાવીને પછી પોતાની સાથે ખાનની હેઠળ ૧૭૦૦ ફીટ સુધી લઈ ગયો હતો. એમાં જવા સારૂં એક જાતની સાધારણ લીફ્ટ છે જે એનજીનથી ઉપર હેઠળ લાવ લઇ જાવ કરે છે. એવી ત્રણ લીફ્ટ હારબંધ ચાલે છે, અને તે રસ્તે માણસો આવ જાવ કરવા ઉપરાંત ખાનમાંથી ખણેલો પથ્થર ઉપર લાવે છે, તથા અંદર હવા ફરવા સારૂં એક જુદો સંચો કીધો છે, જે બધા ટનલોમા હવા પુગાડે છે, અને તેથી લોકો તેમાં સેહેલાઇથી કામ કરી શકે છે. અમારા સાંભળવા મુજબ આગળ જ્યારે છેક ૩૩૦૦ ફીટ સુધી નિચે ખાન ગઇ ત્યારે ત્યાં પવન જવાનો માર્ગ નહીં હતો, તે વખ્તે ત્યાં કામ કરનારને એટલી તો ગરમી માલમ પડતી હતી કે તેની ઉપર આખો વખ્ત પાણીનો મારો ચાલુ રાખતા હતા. ત્યાની દેવાલને જો હાથ લાગે તો હાથ દાઝતો હતો, અને તેમાંથી પાણી જે બુંબાથી ઉપર લાવતા હતા તે ઘણું ખખડતું ગરમ થયલું હતું. એટલી ગરમી જમીનની હેઠળ આટલા નિચા જવાથી લાગે છે અમોને પણ ૧૭૦૦ ફીટ નિચે ગયા પછી અંદરની આસપાસના ટનલોમા ફર્યા ત્યારે જો કે પવનનો સચો ચાલુ હતો તોબી ગરમી ઘણી જાણે આતશની ભઠ્ઠી આગળ ઊભા હોઇયે તેવી લાગતી હતી અને પરસેવે ગરકાવ થઇ ગયા હતા. એ ખાન ખણતી વખ્તે પેહેલાં એક ઉભો ચોરસ કુવા જેવો ખાડો છેક ઊંડાણ સુધી જ્યાં તે ખાન મળતી હોય ત્યાં સુધી જાય છે, અને પછી તેની આજુબાજુ પર રસ્તાઓ ટનલની માફક ખણે છે, અને તેમાથી પથ્થર તથા ખાન કાહાડે છે, જ્યારે ને બાગની ખાન જે થોડા થોડા જગ્યાના પથ્થરની વચમાં મળે છે, તે કાહાડી ત્યા કે પેલો ઉભો ખાડો જેને (Shaft) શાફ્ટ કરી કહે છે તે નિચે ખણતા જાડે છે અને એ લોકની ગણત્રી મુજબ જેટલો જોઇએ તેટલો

ખણ્યો કે વળી પાછા ટનલો જેનો ગેલરીઓ (Galleries) કહે છે તે આજુબાજુ ખણવા માંડે છે, અને જ્યાં ખાનની નસના દોરા આવ્યા હોય ત્યાં સુધી ખણીને તે ખાન સાથના પથ્થરો કાહાડી લે છે અને જ્યારે એ પ્રમાણે ઊંડાણમાં આગળ વધે છે ત્યારે ત્યાં કાહાડી લીધેલા પથ્થરની જગ્યા ઉપર લાકડાંના ટેકાઓ આપીને ઉપરની જમીન તે ઉપર ટેકવે છે. એ લાકડું ઘણું જાડું ૧૨થી ૧૫ ઇંચ ચોરસ લે છે, તોબી ઉપરથી ભારનું બાજુપર દબાણ એટલું તો કોઈ ગમ થાય છે કે તેને પણ ભાંજી નાખીને પેટું બાહર કાહાડે છે, પણ તેમ થવા આગમજ તેની નિશાણી માલમ પડે છે તેથી તરત બીજા ટેકાઓ આપે છે અને વળી એ ટેકા એટલા નજદીક નજદીક આપે છે કે, તેની દેવાલજ બની જાય છે. ખણવાની આગમજ એ મુજબ ચોરસ આરકાં માફક બાજુ ઉપરથી ડુંગરને ખણીને ટેકા આપીને પછી તેની વચમાંના ભાગમાં સુરંગ ખણી દારૂથી તેને ઉડારે છે એ પ્રમાણે પાંચ દશ ફીટ સુધી જાડી તેની નેસ હોય છે તે કાહાડી લીધી કે તે ગેલરી રદ થાય છે અને વળી પેલો મેનશાફ્ટ નિચે ખણીને ઊંડાણમાં પાછી ગેલરીઓ ખણ્યા જાય છે. એ સોનાં રૂપાંની ખાણની નેસ આડકટરી ઉપરથી નિચે ઉતરતી જાય છે જેમ થવા પેહેલાં ૧૦૦ ફીટ મળી તો પછી આડકટરી તેનેથી નિચે ૨૦૦, ૩૦૦ એમ ચાલુ નિચે જતી જાય છે, તેથી પેહેલો શાફ્ટ કોઈ વખ્ત એમ નિચેથી આડા જવાને લીધે દુર ઘણો પડી જાય છે, ત્યારે મથાળેથી પેહેલા શાફ્ટથી જેટલો જોઈયે એટલો દુરથી બીજો નવો શાફ્ટ પેલી નિચે ગયલી ખાન સુધી ઊંડો ખણે છે અને તેમાંથી કામ ચલાવી કોઈ વખ્તે તે બેઉ શાફ્ટના ટનલો સાથે મેળવી નાખે છે. જે રદ પથ્થરો નિકળે છે તેને ખાનની બાહાર નાખીને તેના ટેકડાઓ બનાવી દીધા છે. અમો લખતા ભુલી ગયા કે એ ખાનવાલુ ગામ વરજીનિયા સીટી દરિયાની સપાટીથી ૬૦૦૦ ફીટ ઊંચુ છે અને છુટા છુટા વગર ઝાડપાનના ઉજડ ડુંગરોનુ બનેલુ છે જેમાથી સોના રૂપાની ખાન મળે છે. હવે પથ્થરા ખણીને તેને લીફ્ટથી બહાર લાવ્યા કે તેને પડોશમા પથ્થર

ભાંજવાની મીલ હોલ છે ત્યાં લઈ જઈને મોટા લોખંડનાં ખાંડણી પરા હોય તેવા હારબંધ સાંચાઓમાં તે નાખે છે જેમાં પાણી સાથે તે ભેળીને ખાંડણી પરાથી (જેને સ્ટામ્પ Stamp કરી ઈંહાં કહે છે) છુંદીને ભુકો કરે છે, અને તે ભુકો પાણી ભેગો નલીઓમાં થઈને પડોશની બીજી ઈમારતમાં જાય છે જ્યાં મોટી પાણીની ટાંકી હોય છે તેમાં ધોધરોકો તે પડે છે ત્યાંથી વળી તે બીજા દલવાના જેવા સંચાથી ચુરોભુકો થાય છે, અને પાણીની સાથે પડોશની બીજી ટાંકીમાં જાય છે એ મુજબ છેક મેદા જેવો તેનો ભુકો એવી પાંચ સાત ટાંકીઓમાં થવા પછી છેલ્લી એક ટાંકીમાં મટોડા જેવું થઈને તે પાણી પડે છે.

તે ટાંકીમાં જીવતો પારો નાખેલો હોય છે તે પેલી પથ્થરની અંદરના ધાતુના ભુકાને પકડી લે છે અને પારો જાતે ભારી હોવાથી તે ટાકીની હેઠલ બેસી જાય છે અને પેલું કચરાતું પાણી ઉપરથી વેહેતું જાય છે. તે વેહેતું પાણી કાહાડી નાખતા નથી પણ પાછી બીજી ટાંકીઓમાંથી પસાર કરી તેમાંથી રહી ગયલી ધાતુ પારાય બધી કાહાડી લે છે. હવે પારા સાથ મળેલી ધાતુ જે પારાના જેવીજ પાણી જેવી ભેળાઈને થાય છે, તેને એક કોથળી કપડાંની હોય છે, તેમાથી નલીએ કરી પરભારી પેલી ટાંકીમાંથીજ પસાર કરે છે કે પારો જે વેહેતો હોય છે તે પેલી કોથળીનાં કપડાંનાં દોરાઓમાંથી નિકળી પડી નિચે ટાકી હોય છે તેમા એકઠો થાય છે, અને તેને પાછો પવન અથવા પાણીના જોરથી ભુકો થયલો ધાતુ સાથના પથ્થરવાલી ટાકીમા પાછી ધાતુ કાહાડવા મોકલે છે હવે પેલી કોથળીમાથી છુટો પારો નિકળી જવાથી પેલી ધાતુ જે બીજા પારા સાથે વળગેલી રહે છે તે કોથળીની હેઠલ એકઠી થાય છે અને તે ઝીણી રેતીના જેવી લાગે છે પણ પારો ઉપર હોવાથી રૂપાંના જેવો લાગે છે. હવે એ ધાતુને એક ભઠીનાં લઇ જઈને તેને ગરમ કરે છે જેથી પારો જે મળેલો રૂપનો છે તે સ્ટીમની સાથે ઉપર ઉડી જાય છે અને પેલી ધાતુ સાફ નિચે પડી રહે છે, અને પારાથી છુટી થાય છે પણ

પેલા બાફની સાથના પારાને રદ થવા દેતા નથી. તે સ્ટીમની સાથે ઊપર જાય છે તે સ્ટીમ એક નલીમાંથી પસાર થઈને હેઠાણમાં ઠંડા પાણીથી પાછી પાણીના આકારની (Condense) થાય છે કે પેલો બાફરોકો પારો પાછો પોતાના અસલી આકારમાં આવેછે, અને કામે લાગે છે. એ જીવતો પારો ઘણો કિમતી હોવાથી તેને કાંઈબી રીતે રદ થવા દેતા નથી. હવે પેલી ધાતુ જે રહી તે ભેળસેળ સોના તથા રૂપાંની હોય છે, તેના તેવીજ હાલતમાં લાથા બનાવે છે, અને બજારમાં વેચે છે જે લેનારાઓ તેમાંથી પાછળથી બેઉ ધાતુ છુટી પાડે છે, પણ એ ભેળ ધાતુના લાથામાં કેટલા ભાગ સોનું તથા કેટલા ભાગ રૂપું હોય છે તથા તેમાં વખ્તે બીજી હલકી ધાતુ જેવું કે ત્રાંબું તથા લોખંડ હોય છે તે જાણવા સારૂ પેલા લાથા બનાવતી વખ્તે તેમાંથી ચાર પાંચ આંઉસ ધાતુ પેહેલાં જુદી કાહાડી લઈને તેને તપાસ કરે છે અને બધી ધાતુ છુટી પાડે છે, તે કરવા સારૂં પેહેલાં એક નાની પિયાલી હાડકાંની બાળેલી રાખની બનાવેલી આવે છે જેમાં પેલી ધાતુ મુકીને તે પિયાલી ભઠીમાં મુકીને ઘણી લાલ ગરમ કરે છે. હવે એ હાડ. કાંની રાખમાં એવી ખુબી હોય છેકે, સોનાં રૂપાં શિવાય બીજી હલકી ધાતુને જ્યારે ગરમ થાય છે ત્યારે પોતાની અંદર ચુસી (absorb) લીયે છે અને બાકીની સોનાં રૂપાં ભેળી ધાતુ એક ટાંચનીના માથા જેટલી બની વચમાં રહે છે. હવે એ ધાતુને પાછી છુટી પાડવા સારૂ નાઈટ્રીક એસીડમાં નાખે છે જેમા એવી ખુબી છે કે સોના સિવાય બીજી કોઈબી ધાતુને તે ખાઈ જાય છે, એટલે રૂપાનો ભાગ પોતાની અંદર ખેંચી લે છે અને બાકી સોનુ નક્કર રહી જાય છે. એ પ્રમાણે પેહેલાં જે ધાતુ નાખે છે તે તોલેલી હોય છે, તેમાંથી કેટલા ટકા સોનું નિકળ્યુ તે પાછું તોલીને કહી શકે છે તથા રૂપુ જુદું કીધા આગમચ બેઉનો વજન સાથે કીધાથી તે જેટલુ હતું તેમાથી સોનાનો વજન બાદ કીધો કે રૂપુ તેમાં કેટલા ટકા હોય છે, તેબી માલમ પડે છે અને તે ગણત્રી મુજબ પેલા ભેળ ધાતુના લાથાઓ બજારમાં વેચે છે તે દરેક લાથા સાથ કેટલા ટકા સોનું

પગની નિચે વટીક દેખાતા હતા. અમોને અંદર ગરમી ઘણી પડવા લાગી હતી (જોકે પવણનાં સંચાથી ત્યાં બધે સાફ હવા ફેલાવેલી હતી.) તેથી અમો થોડા ભાગમાં ફરીને બાહાર આવ્યા હતા. એવી ગેલરીઓ અંદર સેંકડો માઈલની ખણી છે અને તેમાંથી ધાતુના પથ્થર કાહાડીને રદ નાખેલી હતી તે પાછી હમણાં ધાતુ કાહાડવા ચાલુ કીવી છે તેમાંથી ધાતુ પણ સારા જથ્થામાં મળવા લાગી છે. અંદર જગે-જગે મીનબતીઓ બળતી હતી અને આઈસનાં પાણીનાં વાસણો મુકેલાં હતાં. એ ખાનમાંથી પાણી બાહાર કાહાડવાની એક જુદી કંપની છે, જે બધી ઈહાંની ખાનોમાંથી પાણી બાહાર કાહાડીને દર ટને કાંઈ લવાજમ (આસરે એક ડાલર ધારૂં છું) લીયે છે. આ કંપનીને (Sutro Tunnel) સુટ્રો ટનલ કંપની કહે છે અને જો કે તેને ઉપલી એક કંપનીમાંથી ગયે સાલ ૧૦૫૦૦૦ ડાલર મળ્યા હતા અને તે મુજબ બીજી કંપનીઓની ખાનોમાંથીબી મળે છે તોબી અસલ તેની ઠાપણ ટનલો ખણીને પાણી બાહાર કાહાડી લઈ જવામાં એટલી રોકાઈ ગઈ કે કરજ કરવું પડયું હતું અને સાંભળવા મુજબ તેના માગનારાઓએ કંપની બંધ કરાવી વેચાવી નાખવા માગે છે, એવી ખરાબ હાલતમાં કરજને લીધે આવી ગઈ છે અમોને વરજીનિયા કોનસોલીડેટેડ માઈન્સન હિસાબની ચોપડી સને ૧૮૮૬ ની તા૦ ૧ લી અકટોબર સુધીનાં એક પુરાં થયલાં વરસની મળી છે તેમાંથી જાણવાલાયક રકમો નિચે મુજબ ફકત યાદી દાખલ ઊતારી લીધી છે.

પથ્થર સુધાની ખાન કાહાડી ૯૮૮૩૪ ટન તેમાંથી ૧૨૯૭૮૮૩ ડાલરની ધાતુ નિકળી જેમાં ડાલર ૬૫૯૬૪૭નુ સોનુ અને ડાલર ૬૩૮૨૩૪નું રૂપું નિકળ્યું હતું અને દર ટન પથ્થરે ડાલર ૧૩ ૧૩/૧૦૦ જેટલી ધાતુ મળી હતી. એ ઉપરાંત બીજી પરચુટણ કમાઈ જેવું કે દાબેલી કીધેલી હવા, સામાન ઈત્યાદી બીજી કંપનીઓને પુરૂં પાડયુ તેના સામળીને જુમલે ડાલર ૧૪૧૮૦૦૦ની ઉપજ થઈ હતી. ખરચની મોટી રકમમાં પગારના ડાલર ર૭૪૮૪૩, હથિયારના ડાલર ૧૯૨૫૭૩, સુટ્રો–ટનલને પાણી કાહાડવાની મેહેનતના ડાલર ૯૮૮૩૪, પથ્થર ભાંજીને

ધાતુ કાહાડવાના ખરચના ડાલર ૬૦૩૭૮૯, બુલિયનના ડીસકાઊંટના ડાલર ૧૬૧૨૪૫ એ મુજબના મોટા તથા નાનો ખરચમાં બાલવાના લાકડાંના ડાલર ૫૦૧૪૧ અને ટેકા આપવાના લાકડાના ડાલર ૮૭૯૩૪ આઈસ ડાલર ૭૧૬૮નુ, મીનબતી ડાલર ૭૦૧૭ની, ગનપાઊડર ડાલર ૨૦૮૪૪નો. એ મુજબ બીજે પરચુરણ ખરચ બાદ કરતાં શેરહોલડરોને ફકત ડાલર ૬૪૮૦૦ વીયાજ આપ્યુ છે. પણ હિસાબ જોતાં હાથમાં આગલા સાલની બાકી પેહેલા ડાલર ૭૫૦૦૦ની હતી તે ફકત હમણાં ૪૪૫૦૦ની છે, તથી સામી વેહેચણી આપવામા આગળા બાકીના લેવા પડ્યા છે. બાકી ખરો હિસાબ ગણતા આસરે ડાલર ૩૧૦૦૦ નફો થયો છે અને તેથી આગળ ભાવ જે ઘણા શેરોના બેસી ગયા હતા તેને ટેકો મળ્યો છે હમણા જે લાકડા બાળીને સ ચાકામ સ્ટીમ પાવરથી ચલાવે છે તેને બદલે પાણીના પાવરથી ચલાવાની ગોઠવણ થાય છે, અને છએક મહિનામા તેમ ચાલશે તો લાકડામાથી નજદીક અરધા અરધ બચાવ થશે એમ કહે છે અમો ખાનમાથી બાહાર આવ્યા પછી અમારી માવજત ઘણી સારી કરી હતી અને અમોને ગરમ પાણીમા નહવાડ્યા હતા કે પસીનો પડેલો સાફ થઈ જાય અમો વરજીનિયાના ગામમા ફરીને પછી આગનીગાડીમા સાજના ૫—૧૫ મીનીટે એ શેહેર છોડ્યુ હતુ. એ ગેહેર આગળ વધારે વસ્તીવાલું હતુ પણ ઈહાથી ધાતુની ખાણ આસ્તે આસ્તે ઓછી થવા માંડ્યાથી લોક તે ગામ છોડી ગયુ છે અને હમણા આસરે ૧૫૦૦૦ માણસોની વસ્તી ઈહા હશે શેહેરમા કાંઈ જોવાલાયક નથી. નાના નાના કામચલાઉ લાકડાના ઘરોના ને રસ્તાઓ બનેલાછે. અમો ઈહાંથી નિકળેલા રાતના રીનોના સ્ટેશનપર કલાક ૮ વાગે આવીને ત્યાંના સ્ટેશન હોટલનાજ રહ્યા હતા.

**તા૦ ૪ થી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૬—૩૦ મીનીટે રીનો સ્ટેશનપરથી આગનગાડીના રસ્તાને નિકળ્યુ બપોરના બે વાગેને મેકેનેન્ટો નામની જગ્યાપર પુગ્યા હતા. અમો

નિકળ્યા ત્યારે હવા ઘણી ઠંડી લાગતી હતી, અને ઠરમામીટર કલાક ૮ વાગે ૪૭ ડીગ્રીપર હતો. રસ્તામાં પાહડોનો દેખાવ સારો મળ્યો હતો, અને સીરા નીવાડા (Seirra Nevada) ના પાહાડને મથાળે પુગ્યા ત્યારે આસરે ૭૧૦૦ ફીટ દરિયાની સપાટીથી ઊંચા હતા અને ઈહાંથી પણ આસપાસના તેથી ઊંચા પાહડો તથા સરોવરો તથા નદીઓ અને ખીનોથી દેખાવ ઘણો રળીયામણો લાગતો હતો. કોઈ કોઈ ખીનો તો એટલી ઊંડી હતી કે નિચે આપણે જોઈ પણ શકીયે નહી, પણ જેમ એ પાહડની ઊંચાંણ જગ્યાની નજદીક આવતા ગયા તેમ બરફ પડતો આટકાવવાનાં છાપડાંઓ છુટાં છુટાં મળતાં હતાં છેક મથાલાંપર તો એમાંના એક છાપડાંને પસાર કરતાં એથી હ્ઠી કલાક લાગ્યા હતા, એટલું લાંબુ છાપડું ટનલની માફક સાભળવા મુજબ ચાલીશ માઇલ ઊપરતું લાંબું છે, જેમાં બાજુપરથી વારાફરતી ખાંચાઓ કીધેલા હોવાથી આસપાસનો ખુદરતી દેખાવ દીસ્તો હતો અને એ છાપડાંમાંથીજ ટરનર સરોવર પણ જોયો હતો. એ સરોવર પર આસરે ૧૫ વરસ થયા મી૦ ટનર તથા થોડાક મિત્રો ખાવા પીવા આવ્યા હશે તે વખ્તે આગગાડી કાંઈ ઈહાં હતી નહીં, પણ એકાએક તોફાન થઇ આવ્યું અને બરફનો વરસાદ એટલો તો જોરમાં પડયો કે રસ્તો સઘળો ઢંકાઇ ગયો અને તેથી તેઓ ભુલા પડ્યા અને ભુખના માર્યા એક એકને મારીને માણસોનાં ગોસપર ગુજરાંણ કીધું હતું તે દિવસથી એ સરોવરનું નામ લેક ટરનર કરીને આપ્યું છે, અને તે મુજબ ઈહાં બરફનાં તોફાનો વારાફરતી અને ઘણાં સખત થાય છે, તેથી આવાં મોટાં "સ્નો શેડસ" બાંધેલાં છે અમો સેક્રેમેન્ટો આવીને થોભ્યા હતા અને સાંજનાં પાંચ વાગેની બીજી ટ્રેનમાં બેસીને (Lathrope) લેથ્રપનાં સ્ટેશનપર કલાક આઠ વાગેને ઊતર્યા હતા. ઈહાં ઊતરવાનું કારણ એ હતું કે આ સ્ટેશનપરથી યેસોમેતી વેલી (Yessomite Velley) કરીને જગ્યા ઘણી વખણાયલી છે, જ્યાં ૩૦૦ થી ૫૦૦ ફીટ ઊંચાં અને ૯૦ ફીટનાં ઘેરાવાના ઝાડો ઊગેલાં છે, તથા ખીનનો દેખાવ અને પાણીના ધોધો ઘણા જોવાલાયક

નહીં કે તે ખીણ જોઇને સેંટ ફ્રાનસીસ્કો જતાં કેટલા દિવસ લાગશે છે, તે જોવા જઇયે પણ ઈહાં ખબર કાહડ્યાથી પક્કી ખાતરી મળી નહીં કે તે ખીણ જોઇને સેંટ ફ્રાનસીસ્કો જતાં કેટલા દિવસ લાગશે તેથી ત્યાંનું માંડી વાલીને રાતનાં તેજ સ્ટેશનનાં હોટલમાં રહ્યા હતા અને વિચાર કીધો કે જો બનશે તો આવતી કાલે સેંટ ફ્રાનસીસ્કોથી એ ખીણમાં જઇ આવીશું.

**તા૦ ૫ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૬—૪૫ મીનીટની ટ્રેનમા બેસીને લેથ્રપથી નિકળેલા સેંટ ફ્રાન-સીસ્કો (St. Francisco) બપોરના કલાક ૧૧ વાગે પુગ્યા હતા. રસ્તામાં બધી સપાટ જગ્યા મળી હતી પણ તે ઘણીજ ફલવંત કાળા રંગની મટોડીની હતી અને તે ઊપર મોટો ભાગ ઘઊંની રોપણી થાય છે, જેની હમણા કાપણી થઇ ચુકી છે, અને પાછી જમીન ખેડાતી હતી. એ જમીન ખેડવાની પાચ દશ હોરની એક હોર હોય તેમ જુદા જુદા તેને દાતા કીધેલા છે, અને તેને ચાર ઘોડા જોડીને તેને જમીન ખેડે છે. જે મુજબ એક માણસ એવી હોરથી ઘણા એકરો એક દિવસમા ખેડી શકે છે એ ઘઊંની વાવણી ઊપરાત આખા રસ્તાપર વારાફરતી ફ્રતનાં ઝાડો તથા દરાખના વેળાઓના ખેત-રોના ખેતરો દેખાતાં હતા જે ઉપર જાત જાતની દરાખના મોટા ઝુમખાઓ લટકતા હતા તે ઘણા જોવાલાયક હતા, અને તેજ મુજબ પીચ, પુલુમસ-સફે ઇત્યાદી જાત જાતના ઝાડોથી જાણે મેવાથી ઝુલાઇ પડતા હતા એવા ફલફલાદી જરેતી જગ્યા જવલેજ આપણા જોવામા આવે છે. અને સાભળવા મુજબ કેલીફોર્નીયા કે જેમા સેંટ ફ્રાનસીસ્કો આવેલુ છે, તેમા દરાખનો દારૂ એટલો ઉમદા બનાવે છે કે ફ્રાન્સની પણ તે બાબે બરાબરી કરી શકે છે આગળ ચાલતા તે દેશને એ બાબે ટક્કર મારશે અમોએ ઈહાંનો બનાવેલો વાઈન ચાખ્યો હતો, જે અમોને વધારે સ્વાદદાર માલમ પડ્યો હતો. સેંટ ફ્રાનસીસ્કોની આવવાની એક કલાક આગમચથી સેકેમેન્ટો નામની નદી નગી હતી, જેને કિનારેથીજ આખો બાકાનો રસ્તો પસાર કીધો

હતો. નદીપર ઘણાં શેહેરો આવેલાં છે, જેનાં બંદરપર મોટાં ત્રણ- દોલી વાહાણો વારાફરતી ઉભેલાં જથ્થાબંધ દેખાતાં હતાં. એ બંદરો પરથી વાહાણો ભરીને મેવો તથા દારૂ બીજા અમેરિકાનાં દેશાવરો- માં જાય છે, અને તે ઉપરાંત એજ ખંડના ઉગમણ ભાગ તરફ આગગાડીઓ ભરીને મેવો જાય છે તે જુદી. એવી આગગાડીઓને (Fast Fruit Train) ઝડપમાં જનારી ફ્રુટની ટ્રેન કહે છે તે બીજી સામાનની ટ્રેન કરતાં ઝડપમાં જઇને ફરૂત બગડે તે આગમજ પોંહોં ચાડી આપે છે. ઈહાંની ફરૂત વજણપર વેચાય છે, અને ઘણી મોટાં કદની તથા સ્વાદદાર અને વળી અમો ધારીયે છીયે કે હિંદુસ્તાન કરતાં પણ સસતી મળે છે. અમારી ટ્રેન નદીને કિનારે ઉભી રહી હતી, અને ત્યાંથી સ્ટીમ ફેરીમાં ઊતારૂઓ બેસીને પેલે પાર સેંટ ફ્રાનસીસકો શેહેરમાં ઊતર્યા હતા, અમે ત્યાંના પેલેસ હોટલમાં ઉતારો લીધો હતો. એ હોટલ અમેરિકાના સૌથી મોટા હોટલોમાનું એક ગણાય છે, અને આખા એક મોહોલાની ચારો બાજુ પોતાની ઈમાર- થી રોકે છે, અને તેને સાત માળ છે. વચમાં એક મોટો ચોક છે, તેને ફરતી મજેની શોભઇતી બાંધણીના થાભળાઓ ઉપર ઇમારત બાંધેલી છે, અને તે થાભળાઓની વચમાંના આરકાંઓમા દરેકમાં ત્રણ વિજળીની બતીઓ ૭ માળ સુધીની મુકેલી છે. તે ચોકને મથાળે એક મોહું કાચનું છાપડું કીધેલુ છે જેમાંથી ઉજરદું પડવા ઉપરાંત વરસાદથી બંચાવ થાય છે, જેથી હોટલમાં રહેનારાઓ ત્યાં બેસે છે અને મોજ મારે છે. જમીનની ફરસબંધી સંગેમરમરની છે, અને ચોકની ફરતી ગેલરી- ના ૬ માલ સુધીના થાભળાઓ સઘળા એવા તો સરસ સફેદ રંગના રંગેલા છે કે, જાણે બધી ઇમારત અંદરથી સંગેમરમરની હોય તેવી લાગે છે. એ હોટલમા આસરે ૭૫૫ મોટા ઓરડાઓ છે, અને એકી વખ્તે તેમાં ૨૫૦૦ માણસો રહી શકે છે. મોટા ભાગના ઓરડાઓ મજેના કુસાદે છે, અને તેઓની સાથેજ નાહવાના તથા બીજા પરચુટણ કામના ઓરડાઓ કીધેલા છે, જે મુજબ કોઈજ હોટલોમા જોવામાં



સીટી હાલ—સાન ફ્રાન્સીસકો.

આવ્યા છે. હોટલોમાં મોટા મોટા હોલો છે, તે ઘણા સારાં ચિત્રો તથા ફરનીચરથી શણગારેલા છે, અને બધી રીતે સરસ હોટલ દીસે છે. આખી ઈમારત બધી મળીને આસરે ત્રણ એકર જગ્યા રોકે છે. અમો એ હોટલમાંથી લંચ લઈને પેહેલાં યોસીમેતીની ખીણ જોવા સારૂ ખબર કાહાડી હતી, પણ જાણીને દિલગીર થયા કે ત્યાં જઈને પાછા દોડાદોડ કરતાંબી આવતાં તા૦ ૧૦મીની સહવારના ૧૧ વાગશે, અને અમો યોકોહામાં જવાના છીયે તે સ્ટીમરબી તેજ દિને ઉપડવાની હોવાથી અમોને માંડી વાલવું પડ્યું હતું. બપોરના ઈહાંના મોટા મોટા તથા મારકેટ સ્ટ્રીટોમાં ફર્યા હતા, જે મોહોલાઓમાં ઈહાંની જાણીતી આફીસો, બેંકો તથા વિમા કંપની તથા હોટલોની ઈમારતો મોટી મોટી અને રોણકદાર બાંધણીની આવેલી છે. ઈહાંની ઇમારતોના જે મોહોલાને છેડે ઇમારતો આવે છે તેઓ ઉપર ઘણા ખરા મોહોલાઓના નાકાની બાજુ ઉપર મિનારાઓ જાતજાતના કીધેલા હોય છે, તેથી દેખાવે મોહોલાઓનો સારો લાગે છે, અને ઇમારતોની બારી ત્રણ ખુણાની બાહારથી જુકાવેલી અને તેઓની આસપાસ થાભલાઓ હોવાથી પુરી રોણકદાર ઇમારતો લાગે છે. રસ્તાઓબી ઘણાજ પોહોળા છે જે ઉપરથી ચાર લાઇન તો ટ્રામ તથા કેબલ કારસોની દોડે છે, અને નાકાની બાજુઓ ઉપર ઘોડાની ગાડીઓનો અને તેની બાજુ ઉપર મોટા કુસાદે ફુટપાઠો આવેલા છે. સેંટ ફ્રાનસીસકોનું શેહેર જાણે ટેકડીઓની વચમાં આવ્યું હોય તેમ છે, અને ઉપર લખેના જેવા મોહોલાઓ તૈયાર કીધા કે, (જેઓ સપાટ જમીન ઉપર આસરે બે માઇલ જેટલા લાંબા હશે) ટેકડીઓ ખચીત જ્યાબી જાવો ત્યાં મળે છે, [illegible] મોહોલાઓના રસ્તા ઘણાજ ઢોળાવદાર રાખેલા છે, તેહા [illegible] કારસ (તારના દોરડાથી ચાલતી ચીકાગો અને શીકાગોના ગેહેરે જેવી ટ્રામો) દોડે છે, અને કોઈ વખતે એટલી [illegible] આવે છે કે, [illegible] તેમ લાગે.

અમો ઉપલા મોહોલાઓ જોઇને પછી (Height Street) હાઇટ સ્ત્રીટને નાકે ગોલડન ગેટ પાર્ક (Golden Gate Park) છે તે જોવા ગયા હતા. એ બાગ શેહેરને નાકે ટેકડીપર આવેલો છે. તેનો મોટો ભાગ અમેરિકાના બાગો માફક મોટાં ઝાડો તથા ગાડી ઘોડાના રસ્તાઓનો બનેલો છે, પણ થોડો દરવાજા આગળનો ભાગ મઝેનાં ફુનપાન તથા ઘાસના કયારાઓનો કીધેલો છે, જેમાંના કયારાઓની ગોઠવણ ઘણી તારીફ લાયક છે, અને તેમાં કાંઈ જાતજાતની રંગીન ગલીચાઓ જેવી તરાંહો તથા કિનારીઓ બનાવી છે. તેઓની વચમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના છેલ્લા માર્યા ગયલા પ્રેસીડંટ ગારફીલ્ડનું પુતળું મુકેલું છે, તથા એક બાજુપર ટેરેસીસ બનાવીને ઝાડનું કાચનું મોહું ઘર (Conservatory) બાંધેલુ છે, જેમાંના ઝાડો કાંઈ ઘણાં જોવાલાયક નથી. ફર્નેસો તથા પામ્સ અને એવા ગરમ દેશનાં ઝાડો ત્યાં ઉગાડેલાં છે. આજે રાતના અમારા હોટલ આગળથી એક ઘણું મોહું સરઘસ વાજાંઓ સાથે ખાટકીઓનું ગયુ હતું, પેહલાં થોડા જણાં પગે ચાલતા હતા જેવો દર એકના હાથમાં એકકી મસાલ હતી અને કોઇ કોઈના હાથમા મોટા વાવટાઓ હતા. તે ઉપર ખાટકીઓની મંડળી અને તેઓ પાસેથીજ ગોસ વેચાતુ લેજો અને ચીનાઓ પાસે ચીનાઇ ગોસ ના લેતા એમ વારાફરતી લખેલું હતું. તે પગે ચાલનારાઓની પાછળ ગાડીનું સરઘસ હતું જેમાં એકથી તે ચચાર ઘોડાનીબી ગાડીઓ હતી, જેમાં ખાટકીની મોટી દુકાન રાખનારાઓ ભપકામા બેઠેલા હતા અને સાથે પોતાનાં નામો અને આગળ જણાવેલાં લેખના વાવટાઓ લીધેલા હતા અને મોઢાંમાં તંબાકુની બીડીઓ પીતા ઠંડે પેટે બેસીને આસપાસ જોતા હતા. એ સરઘસને Butchers' League (બુચર્સ લીગ) કરીને કહેતા હતા. સેંટ ફ્રાનસીસ્કોમા ચીનાઓનું જોર ઘણુ વધી પડયુ છે, અને તેઓ ચીનથી દર સાલ સંખ્યાબંધ ઈહાં આવવા લાગ્યા અને યુનાઇટેડ સ્ટેટસના ઘણાખરા શેહેરોમા તે લોકો લાગુ પડી ગયા અને પોતે જાતે કરકસરથી રેહેનારા હોવાથી અમેરિકનો થાને જીનસો ઘણી સસ્તી

વેચવા માડી તથા સુથાર, લુહાર તથા કારીગરીને લગવી
જુરી તથા ખેતીવાડી તથા બીજી બધી બાબદોમાં સસ્તે ભાવે
રવા લાગ્યાથી અમેરિકાનોને ભારી પડી ગયું અને તેઓના
રા જે મોટા રોજે કામ કરતા હતા તેઓને કામ મેળવવા સારૂ
રોજ લેવો પડ્યો અને તેઓની રહેવાની રીતભાત જરા છુટા
ા તથા ખરચાલુ હોવાથી આવક તથા ખરચના તાંટીયા મેળવવાનું
લ પડી ગયું તેથી ઇંહિાના લોકોએ અમેરિકન સરકારને એ બાબે
જીઓ કીધી તેમાં એવી દલીલ લાવ્યા કે ચીનાઓ એવીતો નજી-
રીને તથા કંગાલ હાલતમાં રહે છે કે તેથી શેહેરોની તંદરો-
માં બિગાડો થાય અને તેઓ વળી ચીનથી ઇંહિાં આવી કમાઈ
પૈસા મેળવ્યા કે પાછા પોતાને દેશ જતા રહે છે તેથી અમેરિકાનો
લાં બધો તણાઈ જવાથી અમેરિકનોને ઘણું ખમવુ પડે છે, અને
અને મજુરીનો ભાવ તેઓએ ઓસારી નાખ્યાથી અમોને ભુખે
પડશે ઈત્યાદી. એવા એવા બાહાનાં કાહડ્યાં અને પછી તો
ન મચાવી ચીનાઓની સાથે મારામારી કરવા લાગ્યા અને ઘણા
ઓ એવી મારામારીમાં મરી પણ ગયાથી આખરે યુનાઇટેડ
ની સરકારે ધારો બાધ્યો છે કે જે ચીનાઓ ઇંહિા જનમેલા હોય
ઘણા વરસના રહેલા હોય તેઓએજ ઇંહિા રહેવું અથવા
દેશ જાવઆવ કરવુ, પણ નવા ચીનાઓને ઇંહા આવવાનો
નથી. જેથી ચીનાઓ જે જથ્થાબંધ ઇંહા આવવા માંડ્યા હતા
થયા છે, પણ હજી તે લોકો તાલ તલાવતથી વોગ ઘણા
જાય છે જેઓ ઇંહાના રહેવાસી છે તેઓ ચીન જાવછે ત્યારે
ો એક જાતનો પાસ આપે છે કે તેને લીધે તેઓ પાછા આવી

ખાટકીઓનોબી છે અને સસતું ગોસ વેચે છે, જેથી ઉપલા ખાટકી-ઓએ એસોસીએશન કીધી છે અને સરધસો કહાડી લોકોને સમજાવે છે કે ચીનાઓ ખરાબ અને રદી ગોસ વેચે છે તેથી તેઓ પાસેથી ના લેવો પણ પોતાના હમદેશીઓ પાસેથી લેવો કે તેઓને મદદ મળે અને એજ મુજબ બીજા ધંધાદારીઓબી કરવા લાગ્યા છે, અને ચીના-ઓપર અમેરિકનોનો ડોળો ઘણો કડવો હજી છે તેથી જ્યારે ચીનાઓ બાબે વાત થાય છે ત્યારે જાણે તેઓ જાનવર હોય તેમ તેઓને વીશે ધિક્કારીને બોલે છે. અમો ધારીયે છીયે કે કોઇ વખ્ત એ બાબે બેઉ જાતમાં મારામારી મોટી થવાની છે. ચીનાઓબી સંપીલા ઘણા છે. અને બને ત્યાં સુધી એકએકને મદદ કરે છે. તેઓમાંબી મંડળી ઉભી થઇ છે અને કાંઈબી વાંકમાં આવે છે તો એકએકને પૈસાની મદદ કરી બચાવ કરે છે, અને મારામારીમાં ટોળાંને ટોળાં ઉતરી પડે છે. એ લોક બધા શેહેરના એક ભાગમાં હેલાએદા રહે છે, તેમ સેંટ ફ્રાન-સીસ્કોમાંબી ચીનાઇ શેહેર(Chinese Town)કરીને હેલાએદી જગ્યામાં એ ૪૦૦૦૦ ચીનાઓ રહે છે.

**તા૦ ૬ થી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે પેહેલાં ઈહિંના પૈસાદાર લોકોને રેહેવાનો મોહોલો (California Street) કેલીફોર-નિયા સ્ત્રીટમાં ફરી આવ્યા હતાં. એ મોહોલો ઘણા ઢળાવવાળો નાની નાની ટીકડીઓપર બંધાયલો છે, અને તેપર જવા સારૂ કેબલ-કાર યાને તારથી ચાલતી ટ્રામ દોડે છે. ત્યાંના ઘરોનો ઘણો મોટો ભાગ લાકડાં તથા પાટિયાંનો બાંધેલો છે પણ બધી હવેલીઓ ઘણી રોણકદાર જાત-જાતની ઢપની અને નકશીથી ભરપુર બનાવેલી છે, અને તેઓને દર વખ્તે નવી રંગવાથી તેઓ નવી ઇમારતો હોય તેમ દીપે છે. ઘણીખરી ઇમારતોનાં છાપડાઓ તથા બારીનાં મથાળાંઓ મિનારારોકા કીધા છે અને થાભળાઓ બાહાર દેખઇતા રાખવાથી તેનો દેખાવ સારો આપે છે. એ મોહોલો આસરે હદી માઇલ જેટલો ચહડ ઊતરનો આવેલો છે અને ઘરો છુટાં છુટાં નાના નાના ફુલપાન

તથા ઘાસના લોન્સના બાગો વચ્ચે બાંધેલાં છે તથા ઝાડને બચાવવા માટે કાચના ઘરો પડોસમાં રાખેલાં છે. ત્યાંથી નિકળેલા મોંટગોમરી સ્ટ્રીટમાંથી જતા (Western Grain and Stock Exchange) વેસ્ટર્ન ગ્રેન અને સ્ટોક એક્ષચેંજ જોયો હતો. એ ઈમારત માફકસરની છે તેમાં ઈહાં (જુગારી લોક કહીયે તો ચાલે) લોકો અજબ રીતનો સટો રમે છે. એક મોટો હોલ છે ત્યાં જાણે નાટકશાળામાં જોવા બેઠા હોય તેમ સેંકડો લોક હારબંધ ખુરશીઓપર બેઠા હતા અને પોતપોતામાં સટો રમતા હતા. તેઓની સામેની બાજુપર મોટાં પાટિયાંઓ મારેલાં હતાં અને તેની એક બાજુપર એક જાતનો વિજળીથી ચાલતો સંચો હતો જે સંચાની અંદર જુદા જુદા આંકડાઓ માડેલાં કાગજ નાખેલાં હતાં જે કાગજોને વિજળીનો સંચો અંદર ખુબ હિલવીને પછી એક કાગજ એક દેખઈતાં ખાંચા પર બાહાર લાવતો. જે ઉપર આંકડા માડેલા અને પેલા સટો રમનારાઓની જાણ માટે ત્યાં ઊભાં રાખેલાં માણસો તે આંકડા પેલા મોટાં પાટિયાં ઉપર માંડે ને પછી સટો રમનારાઓ જે ભાવે પોતપોતામાં વેચ લે કીધી હોય તેનો હિસાબ ઉપલા આંકડાનાં ભાવ મુજબ કરીને વધાર ઘટાડાની આપ લે કરતા હતા. ધારો કે એક જણે ઘઊંનો ભાવ ૬૮ દોકડા ઠેરવીને ૧૦૦૦ સેનતાલ (૧૦૦ રતલનો એક સેનતાલ ઘઊંનો ઈહા કહેવાય છે) માલ મોઢેથી લીધો, હવે પેલો વિજળીના સંચાવાળો આંકડો જો ૬૯ નિકળ્યો તો લેનાર ધણી ને વેચનાર ધણી ૧ દોકડા લેખે હજાર સેનતાલ પર ભાવ ભરી આપે, પણ જો ૬૭ નિકળ્યો તો લેનાર ધણી વેચનારને એક દોકડા લેખે ભરી આપે. એ પ્રમાણે દરેક મીનીટે તે વિજળીના સંચામાંથી ભાવ બાહાર દેખાયા કરે અને આખો પોર જુગાર ચાલતા સટો ચાલુ રહે છે. પણ ઉપલા આંકડાઓ છે તેમાં ઘણામાં ઘણા બે દોકડા એટલો ફરક રાખેલો છે અને એ ભાવો ઓછો નંબર ૬૫ તો વધારેમાં વધતો નંબર ૬૭ નો રહે છે, તેની વચમાં દોકડાના સો ભાગના હિસાબે નાખેલા છે. જે કોઈને અહિં ઘણો દિલગીર થયો [illegible]

લોકોને ઉઘાડે છોક જુગાર રમવા દીયે છે પણ એમાં રમનારાઓનો મોટો ભાગ બિચારા ગરીબ કામદારો તથા વચલે વાંધેનાં લોકોનો છે, જેઓ પોતાની સકમાઈ આવી રીતે ખોઈને કરજદાર થઈ જાય છે.

એ જોઈને પછી (Woodward Gardens) વુડવર્ડ ગારડન કરીને એક બાગ છે ત્યાં જોવા ગયા હતા એ શેહેરને એક નાકે આવેલો છે, જ્યાંનો બાગ તેના ફુલપાનોના કિયારા તથા ઝાડોથી તથા પાણીના નાના તળાવો અને પુલોથી શણગારેલો છે, તથા તેમાં એક મજેની શોભીતી મસીદ જેવુ રેસટરા બાંધેલું છે, જ્યા વાજું વાગવાની તથા લોકોને ફરવા હરવાની જગ્યા રાખેલી છે, પણ ઈંહાં જોવાલાયક તો મુવેલાં અને જીવતા જાનવરોનો સંગ્રહ કીધેલો છે તે છે. જીવતા જાનવરોમા બીજા શેહેરોના સગ્રહ માફક સીંહ, વાઘો, બાલારીંછ, હરનો, લામાસ અને મુબઈના ગોઢા એવાં જાનવરો અને પખેરાઓ છે. મુવેલા જાનવરોનો સગ્રહ પણ માફકસરનો છે પણ તેમાં એક કબટમા ખુદરતના ઢગના નમુનાઓ જેવાકે કદરૂપાં અને કુદરતથી ઉલટાં જનમેલા જાનવરો છે તે જોવાલાયક છે. જેમાં એક ડુક્કરનું બચ્ચુ છે તેનુ મોઢુ વાદરાના જેવુ છે, મરઘીનું પીલુછે તેની પીઠ પર પુછડી આગળથી બીજા બે પગ ઊધા ઉગેલા છે, મેઢાનું બચ્ચું છે તેની ટોક જાણે ઊંધી હોય તેમ તેની આંખ, નાક કાન સઘળું ડોકાના નિચેના ભાગમા છે અને મોઢુ તદન નથી, એક બિલાડીના બચ્ચાને પાછળા પગજ નહી મળે, એક કુત્રાંનાં બચ્ચાને ડોકામા એકજ આખ ફકત વચમા છે, મોઢું, નાક કશું મળે નહી, બે ડુક્કરના બચ્ચા પીઠની ઉપરથી એક એક સાથ વલગેલાં, બકરાના બચ્ચાને એક બાજુપર હારબંધ બીજા ચાર પગ ઉગેલા. એ મુજબનું જોવાલાયક તે કબટમા ગોઠવેલુ હતું. એ ઉપરાંત એક ૫૦૦ ફીટ ઊંચા ઝાડ જેને જગલના બાપ (Father of the Forest) કરીને કહે છે તેની છાલ આસરે ૯ ઈંચ જાડી મુકેલીછે. કપટાન કુક જેણે દુનિયાની સફર કરીને ઘણા તાપુઓ શોધી કાહાડ્યા હતા તેને હાવાઈ (Hawai) ના ટાપુપર ત્યાંના જગ

માણસોએ એક કાવા-નત (Cava-nut) નાં ઝાડ હેઠળ મારી નાખ્યો હતો, તે ઝાડનું થડ ઈત્યાદી મુકેલું છે. ઈહિંના બાગમાં એક ગોળ તળાવ છે જેની અદર મેલામાં ફેરવવાની ચકરી આવે છે, તેવી ચકરી પાણીમાં તરતી રાખી છે, જેને મથાળે સર કાધેલા છે તેથી પવને તે ચકરી લોકોને બેસાડીને ફેરવે છે એ સઘળું જોઈને પાછા હોટલમાં આવીને રાતના જમીને ચીનાઈ શેહેર (Chinese Town) જોવા સારૂ એક ભોમિયો જે તેઓની બોલી તથા રીતભાત સઘળું જાણે છે તેને લઈને ગયા હતા. એ ચીનાઈ શેહેર સેનફ્રાનસીસ્કોનો એક ભાગછે, અને ત્યા આસરે ૧૨ મોહોલાઓમા ૪૦૦૦૦ ચીનાઓ રહે છે, તેઓ સિવાય બીજું કોઈ ત્યા રહેતુ નથી અને અમો ત્યા બધે ફર્યા તે જાણે ચીનમા ફરતા હોઇયે તેવુ લાગતુ હતું જો કે ઈહાના ધરો અમેરિકન ટપપર બાંધેલા છે તોબી તેઓ ધણાખરા મોટી ચેહેલીઓ હોય તેમ અદરથી ઊંડા અને નાની નાની કોથળીઓના બનાવેલાં છે, અને થોડાએક ચીનાઈ દેવળો સિવાય તે બધાના ધણીઓ અમેરિકનોજ છે અમો પેહેલા યગ વો (Young Wo) નામની એક ચીનાઓની મડળી છે, તેના મકાનના ગયા હતા છયા મંડળીને લગતી સભાઓ સારૂ એક હોલ સાગે ચીનાઈ ફરનીચરથી શણગારેલો છે, જ્યા બધી રીતના પોતપોતાની ખટપટ તથા મારામારીનો ફડચો તેના વડાઓ કરે છ, અને કોઈના જતા નથી એ લોકોમાં એટલો સપ છે કે અગરજો એક ચીનાએ બીજા ચીનાનુ ખુન કીધુ હોય અને તેમ કરતા તેને બીજા ચીનાઓએ જોયેલો હોય તો તે સરકારને જણાવતા નથી, અને ધણીની તજવીજ સરેકર કરે અથવા ઈનામથી છપાને પણ તેઓને જાહેર પાડતા નથી. તેવુ પોતપોતાગાજ તેનો ઈનસાફ કર્યા કરે છે, અને જો તકસીર પુરવાર થઈ તો તેને ગોળી દંડ કરે છ, તે જો પેલો ખુની આપી શકે તો તેના, દંડ નહીં તો તેની મડળીવાળાઓ પોતપોતાના ઉપર [illegible] કરીને તે દંડ આપે છે. [illegible] સરકાર [illegible] છે.
[illegible]

થયું અને માણસનો જીવતો ગયો હવે તે કાંઇ પાછો જીવતો થવાનો નથી અને જો ખુનીની તપાસ થાય અને કેદ જાય તેમાં મરનારના સગાંવાહલાંને શું ફાયદો તેથી બેહેતર કે તેઓને પૈસા મળે તો તેઓ સુખી થાય અને દુઃખમાં ઉમેરો નહીં થાય. એ પ્રમાણે જો એક ચીનાએ મારામારીમાં ખુન જાણી જોઇને નહીં કીધું હોય તો તેને બચાવી લે છે, પણ જો વારા ફરતી તેજ ધણી ખુન કરે છે તો પછી તેને સરકારને સ્વાધીન કરી દે છે. એ મંડળીને લગતું દેવળ એજ મકાનનાં માલપર છે, જે હો-વોગં કરીને આગળ એઓનો મોટો શેહેનશાહ થઇ ગયો છે, તેને દેવતા બનાવીને તે સારૂં બાંધેલું છે, જેમાં તેની મુરતી એક ઊંચાં તખ્ત ઊપર બેસાડી છે, અને તેની આસપાસ બે તેના સહલાકાર વજીરો બેસાડેલા છે જેઓની એ લોકો બંદગી કરે છે. એની સામે એક દીવો રાત દિવસ બળતો મુકેલો છે, તથા એક જાતનું અફરગાન્યું છે, તેમાં સુખડ બાલેલી રાખ મુકી અગરબતીઓ બાલે છે. ચીનાઓ ભણવા આવે છે, ત્યારે એક સાદરીપર પડીને ભણે છે અને મીનબતી લાવેલી સલગાવે છે, જે સારૂં ત્યાં ધાતુના વાસણો રાખેલાં છે, અને પછી સાથે લાવેલાં બંદગીના કાગજો બાલે છે, કે બંદગી હવા સાથે આસમાનપર દેવતાને પુગે. એ પુટળાંઓની આસપાસ ખોટાં પુલો કસબી તથા કાગજોનાં બનાંવેલા મુકેલાં છે. બધે ચીનાઇ ફાણુસો લટકાવેલાં છે, અને દેવાલપર આસપાસ મોટાં પાટિયાંઓપર કોઈ મરી ગયલા ચીનાઓનાં સગાંઓએ મુકાવેલા લેખો ટાંગેલા છે. જેમાં તે મરનારનું નામ લખે છે અને તે ત્યાં મુકી રાખવા સારૂં પૈસા આપ્યા જાય છે. મુરતીની સામેથી ભાલાઓ મુકેલા છે, જેથી શેહેતાંન આવતો અટકે છે. દેવળમાં ભક્તિ કરનારાઓ જે બક્ષેશ આપે છે તેની ઊપજ દર સાલ લીલાંઊથી વેચાય છે અને તે લેનાર ધણીના સ્વાધીનમાં દેવળ રહે છે, તેની ઊપજ ઉપલી મંડળી પોતાના વપરાસ સારૂં રાખે છે તથા દેવળપર ખરચ પણ તેમાંથીજ કરે છે. એ જોઇને બીડી બનાનનારાઓની મંડળીના ઘરમાં ગયા હતા. જ્યાં પણ ઉપલા યંગ નાઉ જેવીજ સઘળી ગિગતો

છે. તેનું દેવળ Kwang Tai કુવાંન ટાઇ નામના લડાયક સેનાપતીને અર્પણ કીધેલું છે, તેનું પુતળું આપણા રૂસ્તમ પેહેલવાનની સબીઓને મળતું આવે છે. એ કુવાન ટાઇ સારૂ કહે છે કે તેના જેવો લડાયક પેહેલવાન દુનિયામાં (અલબતાં ચીનાઇ દુનિયા ગણવી) કદે થયો નથી, તે ઉપરથી આપણને શક જાય છે કે આપણો ઇરાની રૂસ્તમ તો એ કુવાંન ટાઇ નહી હોય? ત્યાથી નિકળેલા એક ઘેરમાં ગયા હતા જેને અમેરિકનો ઘોરસ્તાનના નામથી પિછાંણે છે. એ ઘરમાં ચીનાઓ મરણ પામે છે, તેના મુડદાને લાંબા દિવસ એક ભોંયરૂં છે, તેમાં રાખતા હતા અને તે કોહાવા માડે કે પછી પાણીમાં તેને નાખી ચુલાપર ખુબ ઉકાલી તેનું માસ હાડકાંઓપરથી સઘળું ઓખવી કાહાડતા હતા. તે હાડકાંઓને એક નાના દાબડામાં બંધ કરીને તે મરનારનું નામ નિશાણુ તે ઉપર લખી રાખતા હતા અને પછી ચીન જતી સ્ટીમરોમાં તેને ચીન દાટવા સારૂ મોકલાવી આપતા હતા, પણ અમેરિકન સરકારે ચાર પાચ વરસ થયા મુડદાંઓને એ ઘરમાં રાખવાનું તથા તેનું માસ ઉકાલવાનું બંધ કરાવ્યું છે. તેઓને દાટવાનો હુકમ કીધો છે તોબી ત્રણ વરસ પછી જો કોઇની ખુશી હોય તો સરકારમાં ફી ભરીને તે મુડદું પાછું ખાદી કાહડી તેના હાડકાઓ ચીન મોકલાવે છે. એ મુજબ દર મેલ સ્ટીમરે ઘણા ડાબડા એ હાડકાંઓના હજી પણ ચીન જાય છે જ્યાં દટાવાની ચીનાઓની ઘણી ખુશી છે કારણકે દર સાલ તેઓના એવા તેહેવાર આવે છે કે તે વખતે તેઓના છોકરાઓ અથવા સગાવાહલાઓ ઘોરસ્તાનમા જઇ તેઓની ઘોર આગળ બંદગી કરે અને ખોરાકી મુકે. કોઇકજ ઘણો નાચાર હોય છે તેનાજ હાડકા અમેરિકામા રહે છે. બાકીના બધાના ચીનમાં દટાવા જાય છે. એ ઉપલા ઘરનું કુદરાવેલું ભોંયરૂં હમણા બંધ કરાવેલું છે, પણ ચીનાઓ ત્યાં વસે છે અને આગલા પણ તેમજ મુજબ એમા વસતા હતા એવા એવા ચેહેરા જેવા ઘરોના ૨૦૦૦ ચીનાઓ એક એક ઘરમા રહે છે, તેઓ નવા નવા ઓરડાઓના અન્દરના ઘરોની માફક બિછાનાઓ કરીને સુવે છે અને ઘણા નકટીનસીમાં રહે છે.

તેઓના ઓરડાઓમાં તો આપણાથી નાક ધર્યા વગર ઉભા રહેવાય નહીં, તેઓના બબરચીખાનાંબી નાનાં અને ચુહુલ્લાઓથી ભરી નાખેલાં છે. અમેરિકન ચુલાઓ ધુમાડો જવાની ચીમની સાથના હોવા છતાં તેમાં રાંધતા નથી પણ નાના લોખંડના પૈડાંવાલા ચુલાઓપર રાંધે છે અને તેથી બબરચીખાંનામા ધુમાડો એટલો થાય છે કે ખમાતો નથી તોબી તેની દરકાર ચીનાઓ કરતા નથી. કોઈ કોઈ ગમતો બબરચીખાનાની બરાબર સામેજ સંડાસ રાખે છે તેથી ત્યાંની બો ખમાતી નથી, પણ ચીનાઓ કાંઈ ખરેખરજ નજીસ દેખું, તેની સામેજ રાંધીને ખાય છે. એવી એક ચેહેલી રોકું ઘર જેને અમેરિકનોએ ઠઠામાં (Palace Hotel) પેલેસ હોટલ નામ આપ્યું છે તે અમોએ જોયું હતું, પણ અંદર તેના નાના ચોકમાં ગયા કે ઉભા રહી શકીયા નહીં અને તરત પાછા બાહાર આવ્યા હતા. એવી ચેહેલીઓપર જવાની ગળીઓબી ભાયગે ત્રણ ચાર ફીટ પોહોળી હશે અમે આગળ ચાલતાં એક મોહોલામાં ઘર જોયું હતું જે ખાલી બંધ પડેલું છે, તેને સારૂ કહે છે કે આસરે દસ મહિના થયા એના ઘરધણીએ ચીના રહેનાર ઉપર ભાડું વધારવા માગયું જે પેલા ચીનાને ભારી પડવાથી ના પડયું, તેથી તેને જોરથી કોર્ટના હુકમે ખાલી કરાવ્યુ હતું, પણ ચીનાઓએ તેનો ખાર લેવા એ ઘરને કોઇબી ભાડે નહી લે કરી સંપ કીધો છે જેથી હજી તે ખાલી પડેલુ છે. એ ઘરમાં કોઇ અમેરિકન તો કદી રહે નહીં અને કોઈ બીજો ચીનો લેબી નહી, તેથી આખરે અસલ રહેનાર ચીના સાથેજ સમજુતી કરીને ઘરધણી તેનેજ ભાડે આપશે તો ઘર ભરાશે, નહીં તો બીજાને ગમે એટલુ સસ્તે ભાડે આપે તોબી કોઇ લે નહીં. એવો સંપ અહીયાંના ચીનાઓમાં છે. ત્યાંથી ચીનાઓનું સૌથી મોટુ દેવળ તુ-સેત ફો કરીને છે તે જોયું હતું. એ દેવળનો મોહોલો આઠમણુ તરફ આવેલો છે, પણ ચીનાઓ દેવળ ઉગમણુ તરફ મોહો કરી બાંધે છે, તેથી આઠમણુ તરફ તેની પીઠ કરીને એક નાની ગલીમાંથી તે રસ્તે અંદર જાય છે, જ્યાં ઉગમણે દેવળનું મોઢું કીધુ છે. અને તે તુ સેટ ફો

( Tu let Fo ) નામના શેહેનશાહને અર્પણ કીધેલું છે. એમાંની મુરતીઓ માણસના કદના આકાર જેટલી મોટી છે, અને જાણે શેહેનશાહની દરબાર ભરી હોય તેમ તેઓને પક્ષાંથી વાળીને હારબંધ ચઢઉ ઉતર બેસાડેલી છે. ચીનાઓમાં ડાબા હાથ ઊપર બેસાડે તો તે માનની જગ્યા ગણાય છે તેથી શેહેનશનાહા ડાબા હાથ ઊપર તેના સલાહ આપનાર વઝીરને બેસાડેલો છે અને જમણા હાથ ઊપર તેથી ઉતરતી પદવીનો પણ બીજા બધા વઝીરોથી ચઢતો કેળવણીખાતાંનો વઝીર છે, જેની પાસે લડાઇનો વઝીર બેસાડેલો છે. એ ધણી ઘણો લડાયક હતો, અને આખી જીંદગી લડાઇઓમાં દેશેદેશ ગુજારી હતી. તેની ચામડીનો રંગ શામલો થયો હશે, તેથી તેને કાલા રંગનો તથા ખુની આખનો પાડેલો છે. એ દેવળમા બધે લાકડાંના કોતરકામ તથા નકશીના પરદાઓ ધણી સરસ કારીગરીના બનાવી મુકેલા છે, જેમા આખા એક એક લાકડાંમાં ઊપલા શેહેનશાહની જીંદગીના હેવાલો સલંગ પુતળાંઓ સાથના કોતરેલા છે, અને બધી રીતે ભપકાદાર એ દેવળ બનાવેલુ છે. એ દેવળ ટેકડી ઊપર (આખું ચીનાઈ શેહેરબી એજ માફક ટેકડી ઊપર) છે [illegible] શેહેરનો દેખાવ ઘણો સારો લાગે છે ત્યાંથી નિકળીને અફીણખાના ઊપર ગયા હતા. જ્યાં લાંબા લાંબા બાજઠો ઊપર ચીનાઓ પડ્યા પડ્યા અફીમ પ્યાલીઓમા મુકી તેને સળગાવી નળીએ [illegible] તેનો ધુમાડો લેતા હતા જેમાના કોઈ કોઇ તો [illegible] ધુમાડાથી પેની નલી પડતી મુકી પડી રહેલા તરેહવાર [illegible] અફીમ મેહેતાઉની નિશાળમા [illegible] તેવા [illegible] કરે છે પછી તેની અંદર [illegible] તેની [illegible] પેસાર કરે છે અને મોટાપર [illegible] ધરે છે અને પછી તેનો [illegible] છે. [illegible] દરેક [illegible] આગળ [illegible] એક લાકડાનો [illegible] અફીમને ધુમાડો લીને [illegible] જેવું [illegible]

રહે છે, તોબી એ લખ તેઓ છોડી શકતા નથી. ત્યાંથી નિકળેલા ચીનાઓના ફ્રીમેસનનાં દેવળમાં ગયા હતા. અમો સાંભળીને અજબ થયા કે, ચીનાઓ ફ્રીમેસન કયે દહાડે થાય છે, પણ ખબર કઢાડતાં માલમ પડયું કે, એ લોકોમાંથી ૨૦૦૦ વરસ થયાં એક જાતની મેસનરી જેવીજ મંડળી છે, જેમાં મરદોનેજ લે છે અને એક બીજાને નિશાણીઓથી પિછાણે છે તથા અંદર સામેલ થવાની ક્રીયા સઘળું કરે છે, પણ તે જુદીજ રીતની છે અને ફ્રીમેસનરીને મળતી નથી. એ લોકોના દીવાનખાનાંમાં હારબંધ ચીનાઈ ખુરસીઓ ગોઠવેલી છે, અને ફરનીચર સારૂં છે, પણ બીજું કશું પણ દીસ્તું નથી એ દીવાનખાનમાં નવા સામેલ થનાર ઉમેદવારને કાંઈ ક્રીયા કરીને પછી પડોશના ઓરડામાં એક દેવળ છે ત્યાં લઇ જઈને એ દેવળમાં મેસનરી પેહેલાં એ લોકમાં ઊભી કરનારની મુરતી છે, જ્યાં કાગજો તથા અગરબતી અને સુખ્ખડ બાળી તેને સોગંદ આપે છે. ત્યાંથી નિકળેલા ઈહાંની ગલીગુચીઓમાં જ્યાં જુગારખાનાઓ બેસુમાર છે, ત્યાં ફરીયા હતા. એ જુગાર રમવાતુ સરકાર અટકાવે છે, તેથી ચીનાઓ જે ઘરોને જુગારખાના દાખલ વાપરે છે તેની દેવાલ લોખંડની જાડી બોઈલરોની પ્લેટની બનાવે છે, દર બીજું કે ત્રીજું ઘર એવા મોહોલ્લામાં આવી રીતનાં જાડાં લોખંડના બાંધેલાં દેખાતાં હતાં. હવે જો પોલીસનો કોઈ અમલદાર ત્યાં આવે તો, દર ઘરની બાહાર બારણાં આગળ એક માણસ ઉભેલુ હોય છે તે તરત પેહલું બારણું બંધ કરીને અંદરવાલાઓને જણાવા દોડી જાય છે અને પેલો અમલદાર ઘર આગળ આવીને ગમે એટલું હથોડીથી બારણાં તથા દેવાળપર ઠોકે પણ તે તરત ભાંગી શકતો નથી અને અદરથી આવી ચીનાઓ બારણું ઉઘાડે તે આગમચ નાની જાલીમાંથી તેને પુછે છે કે તું કોણ છે, શું કામ આવ્યો છે એમ કરીને વખ્ત કાહડે છે, તેટલાં ઉપર મળેલા જુગારીઓ જુગારનો સઘળો સામાન ભાંજી બાળી નાખે છે કે પેલા અમલદારો જ્યારે અંદર આવે ત્યારે તેઓ પાસે કથી સાહેદી જુગાર રમવાની મળતી નથી અને જાણે ખાલી અમથા મોજ

ફરવા મળ્યા હોય તેમ બતાવે છે પોલીસવાલાઓ એ બધી તાલ જાણે છે, પણ નાચાર છે કે ઉપલી તાલને લીધે પકડી શકતા નથી. અમો એ મોહોલ્લામાં ફરતા હતા ત્યારે ઝપાઝપ એવાં બારણાંઓ અમોને વખ્તે છુપા લેખાસના અમલદારો હોય કરી સમજીને બંધ કરી નાખતા હતા. ત્યાથી પાછા મોટા રસ્તાપર આવીને ચીનાઇ નાટકશાળા જોવા ગયા હતા. અંદર જવાની જે ધણી અરધો ડાલર ફી આપે છે તેને સ્તેજ ઉપર તથા પરદાઓની પાછળ જવાની છુટ છે. બાકીનાઓ પાસથી પા ડાલર લેછે તેઓ નાટકશાળામાં બેસીને જોયછે. નાટક દરરોજ રાતના થાએ છે તોભી આખું ઘર ચીનાઓથી ભરાઇ ગયુ હતુ. નાટકશાળા એક લાંબા હોલ જેવી છે, જેને છેડે તખ્તા ઉપર નાટક થાય છે, પણ તેને પરદા સીનરી કશું મળે નહી બેઠકોને મથાળે ગેલરી છે ત્યા ઓરતો સારૂ જુદો બેઠકો છે, જ્યા ધણી ચીનીઓ ભપકાદાર પોશાકમા ખુલ્લે મોઢે બેઠેલીઓ હતી. અમો સ્ટેજની પાછળને રસ્તે અંદર ગયા નાટકીઓને જોઈને નાટક કરવાના તખ્તા ઉપરજ ખુરસીઓ આપ્યાથી બેઠા હતા. નાટકીઓ બધા મરદોજ છે, ઓરતો નાટક કરતી નથી, નાટકમા કાંઈ દમ જેવુ હતું નહી. અમો આસરે અરધો કલાક ઘોભ્યા તેટલા વખતમાં બે જવાનો ઓરતોના પોશાકમા ગીતના આકારે આપનસાપન વાત કરતા હતા. જેનો સાર પુછતા એમ માલમ પડ્યુ કે એક સોદાગરની ઓરતની બેન ઘણી ગરીબ હાલતમા હતી તેનો જમાઈ જે [illegible] જેવો હતો, તે પોતાની બેઉ બેનોના પાસે આવજાવ કરી પેલી સોદાગરની ધનવાન બેન પાસથી જણસ તથા રૂપિયા લાવી ગરીબ હાલતની વિધવા બેનને આપતો હતો. અને તે [illegible] સોદાગર [illegible] સોદાગર વરને પટાવી સમજાવીને [illegible] હતી [illegible] નાટકની મગત અને અરધો કલાકનો [illegible] હતી. [illegible] ગાયનમા કશો દમ હતો નહી.

ઓરતના [illegible] [illegible] હતો [illegible] [illegible] [illegible]

એક સારંગી એક તારની મુબઈમાં ગોપીચંદ રાજાના ગીતો ગાનારાઓ વજાડે છે તેને આબાદ સાદ તથા દેખાવમાં મળતી હતી અને વળી આખાં બેંડમાં ઢોલ, પીંગોડી તથા છમછમિયા મુબઇનાં ટકોરખાનાને મલતું હતું. ગાયન અચકી અચકીને ગાતા હોય તેવી ઢપનું હતું. અમોને તો એ જોઈને કંટાળો આવ્યાથી પાછા જલદી ત્યાથી બાહાર નિકળ્યા હતા. એ નાટક રોજ સાંજના પાંચથી રાતનાં બાર વાગ્યાં સુધી થાયછે અને હેરફેર જુદી જાતનાં નાટકો થાયછે. અમો લખતાં ભુલી ગયા કે એનાં એકટીંગમાં લડાઈપર જવાની તૈયારી સારૂં સોલજરો તૈયાર થયલા સ્ટેજના પરદાની પાછળ અમે જોયા હતા જેઓ મોઢાપર રંગ જાતજાતનાં લગાડી શેહેતાન યા દેવના જેવા કદરબીહામનાં દેખાવના તૈયાર થયલા હતા જે ઘણા હસવા લાયક લાગતા હતા આગળ ચીનની લડાઈઓમા એ માફક સોલજરો વેશ પેહેરી જાણે સામા ધણીને બિહીવડાવતા હતા. નાટકશાળામાથી નિકળીને ચીનાંઓનું અહીયાં સૌથી સરસ રેસટરાં છે, ત્યા ગયા હતા. એને ઘણું સારી રીતે ચીનાઈ ફાશીન શણુગારેલુ છે. પરદાઓ તથા ફરનીચર સઘળું ચીનાઈ સીસમી તેમાં સીપ ઈનલેડ કીધેલાનુ છે તથા ચીનાઇ પરદાઓ નકશીના બનાવેલા છે. ઈહિ બાહાર દેશાવરોથી આવતા અમેરિકનો તથા યુરોપિયનો ચીનાઈ રીતનું રાંધેલુ ખાવા આવે છે સાભળવા મુજબ એકી વખતે એક ટેબલપર ૫૦ જાતનાં પકવાનો સુધી ઈહાં આપે છે. અમો ગયા ત્યારે થોડાએક ચીનાઓ તથા ચીનીઓ ત્યાં વાજીંત્ર સાથે ગાયણ કરી પોતપોતામાં મોજ કરતા હતા. ઓરતોનો સાદ મઝેનો ઝીણો હતો પણ અમો ગાયણ નાટકશાળામાં સાંભળી આવ્યા તેના રાગને મળતું હતું. અમોએ ચાહ માગવાથી તે તથા થોડીએક ચીનાઇ સુકી ફરત અને સુરબો અમારી આગળ મુકયો હતો. ચાહ ઘણી ઊંચી અને સારી બનાવટની આપી હતી પણ તેમાં દુધ કે ખાંડ કશું નાખેલુ હતુ નહી. તે ચાખીને જો કે સ્વાદદાર હતી તોબી ખાંડ દુધ વગર પીવા ગમી નહીં. અમારી આગલ એ લોકો ચોખામાંથી સામસુ નામનો દારૂ બનાવે છે તેબી ચાખવા સારૂ લાવી મુકયો હતો

જે ઘણોખરો મુબઇમા છાસ્તીમા તારનો દારૂ (સિરાખ) બનાવે છે તેને મળતો આવતો હતો હોલમાં વચમા ૧૫ જણા સારૂ ટેબલ બિછાવેલી તૈયાર હતી, જેપર એક એક મુસલમાનોને ભઠયારખાનામાં ખાવાના પ્યાલાં આપે છે, તેવા ઘટમનાં પ્યાલાં તથા નાની નાની બબે રકાબીઓ મુકી હતી અને તેમા એકમાં તરબુચ અને ખરબુચાનાં બીજો ભુજેલાં મુકેલા હતાં અને તેમા જોયા મેળે ચીનાઓ એને ઘણા પસંદ કરતા હશે કારણકે દરેક છુટી છુટી મુકેલી ખુરસીઓની આગળબી ટેબલો ઉપર એ ચીજોની રકાબી મુકેલી હતી. એ રેસટરાંનું નામ, બન, સન, લો Bun, Sun, Low, કરીને આપેલુ છે. ત્યાંથી નિકળેલા એક ચીનાઈ આંધલી ઓરત આજે ૩૫ વરસ થયાં એકજ ઓરડામા પડી રહી છે જેને ઈંહાં સાધુ કરી કહે છે, ત્યાં ગયા હતા. ત્યા જોવાનું કાઈ નથી. પણ માણુસ જાત કેવી નજીસ રીતે બિલાડી તથા કુતરાઓ સાથ રહી શકે છે, તેનો એક એ નમુનો હતો. ઓરડો આયગે ૬ ચોરસ ફીટ સ્કવેર હશે તેમા તે બુઢી અને એક બીજો મરદ ૧૦, ૧૫ બિલાડી તથા કુતરા સાથે રહે છે, તે જગ્યા એવી તો નજીસ વાસ આવે છે કે અમો વધારે વખત ત્યાં થોભી શક્યા નહી. ત્યાથી ગામના બીજા ભાગોમા ફરીને પછી રેસ્ટરંગમાં આવ્યા હતા

જ્યાં સરત દોડાવે છે ત્યાં ફરતી જગ્યા બંધ ઘેરી લીધી છે, તેથી પૈસા આપે તોજ અંદર જવાય જેથી ગીરદી હતી નહી. સરતના ઘોડાઓબી માફકસરના હતા, અને ચાર સરત દોડવાની હતી. તેમાં પેહેલી બે વાગેને શરૂ થઇ અને અમો પાંચ વાગે ત્યાંથી નિકળ્યા ત્યારે ચોથી તો થવાની હતી. એટલો વચમાં વખ્ત કાહાડતા હતા. પણ ઇહાં સરતના જુગાર ઊપ્રાંત એક બીજો જુગાર પણ ચાલતો હતો તેમાં એક લાકડાંના નાના થાભળા સાથે નબરો માડેલી ચકરડી હતી જે ફેરવીને જે નંબર તેમાં રમનારાઓએ કબજ કીધાં હોય તે નંબર જો આવે તો તેઓને ચોકસ રકમ સરત રમનારાઓએ અંદર મુકેલી રકમ માફક મળે. બીજીગમ એક ગોળ ચકરડાંપર નાના રમકડાના ઘોડાઓ સરત રમતા હોય તેમ ચાપ દાબી તે ઘોડાઓ કમાનના જોરથી દોડે છે અને તેમાં રમનારાઓ તે ઘોડાઓમાંથી એક એક પસંદ કરે છે ને જો પેહેલો આવે તો તેનેબી અંદર રમતમાં એકઠી થયલી રકમમાંથી કાંઇ મળે છે. એ મુજબ બેટીંગ ઊપ્રાંત જુગારી રમત પણ ચાલતી હતી. અમો ધારીયે છીયે કે અમેરિકન લોકો જેવા જુગારી તથા સટોલીયા લોક બીજે કેડે હશે નહીં. તેમાં ગરીબ લોક ઊપર મુજબની તથા સેન ફ્રાનસીસ્કોના એક્ષચેજમા ચાલે છે તેવી રીતે નાનો જુગાર તથા સટો રમે છે ને કરોડપતીઓ કરોડો રૂપિયાનો સટો ઊઠાવી ઊપર જેવા ગરીબ અને વચલેવાંધેનાં લોકની કમબખ્તી કરે છે. એવા લોકો ત્રણ ચાર જણા મળી જઈને એક બાબદ જેમકે શેરોનો સટો એક કંપનીનો ઊઠાવે છે. તેઓ શેરો પેહેલાં હરસે બને ત્યાં સુધી વેચાતા લઇ પોતા પાસે પૈસાના જોરથી એકઠા કરે છે ને પછી વાયદો કાહાડી શેરોનો ભાવ ઊપર લઇ જઈ પોતે લોકો પાસથી વેચાતા લેયા જાય છે. હવે કપનીના શેરો જો ૫૦૦૦૦ હોય છે, તો એક લાખ શેરો સુધી તેઓ એકના બેવડા યા તેવડા ભાવ સુધી વધારીને વાયદાના વેચાતા લે છે ને લોકો આવો મોટો ભાવ વધી ગયલો જોઈને આંગપર વેચ્યા જાય છે પછી જ્યારે વાયદો પાકે છે ત્યારે શેરો આપી શકતા નથી ને શેરોનો મોઢે માગ્યો ભાવ પેલા સટોડીયાઓ

કાપી લે છે ને પોતે મોટો તડાકો મારી ગરીબ લોકને પાયમાલ કરે છે. એ મુજબ હમણા બે મહિનાપર થોડાક પૈસાદાર વેપારીઓએ ઘઉંનો સટો ઊઠાવ્યો હતો અને ભાવ વધારી એક હાથ કરવા ગયા અને જ્યારે વાયદો પાકો ત્યારે આએ વખતે ન ધારેલો પાક મોટો થવાથી તથા ઘઉંનો ભાવ ઈહાં વધી જવાથી બીજા દેશાવરોથી એટલો તો ઘઉં આગગાડીમાં વધુ તુર આપીનેબી લાવ્યા, કે પેલા સટો ઊઠાવનારાઓ કરોડપતી હોવા છતાં અને બેંકોમાં માલ મુકી તે ઊપર થોડી છુટ રાખવા છતાં માલ ઉપાડી શકયા નહીં અને આખરે દીવાલું કાહડયું હતુ અને પછી ઘઉંનું બજાર થોડા દિવસ લોકોનાં ગભરાટથી એટલુ તો ઓસરી ગયું કે તેના ખરા ભાવથીબી ઓછું થઈને પેનીક થઈ ગઈ હતી. એ મુજબ અહીંયાંનાં લોકો સટો ઊઠાવી પોતે ખરાબ થવા ઊપરાંત ગરીબોનેબી ખરાબ કરે છે. આજે રાતનાં (Bush Street) બુશ સ્ટ્રીટ નાટકશાળામાં ગયા હતા જ્યા ગાયન સાથનો નાટક સારી રીતનો બજાવેલો જોયો હતો પણ અમો ધારી છીએ કે ઈંગ્લંડ તરફના નાટકોને પુગે નહીં.

વખ્ત બુમ માર્યા કરતાં હતાં, જેઓનો સાદ ગધેડું ધીરે સાદે બુમ મારતું હોય તેને મળતો આવે છે. એ કિનારાપર દરિયાના મોજાઓ ઘણા ઊછળે છે તેથી ફુવારાની માફક તેઓ અઠડીને ઊડે છે, તે મજેનું લાગે છે અને હવા પણ ઘણી સારી હોવાથી ત્યાં હોટલો તથા રેસટરાં ઘણાં કીધેલાં છે. સેન ફ્રાનસીસ્કોથી ત્યાં જવા સારૂ કેબલકારની ગાડીમાં ગોલડન ગેટપાર્ક સુધીમાં પાચ સેંટમા જવાય છે અને ત્યાંથી સ્ટીમકાર (ટરામની ગાડીને એનજીનથી ચલાવે છે, તેને સ્ટીમકાર ઈંહા કહે છે) માં પણ એટલાજ સેંટ આપવાથી છેક કિનારે સુધી પોહોચાડે છે અને દર પાંચ મીનીટે એવી ગાડીઓ લોકોને લાવ લઈ જાવ ત્યા કરે છે. ત્યાંથી નિકળેલા (Battle of Chattanooga) ચેટેનુગાની લડાઈનો પેનોરામા જોવા ગયા હતા જ્યાં ઊપલી છેલ્લી ઈંહાની માહો-માહેની લડાઇ સને ૧૮૬૧થી ૧૮૬૫ સુધી થઈ હતી તેમાની લડાઈની વિગતનો ચિતાર ઘણી સરસ રીતનો બનાવેલો દેખાડે છે. એ લડા-ઈમાં ૩૦૦૦૦ માણસ બે કલાકમાં માર્યું ગયું હતું તે લડાઈનો દેખાવ આબેહુબ જાણે ખરો બનતો હોય તેમ દીસે છે, અને જોવા-લાયક હતો.

**તા૰ ૯ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે ઈંહાં મીકેની-કસનું એકઝીબીશન હતું તે જોવા ગયા હતા. એ એક આર્ટ ગેલરીની ઈમારત છે કે જ્યાં અમરિકાની બનાવતો તથા પેદાશને લગતો સંગ્રહ ઘણો સારો અને જોવાલાયક કીધેલો હતો જેમાં ખેતીવાડીને લગત હથિયારોનો સંગ્રહ ઘણો જોવાલાયક હતો. જાતજાતની હોરો પોતેજ ખણીને મટોડીને છુટી પાડે, બીજી હોરો ખાડાઓ પાડી તેમાંથીજ અનાજ વવાતો જાય, ત્રીજી જાતના સાંચાઓથી અનાજનાં કનસ કપાઈને તેના છાલાં તેમાંજ નિકળી જઈ પાછળથી કોઠળાઓમા ભરા-ઇને તૈયાર થાય એવી રીતના ઘણી જાતના જોવાલાયક હતા. દરિયાના મોજાના પાવરથી સાંચાકામ ચાલે તેવો સાચો જેને (Wave Motor) વેવ મોટર કરી કહે છે, એથી સમુદ્રના મોજાઓ કામે લગાડી શકાય

છે. ધાતુની ખાંણના પથ્થર ભાંજવાના નવા સાંચાઓ જેમાં એકજ સાંચો સઘળી ખાન ભાંજી બધી રીતે પસાર કરી ધાતુ છુટી પાડી આપે છે. સોના તથા બીજી ધાતુની ખાનોના પથ્થરોના નમુનાઓબી ઈંહિ ઘણી જાતના હતા. એમાનો એક સોનાનો લાડો બનાવેલો છે, તેમાનો એક નમુનો મુકેલો હતો, જેતું વજણ ૫૧૨ રતલ છે, તેની કિમત અસલ માલની ૧૩૫૦૦૦ ડાલરની છે. એ સોતું ખક ખાનમાથી ૨૫ દહાડામાં કહાડ્યું હતું. ફ્રરનીચરકામબી ઘણી સરસ જાતનું નવી નવી કલાનું હતું. એ સઘળું જોવાલાયક હતું, પણ સઘળાંથી સરસ તો આ (California State) કેલીફારનિયા સ્ટેટના બાગોમાં ઊગતી ફ્રૂટના નમુનાઓ હતા, જેથી અરધો ભાગ સંગ્રહસ્થાનનો ભરેલો હતો ઈંહાં જેવા મોતા કદની ફ્રૂટો અમે જોઈ છે તેવી બીજી કેઠે અમારા જોવામા આવી નથી સેફ્રો નાનાં પપૈનાંસ જેટલાં, પીચીસો મોટાં મોસંબી જેટલાં, દરાખનો એક એક ઝુમખો સાત રતલની ઊપરનો, એક દરાખનુ વડ આસરે બે ફીટ ઊંચું હતું, તેપર નહીં હરો તો ૨૦થી ૩૦ રતલ દરાખના ઝુમખાઓ જાણે હાથથી તદન તેનુંજ ઝાડ બનાવ્યુ હોય તેવો હતો. કોઈ કોઈ ઝુમખાતો મોટી રતાળીઓ ભરી નાખે એટલા મોટા હતા બીટરૂટ ત્રણ ફીટ ઘેરાવામા અને અઢી ફીટ લાંબી ૧૫૦ [illegible] તેમાંજ વા તેથીબી

વપ્ન બુમ માર્યા કરતાં હતાં, જેઓનો સાદ ગધેડું ધીરે સાદે બુમ મારતું હોય તેને મળતો આવે છે. એ કિનારાપર દરિયાના મોજાઓ ઘણા ઊછળે છે તેથી ફુવારાની માફક તેઓ અફડીને ઊડે છે, તે મજેનું લાગે છે અને હવા પણ ઘણી સારી હોવાથી ત્યાં હોટલો તથા રેસટરાં ઘણાં કીધેલાં છે. સેન ફ્રાનસીસ્કોથી ત્યાં જવા સારૂ કેબલકારની ગાડીમાં ગોલડન ગેટપાર્ક સુધીમા પાંચ સેંટમા જવાય છે અને ત્યાંથી સ્ટીમકાર (ટરામની ગાડીને એનજીનથી ચલાવે છે, તેને સ્ટીમકાર ઈંહા કહે છે) માં પણ એટલાજ સેંટ આપવાથી છેક કિનારે સુધી પોહોચાડે છે અને દર પાંચ મીનીટે એવી ગાડીઓ લોકોને લાવ લઈ જાવ ત્યા કરે છે. ત્યાંથી નિકળેલા (Battle of Chattanooga) ચેટેનુગાની લડાઈનો પેનોરામા જોવા ગયા હતા જ્યાં ઊપલી છેલી ઈંદ્રાની માહોમાહેની લડાઇ સને ૧૮૬૧થી ૧૮૬૫ સુધી થઈ હતી તેમાની લડાઈની વિગતનો ચિતાર ઘણી સરસ રીતનો બનાવેલો દેખાડે છે. એ લડાઈમાં ૩૦૦૦૦ માણુસ બે કલાકમાં માર્યું ગયું હતું તે લડાઈનો દેખાવ આબેહુબ જાણે ખરો બનતો હોય તેમ દીસે છે, અને જોવાલાયક હતો.

**તા૦ ૯ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે ઈંહાં મીકેનીકસનું એકઝીબીશન હતું તે જોવા ગયા હતા. એ એક આર્ટ ગેલરીની ઈમારત છે કે જ્યાં અમરિકાની બનાવતો તથા પેદાશને લગતો સંગ્રહ ઘણો સારો અને જોવાલાયક કીધેલો હતો જેમા ખેતીવાડીને લગત હથિયારોનો સંગ્રહ ઘણો જોવાલાયક હતો. જાતજાતની હોરો પોતેજ ખણીને મટોડીને છુટી પાડે, બીજી હોરો ખાડાઓ પાડી તેમાંથીજ અનાજ વવાતો જાય, ત્રીજી જાતના સાંચાઓથી અનાજનાં કનસ કપાઈને તેના છાલાં તેમાંજ નિકળી જઈ પાછળથી કોઠળાઓમાં ભરાઈને તૈયાર થાય એવી રીતના ઘણી જાતનાં જોવાલાયક હતા દરિયાના મોજાના પાવરથી સાંચાકામ ચાલે તેવો સાચો જેને (Wave Motor) વેવ મોટર કરી કહે છે, એથી સમુદ્રના મોજાઓ કામે લગાડી શકાય

છે. ધાતુની ખાંણના પથ્થર ભાંજવાના નવા સાંચાઓ જેમાં એકજ સાચો સઘળી ખાન ભાંજી બધી રીતે પસાર કરી ધાતુ છુટી પાડી આપે છે. સોનાં તથા બીજી ધાતુની ખાનોના પથ્થરોના નમુનાઓબી ઈહિં ઘણી જાતના હતા. એમાનો એક સોનાનો લાઠો બનાવેલો છે, તેમાનો એક નમુનો મુકેલો હતો, જેતું વજણ ૫૧૨ રતલ છે, તેની કિમત અસલ માલની ૧૩૫૦૦૦ ડાલરની છે. એ સોનું ખક ખાન-માથી ૨૫ દહાડામાં કહાડયું હતું. ફરનીચરકામબી ઘણી સરસ જાતનું નવી નવી કલાનું હતું. એ સઘળું જોવાલાયક હતું, પણ સઘળાંથી સરસ તો આ (California State) કેલીફોરનિયા સ્ટેટના બાગોમાં ઊગતી ફ્રુટના નમુનાઓ હતા, જેથી અરધો ભાગ સંગ્રહસ્થાનનો ભરેલો હતો. ઈહિં જેવાં મોતા કદની ફ્રુટો અમે જોઈ છે તેવી બીજી કંઠે અમારા જોવામાં આવી નથી. સેફો નાનાં પપેનાંસ જેટલાં, પીચીસો મોટાં મોસંબી જેટલાં, દરાખનો એક એક ઝુમખો સાત રતલની ઊપરનો, એક દરાખનું થડ આસરે બે ફીટ ઊંચું હતું, તેપર નહી હશે તો ૨૦થી ૩૦ રતલ દરાખના ઝુમખાઓ જાણે હાથથી તદન તેતુંજ ઝાડ બનાવ્યું હોય તેવો હતો. કોઈ કોઈ ઝુમખાતો મોટી રકાબીઓ ભરી નાખે એટલા મોટા હતા. બીટફ્રુટ ત્રણ ફીટ ઘેરા-વામાં અને અઢી ફીટથીબી ઊપર લાંબા, મુળા પણ તેવાજ યા તેથીબી મોટાં કદના, ગાજરોબી તેટલાંજ મોટાં, કારેલા ત્રણ ફીટ લાંબાં, સલગમ બે ફીટના ઘેરાવાના, કલીફ્લાવર ચાર ફીટ ઘેરાવામાં, કાંડા છ ઈંચિ મોટા, કોબી બે ફીટ પોહોળી (વગર પાતરાંએ ફક્ત દરાજ) પ્લુમ્સ જાતની ફ્રુટ એટલી તો ઊગેલી કે ડાખળી વટીક દીસે નહીં, એજ માફક બીજી ફ્રુટો પણ ઊગાડેલી હતી. વેંગણાં જાણે મોટાં છાલ સાથનાં નાળિયર જેટલા, નકાઇદોરાના સાથા ૨૦ ફીટ ઊંચા, ઘઊંના સાંથા તેથી ઘોડાજ ઓછા એવા મોટા સાંથાઓનાં ખેતરો ઊંગાડેલા છે. જેમાથી દરેક એકરે ૮૦ બુશલ ઓટ્સ, ૪૦ બુશલ ઘઊં, ૬૦ બુશલ નકાઇદોરા, એ પ્રમાણે પાક ઊતારે છે. એ પ્રમાણે કાઇ જાત જાતની ફ્રુટ તથા તરકારી અને અનાજના બેસુમાર નમુ-

નાઓ ત્યાં મુકેલા હતા. કેલીફોરનિયામાં એટલી તો ફ્રૂટ ઉગે છે કે, તેના જેટલી બીજા દેશોમાં કેઠે ઊગતી હશે નહીં, અને સસ્તી પણ તેમજ છે. સૌથી મોગી ફ્રૂટ બધે પીચીસ હોય છે, તેવી ફ્રૂટના ૧૦૦ નંગના એક મજેના બાક્ષના ૫૦ સેંટ (મુંબઈના ૧॥ રૂપિયો) કિમત છે, અને જેમાં તો બાક્ષ તથા પેકીંગના ખરચના ૨૦ સેંટ ખરચ થાય છે, તે બાદ જતાં ફક્ત ૧૦૦ નંગના ૩૦ સેંટ યાને ૧૫ પેન્સ ઈંગ્લંડના પૈસા જેતલા ઊપજે છે. જો ઈંગ્લંડનાં એવાં મોટાં કદનાં પીચ લેવા જાવો તો સસતામાં સસતા વખ્તમાં અને તેબી ગામડાંમાં જ્યાં તે ઊગે છે ત્યાં એક નંગ યા બે નંગની એટલી કિમત આપવી પડે છે. એજ પ્રમાણે બીજી ફ્રૂટો ઘણીજ સસતી છે. આ એક્ઝીબીશનમાં ઓઈલ પેનટીંગના ચીત્રો પણ ઘણાં અને જોવાલાયક હતાં. રાતના અમો Alcazer નામની નાટકશાળામાં The Stranglers of Paris નો ખેલ હતો તે જોવા ગયા હતા. એની ઈમારત ઘણી સારી બધી ગીલીટ અને નકશીથી શણગારેલી છે, અને સેંટ ફ્રાનસીસ્કોની બધી નાટકશાળામાં એ "આલકાઝાર ઠીયેટર" સરસ ગણાય છે. ખેલ માફકસરનો હતો, કાંઈ ઘણો દમ જેવો નહી હતો. અમે આવતી કાલે અમેરિકા ખંડ છોડીને પેસીફીક મહાસાગરને રસ્તે જાપાન તરફ જવાના છીયે તેથી અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટસને લગતી થોડી એક જાણવાજોગ વિગતો લખીયે છીયે. એ યુનાઇટેડ સ્ટેટસ ૩૮ મોટા સ્ટેટો અને દેશોની સરકારો મળીને એક મોટું પ્રજાસ્તાક રાજ બનેલુ છે. જે લોકો દરેક સ્ટેટમાંથી બે સેનેટરસો ચુંટીને સેનેટમાં મોકલે છે, તેથી એ સ્ટેટની સેનેટ (જે ઈંગ્લંડના હાઊસ ઓવ લાર્ડસને મળતુ આવે છે) ૭૬ જણાથી બનેલી છે. એથી ઊતરતું હાઊસ જેને હાઊસ ઓવ રેપ્રીઝેનટેટીવ કરી કહે છે તેને દરેક ડીસ્ત્રીકટ ચુંટી કાહાડે છે. એવા ૩૧૬ પ્રતીનીધીઓ એટલા ડીસ્ત્રીકટોના છે. દરેક ડીસ્ત્રીક વસ્તીના પ્રમાણ મુજબ ગણાય છે. જેમ વસ્તી વધતી જાય છે તેમ તે પ્રમાણ વધારે છે. આગળ દર ૧૪૩૦૦૦ માણસની વસ્તીની એક ડીસ્ત્રીકટ ગણુતા હતા, પણ ત્યાર પછી છેલ્લી ચુટણી

વખ્તે કોનગ્રેસમાં ધારો પસાર કરીને ૧૫૩૦૦૦ માણુસની વસ્તી દીઠ એક ડીસ્ત્રીકટ વસ્તી વધી ગયાથી બનાવી છે. એ મુજબ એક સ્ટેટ-માંથી બે સીનેટરો (પછી ગમે એટલી તે સ્ટેટની વસ્તી હોય) અને તે સ્ટેટની વસ્તી પ્રમાણે દરેક ડીસ્ત્રીકટ અને દર ૧૫૩૦૦૦ માણુસે એક પ્રતીનીધી હાઊસમાં મોકલે છે, જે બધાઓનું ભેગું નામ કાનગ્રેસ કરીને કહે છે. વળી દરેક ડીસ્ત્રીકટ પોતાનામાંથી એક ઈલેકટર (Elector ઠેરવે છે, જેઓ બધા ઈલેકટરો એકઠા મળીને એક પ્રેસીડંટ તથા વાઇસ પ્રેસીડંટ ચુંટી કાહાડે છે પ્રેસીડંટનો ઓધો ચાર વરસનો છે, સેનેટરોનો ઓધો છ વરસનો અને પ્રતીનીધીઓનો ઓધો બે વરસનો છે. તે મુદત પછી નવા મેમબરો ચુંટી કાહાડે છે, અને જુના મેમ-બરો ચુંટી કાહાડવા લાયક ગણુાય છે. એ કાનગ્રેસ બધા યુનાઇટેડ સ્ટેટસને લગતા ધારા બાંધે છે, તથા પસારબી કરે છે, તેથી તેને Legislative Body (ધારા બાંધનારી સભા) કરીને કેહે છે. તે પસાર કીધા પછી અમલમા લાવવા પ્રેસીડટ તે ઊપર સહી કરે છે, તેથી તેને (Executive Body) એકઝીકયુટીવ બોડી કહે છે.

હવે એ ધારા પસાર કરવામાં એ રાજનાં બંધાણુથી ઊલટું હોય છે તો ઈહાની વડી કોર્ટના ૯ જડજ હોય છે તેઓ પોતા સામે તે બીલની તકરાર કરી તેને રદ કરી શકે છે જેને (judicial Body) જુડી-શીયલ બોડી કહે છે. એ મુજબ ત્રણ ભાગમા ઈહાંની સરકાર વેંહેં-ચાયલી છે. એક બીલ નિચલા હાઊસવાલાએ પસાર કીધુ તો તે ઊપલા હાઊસ (senators) માં પસાર થવું જોઈયે અને તેજ મુજબ ઊપલા હાઊસનાં બીલો નિચલાં હાઊસે (Representatives) પસાર કરવું જોઈયે. બેઉમાં પસાર થયા પછી પ્રેસીડંટ તે ઊપર સહી કરે કે બીલ પસાર થયલું કહેવાય, પણુ જો પ્રેસીડંટ બીલ પસંદ નહી કરે અને દસ દહાડામા સહી નહીં કરે તો બીલ પાછું બેઊ હાઊસમાં ફરીથી જાય છે અને ત્યાં બે ત્રીયાઊશ ભાગથી જો પસાર પાછુ થાય છે તો પ્રેસીડંટની દરકાર વગર તે ધારામાં પસાર થાય છે, પણુ જો ઊપલાં વધુ મત નહી મળે તો તે બીલ ઊડી જાય છે. પ્રેસીડંટનો

પગાર વરસ દહાડે ૫૦૦૦૦ ડાલરનો, વાઇસ પ્રેસીડંટનો ૯૦૦૦ અને દરેક સેનેટર તથા પ્રતીનીધીનો ૫૦૦૦ ડાલરનો છે. જડજોનો લવાજમભી ૫૦૦૦ ડાલરનો વરસ દહાડે છે. એ ઊપરાંત મુંસાફરીનો લવાજમ બધાને મળે છે તે જુદો છે હવે એ યુનાઇટેટ સ્ટેટસોના હાથ હેઠલ બીજા આસરે ૧૦ મોટા દેશો છે, જેઓને સ્ટેટ દાખલ હજી કાંઇ કારણસર સામેલ કીધા નથી. તેઓને ટેરીટરીસ (Territories) કહે છે જે યુનાઇટેટ સ્ટેટસની ખુદ મીલકત ગણાય છે. એમાની કોઇની વસ્તી બે લાખની અંદરની હોવાથી, કોઇ એ સ્ટેટમાં સામેલ થવાની માગણી નહીં કરવાથી, કોઈ પોતાનું કામ પોતે બજાવી શકે તેવી હાલતમાં નહીં હોવાથી અને કોઇ (મોરમનોની માફક) ઊલટો ધર્મ ચલાવવાથી સ્ટેટ દાખલ સામેલ થઇ શક્તા નથી. જે દેશની વસ્તી બે લાખને આસરે થાય છે તે સ્ટેટ થવા લાયકની ગણાય છે, અને તેઓ કાનગ્રેસને તે બાબેના હક સારૂં અરજ કરે છે. કાનગ્રેસમાં જો તે પસાર થયું તો પછી તે સ્ટેટમાં ગણાય છે, નહીં તો યુનાઇટેડ સ્ટેટસના ટેરીટરીમાંજ ગણાય છે, અને તેના ગવરનર તથા બીજા ઓધેદારો સઘળા સેનેટનું મત લેઇને પ્રેસીડંટ ઠેરવે છે, તથા તેઓ સારૂં ધારા સઘળું કાનગ્રેસમાં બાહાલી લેવામાં આવે છે, પણ જે સ્ટેટમાં સામેલ થયું કે પછી તેઓ પોતપોતાના સ્ટેટને લગતા ધારાઓ પોતાની ધારા સભા ચુંટી કહાડીને બાંધે છે અને જાણે એક જુદા રાજ હોય તેમ તેનો વહીવત ચલાવે છે તથા કરો વીગેરે સઘળું નાખે છે એ ધારા સભા જેને (Assembly) કરી કહે છે, તે દર સ્ટેટ કાઊન્ટીસ (Counties) માં વેંહેંચાયલા છે તે કાન્ઊટી દીઠ ૨ જણાને પસંદ યાને ચુંટણી કરે છે. જેઓ બધું તે સ્ટેટનુ કામ કરે છે. હવે વળી પેલા કાઊન્ટીસો દરેક પોતાની ધારા સભા જુદી રાખે છે. જેઓને તે કાઊન્ટીમાં આવેલાં શેહેરો તથા ગામડાંઓ ચુંટી કહાડે છે, તેવો કાઊન્ટીને લગતું કામકાજ કરે છે અને વલી દરેક શેહેર તથા ગામડું પોતાની મ્યુનીસીપાલીટી જેવી સભા ચુંટી કહાડે છે, જેઓ તે શેહેર તથા ગામ

ડાંનું કામકાજ ચલાવે છે. એ પ્રમાણે જાણે દરેક ગામડું તથા શેહેર તથા કાઊંટી અને સ્ટેટસનું જુદું પ્રજાસ્તાક રાજ હોય તેમ છે, અને તેઓને ચુંટી કહાડવાનો દરેક અમેરિકન રેહેવાસીને હક છે. અમેરિકામાં જે બહાર દેશાવરોથી લોકો વસવા આવે છે તેઓ ગમે ત્યાં પોતા સારૂ ૧૬—એકર જમીન પસંદ કરીને તે સારૂ માગણી કરે છે કે તેને ૧૪ ડાલરના ખરચે તેટલી જમીનને લગતાં ખતપતર મળે છે. તે ધણીએ ૫ વરસ સુધી ત્યા રહીને તે જગ્યાને સુધારવી જોઈયે તો પછી તેનો ખુદ ધણી તે થાય છે, નહીં તો સરકાર પાછી લઈ લે છે. ૩ વરસ અમેરિકામા કોઇબી શખ્સ રહે અને પછી ત્યાં સોગંદ લીયે તો અમેરિકન રહેવાસી દાખલ તે ગણાય છે અને બધા હકો તેને મળે છે અમેરિકાનું યુનાઇટેટ સ્ટેટસ જે ૩૮ સ્ટેટોનું બનેલુ છે તે સ્ટેટોના નામ નિચે મુજબના છે—૧ આલાબામા, ૨ આરકેનસાસ, ૩ કેલીફોરનિયા, ૪ કોલોરેડો, ૫ કેન્કટીકટ, ૬ ડીલાવર, ૭ ફ્લોરીડા, ૮ જ્યોરજીઆ, ૯ ઈલીનોઇસ, ૧૦ ઈન્ડીઆના, ૧૧ આઇઓવા, ૧૨ કેનસાસ, ૧૩ કેન્ટકી, ૧૪ લુસીએના, ૧૫ મેએન, ૧૬ મેરીલેંડ, ૧૭ મેસેચ્યુસેટસ, ૧૮ મીકીગેન, ૧૯ મીનીસોતા, ૨૦ મીસીસીપી, ૨૧ મીસુરી, ૨૨ નીબરાસ્કા, ૨૩ નિવાડા, ૨૪ ન્યુ હેમપશાયર, ૨૫ ન્યુજરસી ૨૬ ન્યુયોર્ક, ૨૭ નોર્દ કેરોલાઇના, ૨૮ ઓહાઇઓ, ૨૯ ઓરીગોન, ૩૦ પેનસીલવેનીઆ, ૩૧ રોહોડ આયલંડ, ૩૨ સાઊદ કેરોલાઇના, ૩૩ ટેનીસી, ૩૪ ટેકસાસ, ૩૫ વરમોટ, ૩૬ વરજીનિયા, ૩૭ વીસકોનસીન અને ૩૮ વેસ્ત વરજીનિયા છે (Territories) ટેરીટરીસો જે યુનાઇટેડ સ્ટેટને હસ્તક છે તેઓનાં નામો ૧ ડાકોટા, ૨ મોનટાના, ૩ એરીજોના, ૪ ઈડેહો, ૫ ઊટા, ૬ વોશીંગટન, ૭ ઇન્ડીયન, ન્યુમેક્ષીકો, ૯ વાઇઓનીગ અને ૧૦ મુ આલાસ્કા કરીને છે યુનાઇટેડ સ્ટેટની સરકાર કર દાખલ અમેરિકાના આવતા માલ ઊપર જગાત ઘણી મોટી લે છે, તથા તમાખુ અને દારૂ ઊપર પણ મોટી જગાત છે તે સિવાય બીજો કશો કર રૈયતપર નાખતા નથી અને તેનાથી સઘળો સરકારી ખરચ

જેવો કે કાનગ્રેસ તથા પ્રેસીડંટ, જડજો અને ઓધેદારો લશ્કર ઇત્યાદીનો ચલાવે છે, અને તે ઉપરાંત એ સરકારનું કરજ જે છેલ્લી માહોમાહેની લડાઈ પછી ડાલર ૨૮૦૦૦૦૦૦૦૦ નું થયું હતું, તેનુ વ્યાજ આપવા ઊપરાંત મુદલ કરજ પણ ફીટાડતા આવે છે અને હમણા એ કરજ ૧૨૦૦૦૦૦૦૦૦ નું બાકી છે અને તે જલદી આપી દે તેમ છે. પણ રૈયત તે બધું આપી દેવા સામે થાય છે, કે એથી રૈયતનું નાણું રોકવાનું સાધણ જતું રહેશે, તેથી દર સાલ આસરે ૫ કરોડ ૫૦ લાખ ડાલરને હિસાબે મુદલમાં આપે છે અને હમણા જે કરજની "પ્રોમીસરી" નોટો પાકતી નથી તેને "પ્રીમીયમ" આપીને વેચાતી લેવી પડે છે. ઈહાં લેવાતી જગાત અમોએ આગલ ન્યુયોર્ક આવ્યાં તે વખ્તે લખેલું છે તેમ ઘણી મોટી છે અને તે સારૂ ઈહાંના લોકમાં મતફેર ઘણો છે તેથી સરકારમા બે ટોળીઓ થઇ ગઇ છે. રીપબલીકન પાર્ટીવાલાઓ અને ડેમોક્રેટીક પાર્ટીવાલાઓ જેમાના છેલ્લા એ જગાતની સામે છે અને કહે છે કે એથી બાહાર દેશાવરોનો વેપાર ખીલતો નથી પણ રીપબલીકવાલાઓ કહે છે કે આવી જગાતથી અમેરિકનોને પોતાને પોતાનો ઉદયોગ વધારવાની ફરજ પડે છે, અને તેથી કરી ઈહાંના મજુરી કરનારા લોકોને ફાયદો થાય છે અને વળી વધતો ભાવ ઊપજાવવાથી મજુરોને મોટો પગાર આપવાને તેઓ શક્તિવાન થવા ઉપરાંત પોતેબી કમાઇ કરી શકે છે, અને ઈહાંનો માલ ઈહાંજ સારે ભાવે ખપાવી શકે છે. એ મુજબ ઈહાંની કાનગ્રેસમાંબી બે તડાં પડેલાં છે, હમણાનો પ્રેસીડંટ મી૦ કલીવલેંડ ડેમોક્રેટીક છે પણ સેનેટ રીપબલીકન છે તેથી સમતોલ થઈ રહે છે. યુનાઈટેડ સ્ટેટસને હસ્તક બધી મળીને આસરે ૩૫૪૭૦૦૦ ચોરસ માઈલની જગ્યા ઊત્તર અમેરિકામાછે અને તેની વસ્તી આસરે ૬ કરોડ આદમીની કહેવાય છે. એમાં ૧૯ શેહેરો ૧ લાખની વસ્તીની ઊપરનાં છે. બધી મળીને એમાં ૧૩૫૦૦૦ માઈલની રેલ્વેઓ છે અને દર સાલ નજદીક ૧૦૦૦૦ માઈલ રેલ્વેઓ વધે છે જયારે આપણાં હિંદુસ્તાનમાં બધી મળીને લાયગે ૧૩૦૦૦ માઇલની રેલ્વેઓ હશે. એ

૭ કરોડ માણસો એટલાં તો મેહેનતુ છે કે તેથી ઈહાંનો વેપાર ઘણો મોટો વધારી મુકયો છે. અડસટા મુજબ ઈહાંની બધી પેદાશ અનાજ, ધાતુ, કોલસો તથા ઊદયોગ સૌ મળીને વરસ દહાડે ૧૦ અબજ ડાલરની કહેવાય છે તેમાં ૭૮૦૦૦૦૦૦ ટન તો ફકત કોલસો કહાડે છે. એના વેપારમાં નિકાશ ડાલર ૭૯॥ કરોડનો અને આયાત ડાલર ૬૩॥ કરોડનો છે. વરસ દહાડે ઈહાં આસરે ૫ લાખ માણસો યુરોપથી જાથુંકનાં વસવા આવે છે.

ઈહાનો કોનટીનંટની અંદરનો વેહેવાર (Internal Trade) મોટી મોટી નદીઓ તથા સરોવરોથી ઘણો ચાલી શકે છે. ફકત મીસીસીપી નદીમાં ૭૫૦૦૦ મૈલની જગ્યા સુધી વાહાંણો આવજાવ કરી શકે છે. એટલી મોટી નદી તથા તેના એ ફાંટાઓ છે અને ફકત એ નદી તથા મીસુરી નદીમા ૩૯૦૦ મૈલ સુધી સીધાનેસીધા સ્ટીમરોમાં જવાય છે. ઈહાંની છેલ્લી સેનસસની ગણત્રી મુજબ સને ૧૮૭૯ માં ૫) કરોડ માણસોની વસ્તી હતી ને તેઓ નજદીક સાડાદસ કરોડ એકર જમીનપર ખેતીવાડી કરતા હતા. તેનેથી ઊપલી વસ્તીને અનાજ પુરો પાડવા ઊપરાત બીજે દેશાવરો ખાતે ૨૮॥ કરોડ બુશલ અનાજ મોકલી શકયા હતા. સને ૧૮૭૦ થી ૮૦ સુધીમાં એ દેશમાં ૭૩ કરોડ ડાલરની કિમતનું સોનું તથા રૂપુ ખણી કાહાડયું હતું અને હમણા દુનિયાના ખપતું અરધુઅરધ સોનું તથા રૂપું એ દેશમાથી નિકળે છે. લોખંડની ખાણો પણ આખી દુનિયાને પુરી પડે એટલી હાલ ચાલેછે. એજ ઊપલા ૧૦ વરસમાં ઈહાનાં કારખાના વધાને છેલ્લાં વરસમાં નજદીક ૪॥ અબજ ડાલરની તેમની કિમત થઈ છે જે સને ૧૮૭૦ કરતા નજદીક એક અબજ ડાલર ઊપર વધારે છે. કેલીફોરનિયા જ્યાં હમણાં સોનું તથા રૂપુ ઘણું નિકળે છે તે સને ૧૮૪૯ મા પેહેલું સોનું લા શોધી કાહડ્યા પછી સને ૧૮૮૧ સુધીમાં લાંથી ફક્ત સોનુજ એક અબજ અને સતર કરોડ ડાલરની કિમતનું મળ્યું છે ને દર સાલ હમણા ત્યાંથી ૨॥ કરોડ ડાલરનુ સોનુ નિકલે છે અને એ પ્રમાણે નિવાડા, મોનટાના, ઈદાહો, અને કોલોરેડોએની સોના તથા રૂપાની ધાતુએ

કરોડો ડાલરની કિમતની કહાડી છે અને હજી કાહડે છે. એ ખાણો ચાલે છે તેમાંની ફક્ત એક ખાણ જેને કોમસ્ટોક લોડ (Comstock Load) કરી કહે છે તેણે સને ૧૮૭૭ ના સાલમાં ૩ાા કરોડ ડાલરની કિમતની ધાતુ કાહાડી હતી. લોખંડની ખાણનોબી ઈહિાં કાંઈ ઠાગ નથી. ફક્ત આયરન માઉનટન અને પાઇલટ નોબ (Iron Mountain and Pilot Knob) ના પાહાડોમાંજ ૫૦ કરોડ ટન લોખંડ સૌથી ઊંચી જાતનું સમાયલું કહે છે. કલાઇની ખાણ મીસુરી સ્ટેટમાંજ ફક્ત ૫૦૦૦ મૈલની જગ્યા રોકે છે તેમાથી સને ૧૮૭૭ માં સાડાછ કરોડ રતલ કલાઇ કાહાડી હતી. ત્રાંબુ બે સ્ટેટસ સિવાય બધાં સ્ટેટસોમાંથી મળે છે. ગંધકના તો જાણે આખા પાહાડોજ છે, ઇદાહોના સ્ટેટના એક પાહાડમાથી ૮૫ ટકા ગંધક મળે છે. લુસીયના સ્ટેટમાં ગંધક ૧૧૨ ફીટ જેટલા થરોમાં અને ટંકણ ખાર (Borax) નિવાડા સ્ટેટસમાથી એટલો મળે છે કે દુનિયાંને પુરો પાડી શકે, વાયોમીંગના સ્ટેટમાં સોદાનો ખાર (Sulphet of Soda) ત્યાંના સરોવરમાંથી ૧૫ ફીટ જેટલા જાડા થરોનો મળે છે એ પ્રમાણે એ સ્ટેટસ બધી રીતે ભરપુર છે, અને તે બધી દટાયલી દોલત કહાડવાને મેહેનત કરે છે તો આજે ઈહિાંનું લોક દુનિયાના બીજા ભાગોના લોકો કરતાં પૈસાવાલું ઘણું થઇ ગયુ છે. જ્યાં સાંભળીયે ત્યાં કરોડોનીજ વાત છે, લાખો તો કાંઇ જાણે બિસાદમાંજ નથી. હમણા જમીન સારૂં દોડાદોડી આથમણના ભાગ તરફ ઘણી થાય છે, ઊગમણ તરફનો ભાગ આગળ આવેલાં લોકોથી વસી ગયો છે અને તેઓએ સરસ જગ્યાઓ ચુંટી લીધાથી હવે આથમણ તરફ બધું બહાર ગામોથી આવતું લોક વસવા લાગ્યું છે અને તેથી ત્યાંનો વેપાર ઘણો વધી ગયા ઉપરાંત જમીનની કિમત પણ દીનપરદીન ઘણી વધતી જાય છે. જો કોઈબી મેહેનતું માણસ અહીયાં થોડા પૈસા લઇ આવીને ઊદ્યમ કરે તો અમે ખચીત કહીયે છીયે કે તે ઘણો ફાવી જાય, પણ તે આવનાર ઘણી ઉદ્યમવાલો ઉપરાંત હિમતવાન પણ જોઇયે. તેણે જંગલોમાં જ્યાં આસપાસ માઇલો સુધી કાંઇ વસ્તી નહી અને જંગલી

ઈન્ડીયનોની ધાસ્તી ત્યાં રહીને ઉદ્યમ કરવો પડે છે અને પછી થોડા વર્ષમાં તે ફાવી જાય છે. રેલ્વેથી બધેબધ હમણાં સગવડ પણ ઘણી થઇ છે અને હજી પણ એ રેલ્વેઓ દર સાલ વધતી જાય છે. જ્યાં હજારો વરસનાં જંગલોથી જમીન એવી તો ફળવંત થયલી છે કે ત્યાં વરસો સુધી વગર ખાતર આપવે પાકો ઊતર્યો જાય છે. જાનવરો સારૂં ચારાની જગ્યા જોઇયે તેટલી મળે છે અને જ્યાં બારે માસ વરસાદ પડતો નથી, ત્યાં આરટીઝન કુવાઓ (Artisen wells) ઘણાજ થોડા પૈસામાં બનાવી શકાય છે, જેથી જમીનને પાણીબી બિસિયાર થોડે ખરચે મળી શકે છે અને વળી એ ખેતીવાડી ઊપરાંત કાંઇ ધાતુની જગ્યા શોધી કાહાડી તો પછી તેનો માલેક તે શોધનાર ધણી વગર કિમત આપવે થઇ શકે છે. ફક્ત ત્યાંની સરકારને કાંઈ રોયલટી (Royalty) આપવી પડે છે. ઈહાં એવો ધારો છે કે, ગમે તે ધણીની જગ્યા હોય તે પર જો બીજો પરભાડો શખસ કાંઈબી ખાણ શોધી કાહાડે અને પોતે તે ચલાવવા માગે તો તેને તે મળે છે અને કિમત કશી આપવી પડતી નથી. અમેરિકાનું લોક ઘણું ખરૂં ભેસરાઊ છે અને આપણી સાથે કાંઈ ઓળખાણ કરવાની વાત જોતાં નથી, પણ તરત ભેળાઈ જાય છે. જેઓ પૈસાદાર અને સારી કેળવણીવાલા છે તેઓ રીતભાતે સારા અને સ્વભાવે ઠંડા છે, પણ અભણ અને નવા આવેલા લોકો ઘણા હલકા અને ઊતાવાળા સ્વભાવના છે. દરેક જણની પાસે રીવાલવરતો હશેજ હશે અને જરા વધારે તકરારમાં આવ્યા કે તરત તે બાહાર નિકળેલીજ છે અને એ મુજબ ઘણાં ખુનો થાય છે પણ કોઈનેજ તે કારણસર ફાંસી દીધેલા સંભળાય છે. ઈનસાફ જેવો બાદશાહી રાજ્નેના સખત છે. તેવો ઈહાં દીસતો નથી. છુટ ઘણી મુકાય છે, તેવા ઘણા દાખલાઓ અમારા સાંભલવામાં આવ્યા છે. એક જારા નોલાવાલા શખ્સે કોર્ટમાં સાક્ષી આપતી વખ્તે તિરસ્કાર કીધો હશે તેને ઘણો સમજાવ્યો પણ તેવણ હઠીલા હોવાથી આખરે તેવણને કેદ મોકલ્યા પણ તેવણ વગવાલા હોવાથી ગમે ત્યારે જેલમાથી બાહાર જઈને પોતાને ઘેર છોકરાઓને મળવા જાય અને બોલ્ડા

રસ્તાપર ગાડીઘોડેખી ફરે. તે બાબે જ્યારે ન્યુસપેપરોમાં ઘણું છપાયું ત્યારે તેની તજવીજ આસ્તે રહીને થઇ છે, અને તેવણને આવી છુટ આપવા સારૂ કાંઇબી સીક્ષા વગર પાછા કેદમાં જવા ફરમાવ્યું અને તેના જેલરને જરા ધમકી આપી હતી. રૈયતને મનગમતા માણુસે એકબારગી ખુનબી કીધું હોય તો રૈયત તેને જેલમાંથી આપખુદીથી છોડવી લાવે છે. પછી તેનો ઈનસાફ આસ્તે રહીને થાય છે, પણ રૈયતને અનગમતા લોકો જેવાકે સીધીઓ અને ચીનાઓએ જો કોઈ ગોરા માણુસનું ખુન કીધુ હોય તો તેને તરત નજદીકના ઝાડપર વગર ઇનસાફ કરવે રૈયત લટકાવી દે છે. બધું લોક પોતપોતાના ધંધામાં પડેલું તેથી પોતાની સરકારને આપેલા કરોનો શી રીતે ખરચ થાય છે તેનીબી કશી દરકાર કોઈ કરતુ નથી, અને જ્યારે ઘણા કરો વધી જાય છે ત્યારે તેની ખોલ કરવા નિકળે છે ત્યારે હિસાબમાં લખો ડાલરોનાં ગબારાં માલમ પડે છે. દરેક જણુને ચુંટણીની વખ્તે મત આપવાનો હક હોવાથી જુદી જુદી મંડળી થઇ તેઓ પોતાના મતો જેઓ તેઓની બાબદને લગતી તરફેણ થવાની કબુલાત આપે તેઓને મત ગોયા વેચાતાં આપે છે. એ મુજબ હાલ આઇરીશમેનો તથા જરમનોનો જોર ઘણો વધી પડયો છે, તેઓ પોતાનાં મતો જેને આપ-વા માગે છે, તેઓ પાસ આઈરીશમેનોને સરકારી ચાકરીઓ તથા ઓધા આપવાની કબુલાતો લે છે અને પછી મત તેની તરફેણમાં આપે છે. જ્યારે ચુંટણીનો વખ્ત આવે છે ત્યારે અમેરિકનો પોત પોતાની તરફનાં ડીમોકરેટીક યા રીપબલીકન, દાખલનાઓને મત આપે છે, તેથી નજદીક સરખાં મતો એ બેઊ બાજુપર થાય છે, પણ પેલા થોડા આઇરીશમેનો જેઓ રાજદુવારી બાબદોની કશી દરકાર કરતા નથી, તેઓ જે તરફવાલાઓ આઇરીશમેનને ઓધાઓ આપવાની કબુ-લાત આપે છે તેઓની તરફ પોતાનાં મતો આપવાથી તેનાં વધુ મત થાય છે, અને તે સરકાર હાકમીમાં આવે છે, કે પછી આઇરીશમેનોનું કામ થઇ જાય છે એ આઇરીશમેનો કેટલીક ધરમના હોવાથી તેઓના પાદરીઓ જેમ કહે છે તેમ તેઓ કરવાને બધાયલા છે તેથી તે પાદ-

રીઓ એ બાબેની લગામ પોતાને હાથ રાખીને ગમે તેને એઓનાં મતો અપાવી કેઠલીક ધરમ સારૂ કાંઇને કાંઇ ફાયદાભરેલું તેના બદ-લામાં લીએ છે. એ બાબદસર હમણા અમેરિકનોમાં ઘણી જોશભરેલી તકરારો ચાલે છે, તથા ચોપડીઓ છપાય છે, કે એ પ્રમાણે ચાલવા દીધું તો આગળ ચાલતા અમેરિકન યુનાઇટેડ સ્ટેટ કેઠલીકોના હાથમાં તદન જતું રહેશે અને ધરમની છુટ જે હમણા છે તે સઘળી બધ થઈ જશે.

જરમનો ધરમની કાંઇ દરકાર કરતા નથી, તેમજ રાજદુવારી બાબદોનીબી દરકાર કરતા નથી, પણ એઓનો મોટો ભાગ ધંધાદારી હોવાથી, તથા દારૂ વેચનારાઓ તથા બનાવનારાઓ હોવાથી, એ બાબે જે તેઓને અડચણ નહી કરે તેઓને મતો આપી વધુ મત તેઓની તરફેણમાં કરે છે. ઈહાં દારૂનો ખપ ઘણો વધી ગયો છે, તે અટકાવવા સારૂ ધારા બાંધવાનાં બીલો આવે છે, પણ એ જરમ-નોના વગને લીધે તે પસાર થઈ શક્તા નથી. વળી એજ પ્રમાણે ઈહિાંના પૈસાદાર લોકોનોબી પૈસાના જોરથી વગ ઘણો વધી ગયો છે, અને તેઓબી પોતાને મનગમતા ધારાઓ લાંચ આપીને પસાર કરાવે છે. દાખલા દાખલ હમણા અમેરિકામા રૂપાંની ખાણ ઘણી નિકળવાથી રૂપાના ભાવ ઘણો પડી ગયો છે, અને ઈહાંની સરકારને સોનાનું ચલણ કરવા સારૂ એ કારણને લીધે ઘણી ભઞામણ થાય છે, અને ઘણી વખ્ત બીલોબી આવ્યા પણ પેલા રૂપાની ખાણના ધણીઓ ઘણા પૈસાદાર હોવાથી ગમે તેવી રીતે પોતાનો વગ ચલાવી તે ધારો પસાર કરવા દેતા નથી તો નથી પણ સામુ સરકારની તીજોરીને દર મહિને મોટી રકમનું રૂપુ વેચાતું લેવાના ધારા કહાડીને ફરજ પાડે છે, અને તે સઘળું રૂપુ તીજોરીમાં એકઠું થાય છે, જે ઉપર હુંડી યા સરટીફીકેટો આપી લોકો બાહારથી નાણું કહડાવી વેપાર કરે છે. વળી એજ મુજબ એક કંપની (જેને ઈહા સીંડીકેટ કરી કહે છે) ઊભી થઈને રેલ્વે લાઈન બાંધવાનું માથે લીધું હવે તે જ્યા બાંધવાની છે ત્યા બીજી રેલ્વેઓની લાઈન છે તેથી તેને લગતી સરકારી કમીટીવા-

લાઓપર અરજીઓ થવાથી ના પાડવાના હતા. પણ તે કંપની ઊભી કરનારાઓએ તેઓને ઘણી મોટી લાંચો, સાંભળવા મુજબ લાખ ઉપર ડાલરની દરેક જણને આપીને તેની પરવાનગી મેળવી હતી. એ પરવાનગી મળવામાં કંપનીને ફાયદો એ છે કે, જ્યાં રેલ્વેની લાઇનો આવે તેની આસપાસ એક એકર જેટલી ઊંડી જગ્યા તે રેલ્વેને મફત બેઉ બાજુની મળે છે અને તે જગ્યામાં વસેલી જગ્યા હોવાથી અને રેલ્વેને તે પોતાના લાભ સારૂં વેચવાની છુટ હોવાથી તથા લાઇન આવ્યાથી તેની કિમત સામી વધારે થાય તેથી ઘણો ફાયદો થાય છે, અને તે કંપની ઊભી કરનારા પૈસાદાર શખ્સો શેરો પોતેજ રાખીને પછી ઉપલી લાઇન બાંધવાની રજા મેળવી કે ગામમાં હોહા કરી મુકી છે. શેરોનો ભાવ એકદમ બજારમાં વધી જાય છે કે, પોતાના શેરો નફે વેચી ખાય છે. પછી જે થવાનું હોય તે પાછળથી થઈ રહે. આવી રીતની લાંચ આપેલી હમણા પકડાઇ છે અને તે લાંચ લેનારાઓમાંના કેટલાએક નાસી ગયા અને કેટલાક પકડાયા તેઓને કેદખાનાની સજા પણ થઈ છે, પણ પેલા લાચ આપનારાઓ છુટા ફરે છે, તેઓને કોઈ પુછતુંબી નથી. એ પ્રમાણે થોડું ઘણું અંધેર લાગવગથી ઈહાં ચાલે છે. Triumphant Democracy by Andrew Carnegie નામની ચોપડી અમારા વાંચવામાં આવી છે, તેમાં સને ૧૮૭૮ ના સાલમાં યુનાઇટેડ સ્ટેટસની જગ્યામાં રોપણી કેઈ જાતની અને કેટલી જગ્યા પર કીધેલી છે તે આપેલું છે, તે નિચે મુજબ છેઃ—રૂઊ, ૧૯૧૬૦ માઇલ જગ્યા પર ૫૦૭૩૫૩૧ ગાશડી, ઘઉં ૫૦૧૭૦ માઇલપર, ૪૨૦૧૨૨૪૦ બુશલ મકાઈદોરા ૮૦૦૦૦ માઇલ જગ્યા પર ૧૩૮૮૨૧૮૭૫૦ બુશલ, ઓટસ ૨૦૫૦૦ માઈલ પર ૪૧ કરોડ બુશલ બારલી. ૨૮૦૦ માઇલપર સવાચાર કરોડ બુશલ, સુકો પેડો (Hay.) ૪૨૦૦૦ માઇલપર ૪ કરોડ ટન વજનનો, રાઇ ૨૪૩૫ માઈલપર હદી કરોડ બુશલ, પપેટા ૨૭૭૬ માઈલપર સાડા બાર કરોડ બુશલ, બક વીહીત, (Buck Wheat) ૧૦૫૧ માઇલ જગ્યાપર સવા કરોડ બુશલની રોપણી ઊતર્યો હતો. એજ ચોપડીની ગણત્રી મુજબ યુનાઇટેડ

સ્ટેટસની દોલત નજદીક ૪૯ અબજ ડાલરની સને ૧૮૮૦ માં ગણે છે. જ્યારે ઇંગલંડનાં યુનાઇટેડ કીંગડમ જે યુરોપમાં સૌથી પૈસાદાર મુલક ગણાય છે, તેની દોલત સને ૧૮૮૨ માં ૪૩ાા અબજ ડાલરની ગણાતી હતી. એ મુજબ થોડાં વરસમાં યુનાઇટેડ સ્ટેટસ પોતાની મેહેનતની દોલતથી આજે દુનિયામાં સૌથી પૈસાદાર મુલક ગણાય છે. ઇહાં દરેક છોકરાંને શીખવવાની ફરજનો ધારો છે અને તેથી કરીને બધું લોક સમજુ તથા શીખેલું હોવાથી બધી રીતે પોતાનું કામકાજ વિચારી કરે છે અને તેથીજ અમેરિકા ઘણું ફાવી નિકળ્યું છે. જે દેશાવરોથી લોક આવે છે તેઓમાનાંજ થોડા જણા અભણ આવે છે, બધાઓને ઇંગ્રેજી બોલીમાંજ કેળવણી મળે છે, તેથી જો કે જુદી જુદી પ્રજાના લોકો ઇંહાં સઘળાં છે, તોબી એકજ બોલીથી એક પ્રજા હોય તેમ થયલા છે. વળી કેળવણીમા લડાઇને લગતી થોડી ઘણી કેળવણી મળે છે તથા લોક બધું વેરાણ જગ્યામાં રહેવાથી બંદુક તથા બીજાં હથિયાર વાપરવાની તેઓને ટેવ છે, તેથી જાણે આખી મરદ રૈયત લડાયક હોય તેમ છે. અને જયારેબી અગત હોય ત્યારે તેઓ પોતાના પસંદ કીધેલા દેશ સારૂં લડવા બાહાર નિકળી પડે છે અને હમણાની ગણત્રી મુજબ એવા લડાયક માણસો સીતેર લાખ છ મહીનામાં તૈયાર થઇ શકે છે, જેથી અમેરિકાના જેટલું લશ્કર બીજે કેઠે આખી દુનિયામાં નથી એમ કહેવાઇ શકાય. અને ઊપર મુજબ રૈયત પોતેજ લશ્કર હોવાથી ખરૂં લશ્કર આસરે ૨૫૦૦૦ માણસોનુંજ ઇન્ડયનોને અટકાવવા અને દબાણમાં રાખવા તથા બીજી તપાસ સારૂં રાખેલું છે તે ઊપર દર સાલ દરિયાઇ કાફલો મળીને ,૬ાા કરોડનો ખરચ છે. સને ૧૮૬૦ માં ગોલામોને છુટાપણું આપવા બાબે લડાઇ થઇ તે આગમજ સટેટનું કરજ ભાયગે ૩ કરોડ ડાલરનું હતું, પણ લડાઇમાં ખરચ ઘણો થઇ ગયો અને બેઉ બાજુનું કરજ યુનાઇટેડ સ્ટેટસને માથે પડવાથી તે વધીને સને ૧૮૬૬નાં ત્રપ્ણ અબજ ડાલરનું થઇ ગયુ હતું, જેનું વ્યાજ ફક્ત ૧૫ કરોડ ડાલર દર સાલ ભરવું પડતું હતું, તેથી કરો ઘણા નાખ્યા હતા, અને આવકના ઉપરનો કર

૫ ટકાનો પણ નાખ્યો હતો. એ વખ્તે ઉપલા કરોથી કરીને નજદીક ૫૬ કરોડ ડાલરની સરકારને આમદાની આવતી થઇ. (સને ૧૮૬૦માં તે ફક્ત સાડા પાંચ કરોડ ડાલરની હતી) અને તેમાંથી કરજ ઘણું જલદી અપાવા લાગ્યું, તે હમણા આસરે સવા અબજ ડાલરનું રહ્યું છે અને બધા કરો (આવકનો કર એટલે (Income Tax) સુધાં) કહાડી નાખ્યા છે, ફક્ત રૈયતને પોતાનો કર (Internal) દારૂ અને તમાખુ ઊપરજ આપવો પડે છે, બાકીનો જગાતમાં ઊપજાવે છે.

સને ૧૮૮૩ના હિસાબ મુજબ યુનાઇટેડ સ્ટેટસની સરકારને બધી આવક તે સાલની ૪૦ કરોડ ડાલરની છે, તેમા દારૂ અને તમાખુની આવક સાત કરોડ ડાલરની છે, ઉપલી આવકમાથી મોઠા ખરચની રકમો નીચે મુજબ થાય છેઃ—કરજનું વ્યાજ ૫ કરોડ ડાલર, લડાઇની વખ્તે જખમી થયલાઓ તથા મરી ગયલાઓના કુટુંબોને પેનશન દાખલ ૬ાા કરોડ ડાલર, જાથુકનાં લસ્કર તથા દરિયાઇ કાફલા ઉપરથી ૬ાા કરોડ ડાલર, અસલી રહેવાસી ઈન્ડીયનો હમણા આસરે ૩૧૦૦૦૦ સલામત છે, તેઓને લવાજમ, ખોરાકી પોશાકી દાખલ ૬૨ લાખ ડાલર અને પ્રેસીડંટ તથા કાનગ્રેસના લવાજમના ૨૧ લાખ ડાલર આપે છે, બાકીનો બીજો પરચુટણ ખરચ થાય છે. અમેરિકામાં નવાં શેહેરો તેઓની વસ્તી તથા જમીનની કિમત શી રીતે થોડા વખ્તમાં વધી જાય છે તેના દાખલાઓ થોડા ટ્રાયમફન્ટ ડીમોક્રેસી નામની આગળ જણાવેલી ચોપડીમાંથી ઉતાર્યા છે. ચીકાગો શેહેરમાં સને ૧૮૪૦ માં ૪૫૦૦ માણસોની વસ્તી હતી તે ૧૮૫૦ મા ૩૦૦૦૦ની અને ૧૮૬૦ માં ૧૧૨૦૦૦ની અને હમણા ૭૦૦૦૦૦ની થઇ છે. એનો વેપાર પણ એ મુજબ ઊપલાં ૫૦ વરસમાં ઘણો વધી ગયો છે. તેમાં જનાવરોનો વેપાર આગળ એ ગામ અમોએ જોયું ત્યારે તેની વિગતમાં લખેલો છે. બાંધકામમાં લાકડું દર સાલ નજદીક બે અબજ ફીટ તથા છાપડાપર નલીયાંને બદલે પાટિયાં જેવા (shingles) લાકડાંના કકડા વેહેરીને ત્યાં કારખાનાંઓમાં બનાવે છે, તેવા પાટિયા નેવું કરોડ બનાવે છે. અનાજ ૨૦ કરોડ બુશલનો દર સાલ ત્યા

આવે છે, જે પાછો બીજા દેશાવરોમાં ત્યાંથી જાય છે. ત્યાં અનાજ
ભરવાની ૨૮ એલીવેટરોની વખારો છે, જેમાં એકી વખ્તે ૨૬૦ લાખ
બુશલ અનાજ રહી શકે છે. જાનવરોમાં દર સાલ મુખ્ય કરી ગાય
ઢોર ૧૦ લાખ અને ૫૦ લાખ ડુક્કરો આવે છે, જેની દરરોજની રાસ
૨૫૦૦૦ની આવે છે. લોખંડની રેલ (Steel) વરસ દહાડે પાંચ
લાખ ટન ત્યાંના કારખાનાઓમા બને છે. સેનફ્રાનસીસ્કોબી ઘણુંજ
વધી ગયલાં શેહેરમાંનુ એક શેહેર ગણાય છે. એમા સને ૧૮૪૪માં
૫૦ માણસો પેહલા વસવા ગયા હતાં, અને હાલ ૨ા થી ૩ લાખ
માણસની વસ્તી થઇ ગઇ છે. ૧૮૪૭મા ત્યાની જગ્યાના ભાગો
કરીને વેચ્યા હતા ત્યારે તેના દર ભાગના ૧૦થી ૨૦ પાઊંડ ઊપજ્યા
હતા. ૬ વરસ પછી ૧૮૫૦મા તેની કિમત વધીને દર ભાગના
૧૬૦ પાઊંડથી ૨૦૦ પાઊંડ થયા, સને ૧૮૫૮મા તેના ૨૦૦૦ પા-
ઊંડ અને સને ૧૮૮૧મા તેવા એક ભાગના ૫૦૦૦૦ પાઊંડની કિમત
થઈ ગઈ હતી અને હવે તો કોણ જાણે તેથીબી ઘણી વધી ગયલી
હોવી જોઇયે એ મુજબ ૩૭ વરસમા જમીનની કિમત ૨૦ પાઊંડ
ઊપરથી વધીને ૫૦૦૦૦ પાઊંડ ઊપર ગઇ છે. જરસી જે ન્યુયો-
ર્કની સામે છે, તેની વસ્તી ૧૮૪૦મા ૩૦૭૨ જણની હતી, તે ૧૮૮૦
મા ૧૨૦૭૨૨ની થઇ ગઇ છે, પણ ન્યુયોર્કની બીજી ગમના બ્રુકલીન
શેહેરમા સને ૧૮૩૦મા ૧૨૦૦૦ની વસ્તી હતી તે સને ૧૮૮૦માં
૫૬૬૦૦૦ની થઇ ગઇ છે. Cleveland (કલીવલેંડ) કરીને Ohio (ઓ-
હીઓ) પ્રગણામા શેહેર છે તેની વસ્તી સને ૧૮૩૦મા ૧૦૦૦ની હતી
તે સને ૧૮૮૦મા [illegible]૦૦૦૦ની થઇ ગઇ છે. મીલીવાનકી (Mile-
wanky) શેહેરમાં સને ૧૮૩૪મા ફક્ત બે લાકડાના ઘરો હતાં તે
હમણા ૧૨૫૦૦૦ની વસ્તીવાળું થયું છે એમા અનાજનો વેપાર
ઘણો ખીલી ગયો છે. સને ૧૮૪૧મા ત્યાથી પેહેલવેહેલો ઘઊં ૪૦૦૦
બુશલ દેશાવર ખાતે ગયો હતો એ એક વરસનો વેપાર ૧૫ વર-
સમાં વધીને દરરોજના જેટલો થયો (વાને રોજ ૪૦૦૦ બુશલ અનાજ
ત્યાથી દેશાવરો ખાતે જવા લાગ્યો) અને હમણા દર કલાકે તેટલો

ઘઊં ત્યાંથી ચહડે છે. હમણાં ત્યાં દર કલાકે ૭૦૦૦ બુશલ ઘઊં વાહાંણો તથા રેલ્વેનાં ગાડાંઓમાંથી ઉતારી વખારમા લઈ જઈ તેને તોલી પાછો કોથળીઓમાં ભરીને તેયાર કોઇબી માણસના હાથ લગાડ્યા વિના સઘળું સંચાથી થાય છે. "મીનીઆપોલીસ" અને સેંટપોલ નામનાં મીનીસોટા પ્રગણાના ગામો સને ૧૮૪૨ મા ૩૦૦૦ ની વસ્તીવાલાં હતાં અને સને ૧૮૬૪ સુધી તેઓ ઇન્ડીયનસોથી ઘણા હેરાન થતા હતા, પણ તેઓ વધીને પેહેલુ શેહેર સને ૧૮૮૦ માં ૪૭૦૦૦ ની અને સને ૧૮૮૫ મા ૧૩૦૦૦૦ ની વસ્તીનુ તથા છેલ્લું શેહેર સને ૧૮૮૦ માં ૪૧૦૦૦ અને ૧૮૮૫ મા ૧૧૧૦૦૦ ની વસ્તીનુ થઇ ગયુ છે. એઓનો લાકડા તથા અનાજનો વેપાર ઘણો મોટો છે, તેમા મીનીઆપોલીસમાં ઘઊંનો આટો ઘણા મોટા જથ્થામાં બનાવી દેશાવરો ખાતે મોકલે છે. ત્યાંની આટાની ગીલો દરરોજ ૩૦૦૦૦ બારલો યાને પીપો આટો કહાડે છે, તેમાંની એક મીલ દરરોજ ૭૦૦૦ કહાડે છે. વરસ દહાડે ત્યાં ૫૨ લાખ આટાનાં પીપો ભરી આટો બનાવ્યો હતો. વળી આટા ઉપરાંત ત્યાની બીજી બનાવટોનાં પણ કારખાનાં ઘણાં છે, જેઓમાંથી વરસ દહાડે ૧૨ કરોડ રૂપિયાનો માલ બને છે. કાનસાસ નામનાં શેહેરની વસ્તી સને ૧૮૫૫ માં ૩૦૦ માણસોની હતી તે ૧૮૭૦ માં ૩૦૦૦૦ ની અને ૧૮૮૦ માં ૬૩૦૦૦ અને ૧૮૮૫ મા ૧૨૫૦૦૦ ની થઇ છે અને ત્યાંની મીલકતોની ગણત્રી કીધેલી કિમત સને ૧૮૮૪ માં ૨૬૮ કરોડની ગણાઇ છે. ત્યાંનો વેપાર ૨૩૬ કરોડનો દર સાલનો થયો છે. ઈહાં પણ ઢોરોને કાપીને ગોશ દેશાવરો મોકલવાનાં કારખાનાઓ છે. દરરોજ ત્યાં ૧૨॥ લાખ ડુક્કરોનું પોર્ક બનાવે છે, અને ૧૫૦૦ ગાય ઢોરનું ગોશ દર અઠવાડિયે બને છે. તે ઉપરાંત જીવતાં જાનવરોનો વેપાર પણ ત્યાં ઘણો છે દર સાલ ૨૫ લાખ ગાય ઢોર, ડુક્કર, ઘોડા, ખચર અને મેંઢાં વેચાય છે. સને ૧૮૩૦ થી સને ૧૮૮૦ સુધીના ૫૦ વરસમા આલીઘેની શેહેરની વસ્તી ૨૮૦૦ થી ૭૯૦૦૦ ની, પીટસબર્ગની ૧૨૦૦૦ થી ૧૫૬૦૦૦ ની, ફીલાડેલફિયાની ૮૦૦૦૦ થી ૮૫૦૦૦૦ની, સીનસીનેટીની

૨૪૦૦૦ થી ૨૫૫૦૦૦ની, ડીટરોઇટની ૨૦૦૦થી ૧૧૬૦૦૦ ની એ પ્રમાણે બીજાં ઘણા શેહેરોની વસ્તી વધી ગઇ છે.

**તા૦ ૧૦ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે સેનફ્રાનસીસ્કોથી ઓકક્ષીડેંટલ એંડ ઓરીએંટલ સ્ટીમશીપ કંપનીની સ્ટીમર "બેલજીક" (Belgic) મા સવાર થઇ અમેરિકાને છેલ્લી સલામ કીધી હતી આજે ૪॥ વાગેને અમારી સ્ટીમરે બંદર છોડયું હતું, પણ અમો ભાગ્યેજ અરધો કલાક આગળ બારામાજ વધ્યા નહી તેટલાં ધુમસ ઘણો જોરાવર થઇ આવ્યો અને ૧૦૦ વાર દુરનુ કાંઇ દીસવા લાગ્યું નહી. આ બારામા ખડકો તથા ટેકડીઓ અને ટાપુઓ ઘણા હોવાથી તેપર અથડી નહી પડીયે કરી સ્ટીમરને પાછી લંગર કરવાની ફરજ પડી હતી અને આખી ગત સાંજ ગુજારવી પડી હતી આખો વખ્ત સ્ટીમર પરથી ઘાંટ વજાડવામાં આવ્યો હતો કે કોઈ બીજી સ્ટીમર આવીને ધુમસમા તેને અથડી પડે નહી, અને તેજ મુજબ દીવાદાંડીની ટેકડી ઉપરથી સીસોડીઓ પણ વારાફરતી વગાડતા હતા, કે તેની ઉપર પણ કોઇ વાહાણ અથડી પડે નહી સેનફ્રાનસીસ્કોનુ બારૂં ત્રણ ગમથી જમીનથી ઘેરાયલું છે, તેમા જવાના રસ્તાને સોનેરી દરવાજો (Golden Gate) કરીને નામ બરાબર આપેલુ છે કારણકે ઈહાંથી કેલીફોરનિયાના સ્ટેટપર ઊતરવાનુ બારૂ છે અને જેટલુ સોનુ ઈહાથી મળ્યું છે અને મળશે તેટલુ બીજી જગ્યાઓ ઊપરથી કદાચજ મળે છે. બારૂ ઘણુ કુસાદે છે, અને તેમા હજારો વાહાણો નેહેલાઇથી લંગર કરી શકે, તેટલી જગ્યા છે અમારી સ્ટીમર બેલજીક વાઈટ સ્ટાર લાઇનની કંપનીની છે, પણ અમેરિકામા ઓકસીડેંટલ અને ઓરીએંટલ સ્ટીમશીપ કંપની ઉભી થઇ તેને એ ઉપલી કંપની તથા બીજી સ્ટીમરો ની કંપની જેઓ વચ્ચે હરીફાઇ ચાલતી હતી તેઓની ચાર વરસની બોલીએ સ્ટીમરો ચારટર કીધી છે અને તે કંપનીને હિસાબે સેનફ્રાનસીસ્કો અને યોકોહામા તથા હાંગકાંગ વચ્ચે આવજાવ કરે છે. ઈહાં અમેરિકન તથા યુરોપીયન ઉતારૂઓની આવજાવ એટલેન્ટીક

મહાસાગર જેવી નથી તેથી કુબીનો સ્ટીમરોમાં થોડીજ રાખે છે અને વધતામાં વધતા ૫૦ ઉતારૂઓની ઉપર લઈ શકે નહીં. તુટક પરના (Steerage) ઉતારૂઓ જેઓનો બધો ભાગ ચીનાઓનોજ છે. તેઓને આસરે ૧૦૦૦ સુધી એકી વખ્તે લઈ શકે છે.

એ ચીનાઓથી કમાઈ સારી હોવાને લીધે તેઓને બધી રીતની સારી જોગવાઈ તથા સગવડ કરી આપેલી છે. તેઓને સારૂ અફીમ પીવાના ઓરડાઓ કીધા છે, ખોરાકી આપે છે અને વળી એવી કબુલાત છે કે જ્યારે કોઈ ચીનો ઉતારૂ મરણ પામે તો તેને દરિયામાં નહી નાખે, પણ તેનું પેટ ચીરી તેને એમબાંમ (Embalm) કરીને તેણે જે મઠકની પાસેજ લીધી હોય ત્યાં તેનાં રવાનને કિનારે ઊતારે. એ મુજબ અમોએ બીજે કેઠે સાંભળ્યું નથી કે ઉતારૂ મરી જાય તો તેનાં રવાનને કિનારે લઈ જવા સ્ટીમરોપર રાખે. પેટ ચીરી તે કોહી ન જાય તેવી વસ્તુઓ તેમાં ભરી કરવાના ૩૦ ડાલર લેવામાં આવે છે અને જો મરનાર ધણી પાસ તેટલા પૈસા નહી હોય તો બીજા ચીના ઊતારૂઓ ઉઘરાણું કરી તેને પુરા કરી આપે છે. સેનફ્રાનસીસ્કોથી યોકોહામા જવાના પેહેલા વર્ગના ડાલર ૨૦૦ લેખે અને વહાણના આગલા ભાગ ઉપરની ઓરડીના ૫૦ ડાલર લેખે ઉતારૂઓના લીયે છે. માલની આવજાવમાં સેનફ્રાનસીસ્કોથી ઘઊંનો આટો જાપાન, ચીન તરફ ઘણો જાછે. અમારી સ્ટીમર આસરે ૩૦૦૦ ટનની છે, તે સઘળી એનેથીજ ભરેલી છે, અને ચીન તથા જાપાનથી ચાહ તથા રેશમનો મોટો ભાગ તથા ચીનાઓ અમેરિકામા રહે છે તેઓ સારૂ ચોખા તથા સુકી ખોરાકી અને પોશાક લાવે છે. ચીનાઓ અમેરિકાના ચોખા ખાતા નથી, પણ ચીનથી આવેલા ચોખા ખાય છે, તેની મોટી રકમની ત્યાં આવક છે. અમારી સાથ આસરે ૨૬ પેહેલા વર્ગના ઉતારૂઓ છે, જેઓનો મોટો ભાગ પાદરીઓનો છે જેઓ જાપાન તથા ચીન તરફના રહેવાસીઓને ખ્રીસ્તી ધર્મમાં વટલાવવા સારૂ જાય છે. એ ઉપરાંત આસરે ૪૫૦ ચીના ત્રીજા વર્ગના ઉતારૂઓ છે, જેઓ આખો દીવસ પાસા તથા પાનાથી છડેચોક જુગાર રમે છે, પણ બીજી રીતે ઘણા ગરીબ સ્વભાવના છે.

**તા૦ ૧૧ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે સહવારના ધુમસ નરમ પડવાથી અમારી સ્ટીમરે કલાક ૬॥ વાગે લંગર ઉચકયું હતું અને સેનફ્રાનસીસ્કોનું બારૂ તથા અમેરિકા ખંડ છોડયો હતો. આસરે કલાક નવ વાગેને દરિયો જરા જોર કરી રહ્યો હતો અને તે આખો દિવસ તેમજ રહ્યો હતો.

**તા૦ ૧૨ મીથી તા૦ ૧૭ સપટેમ્બર સને ૧૮૮૭**—દરિઓ પાછો તા૦ ૧૨ મીથી નરમ પડયો તે ઉપલા સઘળા દિવસો ઉપર ઘણો નરમ હતો. કોઇ વખ્ત દરિયો જોકે ઉપરથી તલાવ જેવો થંબ દેખાતો હતો, તોપણ અંદરથી મોજાનો ઉઠાવ કાંઈ કારણસર મોટો હોવાથી સ્ટીમર ડોલ ખાતી હતી. આટલુ છતાબી બધા દિવસો મજેના પસાર થયા હતા.

**તા૦ ૧૮ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે આપણા ચેહેનશાહી જરથોસ્તી પારસીઓના નવા વરસનો દિવસ અમારી ગણત્રી મુજબ હતો. પણ આજે મુબઇમા બહમન રોજ તેમજ તા૦ ૧૯ મી સપટેમ્બરનો દિવસ હોવો જોઇયે અમો મુબઇ છોડ્યા પછી અત્યાર સુધી આથમણુ તરફજ (ઉત્તર દખણુ ગયા છીયે પણ ઉગમણુ તરફ ગયા નથી) અમારી મુસાફરી ચાલુ છે ને અમો મુબઇથી આગળ વધતા ગયા તેમ અમો રોજ ૨૦ યા ૨૫ મીનીટ ખોહતા ગયા હતા. એ મુજબ દર લોનજીટીયુડની એક ડીગ્રી યાને ૬૦ માઇલે ચાર મીનીટનો ફરક પડે છે. મુબઇની લોનજીટીયુડ લંડનથી ૭૨ ડીગરી ઉગમણે હોવાથી મુબઈથી લડન જતાં અમોએ કલાક ૪ ને ૫૧ મીનીટ ખોઇ હતી. યાને મુબઇમાં જ્યારે સાંજના કલાક ૪ ને ૫૧ નો વખ્ત હશે, ત્યારે લંડનમા બપોરના ૧૨ વાગતા હતા, અને લંડનથી નિકળેલા ન્યુયોર્ક પુગ્યા હતા, જ્યાની લોનજીટીયુડ આસરે લંડનથી ૭૫ ડીગરી આથમણે હોવાથી કલાક ૪ ને ૪૫ મીનીટ અને ન્યુયોર્કથી વળી આથમણે સેનફ્રાનસીસ્કો ગયા જેની લોનજીટીયુડ ૧૨૦ લંડનથી આથમણે હોવાથી યાને ન્યુયોર્કથી ૪૫ ડીગ્રીનો ફરક હોવાથી બીજા આસરે

કલાક ૩ ને ૧૫ મીનીટ ખોઇ હતી. આજે અમો પેસીફીક મહાસાગરની માંહે લોનજીટીયુડ ૧૬૫ માં હોવાથી બીજા કલાક ત્રણ સેનફ્રાનસીસ્કોથી ખોયા હતા, જે મુજબ મુંબઈથી આજ દિન સુધી આસરે ૧૬ કલાક ખોયા છે, યાને આજે અમો ઈહાં સ્ટીમર ઉપર સહવારના ૯ વાગે છીયે તો મુંબઇમાં તે વેળાએ રાતના એક વાગો હશે યાને પપેતી પુરી થઈ હશે તે ધ્યાનમાં રાખીને ગઈ કાલે મુંબઈની ગણત્રી અને આજે ઈહાંની ગણત્રીના મળી બે પપેતીના દિવસો ગુજર્યો હતા. ઊપલી ગણત્રી પ્રમાણે અમો આવતી પરમ દિને યાને તા૦ ૨૦ મીની રાતના ૧૮૦ મી ડીગ્રીની લોનજીટીયુડ પસાર કરીશું ત્યારે લંડનથી ૧૨ કલાકનો બરાબર ફરક પડશે તેથી દરિયાઇ નેવીગેશન (Navigation) ના ધારા મુજબ ત્યાંથી ઉગમણુ ભાગ આપની પૃથ્વીનો શરૂ થશે અને તેની પછીનો બીજો દિવસ મુકી દેવો પડશે એટલે તા૦ ૨૧ મી અને બુધવારનો દિવસ ચુકાવીને તા૦ ૨૦ મી પછી એકદમ બીજે દિને તા૦ ૨૨ મી ગણાશે, કે જેથી કરી પાછા ત્યાંથી આઠમણે જ્યારે પુગે ત્યારે ત્યાં તે વખ્ત બરાબર મળી રહે અને તેજ મુજબ બધા દેશનો પણ વખ્ત બરાબર મળતો આવે છે. અગરજો કોઈ ધણી લંડનથી ઊગમણેજ મુસાફરી કરી પેહેલાં હિંદુસ્તાન તથા ચીન અને જાપાનને રસ્તે આએ ઊપલી ૧૮૦ ડીગ્રીની લોનજીટીયુડમાં આવતે તો દરરોજ વખ્ત ઓસરવાને બદલે વધાર્યો આવતે, અને લંડનથી ૧ કલાક વધારે ઈહાં તે ગણી રહેતે વાસ્તે ઈહાં જે વાહાણો સફર કરે છે તેઓ બે દિવસનો એક દિવસ ગણે છે, કે તેને અમેરિકાને રસ્તે ઉગમણથી લંડન જતા પોતાની મેળે વખ્ત તથા દિવસ મળી રહે.

**તા૦ ૧૯ મી અને તા૦ ૨૦ સપટેમ્બર સને ૧૮૮૭**—ઉપલા દિવસોમાં કાંઈ નોંધ લેવા જોગ બન્યુ નથી. છેલ્લા દિવસે રાતના બાર વાગેને "મેરીડીયન" ૧૮૦ ની ડીગ્રી પસાર કીધી હતી અને દુનિયાનો આઠમણનો ભાગ છોડી ઉગમણના ભાગમાં હવે અમારી સ્ટીમર ચાલવા લાગી હતી.

**તા૦ ૨૧ મી અને બુધવારનો દિવસ આવતી કાલે મુકી** દઇને તા૦ ૨૨ મી અને બ્રેસપતવાર ગણાશે અને તેમજ રોજ સરેવર પણ છોડી દેવો પડશે.

**તા૦ ૨૨ મી સપટેમ્બર સને ૧૮૮૭**—અમોએ તા૦ ૧૮ મીની નોધમાં ખુલાસો કીધો છે તેમ ગઇ કાલે તા૦ ૨૦ મી હતી તો તા૦ ૨૧ મી ચુકાવીને આજે તા૦ ૨૨ મી ગણવા માડી છે. અમારી-વાલી સ્ટીમર જ્યારે ચીનથી પાછી અમેરિકા જશે ત્યારે ૧૮૦ મી ડીગ્રીની "લોનજીટીયુડપર" પાછી એક તારીખ બે દિવસ ગણશે કે જેથી અમેરિકાનો વખ્ત મળી રહેશે.

**તા૦ ૨૩ મીથી તા૦ ૨૮ મી સપટેમ્બર સને ૧૮૮૭**—કેપલા દિવસો પાસીફીક મહાસાગરમા ગુજાર્યા હતા અને કાંઇપણ લખવા જોગ એ દિવસોમાં બન્યું નથી. અમો સેનફ્રાનસીસ્કોથી નિકળ્યા ત્યારથી આજ સુધી એક પણ વાહાણ જોવામા આવ્યું નથી. છેલા બે ચાર દિવસો ઉપર વારાફરતી વરસાદ મળ્યા કીધો હતો, અને માફ-કસરની ગરમી ચાલ્યા કીધી હતી. સ્ટીમર દરરોજ કેટલા નોટ યાને દરિયાઈ માઈલ ચાલી તેની વિગતનુ પાટિયું મારે છે, તે પ્રમાણે આ-વતી કાલે અમારી એ સફર પુરી થશે ત્યાં સુધી જુમલે સેનફ્રાનસી-સ્કોથી યોકોહામા સુધી ૫૬૦૪ નોટસ તે ૬૦ નોટસના ૫૯ માઈલને હિસાબે ૪૮૫૬ માઇલ પુરા થશે. દુનિયાના મહાસાગરોમાં એ પાસીફીક મહાસાગર સૌથી મોટો કહેવાય છે, જે ૮ કરોડ માઈલના વિસ્તાર જેટલો છે. લંડનથી અમેરિકા જતાં આટલાન્ટીક મહાસાગર ૪ કરોડ અને ઇન્ડીયન મહાસાગર બે કરોડ માઈલના વિસ્તારનો ગણાય છે.

**તા૦ ૨૯ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે સહવારના ૬ વાગેયા જમીન દેખાવા લાગી હતી તે એક અલાયદા ડુંગર જેવો હતો, આસરે આઠ વાગે દુરથી યોકોહામા જે જાપાન દેશનુ વેપારી બંદર છે તે દેખાવા લાગ્યુ હતુ અને અમો "નોકાસ્કો બે" માં દાખલ

થયા હતા. એ વખ્તે આસપાસનાં નાલાં નાલાં અને લાંબી ટોંચ દરિયામાં નિકળી આવેલા પાહાડોથી બેઉ બાજુ દરિયાથી ઘેરાયલી હતી, પણ આગળ ચાલતાં જમીન જમણી બાજુથી દુર ગઈ અને જાણે તે બાજુ ઉપર મોટો દરિયોજ હોય તેમ જણાવા લાગ્યુ હતુ. આજ સહવારથી વાદળ ઘેરાઇ આવેલું તથા દવ જેવું હોવાથી દુરનો દેખાવ અમો બરાબર જોઇ શકયા ન હતા. "બે" મા પેઠા કે ગણત્રી વગરની માછીમારની બોટો જેને ઈંહાં "સામપાન" કરીને કહે છે, તે દિસવા લાગી હતી. સાંભળવા મુજબ એ તોકીઓ "બે" માથી માછલી ઘણી મળે; છે, જેનો શેકાર કરવા સારૂ ઉપલી બોટો ઉપરાંત કેયાં મગરમચ્છોબ્બી આવે છે. એ મગરમચ્છો હમેશાં મોટા સમુદ્રોમાંજ વસે છે, પણ અમોએ આજે છુટાં છવાયાં એઓને આએ તોકીઓના અખાતમાં જોયાં હતાં, જેઓ ગમત કરતાં તથા પાણી હવામાં ફુવારા માફક ઉડારતાં હતાં. માછીમારોની બોટોના ડોલો તથા સઢ કાંઇ જુદીજ તરાહનાં અમોએ પેહેલવેહેલાં અત્રે જોયાં છે. તેઓ ઉભા ડોલ ઉપર સીધાજ સઢ છેક મથાળેથી નિચે સુધી જાણે પરદાઓ હોય તેમ રાખે છે તેથી દરિયામાં બધે પરદાઓની દેવાલો તરતી હોય તેવો દેખાવ લાગે છે. એ લોકોના એવા સઢોથી અમારા સાંભળવા મુજબ જો પીઠનો પવન હોય તોજ બોટ ચલાવી શકાય છે. જો સામેનો યા આરો બાજુનો પવન હોય છે તો તે આવા સીધા સઢોમાં પકડી શકાતો નથી અને તેથી બોટવાલાઓ હેરીયાં પણ મારી શકતા નથી, અને તેવે વખ્તે સઢ ઊતારી પાડીને ત્યાં પડી રહે છે અથવા તો હલેસાથી બોટ ચલાવે છે. હલેસાં મારવાનું પણ સુધરેલા દેશો માફક નથી. પણ બે જણા મોટાં લાંબાં હલેસાં લઈ ઉભા રહીને તેનેથી આચકા આપી બોટો ચલાવે છે. બોટોનો દેખાવ મુંબઇની નાની ફતેહમારીઓને મળતો આવે છે. એ તોકીઓનો "બે" ઘણો મોટો છે અને એમાંના પાણી ઘણાં થંભ જાણે તલાવ હોય તેમ જમીનના ઘેરાનથી લાગે છે. અમારી સ્ટીમરે આસરે ૧૦ વાગેને બારાંમાં લંગર કીધુ હતુ. એ વખ્તે ભાડે ફેરવવાની જાપાનીસ બોટોથી સ્ટીમરની બાજુ બધી ઘેરાઈ હતી અને

બોટવાલાઓ સ્ટીમર ઉપર ચહડી આવવા લાગ્યા પણ ત્યાંના દાદર ઉપર એક અમલદારને ઉભો રાખ્યો હતો જે થોડાઓને આવવા દેતો હતો અને થોડાઓને અટકાવતો હતો અને ના કેહેવા છતાં જો બોટવાલાઓ ઉપર આવતા તો તેઓને લાત મુકીના ધક્કેલા મારી હેઠે પાછા ઉતારતો હતો, જે તે બિચારાઓ મુગા મુગા ખમતા હતા. એ ઉપરાંત ઘણા જણાઓ બાજુના દોરડાંપરથી તથા બીજી આડકતરી રીતે સ્ટીમર પર ચહડી આવી ચીના ઉતારૂઓને પોતાના ઘરાક કરી લેતા હતા. યુરોપિયન ઉતારૂઓ સારૂ તો યોકોહામામાનાં ગ્રાન્ડ હોટલની સ્ટીમ ટગ આવેલી હતી, તે પેલા બોટવાલાઓ જાણતા હોવાથી તેઓને હેરાન કરતા હતા નહીં, પણ ચીનાઓને તો જાણે પોતાનો માલ હોય તેમ પકડી બેસતા હતા. અમોને લેવા સારૂં અત્રેની જાણીતી પેહેડીવાલ મેસર્સ એડમસન બેલેની કંપનીએ પોતાની આફીસનું માણસ મોકલ્યુ હતુ, તથા મુંબઈવાલા હોરા શેઠ ઇબરાહીમ આદમઅલી ખંબાતી જેવણની ઈહાં પેહેડી છે તેવણના સગા આબેદીન શેખઅલી લેવા આવ્યા હતા, અને પોતાને ત્યા ઊતારો આપવાની અમોને બોંહોસ કીધી હતી. પણ અમો ગ્રાન્ડ હોટલમાં ઉતરવાના હોવાથી આભાર સાથ તે ના પાડી હતી એવણ શેઠે અમારી બધી બેનીજ સામાન કિનારે ઊતારવાની પોતાને હસ્તક લીધાથી અમોએ પેલી યુરોપિયન પેહેડીવાલાઓને તસ્દી આપી હતી નહી, પણ આભાર માની તેના માણસને વિદાય કીધો હતો

છે જેને એક માણસ આગળથી પુલને છેડે આડું લાકડું પતી રોકું હોય છે, તેપર આંગ હથેલીને ધસડે છે અને તેઓ આખો વખ્ત ગાડી લઇને આસરે કલાકના છ માઈલને હિસાબે દોડે છે, એઓનો પોશાક તદન કાળાં કપડાંનો અંગપર બેસતો બનાવેલો છે પણ ટોપી કાંઈ અજબ રીતની પેહેરે છે, એ ટોપી સફેદ રંગની જાણે ચુનો મુકવાની ગમેલ આવે છે તેવા ઘટમની, તેના પોકલ ભાગમાં, કામથીની બનાવેલી માંથાપર રહે તેવા ખાંચાની આવે છે, બાહારથી તેનું કદ ગમેલનાં જેટલુંજ મોહું છે, પણ પેલો કામથીનો ખાંચો કામથીના ટેકાઓ આપી તેની સાથે મેળવી લીધેલો છે. એ ટોપી સત્રળી એજ જણુસની હલકી બનાવેલી છે ને તે કામથી ઉપર ચામડું સફેદ ચોંટાડી દીધેલુ છે જેથી તડકું તથા વરસાદથી તેઓનાં માથાનો બચાવ થાય છે પણ દેખાવ જાણે ઊંધી ગમેલ માથાંપર મુકી હોય તેવો લાગે છે. એ જીનરીક્ષાવાલાઓ સઘળા મજબુત બાધાના છે અને આખો દિવસ તમોને ગાડીમાં લઇ જ્યાં ગમે ત્યાં દોડતા ફેરવે છે. સાંભળવા મુજબ એ લોકો દિવસનાં ૪૦ માઇલ સુધી જઈ શકે છે અને થાકતા નથી અને બીજે દિને પણ પાછી તેટલીજ મંજલ કરવાને તૈયાર થાય છે. અમો કિનારાને રસ્તે હોટલમાં ગયા હતા. એ હોટલ ફ્રેન્ચ ઢપપર રાખેલુ છે ને બધી રીતે યુરોપનાં જેવી તેમાં માવજત થાય છે. હોટલબી મજેનુ દરિયે કિનારે કુશાદે એક માલતું બાંધેલુ છે ને ઓરડાઓ સઘળું સગવડથી બનાવેલુ છે ને બધી રીતે યુરોપિયન ઢપપર રાખેલુ છે ફક્ત મેનેજર તથા ઊપરીઓ સિવાય સઘલા કામદારો જાપાનીસો છે જેઓ ઝડપથી સઘલું કામકાજ કરે છે.

હોટલના હજુરીયાઓ સઘળાં કાળાં કપડા પેહેરે છે અને પગમાં મોજાં પણ તેજ રંગનાં બુટ વગર હોવાથી તથા સઘળા બંધ બેસતાં કપડાં હોવાથી અને મોજાનો અંગોઠાવાલો ભાગ તદન તેનાજ ઘટમનો છુટો હોવાથી તેઓનો દેખાવ કાંઈ ઘણો સારો લાગતો નથી. અત્રેનું બધું લોક એજ પ્રમાણે મોજાં પેહેરે છે અને તેનો અંગોઠો છુટો રાખવાથી તેઓ જે ચપળરોકા જોડા પેહેરે છે

તેને છેડેથી બે દોરી જેવું હોય છે તે અંગોઠાની આસપાસથી યાને અંગોઠો તેની વચમાં લઇને તે દોરી પાછળા ભાગ સાથે ચંપલને મળી જાય છે જ્યાં ચંપલના જેવીજ આડી દોરીઓ હોય છે જેમાં પગ ખોસીને તેઓ ચાલે છે એ ચંપલો અહીં જાતજાતની છે, કોઇતો ઘાસનાંજ ગુઠેલાં તળિયાં સાથે છે, જે એટલી તો સસ્તી મળે છે કે ઘડી ઘડી બદલવાને લોકોને ભારી પડતું નથી. અહીંનું ચલણ (Yen) ઈઅન કરીને છે જે મેક્ષીકન ડાલરની યાને મુબઈના સવાએ રૂપિયાની કિમતની બરાબર ગણાય છે. તે ઈઅનના ૧૦૦ દોકડા કીધા છે જેને (Sen) સેન કરી કહે છે તેવા એક દોકડાએ ઊપલાં ઘાસનાં ચંપલ મળી શકે છે અને તે મુજબ બનાવેલાં હોવાથી જીનરીક્ષાવાલાઓને પણ તે બે દિવસ સુધી જવાબ દીયે છે ત્યારે સાધારણ ચાલનારાઓને તે વધારે દિવસ ચાલતાં હશે. બીજાં ચંપલના તળિયાં ચામડાનાં વગર એડીનાં આવે છે, કોઇના કાથાની દોરીનાં ગુઠેલાં આવે છે. વળી એ ચંપલો ઊપરાંત લોકો લાકડાંની આપણા મોબેદો પેહેરે છે તેવી પાવડીઓ પેહેરે છે પણ અંગોઠાવાળી જગ્યા પર લાકડાંની ખુટીને બદલે ઊપર લખ્યા મુજબ દોરીથીજ કામ લીયે છે. એ પાવડીનાં તળિયાની હેઠલાં વચમાથી આસરે ત્રણ ઇચને છેટે બે ઊભા લાકડાંની પટીઓ બેથી ત્રણ ઇંચ ઊંચી હોય છે જેથી તે પેહેરનારાઓને ચાલવાની અમારા જોવા મુજબ અગવડ ઘણી પડે છે. અમો નથી ધારતા કે તે લોકો ઝડપથી દોડી શકે. ઊંટલાઇ જ્યાં વગર રહે નહીં અને ચાલે છે તેબી જાણે દોલતા ચાલતા હોય તેમ લાગે છે, અમોએ નાસ્તો કીધા પછી ગામમા ફરી આવ્યા હતા. એ યોકોહામાં શેહેર જાપાનની છેક ઉગમણે આવેલુ છે અને જાપાનના ત્રણ ચાર બંદરો જે બાહરના દેશોઓને વેપાર કરવા ખુલ્લા મુકેલાં છે તેમાનુ એક છે અને સને ૧૮૫૯મા પેહેલવેહેલુ તે ખુલ્લુ કીધુ તેની આગમજ અહીં માછીમારોનુ નાનું ગામડુ હતુ પણ હમણા તે મજેનુ આસરે ૮૯૦૦૦ માણસોની વસ્તીવાળુ શેહેર થઈ ગયુ છે. તેના સને ૧૮૮૫ ની સે-

નસસ મુજબ ૩૭૩૭ યુરોપિયનો તથા ચીનાઓ વસે છે. એમાં ૫૮૭ ઇંગ્રેજો, ૨૨૮ અમેરિકનો, ૧૬૦ જરમનો ૧૦૯ ફ્રેંચો, ૨૫ ડેનસો, ૧૯ ઈટાલીઅનો, ૪ બેલજીયનસો, ૧૧ ઓસ્ત્રીયનઓ, ૧૬ સ્વીડસ અને નોરવીજીયન અને ૫ સ્પેનીઈસો મળી આસરે ૧૨૫૦ યુરોપિયન દેશના રેહેવાસીઓ છે, અને ચીનાઓ ૨૪૮૭ અને બાકીના ૮૦૦૦૦ જાપાનીસો છે. યોકોહામાનો અર્થ જાપાનીસમાં આડો પહાડ કરીને છે, અને તે બે ભાગમાં વેંહેંચાઈ ગયું છે. દરિયાના કિનારા તરફથી સઘળા પરદેશીઓને રેહેવાનું ગામ છે તેની પાછળ દરિયામાંથી ખણી લાવેલી ખારી આવેલી છે. તે પછી જાપાનીસ ટાઉન વસેલુ છે. યુરોપિયન ટાઉનની ઇમારતો ઘણી ખરી યુરોપના ફ્રેંચ ટાઉનને મળતી આવે છે, પણ કોઈબી હવેલી એક માલની ઊપરની નથી. રસ્તાઓ મુબઇના જેવા ખડીના બનાવેલા હોવાથી ઘણા સારા છે અને અમેરિકામા ગયા પછી અમોએ આએજ પેહેલા સારા રસ્તા જોયા છે. ઘરોનો ઘણો મોટો ભાગ લાકડાનોજ બાંધેલો છે, કોઈ કોઈજ પથ્થર યા ઈટના બાંધેલાં હશે પણ જાપાનીસ ટાઉનમા તો સોએક વરસી ઈટ યા પથ્થરના નથી. ઇંહાં જાપાન દેશમા ધર્તીકંપના આચકાઓ ઘણા થાય છે. કોઇબી સાલ એ વગર પસાર થતુ નથી તેથી લાકડાના ઘરો અને તેબી વળી બેઠાં યા એક માલનાજ બાંધે છે. એ ઘરો સારૂ પાયા ખોદતા નથી પણ ઘરોને છેડે પથ્થરનાં દોબરાઓ ભરે છે, અને તે ઉપર આડા લાકડા મુકી તેની ઉપર ખાચા પાડી ઊભા લાકડાની થાભળાઓ વચ્ચે ઇમારત બાંધે છે. એથી કરી જયારે ધર્તીકંપના આચકા થાય છે ત્યારે લાકડું હીલે છે પણ પડી જતું નથી, અને ઘરો બચી જાય છે. જો ઈંટ પથ્થરના મુબઈ માફક બાંધેલા હોય તો તેઓ પાયા સાથે મજબુત વલગેલા હોવાથી તેઓની ઈટ પથ્થર આચકાઓથી છુટા પડી જાય છે યા સીમેંટ છુટી જઈ ફાટ પડે છે. ઈહાના ઈટ પથ્થરના ઘરોમાં નાના પાયાપર ઉપર લખવા મુજબ લાકડાના (stakes) થાભલાઓપરજ બાંધે છે કે કાઇ અડચણ થાય તો દેવાલ તુટી પડે છે, પણ થાભલાઓપર ઘર હોવાથી આખુ ઘર છાપડા સુધા

પડી જતુ નથી. ઈહાંના અસલી ફાશીનનાં ઘરોની દેવાલ જાણે ફુટ ફુટનાં ખાંચાની કામચીની બનાવેલી હોય તેવી લાગે છે. એ દેવાલો થાંભલાઓની વચમાં લાકડાંઓ આડાં ઠોકીને તે ઉપર નલીયાં જેવી પાતળી મટોડીની લાદીઓ જડી લે છે. તેઓની સાધની ઉપર દીસ્તી પટી માફક સીમેંટ ઉપસેલુ ચોંટાડવાથી તે પટી જેવું બાહારથી દીસે છે. અને લાદી કાળી હોવાથી દુરથી જાણે સફેદ કામથીનું ઘર બાધ્યુ હોય તેવું દીસે છે અંદરથી થાભલાઓની વચ્ચેના ખાંચાઓ દેવદારી પાટિયાઓ જડીને બંધ કરી લે છે તેથી જ્યારે પર્તાકંપ ઘણો જોરમાં હોય છે તો પેલી બાહારની સીમેટવાલી લાદીઓ પડી જાય છે પણ અંદરની પાટિયાંની દેવાલ સલામત રહે છે, અને લોકો આવી વખ્તે ઘરમાંજ રહેવાનું સલામત ધારે છે કારણકે ઘર લાકડાનું હોવાથી હીલે છે, પણ પડી જતુ નથી ને રસ્તામા દેવાળો પડે તેથી ધાસ્તીભરેલુ હોય છે. જાપાનીસોનો પોશાક ઓરત, મરદ અને બચાઓનો'એકજ જાતનો છે, ફક્ત ઓરતો માથાપર બાલ ગુંઠી રાખે છે તેથી ઓળખાય છે. પોશાક બધા જણાઓ કાળા રંગનોજ પેહેરે છે પણ પૈસાવાલા મરદ ઓરતો કારણસર ભરતકામના કપડા પેહેરે છે. એ કપડામા ધોતિયા માફક કપડુ કમરેથી પગની આસપાસ ફરતુ વિટાલે છે અને આગપર એક લાબો જભો પેહેરે છે, જેના બે છેડાને બટન યા કસ હોતા નથી પણ તેઓને આગળથી સાથે મેળવીને તે ઉપર કમરબંધ બાંધે છે જેથી તે પેટનો ભાગ ટાંકે છે પણ છેક ઉપરનો ભાગ પાકો ત્યા કાંઇ અટકાવ નહીં હોવાથી જરા ખુલ્લો રેહેવાથી છાતીનો વચલો ભાગ દનેરાં

જરા ખાંચો રાખીને કરે છે, આગળથી બાલ પાછળ લઈ જતાં જરા કાન આગળથી તે નિચા લઇને તથા ઉપસાવીને લઇ જાય છે તેથી માથા થાને બાલ ઘણા બધી ગમથી બહાર ઉપસેલા જાણે ફરતા ચોટલાઓ હોય તેમ લાગે છે. પાછળથી ગરદન આગળથી બાલ ઉપર લઇને ચોટલો બાંધે છે તેથી ઓરતોની ગરદન મોટી હોય તેમ લાગે છે અને તેઓને શોભાવે છે. જાપાનીસોના મોઢાનો ઘટમ ચીનાઓને મળતો છે પણ વધારે ખુબસુરત છે. રંગ પણ ઘઊંના જેવો યા સફેદીપર છે તેથી ઘણે-ખરો યુરોપના દખણ ભાગના રેહેવાસીઓને મળતો આવે છે. આંખો વાંકી બદામરોકી છે અને ગાલનાં હાડકાં ઘણાં બહાર નિકળેલાં નથી. પણ ઇહાંના લોકને અફીણ ખાવાની મનાઇ હોવાથી આગે ભરેલા અને તંદરોસ્ત હોવાથી જરા નિકળેલાં હોય છે તે માલમ પડતાં નથી. એઓ તો દેખાવે મજેના છે અને તંદરોસ્તીની નિશાની દાખલ ગાલ ઉપર રતાશ પણ ઘણી ઓરતો તથા બચ્ચાંઓને દીસે છે. તેઓના મરદો મેહેનતુ હોવાથી તેઓનો બાંધો મજબુત અને ખીલેલો લાગે છે, જો કે મોટો ભાગ કદે ઠીગણો છે અને કોઇજ જવલે પાંચ ફીટની ઉપરના મળે છે. જાપાનીસોની વસ્તી જોવા પ્રમાણે ઘણી વધતી હશે કારણ કે જ્યાંબી અમો ફરતા હતા ત્યાં છોકરાંઓના ઢગલે ઢગલા દી-સતા હતા અને વળી આઠ, દશ વરસની ઉમરની છોકરી હોય તેઓની પીઠની પાછળ બીજું બચ્ચું એકુ વરસની ઊમરનું બાંધેલું હોવુંજ જોઇયે. ઇહાંની ઓરતો તથા મરદો સઘળાં કામ કરે છે તેથી તેઓ પોતાની છોકરીઓને નાનાં બચાંઓ સોંપી જાય છે પણ તે છોકરીઓને બહાર ફરવાનો શોખ હોવાથી બચાંઓ પીઠ પાછળ બાંધીને જાણે કપડાંની ગાંસડી લઈ ચાલતાં હોય તેમ લાગે છે. ફક્ત તેનું ડોકું બહાર દીસે છે. ઓરતો પણ કામે જાય છે ત્યારે એજ માફક પો-તાનાં બચાંને પીઠપર લઈને જાય છે અને કામ પણ તેમજ કરે છે. પીઠને બદલે બગલમા લેવું એ સારૂં લાગતું નથી એમ ઈહા સમજે છે. બચાઓને એ મુજબની ટેવ હોવાથી જ્યા સુધી ચાર વરસનાં થાય છે ત્યાં સુધી એજ માફક પોતાની મા અથવા બેનની પીઠ પાછળ

વળગીને ચહડી બેસે છે. તેઓને બાંધવાની યા પકડવાની જરૂર રહેતી નથી. એ દેખાવ રસ્તામાં ઘણો નવાઇ જેવો લાગે છે.

મરદોના માથાંપરના બાલ અસલી ફાશીનના રાખે છે. તેઓ મુંબઈના મારવાડીઓ માફક આગળથી વચલો ભાગ બોડાવે છે અને પાછળથી કાપેલા બાલ ટુકા રાખી ચોટલી જેવું ગરદન ઉપરથી ઉલટાવી માથાંની વચમાં ચીટકાવી મુકે છે. પણ હમણા જાપાનમાં જેવો યુરોપિયન ઢપ પ્રમાણે સુધારો એકદમ કરવા નિકળ્યા છે તેઓ યુરોપિયન માફક ટુકા કાપેલા બાલ બધા માથાં ઉપર રાખે છે. પણ તેઓ તેની તે પ્રમાણે તપાસ રાખતા નથી અને બાલ વધારે મોટા થવા દીયે છે તથા તેને હોરતા નહી હોવાથી જાણે ખભરાયલા જેવા લાગે છે. જાપાનીસોનો મોટો ભાગ ઉઘાડે માથેજ ઓરત બચ્ચાં સુધાં ફરે છે પણ યુરોપિયન ઢપવાલા તેઓના જેવીજ નાની ટોપીઓ પેહેરે છે તથા પોશાક વટીક તેવો પેહેરે છે. કોઈ તો જાપાનીસ પોશાક ઊપર યુરોપિયન ટોપી પેહેરે છે તેથી ઘણા કઢંગા લાગે છે. જે જાપાનીસો ચાકરી હોય છે તેઓને કોણ ધણીનો માણસ છે તે પરખાવા સારૂ મુબઇમા પતા આપે છે તેને બદલે તેના કપડાં ઊપર પાછળથી છાપેલા અક્ષરો તેના નામના રાખે છે, અને તે જાણે તરાહ પાડી હોય તેવી રીતથી કાળાં કપડાં ઉપર સફેદ રંગના પાડેલા હોય છે. અમો તો પેહેલાં તેને કાંઇ તરાહ પાડેલી હશે કરી સમજ્યા પણ ખબર કાહાડતાં તેનો તેઓના ધણીઓની નિશાન નિકળી આવી હતી. એજ મુજબ મ્યુનીસીપાલીટીના કચરાપતીઓ, આગવાલાઓ, ઇત્યાદીને પણ દર માણસની પીઠ ઉપર નિશાનીઓ ગોળ ચકરડાં પાડીને તેમાં કીધેલી હતી. અમો યુરોપિયન ટાઉનમાજ આજે ફર્યા હતા ને આખો દિવસ વરસાદ હોવાથી બીજી ગમ ફરી શકયા હતા નહી. અમારો વિચાર જાપાનના અંદરનાં ગામોમાં જવાનો હોવાથી ઇહિંના ધારા મુજબ પાસપોર્ટ લેવા બ્રીટીશ કોનસયુલેટમા ગયા હતા જ્યાથી અમોને આવતી કાલે તે મોકલી આપવાની કબુલાત આપી છે. અમો મુંબઇની પાસપોર્ટ સાથે લાવેલા છીએ પણ ઇહાં તે ચાલતી નથી જાપાનીસ ધારા મુજબ પરદેશી-

ઓને મોટાં શેહેરો તથા વેપાર સારૂ ખુલ્લાં મુકેલાં બંદરોમાંજ ફરવાનો હુકમ છે પણ જેઓને અંદરનાં ગામોમાં જવું હોય તેઓએ પોતાના દેશના કોનસલ હસ્તક જુદી પાસપોર્ટ જાપાનીસ અમલદાર પાસથી મેળવવી જોઈયે જે અહીયાવાલા, તોકીયો કરી જાપાન દેશનું મુખ્ય શેહેર છે ત્યાં મોકલીને ત્યાના કોનસલ હસ્તક મંગાવી આપે છે. ઈહાંનો ડેપ્યુટી કોનસલ બાહાર ગયલો હોવાથી તેના હાથ નિચેનાએ અમોને તે પાસપોરર્ટ મંગાવી આપવાની તથા તે મારૂ ખામખા એક માણસ ટોકીયો મોકલવાની કબુલાત આપી હતી અને અમોને અહીં જોઈને હિંદુસ્તાનના રહેવાસી દાખલ તેને ઘણી ખુશી બતાવી હતી ને કાંઇબી મદદ જોઇતી હોય તે આપવાની મરજી બતાવી હતી.

**તા૦ ૩૦ મી સપટેમ્બર સને ૧૮૮૭**—આજે સવારથી વાદળ ખોલ્લું હતું અને સુરજ પ્રકાશતો હતો તેથી આખો દિવસ જાપાનીસ ટાઉન જોવામાં કાહડયો હતો. ઈહાં કાંઈ ઇમારતો મોટી અને જોવા લાયક નથી કે જોઈયે. અમોએ ગઇ કાલની નોધમાં લખ્યું છે તેમ સઘળાં બેઠાં ઘરો છે, ફક્ત સરકારી ઇમારતોમાં કસ્ટમ હાઉસ, ગવરનરની આફીસવાલું મકાન, તાર અને પોસ્ટ આફીસ જરા મોટી ઇમારતો છે, અને એક બે ઇમારતોપર ઘડિયાળ સાથના જાપાનીસ ધપના મિનારાઓ છે. જાપાનીસ ટાઊનના ધોરી રસ્તાઓ સારા છે, અને ત્યાની દુકાનોમાંની જાપાનીસ બનાવતો ઘણી જાત જાતની મનપસંદ અને માફકસરની સસતી વેચાય છે દુકાનદારો ઘણાજ નમનતાઈવાલા હોય છે, તમો અંદર જાવો તો ગુઠણ આગળ બેઉ હાથની હડેલી એકએકપર મુકી વાંકા વળી તમોને નમે છે અને તમો માગો તે ચીજો બાહાર કાહાડીને બતાવે છે અને તમો કાઇબી લીધા વગર ગમે એટલી મેહેનત તેઓ પાસે કરાવી પાછા ફરો તોબી તેઓ આગળની માફકજ પાછા નમીને તમોને વિદાયા કરે છે અને જરા પણ કચવાયલું મોટું દેખાડતાં નથી, પણ આખો વખ્ત હસતે મોટેજ અને નમતા રહે છે. જાપાનીસ જેવા નમનતાઇવાલા લોકો ઘણાજ થોડા હશે.

રસ્તામાંબી તેઓ એક એકને મળે છે ત્યારે ઊપર લખવા મુજબ નમે છે અને સુધરેલા સાહેબો જો કે યુરોપિયન માફક તોપીઓ ઉતારે છે, તોબી આગળી ચાલ મુજબ તેઓ વાકા વળી જાય છે. એ લોકોની દુકાનો તથા ઘરોમાં બેસવાની યુરોપિયન સારૂં ખુરસી થોડી રાખે છે, બાકીના જાપાનીસો તો જેમ મુસલમાન લોકો નિમાજ કરતી વખ્તે ગુઠણુમડીયે પાછળ પગ કરીને તેને એકગમ ફેરવીને બેસે છે તેમ બેસે છે. સારી પદવીવાલાં માણસો (ઈહિા તો દુકાનદારો પદવીવાલા છે) આગળ પેગામ લાવનારાઓ તથા એવી હલકી પદવીવાલાઓ આવે છે ત્યારે આખો વખ્ત પેલો હલકી પદવીવાલો નમ્યા કરે છે ને વાંકોને વાંકો ઉભો રહે છે તે વખ્તે હાથની હથેલીઓ જોડી આગળ ધરી રાખે છે ને જો વખત વધતો લેવો હોય તો ભોંયપર ગુંઠણમડીયે ઊપર મુજબ બેસી જાય છે પણ સીધો ઉભો રહી શકે નહીં. એ મુજબ અમો દુકાનોપર ફરતા હતા ત્યારે ત્યાં જોતા હતા જે મજેનું નવાઇ જેવું લાગતું હતું. એ જાપાનીસ ટાઊનમા દુકાનો ઘણી કાઇ વગર ગણત્રીની ઈહિંની બનાવતોની છે જ્યાં (Laquor Ware) લાખની બનાવતનું વારનીશનું ફરનીચર તથા લાકડાં, હાથીદાંત, શીપ, અબનુસ ઇત્યાદી ગોઠવીને તરાહો ઘણી સરસ પાડેલી હોય છે. બ્રાન્ઝ ધાતુની બનાવતો પણ ઘણી સરસ અને તારીફલાયક છે. પંખેરાંઓ તેના બનાવે છે તેના પીછો જાણે છુટા હોય તેમ દીસે છે ને ઘટમ સઘળું મજેનું કરે છે. રેશમી કાપડની બનાવત ઈહીં ચીન કરતા પણ સરસ કહે છે, તે ઊપરનું ભરતકામની ઘણું સારૂં રેશમ તથા કસબનુ બનાવે છે તેમા ઝાડો, પંખેરાઓ, જાનવરો તથા ફુલોની તરાહ ઘણી અચ્છી રીતે પાડે છે વળી ઈહીંના ચિતારાઓ પણ કોઇ કોઈ ઘણા હુશિયાર છે રેશમી રૂમાલ વા પરદાઓપર આપણી સ-બીઓ હાવે વણી સારી અને આબાદ આકારની પાડી આપે છે. અ-મોએ ઘણા નમુનાઓ ઇંગ્રેજોની પહેરેલ એવી રેશમપરની સબીઓના જોતા હતા જે સારી રીતે કહાડે રેક આપીને પાડેલા હતા અને વળી તેની કોઇ નકલો કિંમત જેતા નહી અસલરે [illegible] ઉત્તરેમાં એક સબી

તેવી પાડી આપે છે. યુરોપિયન ધપતું જોઈ તમો 'પસંદ કરો તેની નકલ ઈહાંના કારીગરો ઘણી સરસ કરી આપે છે અને કિમત કાંઇ ઘણી લેતા નથી. ઈહાનું કોરીકામ ઘણુંજ ઊંચુ છે અને ગામડાંઓ-માંથી તે બની આવે છે તે ઉપર હાથના કીધેલા ચીતારો તથા ગીલીટો અને રંગ મજેના ટેસ્ટથી કીધેલા હોય છે અને તેની કિમત જોતાં ઘણો સસતો વેલાતના ભાવો સાથે સરખાવતાં લાગે છે. રેશમના ટાંગવાના પરદાઓપર રેશમી ભરતકામ ઊપરાત ખોટા કસબનું કસબી ભરતકામબી ઘણું સરસ અને ઊપસાવેલી તરાહનુ બનાવે છે. એ ઉપસાવેલાં ભરતકામપર માણુસો પાડે છે તેઓનો પોશાક કપડાંથીજ તે ઊપર સીવીને પેહેરાવે છે તેથી જાણે ખરેખરા પુતળા ગોઠવ્યાં હોય તેમ તેઓ દીસે છે. કસબી ભરતકામ રેશમી ભરતકામ કરતા સસતુ બનાવે છે તેનું કારણ એ કે કસબ સઘળો ખોટો અને કાગજપર વરખની માફક વળગાવેલો દોરા માફક કરી વાપરે છે તેથી તે ઘણો સસતો થાય છે. એ ઊપરાંત રમકડાંઓ તથા બીજી પરચુટણ બનાવતો ઘણી જાતની હમારા જોવામાં આવી હતી જે બધાંઓની કિમત માફકસરની લાગે છે. દુકાનદારો ઘણો વધારીને ભાવ માગતા નથી પણ થોડોજ ફરક રાખી માગણી કરે છે તેથી આપણુને ઘણા ઠગાવાની ધાસ્તી રહેતી નથી અને જોવા મેલે લોક દયાનતદાર લાગે છે"

ઈહાંની દુકાનો મુંબઇની ગામઠી મોટી દુકાનોને મળતી આવે છે. કોઇજ દુકાન વેલાતી ઢબ ઉપર હશે. જાપાનીસ ટાઉનની ઈમારતો જાપાનીસ ઢપ ઉપર બાંધી છે. તેઓ ઘણીખરી નીચે દુકાનો જરા ઊંચી ઉભરણીની બાંધી તે ઉપર બેઠા પુણા અને મહાબલેશ્વરને મળતા મજલા બાધે છે, પણ એના છાપડા જરા વધારે ઢળાવવાલાં કરી તે ઉપર પાટિયાં જડીને ચીકટ મટોડી પાથરી માગલોરી નલીયાં જેવા બેઠાં નલીયાઓ તે ઉપર ચોટાડી દીયે છે. કે ફરીથી ચારવાં પડે નહી. પણ તે વધારે જાડા હોવાથી તથા મટોડી તેની નિચે હોવાથી તે ઘણા ભારી જેવા લાગે છે અને વળી તેમા વધારો કરવા છાપડાના મોભ તથા ગોનીયા ઉપર ચુનાના તથા નલીયાના

પણ તેની અંદરનો માવો પ્લુમ્સ ફ્રુટને મળતો છે તથા તેના બીજ અંદુસના જેવા છે. એ બે જાતના આવે છે, એક જાત કઠણ આવે છે, તેનો સ્વાદ ગલેલીની છાલના જેવો પણ જરા મીઠાશ ઊપર છે. બીજો પોચા ટામેટાં જેવા છે તેનો પ્લમ્સ જેવો સ્વાદ છે. એ ઉપરાંત તાજાં ઉનાફ પણ ઈહીં વેચાતાં હતાં જે સુકાં જેવા સ્વાદમાં સારાં લાગતાં નથી. ઈહીંની ગામડી દુકાનો ઉપર નિશાની દાખલ કાગજનાં ફાનસોપર અક્ષરોથી વિગત લખે છે. એક હકીમની દુકાન ઉપર બાહાર મોટી કાગજની સીસી બનાવી ટાગેલી હતી. હોટલો પરબી મોટાં નામનાં ફાણુસો ટાંગે છે. નાટકશાળાઓપર લાબા અને પાતળાં કાગજના વાવટાઓ વિગતો લખીને બેશુમાર બાહાર ટાંગે છે. જાપાનીસોને જોયા મેલે નાટકોનો તથા બીજી ગમતોનો ઘણો શોખ હોવો જોઈયે કારણકે એ બાજુપર દર બીજે અને ત્રીજે ઘેરે એવી ગમતોના મકાનો હતાં. એકગમ પાણીમાં તરવાની કસરત, બીજીગમ અંગબલની કસરત, કોઈ ગમ છાંતપુતળાંનાં નાચની માફક તથા એ લોકોની ઓરતો નાચ તથા કસરત કરી બતાવે છે, અને કોઈ ગમ નાટકની માફક ખેલો થાય છે. અમોએ એક બે ખેલ અમથા જોયા હતા. નાટકરોકો ખેલ કરે છે તે આપણને જો કે સમજણ પડતી નથી, તોબી એ લોકોનું આકટીંગ જોવા પ્રમાણે સારૂં લાગતું હતું અને ચીનાઓનો નાટક અમે સેંન ફ્રાનસીસ્કોમા જોયો હતો તે કરતાં આ ખેલ ઘણો સારો હતો. નાચ કરનારાઓ નાટકના તખ્તાની પાછળથી ધારા પ્રમાણે આવતા નથી, પણ તમાશગીરોની વચ્ચેથી એક બાજુપર નાનો રસ્તો રાખે છે તે રસ્તે તખ્તાપર જાય છે. નાટક સહવારથી રાત સુધી ચાલે છે, તે જોવા આવનારાઓ સારૂ જમીનપર બેઠકો કીધી છે, જેઓ ભોયપર સાદડીપર બેસીને જોય છે. કેટલાકો અમો ગયા ત્યારે ત્યાં પડ્યા પડ્યા ઊંઘાતા હતા, કેટલાકો પોતા સાથ ખોરાકી તથા ચાહ લાવેલા તે ખાતાપીતા હતા અને જાણે પોતાનાં ઘરમાં બેઠા હોય તેવી રીતે ઈહીં વર્તતા હતા, એક બીજાઓ સાથ બેસીને વાતો કરતા હતા, બીડી પીતા હતા અને પોતાના નાના છોકરાઓ વગેરેને ત્યાં લાવીને ઘરબાર માંડી

બેઠા હતા. એ લોકોનાં નાટકશાળાના પરદાઓ બદલવાનું ઈહાં નથી, પણ તેને બદલે નાટક કરવાનો આખો તખ્તો જે પૈડાં ઉપર હોય છે તે ફેરવે છે, અને પાછળો ભાગ આગળ લાવે છે અને તેમાં નાચ કરનારાઓની સાથ તૈયાર ઉભા રહેલા ફરે છે આખો વખ્ત એક ઢોલ તથા નાની સારંગી ઉપર ગાયન વજાડ્યા તથા ગાયા કરતા હતા. અ- મોએ થોડો વખ્ત એ નાટક જોઈને પછી બાહાર ગયા હતા. નાચમાં સમજણ પડવા પ્રમાણેતો કોઈ સારાં માણસને પોતાની મોહોરદાર ઉપર કોઈ બીજા શખ્સ સાથ દોસ્તી પડવાનો શક ગયો હશે અને તે મોહોરદાર પોતાના નાનાં બાલક (એ બાલક એક નાનું પુતળું પેટ દાબે ત્યારે અવાજ કરે તેવી જાતનું હતુ) સાથે તેના ઓરડામાં હસતી હસતી ધણીને ખુશીથી મળવા આવતી હતી, પણ ધણીએ તેણીને એ બાબદ ધમકાવીને ઘરની બાહેર જવા કહ્યું તેથી તેણી એકદમ ફગ- લાઈને રડી પડી હતી તેટલા એક પડોશી મળવા આવ્યો, જે બારણાંની બાહેર ઊભો રહીને અંદરનુ સઘળુ તોફાન જોતો હતો અને જેવો પેલો ઘરધણી પેલી ઓરતને ધક્કો મારી બાહર કાહાડી મુકવા જાયછે તેવોજ સામો આવીને તેને અટકાવીને કાંઈ તરેહતરેહની રીતે ઠઠા મ- સ્કરી સાથ સમજાવતો હતો. એ સઘળું જાણે બરાબર બનતું હોય તેમ તેઓ ભજી બતાવતા હતા તેથી સમજણ થોડી થોડી પડતી હતી. ત્યાંથી નિકળેલા ઈહાનું પાણીને લગતુ બાંધકામ જોવા ગયા હતા. અ- ત્યાર સુધી ઈહા કુવાઓ ખોદીને તેનું પાણી વાપરે છે અને થોડા ફીટ ઊંડા ખોદે છે તો મઝેનું પાણી નીકળે છે. પણ વારા ફરતી રોગો ફાટી નિકળવાથી ઉપલુ બાંધકામ હાલ નંખાઈને તૈયાર થયું છે અને દૂરથી પાહાડનુ પાણી લાવી ઈહા તળાવ બાંધ્યો છે તેના પાણી નાખીને પછી શેહેરને પુરૂ પાડશે એ તળાવ ડુંગર ઉપર બાંધેલો છે અને તે શેહેરથી આસરે ૨૦૦ ફુટ ઊંચો હતો ત્યાંથી શેહેરનો દેખાવ ઘણુ સારો દીસે છે અને તે બંને ડુંગરોના વચ્ચે [illegible] લાગુ બંધા- યલુ હોય તેમ લાગે છે [illegible] હમણા નવી રીતે સુધારો કરે છે તેના [illegible]

શેહેરમાં ફરતા હતા ત્યારે જાપાનીઓ ઘરમાં બધું કામકાજ કરતા તથા રાંધતા હતા, તે અમો સઘળું રસ્તા ઊપરથી જોઈ શક્તા હતા. એ લોકો પોતાના ઘરોની બાહેર સેરવવાના બારણા રાખે છે, તથા દરેક અંદરના ઓરડાઓબી સેરવવાનાં પાનલના હોય છે. દિવસે તે સઘળા ખીસાડી નાખીને જાણે એકજ ઓરડાનું ઘેર હોય તેમ બનાવી દીયે છે, તેથી રસ્તાપરથી છેક ઘરના પાછળા ભાગ સુધીનું બધુ દીસે છે. રાતના પાછા તે પાનલો બંધ કરીને તેના છુટા ઓરડાઓ બનાવી દીયે છે. એ લોકોમાં ઓરત મરદનો કશો મલાહજો નથી, અને શે-હેરના મોહોલામાં બબે ત્રણ ત્રણ હમામખાનાઓ હોય છે ત્યાં મરદો તથા ઓરતો સઘળાં ખોલ્લે દિલે એક એકને જોઈ શકે તેમ અંગોલ કરે છે. તેઓને અસલ એકજ તાકીમાં સાથે અંગોલ કરવાની ટેવ હતી, પણ હમણા સુધારો ચાલે છે તે માટેનો અટકાવ કરીને જુદી જુદી પણ પાસે પાસેની તાકીઓમાં મરદો તથા ઓરતો છુટા અંગોલ કરે છે, પણ અંદર જતા આવતા તેઓ એકએકને જોઇ શકે છે અને રસ્તાપરથી તથા બારીઓના રંગીન કાચોમાથી રાહદારીઓ તેઓને અંગોલ કરતાં જોય છે તેની આ લોકો કશી દરકાર કરતા નથી.

**તા૦ ૧ લી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૧૧ વાગેને યોકોહામાથી આગની ગાડીમા બેસીને ટોકીઓ શેહેર છે ત્યાં જવા સારૂ નિકળ્યા હતા, ઈહાની આગની ગાડી નાના માપની છે પણ ગાડીઓ મઝેની બનાવેલી છે અને વેલાતની માફક તેના ત્રણ વર્ગો કીધા છે. ત્રીજા વર્ગની ગાડી લાકડાંની બેઠકોની આડી એક એકની પીઠ કરતી કીધી છે પણ બીજા અને પેહેલા વર્ગની બેઠકો ઊભીને ઊભી ગાડીની બાજુએ કીધી છે, અને તેના દરેકના ત્રણ ભાગ કીધા છે. બીજા વર્ગની બેઠકો નેતરની અને પેહેલા વર્ગની લાલ ચામડાની ગાદીની કીધેલી છે. એ રેલ્વે ઈગ્રેજોની એક કંપનીએ બાંધી છે, પણ સઘળો કારોબાર જાપાનીસોજ ચલાવે છે. ગાડીઓ કલાકના આસરે ૧૬ મૈલને હિસાબે ચાલે છે. આગનીગાડી સીનાગાવા કરીને સ્ટેશન છે

ત્યાં સુધી દરિએ કિનારેજ દોડતી હતી અને બધે ખેતીવાડી કીધેલી તથા જાણે ચાલુ ગામડાંઓ હોય તેમ વસ્તી દેખાતી હતી. ખેતી-વાડીમાં મોટો ભાગ ચોખાના પાકનો હતો, બાકીની તરકારીઓનાં બાગો કીધેલા દીસ્તા હતા અમોએ ૬૬ માઇલની મુસાફરી આજે સાંજ સુધીમાં આગગાડીમાં કીધી અને ઉતસોનોમીયાં સુધી ગયા તેનો મોટો ભાગ એવો મળ્યો હતો. જમીન પણ કાળી ભમર જેવી અને છુટી મટોડીની જાણે ખાતરજ હોય તેવી દીસ્તી હતી અને તે ઊપર ભરપુર રોપણી તરકારીની દીસ્તી હતી. ઈહિ ખાતર દાખલ માણસનું નરખ વાપરે છે તેથી તરકારી ઘણા મોટાં કદની થાય છે. અમોએ મુલા ત્રણ ફીટ જેટલા લાંબા જોયા હતા અને તેજ મુજબ બીજી તરકારી જમીનમાં થતી હતી. ઈહિ બધા શેહેરો તથા ગામડાઓમાં હલાલ-ખોરો હોતા નથી, પણ ખેતીવાડી કરનારાઓ પોતાના માણસો રાખે છે જેઓ ઘરોમાં ખાડાની અંદર પીપો મુકી આવે છે અને તે દર વખ્તે ખાલી કરી જાય છે, અને બધેબધ નેહેરો હોવાથી તેના પીપો ભરીને બોટોમાં લાધી તેનાં ખેતરો તરફ લઈ જાય છે. એ મુજબ ગોકોહા-મામાં અમોએ બોટો નેહેરોથી પસાર થતી જોઈ હતી પણ તેના પી-પોના મોહોડા બંધ કીધેલા હોવાથી અમોને જણાવ્યા વગર તે બોટો એ કારણસરની છે એમ સમજ્યા હતા નહીં. આજે વાદળ જોકે આખો દિવસ ઘેરાયલું હતું અને છુટો છવાયો વરસાદ પડતો હતો તોબી હવા ખુલ્લી હોવાથી દુરથી ફુઝીયામાનો પાહાડ દીસ્તો હતો. એ પાહાડ જાપાન દેશમાં સૌથી ઊંચો છે અને તેની ઊપર હમેશ બરફ પડી રહે

ભાગમાં હોટલો ચલાવવાનો યા કોઈ ધંધો કરવાનો હુકમ નથી અને તેને લીધેજ જેઓ અંદરના ભાગમાં જાય છે તેઓને પાસપોર્ટ લેવી પડે છે. તેઓ શું કારણસર અંદરના ગામોમાં જાય છે તે જણાવવું પડે છે. અમો ઉતર્યા તે હોટલ એક માલનું માફકસરનું મોટું છે, અને તેમાં ઓરડાઓ મઝેના કુસાદે કાગજના પરદાઓ કરીને કીધેલા છે, પણ અંદર ગલીચા સિવાય બીજું કશુ ફરનીચર રાખતા નથી પણ ઈંગ્રેજો જ્યારે આવે છે ત્યારે એક ટેબલ અને એક ખુરસી તે ઓરડામાં ગોઠવી આપે છે. અમો હોટલમાં અંદર ગયા ત્યારે અમારી સામે સપાટો લાવીને મુકી હતી કે તેમાં પગ બુટ સુધા રાખીને અંદર જઈયે. જાપાનીસોનાં ઘેરમાં સાદડીઓ જડેલી તથા જમીનનાં પાટિયા પાલીશ કીધેલાં હોય છે તેથી તે ઉપર રસ્તામા ચાલવાના બુટ સાથે કોઈને ચાલવા દેતા નથી અને એ લોકો બધા પોતાના ઘરોબી વણા સફાઈથી રાખે છે, અમો તે સપાટ પેહેરીને મકાનમા ગયા હતા. ઈંહા અમોને દરેક ઓરડાના ૭૫ દોકડા ભાડું આપવુ પડ્યુ હતું અને જાપાનીસ ખાવાનું આપણને ખાવા ગમે નહી કારણકે તેલમાં સઘળું રાંધે છે તેથી હોટલવાલાએ બીજીગમથી યુરોપિયન ફાશીનનું ખાણું કોઈ બનાવતો હશે ત્યાંથી અમોને વેચાતું મંગાવીને આપ્યુ હતું. અમારી સાથે એ હોટલમાં બીજા ત્રણ અમેરીકનો ઊતરેલા છે અને બધાઓને પોતાના ઓરડાઓમાં ખાવાનું લાવી આપ્યું હતું. ખાણુ માફસરનુ વગર મીઠાં તથા વગર સ્વાદનું રાધેલુ હતું, પણ તેની ઊપરજ શુક્રાના કરવા પડ્યા હતા. અમારા ઓરડાઓ માલપર છે અને તેની અગાસીપરનું બારણું કાચનું અને સેરવવાનું છે. અમારી સાથે મી૦ ઈભરામજીબી આવેલા છે અને અમો ત્રણે જણના ઓરડાઓ હારબંધ પાસે પાસે છે તેની વચમાંબી સેરવવાના કાગજના પરદાઓ છે, જે ખુલ્લા હોય છે ત્યારે આખો એક હોલ હોય તેમ થાય છે. રાતના અમોને જમીનપર મઝેના બિછાના કરી આપ્યા હતાં અને તકિયાને બદલે ઓઢવાની સુજની રૂની ભરેલી આવે છે તેવીને ગોળ વીંટો કરીને લેવો પડ્યો હતો, કારણકે જાપાનીસો લાકડાના નાના ચોરસ

તકિઆઓ વાપરે છે, તેપર સુઈએ તો બીજે દીને ગરદન રહી જાય. ઓઢવા સારૂ પણ એવીજ સુજની આપી હતી અને કાચની પરદારોકી બારીમાંથી પવનની ફુક આવતી હતી તેથી આવી જાડી સુજની બહુ કામ લાગી હતી, અને ઠંડી માલમ પડી હતી નહી.

**તા૦ ૨ જી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૮ વાગેને ઊતસોનોમીયાં (Utsonomia) થી નીકો (Nikko) જવા સારૂ જીનરીક્ષાની ગાડીમા નિકળ્યા હતા તે ત્યાં બપોરના કલાક ૧—૩૦ મીનીટે પુગ્યા હતા. એ નીકો ગામ ઊતસોનોમીયાથી ૧૮ મૈલ આસરે દુર છે. આખે રસ્તે વારા ફરતી વસ્તી મળતી હતી અને ગામડાઓ પણ આસરે એક યા બે મૈલને તફાવતે મળ્યા કરતાં હતાં. અરધા અરધ રસ્તે મઝેના ઘણા મોટા ઝાડો રસ્તાની બેઊ બાજુપર હારબંધ છેક નીકો શેહર સુધી ગેપેલા છે, જેથી જાણે કોઇ બાગમાં આપણે ફરવા નિકળ્યા હોય તેવુ લાગે છે. એ ઝાડો ઘણાં ઊંચાં આસરે ૧૦૦ ફીટ જેટલા અને જાડાઈમાં પણ ઘણા, કોઈ કોઈ તો નિચેથી ૨૫ ફીટ ઉપર ઘેરાવાનાં અને તદન સરવ જેવા સીધાં છે, જેઓની છેક મથાળેથી ડાલીઓ રસ્તાની વચમાં એકએકની સાથે મળી ગઈ છે તેથી સુરજના તાપથી રાહદારીઓનો બંચાવ સારો થતો હશે. અમોને તો આજે આખો દિવસ ઘેરાવદાર વાદળ નડ્યું હતુ તેથી સુરજ તદન જોયો નથી ઇહાના રસ્તાપરના ગામડાઓના ઘરો ઘણા ખરાં લાકડાના છે પણ તેઓના છાપરા ઘાસના નહ નળીઆરના બંગલાઓના

નીકોમાં સુઝુકીયા (Suzukia) નામના જાપાંનીસ ટી હાઊસમાં ઉતારો લીધો હતો. ઈહાં રોજનાં માણસ દીઠ બે ઇઅન યાને ડાલર લીયે છે અને ખાવાનું યુરોપીયન ફાશનનું માફકસરનું સારૂં આપે છે, ઓરડાઓમાં ફરનીચર ઊતસોનોમીયાના હોટલ માફકજ છે, પણ લાકડાંની પતીના કોચો સુવા સારૂ આપે છે અમો સાંજના ૪ વાગેને હોટલથી આસરે ત્રણ મૈલ દુર ડુંગર ઊપર નીકોનો વાટરફોલ (જેને થાકી કરી કહે છે) તે જોવા ગયા હતા. ઈહાં જવાનો રસ્તો ડુંગરો પર બીકટ હોવાથી ત્યાં જીનરીક્ષા ગાડી જતી નથી પણ એક જાતની પાલખીમા જવાય છે. એ પાલખી ડોલીના જેવી છે. તેની બેઠક બેડારોકી આપણે પલાઠી મારીને બેસી શકીયે તેટલી છે જેને એક લાંબા બાબુ ઊપર લટકાવીને બે માણસો ખાધપર ઊચકીને ચાલે છે તેની બેઠક કાથાની દોરડીની જાલી જેવી વણતની છે તથા પાછળ અઠીંગવાની પીઠ પણ તેજ જાતની બનાવેલી છે, પણ એને ઊચકનારા જાપાનીસો, ધારા માફક ઠીગણા હોવાથી બાંબુ ઘણો નિચો બાંધે છે જેથી આપણને ડોકી એક બાજુએ રાખીને બેસવુ પડે છે અને વળી ઊપર છત્રી જેવું હોવાથી માથે પાઘડી પેહેરાઈ શકાતી નથી.

અમોએ એક નદી જેનો મોટો ભાગ સુકાઈ ગયલો છે તે એક લાકડાનાં પુલ ઊપરથી પસાર કીધી હતી. એ પુલની પડોશમાં એક બીજો પુલ (Laquerware) જાપાંનીસ લેકરવેરનો લાલ રંગનો બનાવેલો છે જે ઊપર થોડીએક ગીલીટ કીધેલી છે. એ પુલ હમેશાં બંધ રાખે છે પણ જાપાનનો રાજા યા વડો પાદરી આવે છે ત્યારે તેનેજ પસાર થવા ઊઘાડે છે, જે ઊપરથી ઈહાંના એ લોકોનાં વખણાયલા દેહેરાઓમા જવાય છે. એ પુલ પસાર કીધા પછી ડુંગરો પસાર થઈને નદીને બીજી વખ્તે એક તેમાથી કીધેલી પગથીપરથી પસાર કીધી હતી જે ઊપરથી નદી જ્યારે પુર જોરમાં હોય ત્યારે જવાઈ શકાય તેવું લાગતું નથી. એ મુજબ આસરે એક મૈલ ગયા કે થાક લેવાનુ ઝુપડું આવે છે જ્યા

ચાહ રાહદારીઓને પુછે છે. ત્યાંથી ડુંગરો ઉપર થઇને ધોધ જોવાની જગ્યા ઉપર દોઢ કલાકે જઇ પુગ્યા હતા. આજે આખો દિવસ વાદળ ઘેરાયલું હતું ને અમો અરધે રસ્તે ગયા પછી વરસાદ પડવા લાગ્યો હતો, પણ તે પુનામાં જેમ ઝોરમાં પડે છે તેમ પડવાથી અમોને કશી અડચણ પડી હતી નહી પણ મતોડીની જગ્યા હોવાથી રસ્તો જે ઘણો સાંકડો હતો તે સડકનો થઇ ગયો હતો. અમોને ધોધ બરાબર સામેથી પડતાં દીસ્તો હતો જે જોવા સારૂ એક મઝેનુ છાપરૂ નાખેલું છે ત્યાંબી ચાહ પીવાની દુકાન હતી. અમો જ્યાંબી જઈયે છીયે અને કેઠેબી ઠોબયે છે તો ત્યાંવાલા નાનાં પ્યાલાંઓમાં ચાહ લાવીને અમોને તો શું પણ કોલીઓનેબી આપે છે. એ ચાહ પાણી જેવી વગર ખાંડ તથા દુધની હોવાથી અમોને પીવા ગમતી નથી પણ નામને ખાતર હોઠને લગાડવી પડે છે, નહી તો ઈહિંના ધારા મુજબ આપનાર ધણીને અપમાન કીધેલું કહેવાય છે. ધોધ આસરે ૧૦૦ ફીટ જેટલો લાંબો બે તપ્પે પડતો હતો અને કાંઈ ઘણો જોવાલાયક નથી. આસપાસનો દેખાવ ઘણો જોવાલાયક હોવો જોઇયે. અમો તો તેબી બરાબર ધુમસ અને વરસાદને લીધે જોઈ શકયા હતા નહી પણ જે દીસ્યું તે ઊપરથી કાંઈ સંખ્યાબંધ નાના મોટા ડુંગરો હોવાથી દેખાવ સારો લાગતો હતો અમો તે જોઇને પાછા હોટલમાં આવતાં સાંજના ૬ વાગા હતા. આજે ઠંડીનો પારો ૬૦ ડીગ્રી સુધી ઘણોખરો આખો દિવસ હતો, ઠંડી પવન નહી હોવાને લીધે મનપસંદ લાગતી હતી, પણ વરસાદજી ઘણા હેરાન કરે છે અને જો એ પ્રમાણે રેહેશે તો અમો જે મુસેનજીનો લેક જોવા જવાના ઈરાદાથી ઈહાં આવ્યા છીયે તે વિચાર છોડી દેવો પડશે, કારણકે ત્યાંથી આજે સાંજના એ ઇંગ્રેજી લેડી આવી છે તેના કેહેવા મુજબ ત્યાં ધુમસ તથા વરસાદ એટલો છે કે, કશું જોઈ શક્તા નથી અને બે દિવસ તે ત્યાં લેકપર રહી, પણ ઉઘાડ મલ્યો નહી અને કાંઈ જોઈ શકી નહી તેથી પાછી ફરી હતી

તા૦ ૩ જી અકટોબર સને ૧૮૮૭—આજે નીકોના વખણાયલાં

દેહેરાંઓ જોવા ગયા હતા. એ દેહેરાંઓને ઈહાં દાયુચ તથા ઉતેર કરી કેહે છે. એ ઉપર જવા આગમચ ગઈ કાલવાલો લેકરવેરનો બનાવેલો પુલ જોયો હતો. એ પુલ સને ૧૬૩૫ મા બાંધ્યો હતો અને તે ૮૪ ફીટ લાંબો અને ૧૮ ફીટ પોહોળો છે. એને ઈન્ગ્ર એનેબી આસી કરી કહે છે અને નદી દાયાગાવા (Daiyagawa) ઉપર તે બાંધેલો છે. તે લાલ રંગનો, લેકરવેરનો બાંધેલો છે અને ઘણો મજબુત છે. ત્યાંથી આગળ ચાલતાં શાન બુટસુ દો (Shan Butsu Do) નામનું દેહેરૂં છે તે જોયું હતુ. એ દેહેરામા જવા આગમચ એક જાપાનીસ તથા ઇંગ્રેજી બોલીમા નોટીસ મારેલી છે કે, જેકોઈ ધણી એ દેહેરાંનાં ફંડમાં કાંઈ નાણું આપશે તેનાં નામો યાદગારી દાખલ રાખવામાં આવશે અને એ મુજબ દેહેરાના દરવાજાની બાહાર એક મોટો ઉભો તખ્તો લાકડાનો કીધો છે તેમા કાંઇ વગર ગણત્રીની નાની નાની દેવદારી લાકડાંની પટીઓપર એવા નાણાં ભરનારાઓના નામો લખ્ખી મુકેલાં છે એનો દરવાજો નકશી કરીને તે ઉપર છાપડુ કીધેલું છે તેમાં થઈને દેહેરાંપર જવાય છે જે ઉપર જવા મજેની પોહોળી સીડીઓ કીધી છે, ઈહિા અમારી પાસે બુટો કહડાવીને અમો સાથે આગમચથી સપાત લઇ ગયા હતા તે પેહેરાવી હતી. જો એમ સપાત લઈજીએ નહી તો ઈસતાકીન ઉપર ચાલવુ પડે છે અને તેમબી ચાલ્યે તો અંદર બધે મજેની સાદરી જડેલી છે તેથી તે ખરાબબી થતાં નથી. એ દેહેરૂં બહારથી બેવડા છાપડા એકની ઊપર એક વચમાં આસરે ૧૦ ફીટનો ખાચો રાખી બાંધેલા છે. તેના છજીઆ ઘણાજ બહાર કહાડેલાં છે તેમાં ઉપરનાં છાપડાંના છજીઆં નીચલા થાને જરા નાંધલા છે. એ દરવાજા સારૂ ત્રણ મોટા બારણાંઓછે તેમાથી એક મોટાં દીવાંનખાંનામાં જવાયછે એ હોલની દેવાલ તથા સીલીંગ સઘળું રંગીન લેકરવેરની ગીલીટ તથા નકશીનું બાધેલુ છે તેમાથી એક બીજા અંદરના હાલમા જવાય છે જ્યા ત્રણ ઘણી મોટી બુધની મુર્તીઓ મુકેલી છે તેઓને એક મોટી બેઠક ઊપર લોતસ

જાતનાં મોટા ત્રણ ફુલોની અંદર પલાંથી મારી બેસાડેલાં છે. એ પુતળાઓ લોતસ ફલાવર સુધાં આસરે ૨૩ ફીટ ઊંચાં હશે તેઓની પાછળ સઘળી ગીલીટની બેઠકો કીધી છે. એમાંનું વચમાનુ પુતળુ માણસના આકારનુ છે. બીજું પુતળું ત્રણ માથાનું અને ચાર હાથનું છે. ત્રીજું પુતળું એક માથાનું અને ઘણા હાથોનું છે. ઈંહા અંધારૂ જેવું હોવાથી અમો બરાબર એ પુતળાં જોઇ શકયા હતા નહી. ઈંહાં જાપાનીસો ભણવા આવે છે ત્યારે પેહેલાં સીડી ઊપર એક લોખંડનો મોટો બાકસ મુકેલો હોય છે તેની સામે ગુઠણ મંડયે પડીને બેઊ હાથે બે વખ્ત તાબડા ફોડે છે કે જેથી એ લોકના ધારવા મુજબ દેવીનું ધાન તેઓ ઊપર ખેંચાય તે પછી હાથ જોડીને થોડો વખ્ત ભાયગે એક બે મીનીટ કાંઈ ભણે છે અને પેલા લોખંડના બાકસમા જેમ ગુંજાસ હોય તેમ પૈસા નાખે છે પણ ઘણાખરા એક, બે "રીગ" કરીને ઈંહાનો સૌથી હલકો પૈસો છે તે નાખે છે એવા એક હજાર રીગનો એક ઈયન યાને ડાલર થાય છે. એ પૈસા ભણતા ભણતા ઉડારીને નાખવાથી ઘણાઓ બાહાર જમીન ઊપર પણ પડે છે જે જ્યારે કચરો વાલવા આવે ત્યારે ઉચકીને પેલા બાકસમાં નાખે છે ત્યા સુધી ઊઘાડા પડી રહે છે પણ કોઇ તેને ઉચકી યા ચોરી જતુ નથી એ મુજબ બધી દેવીઓ તથા દેહેરાઓ આગળ અમોએ ઘણા પૈસા પડેલા જોયા હતા. એ ઊપર મુજબ ભણીને પછી અંદર દેહેરામા જાય છે અને ત્યાંપી એજ નાફક દેવીની સામે ભણે છે. કોઇ કોઈ કાગજો ઊપર લખી લાવેલા ભણવાની દુવાઓ દેવીની સામે ટાગી જાય છે કોઈ કાગજની કાપલીઓની તથા બાલોની પીંડીઓ પણ એ મુજબ માનનાકીધેલી હોય છે તે ટાગી જાય છે. એ લોકો ભણવા આવે છે ત્યારે કોઈ કોઈ બારણા આગળ ઘાટો તથા ગોગસો યાને થાલીઓ હોય છે તે મોટે મોટે વજાડે છે પુતળાવાલા ઓરડાની બાહાર દીવાનખાનાના એ લોકોના ગુરૂઓ જેને બોઝા કરીને કહે છે તેની બેસવાની જગ્યા છે જેને નયાજે પીતળનુ છત્ર ટાંગુ છે.

જ્યાં બારણાંની ઉપર કસબી કીનખાબના પરદાઓ નાખેલા છે. એ દેહેરાંની પાછળ બીજા ઓરડામાં હારબંધ ઘણાં પુતળાંઓ ગોઠવેલાં છે જે આગળના વખણાયલા લોકોને ખોદાઈ ઓધો આપીને તેઓનાં બનાવી પુજા કરે છે. જાપાનમા બે જાતનો ધરમ છે, તેમાં બુધનો અને શીનટો (Shinto) નો છે. પેહેલા ધરમમાં જોકે બુધનાંજ પુતળાંને માને છે તોબી ઈહિં અસલના શીનટો ધરમ સાથ તે મળી જઈને બીજાં પુતળાંઓ તેમાં મુકવા લાગ્યા છે. સીનટોનો ધરમ અસલી જાપાનીસ ધરમ છે અને તેમાં વખણાયલા તથા ધરમાતુ લોકોનાં પુતળાઓ તથા બીજા કાંઈ હજારો દેવતાઓની મુર્તીઓને પુજે છે, પણ પાછળથી ચીનમાં થઈને બુધનો ધરમ ઈહિં લાગુ પડ્યાથી જો કે હમણાનો શેહેનશાહ સીનટો ધરમની તરફેણ છે તોબી બુધ ધરમ પાળનારાઓ ઘણા વધી ગયા છે અને જાપાનીસ રૈયતનો ઘણો મોટો ભાગ બુધનો ધરમ પાલે છે. બુધ ધરમના ગુરૂઓ માંથું બોરાવે છે, અને તેઓને બોદઝુ કરી કહે છે. સીનતો ધરમના ગુરૂઓને "કાનનુસી" (Kannushi) કરી કહેછે. બુધ ધરમની દેવીઓને હાતોકી (Hatoke) કરી કહે છે અને સીનતો ધરમની દેવીઓ જે ૧૪૦૦૦ ને આસરે છે તેઓને કામી (Kami) ને નામે ઓળખે છે. જાપાનીસો ખેતીવાડી કરનારા તથા ગામડાંઓમા રેહેનારાઓનો મોટો ભાગ સીનતોના અને શેહેરમાં રેહેનારાઓ બુધનો ધરમ પાળે છે, બાકીના હમણાના સુધરેલા અને શીખેલા લોકો બેઉની દરકાર કરતા નથી. ઈહિા ખ્રીસ્ટી ધરમનોબી ફેલાવો ઘણો થાય છે અને ધુ લોક દર સાલ વટલતા જાય છે. અમો ઉપલું ત્રણ બુધાનું દેહેરૂં જોઈને પછી તેની પડોશમાંના ચોકમા બ્રાન્ઝ ધાતુનો એક અખન થાંભલો છે તે જોયો હતો. તે ૪૨ ફીટ ઊંચો છે સને ૧૬૪૩ મા ઊભો કીધો હતો. એને સો—રીન—ટુ (So rin To) કરીને કહે છે. એ થાભલો ગોળ છે અને તે ઉપર છુટી છુટી ઉપસેલી જાનવરોની તસવીરો પાડેલી છે, અને તેને મથાળે એક લાબા સળીયા ઊપર છમછમીયા જેવુ ઘાટ લકટતા

નીકો.

સાથનું ઊભું કીધેળું છે. એ બાજુનાં દરવાજાની આસપાસ અંદરથી
એ બીજા બેઠા થંભો નકશીથી કોતરેલા એજ ધાતુના મુકેલા છે તે
જોઇને તેની પડોશમાં "ઇઆસુ" (Iyeasu) નામનું ઇહાંનું સૌથી
સરસ દેહેરું છે તે જોવા ગયા હતા

એ દેહેરાંની બહાર બીજા લોકો તેના સમારકામ કરવાનાં ફંડમાં
નાણુ ભરે તેઓના નામોની તખ્તીઓ મારેલી હતી જેમાં ઘણું ઇંગ્રેજો
વટીકના નામો હતાં જેઓમાં કોઇએ ૨૫ તો કોઇએ એક ઇઅન ભરે-
લો હતો. એની પડોશમા ઘણી મોટી રકમ ભરનારાઓનાં નામો
જરા મોટા અક્ષરની પતીઓપર છુટાં લખેલા હતાં જેમા ઈહાંના શેહે-
નશાહ જેને મીકાડો (Mikado) ના નામથી ઓળખે છે તેણે બે
હજાર ઈઅન ભરેલા જણાવે છે એ દેહેરામાં જવાની આગમચ
એક પાંચ મજલાનો પેગોડા (મિનારા રોકું દેહેરું) આવેલો છે જેને
"તો" (To) કરીને કેહે છે તે ૧૦૪ ફીટ ઊંચાઈમાં છે અને દેખાવે
ઘણો સારો લાગે છે. તે લાલ રંગનાં લેકરવેરનો લાકડાંના માચડાપર
બાંધેલો છે અને જાણે પાંચ મજલા હોય તેમ તેનાં પાંચ છાપરાઓ
તથા ગેલરીઓથી દીસે છે. એનાં છાપરાંઓ પણ બાજુએ ૧૮
ફીટ લાબા છે અને દરેક છાપરૂ જેમ ઉપરના માલોપર આવે
છે તેમ તે જરા નાના થતા જાય છે અને તે સરખી રીતે
એ મુજબ થવાથી દેખાવ ઘણો સારો લાગે છે. એની અંદર
ત્રણ પુતળાઓ નિચેના ભાગમા બેસાડેલા છે. એ મિનારાનું નામ
ગો-જો-ન-થો કહે છે. તે સને ૧૬૫૦ મા એક ઉમરાવે (જેને
વાયેમીયો કરી કહે છે) બધાવ્યો હતો. એ મિનારો મુકીને ઈઆસુનાં
દેહેરામા જવાનો દરવાજો પેહેલો આવે છે. એ ઊપર બે મોટાં સીંહ
જાનવરના ગીલીટ કીધેલાં પુતળા બેસાડેલા છે ઇંહાના કમપાઊંડનાં
ઘણા મોટાં પાઈન જાતના ઝાડો બેઊ બાજુપર રોપેલા છે જે ઘણાંજ
ઊચાં અને મોટા છે. એવા ઝાડો જાપાનનાં ઘણા રસ્તાઓપર રોપેલા
છે. આએ ઝાડો આસરે દોઢસો ફીટ ઊચાઈના સીધા સરોવર જેવા

ઊગેલાં છે. એમાંના ઝાડોના જાણે જંગલો એ દેહેરાઓવાલી જગ્યાઓપર આવેલા છે, તેમાંના કોઇ તો અમો ધારીયે છીયે કે ૨૦૦ ફીટની ઊંચાઇનાં હશે. એટલાં ઊંચાં ઝાડો અમે કેદે જોયા નથી એ ઝાડોને ઈહાં કોઈ આમાકી અને લેટીનમા (Podocarpus Macrophylla) પોદોકારપસ મેક્રોફાઈલા કરી કહે છે એ જાત જાતનાં ઝાડો બધે મોટા ધોરી રસ્તાઓપર પણ રોપેલા મળે છે. એનું લાકડું પોચુ છે અને પરચુટણ સામાન બનાવવાના કામમાં જેમકે પેટીઓ, દાબડાઓ ઇત્યાદી જે ઊપર એ લોકો લેકરવેરનો જાપાન મારે છે તે બનાવે છે એ ઝાડોની બાજુપર એક મોટી તાકી છે જે એક આખા પથ્થરમાથી કોતરી કહાડેલી છે, તેની ઉપર ૧૨ થાભળાઓ કરી છાપડું કરી લીધું છે. જાપાનીસો ભણવા આવે છે ત્યારે હમેશાં પેહેલાં હાથ ધોય છે તે સારૂ એ ઈહાં મુકેલી છે. અંદર દરવાજામાં ગયા કે ત્યા મોટી મોટી વખારો લાલ રંગના લેકરવેરની બનાવેલી આવે છે તે ઉપર જાતજાતની નકશીઓ તથા ગીલીટ અને રંગ કીધેલો છે એ વખારોમા દેહેરાને લગતો સામાન રાખે છે. બીજીગમ એક દેવીને ફેરવવાનો રથ મુકવાનો તબેલો છે જેબી લેકરવેરના કાળા રંગનો (ચીનાઇ ખુરસીઓ આવે છે તે માફકનો) બનાવેલો છે. એ ઉપર પણ બાહરથી નકશીની કિનારીઓ તેમા વાંદરાઓ તરેહવાર રીતે બેસાડેલા ફુલો તથા ફલોનાં ઝાડોની વચમાં કોતરેલા છે ને તે સઘળા ઉપર જાત જાતનો રંગ તથા ગીલીટ કીધેલી છે. એ મુકીને વળી બીજો દરવાજો લાલ રંગનો પસાર કીધો કે અંદરની દેવાલપર (દેવાલ સઘળું દેરાં સુધાં લાકડાનુજ સમજવુ) મોરની તસ્વીરો કોતરેલી છે, જેઓને ફુલોના ઝાડો ઉપર કોતરીને બેસાડેલા છે. એ દેવાલ જાણે કિલ્લો હોય તેમ મોટી અને ઊંચી બાધેલી છે. આ કમપાઊંડમાં બ્રાન્ઝ ધાતુના ઘણા મોટા કેનડલસ્ટાસો આસરે ૧૫ થી ૨૦ ફીટ ઊંચા મુકેલા છે તથા લોખંડના નકશીના મોટા ગજાવર ફાનસો મુકેલા છે એ જગાપર બેઉ બાજુપર કમપાઊંડની વચમા બે તકોરખાના હેઠલથી નાના અને ઉપરથી પોહોળા થતા જાય તેવી રીતના બાધેલા છે અને જાણે દેહેરા

હોય તેમ તેઓ લાગે છે. એ પછી ત્રીજો દરવાજો પસાર કરવો પડે છે, જે પણ ઘણો નકશીનો છે તેમાં થઇને દેહેરાંપર આવીએ છીયે જેની બધી સીડીઓપર પીતલના પતરાં જડી લીધા છે. એ દેહેરૂંબી આગળ જણાવેલાં દેહેરા માફક ચોરસ છે. તેમાં જવાનાં ૩ ઘણાજ ઝીણી નકશીના દરવાજા છે, તે જાણે પીતલ યા સોનાના બનાવ્યા હોય તેમ તેની ગીલીટથી લાગે છે. તેમાંથી એક મોટાં દીવાનખાનામાં જવાય છે. એ દીવાનખાનું ઘણું સરસ નકશી તથા ગીલીટનું બનાવેલું છે, તેની દેવાલોપર ફુલો તથા પંખેરાંઓની ઉપસાવેલી તરાંહો પાડી છે તથા મથાલે બે કિનારીઓ થોડે થોડે ફરકે બાંધી છે તે ઉપરની નકશીનો તો કાંઈ પારજ નથી અને તેમાં પણ ફુલ તથા પંખેરાંઓ મજેનાં કોતરી તે ઊપર આબાદ તે પંખેરાંના રંગો તથા ગીલીટ કીધી છે. એ દીવાનખાનાની સીલીગ ચોરસ વગર થાભલાની દેવાલપર ટેકાવેલી બાંધેલી છે તેમાં ૧૦૦ ચોરસ સરખા ખાંચાઓ કરી તેમા નકશી વચ્ચે ગોલ કુંડાલાં કીધાં છે, જે દરેક કુંડાલાની અંદર એક જાતનો જાપાનીસો માને છે તેવો બે પગનો સાપ જેને ઇંગ્રેજીમાં "ડ્રેગન" કરી કહે છે તે પાડેલો છે, પણ દરેક તેવો સાંપ તથા ખાંચામાં નકશી જુદી જુદી તરાહની પાડેલી છે. એ ચોરસ ખાંચાઓને છુટા પાડવા સાઇ વચમાં સોનેરી ગીલીટની નકશીની જાલીઓ કીધી છે તેથી તે ઘણો સારો લાગે છે એ દીવાનખાનામાં થઈને દેવીઓવાલા ઓરડાની સામેના હોલમા જવાય છે જ્યા પણ ઉપર મુજબની જુદી જુદી તરાહની નકશીઓ કીધી છે. એ જગ્યાપરના દરવાજા બધા લેકરવેર પર નકશી અને ગીલીટના છે જેની અંદરના ઓરડામા દેવી રાખે છે જે કોઈને દેખાડતા નથી. ફક્ત જાપાનનો વડો પાદરી જેને સોહોગન કરી કહે છે તે આવે છે ત્યારેજ તેના હુકમથીજ ઊઘાડે છે. એ અંદરના દીવાનખાનાંમાની બારીઓ પીતલની જાલીની કીધી છે તેમાથી ઊજરદું અંદર પડે છે જેથી બરાબર જોવાઈ શકતુ નથી. દેવીવાલા ઓરડાના બારણા આગળ લાબોને લાંબો એક બાજટ મુકેલો છે જે ઉપર દેવી વાસ્તે ભોજન મુકે છે જેનાં વાસણ દીવાનખાનામાં વચમાં

એક ચોરસ બેઠક ઊપર રાખી મુકે છે તે ઘાંટ રોકાં છે. ઈહિાં એ લોકો આખો વર્ષ એક દીવો રાતદીસ બળતો રાખે છે અને કદી બુજવતા નથી તથા એક જાતનું અફરગાન્યું રાખે છે, તેમાં સુખડ તથા એવી બીજી સુગંધી લાકડાંની સલીઓ ક્રિયાને વખ્તે બાળે છે. એ લોકો ભક્તી કરે છે ત્યારે બ્રાહમણો હારબંધ ગોળ કુંડાલાંમાં બેસે છે, અને હાથમાં દાનાની હારદી લઈને જેમ બને છે તેમ જલદીથી એઓની બોલીમાં ખોદાયના યા જે દેવીને પુજતા હોય તેના નામો વગર થોબવે બોલ્યાજ કરે છે. એક જન ઘોલ લઈને બેસે છે જે રેતીનાં ઘડિયાલના ગલાસ આવે છે તેવા ઘટમનાં હોય છે તે ઊપર જેમ બોલે છે તેમ દર બોલે ઠોકયો જાય છે. અમોએ એ મુજબ ભક્તી કરતા ઉપલાં દેહેરાંઓની પાછળ બીજાં નાનાં દેહેરાંઓ છે ત્યાં જોયા હતા. એ લોકોના તેહેવારના દિવસોપર ભણવા સારૂ હાથનાં લખેલાં લાંબીપતી જેવાં પાર્ચમેંટ કાગજો છે જેમાંથી વાંચીને ગાયનની રીતે ભણે છે. એવા પાર્ચમેંટોને ગોળ વીતા કરીને પેટીઓમાં મુકી તેઓને દીવાનખાનાઓની વચમાં રાખે છે. એ ઉપલી દેવીવાલી જગ્યાની પડોશમાં બેઊ બાજુએ બે ઓરડા છે તેમાં એકમાં એને લગતા બ્રાહમણોને અને બીજી ગમ ઈહિાંના શેહેનશા યા તેનાં ખાનદાનનાને ભણવા સારૂ બનાવેલા છે જ્યાં અસલના વખણાયલાં લોકોનાં પુતળાંઓ ગોઠવેલાં છે જેની માનતા કરે છે. એ મુજબ ઈહિાંનાં દેહેરાંઓમાં બુધની તથા સીનતોની બેઊ ધર્મની ક્રિયાઓ ભેળસેળ થઈ ગયલી છે. એ ઓરડાઓમાં ઇનલેડ કીધેલાં લાકડાંઓથી દેવાલપર ઊપસેલાં ઝાડો તથા પંખેરાંઓની તરાંહ બનાવેલી છે જે જોવાલાયક છે. એ મુજબ આગ્મે આખુ દેહેરૂં આખાં જાપાન દેશમાં સરસ અને જોવાલાયક કેહેવાય છે. પણ અમો દલગીર છીયે કે તેની પુરતી વિગતો આપી શકતા નથી. ઈહાંનાં પખેરાંઓની તસ્વીરો તથા ફુલ, ઝાડપાન જે સઘળું કોતરેલુ તથા રંગેલું છે, તે ઘણું આબેહુબ મળતું આવે તેવું છે. ઘાટઘટમ વગરનાં એવાં કોતરકામ હોય તેવું બેડોલ નથી. એ સઘળું કોતરકામ તથા રંગ આજે ૨૫૦ વરસપર કીધેલો છે અને તે જાપાનનો કોઈ વખણાયલો કારીગર

નામે "હીદારીજીન ગોરો" કરીને ડાબે હાથે કામ કરનાર હતો તેનું બનાવેલું છે તે ઘણો હુશિયાર હોવો જોઇયે તેથી તેને સારૂ એક ઈંડીઆનાં લોકો માને છે તેમ (તુકાતો) વાતો સંભળાય છે કે એ ઘણી વખણાયો તે આગમજ જાપાનનાં પાયતખ્ત શેહેર તોકીઓમાં એક ઓરત ઊપર આશક પડયો હતો. પણ તે ઓરત મોટાં ખાનદાનની પૈસાદાર હતી અને પોતે ઘણો ગરીબ હોવાથી તેની સાથે લગન કરી શકયો નહી તેથી નાસીપાસ થઇને પાછો પોતાને વતન ગયો, પણ પેલી ઓરત એટલી તો તેનાં ધ્યાનમાં ઠસી ગઇ હતી કે તેની એક મુર્તી તેણે બનાવી જે એવી તો આબેહુબ હતી કે તેમાં પોતાની મેળે જીવ આવ્યો અને પેલા કારીગર સાથે તે પાછળથી સુખમાં રહી હતી.

અલબતાં એ કાઇ બને તેવું નથી, પણ એ કાંહની ઉપરથી તે કારીગર કોઈ ઘણો હુશિયાર હોવો જોઈયે એવું માલમ પડે છે. તેના એક નમુના દાખલ એક બિલાડીનું પુતળું ઊપલું દેહેરૂ છે, તેની પડોશમાથી જેને વાસ્તે એ દેહેરૂ બાંધ્યું છે તેની ઘોર ઊપર જવાનો રસ્તો છે તેના દરવાજા મથાળે મુકેલું છે. તેની ઘણી તારીફ યુરોપિયનો વટીક કરે છે અને ખરેખર ઘણીજ આબેહુબ જાણે હમણા ચાલશે એવી બનાવેલી છે. અમો ઊપલુ દેહેરૂં જોઈને "ઈઆસની" ઘોર જોવા સારૂ એ રસ્તે આસરે ૨૦૦ સીડીઓ ચઢીને ડુંગરને મથાળે ગયા હતા. એ સીડીઓની આસપાસની ખીણોમાં ઉપર લખેલાં ઊંચાં ઝાડોનું જંગલ ઉગેલું છે. જેમાંના કોઈ કોઇ તો છેક નિચાણમા ઊગેલા એ ડુંગર કરતાં પણ ઊંચાં હતા. એ ઘોર એક નાનો કમપાઊંડ ઘેરીને તેની વચમાં ૬ ખુણાની બેઠક ઉપર ઘાટ રોકું એક મોટું વાસણ મુકેલુ છે, જેની અંદરથી ઓરડો હોય તેમ છે, અને તેની બાહાર બારણું મુકેલું સઘળું જે છે તે બ્રાન્ઝ ધાતુનું બનાવેલું છે. તેની સામે એક ટેબલ ઊપર સારસની જાતનું પખેરૂ (Stork) બ્રાન્ઝનું બનાવી તેના મોટાંમા મીનબતી મુકવાનો ખાંચો કીધો છે, તથા પડોશમાં એજ ધાતુનું અક્ષ્રગાન્યું તથા બીજુ એક વાસણ લોટસ જાતના ફુલ (કમર કાકરીના

ફુલ જેવુ આવે છે) ના આકારનું ઉંચી બનાવતનું મુકેલું છે અને તેની બાજુ ઉપર બે કુતરાંના પુતળાં જેને ઈહા "આમનુ" યાને આસમાનના કુતરા કરી કહે છે તે તપાસ રાખવા બેસાડેલા છે. એ ઈઆસ કરીને જાપાનનો ઘણો મોટો ધર્મગુરૂ ઘણો ભણનાર ગણનાર થઈ ગયો છે. તે પાદશાહી ખાનદાનનો હતો, તે મરી ગયા પછી તેને "ગુ," અથવા "માઈયા," (Gu or Miya) નો ખેતાબ શેહેનશાહે આપ્યો હતો જેવો ખેતાબ આજ દીન સુધી ફક્ત ૨૧ જણાનેજ મુવા પછી મળ્યો છે અને તેને ખોદા દાખલ ગણીને તેની પુંજા થાય છે. તે સારૂ પડોશમાં જાપાનનું સૌગી સરસ દેહેરૂં બનાવેલું છે. એ જોઈને પાછા નિચે આવતા જમણા હાથ ઉપર તેના દેહેરાંની પડોશમા એને લગતું મ્યુઝીયમ છે તે જોયું હતું જેની ફી પાંચ દોકડા લે છે. (દેહેરાઓ જોવાની ફી કોઈની ૧૮ અને કોઈની ૧૫ દોકડા લેખે લે છે) એ મ્યુઝીયમમાં અસલનાં વખ્તનાં ઘાંટો, હથિયારો, પેટીઓ, જાત જાતના ખોટાં મોઢાંઓ (Masks,) વાજીંત્રો, નકશી તથા કોતરકામ, બખતરો તથા કોહોલાઓ, પોશાકો એવું એવુ મુકેલું છે તે જોઇને પછી એને લગતાં દેહેરાંની નજદીક થોડે ઊંચાણમાં બીઝાનું દેહેરૂં છે તે જોવા ગયા હતા. એમાં જવા સારૂં ત્રણ મોટા દરવાજાઓ પસાર કરવા પડે છે જે દરેકની અંદર બેઊ બાજુપર આગળ તથા પાછળ ગોખલાઓ કરીને ચાર મોટા દેવોના કદરબીહામના બલુ, લાલ, લીલા અને સફેદ મોહનાના પુતળાંઓ મુકેલાં છે અને તેઓને દુનિયાની ચારો દશા તપાસનાર દેવતા કહે છે. એ દેહેરૂં ઘણું ખરૂં આગળ લખેલા દેહેરાઓને મળતું આવે છે અને તેમાં પણ નકશી તથા ગીલીટકામ ઘણું કીધેલુ છે પણ ઈઆસનાં દેહેરાને પુગે નહી. ઈહીં કાગજની ચીપલીઓના બનાવેલા વાવટાઓ ઘણા લોકો માનતા દાખલ ચહડાવે છે. એના દીવાનખાનામાં ચીનાઈ ઘોલીઆની છત્રીને ચાર ખુને જેમ નકશીની ઝાલર લટકતી આવે છે તેવી જાતની ઘણી સરસ નકશીની ઝાલરો હારબંધ દેવાલોપર લટકાવેલી હોવાથી તે ઘણો શોભે છે. એ બધા દેહેરાંઓ જોતાં અમોને નજદીક ચાર કલાક થયા હતા અને બધી રીતે તે જાપાનીસ હુનર

દાખલ જોવા લાયક છે. એ બધાં દેહેરાંઓ લાકડાંના આસરે પાંચથી ૭ ફીટ ઉચા માચડાઓપર બાંધેલાં છે, અને તેઓને જાણે બે મજલા હોય તેમ છુટાં બબે છાપડા મિનારા રોકાં કીધેલાં છે. અમો આજે બપોરનાં નીકોના ગામમાં ફર્યા હતા, એ એકજ મોહોલાનું બનેલું છે, અને આસરે એક મૈલ જેટલું લાંબુ હશે, ત્યાં કાંઇ જોવા લાયક નથી. ફક્ત દુકાનોમાં જાપાનીસ બનાવતની જાત જાતની ચીજો વેચાય છે, તેનો ભાવ ઘણો મોઘો માગે છે. એ ગામ જાણે ત્રણ પાહાડોની હારની વચ્ચે આવેલુ છે અને આસપાસનો દેખાવ સારો છે. ઈહાના પાહાડોનું નામ નીકોઝટાન કરીને છે, તે ઉપરથી ગામનું નામ પણ નીકો કરીને પાડેલું છે. અમો આજ સુધાં બે દિવસ ઈહાં રહ્યા હતા, પણ આખો વખ્ત વાદળ ઘેરાયલું તથા બપોર પછી વરસાદ મળ્યા કીધો હતો અને ધુમસ પણ ઘણી રેહેતી હતી, તેથી આવતી કાલે યુસેનજીનો સરોવર જોવાનું માડીવાલીને તોકિયો જવાનું ઠેરવ્યું છે. આખો દિવસ ઠંડી પણ સારી ૫૫ અને ૬૦ ડીગ્રીની વચમાં રહેતી હતી પણ પવન નહીં હોવાથી તે માલમ પડતી નથી. ગામડાંનાં ઘરો વટીક જાપાનીસો ઘણાં સફા-ઈદાર રાખે છે, ગમે તેવુ નાનુ અને ગરીબનું ઝુફડું જુવો તો તેમાંબી લાકડાની બેઠમે મજેની ચળકતી પાલીશ કીધેલી હતી અને તે ઉપર ચટાઇ વચમાના ભાગપર જડેલી હોય છે. એ જગ્યા ઉપર દિવસના તેઓ બેસીને કામકાજ કરે છે અને રાતના બિછાણુ પાંડરીને સુએ છે. રાધવાનો ચુલો ઘરની બરાબર વચમાં એક ત્રણ ચોરસ ફીટ જેટલો ખાડો બાધી લઇ તેનાં રાખ મુકીને કરે છે, અને તે પર રાધે છે, અને આખો દીવસ તેનાં અગાર ઉપર ચાહેની કીટલી ગી રાખે છે, જે આખો દિવસ તે લોકો પાણીને બદલે પીએ છે અને જેબી મળવા આવે છે તેને નાની પ્યાલીમાં પાય છે. એ ચુલો આખો દિવસ રેહેવાસીઓને ગરમી પણ આપે છે, અને તેની આસપાસ ઉચી બેઠકો રાખેલી હોય છે. અમોએ આગળ લખ્યુ છે તેમ રાતના ફરે-ડારોનાં પરદા સેરવીને જુદા જુદા ઓરડાઓ બનાવી દે છે, પણ દિસના નો પરદાઓ કાઢાડી નાખ્યાથી આખુ ઘેર એકજ દીવાનખાનાનું હોય

તેમ બહારથી છેક અંદર સુધીનું ખુલ્લું દીસે છે. જાપાનીસો એક એકને મળવા અથવા કામેકાજે આવે છે તારે છેક ભોંય સુધી નમીને બેઊ આમનસામન નમસ્કાર કરે છે, પછી પરોણા આગળ ચાહની પ્યાલી તથા અંગાર મુકે છે કે પરોણો તે ચાહ થોડી થોડી પીયે છે અને પોતાની પાસે બીડી પીવાની નાની આસરે નવ આંગળની પીતળની નલી જેને છેડે એક અરધા ઈંચ જેટલી પ્યાલી રોકું મોહોડું હોય છે તેમાં પોતાની પાસેથી એક પાકીટમાંથી ઝીણો કીધેલો તમાકું મુકી પેલા અંગારપર સલગાવીને તે પીયે છે પણ તેમાં એટલો તો થોડો તમાકુ રહે છે કે એક બે વખ્ત ધુમાડો મોહોડાંમાં લીધો કે પુરો થઈ જાય છે પછી કામકાજ હોય તે કરે છે. જાપાનીસોની ઓરતો પરણ્યા પછી આંખના ભવાં ટુપી નાખે છે તેથી બોડકાં જેવાં લાગે છે અને દાંત ને કાળા રંગે છે તેથી શોહામનાં મોહોડાંને બગાડી નાખે છે પણ તે લોકો તેને ખુબસુરતીમાં ગણે છે. ઓરતો ઘણી ખરી પીઠ આગળથી જરા વાંકી વળેલી હોય છે કારણ કે બચપણુથીજ નાનાં છોકરાંઓને પીઠપર બાંધીને વાંકાં ચાલે છે તેથી પાછળથી તે ઢપ રહી જાય છે. એ લોકો પગમાં ઊચી એડીની પાવડી પેહેરે છે તેથી ચાલતાં જાણે ડોલતાં હોય તેમ ચાલે છે તથા પગ ભોંયપર ઘસડીને ચાલવું પડે છે. અમોએ આગળ એઓના પોશાક વિષે લખતાં એકજ જભો પેહેરે છે કરી લખ્યું છે. પણ તેની ઉપર નાનું વાસકુટ હોય તેમ બીજો પણ તદન છુટો વગર કસ યા બટનનો કોટ પેહેરે છે તેની બોંય ઘણીજ મોટી પોહોળી હોય છે. તે બોંયની અંદર કોથલી માફક નિચેથી સીવી લીધાથી તેઓના ગજવાં દાખલ કામ લાગે છે અને કાંઈબી લઇ જવું હોય તો ગજવાંને બદલે તેમાં મુકે છે અને હાથ નિચા રાખી ચાલે છે તોબી તે પડી જતું નથી પણ કોથલી માફક તેમાં લટકી રહે છે. જ્યારે ઠડી લાગે છે ત્યારે એ લોકો પોતાના હાથ એ બોંયની અંદર ખેંચી લે છે તેથી પેલી બોંય ઉભી હાથના ઠુંઠા હોય તેમ અને માણસો વગર હાથનાં હોય તેમ લાગે છે એ પ્રમાણે હમણા ઈહાં ઠંડી હોવાથી જાણે બધા માણુસો ઠુંઠા હોય તેમ ફરતા હરતા દીસે છે, જાપાનીસો ઘણા હસમુખા સ્વ-

ભાવના છે, કોઈબી રીતે કુંજરા દિસ્તા નથી. જ્યાંબી ફરોહરો ત્યાં લોક હસતું અને ખુશ મીજાજી દીસે છે. તમો તેઓની મશકરી કરો તોબી હસવામાં લે છે અને મીજાજ ખોતા નથી. બચાંઓ વટીક હસતે મુખડેનાં છે તેઓને રડતાંબી આપણે જોતા નથી. આગળ લખ્યું છે તેમ છોકરીઓ નાનાં બચાંને પીઠ ઊપર બાંધીને ફરે છે અને તે ઢગળાબંધ મળે છે. પણ અમે એકબી છોકરૂ ઘણું રડતું જોયું નથી, જો કાંઇ કારણસર રડે છે તો જરાકમાં પાછું ચુપ રહી જાય છે. તેઓ છોકરીઓની પાછળ પીઠ ઉપર ડોકુ ઝુલતુ બાજુ ઉપર નાખીને મજેથી ઉધાય છે અને કશી રીતે પોતાને ઉચકનારને અડચણ કરતાં નથી જો કોઇ જરા હસવાની વાત કરે તો એક પછી એક જાણે વા ઉડયો હોય તેમ બધાઓ એક નાકેથી બીજે નાકે હસે છે અને ગમે તેવી મશ્કરી કરો તોબી ખુશ મીજાજમાં લે છે જાપાનીસોના ગરીબોના વટીક ઘરોની પાછળ નાનો જેવો બાગ રાખે છે તેમા નાની પાણીની હોજ તથા જાત જાતની દ્પના ફુલના ઝાડો થોડા ઘણાં રાખે છે અને જરા પૈસાવાલો હોય છે તો હોજોમા સોનેરી માછલીઓ પણ જીવતી રાખે છે અને જેમ એ લોકો ઘરબાર સાફ રાખે છે તેમ પોતાના બદનનેબી રાખે છે ;અને બધા જણા દરરોજ અને કોઇ દિવસમાં બે વખ્ત નાહે છે જે સારૂ સખ્યાબંધ હમામખાનાઓ રાખેલા હોય છે. ઓરતો જોકે પોતે ખુબસુરત સફેદ મોહાની તથા ઠંડીને લીધે રતાશવાલા ગાલની હોય છે તોબી મોટાં ઉપર પૌદર નાખે છે અને રંગ પણ કોસમેટીક જેવો કોઇ કોઇ લગાડે છે તથા હોઠને કાંઇ દવા લગાડી લાલ કરે છે. તેથી લોકો વીસ, પચીસ વરસની ઉમરના થાય છે તેટલા અઘોર જેવા બની જાય છે, અને બધી ખુબસુરતી ખોહી દે છે.

**તા૦ ૪ થી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક સાડાછ વાગેને અમો જીનરીક્ષામા બેસીને નીકોગાન છોડયુ હતું અને જીનરીક્ષાવાલાને અમોએ જરા ઇનામ આપવા કહી ઉતસોનોમીવાના સ્ટેશનપર આગનીગાડી જે સવા દશ વાગે ઉપડવાની હતી ત્યાં વખ્તસર લઇ

જવા કહ્યાથી એ લોકોએ ત્યાં જવાના ૧૮ માઇલ ૩ા કલાકમાં દોડતા પસાર કરી અમોને ત્યાં ૯—૪૫ એ ઉતાર્યા હતા. ફક્ત રસ્તામાં પાંચ મીનીટ ઠાક તેઓએ લીધી હતી, બાકીનો બધો વખ્ત એ લોકે દોડતા ૧૮ માઇલ પુરા કીધા હતા એવા સરસ એ જીનરીક્ષાનાં કોલીઓ દોડે છે. એઓ દર ગાડીએ બે જણા હતા જેઓને દરેકને ૬૬ દોકડા (આસરે દોઢ રૂપિયો) મેહેનતના આપ્યા હતા. અમો ઊતસોનોમીયાથી આગગાડીમાં સવા દશ વાગે નિકળેલા તોકિયો જે જાપાન દેશનું પાયતખ્ત શેહેર છે ત્યાં બપોરના કલાક બે વાગે પુગ્યા હતા અને ત્યાંના તોકિયો હોટલમાં ઊતારો લીધો હતો. એ હોટલ યુરોપિયન ઢપ ઊપર જાપાનીસોએ રાખેલું છે પણ ઘણું મોટું ન હોવાથી અમો ગયા ત્યારે ઓરડાઓ ભરાઇ ગયા હતા તેથી અમોને ઉપરના હોલમાં પરદાઓ મુકીને ઓરડા કરી આપ્યા હતા. અમો વીનો નામના સ્ટેશનપર ઇંહાં આવવા સારૂં ઊતર્યા હતા જ્યાંથી ત્રણ માઇલ દુર એ હોટલ કિલ્લામાં આવેલું છે તે બધો ટાપો ઘરોથી ભરેલો હતો પણ ઈંહાં ઘરો બધાં બેઠાં યા એક મજલાનાં હોવાથી અને વસ્તી અગિયાર લાખ માણસોની ઊપર હોવાથી જગ્યા ઘણી મોટી રોકે છે. એ તોકિયો શેહેર નવ માઇલ લાંબુ અને આઠ માઈલ પોહોળું ઇઆને ૭૨ ચોરસ માઇલ જગ્યા રોકે છે. તેની વસ્તી સને ૧૮૮૫ ની સેનસસ મુજબ ૧૧૦૩૫૩૦ અને ૨૫૨૩૫૪ ઘરોની છે. વસ્તીમાં ૧૯૭ પરદેશીઓ અને બાકીના જાપાનીસો છે. શેહેરની વચોવચમાં મટોડાંના ટેકડા કરી તેની બાહા-રની બાજુથી પથરા ગોઠવીને કિલ્લો કીધો છે જેની આસપાસની ફરતી ચર પાણીની કીધેલી છે, જેમાં પાણી એ શેહેર દરિયે કિનારે હોવાથી તેમાંથી આવે છે. કિલ્લામાં યુરોપિયનોના રેહેઠાણ તથા સરકારી આપીસો અને સોલજરોની બરાખો આવેલી છે. કિલ્લો ઘણા મોટા ઘેરાવાનો છે પણ કોટનો મોટો ભાગ હમણા પાડી નાખ્યો છે. એ કિલ્લાની વચમા બીજી ચર કરીને કિલ્લા જેવી દેવાલમાં ઈંહાનો શેહેનશાહ જેને મીકાડો કહે છે તેનો મેહેલ તથા બાગ આવેલો છે જેબી ઘણી મોટી જગ્યા રોકે છે. અમો બપોરના શેહેરના થોડાક ભાગમા ફરી આવ્યા હતા, પણ

શેહેર અમારા હોટલથી ઘણું દુર હોવાથી થોડોજ ભાગ જોયો હતો. એ શેહેર અસલ સને ૧૬૦૪ ની આગમજ માછીમારનું ગામ હતું પણ તેને ઇંહાંનો વડો પાદરી જેને શોહગન (Shogun) કરી કહે છે તેણે પોતાનું રાજધાની શેહેર દાખલ વસાવ્યું હતુ. એ વખ્તેથી સને ૧૮૬૮ સુધી થોડું ઘણું વધી ગયું હતું પણ એ છેલ્લાં વરસે જ્યારે જાપાન જે અસલ બે પાદશાહો હસ્તક (તાઈકુન કરી ધરમનો પાદશાહ જેનો દોર ઘણો ચાલતો હતો અને મીકાડો અસલનો ખરો પાદશાહ કરી બે જણા રાજ ચાલવતા હતા) હતું તે એકલા મીકાડો હસ્તક થયું ત્યારે એને આખા દેશનું પાયતખ્ત બનાવી મીકાડો પોતે ઇંહાં રેહેવા આવ્યા પછી તે ઘણી ઝડપથી વધી ગયુ છે અને ઇંહાં ઘણો સુધારો થયો છે. આગની ગાડીઓ, ટ્રામકારસો તથા મજેના સફાઇદાર રસ્તાઓ બનાવ્યા છે અને રફતે રફતે યુરોપિયન ઢપપર લાવવા માડયું છે. અમો જે શેહેરના ભાગમાં ફરીયા તે ગરીબ લોકોને તથા વેપારીઓને વસવાનો છે તેથી ત્યાના ઘરો કાંઇખી જોવાલાયક નથી. બધાં ઘરો નાનાં આસરે ૨૫ ફીટ જેટલાં પોહોળા એક માલના છે અને તેબી બેઠા માલો છે અને તે બધાં ઘરોની હેઠે પરચુટણ દુકાનો માડેલી છે. અમો ઇહાં ઘણા દુર જવાથી શેહેરનો સારો ભાગ છે તે જોઇ શકયા ન હતા તે આવતી કાલપર રાખ્યું છે આજેબી ઇંહાં સાંજ પછી ઝીણો ઝીણો વરસાદ પડ્યા કીધો હતો પણ રાતના તો ઘણો જોરમાં વરસાદ વધી ગયો હતો અને આખી રાત તે ચાલુ રહ્યો હતો. ઠંડી "નીકો" કરતા થોડી છે અને ૬૫ ડીગ્રીની નીચે જતી નથી.

**તા૦ ૫ મી અકટોબર સને ૧૮૮૭**—આજે આખો દિવસ ઘણો વરસાદ પડયા કીધો હતો તેથી બાહાર કેઠે ફરવા જવાયું નહીં હતું.

**તા૦ ૬ ઠી અકટોબર સને ૧૮૮૭**—આજે દિવસ ખુલ્લો હોવાથી તોકિયો શેહેરની જોવાલાયક જગ્યાઓ જોઈ આવ્યા હતા. પેહલાં શીબા (Shebi) કરીને ઇંહાંનાં વખણાયલા દેહેરાઓની ઘેરી લીધેલી જગ્યા છે તે જોવા ગયા હતા. એ દેહેરાંઓના જવા સારે રપ

દરવાજા પસાર કરવા પડે છે તે ઉપર મજેની નકશી તથા ગીલીટ કીધેલી છે અને તેનાં બારણા ખુલ્લી આરપાર નકશીનાં બનાવી તે ઊપર રંગ તથા ગીલીટ કીધેલી હોવાથી તે શોભે છે. અમોને એ દેહેરાં દેખાડવા સારૂં ત્યાંનો એક ગોરજી સાથે આવ્યો હતો. દરવાજામાં પેહેલાં પેઠા કે અંદરનાં ચોકમાં કાંઈ વગર ગણત્રીના આખા કાળા પથ્થરની બેઠકો બાંધેલી છે જે ઉપર દીવા મુકવાની જગ્યા રાખે છે. એ ચોકમાંથી બીજે દરવાજે પસાર કરી બીજા ચોકમાં ગયા ત્યાં આગળનાં જેવા પણ બ્રાન્ઝ ધાતુની દીવા મુકવાની મોટી બેઠકો કીધી છે જેબી કાંઈ સેંકડો હારબંધ અને જથ્થામાં મુકેલી છે. એવી દીવા-ની બેઠકો આસરે છથી સાત ફીટ જેટલી ઊંચી છ ખુણાની હોય છે, તેમાંનાં બે ખુણામાં ખાંચા રાખી અંદર પોકલ ફાનસ માફક હોય છે, તેમાં મોટા દીવસોપર બતીઓ સલગાવે છે. એ દીવાની બેઠકો લોકોએ માનતા દાખલ તથા ઈહાંના આગળ મરણ પામેલા શોહગન-સોનાં માન દાખલ તેને માનનારાઓ ચઢાવે છે અને જેબી દેહેરાંઓ જાંપાનમાં છે ત્યાં એવી દીવાની બેઠકો લોકની મુકેલી હોય છે.

બીજા દરવાજાપર પણ આગળા માફક નકશી છે તેની ઉપર ચાર ગોળ દોરડાંના વલ આપેલા જેવા થાભલાઓને મથાળે છાપડું કીધું છે. એ થાભલાઓપરબી ડ્રેગન જાતના સાંપની મુર્તિઓ ઉપસેલી તરાંહની કોતરેલી છે. એ મુજબ ત્રણ દરવાજા પસાર કીધા કે, દેહેરૂં આવે છે જેના બારણાપર પતરાં જડીને નકશી કીધેલી છે તથા અંદ-રથી ડ્રેગન જાતના સાંપો તરેહતરેહની નકશીમાં સીલીંગ તથા દેવાલો, બારણાબારી ઉપર પાડેલા છે અને તેપર ગીલીટ તથા રંગ કીધેલા છે. ઈહાં મુર્તિઓ મુકેલી દેખાતી નથી પણ એક બંધ કબટરોકુ દેહેરૂં અંદરથી છે તેમાં રાખે છે. એની વીગતો "નીકો" ના દેહેરાંઓ અમે જોયાં તેને મળતી આવે છે પણ નકશીઓ જુદી તરાહ અને તેનેથી ઉતરતી છે. એ દેહેરાંની પાછળ એક મોટો હાલ હોય તેમજ છુટું દેહેરૂં છે જ્યાં કાંઇબી પુતળાંઓ નથી પણ તેની સામેથી ૧૫૦

વરસપર મરી ગયલા એક મોટા શોહગનની ઘોર છે તેની સામે ભણુવા સારૂ એ દેહેરૂં બાંધેલું છે, જેની જમીન મજેની ચળકતા લેકરવેરનાં લાકડાંની કાળા રંગની બનાવેલી છે અને દેવાલપર તથા સીલીંગપર નકશીઓ માફકસરની કીધેલી તે જોઇને પછી શોહગનવાલી ઘોરપર ગયા હતા. જે ચુના તથા પથ્થરની "નીકોમાં" ઘોરો છે તેને મળતી બાંધેલી છે તે કાંઈ જોવાલાયક નથી. એ જગ્યાપર ત્રણ ચાર એવાં દેહેરાંઓ છે તેમાં ઊપલું લખેલું "શીબાજોજોજી" નામનું દેહેરૂં સૌથી સરસ છે. એ જોઈને પછી તોકિયોનો વખણાયલો પાર્ક (Veno) વીનો કરીને છે તે જોવા ગયા હતા. એ પાર્ક મોટી જગ્યા રોકે છે અને વીનો કરીને નાનો ડુંગર છે તેપર આવેલો છે. એના બાગમાં મજેના કયારાઓ ઝાડપાનના કીધા છે અને વચમાં એક મ્યુઝિયમની એક મજલાની ઇહાંના હિસાબ પ્રમાણે મોટી ઈમારત આવેલી છે જે બે ત્રણ વરસ થયાં જોકે ઊઘાડયું છે તોબી તેમાંનો સંગ્રહ ઘણો સારો અને જોવાલાયક છે. જાપાન દેશની હુનરની બનાવટોનાં નમુના ઈહાં ઘણા ગોઠવેલા છે તેમાં કોરીકામ જે ઘણું ઊચું અને મોટાં કદનું બનાવે છે તે જોવાલાયક છે. એ ઉપરાત લેકરવેર ઘરોના તથા પુલો અને વાહાંણોના જાપાનીસ નમુનાઓ, અસલના પેહેરવાના કપડાં, બખતરો તથા હથિયારો, પેટીઓ તથા બીજી બનાવટો, વાજીંત્રો, તેમ સારંગી પુલ હો તેવી રીતની તથા બીજા આકારોની બનાવેલી, સીસો-ડીઓ જાણે ગનમાં નલીઓ ગોઠવી હોય તેવી રીતે ગોઠવી એક ગમથી વજાડવાની, દેહેરામાં મુકવાની મોટી લોઢીઓ તથા પરઘ[illegible] છે ફીટ જેટલા ઊંચા એવી સઘળી જાપાનીસ બનાવટો ગોઠવેલ[illegible] [illegible]રાત યુરોપને લગતી થોડી બનાવટોબી ઈહાં રાખેલી હાડપીંજરોનોબી સારો સંગ્રહ છે તેમા જોવા લાયકમાં મ[illegible] પુછડીઓના પીછા ૧૨ ફીટ જેટલાં મોટાં નિચે ગુચકું વાળી [illegible]હા એક જાતના ડરચલાંની માછલી [illegible]ક જેઓનું આગ[illegible] [illegible]ડ ફીટ ઘેરાવાનું અને પગો દરેક ૫ [illegible]હાનાની [illegible]નરેથો કલાક

લાંબા અને માણુસનાં પગનાં હાડકાં જેટલા જાડા છે. એઓનો પગ લાંબા કરીને ભરે છે ત્યારે ૧૨ ફીટ જેટલા મોટા ભરાય છે. એવાં મોટાં કરચલાં અમે બીજી ગમ કેઠે જોયાં નથી. કોરાઓનો સંગ્રહબી ઘણો સારો છે તેમાં બાગમાં મુકવાના અણીદાર અને અર્ધ ગોળ કોરાઓ આવે છે તેવા કોરા ૪ ફીટ જેટલા પોહોળા અને એક ફુટ ઉપર જાડા હતા. દરિયામાંથી પરવાલાં મળે છે તેનાં જાણેકે ઝાડો હોય તેવાં મોટાં ૪ થી ૫ ફીટ જેટલા ઊંચા અને તેટલાંબી પોહોળા હશે અને જાણે વગર પાદડાંનું ઝાડ હોય તેવા લાગે છે. અસલ જાપાનમાં વપરાતી પાલખીઓ ચોરસ બેઠકની માણુસ મજેથી બેસી શકે તેવી મોટી અને આઠ હમાલો ઉચકે તેવા દાડાની છે. હમણા એમાની પાલખીઓમા ઓરતો બેસતી નથી પણ આગળ તેમાંજ ફરતી હતી. તેની ચારો બાજુપર મજેનાં પરદાઓ છે અને જાપાનીસ લેકરવેરની ફુલ ગીલીટની તરાંહની બનાવેલી છે. શેહેનશાહ સારૂ ગાડી સુરતની દમની જાતની ગાડીના જેવી પણ માણુસ અંદર ઊભું રહી શકે તેટલી મોટી છે તેબી ઉપરના જેવી જાપાનીસ લેકરવેરની બનાવેલી છે અને તેમાં ઘોડાઓ જોડવાનો પુલ છે. એ સિવાય થોડાંએક ચિત્રો તથા ધાતુઓના નમુનાઓ ઇત્યાદીથી સંગ્રહસ્થાન ભરેલું છે, તે જોઇને એની પડોશમાં જુઓલોજીકલ ગારડન જોવા ગયા હતા જ્યાં થોડાંએક જીવતાં જાનવરોનો સંગ્રહ સારો કીધેલો છે પણ નવાઈનાં જાનવરો તેમાં કાંઈ જોવામાં આવતાં નથી. આપણી મુંબઈ તરફની ભેંસને ઈહા નવાઈ દાખલ રાખેલી છે કારણ કે તે મળતી નથી. તે જોઈને પછી "આસાકીઆ" નામનાં શેહેરની અંદર દેહેરાંઓ સારૂ ઘેરી લીધેલી જગ્યા જોવા ગયા હતા. ઈહાં જવા સારૂ એક ઘણો લાંબો મોહોલો એકજ ઢપના ઘરોનો પસાર કરવો પડે છે જેની હેઠલ કાંઈ વગર ગણુત્રીની દુકાનો મેલો ભરાયો હોય તેમ રમકડાં તથા મીઠાઈની માડેલીઓ છે અને હજારો લોક એ રસ્તે ઉપલા અમેરાંમાં બંદગી કરવા જાય છે અને અમો ગયા સારેબી જાણે એક તેનેથી ઉતર તેમ લોક તે દેહેરામાં આવજાવ કરતું હતું અને બધો રસ્તો ખુદું દેહેરૂં છે ઈ જતો હતો. એ દેહેરાંમાં જવાના કમપાઊંડના દરવાજા

ઊપર બે ગંજાવર કાગજનાં ફાણુસો ટાંગેલાં છે જેઓ ૧૦ ફીટ લાંબા અને ૭ ફીટ ઘેરાવામાં હશે. કમપાઊંડમાંથી કાંઈ વગર ગણુત્રીનાં નાના દેહેરાંઓ છુટાં છુટાં તરેહતરેહની બાંધનીનાં આવેલાં છે, પણ આસાકિયાનું દેહેરૂં સૌથી તેઓમાં મોટું છે. એ દેહેરાંમાં બધા લોકો જોડા બુટ સુધાં જઇ શકે છે. એ દેહેરૂં બીજાં દેહેરાંઓને મળતું નકશી તથા ગીલીટથી ભરપુર છે પણ ઈહાં હજારો લોકો રોજ ભણવા આવે છે તેઓ સારૂં એક ઘણી મોટી લોખંડની પેટી પૈસા નાખવાની ભક્તિ કરવાની જગ્યા સામે મુકેલી છે જેમાં આખો વખ્ત લોકો પૈસા નાખ્યા કરતા હતા અને ધારા મુજબ તાબરા ફોડી હાથ જોડી નમસ્કાર ગુઠણુપર પડી કરતા હતા. ઈહાં સામો એક ઓરડો છે જે હમેશાં બંધ રાખે છે જેની અંદર તદન સોનાની બનાવતની આસરે હઢી ઈંચ જેટલી મોટી પુતળી છે પણ તે કોઈને બતાવતા નથી ફક્ત મોટા ધર્મ ગુરૂજ અંદર જઇ શકે છે. એ સિવાય વચમાં કાંઇ પુતળી નથી પણ હારબંધ એક ઊંચી જગ્યા ઊપર ફાણુસો તથા બીજાં વાસણો ગોઠવેલાંછે જેની સામે લોકો ભક્તી કરે છે પણ એ દેહેરાંમાં બીજી છુટી છુટી મુર્તિઓ ઘણી નાના નાના દેહેરાંરોફી બેઠકોમાં મુકેલી છે, તેમ જમણા હાથ ઊપર એક જોર આપનારી દેવી છે જેને બધા ભણવા આવનારાઓ તેના મોઢા, પીઠ, પેટ, પગ તથા હાથોપર પોતાના હાથ ફેરવી તેવાજ પોતાના બદનના ભાગ ઉપર તે હાથ પાછો ફેરવે છે કે તે દેવીનુ જોર તેઓને બધા ભાગમા ઉતરે. એને લીધે એ દેવી એટલી તો ઘસાઇ ગઈ છે કે તેના મોહોડા તથા બદનનો ઘટમ તદન માલમ પડતો નથી પણ જાણે ખાલી લાકડાંમાં જરા આકાર પડેલો હોય તેમ દીસે છે. એ દેહરાંના ઓટલાપર એક ફાણુસ પેલા દરવાજાના ફાણુસો કરતાં પણ દોઢું મોટુ કાગજનુ બનાવેલુ ટાંગેલુ છે, અને દેહેરાંની અંદરથી કાંઈ વગર ગણુત્રીનાં એવા નાનાં મોટાં ફાણુસો લોકોએ ચડાવેલાં દીસે છે જેથી બધી સીલીંગની ખુબી ઢંકાઈ ગઈ છે. એ જોઈને પછી એક જેપાનીસ નાટકશાળા જોવા ગયા હતા. એ નાટકશાળા યોકોહામાની નાટકશાળા અમે જોઈ તે કરતાં સારી છે, અને અમો ત્યાં અરધો કલાક

થોભ્યા હતા. બે દેખાવો બદલ્યા તેબી સારા હતા. એકમાં શીઆલાની રૂતુનો દેખાવ ઘણો સારો હતો પણ અમો નાટક થોડો ભાગજ જોયો પછી ખેલ (Ballet) ને મળતો નાચ તથા સોવાંગ આવ્યો હતો જેમાં ઉપલો દેખાવ હતો અને તેમાં લોકો ઠંડીમાં ઠરતા આવતા હોય તેમ છત્રીઓથી બરફના વરસાદથી બચાવ કરતા નાચતા આવજાવ કરતા હતા અને તેમાં નાના છોકરાઓ પણ સામેલ થઈ વાજીંત્રના અવાજની બરાબર પગલાંઓ નાખીને નાચ ઘણો સારો કરતા હતા. નાટકીઓ યોકોહામાની માફક તમાસ્ગીરોની વચમાંથીજ આવજાવ કરતા હતા અને તેઓ ભુલ કરે તે તપાસવા સારૂ બીજાં અલાએધાં માણસો તદન સુધ કાળા પોશાગમાં ઉઘાડે છોક નાટકશાળાના તખ્તાપર દેડકા કુદતા હોય તેવી રીતની ચાલથી નાટકીઓને પ્રોમપ્ટ (Prompt) કરવા તેઓની પાછળ દોડતા હતા જેથી ગમત સારી પડતી હતી પણ જાપાનીસોને કશી તેની દરકાર નથી. એજ મુજબ તખ્તા ઉપરથી સામાન પણ નાટક ચાલે ત્યારે તેઓ આવી ઊચકી જતા હતા. અમો થોડો વાર તે જોઈને પછી ટાકીઓની મોટી દુકાનોવાલા મોહોલામાં ફરીને હોટલમાં ગયા હતા. ઈહાંની દુકાનો માફકસરની મોટી મુબઈમાં જુમામસીદ આગળ ફરનીચર તથા બીલોરકામવાલાઓની દુકાનોને મળતી આવે છે, અને જાપાનની બનાવતની સઘળી ચીજો ત્યાં મળે છે. તોકિયોમાં થોડીએક સરકારી આફીસો, બીજા દેશના એલચીઓના બંગલાઓ તથા દાયોમીયાંના બંગલા તથા ઈમારતો સિવાય મોટી ઈમારતો કશી દીસતી નથી. દાયોમીયો યાને ઈહાંના અસલના ફીયુદલ ઉમરાવોના મેહેલોને ફરતી દેવાલને બદલે માણસોને રહેવાની કોથડીઓ તથા તબેલાઓ બાંધેલા છે તેથી તેઓની ઈમારતો બહારથી દીસતી નથી. એ સિવાય બીજું ઈહાં કાંઈ જોવાલાયક નથી ઈહાબી યોકોહામાની માફક બધે નેહેરો કીધેલી છે જેમાંથી શેહેરના અંદરના ભાગોમાં સામાન લાવજાવ થઈ શકે છે અને વળી તેમાં સઘળું ગતરનુ પાણી પણ પડે છે તેથી કોઈ ગમ તે નેહેરો નાની હોવાથી એવીતો ગદલી અને વાસ મારતી છે કે અમો અજબ થઈએ છીયે કે ત્યાં આસપાસ ઘરોમા લોક કેમ વસી શકતું

હશે. અંદરના મોહોલાઓમાં રોશણી વટીક કરતા નથી. ફક્ત મોટા ઘોરી થોડાએક રસ્તાઓપર ગેસલાઇટ અને થોડાએકપર કેરોસીન તેલની બતી કરે છે પણ અંધારા રસ્તાઓપર બધા મોહોલામાં દુકાનો ઘરની હેઠળ હોવાથી તેઓની બતીનું અજવાળું સારૂં પડે છે, અને જીનરીક્ષાની ગાડીઓ સાથે તેને ખેચનાર કોલીઓના હાથમાં કાગજના લાંબાં ફાણુસો સલગાવેલાં હોય છે અને જ્યાં જાઓ ત્યાં સંખ્યાબંધ એ જીનરીક્ષાઓ દોડતી મળવાથી તેઓની બતીઓનો દેખાવ અંધારા મોહોલામાં ઘણો સારો લાગેછે. ઈહા પાણી સીપવાની જુદી રીત જોઈ હતી. રસ્તામાં પાણી સીપવા સારૂ એક માણુસ કાવરમાં બે પીપ પાણીથી ભરેલાં ટાગે છે, અને તે પીપમાં નિચે આંધરાં પાડેલાં હોય છે તેમાંથી જેમ તે માણુસ ચાલતો જાયછે તેમ પાણી તેની બેઉ ગમથી સીપાતું જાય છે. એ પાણી સીપવાનું ત્યાંના મોહોલાવાલાઓને માથે રાખે છે, જેઓ પોતપોતામા ઊઘરાણું કરીને સીપનારને થોડોએક પગાર આપે છે કે તે પાણી સહવારના પોહોરમા સીપીને પછી પોતાનો બીજો ધંધો કરે છે.

મોહોલાઓમાં નાનાં મોટાં ગાડાંઓમાં દુકાનો પરચુટણ સામાનની માડીને ઘરે ઘર વેચે છે. મીઠાઈની એવી દુકાનોવાલા ઘાંટ યા ઢોલ વજાડી બચાઓનાં ધ્યાન પોતાના માલ તરફ ખેચે છે. બધા રસ્તાઓ જીનરીક્ષા ગાડીથી ઊભાઈ જાય છે, અને જ્યાં નજર કરીયે ત્યા એના ઢગલાને ઢગલા દીસે છે. સાંભળવા મુજબ એવી ૫૦૦૦૦ ઉપર જીનરીક્ષા તોકિયો શેહેરમા હશે એટલો એનો ખપ છે. ઘોડાની ગાડી તો મોટા ઓધેદારોજ વાપરે છે, જેઓ તથા બીજા ઘણાં સુધરેલા લોકો યુરોપિયન પોશાક ઈહા પેહેરે છે, તેઓનો પોશાક ઘણો ધીલો અને ઊચો નિચો બનાવેલો હોય છે, તેથી એઓ તદન શોભતાં નથી. નિશાળે જતાં છોકરાઓ એવા પોશાક ઉપરાંત જરમન લશ્કરનાં જેવી ટોપીઓ પેહેરે છે તેથી પોતાના ઠીગણા આગપર મોટા ઘેરાવાની ટોપાથી ઘણા કટગા લાગે છે. એઓ જોકે યુરોપિયન ટપપર પોશાક પેહેરે છે તથા સલાન કરતી વખ્તે ટોપીઓ ઉતારે છે તોબી પોતાની અસલી ટપ મુકતા નથી. ઘણા લોકો બન્નેને એકએકને ઠેકર મુજબ

નમે છે. ઈહાંનો શેહેનશાહબી યુરોપિયન પોશાક પેહેરે છે. એની શેહેનશાહબાનુએ હમણાજ ઈંગ્રેજી પોશાક પેહેરવા માડયો છે અને ઘોડાપર બેસવાનું પણ શીખવા માડયું છે જે બાબે આજનાંજ ઈહાંનાં છાપામાં છપાયલું હતું.

તોકિયો શેહેર જાપાન દેશનુ પાયતખ્ત શેહેર હોવાથી વસ્તી ઘણી મોટી છે. તેઓની રીતભાત જોવા સિવાય બીજું કાંઈ અમો જોવાલાયક ઈહાં જોતા નથી. નાના નાના ઘરોના વગર ગણત્રીના મોહોલાઓ સિવાય બીજું કશું નથી.

**તા૦ ૭ મી અક્ટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૯—૨૦ મીનીટે તોકિયોથી ઇકાવો (Ikao) કરીને ગરમ પાણીના ઝરાઓવાલી જગ્યા છે તે જોવા સારૂ આગની ગાડીમાં નિકળ્યા હતા. આજે ગાડીપર જતાં રસ્તામાં જાપાનીસનું મુડદું દાટવા લઈ જતા હતા તેની મઈએત મળી હતી.

એ લોકોમાં માણસ જ્યારે મરણ પામે છે ત્યારે તરત એક ચોખંડા દેવદારી દાબડામાં મુડદાંના પગ ગુઠણ મંદી વાળીને બેઠેલું મુકેછે, અને તે દાબડામાં હલકી જાતની સુકી ચાહેનાં પાંદડાં તથા બીજાં સુગંધી પાંદડાંથી ખીચોખીચ ભરે છે કે મુડદું અંદર હીલે નહીં. મુડદાંને દાબડામાં મુકવા આગમજ ધોઈને સફેદ કપડાં પેહેરાવે છે, તેને દાટવા લઇ જવા સારૂ તે દાબડાને બે લાંબાં લાકડાં ઉપર મુકી તેને ચાર કુલીઓ પાસે ખાંધ મરાવીને દાટવાની જગ્યાપર લઇ જાય છે. તેની આસપાસ ચાર જણા કાગજનાં ફાણસો લઇને રસ્તામાં ચાલે છે તથા સાથે બાંબુના ફલાવરવાસો લઇ જાય છે તેની પાછળ અમોએ જે મઇયત જોઈ તેમા જનારાં લોકો જીનરીક્ષામાં બેસીને જાય છે. દાટતી વેળા કુલીઓજ દાટે છે, સગાંવાહાલાં કોઇ અડકતાં નથી અને ઘોરની આસપાસ પેલાં ફાણસો તથા ફલાવરવાસો ગારે છે અને ઘોરની ઉપર તીર કામઠાં તથા ખોરાકી અને દારૂ મુકે છે, તથા થોડો દારૂ ઘોરની ઉપર મટોડીમાં રેડે છે. એ મુજબ દરરોજ ૪૯ દિવસો સુધી કરે છે. દાટી આવ્યા પછી બધાંઓને દારૂ પાય છે. અમો સ્ટેશનપરથી ઉપર લખવા

મુજબ કલાક ૯—૨૦ મીનીટે નિકળેલા "માહીબાસ" કરીને રેલ્વેનું સ્ટેશન ૬૮ માઈલ દુર છે ત્યાં બપોરના કલાક ૧—૩૦ મીનીટે પુગ્યા હતા ઈંહાંથી ઇકાઓ આસરે ૧૫ માઇલ દુર છે ત્યા જીનરીક્ષામાં જવાય છે, પણ અમો સ્ટેશનપર પુગ્યા ત્યારે વરસાદ ઘણો પડવા લાગ્યે હતો તેથી જીનરીક્ષાવાલાઓએ "ઈકાઓ" જવાની આનાકાની કરી બીજા ઊતારૂઓને ગામમા લઈ ગયા અને અમો ગાડી વગર સ્ટેશનપર ઊભા રહ્યા. અમારી સાથે ભાઈ ઈબરાહીમજી ખંભાતી આવેલા હતા તેવણે ઘણીબી શોધ કીધી પણ જીનરીક્ષા મળી શકી નહીં અને મળી તેનાં પુરતા માણુસો હતાં નહીં તેથી પાચ વાગા સુધી સ્ટેશનપરજ થોભીને પછી "માહીબાસ" નું ગામ જે આસરે એક માઈલ દુર છે, ત્યાનાં જાપાનીસ હાઊસમાં આજે રાત સારૂં ઉતારો લીધો હતો જયાં યુરોપિયનો ઊતરતા નહીં હોવાથી તેઓની રીતનું ખાણું ત્યાં પકાવી શક્તા હતા નહીં. જાપાનીસ ખાણુ એવું તો બેસ્વાદ હોય છે કે તે ખાવા કદી ગમે નહીં તેથી અમારી સાથે ભાઈ ઈબરાહીમજી ખંભાતી આવેલા હતા તેવણે બબરચી આગળ ઊભા રહીને આપણું ખાવાનું કેમ બનાવવું તેની થોડી ઘણી સમજ તે બબરચીને આપી હતી. એ વખ્તેનું જાપાનીસો ખાણુંબી પકાવતા હતા તે અમોએ જોયુ હતું. જાપાનમાં એક જાતના પાણીના સાંપો આસરે એકથી બે ફીટ લાંબા મળે છે. તેને જીવતા પકડીને તેના માથાંમા એક ઝીણો પાતળો ખીલો ખોસી પાટિયા સાથે ઠોકી દે પછી તેનું પેટ ચીરી તેમાથી કચરો જેવું કાંઇ હોય તે છરીથીજ કાહાડી નાખે છે તથા અંદરનો લાબો કાતો પણ કાહાડી લે છે પછી તેનુ ડોકુ છુટુ પાડીને તેને નીસ્ક તેલ તથા સરકામા રાખે છે. એ સાંપને પકડે છે તથા માથામા ખીલો ખોસે છે તારે જેમ નાનાં પીલા અવાજ કરે તેમ અવાજ કરે છે. એ સાપ તથા તેનાં બચ્ચા કાંઇ જથ્થાબંધ મળે છે તેને પાણીના પીપમા જીવતા રાખી મુકી ગરજ વખ્તે તેમાથી કાહાડીને ખાય છે. એ સાપ માણસને કરડતા નથી અને ઝેરી પણ નથી, દેખાવે જાણે નેવતા હોય તેવા લાગે છે. એ ઊપરાંત તરકારીને કોઈ વખ્તે તેલના અને કોઇ વખ્તે સર-

કામાંજ ફક્ત રાંધે છે. બીજી સુકી તરકારી તેઓ પેહેલાં એક પીપની અંદર ચોખાનાં ભુસાનું થર એક અને તેની ઉપર તરકારી જેવાં કે ગાજર, વેંગના, દોઢી, મુરા ઇત્યાદીને સૂકવીને તેના કકડા કરી યા આખાનાં પડ કરે છે. એ મુજબ ઘણાં થરો કરીને પછી તેમાં પાણી તથા નિમક નાખી તે પીપની ઉપર તરકારી દબાય તેમ પાટિયું મુકી તે ઉપર દબાણ કરવા ભારી પથ્થરો રાખે છે. એ મુજબ એક મહિનો સુધી રાખીને પછી તેમાંથી જોઇયે તેટલી તરકારી દરરોજ કાહાડીને તેને ધોઇને કાચી અને કાચી સરકામા બોલીને અચારની માફક ખાય છે. એ પીપ જ્યારે ખોલે છે ત્યારે એમાથી એવો તો વાસ નિકળે છે કે આપણથી આગળ ઉભું રહી શકાતું નથી. ઉપર મુજબની સાંપની માછલી તથા રાંધેલી તરકારી તથા એક જાતની રાંધેલી દાલનું પાણી અને પાણીમાં ઊકાળેલી બાંકુની જર તથા સુલા તથા ભાજી સઘળું એક પ્યાલામાં ભેળીને તેની ઉપર કાચાં દોવેલાં ઈંડાં નાખીને દરેક જણને એક એક નાની ટબલ ઉપર મુકી આપ્યું, અને સાથે છુટા પ્યાલાંમા બાફેલા ચાવલ આપ્યા હતા, જે એ ટી હાઊસમાં ઊતરેલા જાપાનીસોએ ખાધું હતું. એ લોકો ખાય છે તે બે સલીઓથી ચીનાઓની માફક ખાય છે. પેહેલાં ચાવલના ખુકે મોઢું ભરાય ત્યાં સુધી લે છે અને તે જરા ચાવીને ઉપર પેલાં પ્યાલાંમાંની ભેળસેળ તરકારીનો રસ જરા પીયે, તથા તેમાંથી કાંઈ ઊંચકી ખાય છે. એ મુજબ ખાવાનું પુરૂ કીધુ કે પેલાં પ્યાલાંમાં ચાહે યા ગરમ પાણી નાખીને છેલ્લે તેને ધોઈને પીએ છે. જાપાનીસોને ચંપી કરવાનો ઘણો શોખ હોય છે, તે સારૂ આંધળા મરદ યા ઓરતો સાંજ પછી સીસીડીઓ વજાડીને મોહોલાઓમાં ફરે છે, અને જેઓને જોઇયે તેઓ તેને તેડે છે. એ લોકો ચંપી કરે છે તે કાંઇ હિંદુસ્તાનની માફક બદનને ચાંપતા નથી, પણ જોરથી પસવારતા યા માસને ઘોરતા હોય તેમ કરે છે, જેથી આંગમા ગીલી માફક લાગવા ઉપરાત કરાર વળે છે. અમો જે ટી હાઉસમાં ઊતર્યા હતા તેની બારી તથા પરદા સઘળા કાગજોના બનાવેલાં હતાં. ઇહાં બારીઓમા કાચને બદલે

કાગજો જડે છે, કાચતો જવલેજ દીસે છે. સુવા સારૂં એક જાતનું જાદું સુજની જેવું કપડું જભા રોકું સીવેલું હોય છે, તેની અંદર ભરાઇને સુવે છે, જેથી તેનું એક પર ગોદરાં દાખલ અને બીજું પર ઓઢવાનાં દાખલ કામ લાગે છે, અને તેથી ગરમી પણ સારી રહેછે, જો ગરમી હોય તો તેને ફક્ત પાંથરીને ગોદરાં દાખલજ કામે લે છે. તકિયા દાખલ એક નાનું લાકડું હોય છે, તેની ઉપર ભાત ભરેલી કોથલી લઇ તેની ઉપર રૂનું પડ કરે છે. અમોને એ તકિયા ચાલયા નહીં, પણ સાથે અમારા તકિયા લાવેલા હતા તેજ કામે લગાડ્યા હતા. નાહવા સારૂ એક નાની ટાંકીમાં ગરમ પાણી ભરે છે જેમાં જેટલા ઊતર્યા હોય તેટલા જણા વારાફરતી તેજ પાણીમાં નાહે છે પણ યુરોપિયનો ઉતરેલા હોય છે તેઓને પેહેલાં તેમાં નાહવા કેહે છે પછી જાપાનીસોને નાહવા દે છે. એ નાહાવાની ઓરડીઓ, માલપર જવાના દાદરોની સામેજ હોય છે અને તેમાં જાપાનીસ મરદો તથા ઓરતો, કોઇ વખ્તે ખુલ્લે બારણે સાથે નાહે છે તે નસલુ દીસે છે. અમે ઈંહા ઊતર્યા પછી અમારી પાસથી પાસપોર્ટ હોટલવાલો લઇને તેની નકલ ઉતારીને પોલીસના સતાવાલાઓને ખરી પાસપોર્ટ દેખાડી પેલી નકલ તેને આપી આવે છે. એ નકલ ઊતારતાં અમોએ જોઇ હતી, જે લખવા સારૂ એ લોકો કલમને બદલે રંગ કરવાની ઝીણી પીછી આવે છે તેથી લખે છે, અને તે સારૂ છેલ્લાં આંગળાપર હાથ ટેકવીને ઘણેજ અલગે હાથે લખે છે. લખવાનું જમણા હાથ ઊપરથી છેક મથાળેથી સીધાને સીધા એક હારમા નિચે સુધી લખ્યા આવે છે પછી તેની પડોશમા પાછી બીજી ઊભી હાર લખે છે. એ લોકોની લખવાની સાહી કકડા જેવી બધાયલી રાખે છે તેમા પાણીથી પાછી ભીનુંનીને તેથી લખે છે. એ સાહી એવી આવે છે કે કાગજ પર લખ્યા કે તરત સુકાઇ જાય છે અને બ્લાટીંગ પેપર યા રેતીનુ કામ પડતું નથી

તા૦ ૮ મી અકટોબર સને ૧૮૮૭—આજે સવારના કલાક- ૭ વાગેને માટીજાસીથી ઊતરેલામાં બેસીને નિકળેલા કલાક ૧૧ વા

ગેને (Ikao) નાં ગામમાં જઇ પુગ્યા હતા. અમોને આખો વખ્ત રસ્તામાં વરસાદ ઘણો મલ્યો હતો અને ગઇ કાલેથી બપોર પછીનો તે લાગુ પડેલો હોવાથી નદી નાલાં સઘળાં પુર થઈને જોસમાં આવ્યા હતાં. રસ્તામાં બે ત્રણ પુલો પસાર કરવા પડે છે, તેમાંનો એક બોટો ઉપર બાંધેલો છે, તે પસાર કીધા પછી ડુંગરપર ચઢવાનું મળે છે તે છેક "ઈકાઓ" પુગીયે છીયે ત્યાં સુધી મળે છે. એ ગામ દરિયાની સપાટીથી ૨૭૦૦ ફીટ ઉંચાંણુમા છે, અને આસપાસ પાહાડો ઉંચા આવ્યાથી ઇંહિંના દેખાવની ઘણી સારી તારીફ થાય છે. અમો કોંગરી–ખુડાઓ નામના જાપાનીસ હોટલમાં ઊતર્યા હતા. અમો ત્યાં પુગ્યા પછી એક કલાકે વરસાદ તદ્દન નરમ પડી ગયો હતો, અને સુરજ પ્રકાશવા માડયો હતો. ઈકાઓ પોતાના ગરમ પાણીના ઝરાઓથી વખણાયલું છે, અને તેમાં નાહવા સારૂં જાપાનનાં બીજાં દેશોમાંથી ઘણું લોક જાય છે, તે મુજબ ગરમીના દિવસોપર યુરોપિયનોબી ઘણા જાય છે. ઇંહિંનાં બધાં હોટલોમાં ગરમ પાણીના ઝરાઓ નલ મુકીને લાવેલા છે, અને હમામખાનાંઓ તેઓ બધામા રાખેલાં છે. એ પાણી ગંધકથી ભેલાયલું હોવાથી બદનપરની ખુજલી તથા બીજાં ચામડીનાં દરદોપર ઘણું અસરકારક છે. અમો અમારા હોટલના એવાં ગરમ પાણીનાં હમામખાનાંમા નાહ્યા હતા, અને બપોરનાં ૪ વાગેને સુરજ હોવાથી ફરવા નિકળ્યા હતા, તે આસરે અરધો માઇલ દુર જ્યાંથી એ ગરમ પાણીના ઝરા આવે છે ત્યા ગયા હતા. ઊંચાણુમાં હોવાથી ત્યા જવા સારૂ ડુંગર ઊપર ઘણી સીડીઓ ચઢવી પડે છે અને તે સીડીઓની આસપાસ હારબંધ ઇંહિની બનાવટોની દુકાનો આવેલી છે, ત્યાં વસ્તી પણ ગામના લોકોની ડુંગરપરજ ચડઉતર ઘરોમાં આવેલી છે. દુકાનોપર અમે આજે એક જાતનું નવું ફળ જોયું હતું, તે દેખાવમાં મીઠા કંદના જેવુ પણ સુધ બલુ રંગનું છે, જેને ફાડીયાથી તેમાં લાંબુને લાંબુ એક આંગળાં જેટલું સફેદ માવા જેવુ નિકળે છે જેમાં બીઆં ઘણાજ હોય છે, તે ખાધામાં કાંઈ જુદીજ તરાંહનો સ્વાદ લાગે છે પણ બીઆં ખાવામાં આવતાં નથી ફક્ત તેની આસ-

પાસનો માવો ચુસીને છુટો પાડી ખવાય છે. એ ફળ ત્રણ ચારના ઝુમખામાં ઉગે છે. બીજું એક સુકા મેવાનું ફળ હતું જે દેખાવમાં પસતાં તથા બદામની વચમાનાં ધાટમનું છે જેને ઈહાં "ખાઓ" કરી કહે છે, તેમાંનું મગજ ખાધામાં આવે છે જેનો સ્વાદ ભુજેલી બદામ યા પસતાં જેવો લાગે છે, તેનું કોટલુ પાટળું પણ કઠણ આવે છે. અમો એ જોતા જોતા ગરમ પાણીનાં ઝરાવાલા ડુંગર ઊપર ગયા હતા, જ્યારે ઘણા નલોમાં છુટા છુટા ઝરાઓમાંથી ગરમ પાણી એકઠું કરીને એક મોટી ગતર જેવું બાધેલું છે તે રસ્તે નિચે ગામમાં લઇ જાય છે અને એક મોટા ધોત પડતો હોય તેમ નિચે સુધી તે જઈને લોકોના ઘરોમા તથા હોટલોમા વેંહેંચાઈ જાય છે જ્યાંથી પાછુ બાહાર નિકળતાં એજ પાણીથી કોઈ ગમતો ચોખા છરવાની ચક્કીઓ ચાલે છે એટલુ જથ્થાબધ એ પાણી ઈહાં મળે છે, અને જ્યાંથી પસાર થાય છે ત્યા રસ્તાઓમા તેનો ગટરના ખાંચાઓમાથી ધુમાડો નિકળતો માલમ પડે છે અમે છેક એ ડુગરનાં મથાળાંપર ગયા જ્યાં એક નાની ટાકી છે જેમા પાણી પીવા સારૂ એક લાકડાંનું નાનું વાસણ બાંધી મુકયું છે જેથી અમોએ તે પાણી ચાખ્યું હતું, તે સ્વાદમાં લોખડનો કાટ અને ગધકનું ભેળસેળ જેવુ લાગતું હતુ એ પાણીમા ગુણ ઘણો કહે છે તેથી તેને બાટલીઓમા ભરીને યોકોહામાનો ગ્રાન્ડ હોટલવાલો પોતાના હોટલમા લાવી છુટક વેચે છે ઈહાથી પાછા ફરતા ડુગર છેડે આવ્યા કે આસપાસનો દેખાવ ઘણોજ સારો દીસે છે. બધે નજર કરીએ ત્યાં એકની પાછળ એક એકથી ઊંચા પાહા-ડોની જાણે અલગાર લાગી છે અને બધાઓપર લીલોતરી હોવાથી તે ઘણા રળીયામણા લાગે છે, અને વળી તેઓના આકારો પણ જુદા જુદા હોવાથી તેની અસર ઘણી સારી થાય છે, અને બધી રીતે દેખાવ જોવા લાયક છે હવા પણ નજેની ઠંડી પસંદ પડતી હતી અને હરમાનીટરનો પારો ૫૫) ડીગ્રી ઊપર હતો તેથી ઠંડી માલમ પડતી હતી નહી

**તા૦ ૯ મી અક્ટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૭ વાગેને ઇકાઓથી પાછા જીનરીક્ષામાં બેસીને નિકળ્યા હતા. ગઈ રાતના ઠંડી જરા વિશેષ હતી, અને આજે સહવારના અમો નિકળ્યા ત્યારેબી ૫૨) ડીગ્રી પારો હતો પણ રાતની ઠંડી વધારે હોવાથી જે પાહાડો દુરના અમોએ ગઈ કાલે સુરજ નિકળ્યા પછી જોયા હતા તેમાંના થોડાએક ઊપર આજે સહવારના બરફ પડેલો દીસતો હતો અને જેનું નામ "ઈચીગઈઆમાં" કરી છે તેનું મથાળું તો તદન બરફથી સફેદ બની ગયું હતું અને તેબી જાડા થરનો અને નવો પડયો હોય તેવો લાગતો હતો. અમો આજે વાદળ તદન ખુલ્લું હોવાથી દેખાવ જોતા જોતા પાછા નિચે ઊતર્યા હતા અને "માહીબાસી" નાં સ્ટેશનને બદલે "તાકાસાકી" ગામનાં સ્ટેશનપર ગયા હતા. એ બે સ્ટેશનો ઈકાઓથી ૧૭ાા માઇલ દુર છે. રસ્તામાં આખો વખ્ત નજદીક રસ્તાનો પોણો ભાગ સેંતુરના ઝાડોથી રોપેલો હતો અને જેબી ગામ ગામડાંઓ મળતાં ત્યાં રેશમ પાકવવાનો ધંધો ચાલતો હતો અને દુકાનોમાં એ રેશમના કીડાનાં "કકુનસો" (જેની અંદર કીડાઓ ઘરબાંધીને રહે છે અને જેની ઊપરનાં પડમાંથી રેશમ બને છે) ના ઢેલાના ઢેલાઓ ભરેલા પડેલા દીસતા હતા, અને રસ્તામાં ઘોડાઓ પણ તેનેથીજ લાધેલા આવજાવ કરતા હતા, એટલો મોટો પાક એ બાજુપર થાય છે. હમણાં એ કીડાનાં પતંગીયાનાં ઈંડાંઓ મુકેલાં છે જેમાંથી કીડા ઈંડાં મુકયા પછી એક મહિને નિકળે છે એ ઈંડાં ટાંચણીનાં માથાં કરતાં પણ અરધાં કદનાં છે અને કાગજોપર તે મુકેલાં છે તેથી કાગજો જાણે છાંતનાં બનાવેલાં હોય તેમ એ પરનાં મુકેલાં વગર ગણત્રીનાં ઈંડાંથી દીસે છે. ઈંડાંમાંથી કીડા નિકળ્યા પછી તેની ખુબ તપાસ રાખવી પડે છે, અને તેઓને દરરોજ સેંતુરનાં ઝાડનાં કુમળા પાંદડાંઓ ખાવા સારૂ આપે છે તથા જોઈતી ગરમી પણ આપે છે. એ કીડાઓ મોટા થાય છે ત્યારે તેઓ સારૂ ઝાડની સુકી ડાખલીઓ લાવીને તેઓને જે ઝાપમા રાખે છે તેમાં મુકે છે વખ્ત આવવે તેઓ તેની ઊપર "કકુનસો" પોતાનાં આં-

ઓની આસપાસ બાંધી ટીંગાઈ રહે છે. એ કકુનસોમાંથી થોડાંએક પાછી એની વધ સારૂ રાખીને બાકીનાંને રેશમ કાહાડવા સારૂ તેમાંના કીડા સુધાં ગરમ પાણીમાં નાખી કીડા મારી નાખે છે, અને પછી તેને સુકવીને રેશમ કાંતનારાઓને ઠેલા ભરી વેચે છે. પેલા રાખેલા કકુનસોમાંથી થોડા દિવસ રહીને સફેદ રંગનાં પતંગીયા નિકળે છે, જેઓ ઉડી શકતા નથી પણ તેઓને કાગજોના કકડાપર રાખે છે જ્યાં તેઓનાં જોડાં મળે છે અને જે દિને નિકળ્યા તેજ દિને રાતનાં તેઓ ઈંડાં મુકવાનું શરૂ કરે છે અને બીજે દિને મરી જાય છે એ મુજબ એક પતંગીયું સેકડો ઈંડાં મુકી પેલા કાગજપર તેને ચોટાડી દીયે છે કે પાછા તેમાથી કીડા થાય છે.

કકુનસોમાંથી રેશમ કાહાડવા સારૂ પેહેલાં તેઓને ઉકળતાં ગરમ પાણીમાં નાખે છે અને પછી સલીએ કરીને તેઓને ખુબ પાણીમાં હિલવે છે જેથી તેઓની ઊપરથી રેશમનો જાડો ખરબચડો તાર પેહેલાં નિકળે છે જેને એક નાના રેહેટીયા ઉપર વિટાલે છે. એવો તાર આસરે બે વાર જેટલો નિકળ્યો કે પછી ઝીણો મજેનો સુવાલો તાર નિકળવા માંડે છે જેને જુદા રેહેટીયા ઉપર વિટાલે છે. એ ઊચુ રેશમ કહેવાય છે. જે વાર નિકળે છે તે બાલ કરતા પણ પાતળો હોય છે, પણ તે તાર પાચ છ કકુનસોનો બનેલો હોય છે એટલો પાતળો તાર એક કકુનસમાથી નિકળે છે. એવા બે ત્રણ રેહેટીયાના તાર પાછા એકઠા કરીને મોટા રેહેંટીયા ઉપર જાડો તાર ચહડાવે છે, અને વળી એ મોટા રેહેંટીયાના તારો પાછા એકઠા કરી રેશમની આટી બનાવે છે. અમો ગામોમાથી પસાર થતા હતા ત્યારે ઘેરેઘેર એ મુજબ રેશમ કાહાડતા હતા. અમોને આખે રસ્તે આસપાસના પાહાડોના દેખાવો પણ સારા જોયા હતા અને નજદીકના પાહાડો જાણે કાપેલા ઘાસના લોનસો (Lawns) હોય તેવા લીલોતરીથી ભરેલા દિસતા હતા જેઓની પાછળ એક પછી એક એમ ઉંચા પાહાડો અને તોપી છેક ઘણા ઉંચા પાહાડોપર તાજો પડેલો બરફ દેખાતો હતો. અમો એ મુજબ જોતા 'નાકાસાકીના' સ્ટેશનપર કલાક ૧૧

વાગે જઇ પુગ્યા હતા, અને આગગાડી આવવાને ઘણો વખત હોવાથી ગામડાંમાં ફરી આવ્યા હતા. ઇહિં પણ રેશમના રેંહેંટીયાઓ ઘણા ઘરોમાં ચાલતા હતા અને તેના કકુનમોના ઠેલાઓ ઘોડાઓપર બંધાઇને રસ્તાપર જતા હતાં ઇહિંના જાપાનના ભાગોમાં ભારબરદારી જાનવર દાખલ ઘોડાઓને કામે લગાડે છે, અને જેમ બલદને તેની પીઠની બેઉ બાજુપર હિંદુસ્તાનના વણજારીઓ સામાન બાધે છે તેમ તેઓપર સામાન લાધે છે એ ઘોડાઓને ઇહિં નાલ મારતા નથી, પણ પગે દોરડાંનાં ગુઠેલા મોજાં જેવી કોથલીઓ બાંધે છે. ગામમાં રેશમને રંગવાની ઘણી દુકાનો ઉપરાંત એક નાનું જેવુ રંગવાનું કારખાનું પણ હતું જ્યાં બધે લાલ કિરમજી રગ રેશમી કાપડ ઉપર ચહડાવતા હતા. એ ગામ એકજ મોહોલાનું બે હારના ઘરોનુ બાધેલું છે, અને બધે નિચલા ભાગોમાં દુકાનો ઉપર લોક તે પોતાનો ધંધો ચલાવતું હતું. જોયા મેલે એ ગામડાંમા બાહાર દેશાવરનું લોક ઘણુજ થોડું આવતુ હશે, કારણ કે જ્યાબ્બી અમો ફરતા હતા ત્યાં અમારી પાછળ લોકની ભીડ અમોને જોવા સારૂ મળતી હતી. ગામમાં ઉપર લખેલા સિવાય બીજું કશું જોવાનું નથી. અમો ત્યાથી કલાક ૧૨—૨૦ મીનીટે આગગાડીમાં નિકળ્યા હતા તે યોકોહામાં રાતનાં ૭ વાગેને આવી પુગ્યા હતા અને.પાછા ગ્રાન્ડ હોટલમા ઊતારો લીધો હતો.

**તા૦ ૧૦ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના યોકોહામાથી આગની ગાડીમાં બેસીને ફુજીઆમાં નામના સ્ટેશનપર આસરે ૧૫ માઈલ દુર છે ત્યાં ૭—૫૦ મીનીટના નિકળેલા ૮—૩૦ મીનીટે પુગ્યા હતા, અને ત્યાથી જીનરીક્ષા કરીને નિકળ્યા તે આસરે પાચ માઇલ દુર દાબુતસ કરીને બુધનું એક ગંજાવર બ્રાન્ઝ ધાતુનું પુતળું છેતે જોયું હતુ. એ પુતળુ પલાઠી મારીને બેસાડેલુ છે, તેની નિચે પથ્થરની બેઠક કીધેલી છે જાપાનમા એવા બેજ મોટા પુતળાં છે, અને એવાં મોટાં બ્રાન્ઝ ધાતુના પુતળા દુનિયામા પણ ઘણાજ થોડા

છે. તે ઘણું મજેનું કારીગીરીથી જાણે ખોદા ઉપર ધ્યાન આપીને બેઠું હોય તેવું બનાવેલુ છે. એ કામાકુરા કરીને દેહેરાંઓની જગ્યાની નજદીકમાં આવેલુ છે. એ પુતળું સને ૧૨૫૨ ના સાલમાં ઓટીને બનાવ્યું છે, જેનો બનાવનાર કોઈ "ગોરીમેન" કરીને હતો અને તે "યોરીતોમો" નામના શોહોગનનાં હુકમથી બનાવ્યુ હતું. એની ઊપર એક દેહેરૂ બાંધેલુ હતું જે સને ૧૪૯૪ ના સાલમાં દરિયાના એક ગંજાવર મોજાથી ધોવાઈ ગયું હતું ત્યારનું એ પુતળું ખુલ્લામાં રહેલું છે, અને એને પણ થોડી ઘણી નુકશાણી થઈ હતી, તે પાછળથી સમારી હતી. એ પુતળાંનું કદ નિચે મુજબ છેઃ—ઊંચાઈ ૫૦ ફીટ ૬ ઈંચ, દોકું ઊચું ૮ ફીટ ૬ ઈંચ, કાન ૬ ફીટ ૬ ઈંચ, આંખ ૪ ફીટ, નાક ૩ ફીટ ૮।। ઈંચ, મોઢાંની પોહોળાઈ ૩ ફીટ ૨।। ઈંચ, તેના અંગોઠાની ગોળાઈ ૩ ઈંચ, તેનો ખોળો ૩૬ ફીટ, વ્યાસમાં અને કમર ૯૮ ફીટ ગોળાઈમાં છે, એને હાથનાં આંગલાંમાં આંગળાં ભેરવીને હઠેલી ઊપર રાખી પાડેલુ છે, જે હઠેલીની અંદર ઈંગ્રેજો અને બીજા જોવા આવનારાઓ ઊભા રહીને એ પુતળાંની સાથે સખી પડાવે છે એટલુ મોટુ છે. એ જોઈને પછી એનેથી આસરે સવા માઈલ દુર કામાકુરાનું દેહેરૂ છે તે જોવા ગયા હતા. એ દેહેરાંમાં કાંઈ જોવા લાયક નથી, એની પડોશમાં એક જુનુ દેહેરૂ હતું, તેને હમણાં સમારીને નવા જેવું ઈહાંના શેહેનશાહે બનાવ્યુ છે, તેની વળી પડોશમાં એક બીજું નવું દેહેરૂ શેહેનશાહઆનુ હમણા બધાવે છે, તે નજદીક તૈયાર થવા આવ્યું છે શેહેનશાહવાલાં દેહેરાપર થોડીએક નકશી છે, બાકીનાં ચિત્રો ઝાડો અને પખેરાંના ચીતારેલા છે, અને તે બધુ લાલ તથા કાળા ચળકતા લેકરવેરનું બાંધેલુ છે. પેહેલુ કામાકુરાનું દેહેરૂ આગળ ઈહા જે ઊનગાવો (દાયનોયેસો) હતા તેનુ બધાવેલુ છે અને તે ઊપર ઘણી સીડીઓ ચહડીને જવુ પડે છે તેની નિચે સામેથી એક ઘણુ મોટું ઝાડ છે જેની ગોળાઈ એટલામા એછી ૨૫ ફીટની હશે અને ઊંચાઈ પણ ઘણી છે. એ ૧૦૦૦ વરસની ઊમરનું ઝાડપાન છે. તેની નિચે આગળના વખતના ગુનેહગારોને ગરદન મારતા હતા. એ

દેહેરાંમાં અસલનો સામાન તથા હથિયાર અને બખતરો તથા વાજીંત્ર ઇત્યાદીનું નાનું જેવું એક મ્યુઝિયમ છે. એમાંની તલવારોપર મીના-કામ કીધેલું છે અને તેની મ્યાનો સોનાં તથા રૂપાંથી શણગારેલી છે. તીર, કામઠાં રાખવાનું એક સ્ટેન્ડ છે તેની ઉપરબી સોનાં રૂપાં અને મોતીની જડતથી શણગાર કીધેલો છે. તલવારની બનાવતનીબી તારીફ ઘણી છે. ઈહાં તીર મુકવા સારૂં એક બાંબુ નલી જેવો છે જેનો અરધો ભાગ મથાળેથી વેહેંચાઇ જઈને તેનાબી બે સીધા ગોળ બાંબુ બની ગયા છે તે જોવાલાયક છે. એ સઘળું મ્યુઝિયમ અસલનાં શોહોગનોને લગતું છે. એ જોઇને ત્યાંથી નીકળેલા આસરે બે ત્રણ માઇલ દુર ઇનોસીમાં કરીને દરિયે કિનારે એક અલાહેદું ટાપુ છે ત્યા ગયા હતા. એ બાજુપર આસપાસનો દેખાવ દરિયાના છુટા છુટા અને નાના નાના અખાતોથી અને નજદીકની ફરતી લીલોતરી તથા દુરના પાહાડો-થી સારી લાગે છે. આજે વાદળ ઘણું ખુલ્લું હોવાથી ઈહાંનો સૌથી ઊંચો પાહાડ "ફુજયાંમાં" (Fugiama) કરીને છે તે ઘણો સરસ બધા આસપાસના પાહાડોથી ઊંચો અને જાણે હવામાં હોય તેમ દીસતો હતો. એ પાહાડ આસરે ૧૨૩૦૦ ફીટ ઊંચો છે, અને હમેશા તે ઉપર બરફ પડેલું રેહે છે. એ "ઈનોસીમાના ટાપુ" પર કોઈ વખ્ત ઓટ થાય છે ત્યારે ચાલીને જવાય છે પણ ભરતીની વખ્તે બોટોમા જવું પડે છે. ઈહાં દરિયાઈ કોરાની અને બીજી પરચુટણ બનાવતો ઘણી વેચાય છે. માછલી પુષ્કળ મળે છે અને તેઓને મોટા તલા-વમાં જીવતી રાખી મુકે છે કે જ્યારે ગમે ત્યારે તેને કાહાડી શકે. અમે આગળ તોકિયોના મ્યુઝિયમમાં જે મોટાં કરચલાં જોયાં તેની વિગત લખી છે તેવાં મોટાં કરચલાં આ ટાપુ આગળના દરિયામાંથી મળે છે, અને કોઈ કોઈ તો જો તેના પગ લાંબા કરી ભર્યા હોય તો ૧૬ ફીટ સુધીના લંબાઇમાં તેઓ થાય છે. ઈહાંના દરિયામાંથી એક જાતના પાણીનાં વાદળાંબી મળે છે. એ સઘળું જોઈને પાછા ઇઆકોહામા સાંજનાં ૩—૩૦ એ આવી પુગ્યા હતા.

**તા૦ ૧૧ મી અક્ટોબર સને ૧૮૮૭**—આજે આગની ગાડીમાં સહવારના કલાક ૧૧ વાગે બેસીને તોકિયોની પડોસમાં "ઉજી" કરીને ગામ છે ત્યાં જવા નિકળ્યા હતા. અમો "સીનબાસી"ન સ્ટેશન ઊપર ઊતર્યા અને ત્યાંથી જીનરીક્ષાની ગાડીમાં બેસીને આસરે પાંચ માઈલ સુધી "વીનો" કરીને તોકિયોનુ' સ્ટેશન છે ત્યાં ગયા હતા, અને ત્યાંથી પાછા આગગાડીમાં બેસીને ઊપલા "ઊજી" ગામનાં સ્ટેશન ઊપર ઉતર્યા હતા, અને ત્યાંની એક સુતર કાંતવાની મીલ છે તે જોઇ હતી. એ મીલ આસરે ૭૫૦ સ્પીનડલની નાની રમકડાં જેવી એક બંગલામાં બાંધી હોય તેવી છે. એ સને ૧૮૬૮ માં બાંધી હતી. તેમાં હમણાના સુધારાના રીંગ થ્રોસ્ટલો નાખેલા છે, પણ રૂ જાપાનનોજ વાપરવાથી ૧૬ નંબર સુધીનું સુતર કાહાડે છે. પણ હુશિયાર મેનેજર યા સ્પીનીંગ માસ્તર કોઈ ન હોવાથી અને સઘળુ કારખાતું જાપાનીસોથીજ ચલાવાથી રાસ સાડા પાંચ આંઉસનીબી માવતી નથી. કામ સઘળું કરકસરથી ચલાવે છે અને પાણીના પા .રથી એનજીન ચાલે છે. તે ઉપરાંત એઓના માલનો ભાવ મુબઈના ‌ુતર કરતા દર ગાંસડીએ નજદીક ૨૦ ડાલર વધતા આવવાથી તેઓ .ફ઼ો સારો કરતા હશે. કારખાનામાં બધા મળીને ૩૦ મજુરો કામ .રે છે. તેમાં ૨૩ છોકરીઓ અને ૭ મરદો છે, એ મુજબ નફ઼ો .રતા હોવાથી જાપાન દેશમા નજદીક ૨૫ રૂના કારખાનાઓ ઉભાં ‌યલા છે તેમા સૌથી નાનું ઉપલું કારખાનું છે.

મોટા કારખાનાઓ કોબીની તરફ઼ ઓસાકા કરી શેહેર છે ત્યા છે. જાપાનીસો અમે આગળ લખ્યું છે તેમ પોતાનાં દેશની બના‌વતના માલોને ઘણું ઉત્તેજન આપે છે તેમજ આ સુતરનેબી ઉત્તેજન આપવા મોટો ભાવ આપી પેહેલા તેને ખરીદે છે હાલ એ લોકોનાં કારખાનાના નંબર ૧૨ નો ભાવ ડાલર ૯૮ અને નંબર ૧૬ નો ડાલર ૧૦૫ સુધીનો છે. જ્યારે મુંબઈના નંબર ૨૦ ના ૮૧ ડાલર ભાવ છે. એટલો મોટો ફરક એઓ રાખે છે અને મુંબઈના સુતરને ત્યાંથી અહીં લાવવાનો ખરચ તથા જાપાનની જકાત વગેરે ઉમેરી કિંમતમાંથી

બાદ થવો જોઈયે જે ઈંહાંની બનાવતનાં સુતરપર થતો નથી. જાપાનમાં વેલાતી ઊંચા નંબરના સુતરનો ખપ ઘણો મોટો છે અને આસરે એક લાખ ગાંસડી ત્યાંથી ઈંહાં દરસાલ આવે છે જ્યારે મુંબઈનાં ઉતરતા નંબરની આસરે ૨૦૦૦૦ ગાંસડીઓ આવતી હશે. ઇંહાંનાં કારખાનાઓમાં મુંબઇ તરફનો રૂબી વાપરી નંબર ૨૦ સુધી સુતર કાહાડે છે તે સારૂ રૂ શેંહેંગાઇથી ચીનાઇ રૂને નામે આવે છે (ચીનાઇ રૂ આવે છે તે જુદો છે.) જાપાનનો રૂ સફેદાઈપર સારો છે પણ તાર નાનો હોય છે. એ કારખાના સારૂં ઇનજીન ચલાવા પાણી આસરે ૩૦ માઇલ દુરથી સરકાર એ શેહેરમા લાવેલી છે તેમાથી અરધો માઇલ પરથી કારખાનામાં લાવે છે, અને કોલસાનો બંચાવ તેથી થાય છે. એ શેહેરમાં કાગજો તથા કાચ અને બીજી બનાવતોના કારખાનાઓબી આવેલાં છે, પણ વખ્ત નહી હોવાથી તે જોઈ શકયા નહીં. અમો ત્યાંથી જીનરીક્ષામાંજ બેસીને તોકિયોના શેહેરમાં ચાર માઇલ અરધા કલાકે આવી પુગ્યા હતા, અને ત્યાંના બજારોમાં ફરીને સીનબાસીના સ્ટેશન ઉપર જીનરીક્ષામાંજ ગયા હતા. એ બધો લતો આસરે આઠ માઈલનો તોકિયો શેહેરનોજ બનેલો છે, અને બધે ગીચ વસ્તી હતી, અમો "યોકોહામા" સાજના ૫—૪૫ મીનીટે આવી પુગ્યા હતા અને આજે રાતના ઈંહાંથી કોબી શેહેર જવા સારૂ પી. અને ઓ કુંપનીની સ્ટીમર ટીબેટમાં રાતના ૧૧ વાગેને ચહડયા હતા, કારણકે પાછળી રાતના બે વાગેને સ્ટીમર હંકારવાની છાપેલી હતી તેથી આગમજથી જવું પડયું હતુ.

**તા૦ ૧૨ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના સાડા પાંચ વાગેને અમારી સ્ટીમરે યોકોહામાનુ બારૂ છોડયુ હતું. સ્ટીમર "ટીબેટ" આસરે ૩૦૦૦ ટનની છે, અને જોકે જુનામાંની એક આગબોટ ગણાય છે તોબી ઘણી સારી ફરાગતવાની છે. અમારી સાથે આસરે ૨૦ ઉતારૂઓ છે. આખો દિવસ દરિયો ઘણોજ ચબ હતો, અને સ્ટીમર જાણે ઉભેલી હોય તેમ કશા પણ ડોલા ખાતી હતી નહીં. બેઉ બાજુ ઉપર પાહાડો દુરથી દેખાતા હતા.

**તા૦ ૧૩ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારથી જાણે એક ખારીમાં સ્ટીમર ચાલતી હોય તેમ લાગતું હતું, અને બેઉ બાજુ ઉપર જરા દુરથી પાહાડોની અલગાર લાગેલી હતી. આસરે નવ વાગેને પાહાડની એક અણી દરિયામાં નિકળેલી પસાર કીધા પછી એક ગમના પાહાડો પાછા દુર થવા લાગ્યા અને કોબીની નજદીકમા અમો આવી લાગ્યા. આસરે ૧૧ વાગેને સ્ટીમરે પોતાના ડકા આગળ લંગર કીધું હતું. કોબીનો દેખાવ દરિયામાંથી સારો લાગે છે, અને ત્રણ ગમના અરધા ચાંદ રોકા ડુંગરોની હેઠાણમાં એ શેહેર દરિયે કિનારે આવેલું છે. અમે સ્ટીમર ઉપરથી ઉતરીને જીનરીક્ષામા બેસીને "હીઓગો" નામના હોટલમા ઉતારો લીધો હતો. ઇંહાંના હોટલો "યાકોહામાં"નાં હોટલો જેટલાં મોટા નથી પણ સઘળું યુરોપિયન ટપપર રાખેલું છે. અમો બપોરનું જમીને શેહેરમાં ફરવા નિકળ્યા હતા. ઈહાં કાંઇ જોવા લાયક નથી ફકત આસરે એક માઇલપર એક પાણીનો ધોધ છે તે ઈહા આવનારાઓ જોવા જાય છે, ત્યા અમોબી ગયા હતા. એ ધોધ ડુગરોની વચમાથી આસરે ૬૦ ફીટ જેટલો ઊંચો પડે છે, પણ પોહોળાઈમા બાયગે ૫) ફીટબી હશે, એની આસપાસ ઝાડ અને ફર્નસોની લીલોતરી તથા છાયો ઘણો સારો લાગે છે, તે જોઇ બજારમાની જાપાનીસ નવાઇની બનાવનોની દુકાનો જોઇને પાછા હોટલમા આવ્યા હતા. એ કોબી શેહેર જાપાનીસોએ જે વેપાર સારૂં ચાર પાંચ બદરો દેશીઓને માટે ખુલ્લાં મુકયા છે તેમાનું એક છે, અને ઈહાં આપણા મુંબઇથી સુતર વેચાવા સારૂ સારી રકમનુ આવે છે. શેહેર નાનું આસરે ૮૦૦૦૦ ની વસ્તીવાળુ લાગે છે તેમાં ૪૦૦ પરદેશીઓ કહેવાય છે, અને વેપારની બાબદમા જાપાનમા બીજું બદર (યોકોહામાથી ઉતરતુ) ગણાય છે દરિયે કિનારે થોડીએક ઈમારતો યુરોપિયન ટપપર નાહકસરની બાંધેલી છે, બાકીનુ અંદરનુ દેશી ગામ જેને હયોગો કરી કહે છે ત્યા બેઠા અને નકચા ઘરો આવેલા છે.

**તા૦ ૧૪ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૧૦ વાગેને આગબોટ ..ડીના નેતાને 'કોનચી' [illegible] નેહેર

જે આસરે ૨૦ માઈલ દુર છે. ત્યાં કલાક ૧૧ વાગેને પુગ્યા હતા. એ "ઓસાકા" શેહેર ઘણું મોટું છે અને ઈહાં ઘણો મોટો વેપાર ચાલવા ઉપરાંત જાત જાતના કારખાનાઓ આવેલાં છે જેઓની સંખ્યાબંધ ચીમનીઓ દુરથી દીસે છે. ઈહાનાં કારખાંનાઓમાં મોટાં બે કારખાંના ૨ તથા સુતર કાંતવાના છે, પણ આજે કાંઈ કારણસર તેઓ બંધ હોવાથી જોઇ શકયા ન હતા પણ ફીઓાતો શેહેરથી પાછા ફરતી વખ્તે જોવાનો વિચાર રાખ્યો છે. અમો ઈહાંનો કિલ્લો જોવા ગયા હતા જે જાપાનના મજબુત કિલ્લાઓમાનો એક ગણાય છે અને મજબુત મોટા મોટા પથ્થરોનો બાંધી તેને ફરતી ઊંડી પાણીની ચર રાખેલી છે. એમાં જવા સારૂ ત્રણ જુદા જુદા એક પછી એક કિલ્લા તથા દરવજા પસાર કરવા પડે છે. એ કિલ્લો સને ૧૫૮૩ ના સાલમાં "શોહગન-કોઇ-તાય-કો-સામાં" કરી હતો તેણે બાધ્યો હતો, અને જોકે ઘણો મજબુત છતા થોડોજ વખ્ત સને ૧૮૬૯ ના બળવા વખ્તે તે તકી શકયો પણ આખરે મોટી તોપોથી તેમા ગબારૂં પાડી તે લીધો હતો. હમણા ત્યાં સોલજરોની બરાખો કીધેલી છે, પણ એ ઊચાણમાં આવવાથી ત્યાંથી "ઓસાકા" શેહેરનો દેખાવ સારો દેખાય છે તેથી લોકો એ કિલ્લો જોવા જાય છે જે સારૂ અમોને ઈહાંની સરકારી આપીસમાંથી રજા પેહેલાં લેવી પડી હતી. એ કિલ્લાની નિચે બે બાજુપરથી શેહેર નિચાણમાં આવેલું છે બાકીની બાજુઓપર જ્યાં નજર કરીયે ત્યાં રોપણીથી ભરપુર ખેતરો દીસ્તાં હતાં તથા દુરથી એકગમ દરિયો અને બીજીગમ મોટા ડુંગરો દેખાતા હતા. એ કિલ્લાની નિચેથીજ જરા દુર તોપ બનાવવાનું કારખાનુ આવેલું છે જ્યા ઘણી સારી તોપો બનાવે છે એમ કહે છે. એ કિલ્લા સિવાય એક બે દેહેરાઓ નજીવાં છે તે વિગેરે બીજું કાંઇ ઈહાં જોવા લાયક નથી પણ ઈહાંની ટંકસાલ ઘણા જણા જોવા જાય છે. અમોએ બીજી ટંકસાલો આગળ જોયલી હોવાથી ત્યાં ગયા હતા નહો. ઉપલાં કારખાનાઓ ઉપરાંત ઈહાં કાચ, કાગજ, બીલોરકામ ઇત્યાદી બનાવવાનાં ઘણા કારખાનાઓ છે જેથી એ ઓસાકા શેહેરને જાપાનનું મેનચેસ્ટર દાખલ ગણે છે

વળી ઈહિાં બે નદીઓ શેહેરની વચ્ચેથી થોડે થોડે છેટે પસાર થાય છે, જેમાંથી નાની સ્ટીમરો તથા વાહાણો ઘણે ઉપર સુધી જઇ શકે છે, અને દરિયા સાથે તેનો સંબધ થાય છે. એ નદીઓમાંથી જગે જગ દર બે ત્રણ મોહોલાને આંતરે ઉભી તથા આડી કનાલો બેસુમાર આવેલી છે, જેમાંથી શેહેરના ઘણા ખરા ભાગોમા માલ લાવ લઇજાવ કરવાનું ઘણું સેહેલું પડે છે તથા જ્યાં નદી આવેલી છે તેને કાંઠે તો બે ડોલી મોટાં વાહાણોને ગોદી માફક લઈને સમારકામ પણ કરે છે. એ કેનાલો તથા નદીઓને લીધે "ઓસાકા"ને ઉગમણ તરફનું વેનીસ કરીનેબી કહે છે. અમો શેહેરમાં નજદીક ત્રણ કલાક જીનરીક્ષામાં ફર્યા હતા તેટલા કાંઇ બેશુમાર પુલો એ કેનાલો તથા નદીઓ પરથી પસાર કીધા હતા. શેહેર પોતેબી ઘણું મોટું ઘેરાવાનું બેઠા ઘરોને લીધે છે. એની વસ્તી આસરે ૮૦૦૦૦૦ માણસોની કહેવાય છે. ઈહાં હમણા એક નવું હોટલ બધાયુ છે, પણ ત્યા સુવાના ઓરડાઓની સગવડ હજી બરાબર કીધેલી ન હોવાથી અમો જે ઇહા રહેવાના હતા તે વિચાર છોડી દઇને સાંજના કલાક ૫ની ટ્રેનમાં બેસીને "કીઓતો" જે અસલ પાયતખ્ત શેહેર હતું ત્યાં ગયા હતા, જ્યાના સ્ટેશનપર કલાક ૬—૩૦ મીનીટે પુગ્યા હતા. અમોને છેક કોબીથી તે "કીઓતો" સુધીના આસરે ૬૩ માઇલ સુધી બધી રોપણીનાં ખેતરો મળ્યા હતાં જેમા મોટો ભાગ ચોખાનો હતો, પણ કોઇ કોઇ ગમ રૂના ખેતરો તેમાં ઘણાં ખરા ઓસાકા શેહેરની નજદીકમાં મળ્યાં હતા. જે ઉપર રૂ હમણા વિણવા લાયક તૈયાર થયલો દેખાતો હતો.

જાપાન દેશની જમીનને ખાતર આપીને વરસાદ બારે માસનો હોવાથી તથા કેટલી દસ બાર ફીટ જમીન ખની કે પછી મળી આવવાથી વરસના ત્રણથી ચાર પાક તે પરથી લીએ છે તેમા કોઇ તરફ વસંત રૂતુમાં બરફ થોડો નહી પડે છે ત્યારેબી રોપણી ચાલે છે અને તે વખતે ગાજર તથા બીજી એના તરકારી રોપે છે, જે સખતમાં સુરજ જમીનપર પડેલા બરફમાં ફેરેરના કેની બાહાર નિકળે છે. તેવુ આપે

પ્રમાણે વરસના ઘણા પાક કરવાથી જમીનને જરા પણ વિસામો મળતો નથી, તેથી આગળ ચાલતાં એ ખરાબ થશે એવો સંભવ બીજાઓ રાખે છે અને હમણાંબી માણસનું જોરાવર ખાતર આપવાથીજ આવો પાક મળે છે, નહી તો કે ઊતરી જયા વગર રહે નહીં. આએ વરસનો ચોખાનો પાક એટલો તો મોટો થવાની આશા છે કે આગળ કોઇ સાલબી થયો નહીં હશે એમ કહે છે, પણ રૂનો પાક તેથી ઊલટો ઘણો થોડો નિકળવાની બીહીક હોવાથી ચીન તરફ તેની ખરીદી હમણાથી થવા લાગી છે. અમે યાઆમી (Yaami) નામના હોટલમાં કીઓતોમાં ઊતારો લીધો છે, જે જો કે જાપાનીસોએ રાખેલું છે તોબી મજેનું યુરોપિયન ઢપ ઉપર સઘળું છે. હમણાં થોડુંક થયુંજ એ બંધાયું છે, અને ડુંગર ઊપર આવ્યાથી શેહેરનો દેખાવ ઘણો સારો દીસે છે, અને યુરોપિયનો ઘણાખરા ઈહાંજ ઊતારો લે છે.

**તા૦ ૧૫ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કલાક ૮—૩૦ મીનીટે કીયોતોથી જીનરીક્ષામાં બેસીને નિકળેલા કલાક ૯—૪૫ મીનીટે બીવા (Bewa) નામનો સરોવર છે તે જોવા ગયા હતા. રસ્તામાં આખો વખ્ત જાણે એકજ ગામમાંથી પસાર થતા હોઇયે તેમ વસ્તી અને ઘરો ૭॥ માઇલ સુધી મળ્યાં હતાં અને માલની આવજાવ પણ ઘણા મોટા પાયા ઉપર બધે ચાલતી હતી. જોકે કીયોતોથી છેક લેક બીવા સુધી આગનીગાડી દોડે છે તોબી ગાડાંઓમાં માલ લાધીને લાવ લઇજાવ કરે છે. ગાડાંમાં મોટો ભાગ માણસો બલદની માફક જોડાઇને ઘસડતા હતા, તેઓ બલદની ઝુસરીના જેવુંજ પોતાની છાતી આગળ બાંધીને છાતીના જોરથીજ ગાડાંઓ ખેંચતા હતા, અને રસ્તાનો મોટો ભાગ ઢળાવવાલા ડુંગરો ઊપર જવાનો હોવાથી બેથી ચાર જણા એ મુજબ ગાડાંમાં જોતરાઇને ઘસડતા હતા. તેમાં ઓરતો અને દશ બાર વરસના બચાંઓ વટીક ભાગ લેતાં હતાં. કોઈ કોઇ ગાડાઓમા બલદ જોડેલા હતા. એ બલદો ઘણાજ મજબુત આગે કદાવર અને દેખાવે વેલાતી ગાયને

મળતા આવે છે, અને રંગે મોટો ભાગ સુધ કાળા છે, અને ઘણો માલ સેહેલથી ઘસડી શકે છે. રસ્તાની આસપાસ નાના મોટા ડુંગરોથી દેખાવ સારો લાગે છે. ખામખા જીનરીકક્ષામાજ પગ રસ્તે ગયા અને આગની ગાડીમાં ગયા હતા નહીં, અને આગની ગાડી પાહોડોને લીધે લબાણ રસ્તે જવાથી બેઊ એકજ વખ્તે થોડે તફાવતે ત્યાં પુગે છે. અમો સરોવરના મથાળા ઊપર એશીબા (Eshiba) કરીને ગામ છે ત્યા જઈને ત્યાંથી એક નાની સ્ટીમ લાંચમાં સવાર થઇ એ સરોવર ઊપર ફરી આવ્યા હતા. એ સ્ટીમ લાચમાં ફરવાની ઉતારૂ દીઠ ૨૦ સેન (યાને દોકડા) તુર લે છે, અને તેમાં ૩૦ ઉતારૂઓ બેસી શકે છે. જેઓ સઘળાને તુટક ઊપર સાદરી પાંથરીને જમીન ઊપર બેસાડે છે, પણ જો આપણે આખી સ્ટીમર લેક ઊપરની "બે" જોવા લાયક જગ્યાપર ફરી આવવા સારૂ માથે રાખયે છીએ તો ચાર ઇયન (યાને ડાલર) લે છે. અમો આખી સ્ટીમર માથે રાખીને સરોવર ઊપરની એ જગ્યાઓ જોઇ આવ્યા હતા. એ સરોવર સાંભળવા મુજબ ૮૦ માઈલ લાંબો અને આસરે ૭ માઈલ પોહોળો છે, તેથી બેઊ બાજુના કિનારા સ્ટીમર પરથી નજરેના દીસે છે, અને આસપાસ ફરતા મોટા નાના પાહાડો આવેલા અને તેઓ ઊપરની લીલોતરી તથા નિચાણનાની ખેતીવાડાયો તથા સરોવરની અંદર માછીમારોની તથા બીજી બોટો અને નજર કરવાની બે ત્રણ સ્ટીમરો ફરતી હોવાથી દેખાવ ઘણો [illegible] લાગતો હતો. અમો પેહેલા કારટસાકીના કરીને ડાબા હાથના કિનારા પરની એક જગાપર કોતર્યા

બાજુએ ફેલાઈને ઘણો મોટો ઘેરાવો ઘેરી લીધો છે. એટલું ડાંખ-
લીઓથી ફેલાઇ ગયલું મોટું ઝાડ અમે કેઠે દીઠું નથી. તેનું થડ
આશરે ૨૭ ફીટ ઘેરાવામાં હશે. એ ઝાડ ૨૦૦૦ વરસનું જુનું કહે-
વાય છે. અમારા ધારવા મુજબ એ ઝાડ જે ધારા મુજબ ઊંચું
જાય છે તેને ઊપરથી કાપયા કીધાથી તેની ડાલોને જોર મળ્યું છે,
અને એ ડાલોને નિચે જોઇતી ઊંચાઇએ લાવી નિચેના ટકાઓ સાથે
બાંધ્યાથી તેઓ તે હાલતમાં લાંબી ફેલાઈ ગઇ હશે. એજ મુજબ
બીજાં એજ જાતનાં ઝાડો જે હમણા નાના છે તેને કીધેલા અમે
બીજી એ સરોવરની આસપાસની દેહેરાંઓવાલી જગ્યામાં જોયાં હતાં.
તે ઊપરથી એનેબી એમ કીધું હશે એવું ધારયે છીયે. એના છા-
યડા હેઠળ જો ૧૦૦૦ માણસો બેસે તો તે બધાને છાયડો અમો ધા-
રયે છીયે કે મળી શકે એટલો મોટો ઘેરાવો છે. અમો એ ઝાડ
જોઇને પાછા સ્ટીમરમાં બેસીને નિકળેલા એ બીવા સરોવરનું પાણી
જ્યાંથી નદીના આકારમાં બહાર પડે છે તે જગ્યા ઉપર ગયા હતા.
એ નદીનું મુખ આશરે ૧૦૦૦ વાર જેટલું પોહોળું છે, પણ આ-
ગલ જતાં તે સાંકડી થતી જાય છે. અમો તેમાં થઇને એશિયામાં
નામનું ગામ એને કિનારે છે, ત્યાં ઊતર્યા હતા. તે બાજુ ઊપર
જમીન આસપાસ નજદીક આવ્યાથી અને તે બધી લીલોતરીથી ભર-
પુર હોવાથી તથા તેની પાછળના ડુંગરો તથા પાહાડો ઉપર કોઇ
ગમ ઝાડ પાન અને કોઇ ગમ ખાલી હોવાથી તથા સુરજ જરા
ઘેરાણમાં હોવાથી વાદળનો છાંયો તેઓ ઊપર પડવાથી લાઇત તથા
શેડની અસર ઘણી સારી લાગતી હતી. સરોવરમાં એ બાજુ ઊપર
કાંઇ વગર ગણત્રીની ઓટો પાણી છાલકાં હોવાથી તેમાથી કોરા કહા-
ડતી હતી. એ કહાડવા સારૂ એક લાંબા બાંબુને છેડે જાલ રોકી
એક નાની કોથલી બાંધી તે બાંબુને પાણીમાં જમીનની અંદર દાબે
છે, અને પછી તેને પાછો બહાર કહાડે છે ત્યારે ઊપલા કોરા જીવતા
જાનવરો સાથે કોથલીમાં ઉચકાઇ આવે છે. ખબર કહાડતાં એ
કોરા તથા તેમાંની ઝીણી માછલીઓને ખાતરના કામમાં વાપરે છે,

વળી બીજી કેટલીક બોટો લેવતાની જાતની ઇલ નામની માછલી પણ ઠીક તાલથી પકડે છે. એ સારૂ પોકલ બાંબુઓને પાણીની અંદર પોચી જમીનમાં ઊપરથી બીજા બાંબુએ ઠોકી ઘાલે છે, અને એ મુજબ હારબંધ છુટે છુટે તફાવતે તેવા બાંબુઓને ઘાલી તેઓને એક રસીથી બીજા એક લાંબા બાંબુ સાથે બાંધી રાખેછે. હવે એ દટાયલા પોકલ બાંબુને ઊપલી "ઈલ" માછલી પોતાના દર સમજી તેમાં ભરાય છે. તેઓને બીજે દીને પેલા માછીમારો બાંબુ બહાર ખેંચી કહાડી પકડે છે એ સરોવરમાં ઘણી જાત જાતની માછલીઓ મળે છે, તેમાં સામન માછલી જે આપણી રામસ માછલીને મલતી આવે છે તથા સામનટરાઉટ (Salmon Trout) જાતની માગન જેવી માછલી ઘણી મળે છે. એ છેલ્લી માછલી સોનેરી માછલીના જેવી લાલ રંગની પણ આવે છે, જે ઘણી સારી દેખાવે લાગે છે. એ માછલીઓને ભર સરોવરમાંથી પકડી પાણીની ટાંકીઓમાંજ જીવતી કિનારે લાવે છે, અને પછી તેને સારૂ લાકડાંના નજદીક નજદીક ગોઠવેલા સળિયાનાં પીંજરાંમાં નાખે છે. એ પીંજરૂં આશરે પાંચથી છ ફીટ લાંબુ અને બેથી ત્રણ ફીટ પોહોળું હોય છે, જેઓને ગામડાઓની નજદીક સરોવરને કિનારે ગુડઘા સુધીના પાણીમાં દાટી રાખે છે, જેથી માછલી તેમાં જીવતી માગો ત્યાં સુધી રહી શકે છે અને ગરજ વખ્તે નાની જાત લાકડીને છેડે બાંધીને તેની અંદર તેઓને પકડી બહાર કહાડે છે. એવાં માછલીના પીંજરાંઓ કાંઈ જયાબંધ ગામડાઓની સામે દેખાતા હતા અમો કિનારે ઉતરીને પરોઢના એક નાના ડુંગર ઊપર દેહેરૂં છે ત્યાં ગયા હતા. દેહેરૂં કાંઇ જોવા લાયક નથી, પણ કુદરતી રોક વર્ક મોટા પાયાપર તેના બાગના બનેલા છે તે ઘણો જોવા લાયક છે પથરો આડા અવળા અને એક એકની ઉપર ગોઠવણની રીતે જાણે માણસે હાથે ગોઠવ્યા હોય તેમ પડેલા છે, અને વચમાં ફરવા હરવાના રસ્તા જેવા નાનાઓ રહેવા હોવાની જાણે બાગનાં બેઠકોના હોય તેમ લાગે છે.

એ જોઇને પાછા સ્ટીમરપર સવાર થઇને ઇસીબાના કિનારાપર પાછા આશરે સાડા બાર વાગે આવી પુગ્યા હતા, અને ત્યાંની ટી હાઉસમાં તેની સામેના માછલીના પીંજરાંમાંથી તાજી જીવતી સામન માછલી કહડાવીને તે તથા સાથે બીજુ બાંધી લાવલા હતા તેનું ટીફીન કીધું હતું અને પાછા બે વાગે નિકલેલા કીયોતોમાં સવા ત્રણ વાગે આવી ઇંહાંના બજારમાં બધે ફરી આવ્યા હતા. એ બજાર ઘણું લાંબું છે, અને આસપાસની દુકાનોની વચમાના રસ્તાપર આખે મોહોલે મથાળેથી બાંબુઓપર પરદા નાખેલાછે, જેથી રસ્તા ઉપર મુદલ તડકું પડતું નથી અને જ્યારે સુરજ નહી હોય છે ત્યારે બાજુએ દોરડીઓ રાખેલી તેથી પરદાઓ ખેંચે છે કે ગોળ લાકડા ઉપર વીટલાઇ જઇને ઉપરથી ખુલ્લું થઇ જાય છે, જેથી ખરીદનારાઓને ત્યા ફરવાનું ઘણું સેહેલું થઇ પડે છે, અને અમો આજે સાંજના ચારથી છેક છ વાગા સુધી એ મોહોલામાંની જુદી જુદી દુકાનોપર ઇંહાંની બનાવનો જોવા સારૂં ફર્યા હતા ત્યાં સુધી એ મોહોલામાં એક મેલા જેટલી ગીરદી ચાલુ હતી અને તેને લીધે ઇહાં જીનરીક્ષા ગાડી વટીક ફેરવવાનો હુકમ નથી, પણ સૌને પગે ફરવુંજ પડે છે. દુકાનો સઘળી હમાં ચીજોથી ભરપુર હતી અને સાજના છ વાગે રોશણી બધે થવાથી જાણે દીવાલીની રોશણી થઈ હોય તેમ બધી દુકાનોપરની કાગજનાં સલગાવેલાં ફાણસોથી લાગતું હતું. વળી એ મોહોલામાં પુષ્કળ નાટકશાળાઓ તથા બીજી ગમતના ઘરો હોવાથી તેઓની બાહાર ગમતને લગતા કાઇ વગર ગણત્રીનાં બારણાઓ તથા આખાં ઘરોપર ચીતારો રંગીન હોવાથી ઘણો ભપકો અને જાણે કાંઇ મોટો મહીમાહ હોય તેવું રળિયામણું લાગતું હતુ એ મુજબ દરરોજ એ મોહોલામા ગીરદી તથા તમાશો થાય છે. આવતી કાલે ઈહા છેલ્લા બળવાના વખ્તે માર્યા ગયલા સોલજરોને લગતો વારસીક તેહેવાર છે, તેથી આજ રાતથી ગામમાં છુટી છવાઈ ફાણસોની રોશણી થઇ હતી, અને તેમા તેહેરોને કાંડે તેઓ હારબંધ હોવાથી દુરથી ભપકો તેનો સારો લાગતો હતો

**તા૦ ૧૬ મી અકટોબર** સને ૧૮૮૭—આજે ઉપર લખ્યા મુજબ ઈહિ મોટો તેહેવાર હતો, એ તેહેવાર સને ૧૮૬૮ માં હમણાના મીકાદોએ તોકિયોનો શોહોગનને હાથથી જાપાન લઇ તે તરફનો ભાગ છીનવી લીધો તે વખ્તે થયલી લડાઇમા માર્યા ગયલા સોલજરોની યાદગારીમા દર સાલ ઈહિ થાય છે અને તે સારૂ દેશે દેશથી લોકો ઉપરાંત શેહેનશાહી ખાનદાનના રાજવંશીઓ તથા બીજા પ્રાંતોના હાકમો વટીક આવે છે. એ માર્યા ગયલા સોલજરોની યાદગારીનો એક મોટો પથ્થર તે ઉપર તેને લગતી વિગતો કોતરીને અમારાં હોટલથી થોડે દુર એક ડુંગર ઉપર મુકેલો છે ત્યાં એ સઘળો મેલાવડો થયો હતો. અમો હોટલમાંથી તે તમાસો જોવા સારૂ આસરે નવ વાગેને નિકળ્યા હતા પણ તેની આગમચથી રસ્તાઓ સઘળા લોકોની ભીડથી ખીચોખીચ ભરાઇ ગયા હતા, અને ગાડી કશું ત્યાથી જવાનો હુકમ ન હતો. એ ડુંગરપર જવાની જગ્યા બજારમાં થઇને છે, અને ઉપર જવાનો રસ્તો મજેનો પોહોળો અને માફકસરના ઢળાવનો તથા સીડીનો બાંધેલો છે કીયા ૧૦ વાગેને શરૂ થવાની આગમચ રૈયતને ત્યા જઇ આવવાની છુટ હતી તેથી ડુંગરપરનો આ રસ્તો લોકો ઉપરાત નિશાળોના છોકરા તથા છોકરીઓની આવજા થી ભરાઇ ગયો હતો. જુદા જુદા નિશાળોના છોકરાંઓ જુદાં જુદાં ટોળામા અને તરેહવાર રમતોનો ખેલ [illegible] ગમત કરતા

તેની આસપાસ ફ્રાણુસોની લટકતી તોરણો કીધેલી તેથી પુરૂં શોભતું હતું. દશ વાગ્યાની નજદીકમાં સઘળાં લોકોને ડુંગરપરથી હેઠલ જવાનો હુકમ થયો, અને પેલા યાદગારીવાલો થંભ જે એક માફકસરના ચોગાણુમાં ડુંગરની અધવચમાં મુકેલો છે, તે જગ્યા સઘળી ખાલી થઇ હતી. અમો લોકો બાહાર દેશાવરના હોવાથી (અમારી સાથે બીજાં ધણાં યુરોપિયનોબી આવેલાં હતાં) અમોને ત્યાં ઉભા રેહેવા દીધા હતા, પણ અમારી સાથનાં જાપાનીસ ભોમિયાઓનેબી હેઠે મોકલાવી દીધા હતા. લોક બધું ઉતરી ગયા પછી તરત માણસોએ રસ્તાને ઝારઝુર કરી ચોગાણુમાં બધે જાડી કાંકરીની રેતી પાંઠરી દીધી હતી. પેલા યાદગારીના પથ્થરની બાજુપર એક કામચલાઉ આલટર દેહેરા જેવું ઉભું કીધેલું હતું તેની સામે લોકોને બેસવા સારૂં એ બાજુપર હારબંધ ખુરસીઓ ગોઠવી હતી, અને વચમાં રસ્તો આલટરપર જવા સારૂં રાખેલો હતો. અમો લોકોને એ આલટરની સામેજ મજેની જગ્યા મળી હતી, અને પાછળથી જાહેર ક્રીયા શરૂ થઇ ત્યારે ખુરસીઓ વટીક લાવીને અમોને આપી હતી, અને અમારી સામેની જગ્યા આગળ કોઈને ઉભા રેહેવા દેતા હતા નહી. બરાબર ૧૦ ને સુમારે પાદરીઓનું સરધસ સીડી ઉપર ચહડતું દેખાયુ, અને પાદરીઓ સઘળા સીનટો ધર્મના હતા અને શેહેનશાહ સીંટાનો ધર્મ પાલે છે, તેથી સઘળી ક્રીયા એજ ધર્મમાં કીધી હતી. સીટો લોકના ધર્મમાં વખણાયલાં આદમીઓનાં ર ને માને છે, તેથી આજે પેલા માર્યા ગયલા સોલજરોના રૂહની પ્રાર્થના કરવાની ક્રીયા હતી. એ સીટો ધર્મના પાદરીઓ માથું બોડાવતા નથી (બુધ ધર્મવાલા પાદરી બોડાવે છે) તેઓએ સફેદ અને ધણો મોટો પોશાક પેહેરેલો હતો, પણ માથાંપર કાંઇ અજબ તરેહની તોપીઓ પેહેરેલી હતી. જોવા મેલે એ ધર્મગુરૂઓમાં બે પદવી છે. મોટા ધર્મગુરૂઓ આસરે પાંચેક જણા હતા જેઓના માથાંપર બેઠી તોપી અને તેની પાછળથી મયાળે એક ચકરડા જેવો આકાર કરી તેની ઉપરથી પીછાની માફક એક લાંબી પતી પીઠ તરફ ઉપરથી ઉચકાઇને પછી નિચે લટકતી રાખેલી હતી, પણ તેનો

રંગ બધો કાળો હતો. બીજા ધર્મગુરૂઓ જે આસરે વીસેક જણ હતા તેઓને માથે મુંબઇમાં ફકીરો લાકડાંનું ભીખ માગવાનું ચાવલનું વાસણ વાહાણના આરકાનું લઇને ફરે છે તેને મળતા આકારની તોપી હતી. અને જે માથાંપર અલગી ગોઠવેલી હોવાથી તેને પતીથી ગલાં આગળ બાંધી લીધી હતી.

એ પાદરીઓ ઉપર આવીને એક અલાએધા તંબુમાં ગયા જ્યાં તેઓએ પગમાંનાં ચંમપલ રોકાં ખાસડાં બદલીને લાકડાંનાં તલીયાં સાથનાં બોત રોકાં ખાસડાં પેહેરયા હતાં, જે ઘણી મોટી સાઈઝનાં હોવાથી તેઓથી ઝડપમાં ચાલી શકાતું હતુ નહી. તેઓની પાછળ કોઇ સંખ્યાબંધ રીજમીટના આફીસરો છુટા છુટા આવેલા હતા. એ સઘળાઓ પેલા કામચલાઉ ઓલટરની સામે બેઠકોપર હારબંધ આવીને બેસતા ગયા પછી કીયોતોનો ગવરનર આવ્યો, જે ઘણા ભપકાદાર કસબી ભરતના પોશાકમાં હતો કે જે ઘણોખરો ઇંગલંડના સીવીલીયનોના પોશાકને મળતો હતો ઈંહા હાજર થયલા સઘળા મોટા મોટા લોકો ઇંગ્રેજી પોશાકમાજ હતા, પણ જેને ગમે તેવો પોશાક પેહેરી આવ્યા હતા. કોઇ મોરનીગ ડ્રેસમા તો કોઈ ઇવીનીંગ ડ્રેસમાં (તેલ કોટમા), કોઇ નાની બેઠી તોપી તો કોઇ લાંબી તોપી, કોઇના પોશાકો તેનાં આગના પરમાણુથાને લાંબા, કોઇનાં પાટલુનો તે કારણથી બુત આગળથી ઉજાતાવેલા, અને ઘણાખરાઓના હાથમાં ધોલા સફેદ સુતરાઉ મોજા પેહેરેલા હતા પણ ઓફીસરો અને સીવીલીયનોનો ડ્રેસ મજેનો ભપકાદાર કસબી અને [illegible] સીવેલો હતો. ઓફીસરોના પોશાકની ઘાટ ફ્રેંચ લશ્કરને આબાદ મળતી છે, (જો કે સોલજરોની તોપી જરમન ઘાટપર બનાવેલી છે) પણ તેઓ કદે ઠીંગણા હોવાથી તથા ચાલ ઝુકતી હોવાથી દેખાવ [illegible] દીસતો હતો નહી. જેમ જેમ લોક આવતું ગયું તેમ તેઓને હાજર રહેલા કેટલા ઓફીસરો સીલામ કરીને બેઠકપર લઇ જઇ બેસાડતા હતા. એ વખતે જો કે યુરોપિઅન રીવાજના [illegible] હતા તોપણ તેઓની [illegible] દેશની સલામ કરતા હતા. [illegible]

આમનસામન બએ વખ્ત ઘણુાજ વાંકા વલીને નમતા હતા જે ઘણુ મજેતું લાગતું હતુ. એ પ્રમાણે સઘળાઓ બેઠા પછી છેક છેલ્લે ગેહેનશાહના રેપરીઝેનટેટીવ દાખલ તેના ખાનદાંનનો એક પ્રીન્સ આવ્યો જેને સર્વે જણાઓએ ઉઠી તોપીઓ કાહાડી માન આપ્યું હતું, અને ત્યાર પછી બધાઓ ઉઘાડે માથેજ તે પાછો ગયો ત્યા સુધી રહ્યા હતા, પણ તેવણે સલામ કરતી વખ્તે તોપી ઉતારી અને તરત પાછી પેહરીને તેમજ આખો વખ્ત બેઠા હતા, ક્રિયા ફકત ઘણી ગંભીર આવતી ત્યારેજ તોપી કાહડતો હતો. (ઇંહિા મારે જણાવવું જોઈયે કે જાપાનીસો જે અસલી ઢપના છે તેઓ માથાંપર કોઈ પણ જાતની તોપી યા કપડુ રાખતા નથી પણ ઊઘાડે માથેજ રસ્તાઓમા વતીક ફરે છે. માથાં ઉપર બાલ અંગ્રેજો માફક કાપેલા છે, રાખે જેને હોરતા નથી પણ છુટા ખભરાયલા રાખવાથી તેઓ તદન શોભતા નથી.) એ પ્રીન્સ સારૂ સૌથી આગળ તદન હેલાયથી ખુરસી મુકી હતી તે ઊપર એકલો બેઠો હતો. તે દેખાવે તથા પોશાકમા ઘણોજ સાદો છે, અને ફરોક કોટ (Frock coat) લાંબી તોપી (Beaver hat) તથા કાલા પાતલુનના પોશાકમા હતો, દેખાવે આસરે ૫૦ વરસની ઊમરનો હશે, પણ જયારથી આવ્યા અને પાછા ગયા ત્યાં સુધી કોઈનીબી સાથે તેવણે વાતચીત કીધી હતી નહી, અને જેબી કોઈ તેની આગળ જતો તે વાકો વલીને જમીન તરફ નજર રાખી કાંઇ પુછવુ હોય તો પુછતો હતો, એટલું માન તેને મળતું હતું. તેવણ આવ્યા પછી કીયા શરૂ થઇ. પેહેલાં વડો પાદરી જે ઘણો બુજરગ ઉમરનો હતો તે પેલા ઓલટર તરફ ગયો અને ત્યાં થોડો વાર પોતે કાઈ ભણીને પછી એક વાસણમા પાણી તે ઓલટરપરથી લાવીને પેહેલા પાદરીઓ બેઠા હતા તેઓ ઉપર જરા જરા છાટયું. જે વખ્તે તેઓ સઘળા ઉભા થયા હતા, અને ડોકુ નિચે નમાવયુ હતુ, ત્યાર પછી તેણે પેલા પ્રીન્સની ઊપર છાટયુ પણ તેવણ કાઈ ઉઠયા નહીં ફક્ત તોપી ઊતારી હતી ત્યાર પછી બીજા અમલદારોપર છાટયુ જેઓમા કોઈ ઊભું થતુ અને કોઈ બેસી રેહેતુ. એ મુજબ ચાહરો બાજુપર પાણી

છાંટીને પાછો ઓલટર તરફ ગયો, અને વળી થોડો વાર ભણીને એક ઝાડની લીલી પાંડદાંની ડાખલી લાવી ઉપર મુજબ સઘળાઓ તરફ ચારે બાજુ હીલવી હતી, અને પછી બીજા મોટા પાદરીઓ સાથે પાછો ભણવા ગયો, જે વખ્તે એક લાંબી જેવી સારંગી ત્યાં લાવ્યા જે ઉપર કાંઈ ગાયન રેકું વજાડીને તેઓ ભણ્યા તે વખ્તે આખી મીજ-લસ ઊભી થઇ હતી, તેટલા ડુંગરની હેઠાણમાંથી એક રીજમીટ વાજાં સાથે ઉપર આવી ઓલટરની સાંમે બાહારથી ઊભી રહીને માન દા-ખલ હથિયાર ઊભા કીધા (Presented Arms) ને અમારા ધારવા મુજબ મીકાદો (શેહેનશાહ) ની સલામતીનું વાજું વજાડયું હતુ. જે વખ્તે પેલા પ્રીન્સ સુધા તોપી ઊતારી ઉભા રહ્યા હતા, પછી સોલજરોએ માર્ચ પાસ્ત કીધી અને પાછા નિચે જતા રહ્યા. એ મુજબ આખો વખ્ત એક રીજમીટ જાય અને બીજી રીજમીટ આવે તેમ થયાજ કીધુ હતુ પેલા મોટા પાદરીએ ભણવાનુ પુરૂ કીધું કે સઘળા પાદરીઓ બે હારમા આમનસામન ઊભા રહ્યા, અને તખ્તની એક બાજુપરથી ભપકાદાર દીરોમા પેહેલા માછલી રાગસની જાતની તાજી તથા સાહન માછલીઓ એક એકના હાથમાથી પસાર કરતા છેક મોટા પાદરી જે ઓલટરની સાંમે નજદીકમા ઉભો હતો તેના હાથમાં આપતા હતા. એ પસાર કરતી વખ્તે જેના હાથમાં તે હોય તેને સામો પાદરી વાંકો વળી નમતો અને પછી પેલી દીરા જે નાના દસ-તાનોપર મુકીને લાવતા હતા તે જેનો હતો ત્યારે તે દીરાને વાંકો વળી નમતો પછી તે લેનાર ઘણી રીતે બીજા પાદરીને તે પસાર કરતો. એમ ઉપલી માછલી પછી ગોળ, મરચાં, મોદક, ફલ અને સાથી

હારબંધ આસરે ૨૦ છોકરીઓ વાજીંત્ર લઈને બેઠેલી હતી, જેઓએ ગાવાનું તથા વજાડવાનું શરૂ કીધું હતું. ગાતી વખ્તે જાણે ચીચારીઓ પાડે તેમ તેઓ વારાફરતી એકદમ બુમ પાડતી હતી, તેટલાં ધારા મુજબ તમાશગીરોની વચ્ચેથી બીજી છોકરીઓ બેઊ બાજુથી નાચતી નાચતી અંદર આવી હતી જેઓ આસરે ૩૨ જણીઓ હતી. જેઓના હાથમાં પંખા હતા તે સાથે જાતજાતના નાચ અને અદા કરતી હતી, અને નાચ અરધો કલાકજ ચાલવાનો હોવાથી કંટાલો આવે તેમ એ લોકોના ધારા મુજબ તેનો તેજ જાતનો નાચ નહીં પણ ઝડપમાં જાત જાતની ઢપછપ લેતી હતી. કોઇ વખ્તે બબે જણીઓ છુટી પડી જાણે એક જણી બીજીને ગુડણ મંડીયે પડીને અથવા આગળ પાછળ નાચતી જઇને સમજાવે તેને બીજી તેજ માફક નાચતી જઇ કોઠું ન આપે યા કોઈ વખ્ત તેને પકડીને ઉઠાડે એમ ઘણી જાતના ઢોંગો મજેની રીતથી કરતી હતી. ત્યાર પછી પરદો પડયો અને થોડા વખ્તમાં પાછો ઊઘડયો કે તેમાંથી જાણે એક ઘણોજ સરસ ફુલપાન તથા રોક વર્કનો બાગ બની ગયો, તેમાં કાંઈ વગર ગણત્રીની ઝીણી ઝીણી બતીઓ બળતી તથા લટકતી હતી, અને તે બાગમાં પેલી ઓરતોએ પાછી આવી નાચ કીધો હતો, જે દેખાવ યુરોપના બેલેટને થોડો ઘણો મળતો આવતો હતો. અમો નહી ધારતા હતા કે આવો સરસ નાચ જાપાનીસો કરી શકે છે. અમારી સાથવાલા યુરોપિયનો તથા અમેરિકનો તેનેથી એટલા તો ખુશી થઈ ગયા હતા કે અમારી સાથે તેઓ તે જોઇને બાહાર આવેલા બીજી વખ્ત તેજ નાચ થતો જોવા પાછા અંદર ગયા હતા. અમો ત્યાંથી નિકળીને અમારાંવાલા હોટલની પડોશનાં દેહેરાં આગળ ઘોડાની શરત હતી તે જોવા ગયા એ શરત રમવા અસલી લશ્કરી પોશાક પેહેરેલા સવારો ટટુ-ઓપર બેસીને કોઇ તલવાર કાહાડી જાણે લડાઇમાં હુમલો કરતા હોય તેમ, એકદમ દોડાવતા હતા, અને એકદમ શરતનો થામલો પસાર કીધો કે ટટુ ઊભું રાખતા હતા. એવી એવી કાઇ બેશુમાર શરતો ત્રણ વાગેથી પાચ વાગા સુધી ચાલુ હતી, જે જોવા એટલી તો ગીરદી

હતી કે અમોને આગળની જગ્યા મળી શકી નહીં, તેથી જરા ઊંચાણમાં ટેકડાપરથી તે જોઈ હતી, પણ તેમાં કાંઈ ઘણા દમ જેવું લાગ્યું નહીં તેથી ત્યાથી પાછા ફરીને શેહેરમાં ગયા, જ્યાંની એક નાટકશાળા જોવા જવાની તજવીજ ઘણીથી કીધી પણ ગીરદીને લીધે ત્યાંબી જવાઇ શકાયું નહી; તેથી પાછા ફરતાં એક ગમ કસરતનો ખેલ થતો હતો તે જોવા ગયા હતા. એ વખ્તે છેક સાંજ પડવાથી ખેલનો છેડો આવેલો હતો તેથી કસરત દાખલ મોટી ચોખાની ભરેલી ઠેલીઓ (આસરે ૩૦૦ રતલ વજનની દરેક ઠેલી હશે) ઉંચકી તેને ઉછાલીને તરેહવાર રીતે તેને ઝીલતા હતા, તથા એક ઓરત અને એક મરદ હાથ તથા પગ પાછળથી ટેકવી તેઓની છાતીઓ ઉપર ઉપલી ત્રણ ત્રણ ઠેલીઓ મુકાવી તે ઉપર આડુ પાટિયું મુકી તેની ઉપર એક માણસ ઉભો રહ્યો, અને તેના હાથમાં એક બીજી ઠેલી ચોખાની આપી તેને તે ઉછાલી રમત કરવા લાગ્યો જે પેલી ઓરત તરફ જોતા ઘણું અજાયબ જેવું લાગતુ હતું કે, તેણે અબળ છાતી ઉપર શી રીતે એ ૧૨૦૦ રતલની ઊપરનો ભાર ખમ્યો હતો. એટલું જોયું કે, નાચ વખ્ત થઈ જવાથી ખલાસ થયો હતો અમો ત્યાંથી નિકળેલા મોગલાઓની દુકાનો તથા ઘરોપર રોશણી કીધેલી જોતા જોતા પાછા હોટલમા આવ્યા હતા. રોશણી જે કે દરેક ઘર તથા દુકાને એક એક કાગજના ફાણુસની હતી, તોબી તે અજાયબી ભરેલ તથા મોગ-

તે જોવા લાયક છે. રાતના તો સાધારણ બાનો જાત જાતના ઊરાડે છે. એ મુજબ આજનો આખો દિવસ બધાઓએ ગમતમાં ગુજાર્યો હતો.

**તા૦ ૧૭ મી અક્ટોબર સને ૧૮૮૭**—આજે સવારના કીચેટોથી કલાક ૮—૧૫ મીનીટે જીનરીક્ષામાં બેશીને ઈહાંથી આસરે ૧૫ માઇલ દુર કામયાંમા કરીને જગ્યા છે ત્યાં કલાક ૧૧ વાગેને પુગ્યા હતા. રસ્તામા પેહેલા ખુલ્લા મેદાનો ખેતીવાડીથી ભરપુર મળ્યાં હતાં પણ પાછળથી મોટા ડુંગરોપર થઇને જવું પડયું હતું. એ તરફનો રસ્તો બે પાહાડોની વચ્ચેથી પસાર થાય છે અને થોડો ભાગ આગળ વધ્યા કે જાણે બધી ગમથી પાહાડોથી ઘેરાઈ ગયો હોય તેમ લાગે છે. કોઈ કોઇ પાહાડો તો ૧૦૦૦ ફીટથીબી ઊપરના ઊંચા સામા મલતા હતા જ્યાં એનો દેખાવ ઝાડ પાનોથી ભરેલાને લીધે ઘણો સારો લાગતો હતો. અમો કામયાંમા પુગ્યા પછી ત્યાંથી ત્યાંની નદીનો વખણાયલો પાણીનો રોહો પસાર કરવા સારૂ એક બોટમાં બેઠા હતા. અને સાથે જીનરીક્ષા ગાડીઓ પણ તેમાં લીધી હતી. એ બોટ આસરે ૪૦ ફીટ લાંબી અને ૭ ફીટ પોહોળી હશે. તેનું તળિયુ તદન બેઠું (Flat) પાટિયાં એક એક સાથે ગોઠવીને એવી રીતનું કીધેલું હતું કે તે ઉપર હેઠે ઊંચકાઇને સેહેલાઇથી હીલી શકે તથા બોટની બાજુઓબી જરા ઊંચી રાખી હતી. એ બોટો તદન બેઠાં તળિયાંની હોવાથી એક ફુટ જેટલાં પાણીમાં તરી શકે છે અને રોહોમાં જતાં નદીને તળિયે એટલા તો પથ્થરો તથા ખડકો આવે છે, કે બોટ જરાબી ઉંડી હોય તો ગાબરૂં નિકળ્યા વિના રહે નહી. બોટમાં માણુસો ખલાસી દાખલ હતા તેમાં એક જણ બોટના મથાલા આગલ બાબુ લઇને ખડકો આવે તેને તપાસી લે અને એક પાછલથી સુકાન ફેરવે તથા બીજા બે જણા ગરજ વખતે હલેસાં મારતા હતા. અમો બોટમા બેઠા ને બાયગે ૧૦૦ ફીટ આગળ પાહાડોની વચમા ચાલયા નહી કે ઘણી સંકડાસની જગ્યા આવી ને તેમાથી નદીનું પાણી ઘણા જોસથી ઢળાલ

ઉપર દોડવા લાગ્યુ જેમાથી અમારી બોટ ઘણી ઝડપથી પાણીના રો-
હની સાથે દોડી ગઈ હતી. તે વખતે બોટને ખુબ તપાસવી પડે છે
કારણકે જ્યા પાણીના એવા રોહ આવે છે ત્યાં પાહાડોની વચમાં નદી
વલાણ એકદમ લે છે અને તે રોહવાળી જગ્યા ભાયગે કોઈ વખ્તે તો
બોટોથી ત્રણ ચાર ફીટબી પોહોળી હોય અને તેની બેઉ ગમ આડા
અટાડા ખડકો નિકળી આવેલા હોવાથી તેની સાથે અથડી નહી પડે
તેની તપાસ ઘણી સભાળથી લે છે. એ રોહમા પસાર થતી વખતે
નિચેથી પાણી બોટપર એટલું તો જોર કરે છે કે તેનું તળિયું ઉપસી
આવે છે અને જાણે હમણા ફોડી નાખે તેમ લાગે છે પણ ઉપર લખ્યા
મુજબ તળિયું હિલતુ બાધેલું હોવાથી કોઇબી વખ્તે તેને અડચણ
થતી નથી. કોઈ વખ્તે કોઇ રોહ આડાં પાણીનો એકદમ આવે છે.
તે વખ્તે તળિયાંપર ઘણુજ જોર આવે છે. પેહેલો રોહ પસાર કીધા
પછી આસરે ૧૦૦ વાર ગયા નહી કે બીજો રોહ મળ્યો હતો અને
એ મુજબ વારા ફરતી આસરે ૧૫ થી ૨૦ રોહ અમો કિનારે ઉતર્યા
યા સુધી મળ્યા કીધા હતા. ચોથો અને સાતમો રોહ ઘણો લાંબો
હતો અને પાણી પણ ઘણુંજ જોરમાં પવન માફક દોડતુ હતુ તે
રોહનો ઢળાવ કોઈ ગમ ઘણો હોવાથી બોટ જાણે ઉંચી થતી હોય તેમ
લાગતું હતુ.

કોઇ પણ વખ્તે ૫૦ ફીટની ઊપરની પોહોળી થતી હતી નહીં. એ પ્રમાણે રોહ પસાર કરવા ઘણું લોક રોજ જાય છે જેઓને ઊતારીને પાછી આવતી આસરે ૧૦ બોટો અમોને મળી હતી, જેઓને રોહની સામે ઉપર લાવવાની હોવાથી નદીને કાંઠે માણસો તેને દોરી બાંધી તે વખ્તે રોહની ઊપર ખેંચીને પસાર કરતા હતા. એ મુજબ ઘણી મેહેનતે બોટો આઠ કલાકે એ નદીનો ભાગ પસાર કરે છે, પણ અમારી બોટ પાણી સાથે નિચે જતી હોવાથી દોઢ કલાકમા તેણે આસરે ૧૦ માઈલ પસાર કીધા હતા. આજ સુધી ઘણાં વરસો થયાં એ રોહમાંથી લોકો બોટોમાં પસાર થાય છે, પણ હજી સુધી એકબી અકસમાત બન્યો નથી, એવી સરસ રીતે બોટવાલાઓ તપાસી લીયેછે. એ તરફનો ખુદરતી દેખાવ પણ ખરેખર તારીફ લાયક છે, અને તે સારૂં જોબી જાપાન દેશના એ ભાગ તરફ આવે છે તે જોવા સારૂ જાય છે. એ રોહ અમેરિકાના સેન્ટ લોરન્સ નદીના રોહને ઘણાખરા મળતા આવે છે, પણ ત્યાંના રોહની આસપાસ પાહાડો આટલા નજદીક આવતા નથી, તથા ખડકો પણ એટલા બધા જથ્થાબંધ મળતા નથી તોબી સેન્ટ લોરન્સના રોહ ઘણા મોટા અને પોહોળા હોવાથી તેમાંથી સ્ટીમરો પસાર થાય છે, પણ ઇહાં આ બોટથી બીજું મોટું બારકસ પસાર થઇ શકતું નથી. અમો નદીને બીજે કિનારે જ્યા પાહાડોની ખીન ખલાસ થાય છે ત્યા "આફાસીઆમા" કરી કિનારો છે ત્યાં ઉતર્યા હતા, અને લંચ લઈને પાછા જીનરીક્ષામાં બેસી તદન પોહોળાં મેદાનોમાં થઈને ૧॥ કલાકમાં કીયોતો પાછા આવી પુગ્યા હતા બધી રીતે એ રોહો તથા તેને લગતા ખુદરતી દેખાવો જોવા લાયક છે, અને ધાસ્તી જેવું ત્યાં કશું નથી.

**તા૦ ૧૮ મો અક્ટોબર સને ૧૮૮૭**—અમો આજે કીયોટોમાંનું "સાનજુ સાનજેનદો" નામનું દેહેરૂ જોવા ગયા હતા. એ દેહેરૂ સીવોન્જો કેનાન નામના દેવતા સારૂં સને ૧૧૬૨ મા બાંધ્યું હતું. તે ૨૦૦ ફીટ લાંબુ છે, અને તેની અંદર વચમા એક મોટી

પુતળી ઉપલા દેવતાની આસરે આઠ ફીટ ઊંચી ઘણા હાથોવાળી મુકી તેની બેઊ બાજુ ઉપર ૧૦ હાર ભરીને બીજી માણસના કદ જેટલી પુતળીઓ મુકેલી છે. જેઓ આસરે પાચસો પાંચસો બેઉ બાજુ ઊપર મળીને ૧૦૦૦ છે, પણ તેઓ દરેકના હાથમાં બીજી નાની નાની પુતળીઓ આપેલી છે. તે બધી મળીને આસરે ૩૩૩૩ પુતળીઓનુ એ દેહેરૂં ગણાય છે તે બધીઓને ગીલીટ કીધેલી છે, અને દરેકને ૨૪ હાથ છે. તેઓને હારબંધ એક એકની પાછળ ઊભી રાખ્યાથી જાણે રીજમીટ ઊભી હોય તેમ લાગે છે. દેહેરાંમા એ સિવાય બીજું કશું જોવાનું નથી. ત્યાંથી નિકળેલા એની પડોશમાં જરા સામેથી એક નાનો જેવો સ્થભ છે, તે જોવા ગયા હતા. એને "મીમીદ જુકા" યાને કાનની ઘોર કરી કહે છે. આગળ જાપાનના બે મોટા સરદારો એ કોરિયાના ટાપુ ઉપર ૬૦૦૦૦ માણસો લઈને હુમલો કીધો હતો. જેઓએ કાંઈ સંખ્યાબંધ બંધવાઓ પકડી તેઓના કાનો કાપી લાવી ઈંહા તે કાનો દાટેલા છે. તેથી ઉપલુ નામ એને આપેલું છે. એ ઘણીખરી નીકોમાની સોગંનની ઘોરના આકારને મળતી આવેછે, પણ ખાલી જગ્યા ઉપર તે ઘોર ખુલ્લા બાંધેલી છે, બીજું કશું શીણગાર જેવું આસપાસ નથી. એ જોઈને પછી ટહાંનુ કોરીકામ બનાવે છે તે જોવા "કીન કોસેનસોબી" નામના શખ્સની દુકાને ગયા હતા. પેહેલાં એની બનાવટોનો ઘાટ હિંદુસ્તાનના કુંભારોની માફક જોડીને ચક્ર ઊપર મુકીને હાથે માણસો બનાવે છે, પછી તેને સુકે છે. એનેનક્ષ સાફ કાંઈ બનાવટ છે તેમા બોળીને ટુકડા [illegible] મુકીને હાથે ચિતાર તે ઉપર પાડે છે. સોનેરી રંગ સારૂં સોનાના પતરાં બનાવીને કાંઈ એસીડમા પાગળાવીને [illegible] તેની તરફ ચોડે છે. વધુ [illegible] અમે ઈંગ્લંડ તરફ એ બનાવટનું દરેક [illegible] જોયું છે તેને [illegible] આવે છે અમો ત્યાંથી નિકળેલા "[illegible]" [illegible] ઉપરનું ઘણું દુરસ્ત [illegible] કામ [illegible] તે જોવા ગયા હતા. એને [illegible] ([illegible]) [illegible] છે, અને [illegible]

દુકાન છે. એ બનાવટ સારૂ પેહેલા ત્રાંબાનુ જોઈતા ઘટમનું વાસણ લીયે છે, અને તેની ઉપર કાંઈ દવા લગાડીને પછી જોઈતી તરાંહ ચીતારે છે, અને તે ચિતારની ઉપર ઝીણા બાલ જેવા જોઈતી ધાતુનો પણ ઘણાંખરાં રૂપાંનો કકડો ઝીણા ઝીણા કાપી જાલી માફક પેલા વાસણપર ચોંટાડે છે, જે મોઝાક વર્ક માફક અંદર બેસાડીને પછી ધાતુની બનાવટનો રંગ અંદર પુરે છે, અને જોઇતી તરાંહો રંગ સાથની પાડે છે દરેક રંગ અંદર પુરેઆ પછી કે તેને ભઠ્ઠીમાં તાપ આપી પેલો રંગ વાસણનાં આગમાં પેવસ કરે છે. એ મુજબ દર રંગે તાપ આપવો પડે છે, અને છેલ્લે તેને ઓપે છે કે કોરીકામ જેવું એનેમલનું તે વાસણ બને છે એ મુજબ એક ફુટ જેટલા મોટાં વાસ (Vase) ની જોડી બનાવતા બે વરસ એક માણસને થાય છે, એમ તેનો બનાવનાર કેહેતો હતો, અને તેમાં નવાઇબી નથી કારણકે પેલો ઝીણા તાર અતિઘણા ઝીણા કકડાઓ કાપીને વાસણ ઉપર જોઇતી તરાંહ દાખલ બેસાડવાને ઘણી મેહેનત પડે છે, અને તે તારની નકશી જાણે કપડાંની નેટ હોય તેવી બનાવે છે, જેનો દરેક ખાંચો છુટા છુટા જોઇતાં કદના તાર કાપી તે ચોટાડીને બનાવે છે, તથા વખ્તે રંગ જુદો જુદો તેમાં પુરતા અને તેને જોઈતી ગરમી આપતા પણ વખ્ત ઘણો લાગે છે, તથા પાલીશ ઓપીને કરે છે, તેની ઉપરજ બે ત્રણ મહિના થાયછે, કારણ કે તારની બનાવતને ઓપીનેજ કોરી જેવી સફાઇ અને ચલકતી બનાવે છે. એવા એક ફુટ જેટલા વાસણની કિમત ૩૦૦ ડાલરની કહે છે, અને તેને ત્યાં ચાર પાચ માણસો કામ કરતા હતાં તોબી પાંચ કે છ જીણસોજ તૈયાર વેચવાની હતી, એટલું આસ્તે કામ થાય છે. એવા એનેમલ વર્ક લંડનનાં સાઉઠ કેનસીંગટન મ્યુઝિયમમાં અમે જોય ત્યાં લખેલા છે, તેઓની ઘણી મોટી કિમત મ્યુઝિયમે આપેલી અમે જણાવી છે, પણ તે અસલી બનાવત હતી. હમણાંની નવી બનાવતોની તેટલી કિમત કોઈ આપતું નથી. ત્યાથી નિકળેલા અમો ઈંયા કુંસતી રમનારાઓ ખેલ કરવા આવેલા છે તે જોવા ગયા હતા, જ્યા આસરે વીસેક આદમી બે ભાગમા વેંહેંચાઈને એક એક સાથે વાર

ફરતી કુસતી રમતા હતા. કુસતી જે મુંબઈ તરફ અખાડો થાય છે તેને મળતી આવે છે, પણ એક ધણી તેમાંથી જમીન પર પટકાયો પછી તે ચતો યા ઉંધો પડે તો એ હારી ચુકો. કુસતી રમવા આગમજ એ લોકો ધોંગધતુરા અને ચેનચાળા ઘણા કરે છે, અને તેના પગ જાણે ઘણો વાર બેઠાથી બધાઈ ગયા હોય તેમ તેને આડા અતાડા ફેરવે તથા પોહોળા કરે છે. બાજુપર પાણી મુકેલું તેમાંથી પાણી મોઢાંમા લઈને ઉંચે ફુવારાં માફક ફુકથી ઉરાડી મોઢાં પર છાટે છે, અને ઘડી ઘડી જમીનપરથી મટોડી લઇને બેઉ હાથમાં તથા પોતાની બગલમા ચોલે છે એ પ્રમાણે ઘણી વાર લગી ચેન-ચાળા કરીને વખ્ત કાઢે છે. કુસતીની શરૂઆતમા જો એક ધણી જરા આગળથી હુમલો કરે તો ત્યા ઉભો રહેલો લવાદ તેઓને અટકા-વે છે, અને ફરીથી બાઠ બીજા આગમજ વળી ધુળ તથા પાણી લે-વાના ચેનચાળા ચાલુ થાય છે. અમો એ કુસતીની રમત જોઇ કટા-ળીને ઉઠી ગયા હતા, એ રમત સવારના ૧૦ થી સાંજના ૬ વાગા સુધી ચાલુ રેહે છે.

નહી મનાય તેવા ઢોંગ કરતા હતા અને ત્યાર પછી દેખાવ બદલાયો ત્યારે સઘળાઓને નાટકના તખ્તા સાથે ફેરવીને બીજો દેખાવ લાવતા હતા. ત્યાર પછી એક ઇનસાફ કરવાનો ખેલ આવ્યો જ્યાં આગલના મોટા ઉમરાવો પોશાક પેહેરતા હતા તે જોવાલાયક હતા. ઉમરાવો જેને દાએમીઓસ કરી કેહે છે તેઓ હમણાના જાપાનીસો માફક ઊચાં કપડાંનો જભો પેહેરીને તેની ઉપર બીજો જાંણે ખભા ઉપર ઈપાલેતસ (Epauletts) રીજમીટના આફીસરો પેહેરે છે તેવી ઘપનાં મોટા બનાવેલાં કપડાં પેહેરે છે જે આગળથી કમર સુધીના અને પાછળથી પગ સુધી લાંબા હોય છે પણ તેઓના લેંગા પગ કરતાં પણ ત્રણ ફીટ લાંબા હશે. તેઓ ચાલે ત્યારે પગ તેમાં ઢંકાઇને પાછળથી તે લેંગાના પાયજા ત્રણ ફીટ લાંબા ભોંયપર લટકે છે જેને લીધે ચાલવાની ઘણી અડચણ પડે છે અને આંટી પણ ઘડી ઘડી આવે છે. પાયજામાં આખું બદન માય તેટલા પોહોળા બનાવે છે. એક જણે ઈનસાફમાં ખોટો વાંક કોઇ બીજા સારાં માણસપર મુકયો હતો જે પુરવાર નહી થવાથી તેને ખોટો વાંક ઉમરાવોપર મુકવા સારૂં મોહોતની સજા ફરમાવી, અને અસલ જાપાનમાં એવો ધારો હતો કે કોઇ ઉમરાવને મોહોતની સજા ફરમાવે તે ધણી પોતાના હાથે પોતાના પેટપર તલવાર ફેરવીને આંતરડાં બાહાર કાહડે તો તેનાં ખાનદાનની આબરૂ રહે છે અને તેની દોલત તથા મીલક્ત સરકાર જપત કરતી નથી અને જાણે કે એમ કીધાથી સંતોષ આપ્યા બરાબર ગણાય છે તે મુજબ ઉપલા ગુનેહગારે ત્યાં કીધું હતુ પણ ખાલી તલવાર પેટપર દાબીને બેસી રહ્યો અને તેની આડે લાલ પરદા લાવી જાણે તે મરી ગયો હોય તેમ તેને પરદાની અંદર લઈ ગયા હતા. એ પ્રમાણે જે પોતાના હાથે પેટ ફાડે છે તેને "હરીકીરી" જાપાનીસમા કહે છે. આગળ એ પ્રમાણે જે કરવાનો હોય તે શેહેનશાહને જણાવતો હતો અને વખ્ત ઠેરવી પોતે ત્યાં દરબારમાં સગાંવાહલાં સાથ હાજર થઈને એક સાદરી બિછાવી તેપર બેસતો અને પછી તેની આગળ તેને થયલી સજા વાચી તેને એક ખંજર આપતા હતા જે પોતાના ખોલાપર મુકીને પછી પોતાનો

પોશાક ઉંચકીને પેટ ઉપર તે ખંજર ફેરવી પેટ ચીરી નાખતો હતો. જે વખ્તે તેનો એક સાક્ષી જે ઘણોખરો પોતાનો સગોજ હોય છે તે તલવાર તૈયાર પકડી રાખી પાછળ ઉભો હોય છે તે એકજ ફટકે તેનું ડોકું ઉડારી નાખતો હતો પણ હમણા સુધારો થવાથી એ "હરીકીરી" ની ક્રિયા કરતા નથી. પણ એ પ્રમાણે પોતાના હાથથી મરવાનું આગળ ઘણું માનભરેલું સમજતા હતા. એ નાટકશાળા જોઇને પાછા હોટલમાં આવ્યા હતા.

**તા૦ ૧૯ મી અકટોબર સને ૧૮૮૭**—કીયોટોમાં બીજું કાંઈ જોવાલાયક ન હોવાથી આજે સવારના ૬-૪૫ ની ટ્રેનમાં બેસીને ઓસાકા ગયા હતા જ્યાં કલાક ૮ વાગે પુગ્યા હતા અને ત્યાંની એક નાની રૂ કાંટવાની મીલ જોવા ગયા હતા. એ મીલ આસરે ૧૦ વરસની જુની છે પણ તેનું સાચાંકામ જાપાનીસોએ પોતેજ [illegible]વાથી રદ જેવું કરી નાખ્યું હતું. પણ બે વરસપર તેમાં ઇંગ્લાં[illegible]ર પાછો ફરીને નવા રીંગ સ્પીન્ડલો પ્લાટસ બ્રધર મેકરના મુકયાંતં પ[illegible]પા બીજા નવા ૨૦૦૦ સ્પીન્ડલો વધારી હમણા એ મીલ ૮૦૦૦ સ્પીન્ડલોની કીધી છે અને નવા સ્પીન્ડલો ગોઠવવા એક ઇંગ્રેજ ત્યાં કામે રાખેલો છે. જુનાં સ્પીન્ડલોમા બીજી જાતના મ્યુલસો તથા લાર્ડ બ્રધર્સના કયારડની મશીનરી હતી. જાપાનમા એ મીલથી બીજી એકજ મીલ મોટી છે અને તેબી ઓસાકામાં છે પણ તે કોઈને જોવા દેતા નથી. તે મીલમાં હમણાં વધારીને ૩૨૦૦૦ સ્પીન્ડલો કીધાં છે, અને થોડા વખ્તમા તેનેથી બમના વધારીને ૬૪૦૦૦ ની મીલ કરવાની છે એમ સાભળ્યું છે. બાકીની જાપાનમા બીજી આસરે ૨૦ મીલો છે તેમાં ૨૦૦૦ સ્પીન્ડલવાળીઓ મોટી ગણાય છે, બાકીની ૧૦૦૦ સ્પીન્ડલોની અંદરની છે. સાંભળવા મુજબ પેલી મોટી મીલના ૬૪૦૦૦ સ્પીન્ડલો ગણુતા બધાં મળીને એક લાખ સ્પીન્ડલો જાપાનમા છે એમ ગણી શકાય. પેહેલવેહેલાં ઇંહાની સરકારે મીલોના સંચાઓ મંગાવી બીજાઓને તે અ ી નાગું ધીું હતુ. પગુ તે મોએ મરાબર નફો ચ[illegible]

વાથી ઘણાખરા જણાઓને ખોટ ગઇ અને કારખાનાં પાછાં વેચવાં પડ્યાં હતાં, અને હમણાબી તેઓ નાનાં હોવાને લીધે તથા સાંચાકામ બિગડી જવાથી ઘણું કમાતા નથી એમ કહે છે, પણ મોટાં કારખાનાવાળાઓને ઘણી કમાઈ થાય છે તેથી આગળ ચાલતાં બીજાં મોટાં કારખાનાઓ નિકળવાનો સંભવ લાગે છે અમો ઉપલુ સુતરનું કારખાનું જોઇને પછી બિલોરકામ બનાવવાનુ કારખાનુ જોવા ગયા હતા, જ્યાં જાત જાતની બિલોરી બરણીઓ, ગલાસ, ટમ્બલરો, સીસી, ફ્લાવરવેસો, કેરોસીન લેંપસો, બારીના કાચો ઈત્યાદી બનાવતાં જોયું હતું, જે સઘળું સારી રીતે બનાવેલું દીસે છે. પેહેલા એક જાતની ચળકતી રેતી, સુરોખાર, ફટકી તથા ભાગેલા કાચનો ભુકો મેળવીને ભઠ્ઠીમાં ગરમ આતશ જેવો પ્રવાહી બનાવે છે અને તેમા કાચની નલીઓ ખોસી તે પ્રવાહી તે ઉપર ચોટી આવે છે તેને ફુક મારી ફુલવીને પછી મોલ્ડોમાં મુકી તેને જોઇતો આકાર આપે છે, તથા જે ચીજ બની હોમાંકજે તેનાં મોઢાં બનાવવા સારું માણસો પાછું તે ગરમ કરી તે ઉપર તેને ખેટો ફેરવી તે ઘટમ હાથથી આપે છે. જો ફક્ત ગલાસ બનાવ્યા હોય છે તો સાદું બીલોરનું બનાવી તેને એક જાતની ચકરી ઉપર ફેરવી તે ચકરીની અણીથી ઘટમ હાથે બનાવે છે. એ કારખાનું જોઈને પછી ઈહાંનો એક ઝાડપાન વેચનારનો બાગ જોવા ગયા હતા. ચીન તથા જાપાનમાં વખણાયલાં બેઠાં ઝાડો કુડાંઓમાં ઊગાડેલાં જાત જાતનાં જોયાં હતાં. તેમાં બીવા લેક ઉપર જે સૌથી મોટું પાઈન ઝાડ જોયું હતુ, તે જાતનાં ઝાડોનાં લાકડાંમા જાડાં થડ તથા જાડી ડાંખલીઓ ઉગાડેલાં ઘણાં હતા, તથા તેજ મુજબ બીજી બે ત્રણ જાતના ઝાડો તથા થુવર પણ ઘણી જાતનો એજ મુજબનો ઉગાડેલો હતો. લીંબુ તથા મોસંબીના ઝાડો ફલ સાથે કુંડાંમાં ઊગાડેલાં મજેનાં લાગતાં હતાં. એ જોઇને પછી જાદુઈ ખેલ જોવા સારૂં એક નાટકશાળામા ગયા હતા. અમોને "કોબી" જવા સારું વખ્ત થોડો હોવાથી ત્યાં આસરે ૧ા કલાકજ થોભ્યા હતા, પણ તેટલાંમા થોડાએક હાથ ચાલાકીના ખેલો સારા જોયા હતા, અને જો વખ્ત હાયમા

હતે તો સાજના ૬ વાગા સુધી બેસીને જોયા કરતે એવા સરસ ખેલો હતા. ખેલમાં એક ટેબલ ઉપર અફ્રગાનીયામા રાખ હતી, તેપર ચેહે સીચીને તેમાં જોવા આવનારાઓ પાસેથી તબાકુની કોથલીઓ તથા રોમાલ લઈને બધાંઓના દેખતા પેલા બળતાં અફ્રગાનીયાંમાં મુકયા હતા, અને ત્યા જરા દુર ઊભેલા બીજા ખેલાડીઓની કમરમાં પાછળથી ખોસેલા તે મળ્યાં હતા. જેઓ પેલી ટેબલની નજદીક તદન ગયા હતા નહી, પણ દુરથીજ ઉભા રહેલા હતા, અને રોમાલ જોવા આવનારાઓમાં એક જણની બગલમાંથી કાહાડયો હતો બીજો ખેલ એક બદુકમાં જોવા આવનારાઓમાંના એક જણ પાસે સીસાની ગોળી ભરાવી એક સોલજર પાસે ખેલાડીના હાથપર તે તીકીને ફોડાવી અને પેલી ગોળી તે ખેલાડીએ જાણે ઝીલી હોય તેમ તરત દેખાડી હતી. એક ગલાસને પાણીથી ભરી તે ઉપર હાથમાં લઈને રોમાલ ઢાંકી તરતજ તે રોમાલ ખાલી ખુલ્લો કરી દેખાડયો અને તે આગમજ એક ટોપી બીજા માણસના હાથમાં આપી દુરથી ઉભો રાખ્યો હતો તેને કહેવાથી તે ટોપીમાંથી પેલું ભરેલું પાણીનું ગલાસ નિકળ્યું હતું. એક ઓરતને લાવી બધાંઓના દેખતાં ખુલ્લી ફાંસી દીધી, અને તેને નજદીક પા કલાક તેમ લટકાવી રાખી પછી તેને ઉતારીને એક પીપમા મુંકી તેનું મોહોડું ઢાંકયું અને એક તલવાર તેમાં ખોસીને પછી દુર જઈ બંદુક તે પીપની ઉપર ફોડી કે પીપના એકદમ કકડા થઈ ગયા, અને પેલી ઓરત જે સફેદ પોશાક સાથે પેહેલાં હતી તે અંદરથી ભરતના કસબી પોશાક સાથે બાહાર નિકળી. એક જણ એક છરો ચાલતી ધારનો લાવ્યો, અને બીજાઓને બતાવીને પોતાના હાથની બાજુમા હાથ ખુલ્લો કરીને ભોકો દીધો, જેથી તેમાથી પુષ્કળ લોહીની ધાર વેહેવા લાગી અને પોતે તરફડવા લાગ્યો તેટલાં બીજાઓ જાણે તેને મદદ કરવા આવ્યા. તેઓમાના એક જણને પકડીને તેના ગાલમા છરો ભોકી દીધો હતો જેને પણ લોહી લુહાન કરી નાખ્યો હતો, અને પાછા પછી જેવી ને તેવી હાલતમાં તેઓને પરદા પાછળ લઈ ગયા હતા. એ વખ્તે અમોને વખ્ત થઈ જવાથી ઉઠી જવુ

પડયુ અને ખેલ અધુરો મુકયો હતો. એ ખેલખી ઇહાંના ધારા મુજબ સહવારના ૧૦ થી સાંજના ૬ વાગા સુધી ચાલે છે, અને તેમાં જાત જાતનાં નવાઈના ખેલો કરી બતાવે છે એમ અમે સાંભળ્યું હતુ, અમે આગની ગાડીમાં બેસીને ઓસાકાથી સાંજના ૪—૨૫ ની ટ્રેનમાં નિકળેલા કલાક ૫—૪૫ મીનીટે કોબી પુગ્યા હતા, અને પાછો યોગો હોટલમાં હતારો લીધો હતો.

**તા૦ ૨૦ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સાંજના કલાક ૫—૩૦ મીનીટે કોબીથી સ્ટીમર યાકોહામાંમા શેહેનગાઈ જવા સારૂં ચહડયા હતા, અને આઠ કલાકે બંદર છોડયું હતુ. આજે જાપાન દેશને છોડીયે છીયે તેથી થોડીએક એને લગતી વિગતો નિચે લખીયે છીયે. જાપાન દેશ દુનિયાના છેક ઉગમણ ભાગપર આવેલું છે અને તે ઘણા ટાપુઓનું બનેલું છે, તેનો વિસ્તાર ૧૪૯૦૦૦ ચોરસ માઈલનો અને વસ્તી આસરે ત્રણ કરોડ અને હેંસી લાખ માણુસોની છે. એમાં બધા મળીને ૩૦૦૦ની ઉપર ટાપુઓ છે, અને મોટા ભાગ બલતા પાહાડોનો તથા ધર્તીકંપથી બાહાર નિકળી આવેલા પાહાડોનો બનેલો છે, એનો સૌથી ઊંચો પાહાડ ફુજીયામાં ૧૨૩૦૦ ફીટનો છે. મોટામાં મોટી નદી ત્યાંની ગાવા કરીને છે તે ફકત ૧૭૦ માઈલ લાંબી છે. સરોવરો પણ ઘણાં છે. રતુમાં હવા ઠંડીની વખ્તે છેક ૩ ડીગ્રી ઝીરોની ઉપર રહે છે, અને ગરમીમાં છેક ૯૪ ડીગ્રી સુધી થાય છે. વરસાદ બાહરેમાસ પડે છે, અને આસરે ૯ ઇંચની રાસ પડે છે. થંડીના વખ્તમાં યોકોહામાની બાજુપર બરફ ઘણો પડે છે પણ કોબી તરફ (જે દખણે આવેલું છે) કોઈજ વખ્ત તે પડે છે. ઈહિાં જેટલા ધર્તીકંપના આંચકા થાય છે તેટલા દુનિયાના ઘણા થોડા ભાગોમા થતા હશે, અને તેને લીધેજ ઘરો બેઠા તથા લાકડાંનાં બાંધે છે. એની હવા પણ પણીજ સાફ છે, અને ઘણાં દુરના ભાગો જાણે નજદીક હોય તેમ તેને લીધે દીસે છે. દેશમાંથી સોનું, રૂપુ, લોખંડ, ત્રાંબુ, કેરબો, ગંધક, કોલસો, ખાર, ચુનો, સંગેમરમર ઈત્યાદી મળે છે. પોરસીલેન (કોરી-

કામ ઊંચું) બનાવવાની મટોડીના પાહાડો અને પાહાડો છે, અને ખુદ-
રતી દવાઈના ઝરાઓ પણ જગે જગે મળે છે. એનો વેપાર પણ
સારો છે, વરસ દાહાડે આસરે ૩ાા કરોડ યનનો માલ દેશાવરથી આવે
છે અને ૩ કરોડ યનનો માલ બાહેર જાય છે. મળી જુમલે ૬ાા કરોડ
યનનો (યાને આસરે ૧૫ કરોડ રૂપિયાનો છે) એની શેહેનશાહતની પેદાશ
સને ૧૮૮૪ માં ૭૬૦ લાખ યનની હતી. એનું કરજ પોતાના દેશનું
૨૨૪૭૦૦૦૦૦ અને બાહાર દેશાવરના રાજોનું ૨૩૩૧૦૦૦૦૦ મલીને
જુમલે ૪૫૭૮૦૦૦૦૦ યન યાને આસરે એક અબજ રૂપિયાનું છે.
એના શેહેનશાહને મીકાડો કરી કહે છે અને એનું ખાનદાન ૨૫૦૦
વરસ થયાં રાજ કરતુ આવ્યું છે, પણ આસરે ૬૦૦ વરસ ઊપર
એનો સેનાધીપતી ઘણો જોરાવર થઈ જવાથી તે જાણે એક જુદો રાજા
હોય તેમ ટોકિયો ખાતે રાજ કરતો હતો અને મીકાડોને નામનુંજ
વડા દાખલ માન આપતો હતો, અને એ છેલ્લા ધણીને નામે પેલો
સેનાધીપતી આખા જાપાનમા રાજ પોતેજ ચલાવતો અને ધર્મના વડા
દાખલ મીકાડોને ગણુતા હતા. એ સેનાધીપતીઓના ખાનદાનો વારા
ફરતી પોત પોતામા લડીને પાંચ છ વખ્ત તેઓના રાજ બદલાઇ
જુદા જુદા ખાનદાનનાઓ ત્યા રાજ કરતા હતા પણ સને ૧૮૬૮ માં
હમણાનો (શેહેનશાહ) મીકાડો તખ્તપર આવ્યા પછી ઈંગ્રેજ, ફ્રેન્ચ
તથા અમેરિકનોની મદદથી તે ટોકિયો જેને આગલ યડો કરી કહેત
હતા તે જીતી લીધું, અને ત્યાંનો રાજ કરતો સેનાધીપતી જે શોહગન
તથા તાઇકુનને નામે ઓળખાતો હતો તેને બહાર દેશનિકાલ કીધે
હતો તથા એ વખ્ત સુધી ઈહાના ઊમરાવો જેઓ પણ ઘણા જ[illegible]વર
થઈ ગયલા અને જાણે જુદા જુદાં રાજ ચલાવતા હોય તેમ બની ગ[illegible]
લા હતા (ઈહિં ફીયુડલ સીસ્ટમ Feudal System ચાલતી હતી)
તેઓને પણ તે રીતે, કેટલાકો જેઓએ પોતાનાં ગામ ખુશીથી આપી
દીધાં તેઓને ગામની કિમતના દશમાં ભાગ જેટલી નોટો આપીને
જવા દીધા, અને જેઓ સામા થયા તેઓને લડાઇથી જેર કરી નાબુ
રી નાખ્યા અને ત્યારથી એકલો એ મીકાડોજ શેહેનશાહત ભોગવે છે.

એને પરદેશીઓએ મદદ કરવાથી તેઓને વેપાર સારૂ પાંચ ૭ બંદરો ખુલ્લા મુક્યાં હતાં (અને રૈયતને કબુલાત આપી છે કે સને ૧૮૮૦ પછી ઈહાં પાર્લામેંટથી રાજ ચલાવશે) અને તે દિવસથી યુરોપિયનોને પોતાને ત્યાં ચાકરી રાખીને દેશમાં ઘણો સુધારો વીશ વરસમાં કરી નાખ્યો છે. રેલ્વે, ટેલીગ્રાફ ગેસલાઈટ ઈહાં લાગુ કીધા ઉપરાંત જાપાનીસોને યુરોપ તરફ કેળવણી આપવા મોકલી તેઓ હસ્તક મનવારો તથા હથિયારો બનાવવાનાં કારખાનાઓ ચલાવે છે. યુરોપિયન ઢપના પોશાકો પેહેરવા માંડ્યા છે, અને જાપાનીસ તારીખ વારને બદલે ઈંગ્રેજી તારીખ વાર ચાલુ સને ૧૮૭૩ ના સાલથી કીધો છે. જરમન તથા ફ્રેન્ચ અમલદારો હસ્તક લશ્કરને કવાયદ અપાવે છે, અને પોશાક પણ લશ્કરનો તેઓની ઢપનો કીધો છે. વર્તમાનપત્રો સને ૧૮૭૦ થી છપાવા માંડ્યાં છે. રેલ્વે પેહેલી સને ૧૮૭૨ મા શરૂ કીધી તે હમણા આસરે ૩૦૦ માઇલની રેલ્વે ચાલુ છે અને બીજીઓની ગોઠવણ થઇ ચુકી છે, જે ૧૨૦૦ માઇલ સુધીની થશે, પણ બધો મુલક પાહાડી હોવાથી તે બાંધવાને વિલંબ ઘણો લાગે છે. રેલ્વેનું કામ તદન જાપાનીસોથીજ ચાલે છે, તેમજ તારખાતુંબી છે. ઈહાંનો અસલ ધર્મ સીન્તો કરીને હતો, પણ પાછળથી બુધનો ધર્મ કોરમોસાથી ઈહાં સને ૫૫૦ ના સાલમા લાગુ પડયો હતો; અને હમણા તે બધો ભેળસેળ થઇ ગયો છે. બુધીસ્ત દેહેરાઓના નામની પાછળ હંમેશા "જી"નો બોલ લગાડે છે, જેમકે તોકિયોનુ દેહેરૂ ઝોજીજી અન સીનતોનાં દેહેરાઓનાં નામ પાછળ ગુ બોલ લગાડે છે, જેમકે નીકોના દેહેરાંનુ નામ તુ—સો—ગુ કરીને છે. એ પરથી એ દેહેરાંઓ ઓળખાઇ શકે છે. બુધીસ્ત બ્રાહમણને બોયઝુ અને સીનતો બ્રાહમણને કાનુશી કરી કહે છે. સીનતોના દેહેરામા મુર્તિઓ રાખતા નથી પણ તેને બદલે મોહોડું જોવાની આરસી ધાતુપર બનાવેલી તથા ફાણુસો કાગજના બનાવેલા અને કાગજની લાંબી પતીઓ દેહેરામાં ભણવાની જગ્યાપર રાખે છે, અને દરેક દેહેરાની બાહાર બે થાભલા ઉપર આડા બે લાકડાં છેક મથાળેથી મુકેલાના દરવાજા અલગા બનાવેલા હોય છે.

ખુધીસ્તો પુતળાંઓને પૂંજે છે, અને તેઓના ધર્મગુરૂઓ માથું બોરાવે છે. સીનતોવાલા બોરાવતા નથી. ઈહાંના લોકોમાં એક રેવાજ નવાઈ જેવો છે, તે એ છે કે જ્યારે કોઈને ત્યાં છોકરાની વૃધી થઈ હોય છે ત્યારે તે વરસની તારીખ ૫ મી મેને દિને તેઓ બધા પોતાનાં ઘરની બાહાર એક માછલી ટાગે છે અને જો છોકરી આવી હોય તો એક પુતળી બાહાર ટાગે છે, અને એ દિને તેઓનાં સગા વાહાલાંઓ તે બચાંઓને વાસ્તે તેઓને લાયકનું કાંઈ ભેટ મોકલે છે, અને તે દિને તે વરસમાં જનમેલાં બધાં છોકરાઓનું પેહેલું વરસ ઉગેલું ગણાય છે. છોકરીઓનું વરસ તારીખ ૩ જી માર્ચને દિને ઉપલી ધામધુમ સાથે ઉગાડે છે. જો એકબી દિવસ આગમજ તેઓ જનમ્યા હોય તોબી તારીખ ૫ મી મેને દિને છોકરાઓ, અને તારીખ ૩ જી માર્ચને દિને છોકરીઓને પેહેલું વરસ ઉગાડે છે, અને એ બે દિવસોની થોડા દિવસ આગમજ બચાંઓને લાયકનાં રમકડાં જથ્થાબંધ દુકાનોપર વેચાય છે, અને બધાઓને તે દિને ખાણાં પીનાં આપવા પડે છે. ઈહાંનું કામદાર લોક ઘણું ગરીબ નથી પણ માફકસરના સુખી છે. ભીખારીઓ જવલેજ કેથે મળે છે, અને બધાંઓ મેહેનતું ઘણાં છે. જ્યાંબી જોઈયે છે ત્યા દુકાનો પોતાના ઘરની આગળના ભાગમાં અથવા ભોંયતળિએ રાખી ત્યાં કામ કરતા માલમ પડે છે. ભઠિયારખાનાઓનો તો કાંઈ સુમારજ નથી, તેથી માલમ પડે છે કે મેહેનતું લોક બધું બાહારજ ખાય છે. મુખ્ય ખોરાક ચાવલનો છે. તેની સાથે જરા તરકારી ઉકાલેલાં પાણીમાં નાખી તેના રસ સાથે ચાવલ ભેળીને તથા સુકી માછલી ભુંજીને યા તો તાજી માછલી કાચી ખાય છે. ખાતી વખ્તે ઉતાવલ પણ ઘણી કરે છે. ચાવલના દુચા મોઢાંમા મારીને ચાવ્યું, નહી ચાવ્યુ કરી ગલી જાય છે, અને પાછળથી તો ખરડેલાં પિયાલામા ચાહેતું પાણી નાખી તે ધોઇને પીયે છે. ખાવાની બાબદમા એઓ ઘણા સુઘડ નથી, બધું ભેળસેળ કરીનેજ ખાય છે. પછી ગમે એટલી વાણી કાય નહીં હોય, અને રાધવાનું પણ ભોયસીગના યા મીઠા તેલમા તથા સરકામા રાધે છે, બાકીનુ ફક્ત બાફેલું ખાય છે. મીઠાઇ

જાત જાતની બનાવે છે. તેને તરેહવાર આકારો તથા રંગ આપે છે, પણ ખાધામાં આટા જેવી વગર સ્વાદની હોય છે. એઓનું આવું ખાવાનું છતાં બાવરચીખાનામાં તથા ઘરમાં બધે સુગડાઇ ઘણી સારી રાખે છે, અને વાસણો સઘળાં ચળકતાં સાફ રાખે છે. કશાનેબી હાથ લગાડી રાંધતા નથી. સળિયાથી સઘળું કામ લે છે, ચોલીને ધોવું હોય છે તેબી પાણીમાં સળિયાથીજ ચોલીને ધોય છે. એ લોકોને ખોરાક સસતો તથા સુતરો હોવાથી એક માણુસ મહિને દહાડે ત્રણ યને યાને ડાલરમાં રહી શકે છે. ઘરનો સામાન પણ સસતો અને સુતરો વાપડે છે. જેનો બધો ખરચ જુમલે પાંચથી છ યન જેટલો લાગે છે; ભાડું અરધો યન મહિને દિને નાના ઘરોનો આપે છે, પણ મોટો ભાગ પોતાનાજ ઘરોમાં રહે છે.

મજુરીનો લવાજમ નિચે મુજબનો એઓને દરરોજનો મળે છે:—સુથારને ૪૦ થી ૬૦ દોકડા, ખારવાને ૬૫ થી ૭૫ દોકડા, ગાડાવાળાને ૩૫ થી ૪૫ દોકડા, લાકડા કાપનારને ૫૦ થી ૭૦ દોકડા, કાગજ ચોટાડનારને ૩૦ થી ૬૦ દોકડા, ઢોંડફોરાને ૬૦ થી ૭૦ દોકડા, લુહારને ૩૦ થી ૫૦ દોકડા, સાદરીવાળાને ૫૦ દોકડા, રંગારીને ૨૫ થી ૩૫ દોકડા, કોલીને ૨૦ થી ૩૦ દોકડા, અને માલીને ૨૫ થી ૫૦ દોકડા, રોજ મળે છે જાપાનીસો જાતે ઘણા ઠંડા મીજાજના છે. અમો નજદીક ત્રણ અઠવાડિયાં થયા અત્રેનાં ઘણાં ગામો તથા ગામડાંઓમાં ફરિયા છીયે, પણ કોઇબી દિને એ લોકોને ગુસ્સે થયલા અમે જોયા નથી. બધાઓ હસને મોઢે એકએકને મળે છે. એક વખત અમો જે જીનરીક્ષામાં બેઠેલા હતા તેના ખેચનાર કોલી સાથ એક સામાનના ગાડાંવાલો કોલી સામે આવી અઠડી પડયો, તે વખતે અમોએ ધાર્યું કે હવે બોલાચાલી ખચીત થશે, પણ નહી, ઉલટાં બેઉજણા આમણુસામણુ હસીને કાંઈ બોલીને ચાલી ગયા હતા. જોકે વાંક સામેના ગાડાવાળાનો હતો તોબી અનારાવાળા કોલીએ દરગુજર કરી હતી. નાના છોકરાઓ પણ રમતના ગરીબ લાગે છે, અને અમોએ આગળ જણાવ્યું છે તેમ બચાઓ પોતાની નાની વા બેનની પાછળ પીઠ પર

બાંધી રાખેલાં તેઓને પણ રડતાં જોયાં નથી, એટલાં એ ગરીબ લોક છે. અમોને જીનરીક્ષા જોઈએ ત્યારે પાંચ ૭ જણા તે લઈને દોડી આવે અને અમો ગમે તેમાં બેસીએ ત્યારે રહી ગયલાઓ કદી ચીરડાતા નથી, પણ હસીને ચાલી જાય છે. એ વખ્તે મુંબઈની ભાડુતી ગાડીવાળાઓની માફક ભાવ ઓસારવા છતાં કશીબી આમનસામન બોલાચાલી થતી નથી. વળી ઈહિ એ જીનરીક્ષાવાળાઓને એક બીજા સાથ સારો સંપ હોય છે. જ્યાં એઓનું મઠક હોય છે ત્યાં આગળથી સહવારના તેઓ પોતપોતાના નસીબ અજમાવી જાય છે, જે મુજબ નંબર આવે છે તે મુજબ તેઓ પેહેલાં અને છેલ્લાં જાય છે અને જેબી કમાઈ થાય તે બધાઓ સરખે ભાગે વેહેંચી લીયે છે. અમોએ જાપાન દેશની સરકારની ઉપજ ૭ાા કરોડ યનની આગળ જણાવી છે, તેમા જમીનની મેહેસુલના આસરે ૪ા કરોડ છે. દારૂપરની જગાત ૧૬૮ લાખ યન આવે છે. ખરચ પણ આવક જેટલો છે, તેમા મોટી રકમ વ્યાજની ૨૩૪ લાખ યન છે. શેહેનશાહના પોતાના ખરચના ૧૭ા લાખ યન છે. લશ્કર એક લાખ આદમીનું છે અને તેપર એક કરોડ યન અને દરિયાઈ ખાતાપર ૩૧ લાખ યન થાય છે શેહેનશાહના નોકરોનો લવાજમ ૪ લાખ યન છે. લશ્કર સારૂં દરેક ખાનદાનમાંથી એક છોકરો ઘણોખરો વડાને લીયે છે. જાપાનીસો એક ઓરતને પરણે છે, પણ બીજી ઓરતો વધુ રાખી શકે છે. પેહેલી ઓરત પરણેલીનાંજ છોકરાં ખરાં વારસ ગણાય છે. જો તેને પેટે છોકરા નહીં હોય તો ભાઈ યા બેહેનનાં છોકરા વારસ થાય છે. પણ બાજી રાખેલી ઓરતનાં છોકરાં વારસ થઇ શક્તાં નથી. શેહેનશાહત ઉપર ઓરતો (છોકરીઓ) નોબી હક છે, અને આગળ ઓરતો પણ વારાફરતી એ હક ભોગવી ગઇ છે.

**તા૦ ૨૧ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના ઊઠયા ત્યારથી સ્ટીમર પરથી બેઊ બાજુપર જમીન ઘણીજ નજદીક દેખાતી હતી અને જાણે એક નાના જેવા સરોવરમાં સ્ટીમર ચાલતી

હોય તેમ બધી ગમ ફરતા મોટા પાહાડો લીલોતરી તથા ખેતીવાડીથી ભરેલા દેખાતા હતા અને બએ પાહાડોની કઢણોમા નાનાં નાનાં ગામડાંઓ દરિયાને કિનારે આવેલાં હતાં. વગર ગણુત્રીની સામપાન્સો ( બોટો ) ત્યાં ફરતી હતી. સ્ટીમર જેમ આગળ વધતી જાય તેમ જાણે રસ્તો નહી હોય તેવી રીતે દેખાતું, પણ વલાણ લીધી કે જાણે એક સરોવર-માંથી બીજા સરોવરમાં ગયા હોઈયે તેમ દરિયો મળ્યા કરતો હતો. એ દરિયામાં વળી બીજાં બેશુમાર ટાપુઓ વચમાં બાહેર નિકળી આવેલાં હતાં. કોઇ ૨૦ માઈલ જેટલાં મોટાં તો કોઇ ૧૦૦ વાર જેટલા હતાં અને બધાપર લીલોતરી તથા ખેતીવાડી દેખાતી હતી, એ વખ્તનો દેખાવ કાંઇ ઘણોજ સરસ હતો અને સ્ટીમરના સઘળા ઉતારૂઓ તે જોવા સારૂં એટલા તો ખંટી દેખાતા હતા કે સવારનું પાહોર હોવાથી રાતનાજ પોશાકમાં ઓવરકોત નાખીને કેટલા જણા તો ત્યાં આવી ઉભા હતા અને વખ્ત થઈ જવા આવ્યો તોબી બાનુઓબી ત્યાંથી ખીસ્તી હતી નહી અને જેબી નવો ઉતારૂ તુતક ઉપર પેહેલાં આવતો તેઓનાં મોહોડાંમાંથી એકજ અવાજ તે દેખાવ જોઇને નિકળતો કે "અરે શું સરસ દેખાવ છે" એમ સઘળાઓ જોઈને ખુશી થતા હતા. અમો કાંઈબી વીગત એ દેખાવની આપવાની શક્તિ ધરાવતા નથી, એવો સરસ દેખાવ દરિયાની અંદરની દુનિયાના બીજા કોઈબી ભાગમાં હશે નહી એમ બધાઓ ધારે છે. એ જમીનની અંદરનો દરિયો (Inland Soa) કે નામે ઓળખાય છે અને તેની એક ગમ જાપાનની ખુદ જમીન અને બીજી ગમ વગર ગણુત્રીના ટાપુઓ આવ્યાથી બનેલો છે તેથી દરિયાના કરતા સરોવર જેવો લાગે છે. સહવારના ૧૦ વાગા પછી એ દેખાવ ગેપ થયો હતો અને ડુંગરો દુર જતા ગયા હતા, જોકે કોઈ નદીમા જતા હોઈયે તેવુ બેઉ ગમની જમીનોથી દેખાવ હતુ તોબી પેહેલાં જેવો દેખાવ આજે આખો દિવસ મળીઓ હતો નહી. દરિયો થાળી જેવો આખો વખ્ત હતો. ઈંહાના દરિયામાથી એક જાતનુ નાનુ કરચલું મળે છે જે વેચવા સારૂં એકગમ રાતના અમારી સ્ટીમર બંદર આગળ ઉભી હતી ત્યા લાવ્યા હતા. એ કરચલુ નાનુ

બે ઇંચ જેટલું છે પણ બદન ઉપર આબાદ માણસનાં મોહોડાંજેવો આકાર છે અને જોતાંવાર કોઇબી ધણી જે જપાનનાં દેહેરાંઓ જોઈ આવ્યો હશે તે કહેશે કે તે દેહેરાના દરવાજા આગળ જે ચારે દશાના દેવોની મુર્તિ લડાયક આકારમાં હોય છે તેનાં મોહોડાંને આબાદ મળતી એ કરચલાની ઉપરની મુર્તિ આવે છે. આખ જાણે મોટી ખુની, નાક મોટું, મોહડું ઉપર ચહડી ગયલું ઇત્યાદિ ઘણું મળતુ આવે છે અને સઘળાં કરચલાં એ દરિયામાથી એવીજ જાતનાં મળે છે જેમાંનાં બીજે કયેથી મળતાં નથી. એને સારૂં જાપાનીસોમાં કેહેવત છે કે આગળ એક મોટી લડાઇ થઇ હતી તે વખ્તે એ લોકોનો કોઈ પેહેલવાન હેગી કરીને હતો તે ઘણી લડાઇઓ જીત્યા પછી આખરે હારી ગયાથી એ દરિયામાં પડીને જીવ આપ્યો. ત્યારથી એ કરચલાં ઉપર તેનો આકાર લાગુ પડયો છે. એને લીધે એ કરચલાંઓને નામ આપી હેગી–ગની, એટલે હેગીનું કરચલું કરી તેઓ ઓળખે છે. એના બેજ સુકવેલા નમુના વેચાવા આવેલા હોવાથી બીજા ઉતારૂઓએ આંગળથી લઇ લીધા હતા.

**તા૦ ૨૨ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સવારના ૧૦ વાગેને નાગાસાકીનાં બારાંમાં જવાના ચેનલમાં પેઠા હતા. એ વખ્તનો દેખાવ એટલો તો સરસ છે કે અમો ગઈ કાલ વાળો કે આજનો સરસ તે કહી શકતા નથી. આજનો દેખાવ ત્રણ ગમ પાહાડોથી ઘેરાયલો હતો અને એક ગમથી સાંકડી જગા ઉપરથી દરિયો નજરે પડતો હતો. એ ઇંહાંના પાહાડો જાણે માણસોએ હાથથી, ખુબસુરત દેખાવા સારૂં ગોઠવ્યા હોય તેવા લાગતા હતા. પાહાડો અરધા ચાંદના આકારના એકએકને છેડા આગળથી મળેલા આવ્યા જતા હતા અને જ્યાં તેના ખાંચા ચાંદના અરધા આકારની વચમાં આવે ત્યાં છુટા છુટા એક એક નાના ટાપુઓ નિકળી આવેલા, જેઓપર ઘાસની લીલોતરી ઉપર ત્રણ ચાર છુટાં છુટાં ઝાડો હોવાથી જાણે ખરેખર માણસોએજ રોક વર્ક ગંજાવર કદના એક મોટા બાગમા બનાવ્યો હોય તેમ લાગતું

હોય તેમ બધી ગમ ફરતા મોટા પાહાડો લીલોતરી તથા ખેતીવાડીથી ભરેલા દેખાતા હતા અને બન્ને પાહાડોની કઢણોમાં નાનાં નાનાં ગામડાંઓ દરિયાને કિનારે આવેલાં હતાં. વગર ગણત્રીની સામપાન્સો (બોટો) ત્યાં ફરતી હતી. સ્ટીમર જેમ આગળ વધતી જાય તેમ જાણે રસ્તો નહી હોય તેવી રીતે દેખાતું, પણ વલાણ લીધી કે જાણે એક સરોવરમાંથી બીજા સરોવરમાં ગયા હોઈયે તેમ દરિયો મળ્યા કરતો હતો. એ દરિયામાં વળી બીજાં બેશુમાર ટાપુઓ વચમાં બાહેર નિકળી આવેલાં હતાં. કોઇ ૨૦ માઈલ જેટલાં મોટાં તો કોઇ ૧૦૦ વાર જેટલાં હતાં અને બધાપર લીલોતરી તથા ખેતીવાડી દેખાતી હતી, એ વખતનો દેખાવ કાંઈ ઘણોજ સરસ હતો અને સ્ટીમરના સઘળા ઉતારૂઓ તે જોવા સારૂં એટલા તો ખંટી દેખાતા હતા કે સવારનું પોહોર હોવાથી રાતનાજ પોશાકમાં ઓવરકોત નાખીને કેટલા જણા તો ત્યાં આવી ઉભા હતા અને વખ્ત થઈ જવા આવ્યો તોબી બાનુઓબી ત્યાંથી ખીસ્તી હતી નહી અને જેબી નવો ઉતારૂ તુતક ઉપર પેહેલાં આવતો તેઓનાં મોહોડાંમાંથી એકજ અવાજ તે દેખાવ જોઇને નિકળતો કે "અરે શું સરસ દેખાવ છે!" એમ સઘળાઓ જોઈને ખુશી થતા હતા. અમો કાંઈબી વીગત એ દેખાવની આપવાની શક્તિ ધરાવતા નથી, એવો સરસ દેખાવ દરિયાની અંદરની દુનિયાના બીજા કોઈબી ભાગમાં હશે નહી એમ બધાઓ ધારે છે. એ જમીનની અંદરનો દરિયો (Inland Soa) કે નામે ઓળખાય છે અને તેની એક ગમ જાપાનની ખુદ જમીન અને બીજી ગમ વગર ગણત્રીના ટાપુઓ આવ્યાથી બનેલો છે તેથી દરિયાના કરતા સરોવર જેવો લાગે છે. સહવારના ૧૦ વાગા પછી એ દેખાવ ગેપ થયો હતો અને ડુંગરો દુર જતા ગયા હતા, જોકે કોઈ નદીમા જતા હોઈયે તેવું બેઉ ગમની જમીનોથી દેખાતુ હતું તોબી પેહેલાં જેવો દેખાવ આજે આખો દિવસ મળીઓ હતો નહીં. દરિયો થાળી જેવો આખો વખ્ત હતો. ઈંહાના દરિયામાથી એક જાતનું નાનું કરચલું મળે છે જે વેચવા સારૂં એકગમ રાતના અમારી સ્ટીમર બંદર આગળ ઉભી હતી ત્યાં લાવ્યા હતા. એ કરચલું નાનું

બે ઇંચ જેટલું છે પણ બદન ઉપર આબાદ માણસનાં મોહોડાંજેવો આકાર છે અને જોતાંવાર કોઇબી ધણી જે જાપાનના દેહેરાંઓ જોઈ આવ્યો હશે તે કહેશે કે તે દેહેરાના દરવાજા આગળ જે ચારે દશાના દેવોની મુર્તિ લડાયક આકારમા હોય છે તેના મોહોડાંને આબાદ મળતી એ કરચલાંની ઉપરની મુર્તિ આવે છે. આંખ જાણે મોટી ખુની, નાક મોટું, મોહડું ઉપર ચહડી ગયલું ઇત્યાદિ ઘણું મળતું આવે છે અને સઘળાં કરચલાં એ દરિયામાથી એવીજ જાતનાં મળે છે જેમાંનાં બીજે કયેથી મળતાં નથી. એને સારૂ જાપાનીસોમાં કેહેવત છે કે આગળ એક મોટી લડાઇ થઇ હતી તે વખ્તે એ લોકોનો કોઈ પેહેલવાન હેગી કરીને હતો તે ઘણી લડાઇઓ જીત્યા પછી આખરે હારી ગયાથી એ દરિયામાં પડીને જીવ આપ્યો. ત્યારથી એ કરચલાં ઉપર તેનો આકાર લાગુ પડયો છે. એને લીધે એ કરચલાંઓને નામ આપી હેગી—ગની, એટલે હેગીનું કરચલું કરી તેઓ ઓળખે છે. એના બેજ સુકવેલા નમુના વેચાવા આવેલા હોવાથી બીજા ઉતારૂઓએ આગળથી લઇ લીધા હતા.

**તા૦ ૨૨ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સવારના ૧૦ વાગેને નાગાસાકીના બારાંમાં જવાના ચેનલમાં પેઠા હતા. એ વખ્તનો દેખાવ એટલો તો સરસ છે કે અમો ગઈ કાલ વાળો કે આજનો સરસ તે કહી શક્તા નથી. આજનો દેખાવ ત્રણ ગમ પાંહાડોથી ઘેરાયલો હતો અને એક ગમથી સાંકડી જગા ઉપરથી દરિયો નજરે પડતો હતો. એ ઇંહાંના પાહાડો જાણે માણસોએ હાથથી, ખુબસુરત દેખાવા સારૂં ગોઠવ્યા હોય તેવા લાગતા હતા. પાહાડો અરધા ચાંદના આકારના એકએકને છેડા આગળથી મળેલા આવ્યા જતા હતા અને જ્યાં તેના ખાંચા ચાંદના અરધા આકારની વચમાં આવે ત્યાં છુટા છુટા એક એક નાના ટાપુઓ નિકળી આવેલા, જેઓપર ઘાસની લીલોતરી ઉપર ત્રણ ચાર છુટાં છુટાં ઝાડો હોવાથી જાણે ખરેખર માણસોએજ રોક વર્ક ગંજાવર કદના એક મોટા બાગમા બનાવ્યો હોય તેમ લાગતું

હતું. એ પાહાડોની પાછળના ખાંચાઓમાં બીજા આડકટરા પાહાડોની દેવાલ બની રહી હતી અને તે સઘળાઓ ઉપર કાંઈ ઘણીજ ગીચ લીલોતરી હોવાથી ખરેખર એક ખુદરતી બાગજ બની રહ્યો હતો.

એવા સરસ દેખાવો કદાચજ જોવામા આવે છે અને અમે ધારીયે છીયે કે અમેરિકાના સૌથી સરસ દેખાવો લેક જયોર્જના તથા હડસન અને સેંટ લોરેન્સ નદીઓના ગણાય છે તેનેબી એ ટક્કર મારે એવા લાગતા હતા. અને તે અમેરિકનો વટીક કબુલ કરતા હતા. (જેમ થવું ઘણુંજ મુશ્કેલ છે, કારણકે અમેરિકનોને મનસે અમેરિકાથી સઘળું ઉતરતુજ હોવું જોઇયે.) એનાં બારાંમાં દાખલ થવાનો માર્ગ ઘણોખરો કોનસ્ટેન્ટીનોપલના બોસફોરસના ચેનલને મળતો આવે છે, પણ ત્યાં બેઉ બાજુપર મજબુત કિલ્લાઓ બાંધેલા છે. બારાંમાં ઘણી મનવારો તથા સ્ટીમરો લાંગરેલી હતી, ત્યાં અમારી સ્ટીમરે આસરે ૧૧ વાગે લંગર કીધું હતું. ઇહાં નજદીકમાં આવતાં એક છુટી ટેકડી જેમ અમોએ આગળ જણાવી છે તેમ પાહાડોની બાહેર રોકવર્ક માફકની નિકળી આવેલી છે, જે ઉપરથી આગળ ઇહાંના ખ્રીસ્તી ધર્મમાં વટલી ગયલા આસરે ૪૦૦૦ જાપાનીસોને લાવીને ડુંગર ઉપરથી નિચે દરિયામાં ગગડાવી દઇ મારી નાખ્યા હતા એમ ઇહાની તવારીખ ઉપરથી માલમ પડે છે, પણ તે ઉપર ઘણા ઉતારૂઓ શક નાખે છે, કે માત્ર કાઈનું જોડી કાહાડેલુ હશે, પછી ખરી કે ખોટી વાતતો સાહેબ જાણે, પણ જાપાનની તવારીખમાં એવી વિગત આપેલી છે. અમારાવાલી સ્ટીમર માલ ઘણો લેવાની હોવાથી આજે આખો દિવસ નાગાસાકીના બારાંમાં થોભી હતી, પણ અમો બારાંમાં ગયા ત્યારથી આખો દિવસ એટલો તો જોરથી વરસાદ પડયા કીધો કે કિનારે ઉતરી શકાયું નહીં, તેથી સઘળા ઉતારૂઓ નાસીપાસ થયા હતા નાગાસાકીમા આખા વરસનો મોટો ભાગ વરસાદ પડે છે, તેથી એને વાસ્તે રમુજી કહેવત છે કે મહિનાના ૩૧ દિવસ અત્રે વરસાદ પડે છે, અને આજે અમારી તે બાબે ખાતરી પણ થઈ હતી. છેક રાત સુધી વરસાદ ચાલુજ હતો.

**તા૦ ૨૩ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના ઈંહાં વરસાદે ઉગાર આપ્યાથી અને સ્ટીમર નવ વાગે ઉપડવાની હોવાથી બીજા ઉતારૂઓ સાથ અમે પણ કિનારે ઉતરીને નાગાસાકી શેહેર જોવાની તક હાથ લીધી હતી, અને નવ વાગે સ્ટીમરપર પાછા આવ્યા ત્યારે ૧૧ વાગે તે ઉપડવાની છે એમ માલમ પડયાથી અમો ફરીથી કિનારે ૧૦—૩૦ મીનીટ સુધી ફરી આવ્યા હતા, અને તેટલા વખ્તમાં નાગાસાકીનો મોટો ભાગ જોઇ શકયા હતા. અમો પેહેલાં ઈંહિંના વખણાયલા બ્રોન્ઝના ઘોડાવાલું દેહેરૂં જોઇ આવ્યા હતા. એ દેહેરૂં ડુંગર ઉપર હોવાથી આસરે ૨૦૦ ઉપર સીડી ચહડવી પડે છે, અને ત્યાંથી બારાંનો તથા બીજો આસપાસનો દેખાવ ઘણો સારો દીસે છે. દેહરાંમાં કાંઇ પણ જોવાલાયક નથી, અને તેની અંદરના ભાગમા ધર્મગુરૂઓ સિવાય કોઇને જવા દેતા નથી. તેના કપાઊંડમાં એક માફકસરના કદનો બ્રોન્ઝ ધાતુનો ઘોડો મુકેલો છે તે ઉપરથી એ દેહેરૂં ઇંગ્રેજોમાં ઓળખાય છે. ઘોડો કાંઇ મજેનો બનાવેલો નથી, તેનું મોહોડું ઘણું લાબુ અને આગ ટુંકુ કરી નાખ્યું છે. ફકત ઈંહાંથી દેખાવ દેહેરાની થોડે ઉપર ડુંગરપર ગયા પછી એ બેઠક આવે છે ત્યાથી જોવાની છે. એ જોઇને પછી શેહેરમાં અમો ફર્યા હતા. એ નાગાસાકી જાપાન દેશના તાબામા છે, અને ત્યાં બધે જાપાનીસો વસે છે. ફકત થોડાક ખ્રીસ્તી ધર્મના પાદરીઓ લોકોને વતલાવવા સારૂં અત્રે સ્કુલ તથા આસપીટલ કાહાડી બેઠા છે. શેહેરનો દેખાવ બંદરમાથી ઘણો સારો પાહાડોની નિચે દરિયે કિનારે આવવાથી લાગે છે. મોહોલાઓ બીજાં જાપાનીસ શેહેરો માફક સરખા કીધેલા છે, પણ રસ્તાઓપર ઈંહાં વચમાં મોટી લાદીઓ જડી લીધાથી સફાઇ વધારે દીસે છે. અત્રે કાચબાના કોતલાંની બનાવતો ઘણી સરસ અને જાતજાતની બનાવે છે, અને તે સારૂં તથા ઇંહાંના ઊંચી જાતના કોરીકામની બનાવત સારૂં એ શેહેર વખણાયલું છે. એ સઘળું જોઇને પાછા સ્ટીમર ઉપર કલાક ૧૦—૩૦ મીનીટે ગયા હતા. એ વખ્તે ગઇ રાતના રશિયન સરકારની એક મનવાર આવેલી હોવાથી જાપાનીસ

વાવટો પોતાની મનવારપર ચહડાવી તેને ટોપોનું માન આપતી હતી, જેનો પડઘા બધે ફરતા ડુંગરો હોવાથી જાણે ગોળને ગોળ દોડતો હોય અને બધેથી, ટોપો ફુટતી હોય તેમ લાગતો હતો. એ મનવારને કિનારેના કિલ્લાપરથી પાછી સલામતીની ટોપો આપ્યા પછી ઇંહા ફ્રેન્ચ સરકારની મનવાર તેના એડમીરલ સાથ પડેલી હોવાથી તે સરકારનો વાવટો ચહડાવી તેને તથા ત્યાર પછી અમેરિકન મનવારપર પણ એડમીરલ હોવાથી તેનો વાવટો ચહડાવી તેનેબી ટોપોનું માન રશિયન મનવારે વારા ફરતી આપ્યું હતુ, જેઓએ તેના ઉતરમાં રશિયન મનવારને વાવટાઓ ચહડાવી ટોપોનું માન આપ્યુ હતું. વળી એ વખ્તે ઇંગ્રેજી બે મનવારો પણ ઇહાં લાગરેલી છે, જેઓપર એડમીરલ ન હોવાથી તેઓ સાથ ટોપોના માનની અદલાબદલી રશિયન મનવારે કીધી હતી નહીં. એ મનવારોપર વારાફરતી બેડો વાગતા હતાં, તેથી ઘણું રાળયામણું ટોપોના અવાજો સાથ લાગતુ હતુ. અમારી સ્ટીમરપર ફ્રેન્ચ એડમીરલ ઉતારૂ દાખલ શેહેંગાઈ જવા આવ્યો હતો તે અમારી સ્ટીમર ઊપડી ત્યારે તેની ફ્રેન્ચ મનવારની પડોશમાથી પસાર થતી વખ્તે તે મનવારનાં સઘળા માણસો એડમીરલને માન આપવા તુતકપર ટોપી ઊતારી ઊભા હતા, અને આખો વખ્ત બેંડના શરોદો તે ઊપરથી વજાડયા કીધા હતા. એ મુજબ અમે એ ટોપોના ધડાકા તથા બેડના સુંદર શરોદો સાથે નાગાસાકીનું બારૂ છોડયુ હતુ.

**તા૰ ૨૪ મી અકટોબર સને ૧૮૮૭**—આજે આખો દિવસ નાગાસાકીથી શેહેગાઇ જતાં મોટા દરિયામા ગુજાર્યો હતો કાંઈ જાણવાજોગ બન્યુ નથી. આજે સાજના મગરમચ્છો દરિયામાં ગેલ કરતા ઘણાં મળ્યાં હતા અને રૂતુ તદન ખુલ્લી હતી, સાંજ પછી થંડી સારી નિકળી હતી.

**તા૰ ૨૫ મી અકટોબર સને ૧૮૮૭**—ગઇ રાતના આસરે કલાક ૩ વાગેને અમારી સ્ટીમર શેહેગાહીની નજદીકમા યાગતીસીકીયાંગ નદીમાં લંગર કરીને પડી હતી તે સહવારના કલાક ૬—૪૫

મીનીટે ઉપડીને ત્યાંથી વોહોગપુ નદીમાં દાખલ થઇ હતી, એ જગ્યા-પર એક ગામડું વુસંગ કરી છે ત્યા નદી ઘણી છાલકી રહે છે, જેનો ( Bar ) બાર પસાર કરવા સારૂ હમેશા દીસનાજ ભરતી હોય છે, ત્યારે સ્ટીમરો અંદર જાય છે. એ યાંગતીસીકીયાંગ નદી ઘણી મોટી છે અને ચીનમાં તો શું પણ આખા એશિયા અને યુરોપમાં પણ તે મોટી કેહેવાય છે. એ નદી ૩૩૨૦ માઈલ્સ લાંબી છે, અને તેના પાણીથી સાડાનવ લાખ ચોરસ માઇલ જગ્યા રોકાઇ છે. "વોહોગપુ" નદી અને એ "યાંગતીસીકીયાંગ" નદીઓ છેક કિનારાપર મલી જાય છે, તેથી છેલ્લી નદી પસાર કરીને પેહેલી નદીમાં જવાય છે. ઈહિાંનાં ઉપલા ગામડાં આગળથી પસાર થતાં એક મોટો કિલ્લો છે અને તેને થોડે દુરથી પેલો છાલકાં પાણીવાલો બાર આવે છે, નદીની બેઉ બાજુ-પર બેઠી જમીન આવેલી છે. અમે કલાક ૮ વાગેને શેહેંગાહીના બારાંમાં જાપાનીસ સ્ટીમર કંપનીના ડંકા ઉપર લંગર કીધુ હતું, એ વખ્તે અમોને અત્રેની જરતોસ્તી સાહેબોની પેહેડીવાલાઓ લેવા આવ્યા હતા, અને કિનારે તેઓ સાથે ઉતરીને હોટલ ડી કોલોનીઝ જે ફ્રેન્ચ સેટલમેંટવાલી જગ્યાપર છે ત્યાં ઉતારો લીધો હતો. શેહેંગાહીમાં આપણા જરતોસ્તીઓની બે પેહેડી છે, તેમાં શેઠ કાવસજી પાલણજીની તથા તાતાની કંપનીઓ છે, જેઓ સાહેબોએ અમોને કોબી તરફ આગળથી તાર પોતાને ત્યા મેહેમાન દાખલ ઉતરવાને સારૂં જુદો જુદો કીધો હતો, પણ તે ઘણા ઉપકાર સાથ ના પાડી અમોએ હોટ-લમા ઉતરવાનો ઠરાવ આગમજથી કીધેલો જણાવ્યો હતો, તોબી એ સાહેબોની પેહેડીના ઇહાના આડતિયાઓ અમોને લેવા સ્ટીમરપર આવ્યા હતા, અને આજે આખો દિવસ અમારી મેહેમાનદારી ઘણી સારી કીધી હતી ઊપલી બે પેહેડીમા ત્રણ જરતોસ્તી સાહેબો ઊપરાંત બીજા પાચ સાહેબો છે, જેઓમા ત્રણ સાહેબો દલાલી એક સાહેબ ડાકટરપણુ કરે છે, અને એક બુઝોર્ગ શેઠ રીટાયર થઇ ઇહા રહેલા છે, જેવણુ સને ૧૮૩૩ મા ચીન તરફ પેહેલા આવ્યા હતા તેમા એકજ વખ્ત સને ૧૮૮૩ માં મુંબઈ જઇ

આવ્યા છે, અમો જે હોટલમાં ઉતરિયા છીયે તે ફ્રેન્ચ હોટલ છે, અને ન્ચ હદમાં આવેલું છે, જે હદમાં સઘળા જરતોસ્તી સાહેબો વસે છે. ઈહાં ઉપલા ૮ મરદો ઉપ્રાંત બે પારસી બાનુઓ પણ રહેલી છે. શેહેંગાહીમાં પરદેશીઓને રહેવાના લતા ત્રણ ભાગમાં વેહેંચાઈને જાણે જુદાં જુદાં નાનાં ગામો હોય તેમ છે. તેમાં ફ્રેન્ચનું, અમેરિકનોનું, ઈંગ્રેજનું એમ છે. પેહેલી સરકારનાં સસ્થાનવાલી જગ્યા તેઓએ ચીનાઈ સરકારને છેલ્લે "તેપીંગના" બળવા વખ્તે મદદ આપ્યાથી તેઓને આપી દીધી છે. હવેથી તે ફ્રેન્ચ સરકારનીજ મીલકત ગણાય છે. તે ઉપર ચીનાઇ સરકારનો કશો દાવો નથી. પણ ઈંગ્રેજી અને અમેરિકન સરકારોવાલી જગ્યા જોકે તેઓને વસવા આપી છે, અને તેઓની જુદી મ્યુનીસીપાલીટી, કોર્ટ વગેરે છે તોબી જમીન ઉપર હક ચીનાઈ સરકારનો છે. એ બે સરકારોનાં સંસ્થાનથી ફ્રેન્ચ સંસ્થાન એક પાણીની નેહેરથી છુટું પડેલુ છે, અને ત્યાં યુરોપિયનો ઉપ્રાંત ચીનાઓનીબી વસ્તી સારી છે. પણ તેનો વહીવટ એ ત્રણુડો સરકારો જુદી જુદી મ્યુનીસીપાલીટીથી ચલાવે છે.

ચીનાઈ ગામ એ સંસ્થાન જે નદીને કાંઠેથી આવેલુ છે તેની પાછળ એક બીજી નેહેર મુકયા પછી ઘેરી લીધેલી કોટ જેવી દેવાલની અંદર આવેલું છે. આજે અમો યુરોપયન સંસ્થાનોવાળા ભાગોમાં ફર્યા હતા. તે પેહેલાં આપણા ઈહિાના જરતોસ્તી સાહેબોના ધર્મના મકાન ઉપર ગયા હતા. એ જગ્યા મોટી છે, અને આગલ ત્યા વસ્તી નહીં હોવાથી સસતી લીધેલી છે, પણ હમણા મોટી વસ્તી આસપાસ થઈ જવાથી તેની કિમતમા ઘણો સારો વધારો થયલો છે, અને તેમાંના અરધા ભાગની જમીન ચીનાઓને નાટકશાળા બાંધવા સારૂં સારી રકમે ભાડે આપેલી છે. જે ઉપરનો અમલો સુધા બીજા ૧૦ વરસમા તે પાછી જરતોસ્તીઓને હસ્તક આનશે. બાકીની જગ્યા ઉપર મજેનો બાગ બનાવી તેની અંદર સારો જેવો બંગલો બાંધેલો છે, જ્યા સારા દિવસો ઉપર ઈહાના જરતોસ્તીઓ એકઠા મળે છે. એ

બંગલામાં અમોએ ઉપર લખેલા સૌથી જુના ઈહિંના પારસી રહેવાસી રહે છે જેવણ ઘણી બુઝોર્ગ હાલતમાં હાલ આવેલા છે તોબી આગળની આપણી જરતોસ્તીઓની ઈહિંની પેહેડીઓની જાહોજલાલીની યાદી સારી આપે છે. એ બંગલાની પડોશમાં એક અલાહેદી ઘેરી લીધેલી જગ્યા છે જ્યાં આઠ જરતોસ્તીઓ જેઓ શેહેંગાહીમાં બેહેશ્તનશીન થયલા તેઓને દાટેલા છે. જેઓની સાત ઘોરો ઉપર નામ નિશાણીના સ્થંભો સારા મુકેલા છે. જેમાંનો એક શેઠ દોરાબજી નશરવાનજી કામાજીની ઘોર ઉપર તો આપણા પેગમબર સાહેબ અશો જરતોસ્તની પથ્થરમાં કોતરેલી તસ્વીર મુકેલી છે. જેની પડોશમાંજ તેવણના બેટા જેવણ થોડુંએકપર ઈહિ ગુજર્યા હતા તેવણને દાટેલા છે. તે ઉપર ઘોરનો પથ્થર મુકવાનો રહેલો છે એ ઘોરોમા સૌથી જુની ઘોર સને ૧૮૫૯ના સાલની છે અને એ જગ્યા ઘણી સફાઈથી ઘાસના લોન્સની માહે રાખેલી છે, અને ઈંગલંડમાંની આપણી જરતોસ્તીઓની દાટવાની જગ્યા કરતા ઘણી સારી હાલતમાં રાખેલી છે. બાગ પણ ઘણો સારો છે, અને ત્યાં ત્રણ ચાર માલીઓ રાખેલા છે અને ઈહાં આગળ કોઈ બાગો ન હોવાથી યુરોપિયનોના છોકરાઓ ત્યા ફરવા આવતા હતા અને હમણાબી કોઈ કોઈ વખ્તે આવે છે. એ જગ્યા ફ્રેન્ચ સંસ્થાનની હદમા આવેલી છે, અને આપણા બધા જરતોસ્તી-ઓબી એજ હદમા રહે છે. અમોએ ખબર કાહાડતાં માલમ પડયું કે ઈંગ્રેજી હદમાં એઓ નહીં રહેતા તેનું કારણ એ છે કે ત્યા માલ ઉપર નજદીક આઠ ટકા જગાત લે છે, પણ ફ્રેન્ચ હદમાં રેહેનારાઓને તેમ જગાત આપવી પડતી નથી. ઈહાનો વેપાર હિંદુસ્તાન સાથનો અફીમનો છે, તે સારૂ જુદી જુદી પેહેડીઓએ પોતાનાં વાહાણો નદીમાં વખાર દાખલ જાહુક રાખી મુક્યાં છે. તેમા એ અફીમ આવે છે ત્યારે ભરે છે અને વેચે છે ત્યારે ત્યાંથીજ પરભારી ડીલીવરી ચીનાઓને આપે છે. જો કિનારે વખાર રાખી ત્યા ઉતારે તો પરદેશીઓ પાસેથી ચીનાઈ સરકાર તેની જગાત માગે છે તેથી પરભારી ત્યાંથીજ ચી-નાઓ ઉપાડી જ્યાં મોકલવી હોય છે ત્યા મોકલાવે છે તો ચીના વેપારી-

ઓનેજ એ જગાત આપવી પડે છે. અમો ઉપલી ધર્મની જગ્યા જોઈને પછી ('Bubbling Well) પરપોટાવાલો કુઓ કરી ઇહિના લોકોને ફરવા જવાની જગ્યા છે ત્યા ફરવા ગયા હતા જ્યા એક નાની જેવી ટાંકી પાણીની બાંધેલી છે. તેના પાણીમાં આખો વખ્ત પરપોટા ફુટયા કરે છે જે ઉપરથી એ જગ્યાનું નામ તેને આપ્યું છે. એ સિવાય બીજું કાંઈબી ત્યા જોવાલાયક નથી. કુવો તે નદી કિનારેથી આસરે ત્રણ માઈલ દુર છે અને તે બધા લત્તા ઉપરનો મોટો ભાગ ઈહિનાં યુરોપિયનોના રેહેવાના છુટા છુટા નાના મોટા બગલાઓ બાગોમાં આવેલા છે તેથી લોકો ઘોડાની ગાડીમાં ત્યા સાંજના ફરવા જાય છે. ઈહિં શેહેગાહીમાં ગાડી ઘોડાઓ ઘણા જણા રાખે છે, અને તેટલા ગાડી ઘોડા આખા ચીન તથા જાપાનમા નથી. શેહેરની ઈમારતો યુરોપિયન ભાગ તરફની ઘણી સારી અને રોણકદાર એકથી બબે માલની બાંધેલીઓ છે તેમાં નદી કિનારેના બંદ નામના રસ્તાપરની ઈમારતો સરસ છે, અને ત્યા બધી પેહેડીઓ તથા બેંકો અને કોનશુલેટસ તથા કોર્ટો ઇત્યાદી આવેલું છે. વળી બે કલબોની પણ ઇમારતો ઈહિં છે ત્યાં જીમખાનું અને ઘોડાની સરત રમવાની જગ્યા પણ ઈહાં રાખેલી છે. એ કુવા પસાર કીધા પછી બીજા આસરે ત્રણ માઇલ દુર ફ્રેન્ચ મીશનરીઓએ સ્કુલ તથા ઓબઝરવેટરી કાહાડેલી છે તે જોવા ગયા હતા. રસ્તામા રૂના ખેતરો બધે મળતાં હતા. ઈહિંનો રૂ ઘણો સફેદ આવે છે પણ તાર મોટો નથી. હમણા એની જાપાન દેશ તરફ નિકાશ સારી થાય છે એ ખેતરોમાં વારા ફરતી નાના નાના પીરેમીડસના જેવા ચોરસ ટેકડાઓ ઘણા મળતા હતા. જે ઇહાંનાં મરણ પામેલા ચીનાઓની ઘોરો ખબર કાહાડવાથી માલમ પડી હતી. ચીનાઓ જ્યારે મરણ પામે છે ત્યારે તેનું મુડદું પેહેલા એક જગ્યા ઉપર થોડો વખ્ત દાટે છે પછી તેના અતલગનાઓને સ્વપ્નામા જ્યારે મરનાર આવીને જે જગ્યા ઉપર તેને દટાવાની ખુશી હોય છે તે જગ્યાઓ કહે છે, ત્યારે તેનું મુડદું પાછુ ખણી કાહાડી તે જગ્યામા દાટે છે. હવે ઘણીખરી એ જગ્યા તેની પોતાની ખેતરનીજ

હોય છે અને એ લોકોમા વેહેમ એ રીતનો હોવાથી મરનારના અતલગના સગાઓએ તે બાબે વિચાર કર્યા કીધાથી અલબતાં સ્વપ્નામા પણ તેવીજ બાબદ આવે છે તેનો વિચાર મરનારને કઈ જગ્યા ઉપર હેત હતું તે માલમ હોવાથી તેવીજ જગ્યાના બેસારા થાય છે. એને લીધે દરેક ખેતરોમા ઘણી ઘોરો ખેતીવાડીની વચમા દીસે છે.

શેહેંગાઈ વોટર વર્કસ એક કંપનીની મીલકત છે જ્યાં નદીમાથી બુંબાઓએ કરી પાણી ટાંકીઓમાં ભરીને તેને ફીલટર કરે છે, જે ઘણુખરૂ મુબઇના ભંડારવાડાના રેઝરવોયરને મળતું આવે છે, અને પછી તે પાણીને શેહેરમાં એક મિનારો કીધો છે તેની ટાંકીમાં ચઢાવી રાખે છે અને જ્યાથી શેહેરના બધા ભાગોમાં પુગે છે. એ સઘળાં કામ સારૂં ઈહિાં મજાની ઈમારત તથા સાંચાકામ અને ઇનજીન રાખેલુ છે. એ જગ્યાની પડોશમાં એક કાગજ બનાવવાનું કારખાનું ચાલુ હતું પણ તેનેથી થોડેક દુર કાચ બનાવવાના કારખાનાની ઈમારત તૈયાર હાલતમાં ખાલી પડેલી જોઇ હતી. એ કારણુસર ઈહિાના ચીનાઓએ કપની ઊભી કીધી હતી પણ તે ચલાવી જાણનારા નહીં હોવાથી અને કાંઈ અંધેર કારભારથી સઘળી ઠાપણ ખપી ગઈ હતી તેથી હિમત છોડી દઈને તેને પડતુ નાખ્યું છે. એ ઈમારત જોયા મેલે સને ૧૮૮૪ મા તેની તખ્તીપરથી બંધાયલી લાગે છે પણ હજી તે ખાલી પડી રહેલી છે. ઈહિાના બીજા સાહેબોથી સાંભળ્યું કે ચીનાએ કંપની કેમ ચલાવવી તેની સમજ હજી બરાબર રાખતા નથી. એજ મુજબ શેહેગાઈમાં સ્ટીમ નેવીગેશનની એક કંપની ચીનાઓની છે, જેમાં ઈહિાનો જાણીતો મારકવીલ ટીસેંગ ડીરેકટર છે અને ઠાપણ પણ ઘણી મોટી હોવી જોઈએ કારણકે એ કંપનીની ઘણી સ્ટીમરો ચીનના કોસ્તાઓ તરફ પરદેશીઓની હરીફાઈ કરવા દોડે છે, તથા એઓની માલ ભરવાની વખારો ફ્રેન્ચ સંસ્થાનમા નજદીક ૧૭૫૦ ફીટ જેટલી લાંબી છે પણ એનો કારોબાર સાંભળ્યા મુજબ ઘણો અધેર ચાલે છે અને દર સાલ કપનીને ઘણી ખોટ જાય છે તેથી આગળ ચાલતાં ટકે

એવું દીસ્તું નથી. ઉપલી કાચના કારખાનાની ઇમારત પસાર કરીને તે રસ્તે છેક પાંચ માઇલ સુધીનો શકાવી નામનો ગાડીમા જઈ આવવાનો રસ્તો છે ત્યા જઈ આવ્યા હતા. એ જગ્યાપર નદીનું એક નાળું આવેલું છે, તેની આગળ રસ્તો જતો નથી. આજ સાજનાં ફ્રેન્ચ સંસ્થાનના કંપાઊંડમાં અત્રેનું ટાઉન બેંડ વાગતુ હતું તે સાભળવા ગયા હતા, જ્યાં થોડાક ફ્રેન્ચો સિવાય બીજા સાભળવા આવ્યા હતા નહીં. અઠવાડિયામાં એક વાર એ બેંડ અત્રે વાગે છે.

**તા૦ ૨૭ મી અકટોબર સને ૧૮૮૭**—આજે શેહેગાઇના ત્રણ ચાર મોટા ગાડી હાંકવા લાયક રસ્તાઓ નદી કાંઠે છે તેમાના એકમાં અમો ફરવા ગયા હતા, જ્યાં બધે રૂનાં ખેતરો સિવાય કશું જોવાનું નથી. રસ્તામાં અત્રે એક રૂની સુતર કાંતવાની મીલ આગળ ઉભી થતી હતી તેની પડી ભાગેલી ઈમારત પસાર કીધી હતી. સાંભ-ળવા મુજબ એનું કામ પેહેલે ચીનાઇ સરકારે ચાલવા દીધુ અને પછી કોણ જાણે શું ફાંટો આવ્યો કે તે બંધાતી બંધ કરવાનો ઓચિંતો હુકમ કાહડયો હતો. હમણા ઈંહાંના "ડેલી ટાઈમ્સ" માં છપાવા મુજબ સરકારે હુકમ કાહાડયો છે કે ચીનના કોઈ પણ મુલ-કમાં રૂનું સુતર યા કાપડ બનાવવાનાં કારખાનાં કાહાડવાં નહી, અને એ ધારો પરદેશીઓને પણ લાગુ પાડેલો છે. એ કરવાનું કારણ એવું માલમ પડે છે કે સરકારને ધાસ્તી લાગે છે કે કારખાનાંઓ ઉભાં થયાં તો પછી ગરીબ સુતર કાંતનારા તથા વણકરો ભુખે મરશે અને કમાશે નહીં એ પ્રમાણે ઈંહાંની સરકાર હજી રૈયતને અસલી બનાવતોને વળગી રહેવાનું સામુ ઊતેજન આપી પોતાનાજ હકમા ગેરફાયદો કરે છે. છતો ઈંહાં રૂ ઉગે છે, અને તે રૂ જોતા કાંઇ ઘણા નાના તારનો લાગતો નથી, પણ તેને ઈંહાંજ બધો ખપાવવાને બદલે બધા દેશાવરો ખાતે નિકાશ થાય છે. કોઇબી રીતે પોતાના દેશમા સુધારો કરવા સરકાર ખુશી દીસ્તી નથી હમણા લંડન તરફ જતી ચીનાઈ ચાહ દિનપરદિન હલકી માલમ પડી છે, તે સાર પુરો

પિયનોએ તપાસ ચલાવવા સરકારને ઘણુંબી સમજાવ્યું, પણ સઘળું• ફોકટમા ગયું હતું. પણ હમણા ઈંગલડ તરફ એનો ખપ તથા ભાવ ઘણોજ પડી જવાથી સરકારી મેહેસુલ ઘણી ઓછી થઇ ગઇ ત્યારે આસ્તે રહીને મેહેસુલને ખાતરજ યુરોપિયનોની એ બાબે સલાહ પુછે છે કે અમોએ શી રીતે એમાં સુધારો કરવો તે બતાવી આપવું. એમ કહેવાનુ એ લોકને અલબતે ઘણું ભારી પડયું હશે, કારણ કે પોતાનામાં મગરૂબી પોતે ઘણી રાખે છે, અને સઘળું ચીનને પુગે નહીં એવો ખોટો વિચાર એઓનો છે. જો કોઇ અમલદાર યુરોપ તરફ ફરી આવે અને ત્યાનો સઘળો સુધારો જુએ અને તેની પોતાની ખાત્રીબી થાય કે યુરોપિયનો સુધારામાં ઘણા આગળ વધ્યા છે તોબી જયારે પાછો ચીન આવે અને સરકારી ઓધેદારો ઈહાંના શેહેનશાહ પાસે જ્યારે જાય ત્યારે યુરોપિયનોને જંગલી છે કરી કહે છે અને ત્યા કોઈ પણ ચીનને પુગે એવુ નથી કરી કહેવાની ફરજ પડે છે; નહીં તો પછી જો કાંઇબી તારીફ કીધી તો તેવણનું કાટલું નિકળી જાય છે. આજે અમારાં હોટલની સામે એક મોટો વેપારી મરણ પામ્યો હશે તેને ઘણી ધામધુમથી દાટવાની જગ્યાપર લઇ જતા જોવાની તક અમોને મળી હતી. એ પાયદસ્તને બદલે એક સરઘસ કહીયે તો ચાલે. પેહેલાં ચીનાઇ વાજાં વાગતાં આગળ ચાલ્યાં પછી માચીના રોફી ખુરસી યા પાલખીઓમાં કાંઈ જાતજાતની એઓની ક્રિયાને લગતાં વાસણો અને પાછળ એઓના ધર્મગુરૂઓ ચચારની હારમાં કાંઇ નિશાણો જેમ કેટલાક પાદરીઓ ક્રોસ લઇને આવે છે તેમ લઇને ચાલતા હતા

તેઓનો પોશાક પણ એજ પાદરીઓને મળતો ચીકનના તથા કસબના ભરતનો રેશમી હતો. તેઓની પાછળ વળી બીજી પાલખીઓમાં મરનારની તસ્વીર તથા તેની આગળ ખાવાનું મુકેલું તથા અગરબતીઓ બલતી લઇને થોડા જણા ચાલતા હતા, તેની પાછળ એક જણ ટટ્ટુની ઊપર સફેદ પોશાકમા બેસીને જતો હતો, જે મરનારનો કાઇ અતલગનો સગો હોવો જોઇએ. ત્યાર પછી એક ભપકાદાર પાલખીમાં કોઇ ઘણાજ ભપકાદાર પોશાકમા આવ્યું, જેને વાસ્તે

કહે છે કે અત્રેના કોઇ મોટા માદરીન (ઓધેદાર) ની તરફથી તે માન આપવા આવ્યો હશે એ મુજબ સરઘસ ગયા પછી આસરે ના કલાકનો ખાચો પડયો અને વળી પાછું આગળની માફકતુંજ બીજું સરઘસ નિકળ્યું. તેની પાછળ મુડદાની પેટી ૧૨ કોલીઓ ઊંચકીને ચાલતા હતા. એ પેટી ઘણીજ જાડા લાકડાંની મજબુત બનાવવાથી ભારી ઘણી હોય છે. તેની પાછળ શોગ કરનારા તેના મરદ ખેશીઓ સફેદ પોશાકમાં કોઇ ચાલતા તો કોઈ જીનર્ક્ષામા અને કોઈ ઘોડાપર એમ જાતા હતા તેઓની પાછળ પાલખીઓમા બાહેરની દિલાસો આપવા આવેલી ઓરતો ખુલ્લે પરદે ભપકાદાર પોશાક તથા જરિયાન સાથે ચાલતી હતી, અને સૌથી છેલ્લે ઘરની ઓરતો સફેદ શોગના પોશાકમા પાલખીઓમાં તથા જીનરીક્ષામા ખુલ્લી બેઠેલી આવી, જેઓના માથાપર પણ શોગની નિશાણી દાખલ સફેદ કપડાના પાતા બાંધેલા હતા. તેઓની પાછળ બે બંધ પાલખીઓમાં ધારવા મુજબ મરનારની બે વિધવાઓ હતી, જે પાલખીને વટીક સફેદ કપડાથી ઢાંકેલી હતી તેઓ જેવાં બાહેર આવ્યાં તેવા કાંઇ કારણસર પાયદસ્તની દરકાર કીધા વીના પાલખી ઉંચકનારાઓ સાથ પરદો જરા ઊંચકીને મરાવા પડ્યા હતા અને પછી પાલખી પાછી જ્યારે ચાલી ત્યારે પરદો નાખીને મોટે સાહદે અંદરથી રૂદન કરવા લાગ્યા હતા, જે જાણે દેખાડવા કરતા હોય તેમ દીસ્તુ હતું. ફક્ત એ બે જણીઓજ રડતી હતી. બાકીનું આખું સરઘસ સગાઓ સુધા કાંઇ જાણે દરકાર નહી કરતાં હોય તેમ આસપાસ થડે પેટે જોઇને ચાલતા હતા. સાભળવા મુજબ એ મરનાર ધણી દોઢ મહિનો થયો મરણ પામ્યો છે, પણ તેવણે આગમજથી જગ્યા દાટવાની નક્કી કીધી નહી હશે તેથી સ્વપ્નામા આવીને તે બતાવે ત્યાં સુધી તેને પેટીમાં હવા ન જાય તેમ બંધ કરીને રાખી મુકયો હતો, તે હમણાં કોઇને સ્વપ્નો આવ્યો હશે તેથી દાટવા લઇ ગયા હતા. એ વખ્તે બંદુકોના તથા ફટાકડાના અવાજો તેના બારણા આગળ ચારે દશા તરફ કરતા હતા કે તેનો જીવ ભુતના આકારમા ઘર આગળ રહી નહી જાય, પણ

ઉપલા અવાજોથી તેને નાહસવાની ફરજ પડે. ચીનાઓ મરનારનાં બદનને માન ઘણુ આપે છે, પણ જોવા મેલે તેના જીવની દરકાર કરતા નથી. આજ રાતના અમો ઘણે મહિને અત્રેના બધા જરથોસ્તી સાહેબો સાથે ખાતુ લીધાથી ઘણા ખુશી થયા હતા.

**તા૦ ૨૮ મો અકટોબર સને ૧૮૮૭**—આજે અમો શેહેંગાઈના ચીનાઈ શેહેરવાલા ભાગમાં ફરી આવ્યા હતા. એ શેહેર એક ઇટનો કોટ આસરે બે ફીટ જાડાઈનો બાંધેલો છે તેની અંદર આવેલું છે, જેનો દરવાજો દરરોજ રાતના નવ વાગતે બંધ થાય છે. એ શેહેરની અંદરના રસ્તાઓ ઘણાજ સાંકડા છે. કોઇ તો ભાયગે ચાર ફીટના હશે, જ્યા અમો ઈહાની પાલખીરોકી માચીનમાં ફરતા હતા ત્યા તે માચીન જતી વખ્તે લોકોને ઘરોની દેવાલો આગળ દબાઇને ઊભુ રેહેવું પડતુ એટલી થોડી જગ્યા બાકી માચીનની આસપાસ તેવા મોહોલાઓના રસ્તાઓપર રહેતી હતી, અને મોટામાં મોટા રસ્તા ભાયગે ૧૦ ફીટની ઉપરના હશે. જ્યાં ફરીયે ત્યાં મોહોલાઓ સઘળા ગલીચીથી ભરેલા અને તેના તથા મોહોલાઓની વચમાં કોઇ કોઇ ગમની પાણીની નેહેરો જેમાંનુ પાણી થોડું હોવાથી લાબસી જેવા ગદલા કીચલ તથા બીજી નજીસાતથી ભરપુર હોવાથી ઘણોખરો વખ્ત નાકે રૂમાલ દાબી રાખવો પડતો હતો. અમો અજબ થઈયે છીયે કે આવી જગ્યાપર આટલી ગીચ વસ્તી કેમ રહી શક્તી હશે, અને જ્યાં કાંઇ ખરાબ ઉડતો રોગ ફેલાતો હશે ત્યાં સંખ્યાબધ લોકો મરણ પામવાં જોઇયે. વળી મોહોલામાં ઘરોની બાહેર જરા ઉપરથી બાબુઓ બાહેર કાહાડી તે ઉપર ધોયલા યા મેલા કપડાંઓ સુકવવા નાખ્યાં હતાં તથા નામના પાટિયાંઓ દુકાનોની બાહેર લટકાવેલા તેથી મોહોલામા અડચણ પુરી પડતી હતી, અને અમારી પાલખીને વારા ફરતી તેઓ અથડતા હતા. જો સામી બીજી માચીન આવે તો એકને બાજુપર છેક દબાઇને ઉભુ રેહેવુ પડતું હતું ત્યારે સામી માચીન પસાર થતી હતી અમોને એક ગમ મોહોલામા હાલ ચીન

તરફથી જરમની જતો ચીનો એલચી મળ્યો હતો, જે કોઇ પદવીવાલો માદરીન હોવાથી તેની આગળ આસરે ૧૦ પાયદલ ચોબદારો ઉભી અણીદાર અને લાંબી ટોપીઓ પેહેરી દોડતા હતા, જેઓએ અમારી માચીન બાજુપર ઉભી રખાવી હતી. તેઓની પાછળ એક જણ ઘોડેસ્વાર થઈ ચાલતો હતો, અને તેની પાછળ બીજા પાયદળ ચોબદારોની વચમાં ઉપલો માદરીન એક માચીનમા બેશીને આવ્યો, જેની પાછળ પણ થોડાક ઘોડેસ્વારો દોડતા હતા. એ માદરીનનાં માથાંપર ટોપીને મથાળે એક પીછી જેવું પાછળથી લટકતું હતુ, જે તેના ઓધાની નિશાણી કહેવાય છે. મોહોલાઓ સાંકડા ઉપ્રાંત ઘણુા આડા અટાડા બાંધેલા છે, અને જો કોઇ અજાણ્યો શખ્સ ભોમિયા વગર જાય તો ખચીત તે ભુલો પડ્યા વગર રહે નહી. ઘેરો સઘળાં બેઠી બાંધણીના એક માલનાં હતા, જેથી હવા ત્યા થોડી ઘણી આવતી હશે. મોહોલાઓમા મોટો ભાગ દુકાનો ઘરોની નિચે આવેલી છે, જ્યા કોઈ કોઇ ગમ તો માલ ઘણો સારો વેચાતો હતો. કોઈ દુકાનો ખોરાકીની હતી, જેમા દેખઈતાં કોહેલાં ઈંડાંઓ પણ વેચવા મુકેલાં હતા, જેનાં તદન કાળા રંગનાં કોટલાં થઈ રહ્યા હતા. આવાં વાસ મારતાં ઈંડાં ચીનાઓ ઘણી ખુશીથી ખાય છે, અને કોઈ પુછે છે કે આવું ખરાબ ઈંડુ તમો લોક કાંય ખાવો છો? ત્યારે ઠડે પેટે જવાબ આપવામા આવે છે કે, એ તો બરાબર પાકું થયલું છે. તાજા ઈંડાં તો તેઓને મનશે કાચાં હોય છે. પકાવેલી ખોરાકી પણ જગેજગ વેચાતી હતી, તથા રસ્તાઓ નાના હોવાથી તેવી દુકાનો આગળ ભીડ ઘણી લાગતી હતી. ચીના મરદોનો પોશાક મુંબઇમા ચીનાઓ પેહેરે છે તેવોજ છે, પણ હમણાં થડીની મોહોસમ નજદીક આવ્યાથી ઘણી મોટી બાયના ટુંકા ડગલાઓ પેહેરે છે, જે બાચ આસરે એક ફુટ હાથ કરતા બાહાર રહે છે જેમા બીજો હાથ આમનસામન ખોશીને ચાલે છે, તથા થંડીને લીધેજ માથાપર ટોપીઓ પણ પેહેરે છે જે નાની, બેઠી કાળા રગની હોય છે એને મથાળે વચમાંથી એક લાલ મોટા બટન જેવું રાખે છે, ઓરતોનો પોશાકબી સાદો આગ ઢકાય તેવો છે ચીનાઓ

પોતાની ઓરતોના પગ ઘણા નાના રાખવા સારૂં પંકાયલા છે, અને આપણે સાંભળતા હતા કે તેમ પૈસાદાર ખાનદાનની ઓરતોનાજ હોય છે, પણ અમે તો અત્રે રસ્તામાં ઘણી ઓરતો નાના પગની એકમેકને પકડીને ચાલતાં જોઈ હતી જેઓ કાંઈ પૈસાદાર હોય તેવુ તેઓના પોશાકપરથી દેખાતું હતું નહીં. એઓના પગ આપણી ઓરતોના પગ કરતાં અરધા કદના હતા, અને ડોળતી ડોળતી તેઓ ચાલે છે, પણ સાંભળવા મુજબ પૈસાદાર ઓરતોના પગો તો તેનેથીબી અરધા કદના યા બે ઇંચિ જેટલા હોય છે. જે ઓરતો રસ્તામાં ચાલતી નથી અને ઘણી ખરી પરદેપોશ રહે છે. અમોને રસ્તામા મળતી ઓરતોના આંગ મોટાં અને પગ નાના હતા, તેથી ઘણી કઢંગી તેઓ દેખાતી હતી. છોકરીઓના માથાપરના બાલોના ચોટલા બે બાજુપર કાનની પાછળ બાંધે છે, તથા બાલમાં ફુલો તથા નકશીની બનાવટો ખોસે છે. મોટી ઓરતો ઘણી ખરી ચોટલો પાછળથી આપણી ઓરતો માફક બાંધે છે, અને માથાપર ફરતી કાળા કપડાંની પતી માથાંબાના સહી બાધે છે પણ તેથી માથાંનો વચલો ભાગ તથા ચોટલા ખુલ્લા રાખે છે. ઓરતોને જણુસ પેહેરવાનો પણ શોખ દીસે છે. ઘણી ખરી બધી ઓરતોના કાનમાં એક સુનાની કડીની અંદર એક જાતના લીલા રંગના કિમતી પથ્થર (Jade Stone) ની કડી લટકતી રહે છે તે પેહેરે છે, અને કોઈતો લાંબા એરીંગને ઘાટના પણ એજ જાતના પેહેરે છે. નાના બાલકોનાં માથાપર રંગીન તથા જાતજાતની ટોપીઓ પેહેરાવે છે, જેમાં ઘણી જાતના ઝવેહરાતો નાનાં નાનાં ખોસેલાં હોય છે. એક ઘેર જોવા અમારી સાથનો ચીનો ભોમિયો અમોને લઈ ગયો હતો એ ઘર એ લોકોના દેહેડાંઓ લગતું હતુ. દેહેડાઓને ચીનાઓ ચાસ હાઉસને નામે ઓળખે છે ઘર જાણે ગલીગુચીઓનું બાધ્યું હોય તેવી રીતનું છે એક પછી એક ગોળ અને ગોળ ગલીઓ તથા બારણાઓ પસાર કરીને અંદરનો બાગ અમોને દેખડાવ્યો હતો. બાગમા તો ઝાડનું નામ મળે નહીં, પણ હાથના બનાવેલા રોક વર્કસો કાંઈ વગર વગત્રીના હતા.

જેમાંના કોઇ કોઇ તો જાણે ડુંગરો ખણીને બનાવ્યા હોય તેવા મોટા પથરાના અને દશથી પંદર ફીટ ઊંચા તથા આખાં ઘરની લંબાઈઓના હતા જેની અંદર (Grottos) નાના ખોહ તથા ગલીગુંચીઓ બનાવેલી હતી. તે રોક વર્કસોની નજદીક વારાફરતી નાની નાની પાણીઓની ટાંકીઓ તેમાં કમરકાકરીના વેલા ઉગેલા સાથની દેખાતી હતી. એ બધી ગોઠવણ સારી કીધેલી છે અને આગળ કોઈ શોખીન ધણીએ બનાવેલુ હોવું જોઇયે. પણ હમણા સઘળું બેદરકારીથી પડેલુ છે. ત્યાંથી નિકળી અહીયાના ગવરનરનું મકાન જોવા ગયા હતા. પણ ત્યાં અમોને રજા મળેલી નહી હોવાથી અંદર જવા દીધા હતા નહીં. અહીયા દરવાજા ઉપર ચીનાઈ સોલજરોને અમે પેહેલ વેહેલા જોયા હતા. જેઓનો પોશાક બલુ કપડાંનો હતો તે ઊપર ફરતી પોહોળી લાલ પતી સીવેલી હતી તથા માથા ઉપર પાઘડી માફક થોડું એક કપડુ વિંટાલેલું હતુ. પોશાક સઘળો ચીઠડે હાલ જેવો હતો અને જો અમોને તેઓ સોજરો છે કરી ઓળખાવે નહીં તો બેગારી છે કરી સમજતે. ગવરનરના ઘરની બાહરના કંપાઊંડના દરવાજા ઊપર બે પથરના બનાવેલા કદરૂપા સીંહો હતા અને તેજ માફક કદરૂપા વાઘો દીવાલ ઉપર ચિતારેલા હતા તે ઘર જોઇ શકયા નહી તેથી અમારો ચીનો ભોમિયો જે મેસર્સ તાતાની કંપનીનો કોમપરાદોર હતો (અમારી સાથે ધારા મુજબ ઇંહાં બે ત્રણ જરતોસ્તી સાહેબો હતા) તે એક મોટા વેપારીનુ ઘર દેખાડવા લઈ જાઊં કરી કહીને તેને બદલે તો કોઈ ટી હાઊસ હતું ત્યા લઈ ગયો. એ ઘરની ગલીગુંચીથી આપણે એકલા ફરીયે તો ભુલા પડીયે તેવું હતું તેની બાહારની બાજુ ઉપર તો એક નાની દુકાન હતી પણ અંદરથી એક મોટો કંપાઊંડ તથા ઘર હતું. ત્યાંથી આગળ ચાસ હાઊસની વિગત લખી છે તેમ રોક વર્ક તથા પાણીની ટાંકીઓ હતી જોવા મેલે આગળ કોઈ પૈસાદાર શખસનું ઘર હશે પણ હમણા તો ત્યાં ચીનાઓના જાહેર ખાણાઓ વારાફરતી થાય છે અને જાયુકનુ ટી હાઊસ દાખલ વપરાય છે. ઇહા કાંઈ પણ જોવા લાયક હતુ નહી અમો શેહેરમાં ફરીને પછી એના કોટ ઊપર ગયા જ્યા રસ્તા કોટની

ઉપરજ તેની દેવાલની બાજુથી બાંધેલા છે ત્યાંથી શેહેરનો થોડો ઘણો દેખાવ સારો દીસે છે. તે જોઈને તેજ રસ્તે એક દેહેરૂં (ચાસ હાઉસ) જોવા ગયા હતા એ દેહેરૂં નાનું જેવું છે અને કાંઈ દમ જેવું તેમાં હતું નહીં, ફક્ત એક દાઢી સાથનુ પુતળું હતું. જેની સામે ઝીણી સલી જેવી અગરબતીઓ ભણુવા આવનારાઓ સલગાવીને એક વાસણમા રાખ હતી તેમા ખોસતા હતા અને સેનફ્રાનસીસ્કોમાં અમોએ જે ચીનાઓનાં દેહેરાં જોયા હતાં, તેના કરતા ઘણુ ઉતરતુ હતું. એ દેહેરાંના માળ ઉપર પછવાડેથી બીજા નાના નાના પુતળાંઓ મુકેલાં હતાં. જેમાંના એકના માથાં ઉપર જાણે મુંબઈના ભાઠિયાઓની પાઘડી હોય તેવો પોશાક પેહેરાવેલો હતો. બારીઓને કાચને બદલે નાના ચોરસ માઇકાના કકડાઓ જડેલા હતા એ જગ્યા, ઉપર અમોને ચાહ પુછી હતી તે પીને પાછા નિકળી યુરોપિયન શેહેરમાં આવ્યા હતા.

**તા૦ ૨૯ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સવારથી આખા દિવસની મેજબાની અત્રના જરતોસ્તી સાહેબોએ નદી ઉપર બોટમાં આપી હતી તેમાં સેહેલ કરવામાં ગુજાર્યો હતો. ઈહાં એવી સેહેલ કરવાની બોટો ઘણી મલે છે જેમા ઈંગ્રેજો વારાફરતી શેકારગાહ જવા નદીને રસ્તે અંદર જાય છે અને તેમાંજ કેટલાક દિવસ સુધી સુવું તથા ખાવું પડે છે તેથી તે સારી સગવડની બાધેલી છે. તેમા ત્રણ જણુ સારૂં "બર્થો" છે તથા ટેબલ, ખુરશી સઘળું રાખે છે. અમો નદીમાં થઈને પછી એક માફકસરની ક્રીક (Creek) મા ગયા હતા અને ત્યાં એક પેગોડા તથા દેહેરૂં છે તે જોવા કિનારે ઊતર્યા હતા. એ પેગોડા છ માળનો છે અને જો કે ઘણી સદીઓ થયા બંધાવેલો છે તોબી તેના ચુના તથા ઈંટ કામનો એક પોપરો પણ ખરેલો દેખાતો નથી. એ સઘળો પેગોડા ઈંટ અને ચુનાનોજ છે પણ અંદરથી ઉપર મથાળે જવા સારૂં સીડી રોકા દાદર રાખેલા છે, દર માળે ફરતી અગાશીઓ રાખેલી છે જ્યાંથી શેહેનગાહીના સંરથાનવાળી જગ્યા તથા નદી સુધા દીસે છે. આસ

પાસની જગ્યા નજર કર્યે ત્યાં સુધીની બેઠી છે, ફક્ત ઘણે દુરથી એક ઘણીજ નાની ડુંગરી છે તે ત્યાંનો પેગોડાનો રખેવાલ ઘણી મગરૂરી સાથે બતાવતો હતો. એ પેગોડા આસરે ૭૫ ફીટ ઊંચો હશે અને દર માલે અગાશીને મથાલેથી નાના છાપરાંઓ તેને ફરતાં ધારા મુજબ કીધા છે. એ જોઈને એનીજ પડોશમાં શેહેનગાઙ્નું સૌથી મોટું દેહેરૂં છે તે જોવા ગયા હતા એ દેહેરૂં પાચ દેહેરાંનું એક બાંધ્યું હોય તેમ છે ને એકની પછી એક તેઓની ઇમારતો છુટી છુટી આવેલી છે. એ દેહેરૂં બુધીસ્તોનું છે તેમાં પેહેલાંમાં બુધનું પુતળું આસરે ૧૦ ફીટ જેટલું મોટું તેને એક પગે પલાંઠી તથા બીજો પગ વાલીને ઉભો રાખી બેસાડેલું છે, પણ તેનું મોહડું હમેશની માફક ખોદાપર ધ્યાન રાખતું પાડે છે તેને બદલે હસતું પાડેલુ છે તથા પેટ મોટું બહાર નિકળી આવેલું છે. તે જોઈને તેની પાછળનાં બીજાં દેહેરાંમાં ગયા, જેમા પણ ઊપર મુજબનું મોટું બુધનું પુતળું બેસાડયું હતું ને તેજ ઓરડામાં તેની બે બાઉની બેજુ દેવાલ આગળ ચાર મોટા આસરે ૧૫ ફીટ જેટલાં ઊભાં રાખેલા પુતળાઓ ગોઠવયા છે જેઓ આગળ કોઈ લડાયક શખ્સો થઇ ગયા હશે તેઓના છે, તેમા એકના હાથમા સાપ આપેલો છે જેના મોહડામાંથી તે શખ્સે જાણે સાંપનો મોહરો જે કાદાના જેવા આબાદ આકારનો છે તે કાહડી લીધો છે તે પાછો લેવા સાંપ તેની આસપાસ વિટલાઈને કોશેશ કરતો પાડેલો છે. બીજા ઘણીનાં હાથમાં સારંગી આપેલી છે તેનું મોહડું ઓરત પેહેલવાન હોય તેવું પાડેલું છે તે જોઈને ત્રીજાં દેહેરા આગળ ગયા જેમા એક નાનો ડુંગર હોય તેમ બનાવત લાકડા તથા ગીલીટની દેવાલ જેવી કરીને તેના ઊપર ઘણાં પુતળાંઓ નાનાં નાનાં ગોઠવેલા છે તેઓ બધાંની આગળથી બુધનુ પુતળું મોટા કદનું એક વચમા બેસાડી તેની આજુબાજુ બે બીજાં એનાંજ પુતળાં ઊભાં રાખેલા છે જે સઘળાંઓની બેઠક કમલના ફુલ ઉપર કીધેલી છે. એ ઓરડાની બે બાજુની દેવાલો આગળ માણસના કદના ૩૬ પુતળાઓ ગોઠવેલા છે જેમાં કોઈ બે લોકોના આગળા પાદશાહો તથા ગોરજીઓ હતાં.

એ જોઈને ચોથાં દેહેરાંમાં ગયા હતા જેમાં એક ઓરતનું પુતળું છે જેના મોહડાં ઉપર ઝીણુ સલી જેવા બાંબુનો બનાવેલો બુરખો નાખેલો છે. એ દેવીની પુંજા જેઓને ફરજંદની વૃધી થતી નથી તેઓ કરે છે. ઇહાં પણ એની આસપાસ નાનાં નાના પુતળાંઓ ઘણાં ગોઠવેલાં છે. પાંચમાં દેહેરાંમા બુધનુ એક મોટુ પુતળુ ઉભેલું મુકેલું છે જેની આસપાસ બીજા ૩૬ પુતળાઓ બુધનાજ માણસના કદના બનાવેલા રાખ્યાં છે. એની સામે ૩ મોટા સારી નકશીનાં બ્રોન્ઝ ધાતુનાં બનાવેલાં ફાણસો ટાંગેલાં છે. દેહેરાના થાભલાઓ પર સોનેરી ગીલીટ ચહડાવેલાં નકશીના પતરાંઓ જડેલાં અને એ બધાં પાંચ દેહેરાઓમાં એ છેલ્લું સારૂં છે. બધાઓની ઈમારતોમા કાંઇ દમ નથી અને છાપરાંઓ એકની ઉપર એક જરા ખાંચો રાખીને બાંધેલા છે જેના છેડાઓ બોટના આકારના ચીનાઈ બાંધણીના કીધેલા છે. એ સિવાય બીજું કાંઈ ત્યાં જોવાતુ હતું નહીં તેથી પાછા બોટમા બેસીને ક્રીકમાંથી નદીમાં આવીને રાતના ૮ વાગા સુધી ત્યાંજ રહ્યા હતા અને ખાણું લેઈને પછી ઇહાં સૌથી સરસ નાટકશાળા છે તે જોવા ગયા હતા. જેમાંનું એકટીંગ ઘણું માફકસરતું હતું, પણ પોશાક ઘણા ભપકાદાર કસબી તથા રેશમી ભરતોના હતા. એ નાટક નાના નાના નાટકો અથવા રમુજી ફારસોના હતા તેમા એક એક લડાઈને લગતો હતો. જે વખ્તે ઢોલ તથા બીજાં વાજીંત્રોનો એટલો તો મોટા અવાજ કરતા હતા કે જાણે કાનના બેહેર ફાડી નાખે ને પેહેલવાનોના મોટા પરના મોઢાંઓ ઘણા કદરબીહાંમના દેવોના પેહેડેલા હતાં અને ખરી લડાઇની વિગતો જણાવાને બદલે બુમ બરાડા ખુબ મારતા હતા અને ઘોડેસ્વાર લશ્કર બતાવવા માણસો હાથમાં લાકડીઓ લઈ જાણે ઘોડા દોડાવતા હોય તેમ ચાલતા હતા. કોઈ વખ્તે તેમાં ઘાતું પડે તેવા સાહદે ગીતો ગાતા હતા જેથી તેઓનું ગલું સુંકું થાય તે સારૂં ત્યા તખ્તા ઉપરજ બીજું માણસ આવી તેઓને નાના પ્યાલામાં તે માણુસ પોતાના હાથેજ તેવોને ચાહે પાતો હતો. એ સઘળું જોઈને રાતના બાર વાગે હોટલમાં આવી સુતા નહીં તેટલા કલાક ૧૨-૪૫ મીનીટે અમારા હોટલથી ત્રીજા મોહોલામા એક મોટી આગ

લાગવાથી તેના ગડબડાટને લીધે પાછું ઉઠવુ પડયું હતું. આગના ભડકાંથી બધે ઉજરહું થઈ ગયું હતું ને ચીંગારીઓ તથા બલેલાં કાગજોના કકડા ઘણા દુર સુધી ઊંચે ઉડતા હતા અને ચીનાઓનાં ઘરો લાકડાં તથા વનજીનાં બાંધેલાં હોવાથી તેમાં આગ લાગેલી હોવાથી તેને ચીંગારીઓ જાણે આતશબાજી થતી હોય તેમ ઉડતી હતી. આગ લાગી તેવોજ અમારી પડોસમાં આવેલાં એક ફ્રેન્ચ દેવલનો ઘાંટ જોરથી વજાડવા માંડયો હતો અને તરત યુરોપીયનો જેઓમાં કેટલાએક વોલનટિયરો બંબાવાળા દાખલ છે તેઓ બુંબાઓ લેઈ આવ્યા હતા અને જોકે આગ લાગી તે ગલી ઘણી સાંકડી હોવાથી બુંબા નજદીકમાં લઈ જઈ શકયા નહી તોબી ઘણી મેહેનત કરી તે આગ આસરે બે વાગે બુજાવી હતી પણ તેટલા વખ્તમા તે તરફની ઇમારતોનો એક ભાગ બળીને ભસમ થઇ ગયો હતો, અને તે ઘરોની આસપાસની ગલીઓ વચમાં આવ્યાથીજ આગ આગળ વધતી અટકી હતી. અમો ધારીયે છીયે કે તેથી આસરે ૫૦ ઘરો ઓછામા ઓછાં બલી ગયા હતાં. એવી આગની વખ્તે ચીનાઓ જેઓ અડોસપડોસમાં હોય છે તેઓ ગભરાઈ જઈને કસી તે બુજાવા સારૂ મદદ કરતા નથી, અને કેટલાકો તો પોતાના ઘરમા આગ લાગવા છતાં પોતાના સામાનને પકડીને ઘરમા બેસી રહે છે, અને ઘણું સમજાવ્યા છતાંબી બાહાર નિકળતા નથી, ત્યારે યુરોપિયનો તેઓને જોરથી બાહાર ખેંચી કાહાડે છે, નહીં તો કે અંદર બળી જયા વગર રેહે નહી. એટલી ઝડપથી ઇહાં આગ વધી જાય છે. વળી દુર રેહેનારા ચીનાઓ એવી મોટી આગના ભભુકા દુરથી જોઇ જાણે આતશબાજીથી ગમત મેળવતા હોય તેમ ખુશીના પોકારો મોટું ભડકું થાય ત્યારે કરે છે, એટલા બીનકદર તે લોકો છે. જો યુરોપિયનો આજે મદદ નહી કરતે તો આગથી અતિઘણી નુકશાની થયા વિના રેહેતે નહી. એવી વખ્તે ચીનાઓને આગ લાગેલા લતા તરફ જતા અટકાવાનો હુકમ છે કારણ કે મદદ કીધાને બદલે સામી અડચણ કરે છે, અને લોકોના ગભરાટની વચ્ચે તેઓનો માલ પણ ચોરી જાય છે. સાભળવા પ્રમાણે જ્યારે ચીનાએ

શેહેરોમાં આગ લાગે છે ત્યારે ચીનાઓની ઓરતો જેઓ ઘણા નાના પગોની હોય છે તેઓ નાહાસી શક્તી નથી તેઓને તથા કોઈ વખ્તે પૈસાવાલા ચીનાઓને પણ લુચ્છા લોકો ઉઠાવી લેઇ જાય છે, અને પછી તેઓ સારૂ મોટું દામ પાછું છોડવવાનું માગે છે. અથવા ચીની જો ખુબસુરત હોય છે તો તેઓને બીજે ગામ લેઈ જઇને વેચે છે. એ મુજબ ઈહિાના લોકો ખરાબ છે, અને તેવી લુટ કરવા સારૂં કોઇ વખ્તે તો ખ્વામખા આગ પણ લગાડે છે. તેવાં માણસો જ્યારે પકડાય ત્યારે તેઓને ગરદન મારવાની શીક્ષા સરકાર કરે છે.

**તા૦ ૩૦ મી અકટોબર સને ૧૮૮૭**—આજે સહવારના કેલાક ૧૦ વાગે જરમન લોઇટ કંપનીની સ્ટીમર શેશન (Sachsen) ઉપર સ્વાર થઇને શેહેંગાહી છોડયું હતું, અને હાંગકાંગ જવા સારૂં ઊપડ્યા હતા. અમારાવાલી એ સ્ટીમર તા૦ ૨૭ મીએ ઉપડવાની હતી, પણ ચીનાઈ સરકાર તરફનો એક એલચી જરમની જવાનો હતો તેનો તે દિવસ સારા સગનો નહી લાગવાથી તેને જો સ્ટીમર આજ દીન સુધી થોભાવે તો તેમાં જવાની મરજી બતાવી હતી અને દીન સુધી થોભવે તો તેમાં જવાની મરજી બતાવી હતી અને હમણા ઈહિાં સ્ટીમર કપનીઓની હરીફાઇ ઘણી ચાલે છે, તથા જરમન ચીનાઓ સાથે વેપાર ચલાવવા ખંતી હોવાથી તેઓને બને તેમ ખુશી રાખવા માગે છે. તેથી એ સ્ટીમર જે જરમન મેલ લેઇ જાય છે તેને થોભાવવા સારૂં ઈહિાંના જરમન કાનસલે તાર કરી રજા મંગાવી હતી. અમારી સ્ટીમર ઉપરના સ્ટુઅરટોનુ વાજું પણ રાખેલું છે, તેઓ અમો સ્ટીમરપર ચહડ્યા ત્યારથી વજાડતા હતા, અને સ્ટીમર ઉપડી ત્યારે પેલો જરમની જતો ચીનાઇ એલચી પણ ઉપર હતો. જે કોઇ ઊચી પદવીનો માદરીન હોવાથી તેના માનમાં અમો જેબી ચીનાઇ મનવારો તથા કીલ્લાઓ પસાર કરતા હતા ત્યાંથી તોપોનું માન મળતુ હતું, અને નાગાશાકીની માફક અમોએ શેહેંગાહી શેહેર પણ વાજાનાં સરોદ તથા તોપોના ધડાકાના અવાજે સમેત છોડયું હતું. આ વખ્તે ઉપલા માદરીન સાથે તેની બાયડી તથા ઉમરે પુગેલી છોકરી ઘણુ

બીજાં માણસો સાથે જરમની જતી હોવાથી સારાં ખાનદાનની ઓરતો જોવાની અમોને ટક સારી મલી હતી. એઓની ઓરતોનો પોશાક રંગીન અને ભપકાદાર રેશમનો હતો, પણ તેઓના મોહડાંપર સફેદ તથા લાલ રંગ હોવાથી તેઓ ઘણાં કઢંગાં દીસ્તા હતા, અને છતે સારે ઘટમે તેઓ ખરાબ દીસ્તાં હતાં. તેઓના પગોબી એટલા તો નાના હતા, કે જાણે પગની પાટલી હોયજ નહી, પણ ખાલી ઠુંઠુ હોય તેમ લાગતુ હતું. જેની ઉપર રગીન તથા કસબી બુટ પેહેરેલા હતા, પણ તે જાણે લાકડી ઊપર પેહેરેલાં હોય તેમ લાગતાં હતા. તે બુટ ભાયગે બે ઇંચ લંબાઈમાં હશે. એ ઓરતો ચાલતી વખ્તે બીજી ઓરતોનો ટેકો લેઈને ચાલતી હતી. સ્ટીમર ઊપડી ત્યા સુધી તુતક ઊપર તેઓ રહીને પછી પોતાની કેબીનમા આખો વખ્ત તેઓ રહ્યાં હતાં. અમે આસરે ૧૨ વાગેને યાગસીકયાંગ નદીનુ મુખ્ પસાર કીધું હતું, જે આશરે નવ માઇલ પોહોળાઇમાં હતુ. એવી મોટી એ નદી છે, અને તે મુકયા પછી યલો સી અથવા પીલા દરિયામા દાખલ થયા હતા, જે જગ્યાનુ પાણી નદીના પાણી જેવું મટોડીથી પીલા રંગનુ હોય તેવું દીસ્તું હતું, અને તે ઉપરથી એનું નામ પીલો દરિયો આપેલું લાગે છે. એવા રંગનું પાણી દરિયામા અમે બીજે કેઠે જોયું નથી, અને અમો ધારીયે છીયે કે એમા યાગસીકીયાંગ જેવી મોટી નદીના પાણી પડે છે તેથી તેનો રંગ નદીના ગડલા પાણી જેવો થાય છે. આખો દિવસ આજનો ઘેરાયલો હતો, અને રાતના જરાક વરસાદબી પડયો હતો; પણ દરિયો મજેનો થંભ હતો, અને અમારી સ્ટીમર કિનારેથી આસરે પચાસ માઇલ દુર કિનારો દીસે તેમ ચાલતી હતી. શેહેંગાહીનું શેહેર સને ૧૮૪૨માં પરદેશીઓને વેપાર સારૂં ખુલ્લું મુકયું હતું તે વખ્તે હમણા જ્યાં પરદેશીઓ રહે છે તે જગ્યા તદન વેરાન અને (Marshy) પાણીથી પોચી બનેલી હતી પણ તેને પરદેશીઓએ સુધારીને હમણા એક મજેના શેહેર જેવુ બનાવ્યુ છે અને ઈંહાથી ચીનાની ઊત્તર તરફ્નો વેપાર ખુબ ખીલ્યો છે. વસ્તી પરદેશીઓની આસરે ચાર હજારની છે, અને એ લોકોના સસ્થા

નોમાં આસરે દોઢ લાખ ચીનાઓ વસે છે તે ઉપરાંત શેહેંગાહીના અસલ ચીનાઇ શેહેરમાં બીજી ચારથી પાંચ લાખની વસ્તી છે.

**તા૦ ૩૧મી અક્ટોબર સને ૧૮૮૭**—આજે આખો દીવસ ચાઇનીસ સી અથવા ચીનાઇ દરિયામાં ગુજાર્યો હતો. અમારીવાલી સ્ટીમર શેશન આસરે ૩૫૦૦ ટનની છે, એના સલુનો તથા ડાઈનીંગ હોલ ઘણો સરસ રીતે ગીલીટ તથા ઓઇલ પેનટીગ અને નકશીથી શણગારેલો છે, અને બધે ઊંચી રેશમની તથા ગીલીટ કીધેલાં ચામડાં ઓની ખુરશી તથા કોચો મુકયા છે તથા ઈલેકટરીક લાઇટ સઘળી જગ્યાપર લીધેલી છે, જે રાતના સળગાવે છે ત્યારે જાણે લાઈટ (ઇલ-યુમીનેશન) કોઈ મેહેલમાં કીધી હોય તેમ દુરથી લાગે છે. અમોએ શેહેંગાહીમાં પણ એ સ્ટીમર પર એ મુજબ ત્રણ ચાર દિવસ લાગત લાઇટ કીધેલી જોઇ હતી. સ્ટીમર ઉપર અમે આગળ લખ્યું છે તેમ છ માણસોનું એક વાજું છે, જેઓ સહવારના તથા રાતના મળી બે વખ્ત દરરોજ વાજું વગાડે છે. તેઓએ સહવારના બરાસના વાજીંત્રો અને રાતના સ્ત્રીગના (વાયલીન) વાજીંત્રો ઘણાં સારી રીતે વજાવ્યા હતાં, અને જાણે દરિયામાં હોવાને બદલે જમીનપર કેઠે મોજ કરતા હોઇયે તેવું લાગતુ હતુ, જેમાં હમણા પુનમનો વખ્ત હોવાથી ચાદરણ પણ ઘણુ સરસ પડતું હતું. સ્ટીમરનો કપટાન તથા ઓફીસરો અને માણસો ઘણા નમનતાઇવાલા છે, અને આસરે ૧૦ પેહેલા કલાસના ઉતારૂઓ હોવાથી વખ્ત મજેનો નિકળી જતો હતો.

**તા૦ ૧લી નવેમબર સને ૧૮૮૭**—આજે સહવારથી જમીનની નજદીકમાંથી કિનારો જોતાં જોતા અમારી સ્ટીમર ચાલતી હતી, અને ગઇ રાતના ફોરમોસાના ચેનલમાં પેઠા હતા. બધેબધ ચીનાઓના જણુકસો માછલી પકડવા સારૂ નિકળેલા દીસતા હતા, જેઓ સ્ટીમરની ઘણી નજદીકમાથી પસાર થતા હતા. એ બોટોના સઢો કપડાને બદલે સાદરાના બનાવેલા હતા, અને તે સઢો વચમા એક નાનો અને આસપાસ બે મોટા હોવાથી જાણે પતગયા દરિયામા તરતા

હોય તેમ દીસે છે. સડોનો આકાર પણ પતગયાંની પાંખને મળતો આવે છે. અમોને આસરે પાંચ વાગે સાંજથી હાંગકાંગનો ડુંગર દીસ્વા લાગ્યો હતો. એ જગ્યાપરનો કિનારો સઘળો નાના મોટા ડુંગરો તથા ટાપુઓથી ભરેલો છે. અમો નજદીક આવ્યે તેટલા તો સુરજ અસ્ત પામ્યો હતો, અને અંધારૂં પણ જલદી પડવાથી આસપાસનો દેખાવ બરાબર જોઇ શકયા નહીં જ્યારે છેક પાહાડની નજદીકમાં આવીને વલાંણ લીધી ત્યારે એકદમ હાગકાંગનુ બારૂં સામું મળ્યુ જ્યાંથી શેહેરનો દેખાવ રાતના બતીઓ હોવાથી તથા ચાંદરણુ તરતજ નિકળવાથી ઘણો સારો દીસ્વા લાગ્યો. એ હાગકાંગનું શેહેર ડુગર ઉપર ચહડ ઉતર મોહોલાઓનું બંધાયલુ છે, તેથી સઘળા આગળના તથા પાછળના મોહોલાઓના ઘરોની લાઇટની અસર ઘણી સારી મારતી હતી. અમારી સ્ટીમર શેહેરની સામે પોતાનો ડકો છે ત્યાં જઈને કલાક સાત વાગે ઉભી હતી, અને અમોને હાગકાગથી સ્ટીમર પર થોડાક ઈહાંના જરતોસ્તી સાહેબો લેવા આવ્યા હતા તેઓ સાથે એ સ્ટીમરનો ડંકો જેને કઉલુન વોરફ કહે છે તે ઉપરથી સ્ટીમ ટગમાં બેસીને કિનારે ગયા હતા, અને અમારે વાસ્તે શેઠ કેખશરૂ અરદેશર ચીનાઇએ (Caine Street) કેયન સ્ત્રીટમાં એક બંગલો તૈયાર રાખેલો હતો ત્યાં ઊતારો લીધો હતો. એ બંગલો ડુંગર ઉપર સાતમાં થરપર (દર ચહડતા મોહોલાએ એક થર) તે મુજબ સાતમા મોહોલામાં ડુંગરપર આવેલો છે, અને ચાંદરણુ હોવાથી ત્યાથી રાતના બારાંની આસપાસના ડુંગરોનો દેખાવ સારો દીસ્તો હતો.

**તા૦ ૨ જી નવેમબર સને ૧૮૮૭**—આજે સાહવારના ઈહાના થોડાએક જરતોસ્તી સાહેબો મળવા આવ્યા હતા, તેઓને તથા બીજી પેહેડીવાલા સાહેબોની મુલાકાતે જઈ આવયા હતા, જે વખ્તે ઈહાના ઘણાખરા મોહોલાઓ પણ જોયા હતા બારાની સામેનો મોહોલો જ્યાં ઘણીખરી યુરોપિયનોની આશીસો આવેલી 'છે તેને (Praia) પરાયા કરી નામ આપેલું છે, તેની પાછળનો મોહોલો ઈહા સૌથી સરસ

ગણાય છે તેને કવીન્સ રોડ નામ આપેલું છે ત્યાર પછીના મોહોલાઓ ડુંગર ઊપર આવેલા છે, જેની ઊપર જવાના રસ્તા ઘણા ઢળાવવાળા અને કોઈ તો ઘણી બેઠી સીડીઓના કીધેલા છે. ઈહાં આપણી મહારાણીની જુબીલી કરવા સારૂં બધેબધ ધામધુમ થઇ રહી હતી, અને રસ્તે મોહોલે આરકાંઓ ઊભાં કીધેલા દીસે છે. દરિયામાથી કિનારે ઉતરિયે છીયે તે બાજુ ઉપર પરદેશીઓને રહેવાના મકાનો બાધેલાં છે, અને તેની પછી આઠમણે ચીનાઓને રહેવાના મોહોલાઓ આવેલા છે, જેઓના રસ્તા પણ સારા પોહોળા અને ઘરો એક હારમાં સરખાં બધાવેલાં છે ત્યા સફાઈ પણ સારી રાખેલી છે. આપણી જરતોસ્તીઓની ૮૦ માણસોની વસ્તી છે તેમા બે બાનુઓ છે. એઓમાં પાંચ પેહેડીઓ છે બાકીના સાહેબો દલાલી તથા પરચુટણ સામનનો વેપાર તથા દુકાણો માડે છે. પાચ પેહેડીઓમા નશરવાનજી બમનજી મોદીની કંપની, ફરામજી હોરમસજી મેહેતાની કપની, કાવસજી પાલણજીની કપની, તાતાની કંપની અને ઈ. એન મેહેતાની કંપની કરીને છે. જરતોસ્તીઓ સાથે ઈહિંના યુરોપિયનો ઘણા એખલાસથી ચાલે છે, અને તેઓને માન ઘણું સારૂ છે.

અમો ચીનાઓના મોહોલાઓમા ફરતા ફરતા એક મોટા ચીના વેપારીનું ઘર જોવા ગયા હતા જેની નિચે તેની વખાર તથા આફીસ હતી. માળ ઉપર એક નાનો જેવો હાલ છે જેની દેવાલ પાનેલરોકી તસ્વીરો કાચ તથા કાગજપર ચિતારેલી બનાવેલી છે, અને પરદાઓ સારા નકશી તથા ગીલીટના બનાવેલા છે. થોડીક મોટી ચીનાઈ સીસમી પાટિયાની ખુરશીઓ અને વચમા એક ગોળ તેબલ રાખેલી છે, તે સિવાય બીજુ કશુ ફરનીચર હતુ નહી દીવાનખાનાની સામે એઓના એક દેવતા (ચાશ) ની સબી મુકેલી છે જેની સામે બતી બળતી હતી અને માલુગા જાતની ફરૂટ મુકેલી હતી. એ ચીનો ઘણા દેશાવરોનો વેપાર કરે છે તેના સીગોપોરથી એને ત્યા આવેલી અનીનાસ તથા કેરામાથી બનાવેલા બ્રાન્ડીની બાટલીઓબી હતી. અમોએ આગળ એવું સાભળ્યુ હતું નહી કે કેરા તથા અનીનાસનાથી બ્રાન્ડી બને

છે. અમે, ત્યાંથી બીજા એક ચીના વેપારીનું ઘર જોઇ આવ્યા હતા જેમાં કશો દમ હતો નહી અને સઘળું વિખરાઇને પડેલું હોય તેવી રીતનું ભાગેલા બક્ષો, તખો, બતીના મુનો સાફ કરવાના એવું દાદરપર ચઢતાં મળતુ હતું અને વળી પેહેલાં તો ચોકમા દાદર આગળ ખરડેલા વાસણો ધોવા સારૂ પાણીના પીપો પડેલાં હતાં અને સઘળું બેદરકારી હાલતમાં હતું. એ વેપારી પાસે અમે એક મોતી જોયું હતુ, જે આસરે ખબુતરના ઈંડાં જેટલુ મોહું હતુ પણ ખરબચડું અને વગર ઘટમનું હતું. તેનો નિચલો ભાગ તો જાણે સીપ હોય તેવો બેઠો હતો, અને સફાઇ પણ તેવીજ હતી. ઉપલો ભાગ ખરબચડો હતો. એ મોતી તે ધણી વેચતો નથી પણ તેમાંથી થોડું થોડું ભાજીને ગરીબ ચીનાઓને દવાઇ દાખલ આપે છે એની કિમત પુછતા તે આસરે પાચ હજાર ડાલર બોલ્યો હતો. ત્યાથી પાછા ફરતા અમારા ઊતારાના મકાનની નજદીકમાં અત્રેના જરતોસ્તીઓનુ ધર્મનું મકાન છે તે જોયું હતું, જે મજાનું પાક્કી બાંધણીનું માફકસરનું મોટું છે. તેમાં એક આગળો હાલ લાઈબ્રેરી દાખલ વાપરે છે, જ્યાં મુબઈ તરફના વર્તમાનપત્રો મુકેલાં હતાં તથા થોડીક કેતાબો પણ કબટોમાં હતી. ઈંહા જરતોસ્તી સાહેબો જેને ગમે તે વાંચવા આવેછે તથા જ્યારે કાંઇ કારણ હોય છે ત્યારે મેલાવડો પણ ઈંહાં થાય છે. રવાન થાય છે ત્યારે તેની કીયા કરવા તેને પણ ઈહાં લાવી એક હલાયદો પાવી સાથનો ઓરડો છે જ્યાં એક મોટી લાદી ચાર પથર ઊપર મુકેલી છે તે પર લાવી રૂવાનને મુકી કીયા કરી અવલમંજલ પોંહોંચાડે છે. ત્યાં જાથુકનો એક મોબેદ પણ રાખેલો છે. એ મકાન બાધવાપર આસરે ૩૯૦૦ ડાલરનો ખરચ બેઠો હતો ને એની પડોશમાજ ઈંહાનાં ધર્મખાતાંને લગતી ઈમારતો હતી તેનો સારો ભાવ આવ્યાથી વેચી નાખી છે, દીવાનખાનામાં આપણા થોડાએક જાણીતા જરતોસ્તી અકાબરોની સબીઓ ઓઈલપેનટીગની ટાંગેલીઓ છે. ઈંહાંનાં જરતોસ્તીઓનું ધર્મ ફંડ આસારે ડાલર ૪૭૦૦૦ નું છે તથા ઉપલી ધર્મની જગ્યા છે તે જુદી છે. એ રકમમાથી ડાલર ૯૦૦૦ ની રકમ આધલાપાંગલા ચીનાઓને વાસ્તે હલાએધી કહાડેલી છે. એ ધર્મ

ખાતાંઓમાંથી વારાફરતી સારી રકમો મુંબઈમાં ઉભાં થતા જરતોસ્તીઓને લગતાં ફંડોમાં મોકલાવે છે. અમો બપોર પછી ઇહાંના ડુંગર ઉપર જવાનો નવો રસ્તો જેને ગવરનર બોવન ઉપરથી બોવન રોડ કરીને નામ આપેલુ છે, ત્યાં ફરી આવ્યા હતા. એ રસ્તો મજેનો ડુંગરની બાજુપરથી ખણીને મકમ પુલો તથા પુરણીઓ કરીને બાંધેલો છે, અને ઇહાના લોકોને તેપર ફરવા જવાને ઉલટ થાય તેવો સરસ દેખાવ ત્યાથી બારાંનો તથા શેહેરનો દીસે છે. એ રસ્તા ઉપરાત બીજો વધારે ઢળાવવાલો રસ્તો છેક ડુંગરના મથાલા સુધી જાય છે, જેને હોંગકોંગનો (Peak) કરીને કહે છે. તે દરિયાથી આસરે ૧૮૦૦ ફીટ ઊંચાઇમાં આવેલોછે, અને તેની ઉપર વાવટાકાઠી તથા વાહાંણો અંદર આવતા સીગનલ કરવાની ઇમારત બાંધેલી છે. એ પીકની પડોશમાં થોડાએક યુરોપિનોને રેહેવાના મકાનો પણ બાંધેલા દીસે છે. અમોને વખ્ત નહી હોવાથી એ પીક ઉપર જવાનું માડી વાળી બીજી વખ્તે જવાનો વિચાર રાખ્યો છે પણ અમો બોવન રોડ (Bowen Road) જે ડુંગરની અધવચ સુધી ઉંચાઇમા ગયલો છે ત્યા ઉભા રહીને બારાંનો તથા શેહેરનો દેખાવ સારી રીતે જોઇ શકયા હતા. એ બારૂં જાણે એક સરોવર હોય તેમ પાહાડોથી બધી ગમથી ઘેરાઇ ગયલું છે અને તેમાં આવવાના બે રસ્તાઓ શેહેર જ્યા વસ્યું છે, તેની બે બાજુપરથી આવેલા છે. જેમાંનો શેહેરની જમણી બાજુપરનો શંહેંગાહી તરફથી આવવાનો અને ડાબી બાજુનો મુંબઇ તરફથી આવવાનો છે. એ બારૂં દુનિયાનાં સૌથી સરસ બારાંઓમાંનું એક ગણાય છે, અને તેનો વિસ્તાર દસ ચોરસ માઇલનો છે. એમાં જમીનની ટોચો વારાફરતી નિકળી આવેલી છે, તેથી ત્યાં ઊંડા પાણી હોવાથી ડંકાઓ બાંધી વાહાંણો ત્યાં આવી સામાન ખાલી કરી શકે છે. સામેની બાજુપર એ મુજબ કાઉલુન કરીને જગ્યા નિકળી આવેલી છે જ્યા અમારીવાલી સ્ટીમર ગઈ કાલે ડંકા ઉપર ઉભી રહી હતી બારાનો દેખાવ અમો ડુંગરપર ઉભા હતા ત્યાથી ઘણો સારો દીસે છે અને જાણે રમકડાં ગોઠવ્યા હોય તેમ પાહાડોની વચમેના એ પાણીના સરોવરોકાં બારાંમાં વાહાંણો તથા

સ્ટીમરો છુટી છુટી લંગર નાખીને પડેલી ઉપરાંત બીજી નાની સ્ટીમલાંચો તથા ચીનાઇ શામપાનસો (નાધલી બોટો) અને જુનક્ષો (મોટી બટેલા જેવી બોટો) ની આવજાવથી દેખાવ સારો લાગતો હતો, અને જાણે ત્યાંથી ખીસવા ગમતુ હતું નહી. ઇહાં વાહાંણો તથા સ્ટીમરોની આવજાવબી ઘણી છે અને બારાંમાં આસરે ૫૦ ઉપર મોટાં બારકસો પડેલાં હતાં. અમારી નિચે હાગકાંગનું શેહેર જેને વિક્ટોરિયા સીટી કરીને કહે છે, તેબી મજેનુ દીસતું હતું, જે તેના પાહાડપર બાંધેલા ઘર ઉપર ઘરનાં ઘરો તથા ઝાડપાનથી ઘણું શોભીતું લાગતું હતુ. એ હોંગકોંગની જગ્યા ચીન દેશમાં આવેલી છે, પણ ઇંગ્રેજ સરકારને તાબે છે. એનું નામ હોંગકોંગ એટલે સારૂ બારૂં કરીને આપેલું છે અને સને ૧૮૪૧ માં ચીનાઇ સરકારે તે ઇંગ્રેજોને આપી દીધું હતુ, ત્યારે ઇંહાં થોડાંએક ઝુપડા સિવાય કશુ હતું નહી. તેને બદલે હમણા આસરે ૧૮૦૦૦૦ માણસોવાલું મોટુ શેહેર બની ગયું છે જેઓમા આસરે ૮૦૦૦ પરદેશીઓ છે બાકીના ચીનાઓ વસે છે. એ છેલ્લાં માણમો કનતાન તથા આસપાસનાં બીજાં ચીનાઈ શેહેરોમાંથી હમણાં જથ્થાબંધ આવીને વસવા લાગ્યાં છે, અને તેથી જમીનની કિમત ઘણી વધી ગઇ છે. ચીનાઈ રાજમાં હાડમાર થવાને બદલે તેઓ ઇંગ્રેજી અદલ રાજ વધારે પસંદ કરે છે. ઇંહા ચોરીને બદલે તેઓને કેદખાનાની સજા થાય છે ત્યારે પોતાનાં શેહેરોમા તેઓને ગરદન મારે છે. કેદખાનાની સજાની ચીનાઓ કશી દરકાર કરતા નથી, અને સાફ કહે છે ક અમોને તો મજેનું ખાવાપીવાનુ મળે છે તેથી બદીખાતું પસદ કરીયે છીયે. વચમે બાધી મારવાની સજા કાહડી નાખવાથી ચોરીનો તથા બીજો ગુનાહ વધી ગયો હતો, તેથી વેલાતની સરકારની રજા મંગાવી એ શીક્ષા પાછી ચાલુ કરવાની ફરજ પડી છે આ તરફના ચીનાઓ ઘણાજ લુચ્ચા અને ચોર માણસો છે. રસ્તે ચાલતા લોકોને લુટવાને વિલબ લગાડતા નથી. જો કોઇ પરદેશી નર ઘડિયાળનો છેડો દેખઇતો બાહાર રાખીને એકલો ફરતો મળે, તો તેને તરત ઝડફમા ઝુંટાવી લઇને પછી નહાસી જાય છે. તે ચીનાઇ ભાગમા ગયો કે પકડાવો મુસ્કેલ પડે છે

કોઇ વખ્તે તો જેને લુટવો હોય છે, તેની આંખમાં મરચાં અથવા ધુળ છાંટીને પછી તેના ગભરાટની વખ્તે લુટી લે છે અને એ કારણને લીધે ઇંહાં કોઇબી ચીનાને રાતના નવ વાગા પછી પરવાના વગર રસ્તા પર ફરવાનો હુકમ નથી, પછી ગમે તેવો આબરૂદાર કાંય નહીં હોય. તેમજ કિનારે તેઓની બોટ પણ રાખવાનો હુકમ નથી, ઇંહાં પોલીસ દાખલ હિંદુસ્તાનથી મંગાવેલા શીખ લોકો તથા ભઇઆ તથા પરદેશી-ઓને રાખેલા છે, જેઓનો ત્રાસ સારો પેઠો છે. હાગકાગ આસરે ૧૧ માઇલ લાંબી અને બેથી પાચ માઇલની પોહોળાઇની જગ્યા રોકે છે. તેનો બધો ઘેરાવો આસરે ૨૭ માઇલનો છે. તેમાનો મોટો ભાગ છુટા છુટા ડુગરોનો બારાને ફરતો આવેલો છે ને તે ઉપર ખેતીવાડી કશી થતી નથી. સઘળી ખાધાની જણસો સારૂ મકાઉ અને કનતાન શે-હેરો ઉપર આધાર રાખવો પડે છે. ત્યાથી રોજ સ્ટીમરો ભરાઇને સઘળુ આવે છે. પાણી સારૂ ડુગર ઉપર બાંધકામો કીધેલા છે જે સારૂ પાણી આપે છે. ઇંહા શાકર અથવા ખાડ બનાવવાના ૩ કાર-ખાના ઉપરાત એક કાચ બનાવવાનું તથા એક દોરડા બનાવવાતુ અને એક બે રમ તથા શાકી નામનો ચીનાઇ દારૂ બનાવવાનાં કારખાનાઓ છે પણ એ ચીનના દખણ તરફના મુલકોપર આવેલુ હોવાથી ઇંહા ઘણો વેપાર તેઓ સાથે ચલાવે છે તથા કોલસો ભરવાના મઠક દાખલ ઘણી સ્ટીમરો ઇંહાથી આવજાવ કરે છે તેને લીધે વસી ગયું છે. સને ૧૮૮૪ માં ઇંહા ૧૮૦૦૦ વાહાણો તથા સ્ટીમરો અને નાના બારકસો એના બા-રામાં આવ્યાં હતા તથા ૨૦૦૦૦ બહાર ગયા હતા જેઓનો ૯૦ લાખ ટનનો જુમલો આવે છે. એ સંસ્થાનનો વહીવટ એ લોકો જુદોજ ચલાવે છે. તેની આવક સને ૧૮૮૬મા ૧૨૭૪૯૭૩ અને ખરચ ૧૧૫૨૩૮૨ ડાલરનો થયો હતો.

**તા૦ ૩ જી નવેમબર સને ૧૮૮૭**—હાગકાગમા તા૦ ૯ મી અને તા૦ ૧૦ મીએ આપણી મહારાણીજીની જુબીલીની ધામધુમ થવાની હોવાથી તે વખ્તે જોઈ શકીયે તે આગમજ અને બીજા આ

સપાસનાં શેહેરો જોવાના ઇરાદાથી આજે સવારના હેનકાઊ નામની નદીમાં ફરતી બોટમાં બેસીને કનટાન શેહેર તરફ જવા નિકળ્યા હતા. એ સ્ટીમ બોટ આસરે બેથી હઠી હજાર ટનની છે, અને અમેરિકાની નદીઓમાં ફરતી બોટોની ઢપપર ૩ તુતકની બાંધેલી છે પણ તેના જેવી ઘણી ભપકાદાર શીંગારેલી નથી, અને તેમજ એની મોટી સલુનો પણ નથી, તે સિવાય બીજી બધી રીતે તેઓને મળતી આવે છે. એ કનટાન જવા સારૂં ઈંહાથી સહવારસાંજ મળી બે વખ્ત બોટો જાય છે. અમારી બોટો હેનકાઊ આઠ વાગે ડંકાપરથી નિકળી અને સામેની બાજુથી પાહાડોની વચમાંના ખાંચામાં થઇને એક દરિયાના અખાતમાં પેઠી હતી. એ અખાતને એક બાજુપર મોટી જમીન અને બીજી બાજુએ ટાપુઓ દુરથી આવેલા છે એ પસાર કીધા પછી કલાક ૧૨ વાગેને ચોકીઆંગ યાને મોતીની નદીમાં પેઠા હતા. ઈંહાં એ નદી કનટાન શેહેર સુધી જાય છે ઈંહાં એમા દાખલ થતાં બે બાજુએ નજદીક ડુગરો આવ્યા છે જે ઊપર છેલ્લી ફ્રેન્ચ સાથની લડાઈ વખતે કિલ્લાઓ મજબુત બાધેલા દીસે છે જે ઊપર ઘણી તોપોં ગોઠવેલી છે. એ જગ્યાને બોગ કરીને કહે છે. ત્યાથી નદી શરૂ થાય છે જે પેહેલા ઘણી પોહોળી મળવા પછી સાંકડી થતી જાય છે. તેની આસપાસ બેઠા ખેતરો છે જેની દુરથી નાની નાની ટેકડીઓ આવેલી છે. આગળ ચાલતાં વાંમપુનું નાનું ગામડું આવે છે જ્યા સુધી કનટાન વેપારીનો માલ લેવા જતી મોટી સ્ટીમરો હમણા જઇને ઊભી રહે છે અને કનટાનથી ઈંહાં ૧૦ માઇલ દુર બોટોમા માલ ભરી લાવી સ્ટીમરોમા ભરે છે. આગળ બધી સ્ટીમરો કનટાન સુધી જતી હતી, પણ ફ્રેન્ચ લડાઇ પછી વાંમપુની કનટાનની બાજુપરની નદીમાં લાકડાઓ ઘાલી તેમાં પથરાઓ પુરી નદીના મોટા ભાગનો મારગ પોહોળાઈએ બંધ કરી નાખી એકજ સ્ટીમર જાય તેટલી જગ્યા છેક કિનારાની બાજુથી રાખી છે. જ્યા પાણી છાલકા હોવાથી ૧૫ ફીટની ઊપરની ડુબતી સ્ટીમરો તેમાથી પસાર થઇ શક્તી નથી. એ વાંમપુના ગામ આગળ તેને લીધે થોડી એક મોટી સ્ટીમરો માલ લેવા પડેલી હતી, અને જે મોટા વહાણો આવે છે તેને પણ એ પછી

અંદર જવાનો હુકમ નથી. ઈહા કનટાન શેહેરના જરતોસ્તી રેહે-
વાસીઓના રૂવાંનોને દાટવાની જગ્યા પણ છે તેઓને કનટાનમાં દા-
ટવાનો હોકમ નહીં હોવાથી બોટોમાં ઈહાં લાવી દાટે છે. તેને સારૂ
એક જગ્યા ઘેરી લઈ તેમાં નાનો જેવો બંગલો પણ ક્રિયા સારૂં રા-
ખેલો છે, જ્યાં કોઈ કોઈ ઘંબારો કનટાનના જરતોસ્તીઓ કરવા સારૂં
પણ જાય છે. વાંમપુથી જરા આગળ એક મોટો આંઠ માળનો પેગોડા
( દેહેડાને લગતો મિનારો શેહેંગાઈની વિગતમાં લખ્યો છે તેવો )
બાંધેલો છે, જે આસરે ૧૦૦ ફીટ જેટલો ઊંચો એક ટેકડી ઉપર
તદન એલાહેદો બાંધેલો છે જેથી ફરતો તે દીસે છે. એની જોવા
મેલે કોઈ હમણા દરકાર કરતું નથી, કારણકે તેના નજદીક બધા
માળોપર દેવાલોમાથી મોટા ઝાડો ઉગી નિકળ્યાં છે એ મિનારો
આસરે ત્રણસો વરસનો જુનો છે, પણ એવો મજબુત બાંધેલો છે
કે આવી બેદરેકારી છતાં હજી ટકી રહ્યો છે. એવાં પેગોડાઓ વારા-
ફરતી કનટાન સુધી ૪ અમોને મળ્યા હતા, જેઓ બધાની એ-
વીજ હાલત દીસે છે. એ પેગોડાઓના મજલાઓપર છાપરા ન
હોવાથી તથા ગેલરીઓ પણ ન હોવાથી ઇટાલીના પીસા શેહેરના
ઝુલતા મિનારાની ઢપને મળતો આવે છે. થોડુંક આગળ
ચાલવા પછી વળી બીજો એક નદીના રસ્તાનો અટકાવ ઊપર
આગળ લખવા મુજબનો પસાર કીધો હતો, અને કનટાન
શેહેરની જેમ નજદીકમાં આવતા ગયા તેમ હવે નદીમાં સંખ્યા-
બંધ બોટો મલવા લાગી હતી. ઈહાં કોઈ કોઈ મોટી બોટોને
પવન નહી હોય છે ત્યારે નવી રીતે હંકારતા જોઈ હતી.
એ બોટોને પાછળથી સુકાનની જગ્યા આગળ એક મોટી રેં-
હેત જેવુ બનાવેલું છે જેને બોટમાથી માણસો પગે ચલાવીને તેના આં-
ચકાથી જેમ સ્ટીમરો ઈસ્તકોરથી ચલાવે છે તેમ ચલાવતા હતા. એવી
મોટી બોટોને હલેસા મારવા તેઓ પાણીથી ઘણી બહાર રહેવાથી જોવા
મેલે મુશકેલ પડે છે તેથી એ મુજબ રેંહેતથી ચલાવતા હશે. કન-
ટાન શેહેરની નજદીકમા આવ્યા ત્યારે હારબંધ બેઊ કિનારાઓપર

બોટોના જાણે મોહોલા બનાવ્યા હોય તેમ લાંબી લાંબી હારોમાં વચ્ચે રસ્તો રાખીને ઉભી રાખી હતી, જેમા ચીનાઓનાં કુટુંબો પોતાનો જનમારો રહીને કહાડે છે. તેઓનું ખાવું, પીવું, સુવું, રહેવું સઘળું એવી બોટોમાંજ છે. બચ્ચાંઓ જાણે ઘેરમા રમતાં હોય તેમ બોટોમા દોડાદોડી કરતા હતા. એવો ઘણા ખરા તરી જાણે છે, પણ જો કોઈ નહીં જાણતું હોય અને નદીમા અકસમાતથી પડે તો તેને કોઈ આગળ પાછળનું મદદ કરતું નથી, પણ દુબવા દે છે અને તેવામાં કોઈ મુસાફર પુછે છે ત્યારે કેહે છે કે ખોદાનો હુકમ હશે ત્યારેજ એ પાણીમા પડયો છે તેનો હુકમ એને દુબાડવાનો હશે તે અમોથી તેની સામે થવાય નહીં કરી જોયા કરે છે. વળી દુબી જવા પછી તે બીજી ગમ બે ત્રણ દિવસે જ્યારે ઉપર તરી આવે છે ત્યારેબી કોઈ તેને બહાર કહાડતું નથી તેથી એવા મુડદાંઓ વારાફરતી નદીમા ફુગી ગયલી હાલતમાં પછાડા ખાતા મળે છે, અને જ્યારે પાણીની ભરતી થાય છે ત્યારેજ દરિયા તરફ ધસડાઈ જાય છે. સરકાર વટીક તેની દરકાર કરતી નથી. ઉપલી બોટોમાંની વસ્તી કેનટાનની નદીમા ઘણી મોટી આસરે એક લાખ માણસ ઉપરની કેહેવાય છે ઈંહા નજદીકમાં જમીનની ઘર બાંધવા સારૂં એટલી તંગી છે, કે નદીને કિનારે પાણીની અંદર થાભલાઓ ગારીનેબી તે ઉપર ઝુપડાં જેવા ઘરો બાધી લોકો વસે છે, અને નદીમા બોટોની એટલી તો ગીચ થાય છે કે જાણે નદી હોય નહીં તેમ માલમ પડે છે. ઈંહાંનાં દરીયાના કાઠાઓપર ફરનારા ચીનાઇ જુનકો પણ ઘણાં આવજાવ કરતા હતા જેઓ બધા ઉપર ચાંચિયા ચોરોની ધાસ્તીને લીધે નાની નાની બબે ટોપો રાખે છે તે જ્યારે ચાંચિયા લુટવા આવે ત્યારે કામ લાગે, પણ તેઓની હાલત કાટ ખાઇ ગયલી હતી, અને અમો ધાસ્તી રાખીયે છીયે કે જો કોઇ વખ્તે તેને ફોડે તો ચાંચીયાઓને બદલે તેના ફાટવાથી પોતાના જુનકના માણસો માર્યા જાય. વળી એ ઉપરાંત સરકારી લડાઈના અસલી તરેહના જુનકો પણ ઈંહા મળતા હતા, જેઓ ઉપર પાંચ છ તોપો નાની નાની તુતકપર જેમ ગમે તેમ ગોઠવેલી દીસતી હતી. એ જુનકો ચાચી

યાઓના બારકસો પકડવા સારૂં રાખ્યા છે, પણ સાંભળવા પ્રમાણે ઈંહા બેદાદી એટલી છે કે સામા તેઓ ચાંચિયાઓ સાથે મળી જઈને લુટમાં ભાગ લે છે. આ લતાના ચીનાઓ જબરા લુટારૂ છે અને કોઈ કોઈ વખ્તે તો જે સ્ટીમર ઉપર તેઓ ઉતારૂઓ હોય છે તેજ સ્ટીમરના માણસોને મારી નાખી તેને લુટે છે. એ પ્રમાણે આગળ ઘણી વખ્ત બનવાથી હમણા એ ચીનાઈ ઉતારૂઓ લઈ જનારી સ્ટીમરોમા એવો ધારો કહાડયો છે કે, ચીના ઉતારૂઓને માલ ભરવાનાં ભંડારમાં બેસાડી સ્ટીમર બારૂં છોડે છે ત્યારે તેઓને તે ભંડારનું ઉપરનું ઢાકણુ જે જાલીનું હોય છે તે બંધ કરીને અંદર કેદીની માફક રાખે છે તથા સ્ટીમર ઉપર બંદુક, રીવાલવરો તથા તલવારો ઈત્યાદિ હમેશાં તૈયાર અને ભરેલી રાખે છે. એ મુજબ અમારીવાળી આજની સ્ટીમરમાંબી ચીનાઓને બકરાની માફક ભંડારમા બંધ કીધા હતા. એ બોટોમા કોઈ વખ્તે બે હજાર સુધી ચીનાઓને એકી વખ્તે લાવ લઈજાવ કરે છે. અમારી સ્ટીમર લંગર કરે તેની ઘણી આગમજથી બીજી બોટામા ચીનાઓ આવી તેની આસપાસ ફરી વળ્યા હતા, અને કોઈ કોઈ તો બને તેવી રીતે ચાલતી સ્ટીમરે ચઢી આવતા હતા. ચીનાઈ કસ્ટમ હાઉસની બોટ આવી તેનેબી નજદીક આવવા દે નહી, પણ તેમાના ઇંગ્રેજ ઓધેદારના હાથમા કોડાલી હતી તેને કરીને ચીનાઓની બોટો ઉપર ફટકાઓ લગાવા લાગ્યા ત્યારેજ તેની બોટને રસ્તો મળ્યો હતો. અમારાવાળી સ્ટીમરે પોતાના ડકા પર લંગર કીધા પછી અમોને લેવા કનટાનવાલા શેઠ બમનજી પાલણજી કરંજીયા બોટ લઈ આવ્યા હતા, તેવણ સાથે બેસીને કનટાન શેહેરની પેલી બાજુ નદીને કાડે તેવણના હોનામના મકાનમા ઉતારો લીધો હતો. અમારી સ્ટીમરે બે વાગે લંગર કીધુ હતુ અમો જરા ધોબીને પછી કનટાનના શેહેરમાં ફરવા ગયા હતા એના મોહોલાઓ કોઈ કોઈ શેહેંગાહી શેહેરના મોહોલાઓ કરતા મોટા હતા અને કોઈ કોઈ ગન નજીસાત હતી તોબી શેહેંગાહી જેટલા ઘણા નજીસાતબી નહીં હતા બધા રસ્તાઓ પર નિચે ગટરો રાખીને ઉપર લાબી લાડીઓ જડેલી છે, પણ રસ્તા પરથી જનારેના

પાણી બધાઓ લઈ જાય છે તેથી તેના ટીપાવાને લીધે જરા સરકના અને ભીણાયલા હોય છે.

ઘેરો ઘણાં ખરાં બેઠી બાધણીનાં છે, અને નિચે બધે દુકાનો આ. વેલી છે. અમો કસ્ટમ હાઉસમાંથી પેહેલાં કિનારે ઉતર્યા હતા. ઈહાં જે અફીમ ઉપર તથા બીજી વસ્તુઓ પર જગાત લીયે છે તે સારૂ રોકડ લેતા નથી, પણ જેટલી જગાતની રકમ થઈ હોય તેની ચિઠ્ઠી આપે છે, જે મુજબના રોકડા ડાલરો બાકસોમા ભરીને શેહેરમાં તીજોરીખાતું છે ત્યાં ભરી આવે છે અને રસીટ પાછી લાવવામાં આવે છે ત્યારે માલ પસાર થવા દીયે છે. ચીન દેશનું પોતાનું રૂપાનું કશુ ચલણ નથી, પણ અમેરિકાથી મેક્ષીકન ડાલરો પડાઈને આવે છે તે ચાલે છે. એ ડાલરો શરાફોને ત્યા ભરાય છે ત્યારે તેઓ પોતાના ના. મના છાપ તે ઉપર મારે છે જેમ ઘણા છાપો પડવાથી ડાલરો મંડાઇને કોદીયાં જેવા થઇને પછી આખરે તેના કકડા ભુકલા અને ભુકો થઇ જાય છે, પણ દર વખ્તે ભરનારા ડાલરો તથા ભુકો સઘલો તોલીને આપ લે કરે છે, અને સવાબે તોલા રૂપાને એક ડાલરની કિંમત ધણે છે. એ ડાલરો ગણવા સારૂં શરાફો પોતાને ત્યાં જુદાં માણસો રાખે છે, જેઓ ખોટા ખરા ડાલરો યા તેનો ભુકો પણ પારખી શકે છે. એ મુજબ અમોએ આજે એક ગમ ઝીણો ભુકો ડાલરોનો હતો તેને ખરો ખોટો છુટો પાડતાં જોયો હતો. રસ્તામાંની ઘણી દુકાનો ઉપર ખાધ ખોરાકી વેચાતી હતી તેમાં કાંઈ સખ્યાબંધ દુકાનોમાં સુકવેલા ઊંદરોને તેમનાં બે ફાડચાં કરી ડોકાં સુધાં વેચવા ટાંગેલા દીસતા હતા. એ ઊપરાંત ઘુવડ, બગલાં તથા બીજાં જીવતાં મરઘાં બતકાં ઉપરાંત મારેલા મરઘાં બતકાના છુટા છુટા કકડાઓ પણ કરીને વેચવા માટે ટાગ્યા હતા, જે સઘળા વજન ઉપર જે માગે તેને વેચે છે. ચીનાઓ સાંભળવા મુજબ કાંઇપણ ચીજ ખાવામાં ચુકતા નથી, એવા તેઓ નજીસ છે. અમો ફરતા ફરતા આપણા મુંબઇમાં વખણાયલા રેશમી કાપડીઆ થાઇકુવાની દુકાન ઉપર ગયા હતા. એ પણી લધો મોટો રેશમનો વેપારી છે, પણ માલ અમે જોવા

માગ્યો ત્યારે ઘણો થોડો તેની પાસેથી નિકળ્યો હતો. તે ધણીને જો હુકમ મળે તો થોડા વખ્તમાં કહો તેવું રેશમી કાપડ બનાવી આપે છે. ઊંચી દોરીની ગાજના એક ટાકાના ૧૬ ડાલર તે માગતો હતો. આ ધણીનું ઘેર ઘણું કંગાલ જેવું દીસે છે અને સઘળું ખાલી હોય તેમ રાખ્યું છે. અત્રે દરેક ચીનાનાં ઘેરમાં દેવીની સબીઓ રાખે છે. તેની સામે અગરબતી તથા દીવો સલગાવેલો રાખે છે, અને તે દેવી જે કાગજની બનાવેલી હોય છે, તેની આસપાસ કાગજનાં રંગીન ફુલો તથા બીજી જણસો ગોઠવી તેને ભપકાદાર પૈસાવાલા લોકો કરે છે, અને એક વરસ તેને જરાપણ સાફસુફ કીધા વગર જાલાં ભરાઇ જાય તોબી રાખે છે. ત્યાર પછી તેને કાહાડી નાખી નવાં ફુલો લાવી મુકે છે. વળી દુકાનોની બાહેર દર દુકાને એક નાનુ ચાસનું ઘર રાખે છે. ત્યાં સાજના બતીની વખ્તે દુકાનનું બારણુ બંધ કીધા આગમજ એક નાની બતી પંદર મીનીટ બળે તેટલું તેલ ભરેલી તથા અગરબતી જે ઘણીજ ઝીણી અને સસતી આવે છે તે સલગાવીને પછી દુકાન બધ કરે છે. શરાફોની તથા બીજી મોટી દુકાનોવાળા મોહોલ્લાઓને નાકે મજબુત દરવાજાઓ હોય છે. તે રાતના ૯ વાગેને ચોરોની બીકથી બંધ કરે છે અને દુકાન દીઠ ઉધરાણાં કરીને ચોકી સારૂ દર દરવાજે બબે માણસો રાખે છે. જેઓ ઓળખીતાને દરવાજા ઊંઘાડી મોહોલાઓમા આવવા દે છે. સરકારની બેદરકારીને લીધે એ મુજબ રૈયતનેજ પોતાનો બચાવ કરવાની તજવીજ કરવી પડે છે. એક મોહોલ્લામા ફરતાં ત્યાં મથાળે સફેદ કાગલનુ એક મોટું ફાણસ ટાગેલુ જોયુ હતું. તે ખબર પડવા મુજબ જે ઘરમા કોઇ મરણ પામ્યુ હોય તેના બારણા આગળ નિશાની દાખલ ટાગે છે જ્યા સુધી તે મુડદાને દાટે નહી ત્યા સુધી તેને ટાગી છે. એ મુડદાઓને બધ પેટીના રાખે કે જેમાની કોઈ કોઈ પેટીઓ ઘણાજ ઊંચા લાકડાની મોટા ઉમરાવો સારૂ બનાવે છે. તેઓની કિમત સાંભળવા મુજબ પાચ હજાર ડાલરની ઉપર થાય છે. મુડદાને દાટયા પછી તેના ઘર આગળ વારા ફરતી કાનસો

સલગાવીને બાળે છે, જે મુજબ અમોએ આજે એક મોહોલામા તથા એક બોટમાં પણ બાળતા જોયાં હતાં તે સારૂ એક જાડું કાગજનું વાસણ બનાવી તેમા નાના પાતળાં કાગજની પટીઓ સલગાવે છે, અને તેને બારણાના ઊંબર આગળ બળતું મુકે છે, અને છેક સઘળું ભશમ થાય છે ત્યારે તેની રાખ ઊરાડી નાખે છે એ પાતળાં કાગજો સલગેલી હાલતમાં હવામાં ઉડતા પણ અમોએ મોહોલામા જોયાં હતાં, જેથી આગ લાગવાનો સંભવ ઘણો રહે છે એ પ્રમાણે કાગજો બાળવાથી તથા સહવાર સાંજ અગરબટીઓ ઘરના ચાસ આગળ બાળવાથી ચીનાઓમાં મરકી એઓની નજીસાતને લીધે ફેલાતી ધારવા મુજબ અટકતી હશે. અમોને શેહેરમાં ફરતાં છેક સાંજ પડી અંધારૂ થવા આવ્યુ હતું. એ વખ્તે સઘળા ચીનાઓનો ખાવાનો વખ્ત હોવાથી ઠરેઘર તેઓ ઢગલા થઇ ગોળ ચકરાવામાં ખાણાની આસપાસ બેસીને સઘળા સાથે ખાતા દીસ્તા હતા. એઓમા એવો ધારો છે કે ઘેરના શેઠ અને ચાકર નફર અને કચરાપતી વટીકમી સાથેજ બેસીને એક ભાણામાંથી ખાય છે, કશો અંતર રાખતા નથી, અને શેઠને પોતાને જો વધતા ચાવલ જોઇયે તો પોતે ઉઠીને દુર વાસણ હોય છે તો તેમાંથી ચાવલ લાવીને પાછો સાથે બેસીને જમે છે. પણ એ સઘળું ખાતી વખ્તેજ હોય છે, ત્યાર પછી શેઠ અને ચાકર વચ્ચેનો અંતર પાછો શરૂ થાય છે, અને શેઠની આગળ તે બેસી શકતો નથી. અમે શેહેરમાની એક પરચુટણ સામાન વેચવાની દુકાન ઊપર ગયા હતા, જ્યાં ચીનીઓ નાના પગ રાખે છે તે કેવી રીતના ઉઘાડા હોયછે ત્યારે દીસેછે તેના નમુનાઓ આબેહુબ બનાવી વેચવા મુકેલા જોયા હતા. તે ઉપરથી માલમ પડે છે કે, બચાના પગના અંગોઠા સિવાય બીજાં ચાર આગળા તેની પાતલીના ભાગ સુધી મરડી નાખીને પાતલી તરફ દાબીને પછી તેને પાતાથી બાંધી લીયે છે, જેથી પગનો ઊપરનો ભાગ નિચે વળી જાય છે. ફકત અંગોઠો તેની જગ્યાપર રેહે છે એ મુજબ પગ કુમલા હોવાથી તેના હાડકા મરડાઇને તળિયા સાથે આગળાં મળીને ગળી જાય છે, અને નાનું બુટ પેહેરાવી રાખવાથી તે વધતા

નથી. એને લીધે જ્યાંથી પગ વળે છે ત્યાંથી એક ચીરા જેવું પડીને તેમાંથી હમેશાં રસી વેહે છે. ચાલતી વખ્તે ફક્ત એડી ઉપરજ તેઓને ચાલવું પડે છે. અમે શેહેરમાં ફરીને પછી શામીન કરીને, મુસાફરો સારૂં અલાએદી જગ્યા જે કીધી છે ત્યાં ગયા હતા. એ જગ્યા અને શેહેરને એક નાની ખાદી ( Creek ) થી છુટી પાડી છે, પણ બે પુલોથી તેપર આવજાવ થઈ શકે છે એ પુલ પસાર કરતાં અમોને ચીનાઈ સરકારના સોલજરો જેઓ પોલીસનું કામ કરે છે, તેઓ હાથમા ફાણસો લઈને હારબંધ આસરે એક દજન જણાં શેહેરમાં ફરવા નિકળેલા મળ્યા હતા, જેઓમાં કોઈ પાસે ભાલા તો કોઈ પાસે તલવાર અને કોઇ પાસે બંદુક એમ હથીયાર હતા એ લોકો રાતના વારાફરતી રોણ ફરવા નિકળે છે, ત્યારે પોકાર મારતા જાય છે, અને તેને લીધે ચોરોને પકડવાને બદલે સામા નસાડી મુક્તા હશે એવા ૫૦૦ સોલજરોની ચોકી યુરોપિયનો રેહે છે તે જગ્યામાં રાખી છે, જેઓ જ્યારે ચીનાઓ હુલડ કરે ત્યારે અટકાવવા કામ લાગે છે. એવાં હુલડો ઈહિં વારાફરતી થાય છે ત્યારે પરદેશીઓના ઘરો બાળી નાખે છે. એ ચોકી સને ૧૮૮૩ પછી રાખવા માડી છે, જે સાલમાં એક સ્ટીમર ઉપરના કોઈ માણસે ચીનાઓ સ્ટીમર ઉપર ઘણા એક દમ જાય છે તેઓમાના એકને આચકો મારતા તે નદીમા પડી મરણ પામ્યો હશે જે સારૂ ચીનાઓ ઉશ્કેરાઈને તે ચીનાને આચકો મારનાર ધણીને માગ્યો, પણ કપટાને જોયુ કે આપુ તો તેને તરત મારી નાખશે, તેથી આપ્યો નહી, અને ચીનાઓએ આપે નહીં ત્યા સુધી સ્ટીમર હંકારવા દીધી નહી, અને કનટાનના વાઈસરાયને કેહેવાડયું. જેણે હુકમ કીધો કે હુ આવુ ત્યા સુધી સ્ટીમર થોભાવવી જેથી કપ્તાનને સ્ટીમરમા ઊતારૂઓ છતા થોભાવવાની ફરજ પડી હતી. પણ ચીનાઓ તેટલા તો ઘણા ઉશ્કેરાઈ જઈને સ્ટીમર ઉપર પથરાઓ ફેંકવા લાગ્યા, તેથી સ્ટીમરને નદીની અધવચમા લઇ જઇ ઉભી રાખી. હવે ચીનાઓનુ ટોળુ ઘણુ વધી ગયુ અને તેઓ વેર લેવા અંગ્રેજોની રેહેવાની જગ્યા જે શામીનના છે, ત્યા ઉતરી પડ્યા, અને પુલ બાળી

નાખ્યો તથા કેરોસીન તેલ લાવી એક પછી એક ઇંગ્રેજોના બંગલાઓ લુટીને સલગાવવા લાગ્યા. એ બાબે પરદેશીઓ તરફથી કનટાનના વાઇસરાયને કહેવાડયું કે ચીનાઓ ખરાબી કરે છે તે અટકાવો તેથી તેણે થોડાક સોલજરો મોકલ્યા પણ પુલ ઉપર એટલો તો ચીનો હતો કે ત્યાંથી તેઓ પસાર થઇ શકયા નહી અને તેટલાં તો આઠ વીશ બંગલાઓ સલગાવી મુકયા હતા. આખરે ઇંગ્રેજો હથિયાર બંદુકો લઇને ચીનાઓ સામે જવા નિકળ્યા પણ તેની આગમચ માંદરીનને કહેવાડયું કે અમારો બંચાવ કર, તેનો જવાબ મળ્યો કે ચીનાઓને પુલ ઉપરથી ખીસાડો તો અમો સોલજરોને મદદ કરવા શામીનમા મોકલીયે. પણ જો પરદેશીઓ ચીનાઓને ખીસાડી શકે તો પછી મદદ શું કામ મગાવતે. જ્યારે બંદુકોથી કેટલાક ચીનાઓને જખમી કીધા અને સામો ધસારો થોડાક ઇંગ્રેજોએ કીધો ત્યારે ચીનાઓ નાહાશી ગયા હતા. એ મુજબના બાલી નાખેલા બગલાઓમાનો એક હજી તે હાલતમાં પડેલો દીસે છે. બાકીનાઓ પાછા બંધાઈ ગયા છે તેના બદલામાં મોટી રકમનો ચીનાઈ સરકારપર દાવો કીધો ત્યારે કમીશન ઠરાવીને બે લાખ ડાલરે પતાવ્યું હતુ અને ત્યાર, પછી સોલજરોની ચોકી ચીનાઓએ બેઊ પુલપર રાખી છે જે પરથી કોઈબી ચીનાને બાહારના પરદેશીઓના લતા તરફ જવાને હુકમ નથી. અમો ઇંગ્રેજો રહે છે જેને (Shameen) શામીન કરીને કહે છે ત્યાં ફર્યા હતા. એ જગ્યાને આસપાસથી જાણે ટાપુ હોય તેમ પાણી રાખેલુ છે અને તેમાં આસરે ૪૦ બંગલાઓ છે જેમા પરદેશીઓ સિવાય કોઇ રહેતું નથી. સને ૧૮૫૭ ની ચીન સાથની લડાઇ પછી અસલી જગ્યા જ્યા ફેકટરી હતી તે બદલીને ઈહા સને ૧૮૫૯ મા ઉલુ ટાપુ જે ખાલી મટોડીની જગ્યા હતી તેને બાધીને મજેતુ બનાવ્યુ છે અને ફરતો પુશતો સવાત્રણ લાખ ડાલર ખરચીને બાધ્યો છે જેમાનો પાચમો ભાગ ખરચ ફ્રેન્ચ અને બાકીનો ભાગ ઇંગ્રેજ સરકારે આપ્યો હતો. એ શામીનનો ટાપુ આસરે ૦॥ માઇલ લાબો અને પોહોળાઇમાં ૦। માઇલ જેટલો હશે. અમો તે જોઈને પછી ત્યાંથી પાછા બોટમા

બેશીને અમારા ઉતારાવાલી જગ્યાપર ગયા હતા. એ વખતે નજદીક સાત વાગવા આવ્યા હતા તોબી નદીમાં બોટોની આવજાવ ઘણી હતી. કોઈ કોઇ બોટોમાં ખાવાનો સામાન વેચવા સારૂ તેમાં બતી કરીને બધે ફેરવતા હતા. કોઈપર ચાસનાં કાગજો સલગાવી થોડાં બળે એટલે નદીમાં તરતા મુકી દેતા હતા. ત્યાં કોઇ બોટોમાં એક બીજાને નદી છોડવા આગમજ સલામતી આપવા સારૂ થાલીઓ મોટે સાદે વજાડતા હતા એ પ્રમાણે જેમ કિનારે લોકો વસે છે ને ચાલે છે તેમ એ નદીપરની વસ્તીમા બનતું હતું.

**તા૦ ૪ થી નવેમબર સને ૧૮૮૭**—આજે કનટાંનનાં શેહેરમાં તથા તેમાની જોવાલાએક જગ્યાઓપર ફર્યા હતા. રસ્તામાં એકગમ એક આખો લાંબાને લાંબા મોહોલામાં દર ઘરને મથાલેથી રસ્તાની ઉપર એ ઘરોની વચમાં આરકાંઓ કરીને તે ઉપર જાતજાતના એ ચીનાઓનાં ધર્મને લગતા ખેલો તથા કસરતના ખેલો, બાગો ઇત્યાદિનાં કાગજકામનાં નમુનાઓ બનાવી તેને રંગ તથા ગીલીટથી શીગારીને ટાગેલાં હતાં. જે ઉપર ઘણાં પુતળાંઓ નાના કદનાં ગોઠવેલાં હતાં ને કોઇ કોઇતો ચાવીના હોવાથી હિલચાલ કરતાં હતા. એમાનાદર બે આરકાઓની વચમાંના ગાલાઓમા બતીનાં ઝુમરો ટાગીને તેઓને પણ ઘણા સરસ ફુલો તથા ફુમટાંઓથી સણગારેલા હતા અને એ મુજબ આખા મોહોલાનો રસ્તો મજેનો રળિયામણો લાગતો હતો. ખબર કાહાડતા માલમ પડયું કે ચીનાઓનો નવમો મહિનો ઘણો મોટો ગણાય છે, તે વખતે એક મોહોલામા ત્રણ દિવસ એ મુજબ ધામધુમ કરીને પછી બીજા મોહોલામા લઇ જાય છે અને એ પ્રમાણે તે બાજુના સઘળા મોહોલાઓમાં એક મહિનાના પુરા કરે છે. એ વખતે સઘળાઓ ઈંહા ભક્તિ કરવા આવે છે તેથી મોહોલામાનુ સૌથી સારૂ ઘેર હોય છે ત્યાં તેની જગ્યા કરે છે. અનો પેહેલા શુવાનોકોના વેપારીઓનો ગીલડ છે) એ ગીલડની સનજણુ સેન ફ્રાનસીસ્કોની ચીનાઓની વિગતના આપેલી છે (તેને લગતું દેહેરું હાલ જોવા નવા હતા.

એ દેહેરૂં ઇહાંના દેહેરાંઓમાં ઘણું સરસ ગણાય છે અને તે બાંધવાપર એક લાખ ડાલર ઊપર ખરચ બેઠો છે તેના દરવાજા ઘણી સરસ નકશીના પુતળાંઓ સુધાંનાં બનાવેલા છે. એ દરવાજાઓ આસરે બાર ફીટ જેટલા ઊંચા છે. દેહેરાંમાં ટીનહાઊ યાને બેહસ્તના રાણીનું ગીલીટનું મોટું પુતળું છે જેની આસપાસની ગુંબજ તથા તખત ઘણું સરસ નકશીનું એક છાપરાની ઊંચાઇ સુધીનું કીધું છે જે નકશી લાકડાંની અંદર ત્રણ થર એકની પાછળ એક એમ છેક અંદર સુધીની કોતરેલી છે. એ પુતળીઓની સામે એક મોટા અફ્રગાનિયામાં અગરનાં લાકડાંનો આસરે બે ફીટ ઊચો અને ૪ ઇંચ જાડો કકડો પજરતો સલગાવી રાખે છે તથા એક અગરબતીનું ગુચરૂં સલગાવી ટાંગેલું જે ચાર દિવસ લાગત બળે એટલું મોટું હતું એની પડોશમાં ગાયણનો જલસો કરવાની જગ્યા ઓટલારોકી કીધી છે પણ ફરનીચર કશું હતું નહી. એને લગતો બાગ છે ત્યાં રોકવર્ક તથા તલાવો કીધેલા છે તથા બાગમાં જવા સારૂ ગોળ આકારના રસ્તાઓ કીધેલા હોવાથી તેમાંથી દેખાવ જાણે આરસીની ફ્રેમમાં જોતા હોઇએ તેવો લાગે છે.

એ દેહેરાંનાં કંપાઊંડના દરવાજાપરના છાપરાપરની ઊલવેલ પાંચ ગેહેની છે જે દરેકપર આરપાર નકશી કીધેલી છે, અને બધી ગમ ગીલીટ તથા રંગ પણ દીધેલો હતો. એ દરવાજાની બાહાર બીજા એક કંપાઊડમાં જુદી ઇમારત છે તેમાં એ દેહેરાને બાધનારાઓ જેઓએ ૧૦૦ ડાલરની ઊપર આપ્યા હોય તેઓના નામો બે બાજુપર અને જેઓએ ૧૦૦૦ ડાલરની ઊપર આપ્યા હોય તેઓનાં વચમે લાકડાંની પતીઓપર પાડીને ગોઠવેલા છે. જેએની સામે પણ બંદગી કરવાના અફ્રગાનિયાં ઇત્યાદી મુકેલા છે. એ નામોવાલા ધણીઓ મરણ પામવા પછી તે નામો મુકવામા આવે છે એ પેહેલાં દેહેરાંના કંપાઉંડમાં બે પથ્થરનાં બનાવેલા સીંહનાં પુતળાં મુકેલાં છે, જેઓનાં મોહડાંની અંદરથી એક ગોળ પથ્થરનો દડો કોતરેલો છે જે છુટો મોહડાંની બાહેર નિકળવા વગર અદર ફર્યા

કરે છે, ત્યાથી નિકલેલા કનટાન શેહેરના ગુનેહગારોને ગરદન મારવા-
ની જગ્યા છે ત્યાં અમારો ભોમિયો અમને લઇ ગયો હતો. એ જગ્યા
એક મોહોલો છે જેની ગલીમાં હમણા મટોડીનાં વાસણો બનાવેલાં
સુકાવા મુકેલા છે પણ જ્યારે કોઈને ગરદન મારવાની હોય છે ત્યારે
તે સઘળું ખિસાડી નાખે છે, અને જ્યારે તે ખાલી થાય છે ત્યારે આ
સરે ૭૫ ફીટ લાંબી અને ૨૫ ફીટ જેટલી પોહોળી એ જગા થાય છે.
ઈહાં દર સાલ આસરે ૩૦૦ જણાને ગરદન મારે છે પણ જ્યારે હુલડ
થાય છે ત્યારે હજારો માણસોને ઇહાં ગરદન મારે છે જે વખ્તે
તેઓને હારબંધ ગુઠણ મંટીએ બેસાડી તેઓના હાથ પીઠ પાછળ
બાંધીને તેઓની ચોટલી માથાપર મોઢાં તરફ ઉલટાવીને પછી જલાદ
એકજ ફટકે ડોકુ તલવારથી ઉડારી નાખે છે. એ મુજબ સને ૧૮૫૫-
ના બળવામા ૫૦૦૦૦ માણસોને ઇહા એક વરસમાં ગરદન માર્યા હતા.
ગરદન મારેલાનાં ડોકાં એક વેહેરની તોપલીમાં પડે છે તે કહાડીને ત્યાં
મોટા પથ્થરના જીહલાનો મુકેલા છે તેમાં ભરે છે. અમો ત્યાં ગયા ત્યારે
ત્યાનો જલાદ અમોને મળ્યો હતો જેણે પોતાની તલવાર લાવીને અમોને
દેખાડી હતી જે ઘણી ભારી પણ તેજ ધારની હતી અને પુછતાં બો-
લ્યો કે ૧૦ વરસ થયાં તે જલાદનું કામ કરે છે. હજારો માણસોને
એણે ગરદન માર્યા છે તથા પેલા પથ્થરના જીહ્લામાં ડોકાંઓ પડેલાં
હતા તે બતાવ્યાં તેથી તે જીહ્લાઓ તદન ભરપુર હતા. વળી એક જ-
ણનુ ડોકું ત્યા રાખેલા લાકડાંના માચડા ઉપર ટાંગેલું હતું, તેબી
બતાવીને બોલ્યો કે પાંચ મહિનાપર એને ગરદન માર્યો હતો જલાદ
આગે કદાવર છે, અને કાઇ પણ રીતે ખુની જેવો માલમ પડતો નથી.
એની સાથે બીજા ત્રણ જણા જલાદનું કામ કરે છે. જે માચડાપર ડોકુ
ટાગેલું હતુ તે ઉપર કોઈ વખ્તે પોતાના મા અથવા બાપના ખુન કરના-
રને રીબાવી રીબાવી મારે છે. તેને તે માચડા સાથે બાંધીને પછી એક
દહાડે તેનો એક કાન, બીજે દહાડે બીજો કાન, પછી નાક, આંગલાં,
હાથ તથા પગ કાપી છુટા કરે છે અને અને છેક છેલ્લે તેને ફાસીથી મારે
છે. મા વા બાપને મારવા જેવો નરાજ બીજો કોઈ ગુનાહ ચીનાઓના

ગણાતો નથી તેથી આવી ખરાબ શીક્ષા કરે છે. એ જગ્યાપરથી ઈહાંનું પાણીથી વખ્ત દેખાડવાનું ઘડિયાળ છે તે જોવા ગયા હતા. એને સારૂ શેહેરના કિલ્લાના એક દરવાજાપર દેહેરૂં બાંધેલું છે જ્યાંના એક ઓરડામાં એક દેવીની આગળથી સીડીની માફક ચહડ ઉતર ચાર ચરૂઓ મુકેલા છે, જેની દરએકની હેઠલ એક છેડ છે જેમાથી પાણી ટીપે ટીપે પડે છે એ મુજબ છેક ઉપરના ચરૂમાનું પાણી ટીપાઇ બીજામાં અને તેમાંથી ત્રીજામા તથા તેમાથી ચોથો ચરૂ જે છેક નિચે છે તેમાં પડે છે. એ છેલ્લા ચરૂમાંએક જાતનું નાનું ધાતુનું બોહિયું મુકેલું છે તેની ઉપરની એક પતીપર કલાકના અક્ષરો માડેલા છે. હવે એ ચરૂમાં પાણી પડે અને ભરાતું જાય તેમ પેલું બોહિયું ઉપર તરવાથી ઉચકાતું જાય છે અને તેની સાથેની કલાક માડેલી પતી ચરૂની ઉપર ઢાંકણું છે તેમાંના એક ખાંચામાથી ઉપર આવતી જાય છે તેથી કલાક કેટલા તે બરાબર માલમ પડે છે. દર બાર કલાકે સાંજના તથા સવારના ૬ વાગેને નિચેના ચરૂમાંનું પાણી પાછુ કાહાડી નાખીને ઊપરના પેહેલા ચરૂમાં ભરે છે. એ મુજબ એ ઘડિયાળ સને ૧૩૨૪ના સાલથી હજી સુધી ચાલુ રાખેલું છે. તે જોઇને પછી એક બીજું દેહેરૂં જોવા ગયા હતા. એ દેહેરાંમા બુધીસ્ત ધર્મ મુજબ દોજખમાં શીરીતે સજા થાય છે તેના લાકડાંના મોટા આકારો બતાવવા સારૂ મુકેલા છે તેની સામે ઈનસાફ કરનારને બેસાડયો છે. એવીજ સજા આગળ ચીનાઓમાં ગુનેહગારોને કરતા હતા. એ બતાવવા સારૂ દેહેરાંમાં દસ ઓરડા છુટા કીધા છે તેમાં એક હારના પેહેલા ઓરડામા માણસ મુવા પછી જાનવરના આકારમાં થાય છે (Trans migration), બીજામાં ગુનેહગારને એક ઘાણીમા પીલે છે જેનુ લોહી તેલને બદલે બાહાર પડે છે તે કુતરાઓ ચાટે છે, ત્રીજામા કકરતાં તેલમા ગુનેહગારને ઊકાલે છે અને તેને લાખડના ચીમતાઓથી તેલની અદર દાબી રાખે છે, ચોથામા એક ગરમ આતશ જેવો લાલ કીધેલા મોટા ઘાટ હેઠલ ગુનેહગારને રાખી તેની ઊપર તે ઘાટ ઢાકે છે અને પાચમામા ગરદન મારવાની શીક્ષા બતાવી છે. એ પાચ

ઓરડાઓની સામેની બીજી હારમાંનો પેહેલો ઓરડો ખાલી છે, બીજામાં માણસને બે પાટિયાં વચ્ચે મુકીને માથાં આગળથી તેને કરવતે વેહેરીને બે ભાગ કરે છે, ત્રીજામાં પાછો માણસ મુવા પછી જાનવરનાં આકારમાં થાય છે તે બતાવે છે, ચોથામાં ગુનેહગારને ઊંધો ભોંય ઉપર નાખી તેની જાગ ઉપર પોહોળી પણ પાતળી પતીએ માર મારે છે અને પાંચમામાં ગુનેહગારની તપાસ થતી કોર્ટ કીધી છે. એ પ્રમાણે જાનવરના આકારમાં જવા સિવાયની બધી જાતની ઉપર જણાવેલી સજા ચીનાઓને ઈહિં આગળ કરતા હતા પણ તેમાંની કમકમાટભરેલી સજા હમણા કરતા નથી. ફકત ગરદન મારવાની તથા જાંગ ઉપર મારવાની શીક્ષા રાખી છે. એ દેહેરાંમાં લોકો પુંજા કરવા ઘણુંજ આવે છે તેથી તેના પુંજારીઓ ઇજારો લે છે. જેના દર સાલ ૩૮૦૦ ડાલર સરકારને ભરે છે અને ઈહિં હાથપરથી નસીબ પારખનારા, જુગારીઓ, દાંતના ડાકટરો તથા બીજા હકીમો, સામાન વેચનારાઓ ઈત્યાદી પોતાના ધંધા ચલાવે છે. ભીખારીઓ પણ ઘણાજ છે, જેઓ પોતાના હાથમા નાની બાબુની ટોપલીઓ લઇને આપણા દિલ સાથે અથડાવીને ભીખ માંગે છે.

અમો ઈહિનાં આંધળા ભીખારીઓને નવી રીતે ભીખ માગતા દુકાનો ઉપર જોયા હતા. જેઓ ઘણીખરી ઓરતો હોય છે, તેઓ મોટા વેપારીની દુકાનપર જઈને પથારી માંડી બેસે છે, અને જ્યાં સુધી તેઓ કાંઇ આપે નહી ત્યાં સુધી એક થાળી વજાડયા કરે છે. જેથી તે આખરે કંટાલી જાય છે, ત્યારે તેને કાંઇ આપીને પતાવે છે. એ મુજબ એક બે જણા કરતા નથી, પણ તેવા મોહોલ્લામાં દર પાચ સાત દુકાનને અંતરે ભીખ માગતી આંધળી ઓરતોને અમોએ જોઇ હતી. અનો ઊપર લખેલા દેહેરામાંથી નિકળીને કનટાનનો અસલ તારતાર જનરલ વા ગવનર રેહેતો હતો તે મેહેલ જોવા ગયા. એ જના સને ૧૮૮૧ ની ચાનની લડાઈમા ઇંગ્રેજોએ વાહાણોપરથી તોપના ગોળા મારી તારાજ કીધેલો હજી દીસે છે, પણ ત્યા એક બીજો નવો બાંધેલો છે જેમાં ઇંગ્રેજ ફા-

નસલ કોઇ વખ્તે રહે છે. અત્રે કાંઈ જોવાલાયક નથી. ત્યાંથી નિકળીને અમો ફુલનો પેગોડા જોવા ગયા હતા. એ પેગોડા ૧૭૦ ફીટ ઊંચો નવ થરનો બાંધેલો છે, અને જોકે તે સને ૫૦૦ ના સાલમાં બંધાયલો કહેવાય છે તોબી હમણુ જેવીને તેવી સારી હાલતમાં રહેલો છે. પણ થોડાં વરસ ઉપર એને ૧૦૦૦૦ ડાલર ખરચીને સમાર્યો છે એના મથાલા ઉપરથી ત્યાંના રખેવાલના કહેવા મુજબ આગળ એક છોકરૂં પડીને મરણ પામ્યું ત્યારથી જવાનું બંધ કીધું છે, એ આઠ ખુણાનો બાંધેલો છે, અને તેના દરેક થરના છાપરાંના આઠે ખુણા ઉપર ઘાંટા લટકાવેલા છે. એની અંદર બધા મજલાઓ ઉપર પુતળા ગોઠવેલાં છે, જેની સંખ્યા ૮૮ ની કહે છે. એ પેગોડાની પડોશમા એક ઓટલા જેવું દેહેરૂં છે તેની દેવાલપર એનો નકશો પથ્થર ઉપર કોતરીને ચિતારેલો છે, જેમાં સઘળાં પુતળાંઓ પણ બતાવ્યાં છે અમોને એ પેગોડા બરાબર જોવાને બન્યું નહી, કારણ કે અમો જમાંબી જતા ત્યાં અમોને જોવા સારૂં ચીનાઓની અતિ ભીડ થતી હતી. એ કારણસર એ જગાનો રખેવાલ બારણું બંધ કરીને ભીડને બાહાર રાખવાની કોશેશ કરતો હતો, પણ એ જગા જાહેર હોવાથી ચીનાઓ અંદર જવાનું તોફાન કરતા હતા, તેથી તે રખેવાલે અમોને જલદીથી બાહેર જવા કહ્યું હતું. એજ મુજબ અમો એક જુગારખાનું રસ્તામાં મળ્યું તે જોવા ગયા હતા, પણ ત્યાંબી અમોને જોવા અમારી પછવાડે ચીનાઓ ઉભાઇ ગયા કે એ જુગારખાનાંના રખેવાલે અમોને કાલાવાલા કરીને બહાર જવા કહ્યું હતું. નહી તો તે વખ્તે રમતના પૈસા ઉપર ચીનાઓ લુટ ચલાવશે એવી તેને ધાસ્તી હતી અને રમ પણ બંધ પડી જવાથી અમોને બાહાર પાછું જવાની ફરજ પડી હતી. એ જુગાર શી રીતે રમાય છે તેની સમજ અમોને બીજી ગમથી મેળવવી પડી હતી. જુગારખાનું રાખનાર ધણી પોતાની સામે ટેબલ ઊપર ૧, ૨, ૩, ૪ એવા આંકડા છુટા છુટા મુકે છે. હવે જેઓ જુગાર રમવા આવે છે તેઓ પોતાની ગુજાસ મુજબ ગમે તે નંબર ઉપર પૈસા મુકે છે એ પ્રમાણે ચારો નંબરો ઉપર પૈસા મુકાય

કે ધરધણી એક મુઠો ભરીને શપાકા એક પ્યાલામાં ભરે છે, અને તેને બીજો ધણી બધાઓનાં દેખતાં પોતાની બોંય ઊંચી ચહડાવી સલીએ કરીને છુટા પાડી ચચારને હિસાબે જુદા પાડયો જાય છે, છેલ્લે જો એક શપાકો બાકી રહે તો એકવાલા આંક ઉપર જેણે પૈસા મુકયા હોય તે કરતાં તેનો ત્રણ ગણા પૈસા જુગારખાનાવાલો આપે છે. જો બે રહ્યા તો બીજા નંબરવાલાને અને ત્રણ શપાકા રહયા, તો ત્રીજા નંબરવાલાને અને ચારો પુરા થઈ કાઇ શપાકા બાકી નહી રહે તો ચોથા નંબર ઉપર મુકનાર ધણીને જેટલી રકમ તેઓએ મુકી હોય તે થાને ત્રણગણી આપે છે. એમ કીધાથી જુગારખાનાવાલાને ફાયદો ત્રણ જણા જે હારે તેના પૈસા મળવાનો થાય છે. જેમકે ધારો કે દરેક જણે જુદા જુદા નંબર ઉપર એકેક રૂપિયો મુકયો છે, અને શપાકાનો ઢગલો છુટો પાડતાં બાકી બે શપાકા રહ્યા, તો બીજા નંબર-વાલાને રૂ૩ યાને તેનો મુકેલો રૂપિયો એકનાં ત્રણગણા ધરધણી આપી બાકીના પોતે ઊચકી લેવાથી રૂપિયો એક તે કમાવા બરોબર થાય છે. એ મુજબ જુગારખાનાવાલાઓ ઘણું કમાય છે, તેથી તેઓને જુગરખાનાં રાખવાનાં લાઇસંસ સરકાર પાસેથી લેવા પડે છે. અત્રે જોકે જુગાર-ખાનું અટકાવત- નથી, પણ સોરતી કાહાડનાર જો કોઇ પકડાય છે, તો તેને કેદ નાખવા ઉપ્રાત તેનું ઘરબાર સઘળું વેચી નાખે છે. તોપણ અમોએ ચીનાઓને સોરટીની ટીકીટો વેચતા જોયા હતા, જેઓ સીપા-ઈઓને લાંચ આપીને પોતાનો ધંધો બીનદેહેરતે ચલાવે છે, અને જે કોઈ પડોશી એથી કંટાલીને સરકારમાં જાહેર કરે છે, તો તેઓ તેનુ ઘરબાર લુટી આગ લગાડે છે. અમો ફુલાવર પેગોડા (જેનું નામ તેન મોહોલાને ફુલનો મોહોલો કરી છે તેપરથી આપેલુ છે) જોઈ પાચ જીનનું દેહેરું જોવા ગયા હતા, જ્યાં પાંચ પથ્થરનાં બનાવેલાં મેંઢા મુકેલાં છે, જેને સારૂ કહે છે કે પાંચ દેવતા પાંચ મેંઢાં ઉપર સવાર થઈ હવામાથી કનતાન શેહેરવાલી એ જગ્યાપર ઉતર્યા હતા, અને પછી એ મેંઢાં પથ્થર થઇ ગયાં હતાં તેને આ દેહેરાંમાં સાચવી રાખ્યાં છે, અને તેની પુંજા કરે છે. એ ઉપરથી કનતાન શેહેરને મેંઢાંઓનું શેહેર

કરીનેબી ચીનાઓ ઓળખે છે. એ દેહેરૂં કાંઇ જોવાલાયક નથી પણ તેની સામેનો દરવાજો જે મોટા બે આરકાનો ઘણો મજબુત બનાવેલો છે તેની વચમાં એક ગંજાવર ઘાંટ ટાંગેલો છે, જે ૧૦૦૦૦ રતલ વજનનો છે. એ ઘાંટની હથોડી કાહાડી નાખી છે, અને કોઈ પણ દિવસે તેને વજાડતા નથી. તેને સારૂં એવો વેહેમ છે કે જો તે વાગે તો કનટાન શેહેરની ખરાબી થાય. સને ૧૮૫૭ ની ઇંગ્રેજ સાથની ચીનાઓની લડાઇમાં ઇંગ્રેજોની મનવારપરથી એક તોપનો ગોળો એ ઘાંટ ઉપર પડી તેનો એક કકડો ભાજી નાખીને અવાજ આખરે થયો હતો, અને કનટાન ઉપર ખરેખર આફત તે વખ્તે આવી પડી હતી, કારણ કે એ શેહેરને ઇંગ્રેજ અને ફ્રેન્ચોએ જીતીને પાંચ વરસ તેનો કબજો રાખ્યો હતો. એ ગોળાથી ભાગેલો ભાગ હજી જેમનો તેમ દીસે છે. એ દેહેરાંપર માલ હોવાથી કનટાન શેહેર જે બેઠું છે તેનો દેખાવ દુરવેરનો ઘણો સારો દીસે છે. એ પછી જેલ જોવા ગયા હતા, જે ગીચ વસ્તીવાલા ભાગમાં એક મજબુત ઘર હોય તેમ બાંધેલી છે. અમોને બારણામાથી કેદીઓને બતાવ્યા હતા, જેઓના હાથ પગમા બેડી નાખેલી હતી, અને તેઓ છુટા ફરતા હતા. કશી રીતે આ કમનસીબ શખ્સો ઉપર ધાક હોય તેવું દીસતુ હતું નહી, કારણ કે અમો ગયા ત્યારે તેઓ પોત પોતામાં ઠઠા મશ્કેરી કરતા હતા તથા બીડીઓ પીતા હતા. અમોને જોઇને તેઓ બારણાં આગળ આવી ભીખારીઓ માફક પૈસા માગવા લાગ્યા હતા. એની પડોશના મોહોલામાં બીજું ઘેર છે ત્યાં કેદીઓને ગલામાં લાકડાનાં ચોરસ મોટા કકડા નાખીને રાખેલા છે એને ' કાનગુ " કરી કેહે છે. એ પ્રમાણે આખો વખ્ત ગલાંમા તે કાનગુ રાખવાથી તેઓને ઘણી અડચણ ભારથી ખમવી પડે છે, અને ખાવાનુ દિવસમા એકજ વખ્ત તેઓને આપે છે ત્યારેજ તથા સુતી વખ્તે તે કાનગુ તેઓનાં ગલામાથી કાહાડેછે. એ સજા સૌથી હલકી ગણાય છે. કનટાનમાં જો કે આસરે ૧૨ પારસીઓ છે તેઓને વારાફરતી કામે શેહેરમા જવું પડે છે, પણ તેઓ વેપારી વારમાંજ ફરી આવવાથી અંદરના ભાગોમાં જવલેજ જાય છે

તેથી પારસીઓને જોવાને ચીનાઓ રસ્તામાં એકઠા મળે છે. ચીનાઓ બધા પરદેશીઓને ફાનકોઇ એટલે પારકા શેહેરના કરીને કહે છે, અને તેઓને હમેશાં ધિક્કારની નજરથી જોય છે. તે એટલાં સુધી કે જેમ આપણે બચાંને "બાઉ" આયો કરી બીહીવાડીયે છીયે તેમ ચીનાઓ પોતાનાં બચાંઓને પારકા લોકોથી ફાનકોઈ કહીને બીહીવડાવે છે. ત્યાર પછી અમો ૫૦૦ દેવીવાલું દેહેરૂં જોવા ગયા હતા. એ દેહેરૂં સને ૫૦૩ મા સ્થાપ્યું હતુ, પણ સને ૧૮૫૫ માં તે ફરીથી બાંધેલું છે. એનાં માનનારાઓએ માનતાની મોટી રકમો આપવાથી એ ઘણું પૈસાવાલું દેહેરૂં ગણાય છે. એ દેહેરાંમા એક મોટું ચોરસ દીવાનખાનું છે, જેમાં બુધનું એક મોટુ પુતળું મુકીને તેની આસપાસ બધી દેવાલોની બાજુએ તથા વચમાં હારબંધ ૫૦૦ મોટાં પુતળાંઓ જુદી જુદી ઢપનાં બેસાડેલાં છે, જેઓ બુધના ચેલાઓ હતા. તે બધા ઉપર રંગ તથા ગીલીટ ચહડાવેલી છે, અને દરેકના ચેહેરા પણ મજાહની રીતના જુદા જુદા પાડેલા છે. તેઓ ચુનાના પ્લાસ્ટરના બનાવેલા છે. બુધના પુતળાંના ડાબા હાથ ઉપર મારકોપોલો જે સૌથી પેહેલો, પેહેલો યુરોપિયન ચીન દેશ ફરી આવ્યો હતો તેનુ પુતળું મુકેલું છે, જેને માથે ઇગ્રેજી ટોપી તથા તોગા જાતનો રોમન લોકો જે લાબો જભો ખાધ ઉપર નાખતા હતા તેવો પોશાક પેહેરાવેલો છે. એ દે-હરાંની બાજુએ એક અલાયદી હવેલીના સંગેમરમરનો આસરે ૨૦ ફીટ ઊંચો પેગોડા બનાવીને મુકેલો છે, જે નવ થરનો છે તે ઉપર ફુલની તથા બીજી નકશી સારી કીધી છે. એ ઉપર દશ હજાર ડાલર-નો ખરચ બેઠો છે એમ તેનો રખેવાલ કેહેતો હતો. અમો શેહેરમાં જે જુદા જુદા મોહોલાના ફર્યા હતા, ત્યા જાતજાતની કારીગીરીઓની દુકાનો હારબંધ મળતી હતી. કોઇ મોહોલાના ઘણીખરી દુકાનો કાપડિયાની, કોઇમાં બુટવાલાની, કોઈના જેદ જાતનો ઘણો કિમતી પથ્થર જે ચીનાઓ પસંદ કરે છે, અને જે બરમાહ દેશથી આવે છે તેનીજ બનાવતના દુકાનો, કોઈ મોહોલામા જડિયારખાનાંજ, કોઇ સુતરના વેપારી, કોઇ અનાજના વેપારી એમ જુદા જુદા મોહોલાઓમાં

એકેક જાતની બનાવતોની દુકાનો હતી. ખોરાકી વેચનારાઓની દુકાનમાં એકમાં હમારો ભોમિયો હમોને લઈ ગયો હતો, જ્યાં બીલાડી કુતરાંઓના આતરડાં કાહાડી નાખીને તેઓની બે ફાર કરી તેઓનું ગોશ વેચતા હતા, જે જણાવવા સારૂં બીલાડી તથા કુતરાંના ડોકાં તથા પુછરાં તેની સાથેજ રહેવા દીધેલાં હતાં, અને તેઓને દેખઇતાં દુકાનો ઉપર ટાંગેલાં હતાં. એક દુકાન ઉપર ગયા ત્યાં સોરી જાતનું ખલીર જેવું પંનખેરૂ, ગુવડ તથા ગલોરી વતીક જીવતી ખાવા સારૂં વેચતા હતા. એ ગલોરી મુંબાઇમાં આવેચ તેવી સફેદ તથા સુમારાં ચામડાંની નહી, પણ સુધ કાળી અને ખરબચડા મસા ઉગ્યા હોય તેવાં ચામડાંની આસરે ત્રણથી ચાર ઈંચિ જેટલી લાંબીઓ હતી, જેવોને ઝીના સળીઆઓનાં પીંજરાંઓમાં વેચવા સારૂં રાખેલી હતી. ચીનાઓ જોવા મેળે કાંઇ પણ ચીજ ખાવાની બાકી રાખતા નથી. કસારી વટીક સુકવીને કોલમીની માફક ભુંજી ખાય છે. ચીનાઓનો મોટો ખોરાક ચાવલ તથા માછલીનો છે. તેમાં કનટાન શેહેરમાં જેટલી જીવતી માછલી વેચાતી અમોએ જોઈ તેટલી બીજે કયે નથી એટલી એની આવક તથા ખપ પણ છે દર મોહોલામાં પાંચ યા પચીસ દુકાનો માછલીવાલાની હશે. એ માછલી બારણા આગળ નાની પાણીની ટાંકીમાં જીવતી રાખે છે. તેઓ રામસ તથા મોટી બોઈ જેવી છે તે જીવતીજ કાપી તેના લોહીથી ગગરતી વેચે છે, તોજ ચીનાઓ લે છે. તેથી જો મુવેલી હોયચ તો હરૂસે બીજી માછલીનું લોહી તેની ઉપર રેડી લોકોને વેચે છે. કેટલીએક ગોશ વેચવાની દુકાનોપર થારીઓમાં પ્યાલા ભરીને લોહી પણ વેચતા હતા. જે ઘણું ખરૂં ડુક્કરનું હોવું જોઇએ, કારણકે ઈહાં ડુક્કરનું ગોશ ઘણું સસતું હોવાથી ચીનાઓમાં તેનો મોટો ખપ છે. ઈહાં મેંઢાં બકરાં તથા ગાયનું ગોશ ઘણાખરા પરદેશીઓજ ખાય છે, કોઇજ ચીનો ભાયગે ખાતો હશે, અને તે ઘણું મોઘું પણ વેચાય છે. બતક ઘણાં સસતાં મળે છે અને તે એટલાં જથ્થાબંધ આવે છે કે તેને સુકવીને માછલીની માફક વેચે છે. નાના લગીવાની જાતના જીના પંખેરાંનો શેકાર પણ જથ્થાબંધ ફુરા બાંધી

ચીનાઈ દુકાનો.

વેચે છે. એ પંખેરાં ચોખાના ખેતરોમાં ટોળાંને ટોળાં આવી રાતનાં
ત્યાંજ રહે છે, તે વખતે તેઓ ઉપર જાલ પાંથરીને તેમાં પકડે છે,
તેએટલાં એકી વખતે પકડાય છે કે તેવોને છુટાં છુટાં જીવતાં પકડવાં મુશ્કેલ
પડવાથી તે જાલનાં છેડા પકડી જાલ સૂધાં તેઓને જમીન ઉપર પતકી
મારી નાખીને લાવે છે. એના સીનામાંથી ઘણું થોડું માસ નિકળે છે.
રસ્તામાં મોહોલાઓમાં હજામોનીબી દુકાણ ઘણી હતી, જેઓ હજામત
કરાવનારનાં હાથમાં એક રકાબી આપે છે, અને તેમાં તેનાં ખોરેલા
બાલ અસતોરાપરથી સાફ કરે છે. તેઓ આખા દિલની માથાં સુધાં
ચંપી વટીક કરે છે. દુકાનોના બાહેર સર્વે જણા એક પથ્થરની અંદર
ઉભું લાકડું ખોસીને પોતાનુ નામ તથા વેચવા મુકેલી ચીજો
સોનેરી અક્ષરે લખે છે જેથી રસ્તા સઘળા એવાં પાટિયાંઓથી
ભરચકર લાગે છે, અને જો રસ્તા સાંકડા હોય છે તો પુરી અડચણ
પડે છે. મોહોલાઓ સાકડા હોવાથી આગ ઘણી જલદી વધી જાય
છે, તે બુજાવવા સારૂ ઊચી બનાવતો વેચનારની દુકાનો તથા વેપારી-
ઓના ઘરોનાં છાપરા ઉપર હારબધ પાણીના ગારકાઓ ગોઠવી રાખે
છે, જેનો દેખાવ દેહેરાના ઊંચા માળોપરથી ઘણો નવાઇ જેવો લાગે છે
ચીનાઓને પંખા રાખવાનો શોખ ઘણો છે. કોઈ કોઈ તો પંખા
ખાતા ખાતા રસ્તામાં લટકમટકની ચાલે ચાલતા હતા, અને કોઇ પંખાને
ગદી વાલી પોતાની ગરદન પાછળ પીઠપર કપડામા ખોસીને બાહાર
ઘણા દેખઇતા રાખતા હતા.

એ પ્રમાણે સઘળુ જોઈને પછી બોટોમા બેસીને પાછા ફરીને
ચીનાઓનો બાગ જોવા ગયા હતા. ચીનાઓ ઝાડપાનની વીદયામાં
ઘણા હુશીયાર અને સારા બાગબાન છે તે મુજબ એ બાગમા સઘળી
જાતની ફ્રૂટ કુંડાઓના ઝાડો ઉપર ઉગાડેલી હતી. નાના બે
રીટના મોસનબી તથા ખાતા લીંબુ ઈત્યાદીના ઝાડો ફ્લોથી ભરાઈ
ગયલા હતાં. વળી એ લોકો મોટી ઉંમરના ઝાડો તેના ગલા થડ
ભ્યા કુંડાના ઉગાડે છે, જે ઝાપે મોટા ઝાડોનાં રનકડા મુકના હોય

તેવાં લાગે છે. કોઈ કોઈ કુંડાઓમાંનાં ઝાડોની ડાંખલીઓ એવી રીતે કાપેલી કે તેથી કરીને તેની ઉપર જ્યારે પાંદડાંનો બાહાર આવેલો હોય છે, ત્યારે તરેહવાર આકારો બની રહે છે તેમાં માણસોનાં પુતળાં પણ એજ માફકનાં બનાવેલાં હતાં, જે ઉપર તારનું અંગ બનાવી મોહોડુ તથા હાથ પગ કોરીના રાખે છે, અને પછી તે તાર પર જીનાં પાદડાંના વેલા બરાબર કાપીને ચહડાવેલા હોવાથી જાણે આબાદ ઝાડ માણસના આકારનું ફૂંગેલું હોય તેમ લાગે છે. એજ પ્રમાણે હરણ, મોર, સીંહ તથા બીજાં જાનવરો ઉપ્રાંત દેહેરાં તેનાં ઘાંટ સુધાં બનાવેલા દીસતાં હતાં એ જોઈને ઈહિંની નદીપરની ફુલની બોટો (Flower boats) જોવા ગયા હતા. એ બોટો મોટી ત્રણ ત્રણ ઓરડાની બનાવેલી હોય છે, તથા તેઓની આગલી બાજુ પર મજાની ગેલેરી રાખે છે. બોટો ઘણી સરસ દીવાનખાનાંની માફક શીણગારેલી હોય છે, તેમાં કોઇમા તો અંદરથી ઊંચી ભરતકામની સાટીન તથા કસબી કપડાઓથી મઢી લીધેલી હોય છે, તથા કોચ, ખુરસી, ટેબલ સઘળુ એવીજ ઢપનુ શીણગારેલુ રાખે છે. કુમરોમા દરરોજ ઘણી રોશણી કરે છે, અને ચીતારાઓની આરશીઓ તથા મોહોડાં જોવાના આયનાઓ ટાગેલા છે એ બોટોમાં પૈસાદાર લોક મોજ કરવા જાય છે, અને જેઓ પોતાની ગુંજાસ પ્રમાણે એક બોટ આખી રાત સારૂં ભાડે રાખે છે, જેનું ભાડું પાંચથી પચીશ ડાલર સુધીનું જેવી તે શીણગારેલી હોય છે તેમ આપે છે. પછી પોતાને ગમે એટલી ગાનારી છોકરીઓ મંગાવી તેઓ પાસ આખી રાત ગાનું ગવડાવે છે, અને પોતે પોતાના દોસ્તોને તેડીને આખી રાત ખાઇપીને મોજમજાહ ભોગવે છે. એ ગાનારીઓ માથાં ઉપર ખુશબોદાર ફુલો ગુઠી આવે છે, અને જ્યારે મોહોસમ હોય ત્યારે એ બોટો મોગરાં, ચંબેલી તથા એવાં બીજાં ખુશબોદાર ફુલોથી ગુઠી લે છે, તેથી એ બોટોને ફુલની બોટો (Flower boats) નામ આપેલું છે. એવી કાઈ સંખ્યાબંધ બોટો અકેક સાથે સાંકળે બાંધીને હારબંધ મોહોલાઓનાં ઘેરોની માફક ઉભી રાખે છે, જે બધીઓ ઉપર તેઓની

આગળની ગેલેરીઓપરથી જવાય છે. એ બોટોની સામે બીજી તેવીજ બોટોની હાર હોય છે, જેની વચમાં પાણીનો રસ્તો એક નાની બોટ જાય તેટલો રાખે છે, તે ભાગપર બોટો આડી મુંકીને પુલરોકા રસ્તા બનાવેલા છે, જે ઉપરથી એક બોટોના મોહોલામાથી બીજી બોટોના મોહોલામાં જવાય છે વળી એ બોટોમાં ખાણું પુરૂ પાડવા દુકાંનો તથા ભઠીયારખાણા રાખેલા છે. બોટોની હાર આસરે ત્રીશની એક હશે, અને તેવી આઠ હારવાલા ઈહાના ચાર મોહોલાઓમાં અમે ફર્યા હતા. જ્યા બધે ગાયન તથા ખાણાપીના ચાલતા હતાં, અને હવા પણ આજે ગરમ હોવાથી ઘણા જણા ગેલેરીપર બેસીને ગીતો સાંભળતા હતા. એ પછી આજે સહવારના જે મોહોલામાં ધામધુમ થઈ હતી તે મોહોલામા રોશણી જોવા ગયા હતા, પણ અમો થોડે રસ્તે ગયા નહી તેટલામાં ચીનાઓની ભીડ વધી ગઇ, તેથી બાહારથી થોડી ઘણી ધામધુમ જોઈને પાછા ફરીયા હતા. કનટાન શેહેર ઘણી મોટી વસ્તીવાલું છે. એની વસ્તી કોઇ દશ અને કોઇ વીસથી બાવીસ લાખ માણસની કહે છે, પણ અમો ધારીએ છીયે જે એ કનટાન શેહેર તેના પ્રગણા સાથે તથા નદીને પેલે પારનુ ગામ હોનામ સઘળુ સાથે લેતા ઓછામા ઓછી ૫૬રથી સત્તર લાખ માણસની વસ્તી હશે આવી વસ્તી મોટી છતા શેહેરનો વીસ્તાર તેનાં ઘરો બેઠી બાધણીના જોતા ઘણો મોટો નથી કિલ્લાની અંદરનું શેહેર આસરે છ માઈલના ઘેરાવાનુ છે, પણ તેના પ્રગણા સુધા દશ માઈલ ઘેરાવામા છે. એને લીધે ઘણી રૈયતને બોટોમા રહીને પોતાનો વખ્ત કાહાડવો પડે છે. એ બોટો તેઓ ભાડે પણ ફેરવે છે, અને જ્યારે તેઓ એક દિવસના ૪૦ દોકડા કમાવ ત્યારે પોતાની બોટ ફરતી બંધ કરીને બીજી બોટવાલાઓને કમાવાની ટક આપવાનો એ લોકોનો ધારો છે. અમોએ એક બોટ બે દિવસ સુધી ફરવા રાખી હતી, જેના બે બેહુનો, એક માય અને બે નાના છોકરા કરી પાંચ જણા રેહેતા હતા. ઓરતો પોતેજ હલેસા મારે છે, ઘરાકોને બેસવાની જગા ૭ જણા બેસે તેટલી છે, અને તેને પીકચરો, નના ચીનાઈ, મોહોડું જોવાની આર-

સી તથા એ લોકોની દેવી સઘળુ શણગારીને એક ખુણાંમાં મુકે છે. ગમે તેવોબી ગરીબ ચીને હોય તે પોતાનો ચાશ (દેવ) ઘેરમાં એક ખુણામાં એ મુજબ રાખે છે, અને સહવાર સાંજ તેની સાંમે અગરબતી તથા દીવો બાલે છે, અને જો તે દીને વધતી કમાઇ થઈ હોય તો ફટાકડાનું એક નાનું બંદલબી તેની ઓટ યા ઘેરની આગળ ફોડે છે. એ મુજબ સાંજનાં ઘણી ગમથી ફટાકડાના અવાજ આવતા હતા. શેહેરોમાં મ્યુનિસિપાલિટી શું ચીજ છે તે ચીનને લગતા કોઇપી ગામમાં સરકાર યા રૈયત જાણતી નથી. ઉપર મુજબનાં ફોડેલા ફટાકડાનાં કાગલો તથા બીજી એવી જણસો કાગલ બનાવનારાઓના રાખેલા માણસો પાછાં કાગલ બનાવવાના કામસર ઊંચકી જાય છે. રસ્તા ઉપર ગલીચી ઘણી થાય છે, તે દર ઘરવાલા પોતાને ગમે ત્યારે સાફ કરી ઊંચકીને દર બે ચાર મોહોલે પાણીની ખાડી હોય છે તેમા નાખે છે, જે બધું કોહીને નીચે એકઠુ થાય છે. જો પાણીનો જોસ હોય છે તો નદીમાં બધું ઘસડાઇ જાય છે, નહી તો તે કોહેલો કચરો અનાજનાં ખેતરોમાં આવી ભરાઈ જાય છે, તે ખાતર દાખલ કામ લાગે છે. રસ્તે રસ્તે ખાધાની રદ થયલી ચીજો તો કદી જોવોજ નહીં, કારણ કે હાડકાંબી કામમાં લાવવા વેચાય છે. એ મુજબ પોતાની મેલે મ્યુનિસિપાલિટીના કામો થયાં જાય છે, નહી તો નજીસાટ ઘણી એકઠી થાય. ઈહિાં કુતરાં યા કોઇબી રખડતા જાનવરો દીસ્તા નથી, તેઓનેબી શું કામ રહેવા દે. જો બીનધણીયાતા હોય તો તેબી ખાઈ જાય એવા ચીનાઓ છે. કનટાન શેહેર હાંગકાંગથી ૯૦ અને મકાઉથી ૮૮ માઇલ દુર છે, અને પરદેશી વેપાર સારૂ ચીનનું સૌથી પેહેલુ બંદર એ ઊંઘડયું હતું આઠમી અને નવમી સદીથી આરબ લોકો ઈહા વેપાર કરવા આવતા હતા. યુરોપિયનોમા પોરચુગલનો એક નાવીક (Navigator) ઈ. પી. ડી. આનડરેડ (E P. D Andrade) કનટાનમા પેહેલ વેહેલો સને ૧૫૧૭ મા આવ્યો હતો, અને ઇંગ્રેજોનો એક કાફલો સને ૧૬૩૭ માં પેહેલો ઇહા આવ્યો હતો, અને સને ૧૬૮૪થી ઈસ્ટ ઇંડીયા કંપનીએ ચીન સાથે વેપાર ચલા-

વવા માડયો, તે સને ૧૮૩૪ સુધી તેઓજ એ મુજબ કરતા હતા. પણ ત્યાર પછી બીજાં યુરોપિયન રાજ્યે સારૂ વેપાર ખુલ્લો મુકયો હતો. સને ૧૮૪૧ ની લડાઈ વખતે ઈંગ્રેજો એ શેહેરને તારાજ કરવા માગતા હતા, પણ તેઓને ૬૦ લાખ ડાલર ઊંચકો (Indemnity) આપવાથી તે બચ્યુ હતુ છેલ્લી લડાઈ સને ૧૮૫૭ માં થઇ ત્યારે ઈંગ્રેજ અને ફ્રેન્ચો ભેગા મળી એ શેહેરનો કબજો લીધો હતો, અને ચાર વરસ સુધી તેઓને હસ્તક તે રહ્યુ હતુ આગળ દેશાવરના વેપારીઓની હોગ વાલી જગ્યા હમણા (તેને સને ૧૮૫૬ માં સળગાવી દીધા પછી) ચીનાઓને હસ્તક છે, અને તેની આગળની નદીનો ભાગ કેટલોએક પુરીને ત્યા હાલ ચીનાઓની વસ્તી થઈ છે. એ છેલ્લી લડાઈ આગમજ કોઈબી પરદેશીને શેહેરની અંદર જવાનો હુકમ હતો નહી પણ જયારે ઈંગ્રેજ અને ફ્રેન્ચોએ લીધેલુ શેહેર પાછુ ચીનાઈ સરકારને આપ્યું ત્યારથી પરદેશીઓને શેહેરમા જવાની છુટની બોલી કીધી હતી. કનટાનનો વેપાર આગળ એકલુ ચીનાઇ બંદર હોવાથી ઘણો મોટો હતો, પણ પાછળથી ઉત્તર તરફના બીજાં બંદરો ઊઘડ-યાથી તે પડી ભાગો છે તોબી વેપાર રેશમ, ચાહ અને બીજી ચીજોનો સારો થાય છે. તથા અફીમ અને મુબઈનુ સુતર પણ ઈહાથી અંદ-રના ભાગમા જાય છે. ઈહા આપણા આસરે દશ બાર જરતોસ્તીઓ હોનામમા રહે છે, તેઓ ઘણાખરા મુબઇની દુકાનો જે ચીનાઈ કાપડ તથા સામાન વેચે છે તેના આડતીયાઓ તથા પગાદાર માણુસો છે. એકુ બે જણુ મુબઇ તથા હાંગકાંગ સાથે આડતયાનુ કામ કરે છે.

**તા૦ ૫ મો નવેમબર સને ૧૮૮૭**—આજે સહવારના આઠ વાગે સ્ટીમર કીંગમીગેના કનટાન બંદર છોડ્યુ હતુ, અને મકાઊ સાંજના ૪—૩૦ એ ઉતર્યા હતા. એ સ્ટીમર હંકાની મકાઊ તથા હાંગકાંગ વચ્ચે ફરતી સ્ટીમરોના જેવી નાની આસરે ૩૦૦ ટનની છે, પણ મોટી ના નદીનથી અને પોલી જાન દરિયાના કિનારાની નજદીકથી રસ્તો કાપતાં હતા ચાલતી હતી હંકાની સ્ટીમરોના

જીવતી માછલીઓ કનટાનથી લઈ જવા મોટી ટાંકીઓ રાખે છે, જેમાં પાણી ભરીને જીવતી માછલીઓ મુકે છે, પણ તે એટલી બધી તેમા ભરે છે કે જગ્યાની કોતાઇને લીધે પવન વગર તે ગુંગલાઈ જાય. તે અટકાવવા આખો વખ્ત તેમાથી પાણી બાહાર કાહાડીને તેજ પાણી તે ટાંકી ઉપર એક તબ હોય છે તેમાં બાલડીઓએ રેડીયા કરે છે, જેમાંથી ફુંવારાની માફક નલીમાંથી પાછુ ઉડીને તે ટાકીમાં પડે છે. એ મુજબ આખો વખ્ત તે માછલીના ધણીઓ મકાઊ પુગ્યા સાં સુધી કરીયા કરતા હતા, અને ઠાકતુ એ શુ ચીજ છે તે કશું જાણતા નહી હોય તેમ આખો વખ્ત બાલડીએ પાણી નાખીયા કરતા હતા. એથી પાણી સાબુના ફીન જેવું થતું હતુ. આ વખ્તેબી વોમપુ ખાતે અમારી સ્ટીમર ભાયગે પાચ મીનીટ ઉભી હશે, પણ અમારી સ્ટીમર ઉપરના પરસરે આપણા પારસીઓનુ ધરમનું મકાન તથા દાટવાની જગ્યા જે નદી કિનારે એક નાની ટેકડી ઉપર છે તે દેખાડ્યું હતું. તે એક નાનો બંગલો દેવાલથી ઘેરી લીધેલો છે, તેની પડોશમાં ઝાડોથી ભરેલી ટેકડી ઉપર થોડીએક ઘોરો દીસ્તી હતી. તથા રસ્તોબી સીડી માફક ટેકડી ઉપર કોતરેલો દીસ્તો હતો અમોએ બોગના કિલ્લાઓ પસાર કીધા પછી રસ્તામાં તે વખ્તે અમારી અરધો કલાક અગાઉથી ઉપડેલી સ્ટીમર હાગકાગ જતી મળી હતી, જે જો કે મોટી હતી તે છતાં તેમાં ચીના ઉતારૂઓ બે હજાર માણુસો હોવાથી ધીમી ચલાવવી પડી હતી. હાલ જુબીલીની ધામધુમ જોવા સારૂં દરરોજ હાંગકાંગ તરફ ચીનાઓ જાય છે ગઈ કાલે રાતના ૩૦૦૦ ચીના લઈને એક સ્ટીમર ઉપડી હતી, અને બીજી ફાલતુ સ્ટીમરો પણ માંડવી પડે છે, એટલું લોક અત્યારથી હાગકાગ જવા લાગ્યુ છે. અમો સાંજના ચાર વાગે મકાઊની દીવાદાડી આગળ આવ્યા, જ્યાથી શેહેરના પરાયાગરાંડી નામના રસ્તાપરની હવેલીઓ દીસવા લાગી ઇંહાંનાં બારામાં ઘણાજ થોડા વાહાણો દીસ્તા હતા, અને વેપાર જેવું કશું દીસ્તું નથી. ફક્ત ચીના બેગારીઓ માલ ઊંચકી લઈ જવાની દોડાદોડી સ્ટીમર ઉપર જ્યાથીબી ચહડાય સાથી અંદર આવીને કરતા

હતા. અમો કિનારે ઉતરીને ડુંગરની પરાયાગરાંડીની બાજુએ જરતોસ્તીઓ માટે ધરમશાલા છે ત્યા ઉતારો લીધો હતો. એ મકાઊ શેહેર ટેકડી ઉપર હોવાથી ઢળાવવાલા રસ્તા પસાર કરવા પડે છે, અને રસ્તા પણ ઘણા સાંકડા છે એ ધરમશાલામાં બધી રીતની સગવડ કીધેલી છે અને સરસામન પણ સારો રાખેલો છે હાંગકાંગના જરતોસ્તીઓ ઘણાખરા ઈહાં મોજ કરવા સનીવાર અને રવીવારે આવે છે, તેથી સાફસુફ પણ સારૂ રાખેલુ છે. રજાની ફી ૦॥ ડાલર એક. અઠવાડીયાની રાખી છે અને એક પારસી રખેવાળ થોડું સુધી હતો, પણ હાલ તે મુંબઇ જવાથી તેને બદલે એક ચીનાને રાખ્યો છે. એ મકાનમા ચાર ઓરડા હેઠે અને ચાર ઓરડા માળપર મળી આઠ મજાના ઓરડા છે. એ પરાયાગરાડી (Pria Grande) નો રસ્તો દરિયે કિનારે લાબોને લાબો છે, ત્યાં બે મજલાના ઘરો આવેલા છે, તેને એક છેડે સરકારી બાગ આવેલો છે, ત્યા વચમાં બેંડ સ્ટેડ પણ બાંધેલું છે અને કોઈ વખ્તે વાજું વાગે છે. એ જોઇને રૂ ડાશેન ફ્રાસીસ્કો નામના રસ્તા ઉપર ગયા ત્યા પોરટુગીઝની કલબ તથા સોલજરોની બરાખ તથા ગવરનરનો મેહેલ આવેલો છે તેની સામેના કિનારે એક બેટેરી હાલ બંધાય છે, જે ઉપર આસરે દશ ટનની ટોપો ગોઠવાતી હતી. છહા હમણા એવી ધારતી છે કે ચીનાઈ સરકાર મકાઉ પાછુ લઇ લેશે, તેથી સઘળે બચાવની તેયારી થાય છે. અફીમની જગાત ચીનની સરકારે વધારીને ૬૦ ના ૧૮૦ તેલ સુધી કીધી છે તેમા પોરટુગીઝો સામેલ થતા નથી, તેથી સલાહમા ભંગ થવાનો સંભવ હતો, અને કનટાનનો વાઇસરાય એક વખ્તે દમ બતાવી બોલ્યો હશે કે હુ, ચાહુ ત્યારે મકાઉને એક અઠવાડીઆમા જીતી લેઉં, તેથી ગભરાઈને સઘળે લડાઇની તથા બચાવની તયારી ચાલે છે.

તા૦ ૬ ઠી નવેમબર - ને ૧૮૮૭—આજે આપણા જરતોસ્તીઓની આતશબેહેરામ [illegible] જગ્યા જે [illegible] આગળ ટેકડા ઉપર [illegible] [illegible] એ જગ્યા [illegible] દરની દિવાલ

બાંધી લઈને બનાવી છે. ઈહાં ૧૪ જરતોસ્તીઓને દાટેલા છે, જેમાં સૌથી જુની ઘોર શેઠ ખરશેદજી ફરામજી વાડયાની છે, જેવણ સને ૧૮૨૯ માં બેહેસ્તનશીન થયા છે, અને સોથી છેલ્લુ રવાન ઇસવી સને ૧૮૭૦ મા થયું હતું, ત્યાર પછી જોવામેજે એકબી પારસી મકાઉમાં રહેતો નથી. સને ૧૮૩૯ થી ૧૮૪૯ સુધીમા ૧૧ રવાનો અને એક સને ૧૮૫૭ માં થયલું છે. એ ઉપરથી લાગે છે કે સને ૧૮૪૯ પછી ઈંહા જુજ જરતોસ્તીઓ હશે, અને હાંગકાંગ વસ્યાથી ઈહાંના વેપાર સાથે પારસીઓબી ત્યા ગયલા હોવા જોઈયે. એ બધી ઘોરો એકજ ઘપની બાંધેલી છે. એ જગ્યા ઉપર ખુદરતી રોશણી પડોશની દીવાદાંડી ઉપરથી રાતનાં હમેશા પડે છે એટલી નજદીકમા તે આવેલી છે. એ જગ્યાની જરા દુરથી ડુંગરની નિચે મકાઊ શેહેરને મીઠું ઝરાનુ પાણી મલવા સારૂં બે દેવાલના ફુંવારા બનાવેલા છે. ઈહાં ડુંગરપરના ઝરાને લાવીને એક ડુંગરને અઠડતો ફુવારો બાંધી તેમા માછલીનો આકાર પાડી તેનાં મોહોડાંમાથી પાણી પડતુ કીધું છે, જે ઝરાનું હોવાથી ઘણાજણા પીવા સારૂં મગાવે છે. એની પડોશમાં ગવરનરને મોજ કરવાનો બાગ છે, જેમાં એક ગમ નાવલો તલાવ બનાવી તે ઉપર પુલ બાંધ્યો છે, અને થોડા ઝાડપાન પણ છે તથા એક નાંધલો બંગલો પણ છે અને તેમાં ખુરસી, કોચ અને ટેબલ સિવાય બીજું કશું દીસ્યું નહી. એ પછી ચીનાઓના દેહેરામા ગયા એ દેહેરૂં નવ દેહેરાંનુ એક હોય તેમ હારબંધ ત્રણ ત્રણની લાઇનમાં એકેક લાઇનની પછવાડે બાધેલા છે. ઈહિ એક ઓરત (જેના નાંધલા પગ હતા તેથી કેઇ સારાં માણુસની હશે. (પોતાનું ધારેલું કામ પાર પડશે કે નહી તેની તપાસ કરવામાં આવી હતી ચીનાઓનાં દેહેરાંમાં બે લાકડાંના કટકા એક ગોળ લાકડાના બે ભાગ ઉભા કીધા હોય તેવી જાતના અરધગોળ રાખે છે, જેને કાઇ ભણીને મનમાં વીચારી જમીન ઉપર નાખે છે, જો બેઉ ચટા પડયા તો કામ પાર પડે, જો એક ચટો અને એક ઊંધો પડે તો આધાધુધુ યાને વખ્તે કામ પડે યા નહી પડે, અને જો બેઉ ઊંધા પડે તો કામ

પારજ નહી પડે એમ તેઓ માને છે. તે મુજબ ઉપલી ઓરતે ગુઠણ મંડયે પડી ઘણી વખ્તે લાકડાના કટકા ભાય ઉપર નાખ્યા હતા, અને પછી પોતે ઊંધે મસતકે નાગસની કરતી હોય તેમ પડીને ત્રણ વખ્ત પોતાનું કપાલ જમીન સાથે જરા જોરથી અફાડયું હતું, પછી ઉઠીને પોતા સાથે લાવેલા લખેલા કાગજોમાંનુ એક સળગાવી લોખડનાં એક વાસણમાં મુકયુ હતું, અને બીજું કાગજ લઈ તે જાણે દેવીની સાંમે પંખો નાખતી હોય તેમ ઘણીવાર કરી તેબી સળગાવી મુકયું પછી ત્યાં અગરબતી તથા મીનબતી બળતી હતી તેની રાખ એક કાગજમાં વીટાલી સાથે લેઇ ગઈ હતી જતી વેળા દેવીને બે હાથના આગળાં વાળી સાથે કરીને અંગોથાના આગળા તે ઉપર વાળીને સલામ કરતી પાછી ગઈ હતી. એ પછી એક રેશમ બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. ઈહા કીડાઓ ઉપરથી રેશમ ઓરતો હાથે કાહાડે છે, પણ સંચાથી ચાલતા રેહેંતીયા ઉપર તે પોતાની મેળે વીટલાય છે, એથી કરીને ઓરતો બેઉ હાથે રેશમ ખેચવાનુ કામ કરી શકે છે. જો સંચાથી રેહેતીયો નહી ચાલે તો એક હાથે રેહેતીગો ચલાવવો પડવાથી રેશમ ઘણુ કાહાડી શકાય નહી વળી બંધ નલી મારફતે વરાલ પોંહોચાડેલી તેથી તેનેજ પાણી ગરમ પોતાની મેળે કરે છે, અને તેમાં કીડાના કકુનમો નાખી રેશમ ખેચે છે. એ રેશમ ઘણુ ઊંચુ અને તદન સફેદ રંગનુ નિકળે છે, જેનો મોટો ભાગ આતીઓ થઈને ફ્રાન્સ દેશ તરફ જાય છે એમ ત્યાંનો મેનેજર કેહેતો હતો. ઓરતોનો સવારના છથી સાંજના છ સુધીનો રોજ ત્રણ આના જેટલો છે. ત્યાંથી નિકળેલા કેનેએનસ ( [illegible] ) નો બાગ જોવા ગયા હતા, જે ડુંગર ઉપર હોવાથી ત્યાંના પથરો કાંઇ તરેહવાર આકારના જગેજગ પડેલા છે, જે [illegible] ડેનર સેટ વગેરે [illegible] પોતાની જર વીટાતી હોગે છે, તેવા દેખાવ [illegible] લાગે છે એકગમ બે મોટા પથરો [illegible] પડેલા તેના ડેનર સેટ નીચે પથરો આડો પડી એક ગાતુ આરકુ ( [illegible] ) [illegible] છે, [illegible] નો એક [illegible] તેનુ [illegible] તે આરકાની અંદર [illegible] છે, [illegible]

તખ્તીઓ ઉપર તેની જોડેની કવીતા કોતરેલી છે. એ બાગમાં બીજુ કશું જોવાલાયક નથી. ફકત બાગના રસ્તા સંખ્યાબંધ કીધેલા છે ત્યાં લોકો ફરી આવે છે. એ પછી શેહેરમા ફરતા ફરતા ઇંહાનું એક જુગારખાનું જોવા ગયા હતા. એ જુગારખાનાં કાહાડવાન કંટરાકટનું લીલાંઉ સરકાર દર સાલ કરે છે. આગે સાલ જેના ૧૩૦૦૦૦ ડાલર ઉપજ્યા હતા એને ફાનટાન ( Fantan ) કરી ઇંહા કહે છે. જુગાર રમવાની વિગત જેમ કનટાનની વિગત અમે લખી છે તેજ પ્રમાણે ચાલે છે, પણ ઝીતનાર ધણીને એકને બદલે પોણાત્રણ ગણા મળે છે, કારણ કે ૨૫ ટકા પેહેલી રકમ તે મુકે તેની ઉપર કમીશન દાખલ જુગારખાનું રાખનાર ધણી કાપી લે છે. અમો ગયા ત્યારે થોડાએક ચીનાઓ રમતા હતા, જેઓ મોટામાં મોટી રકમ એકી વખ્તે ૧૫ ડાલરની મુક્તા હતા. ઈંહા સરકારના ધારાનું પાટિયું મારેલું છે તે ઉપરથી એકી વખ્તે ૧૫૦૦ ડાલરની ઉપર રમવાનો હોકમ નથી, પણ જો કોઈને તેમ વધતા રમવાની ખુશી હોય તો આગમચથી જુગારખાનાવાલા સાથે તેનો લખીને બંદોબસ્ત કરીને રમે એમ લખેલું છે. એવાં ૧૬ જુગારખાનાં મકાઉમા ઉંઘાડેલાં છે ને સાંભલવા મુજબ તેમા રમવા સારૂં અંગ્રેજી રૈયત પણ છેક હાગકાગ વેરથી ઈંહાં આવે છે ને ઘણા જણા ખુવાર થઈ પાછા જાય છે. મકાઉની નદી જ્યાં બારૂં છે તેની આસપાસ મોટા ડુંગરો આવેલા હોવાથી તથા દરિયો જરા દુર હોવાથી પરાયાગરાનડેના દરીયા કરતાં ઈંહાં વાહાંણો તથા સટીમરોને લંગર કરવાનુ ઠીક પડે છે, તેથી સઘલી વેપારી તથા ઉતારૂની સટીમરો ઇહાંજ આવે છે. એ બાજુના ઘરો તથા રસ્તો સીધો અને સરખો છે અને બધા ઘરો જાણે એકજ ધપનાં બાંધ્યા હોય તેમ પણ જરા બીસમાર હાલતમાં લાગે છે. એ પછી ઇંહાંની તુરંગ જોવા ગયા હતા, જે જગ્યા ઘણી સફાઈદાર રાખેલી છે તેમા બધા કેદીએ: ચીનાઓ હતા, જેઓને મોટા મોટા મોટા ઓરડાઓમાં બંધ કીધેલા દીસતા હતા અને તેઓને સુવા સારૂ બાજતો હતા. તે લોકો કશું કામ કરતા ન હતા, પણ સવારના થોડો

વખ્ત તેઓ પાસે કામ લે છે. વલી કોઇ પૈસાવાલો કેદી હોય છે તો તે માલ ઉપર છુટા ઓરડાઓ પણ ભાડે રાખીને રહે છે, એટલી છુટ તેઓને છે. ચીનાઓની રીત પ્રમાણે આવાં સેહેલાં કેદખાનાંમાં તેઓ ખુશીથી જતા હશે. નીચે વલી ખુની કેદી સારૂં જરા અંધારા ઓ-રડા રાખેલા છે, જ્યાં જમીનની અંદર ડાટેલાં કડાંમાં સાંકલ સાથ તે-ઓના પગ બાંધી રાખે છે. ખુનીઓને ફાંસીની સજા પોરટુગીઝ સ-રકાર કરતી નથી, પણ જન્મ દેશનીકાલ મોઝેમબીક તરફ કહાડે છે. ઈહાંનાં પોરટુગીઝો ચીનાંઓ સાથે ભેલાવાથી તેઓ મુંબઇમાં જે ગો-વેના પૈસાદાર ફરંગીઓ આવે છે તેને મલતા રંગમાં તથા ધરમમાં આવે છે બાકીના યુરોપથી પોરટુગાલના આવેલા શખ્સો ગોરા છે જે ઘણાંજ થોડા ઈહાં રહે છે. મકાઊમા પોરટુગીઝો પેહેલાં સને ૧૫૫૭ માં આવી રહ્યા હતા, તે આગમજ દરીયાઇ ચાચીયાનું જોર ઘણું હતું તેને ચીનાઇ સરદાર અટકાવી શકતી હતી નહી અને આગલ ચાલતાં ચાચીઆઓનું જોર એટલું તો વધી ગયુ કે છેક કનટાનનાં શેહેર ઉપર ઘેરો પણ નાખ્યો હતો. એ વખ્તે પોરટુગીઝોએ મનવારો લાવીને તેઓનો ઘણ કહાડ્યો અને દરીયાની સફરો ત્યાર પછી સલામતીથી થવા લાગી હતી, અને વેપારમાં એ મકાઉ શેહેર આગલ વધવા લાગું તે ૧૮ મી સદીમા એ ઘણુ મોટુ વેપારી બંદર કનટાનમા પરદેશીઓને રેહેવાની અડચણને લીધે થયું હતું. મકાઉ પોરટુગીઝોના હાથમા કેમ આવ્યું તે બાબે મતફેર છે. કોઈ કહે છે કે તેઓએ લડાઇથી જીતી લીધું અને કોઇ કહે છે કે ભાડે લીધું હતું. પણ એ છેલી વીગત ખરી લાગે છે, કારણ કે સને ૧૮૪૮ સુધી પોરટુગીઝો ચીનાઇ સરકા-રને દેરણા દાખલ દર સાલ ૫૦૦ તેલ ભરતા હતા, અને ચીનાઇ કસ્ટમ હાઉસ પણ તે સાલ સુધી ઇંહા હતુ તેને ઇંહાંનો તે વખતના પોરટુ-ગીઝ ગવરનર ફરીરાડી આમરાલે બંધ કરાવી કહાડી નખાવ્યું હતું, અને ચીનાઓનું લશ્કર જ્યારે સામે લડવા ઉતર્યું ત્યારે તેઓની સામે પણ તેઓને હઠાવી નાખ્યું હતું પણ એને હવે તે બાબતનું ગવરનરને કોઇ ચીનાઓએ ઘેરીને વેર લેવા તેની ગર્દન કાપી તેનુ ડોકુ કનટાન મોકલાવ્યુ હતુ, પણ તે વરસ પછી પોરટુગીઝો નદ કોના બંગ વધી

થઈ બેઠા છે અને કશુ દેહેણુ આપતા નથી. જે વરષે હાંગકાંગ અંગ્રેજ સરકારે વસાવ્યું ત્યારથી મકાઉનો વેપાર પડી ભાગો છે, અને સને ૧૮૭૪ મા એક મોટુ તોફાન થયુ તે વખતે મકાઉના જે સારા મકાનો હતાં તે ભાગી ગયા તથા આગથી બળી જવાથી શેહેરનો છોક પણ તે વખ્તથી જતો રહ્યો છે. ફક્ત આગલની એની જાહોજલાલી તવારીખમાં રહી છે, પણ ઈહાંની આબોહવા ઘણી સારી છે, તેથી હાંગકાંગથી ઘણું લોક તંદરોસતી ખાતર આવજાવ કરે છે, તેથી દરરોજ એક સ્ટીમર હાંગકાંગ વચ્ચે તથા બીજી કનટાન વચ્ચે આવજાવ કરે છે. હાલના વેપારમા ચાહ, રેશમ તથા થોડા અફીમનો છે. મકાઉ હાંગકાંગથી ૪૦ાા માઇલ અને કનટાનથી ૮૮ માઇલ છે, એની વસ્તી સને ૧૮૭૯ ની ગણત્રી મુજબ ૬૮૦૮૬ ની છે, તેમા ૬૩૫૩૨ ચીના, ૪૪૭૬ પોરટુગીઝ અને ૭૮ પરદેશીઓ છે હમણાની ઇમારતોમા પરાયાગરાનડે તરફની દરીયા કીનારાપરની થોડા ભાગની સારી છે જે બધાને લીલા રંગની બારીઓ હુક ઉપર ઉઘડે તેવી અસલ ફેશીણની છે, અને અંદરના મોહોલાઓ પણ સારા છે.

**તા૦ ૭ મી નવેમબર સને ૧૮૮૭**—આજે સવારે સ્ટીમર હોનામ મધે આઠ વાગે મકાઉ શેહેર છોડયુ હતું તેમા ઉતારૂઓ જુબીલી જોવા ઘણા ઉતરી પડ્યા હતા, તેમા મોટો ભાગ ચીનાઓ અને પોરટુગીઝોનો હતો. મકાઉમા દર સનીવારે ઘણા અંગ્રેજો પણ મોજ કરવા આવે છે. અમો હાગકાંગ કલાક ૧૧—૩૦ મીનીટે પુગા હતા, અને સાંજના કોઉલુન નામના બંદર ઉપર ફરવા ગયા હતા. એ જગ્યા ઉપર ધક્કો બાંધવાથી માલ લાવનારી સ્ટીમરો ત્યાંજ ઉભી રહે છે અને મોટા ગોડાઉનો તથા ધક્કાઓ એક કંપનીએ બાંધેલા છે અને હજુર બીજા ગોડાઉનો બાંધે છે. જગ્યા મજાની દરીયે કીનારે હોવાથી ત્યાં થોડાક અંગ્રેજોના બંગલાઓ તથા જર્મન લોકોની કલબ પણ આવેલી છે પોસટ આફીસ, પોલીસ અને વેધશાલા (Observatory) એ સઘલુ એક મોટી ઈમારતમા રાખેલુ છે. અગાઉ જારડીન મેઠીસનની કંપનીવાલાનો એક ધક્કો હાગકાગ વીકટોરીયા સીટીમા હો-

વાથી તેઓ અને ઉપલી કોઉલુન કંપની વચ્ચે હરીફાઇ ચાલતી હતી, પણ હમણાં તેઓ મલી ગયા છે અને એકજ ભાવ રાખી ફાલા પડતો નફો વેહેચી લે છે. વીકટોરયા અને કોઉલુન વચ્ચે આખો દીવસ ન્હાની સ્ટીમલાચો દોડે છે, જે દશ દોકડા દર માણુસ દીઠ લે છે, જેથી લોકોને વખારોમા કામકાજ સારૂં કોઉલુન આવવા જવાની સગવડ સારી છે. તે ઉપ્રાત કોઉલુન દોક કંપનીની એક સ્ટીમર લોકોને મફત લાવ લઇ જાવ પણ કરે છે. હાલ ગામેગામથી ચીનાઓ ઉતરી પડવાથી ભીડ ઘણી થાય છે, પણ રસ્તામા ચાલવાની અડચણ ઘણી પડે છે. બધે ખાલી જગ્યા ઉપર ચીનાઓ તંબુઓ મારી પડેલા છે અને જુબીલીની ધામધુમ સારૂં સઘલે આરકાઓ તથા ફાણુસોની હાર, લાગી હતી તેથી માલમ પડે છે કે ચીનાઓમા ઘણી સારી ઉલટ જુબીલીને લીધે પેદા થઈ છે.

જાહેર મીટીંગ ભરાય છે. ચેમબર આવ કામરસની આફીસ પણ ત્યાં છે. તેની એક પાંખમાં નાટકશાલા બાંધી છે જે સારી શણગારેલી છે. તેની બીજી પાંખમાં મ્યુજીયમ રાખેલું છે. હાંગકાંગની વસ્તી બે લાખ માણસોની હશે, પણ હાલ બાહારગામથી આસરે એક લાખ માણસો વધવાથી ભીડ ઘણી માલમ પડે છે. એ સીટી હોલની સામે ઈંહાંની જાણીતી દેનટ કંપનીના ભાગીયા મી૦ દેનટે એક સારો ફુંવારો બંધાવી આપ્યો છે જે ઉપર પુતળું મુકેલુ છે, એની પડોસમાં હાંગકાંગ અને શંહેંગાહી બેંકની ઇમારત આવેલી છે, જે ઇંહાંની બધી ઇમારતોમાં ઘણી સરસ ગણાય છે, તેની ઉપર ગોળ ગુંબજ પણ કરેલો છે. એ પછી બપોરનાં ઈંહાંનો સૌથી ઊંચો પાહાડ જેને વીકટોરિયા પીક કરીને કહે છે, અને તે દરીયાની સપાટીથી ૧૮૦૦ ફીટ ઊંચો છે ત્યાં ગયા હતા. ઉપર જવાનો રસ્તો મઝાનો ઢલાવનો બાંધેલો છે, જે પસાર કરતાં એક કલાક લાગો હતો. એ પીકની જરા હેઠણમાંથી આસપાસ અંગ્રેજો તથા યાહુદીઓના ઉનાલામાં રહેવાના બંગલા જુદા જુદા પાહાડોની ટોંચ ઉપર આવેલા છે, જે આસરે પચીસ ઉપર હશે, ગવરનરનો બંગલો પણ ત્યાં છે એ ડુંગર ઉપર સેહેલાઈથી જવા સારૂં લોખડના તારથી ચાલતી ટરામવે બંધાયલી છે અને તેને થોડુ એટપર તપાસ સારૂં ચલાવી હતી, પણ બીજાઓએ તેને હજુર સલામતી ભરેલી નહી ગણવાથી તેનું બીજું સાંચાકામ વેલાતથી મગાવ્યું છે. એ એક કંપની થઇને બાંધે છે ને ઘણીજ ઢલાવવાલી જેવી અમોએ લીસબનમાં જોઈ હતી તેવી છે. પણ ત્યાં પાણીની તાણને લીધે ઍનજીન અને સ્ટીમના જોરથી ચલાવશે. એ ટરામની લાઈનને મથાલે પુગ્યા કે પાહાડની બેઉ બાજુનો દરીયો દીસવા લાગે છે ત્યાંથી વીકટોરિયા પીક થોડે દુર ઊંચાણમાં છે જ્યા વાવટાકાઠી રાખેલી છે. ત્યાંથી ચારે બાજુનો દેખાવ ઘણો સરસ લાગે છે. એકગમ હાંગકાંગનું બારૂં તથા શેહેર અને બીજી ત્રણ ગમ પાહાડો અને દરીયો તથા છુટા છુટા ટાપુઓ દીસતા હતા. બારાંમાના વાહાંણો રમકડાં માફક દીસતા હતાં. અને ઊંચાણમાં હોવાને લીધે પવનની લેહેરકી મઝાની ઠંડી આવતી હતી.

એ પછી પાછા ઉતરતી વખ્તે સરકારી બાગ જોયો હતો. એ બાગ ટેકડી ઉપર આવેલો છે તેમાં ઝાડપાન ખીચોખીચ ઉગેલાં હોવાથી તથા રસ્તાઓ સીડીના અને ઢલાવના હોવાથી બાગનાં ટેરેસીસ, ફુવારા, કેઆરા ઇત્યાદી સારા શોભે છે ત્યાંનું બેંડ સ્ટાંડ કોઇ જરતોસ્તીએ બંધાવેલું હોવાથી તેને પારસી બેંડ સ્ટાંડનાં નામથી ઓલખે છે. ત્યાં ચાર પાંચ ફુંવારાઓ કોઇ અત્રેના જરતોસ્તીએ રાણીજીની જુબીલીની ખુશાલીમાં શેહેરના ગીચ ભાગોમાં હમણાં મુકાવ્યા છે, જેથી પારસીઓની તારીફ ચીન તરફના ન્યુસપેપરોમાં થાય છે. એ બંધાવનાર પારસીએ પોતાનું નામ હજુ સુધી બાહેર પાડ્યું નથી. ઈહિંના જરતોસ્તીઓનો દીલસુરદો તેઓની સખાવતથી બધે વખણાયલો છે. ચીનનાં અંદરના શેહેરોમાં કાંઈબી આફત આવી પડે છે કે ઈહિંના જરતોસ્તીઓ સૌથી પેહેલાં લીસ્ટ પોતામાં ઉભું કરીને મદદ મોકલાવે છે. હમણાં જુબીલીના હીગામમાં પારસીઓએ જાહેર લીસ્ટમાં કોઇએ ૧૦૦૦ ડાલર સુધી બી ભરવા ઉપ્રાંત પોત પોતામાં યાદગારીનું ધરમખાતું ઈહિંના પારસીઓના ધરમખાતાના ટરસટીઓ હસ્તક પાડવા એક લીસ્ટ કરી તેમાં ૨૬૦૦ ડાલર ભરયા છે.

**તા૦ ૯ મી નવેમબર સને ૧૮૮૭**—આજે માહારાણી વીક્ટોરયાની જુબીલીની ધામધુમનો દિવસ છે તેથી સહવારથી ચીનાઇ વાજાઓનો શોરબકોર આવવા મંડ્યો છે વહાણોને પણ વાવટાઓથી શણગારેલાં છે. આજે બપોરના અગિયાર વાગે ગવરનરને ત્યાં પબલીક રીસેપશન હતું ત્યાં અમો ગયા હતા જ્યાં ઘણા ઇંગ્રેજ, મડમો તથા પારસીઓ હાજર હતા. સહવારના નવ વાગે મી. [illegible] માનપત્ર તેઓ આપી ગયા હતા તે ગવરનમેંટ હાઉસના [illegible] હતું એ માનપત્ર મજાના રેશમી પીળા કપડા ઉપર [illegible] [illegible] રીપર બનાવીને મી. [illegible] તેના [illegible] બનાવેલા હતા. [illegible]

[illegible]

[illegible]

હશે. નિચે તે વિટાલવાનો દાંડો કારીગરીનો બનાવેલો હતો. એ માનપત્ર ઉપર ચીનાઈ ઢબે ત[illegible] ઉડાપાનનું [illegible] ભરત કીધું હતું, અને કિનારી ઉપર તરેહવાર જનાવર તથા પંખીઓ ફુલ પાન સાથે ભરેલાં હતા. એ ઉપરાંત એક મોટું માળિયું એટલેજ કેહતું બદન ગીલીટ તથા નકશીથી બનાવેલું હતું. જેની ઉપર પણ ચીનાઈ બોલી-માં કાંઈ લખેલું હતું. ગવરનર પોતે દીવાનખાનામાં ઉભો રહીને દરેક આવનાર ધણીને શેકહેંડ કરીને આવકાર આપતો હતો. એનું નામ ડીવી રયુકશ કરીને છે. બાર વાગે મળણું ખલાસ થયું હતું. બપોરના ચીનાઓનું મોટું સરઘસ નિકળ્યું હતું. એ સરઘસ સવારના આઠ વાગેનું નિકળેલું બધા મોહોલ્લાઓના છેક સાંજનાં ચાર વાગ્યા સુધી ફર્યું હતું, અને તેઓ ચાલતા હોકો જાય તે સારૂં દર બે યા ચાર માણસની પાછળ ઈસતાનો તથા બાસનીઓ લઇને કોઈઓ ચાલતા હતા. વળી ખાવાની ચીજો મીઠાઈ મેવો પણ જાત જાતની પાલખી-ઓમાં લઇને ચાલતા હતા. એ સરઘસ એટલું લાંબું હતું કે તેને એક જગ્યા પસાર કરતાં ત્રણ કલાક લાગ્યા હતા. સરઘસની શરૂઆતમાં એક મોટો અજદહા કદર બીહામણો બહુ રંગ ઉપર ગીલીટ કીધેલો હતો. તેની પાછળ તેનું દિલ આસરે ૨૦૦ ફીટ લાંબું કામડી ઉપર કાગલ ચોટાડી તે ઉપર રંગીન કપડું કીધેલું બનાવેલું હતું. એ બદન છુટાં છુટાં કાનકચુરાના બદનના ભાગ જેવું બનાવેલું હતું. જેની નિચે રાખેલાં માણસો તેને ઉપર હેઠળ ઊંચકતા ચાલવાથી જાણે સાપ ચાલતો હોય તેમ લાગતું હતું. એ અજદહાને (Dragon) ચીનાઓ ઘણું માન આપે છે, અને પોતાના ચાળોમાં એને સૈથી સરસ ગણે છે. જેનાઓ ઘર આગળથી સરઘસ પસાર થાય ત્યાંથી ચીનાઓ ફટાકડા તેની સામે નાખે છે, જે મોટા અવાજથી ફુટવા માંડે ત્યારે તેની નજદીક પેલો સાપ તેની હેઠળના માણસો લઈ જઇને કુદે તથા નાચે છે. એ મુજબ આખો રસ્તો ફટાકડાના કાગળોથી ઉભાઈ જતો હતો. એ ઉપલો અજદહા તો મોટો હતો, પણ બીજા નાના અજદહા આસરે દશ ફીટના કાંઇ સખ્યાબંધ સરઘસની વચમાં વારા ફરતી

આવતા હતા, જેઓની આગળ એક માણસ દંડો લઇને તેઓને જ્યારે દેખાડતો ત્યારે જાણે અજગર બીહતો હોય તેમ આગળ પાછળ કુદતો નાચતો હતો. સરકારે ચીનાઓના જુદી જુદી ગીલ્ડસ ( guilds ) ના જુદા જુદા ભાગોના રહુચા ને ચાલતા હતા જેઓમા હરીફાઇને લીધે એક એકથી સરસ ભપકાદાર વાવટાઓ, પોશાકો તથા પાલખી જેવાં તાબુતના આકારની બનાવટો, વાજીંત્રે તથા ભાડે રાખેલાં માણુસોને કસબી તથા ભરતના પોશાકો આપીને ચલાવતા હતા. પેહેલાં જે ગીલ્ડનું સરઘસ હોય તે હાથે તેનો મોટો વાવટો કોઈ તો ૧૫ ફીટ જેટલા લાંબા કપડાં તે ઉપર કસબી તીલી તથા ભરતકામ ઘણું સરસ કીધેલુ તે ચાલતો હતો, જેની પાછળ તાબુત જેવી બનાવટો ચાલતી હતી. એ બનાવત બાંબુ તથા કામઠીના તથા લાકડાની બનાવી તે ઉપર કોઈ બેસુમાર નાના નાના પુતળાઓ, ઘરોના તથા બાગોના આકારો, મિનારાઓ તથા મોતીના ઝુમખા તથા ઝાલરો કાચના રંગીન કટકાઓ, તથા કાગળો ગાવલી રંગીને ગીલીટ કીધેલું હતુ એ બનાવટો ખરેખર જોવા અને તારીફ કરવાલાયક છે. એ ઉપરાંત લાંબા પટિયાપર પણ કેટલાક રીતની પુતળા તથા

ઉપર બેસાડી જાણે તે બાંપુ તેનાં હાથમાં આપી તે ઉપર પેલું નાનું છોકરૂં અલગ ઉભું હોય તેમ બતાવે છે. એ નાના છોકરાઓ ભાગ્યેજ પાંચ છ વરસનાં હશે, અને તેઓને આટલા બધા કલાક એ મુજબ સરઘસમાં ચલાવ્યાથી કોઈ કોઈ તો એટલાં થાકી ગયલા કે આંચકા તથા વાજીંત્રના કાનના બેહેર ફાડી નાખે તેવા અવાજને છતાંબી તેઓ સુસ્ત બનીને ઊંઘાઇ જતાં હતાં. તથા કોઇના મોહોડામાંથી લાળ વતીક ગળતી હતી. એ છોકરાંઓ દુરથી જાણે બાંપુ ઉપર પુતળાં બેસાર્યાં હોય તેમ તેઓ હીલી નહીં શકવાથી લાગતાં હતાં. બધા દેખાવમાં એ અમોને તદન પસંદ પડયો નહી બચારાં કુમળાં બાળકો ઉપર એ કાંઈ થોડી જફા હતી નહીં. એ સરઘસવાળાઓ એવાં છોકરાંઓનાં માબાપોને એક બે ડાલર તેઓનાં છોકરાઓને ફેરવવા સારૂં આપે છે. એ પ્રમાણે એક પછી એક જુદી જુદી ગીલ્ડમાં જુદા જુદા તેના મોટા વેપારીઓ સરઘસમા ગભીરપણાથી પંખા ખાતા ચાલતા હતા તથા સરઘસ થોભે ત્યારે બાજઠો મુકાવીને બેસતા હતા. અમોને એ સરઘસ અધુરૂં મળ્યું હતું તોબી નજદીક બે કલાક તેને હમારી આગળથી પસાર થતા લાગ્યા હતા. અને તેટલો વખ્ત હમો-થી આગળ વધી શકાયું ન હતું. અમો તો પુરૂં થયા પછી થોડા-એક મોહોલાઓમાં ફરી બંગલે ગયા હતા, અને રાતના ફરીથી સરઘ-સ નીકળવાનું હતું તે જોવા કુવીન્સ રોડ ઉપર શેઠ ફરામજી હોરમ-સજી મેહેતાની હાઉસવાલા મુકામ ઉપર ગયા જ્યાં એ પેહેડીવાલા શેઠ હોરમસજી મેરવાનજી મેહેતાએ અમારી સારી માવજાત કરીને પાછળ-થી સ્ટીમ લાંચમાં બારામાં પણ ફેરવી લાવ્યા હતા. અમોને તેવનની હાઉસપર જતાં અવારૂં થયું હતુ, અને એ વખ્તે રસ્તામાં પાલખી તથા જીનરીકક્ષા ફરવાનો હોકમ નહી હોવાથી અમોને પગે ચાલીને જવુ પડયું હતું. જે વખ્તે સરઘસ માહેલા સાથે ભીડ ઘણી હોવાથી સરઘસને ઘણા ભાગોમાં વેંહેચી નાખેલું અમોને વારાફરતી મળતું હતુ. રાતના સરઘસ દીસના સરઘસ કરતાં તદન જુદીજ બનાવતોનાં અંદરથી રોશણી મુકેલી દીસે તેવા હતા. એક

સરઘસ માછલીવાળાનું હતું જેમાં મોટી મોટી બોઇ તથા રામસ માછ્લી કામઠી તથા કાજીની બનાવતનાં કાગજોની હતી, જેમા રોશણી મુક-વાથી માછલી બરોબર દીસ્તી હતી. તાબુતરોકી બનાવતોબી તદન સફેદ તથા રગીન ફુલની આરપાર દીસે તેવી બનાવેલી હતી. કોઇ ઉપર નેતનાં જેવું કપડુ જડેલું, અને ફુલ પાન તેનાજ કાપી બનાવેલા તેથી તેની અંદરની તથા મોહોલાની રોશણીથી ઘણાં શોભતાં હતાં. એ જોયા પછી સ્ટીમ ટગમાં બેસી બારાંમાંથી શેહે-રની રોશણીનો બાહાર જોવા ગયા હતા. એ રોશણી કાંઈ જુદીજ તરાંહની અને નવાઈ જેવી લાગતી હતી. હાંગકાગ શેહેર જેમ અ-ગાઉ જણાવ્યું છે તેમ ડુંગર ઉપર છે, અને મોહોલાનાં ઘણાંખરા ઘેરો, બંગલાઓ, બાગો, દેવલના મિનારાઓ, કરાસો તથા ડુંગર ઉપરનાં બો-વન રોડ તથા ટ્રામવેના રસ્તા તથા પાહાડને મથાળેના ભાગને લાઇનની માફક મુકેલી બતીઓ તથા છેક વાવટાકાડી સુધી કીધેલી રોશણી ચીનાઇ તથા જાપાનીસ ફાણુસોથી મોટો લાગ અને કોઇ કોઈ ગેસ તથા તેલની બતીઓનો કીધેલો અને કિનારાપરનો પરાંઓના રસ્તા ઉપરની આરીસો તથા બેંકની પાદશાહી ઇમારતો છેક નિચેથી ઉપર સુધી બતીઓનાં ફાણુસોથી ભરી નાખેલી તેનો દેખાવ એવો તો વિચિત્ર લાગતો હતો કે તેની તારીફ અમો કલમથી કરી શકતા નથી. તેમાં ડુગર ઉપરની રોશણીથી જાણે અંધારાનાં હવાના મેહેલો અને દેવળો બાંધ્યા હોય તેમ દીસ્તું હતું એકેની જાણીતી અમેરિકન પેઢી રસલ કપનીને નામે છે તેઓએ પોતાની ચાર માળની હવેલીને ફાં-ણુસોથી જાણે એક ગંજાવર અમેરિકન [illegible] તારા અને પટનો બના-

હતા. બારાંમાંનાં વાહાંણો તથા સ્ટીમરોની આઊટલાઇનસ ફાણુસોથી
કાહાડેલી તથા ઘણી નાની સ્ટીમ લાંચો તથા બોટો એજ માફક
શીણગારીને દરિયામાં જોવા નિકળેલા ઊતારૂઓ સાથે ફરે અને તે
વેળા ઇંગ્રેજ ઊતારૂઓ રાણીની સલામતીના ગીતો ગાય તથા સ્ટીમરો
અને મનવારો ઉપર આતશબાજી થાય એ સઘળો દેખાવ જાણે ખરેખર
અરેબીયન નાઇટસની વાર્તા જેવો બની રહ્યા હતો. એ મુજબ જમીનથી
આસમાન સુધી અને બધી બાજુ ફરતી ત્રણ ચાર માઇલ સુધીની રોશણી
થઇ રહી હતી. અમોએ વેલાત તરફ તથા મુંબઈની જુબીલીની રોશણી
તથા એવાં બીજાં ઇલ્યુમીશનો જોયાં છે, પણ તે કરતાં આ એટાપુ નાનું
હોવાથી તથા બધાંઓ ઉલટમાં આવ્યાથી એ રોશણી ઘણીજ સરસ
લાગતી હતી. તેમાં ડુંગરપરના ઘરોએ મોટી મદદ કીધી હતી. હમો
સ્ટીમ લાંચમા બારાંમાં ફરીને પછી ઓસ્ટ્રો હંગેરીયન લાઇનની સ્ટી-
મર તીતેનીયા બારામાં હતી તે ઉપર એ કંપનીના એજંટના નોત-
રાંથી ગયા હતા. સ્ટીમ લાચ જેમાં અમો હતા તેપણ તેનીજ હતી
અને તે એજટ અમારી સાથે પોતાના થોડાએક દોસ્તોને પણ લાવે-
લો હતો. સ્ટીમરપર હમારી પરોણાગટ ઘણી સારી રીતે કીધી હતી.
જ્યાં હમો આસરે પોણો કલાક થોભી ઇલીયુમીનેશન જોયું હતુ, અને
પછી કીનારે જઇ શેહેરના અંદરના ભાગનું ઇલીયુમીનેશન જોયું હતું.
બધે ચીનાઇ તથા જાપાનીસ ફાનસોથી રોશણી કીધીલી હતી.
મોહોલાઓમા થોડે થોડે ટપ્પે મોટાં આરકાઓ જાણે દુરથી ગીલીટ
તથા રંગનાં ઘરો હોય તેમ મિનારા સુધાં ગોઠવેલાં હતાં. કુવીનસ-
રોડના મોહોલાની બેઉ બાજુએ ફાણુસોની હાર ટાંગી હતી. ઘરો ઉપર
રોશણી કીધાથી અને તેમા કોઇ કોઇ ઊપર તો જુદી જુદી યુકિતની
રોશણી કીધાથી અને તેમા કોઇ કોઇ ઉપર તો જુદી જુદી યુકિતની
રોશણી જેવી કે તાજની તારાની—સબીઓની—રાણીને દુવાના અ-
ક્ષરોની એમ આવ્યાથી ઘણું રળિયામણું લાગતું હતું. આપણા અને-
ના જરતોસ્તીઓએ પણ ઘણી સારી રોશણી કરી હતી ચીનાઓના
શેહેરના ભાગમાં પણ રોશણી સારી હતી. તેઓએ મોહોલાઓમા
જેમ કનટાન શેહેરના એક મોહોલામા અમોએ જોયું તેમ તેઓના

ધર્મને લગતી મુર્તિઓની બનાવતો ટાંગેલી હતી, તથા વચમાં માંડવ નાખીને ઝુમરો તથા બતીથી રોશણી કીધી હતી, જેથી જાણે દીવાનખાનામાં ફરતા હોય તેવું લાગતું હતું. સાંભળવા મુજબ ચીનાઓએ પોત પોતામાં પચાસથી સાઠ હજાર ડાલરનું ફંડ જુબીલી સારૂ ઊભું કીધું છે, જેમાંથી દશ હજાર ડાલર જેનરલ ફંડમાં આપ્યા છે. બાકીનામાંથી પોતાની ચેમબર ઓવ કોમર્સની ઇમારત બનાવવા તથા લાઇબ્રેરી ઉભી કરવાના છે. એ ઉપ્રાંત તેઓ જે સરઘસો કહાડે છે તેનો ખરચ પણ હજારો ડાલર થયો છે. એ સરઘસો સારૂં કનટાનથી વાજા વજાડનારા તથા બીજાઓને લાવેલા છે. સઘળી બનાવતો તથા પોશાકો ભાડે મળે છે તેબી ત્યાથી લાવ્યા છે, તથા કેટલાક ગીલ્ડસો તો પોતાને ત્યા દર સાલ તેઓના તેહેવારો ઉપર સરઘસો કહાડવા રાખી મુકે છે. આજની ધામધુમમા મોટો ભાગ ચીનાઓનો હતો, અને આખું શેહેર તેઓને માટે મોજ કરવા ખુલ્લું મુકયુ હોય તેમ ઊભાઇ જતા હતા સરકારી બાગમા વટિક માચરા બાધી લા નાટકો તથા ગાયણો ચાલુ રાખ્યા હતા.

**તા૦ ૧૦ મી નવેમબર સને ૧૮૮૭**—આજે કેયે કાઈ જોવા લાયક જગ્યા પર ગયા હતા નહી આખો દીવસ ચીનાઓ ગઇ કાલની માફક સરઘસો કહાડીને ફરતા હતા અને જેઓના ઢોલ ઢમઢમ્યાના અવાજથી કટાળો આવતો હતો. આજના ફરવા નીકળ્યા ત્યારેથી એઓનાં સરઘસો રસ્તે રસ્તે મળતા હતા આજે રાતના જુબીલી કમીટી તરફથી ઈહાના સીટી હાલમા નાચ કર્યો હતો ત્યા ગયા હતા જેમા આસરે ૮૦૦ જણા આવ્યા હતા

લગતી ગમત ઉપ્રાંત ફેનસી બજાર ઈહિંના જાણીતા યુરોપિયનોએ ઉભું કીધું હતું, ત્યાં નાટક અને આતશબાજી પણ કીધી હતી. તે ઉપ્રાંત ચીનાઓ જે સરઘસમાં માછલીના તથા બીજા આકારા લઈને ફરે છે, તેઓને પણ હારબંધ ત્યાં લાવીને ગોઠવી તેમાં રોશણી કીધી હતી, જેનો દેખાવ સારો લાગતો હતો, તથા બાગમાં સંખ્યાબંધ રોશણી કીધી હતી. એ જોવા જવાની ડાલર ૧ ની ફી હતી.

**તા૦ ૧૨ મો નવેમબર સને ૧૮૮૭**—આજે અત્રેની વેસ્ટ એંડ તરફ આવેલી રોપ (દોરડાંની) મેન્યુફેકટરી જોવા ગયા હતા. એ એક કંપનીની મીલકત છે, જેની ઠાપણ ડાલર ૧૬૦૦૦૦ ની છે. મનીલાથી ઈહાં ગાંસડીઓમાં બંધાઇને સન આવે છે. એ સન ( Hemp ) નું ઝાડ સાંભલવા મુજબ કેલનાં ઝાડનાં જેવુ આવે છે તેની છાલમાથી માવો કોહાડીને કાહાડી નાખી તેના શાખા લાબી દોરી જેવા હોય છે, તેનું દોરડું વણવામાં આવે છે એ શાખાને ઈહા લાવીને પેહેલાં એક જાતના સાંચામાં ઝીના નીખ્યાની માફક સલયા હોય છે તેથી છુટા પાડવા ઉપરાંત કચરો પણ કાહાડી નાખે છે, અને પછી તેમાજ એક રોલરમાં ડબાઈ તે લાબા અને સરખા થાય છે. એ મુજબ ચાર એવી જાતના સાંચાઓમા પસાર કરીને પછી બીજા એક સાચામાં તેને મુકે છે જેમાં તે પાછા ઝીના સલીયાઓની વચમાંથી થઈને એક નાનાં હોલમા તે શાખાના દોરા એકઠા યઈને તેની સામેથી એક ચકર ફરતું રહે છે તેથી વલ અપાઈને રૂનું સુતર વણાય છે તેમ એની સુતલી થાય છે. એવી સુતલીના પછી જેવી જાડાઈના દોરડાં જોઈયે તેટલી સુતલીઓને વલ આપી જાડી બનાવતા જાય છે. ઈહા આપણા હાથની કાડી જેટલું જાડુ દોરડું બનાવે છે. તે જોઇને પછી સાજના શુઈકીવાન કરીને છેક ઊગમણ ભાગ છે ત્યા ફર્યા હતા. એ જગ્યા પર જવાનો રસ્તો દરીયેકીનારેથી પરાયાના મારગે છે, પણ બીજું ત્યાં કાંઈ જોવા લાયક નથી

**તા૦ ૧૩ મી નવેમબર** સને ૧૮૮૭ આજે અત્રેના વીકટોરીયા હોટેળના માલેક શેઠ દોરાબજી નવરોજજીએ તેમના કોઉલુનના બંગલામા

બોલાવેઆ હતા ત્યા ગયા હતા ત્યાં બધી જગ્યાઓપર અમોને ફેરવ્યા હતા. એ જગ્યાપર આસતે આસતે બંગલાઓ બંધાતા જાય છે, અને દંકાઓ, ગોડાઉનો તથા સરકારી વાહાણો બાંધવાની ગોદીઓ આવવાથી આગલ ચાલતાં એ જમીનની કીમત વધી જશે એવુ લાગે છે.

**તા૦ ૧૪ મા નવેમબર સને ૧૮૮૭**—આજે કલાક ૧૧ વાગેને ઈહાંની ચાઇનીસ શુગર રીફાઇનીગ ફેકટરી જે જારડીન મેઠીસનની કંપની હસતક છે તે જોવા ગયા હતા. જાવા તથા બતેવયા તરફથી હલકી જાતની લાલ તથા કાલા રંગની ખાંડ ઈહાં મંગાવીને તેને રીફાઇન કરી શાકરીયા ખાંડ સફેદ બનાવે છે. પેહેલા જાવાની ખાડને એક મોટાં બધાંનામાં પાણી સાથે નાખી ઉકાલી તેનો શીરો બનાવે છે. એ વખ્તે બધાનામા એક સળયાનો સચો છે તેથી તે ખાડ ઉકળે છે, તેને આખો વખ્ત હીલવ્યા કરે છે, અને તેમાનો કચરો જે ખાડ થાને હળકો હોય છે તે ઉપર તરી આવે છે તેને કાહાડી નાખે છે. પછી એ શીરો જે તદન કાળા રગનો થાય છે, તેને નલીઓમાથી લઈ જઈને એક બીજાં મોટા વાસણમા કોઠળીઓ કપડાંની બનાવેલી રાખે છે તેમાંથી ગાલી કાહાડે છે, જેથી મટોડા જેવો કાઈબી કચરો હોય છે તે સાફ થઈને નીતરો શીરો બાહાર પડે છે તે જને રાતો લાલ જેવો થાય છે એ શીરાને પછી બીજી મોટી તાકીઓમા નાખે છે, જેમાં કોએલા રાખે છે તેના પડોમાથી નીતરી બાહેર [illegible] ગઈને નીતરો સફેદ પાણી જેવો થઈને બાહાર પડે છે. એ [illegible] ૫૦ ભાગ [illegible]ના અને ૫૦

છે. જેમ કપડાં ધોઇને સુકવવાના સંચામાં કપડાં સુકવે છે તેજ માફક એ ખાંડ પણ સુકી થોડા વખ્તમાં થઇ જાય છે, જેને ઓખ-વીને બાહાર કાહડી કોઠલીઓમાં પેક કરે છે. જો પેહેલાં ખાંડ સારી અને થોડા કચરાના ભેલની વાપરે છે તો તેમાંથી ૨૫ ટકા કચરો નિકળીને તદન પાસાદાર ખાંડ સફેદ બરફ જેવી બને છે, પણ જેમ હલકી ખાંડ જાવાની યા ચીનાઇ વાપરે છે તેની જરા શામલા રંગની અને ઝીણી નિકળે છે. જો ઘણીજ હલકી ખાંડ સાફ કરી સફેદ બરફ જેવી બનાવે તો તેમાથી ૪૦ ટકા જેટલો કચરો નિકળવાથી તે પરવડે નહી તેથી તેને ભુરા રંગની તથા મેદા જેવીજ રાખે છે. જો શાકર એમાંથી બનાવવી હોય તો પેહેલા નબરની ખાંડનો શીરો બનાવી તેનાં વાસણમા ઉભી દોરીઓ બાંધે છે, અને શીરાને પોતાની મેળે ઠંડો પડવા દે છે તેથી તે ખાંડ સુતરીની આસપાસ ક્રીસટલની માફક જઠામાં બંધાઈ જાય છે તેની ખરી શાકર બને છે. ખાંડના શીરામાંથી કચરા જેવો જે શીરો રહે છે તેમાંથી રમ જાતના દારૂ પણ બનાવે છે, જે સારૂ જુદું કારખાનું છે તે અમારા જોવામા આવ્યું હતું નહી. આજે સાંજના પરાયાના કિનારા ઉપર ફર્યા હતા.

**તાં૦ ૧૫ મી નવેમબર સને ૧૮૮૭**—આજે બપોરના કલાક ૧૨—૩૦ મીનીટે મીશાજીરીસ મેરીતીમસ કંપનીની (ફ્રેન્ચ મેલ) સ્ટીમર ઇરાવાદીમાં સવાર થઈને હાંગકાંગ શેહેર છોડયું હતુ. હાગ-કાંગના જરતોસ્તીઓ ઘણા ખરા સારી હાલતમાં અને પોતાનો ટેક જાલવી રાખે છે. આગલ ઇંહાં એઓનાં ઘણાં એસટેટો હતા, પણ વચમાં જમીનનો ભાવ ઘણો વધયાથી મોટા ભાગે તે વેચી નાખયા છે. ત્યાર પછીબી એસટેટનો ભાવ વધીને સવાયો દોઢો થયો છે. અમે હાંગકાંગની વીગત આગલ કનટાન જવા આગમજ લખી છે તેથી વધુ કશું નથી. ચીનાઓની રીતભાતબી જેમ અમોને ખબર પડતી ગઇ અને જોતા ગયા તેમ લખતા આવ્યા છીયે તે ઉપ્રાંત એક બીજી ખબર ગઇ પરમ દીને એક અકસમાત થયો તે પરથી માલમ પડી છે. ચીનાઓનાં સુડદાં ઘેરમાંથી જો માલપર મરણ પામેલો હોય

છે તો હેઠલનાં બારણાને રસ્તે કાહાડતા નથી, પણ માલપરની એક બારીએથી કાહાડે છે તે સારૂં રસ્તામાંથીજ માચડો બાંધીને એક નાની સીડીને રસ્તે નીચે લાવે છે એ મુજબ ગઇ પરમ દીને એક ચીનો મરણ પામ્યો હશે, તેની મુડદાંની પેટી બારીને રસ્તે માચડા પર લાવીને ત્યા તેનો છોકરો તે બંધ કરવા સારૂ ઈસ્કોરૂં તેની ઉપર ફેરવતો હતો. હવે પૈસાદાર ચીનાઓ મુડદાંઓની પેટી ઘણીજ મકમ અને ભારી લાકડાંની બનાવે છે, તેનો વજન ઉપલો માચડો ખમી શક્યો નહી અને વચમાથી તેના ટેકાના થાંભલાઓ ભાગી જવાથી સઘલાઓ માચડાની સાથે નીચે જમીન ઉપર ૧૫ ફીટ ઊંચાઇએથી પડયા હતા તેમા પેલા છોકરા ઉપરજ પોતાના મુવેલા બાપવાલી પેટી પડવાથી તે કચડાઈને મરણ પામ્યો હતો તે ઉપ્રાત તેના ઘેરની બે ચાર ઓરતોબી જખમી થઇ હતી. એ વીગત ઉપરથી માલુમ પડે છે કે ચીનાઓ વેહેમને લીધે મુડદાની પેટી બારણાને રસ્તે બાહાર કહાડતા નથી, પણ બારીએથી માચડો નવો બાંધીને કહાડે છે. ચીનાઓ મુવેલાને માન પણ આપે છે પણ તેઓ તેનેથી ડરે છે કે તે પાછો ભુત થઇને ઘેરમાં આવશે તેથી તેને સીધો રસ્તો દેખાડતા નથી અને રસ્તામા ચાલતા કાગળો બાલીને તથા કટકાઓ ઉડારીને જાણે તેથી તે નરનારનો ડર દુર રહે તેમ કરે છે.

જીવવા દે છે. રસ્તા તથા વેપારની સગવડ કશી કરતા નથી. જે મોટા રસ્તાઓ તથા નેહેરો છે તેને લીધેજ આટલો પણ એ દેશ ટકી રહ્યો છે. તે ઘણા આગળા વખ્તના બનાવેલા છે હમણા તો દેશે દેશની આવકના જાણે લીલાંઉ થાય છે, અને જે ઘણી વધતી મેહેસુલ આપે તેની પાસેથી રોકડ લઇને પછી તેની દયા ઉપર તે શેહેરોને રાખે છે. તે ઘણી અલબતાં પોતે કમાવાને ખાતર એ કંટરાક્ટ લે છે, અને રૈયતને નિચવે છે તેથી લોક બધુ ઈહાનું ઘણુંજ કંગાલ હાલતમાં રહે છે હમણાં બે મહિના થયા તીનસીન પ્રગણામાની યલો રીવર નદીનો બદ ફાટો હતો. જેથી રેલ આવીને સાંભળવા મુજબ ૧૦ લાખ માણસો તેથી મરણ પામવા ઉપ્રાત કરોડો લોક ઘેરબાર વગરનાં થઈ ગયા છે. હવે તેઓને મદદ થોડીઘણી કીધી, નહી કીધી તેવું કરીને હમણા ચીનાઈ વર્તમાનપત્રોમાં છાપ્યુ છે કે એ નદીનો પુશતો પાકો બાંધવા સારૂં પૈસા જોઈયે છે. તેથી દેશેદેશના ગવરનરોના તથા બીજા મોટા ઓધાઓને સારૂં માંગણીઓ લેવી અને જે વધતા પૈસા આપે તેને તે આપવી તથા માદરીનના તથા બીજા ખેતાબો પણ વેચીને પૈસા એકઠા કરવાં. એ પ્રમાણે ઈહાં કામ ચાલે છે ત્યારે રૈયત કેમ સુખી રહે? રૈયત ઉપર કર કશો નાંખતા નથી. પણ જગાતથી આવક કરે છે જે ઘણું દમ જેવું ન હોવાથી ઉપર મુજબ ઓધાઓનાં લીલાંઉ થાય છે. જો ચીનાઓ જીત પકડે નહીં અને રેલ્વેઓ બાધવા દીયે તથા બીજાં એમનાં બંદરોમાં આગબોટ જવા દીએ તો દેશને વેપારથી ઘણો ફાયદો થાય. પણ તેમ કીધાથી લોક ભુખે મરે કરી કશું કરતા નથી, અને કરવા બીજાઓને દેતા પણ નથી. થોડુંએક પર શેંહેઘાઈથી યુસંગ સુધી વીશ માઈલની રેલ્વે સડક પરદેશીઓએ બાંધી હતી. તે બીજે વરસે ચીનની સરકારે વેચાતી લેઇને પાછી ભાંજી નાંખી હતી અને હમણાંબી રેલ્વે બાબે ચારવણી ઘણી થાય છે, પણ તેમા ફતેહ મળે તેવું દીસતુ નથી.

**તા૦ ૧૬ મી નવેમબર સને ૧૮૮૭**—આજે આખો દિવસ દરિયો જોરમાં હતો, અને સ્ટીમર ઘણા ડોલા ખાતી હતી, વાદલ પણ

ઘણું ઘેરાયલું હતું બપોરના બાર વાગા સુધી સ્ટીમરે ૨૪ કલાકમાં ૩૦૬ માઈલની મજલ કાપી હતી. અમારી સાથે ઉતારૂઓનો મોટો ભાગ ફ્રેન્ચ રીજમીટના અમલદારો તોનકવીનથી પોતાને દેશ જવા સારૂં ચહડેલા છે સ્ટીમરમાં સઘળું ફ્રેન્ચ બોલીમા કામકાજ થાય છે, પણ થોડાક સ્ટુઅર્ડો ઇંગ્રેજી બોલી શકવાથી અમોને ઝાઝી અડચણ પડતી નથી. ઉતારૂઓ આસરે ૩૦ જણા હશે તેમાં ત્રણ ચીનાઓ મારસેલસ જવા આવેલા છે. બાકીના ડુટક ઉપરના ઉતારૂ ચીનાઓ આસરે એકસો ઉપર હશે જેઓનો મોટો ભાગ સીંગાપોર જવાનો છે. એ લોકોને ડુટક ઉપર રેહેવાથી દરિયો જોરમા છે તેથી અલબતે ઘણી અડચણુ ખમવી પડતી હશે.

**તા૦ ૧૭ મી નવેમબર સને ૧૮૮૭**—ગઇ રાતથી દરિયો ઘણો જોરમાં હોવાથી આખી રાત સ્ટીમર એટલી તો ડોલતી હતી, કે રાતનાં ઊંઘ પણ બરાબર આવી ન હતી સવારનાં પણ એજ માફક આજે હતુ અને દરિયાના મોજા જાણે ડુંગર જેવા મોટા લાગતા હતા. તેથી સ્ટીમરનો પાછલો ભાગ જ્યારે ઉચકાતો ત્યારે [illegible] એકદમ પાણીની બહાર આવવાથી તેનો ઘણો મોટો અવાજ થતો હતો. પવન પણ થોડો

કલાકના ૧૮ નોટને આસરે હતી. એટલી ઝડપથી દરિયામાં ચાલેલી સ્ટીમર બીજી અમોએ જોઇ નથી.

**તા૦ ૧૮ મી નવેમબ્બર સને ૧૮૮૭**—આજે પાછલી રાતના ૪—૩૦ મીનીટે અમારી સ્ટીમર ઉપરથી ટોપ પડી ત્યારે જાણ્યું કે અમો ફ્રેન્ચ લોકોના કોચીન ચાએનાના સંસ્થાન સેગોન (Saigon) શેહેરમાં આવી પુગ્યા હતા, અને આસરે ૭ વાગે નદીને કાઠેના ડંકા ઉપર સ્ટીમર આવી ઉભી હતી. હાંગકાંગથી શેગોન ૯૫૨ માઇલ દુર છે. આજે આખો દિવસ વાદલ ઘેરાયલુ તથા વરસાદ આવતો હતો. અમારી સ્ટીમરની સામેથી અમોને બે જરતોસ્તી સાહેબો એજંટ કંપનીની આફીસમા જતા દેખાયા હતા. અમોને સ્વપ્નામાંબી નહી હતું કે સેગોનમાં જરતોસ્તીઓ હશે તેથી અમો તે આફીસમા ગયા, અને તેઓ સાથે ઓળખ કીધી જે ઉપરથી માલમ પડયું કે શેઠ પેસતનજી હોરમસજી આજે ૧૫ વરસ થયા ઇહાં અને કેમબોડજ વચે પોતાનો વેપાર ચલાવે છે અને બે વરસ થયાં તેવણની સાથે તેવણના ભાણેજ શેઠ દીનશાહજી તલાટી પણ ઇહાં આવેલા છે. તેવણ સેગોનમા પરચુટણ સામનની દુકાન રાખે છે, પણ સાભલીને દલગીર થયા હતા કે ફ્રેન્ચ સરકારે ગઇ તા૦ ૧ લી જુલાઇથી વેપારની જણસો ઉપર જગાત ઘણી મોટી નાખવાથી પેહેલા શેઠને પોતાનો ઇહાનો વહીવટ નહી પરવડતો હોવાથી તે બંધ કરીને તેવણ અમારીવાલીજ સ્ટીમરમાં સીંગાપોર જવા નિકળ્યા છે, અને એવણના ભાણેજ બીજા ૫દર દિવસમા દુકાનનો સામાન વેચીને સીંગાપોર જશે. એ સાહેબોની અતરે એક સ્ટીમર સેગોન અને કેમબોડજ વચે દોડતી હતી, તથા પદરખાનું તથા સોડાવાટરનું કારખાનું હતું, તે સઘળું એવણે હમણા વેચી નાખ્યુ છે. એવણ કેમબોડજની મ્યુનિસિપલ કાઉનસીલના એક મેમબર છે, તથા એજ દેશની ખેતીવાડી, વેપાર અને હુનરની કમીટીનાબી સભાસદ છે. આગલ એવણે પોતે એક સ્ટીમર સીયામ દેશના બેનકોક શેહેરમાં બાંધી હતી, અને પાચ વરસ સુધી તેવણ પોતે તેના કપટાન હા-

ખલ સીયામ અને કેમબોડજ વચ્ચે તેને ફેરવતા હતા. પણ પાછળથી તે પરવડયું નહી તેથી કેમબોડજમાં જઈ રહી પોતે વેપાર કરવા માડયો હતો, અને આજે એક મહિનો અગાઉ ત્યાથી સેગોન સુધી પોતાની ધણિયાતી સ્ટીમર ઘણા વરસો થયા ફેરવતા હતા એવણના કહેવા મુજબ આગળ ઈંહાના વેપારમાં એકના બમણા થતા હતા એટલો નફો હતો, પણ હમણા ગઇ તા૦ ૧ લી જુલાઈથી ફ્રેન્ચ સરકારે પચાશથી સો ટકા સુધી બહાર દેશાવરના માલો ઉપર જગાત નાખવાથી વેપારનો કશ જતો રહ્યો છે, અને તેને લીધે ઘણું વેપારી લોક સેગોન છોડી ગયુ છે અને હજી જતુ રહે છે. એ બાબે ઘણી અરજીઓ ઈંહાના તથા સીંગાપોર અને બીજા દેશોના લોકોએ કીધી પણ તેને કશો વજન મલ્યો નહી આગળ જે રોજ એક બે સ્ટીમર તથા વાહાણ આવજાવ કરતા હતા તે બના બંધ થઇ ગયા છે અને ભાયગે આઠ દહાડે એક બે વાહાણો માલ ચાલ લઇજાર કરે છે એ જગાત જે નાખી છે તે ફ્રેન્ચ દેશ તથા તેના સસ્થાનના માલ ઉપર નથી નાખી પણ બીજા દેશાવરોના માલ ઉપર નાખી છે. પણ વેપાર ફ્રેન્ચ સરકારનો [illegible] સઘળું ઈંહા પડી ભાગ્યું છે. ઈંહા દેશાતી [illegible] સુતાર તથા કાપડનો પણ વેપાર સિયામ સાથે સારો હતો [illegible] તે બંધ થઈ ગયો છે.

લાગતી હતી અને નાલીએરીના ઝાડો તથા ગીચ ઝાડપાન ઘણાં દીસતાં હતાં જેઓની હેઠલ નાના ઝાવલીનાં ઘરો છુટાં છવાયાં હોવાથી રળિયામણાં લાગતાં હતા. એ પછી ઇંહાંનો બોટાનીકલ ગારડન જોવા ગયા હતા. જ્યાં એક પાર્ક હોય તેમ મોટા ઝાડો રોપીને નિચે ઘાસનાં મેદાન કીધેલાં છે ત્યાંથી ઇંહાનું દેવળ જોવા ગયા જ્યાં ફ્રેન્ચ કોચીન ચાયનાનો ગવરનર જે ૧૫ દિવસ પર ઇંહા મરણ પામ્યો છે તેની કોફીન એક ચેપલમાં ભપકાથી ગખેલી જોઇ હતી એને ફ્રાન્સ દાટવા લઈ જવાનો છે તેથી બીજા પંદર દિવસ પછી ફ્રેન્ચ ટ્રાન્સપોર્ટ બોટ આવી તેને લઈ જશે. એની પેટી ઉપર ઢગલાબંધ ફુલોના હારો પડેલા હતા અને આસપાસ રાત દિવસ મીનબતી બાળે છે. એ દેવળ મોટું છે પણ તેમાં કંઇ જોવા લાયક નથી. સાત વરસ થયા તે બંધાયું છે. ઇંહા બે અઠવાડિયાં ઉપર સિયામનો એક રાજવંશી વેલાત થઈને આવ્યો હતો તેને ઘણી ધામધુમ સાથે એ મરનાર ગવરનરે આવકાર દીધો હતો પણ તે પાછો ગયા પછી બીજેજ દીને માથે લોહી ચહડવાથી ગવરનર એકાએક મરણ પામ્યો હતો. તેને બદલે પીકીંગની કોર્ટનો ફ્રેન્ચ એલચી આવીને કામ ચલાવે છે. એ ધણી ફ્રાન્સ જવા સારૂં કોલંબો સુધી ગયલો હતો, તેને તાર કરીને ઇંહા પાછો બોલાવ્યો હતો. એ પછી ઝીયોલોજીકલ ગારડન જોવા ગયા હતા, જ્યાં થોડાંએક પંખેરા અને જાનવરો રાખેલા છે, પણ જોવા લાયક કાંઇ નથી એ પછી વરસાદ ઘણો પડવાથી તથા બીજું કાંઇ જોવા લાયક ન હોવાથી પાછા સ્ટીમર ઉપર બપોરના ત્રણ કલાકે ગયા હતા. સેગોન (Saigon) શેહેર કોચીન ચાયનામા સેગાન નદી ઉપર આવેલું છે એને ફ્રેન્ચ સરકારે સને ૧૮૫૯મા એનેમાસ ગવરમેંટ પાસથી જીતી લીધુ હતુ તે આગમચ કોચીન ચાયનાનો થોડો ભાગ એઓને અસ્તક હતો. પણ એનેમના રાજા સાથે લડાઇ થવા પછી સેગોન તથા થોડાએક ગામો ફ્રેન્ચ સરકારે લઈ લીધા અને એનેમનો રાજા એઓને તાબે છે જેમ હિંદુસ્તાનના રાજાઓ ઇંગ્રેજ સરકારના આસરા હેઠલ છે તેમ એનેમનો રાજા ફ્રેન્ચને અસ્તક છે. કોચીન ચાયનાની ઉપર મુજબની ફ્રેન્ચ સર-

કારને અસ્તક નજદીક ૧૯૮૦૦૦ ચોરસ માઇલ જગા અને ૧૬૩ લાખ માણુસની વસ્તી છે જેમાનો મોટો ભાગ એનેમીસ અને ચીનાઓ છે. સેગોનની ખુદ વસ્તી ૧૫૦૦૦ ને આસરે છે એનો વેપાર સને ૧૮૮૪ મા ૨૮૨ લાખ ડાલરનો હતો, જેમાં ૧૭ાા લાખનુ કાપડ આવતું હતું. વેપારનો સૌથી મોટો ભાગ ચોખાનો હતો. તે ઉપ્રાત મરી. સોપારી તમાખુ, કાલી ગુલી, કેસર ઇત્યાદીનો હતો, ઇંહાના રેહેવાસીને એનેમીસ, કરી કહે છે તેઓ ઘણાખરા બરમાક દેશના લોકોને દેખાવમા તથા પેહેરવાસમાં મલતા આવે છે તેઓના મરદો માથા ઉપર ઓરતોની માફક મોટા લાબા બાલના ચોટલા બાંધીને રાખે છે રંગે ચીનાઓ કરતા જરા શામલા અને કદે ઠીંગણા છે એ લોકો ઘણા આળસુ કેહેવાય છે તેથી બધો વેહેવાર ચીનાઓ અસતક ચાલે છે ખેતીવાડી વટીક ચીનાઓ કરે છે અને જાણે એનેમીસનો [illegible] લોકોને ઉડગો હોય તેમ તેઓથી બેદરકાર છે અને [illegible] રીતે વેપાર વનજ કરતા નથી, પણ જરમનો અને ઇંગ્રેજો વેપાર ચલાવે છે. જેઓ ઉપર હમણા જગાત નાખવાથી તેઓના [illegible] ઘણા [illegible] છે અને જો એ જગાત થોડા વખતના [illegible] નાખી [illegible] બરાબરી જેવું થઈ જશે ઇંહાની સઘળી [illegible] નારના માલથી

લાગતી હતી અને નાળીએરીનાં ઝાડો તથા ગીચ ઝાડપાન ઘણાં દીસતાં હતાં જેઓની હેઠલ નાના ઝાવલીનાં ઘરો છુટાં છવાયા હોવાથી રળિયામણાં લાગતાં હતાં. એ પછી ઇંહાનો બોટાનીકલ ગારડન જોવા ગયા હતા. જ્યાં એક પાર્ક હોય તેમ મોટાં ઝાડો રોપીને નિચે ઘાસનાં મેદાન કીધેલાં છે ત્યાથી ઇંહિાનું દેવળ જોવા ગયા જ્યા ફ્રેન્ચ કોચીન ચાયનાનો ગવરનર જે ૧૫ દિવસ પર ઇહિા મરણ પામ્યો છે તેની કોફીન એક ચેપલમાં ભપકાથી રખેલી જોઇ હતી એને ફ્રાન્સ દાટવા લઈ જવાનો છે તેથી બીજા પંદર દિવસ પછી ફ્રેન્ચ ટ્રાન્સપોર્ટ બોટ આવી તેને લઈ જશે. એની પેટી ઉપર ઢગલાબંધ ફુલોના હારો પડેલા હતા અને આસપાસ રાત દિવસ મીનબતી બાળે છે. એ દેવળ મોટું છે પણ તેમાં કંઇ જોવા લાયક નથી. સાત વરસ થયા તે બંધાયું છે. ઇંહિા બે અઠવાડિયાં ઉપર સિયામનો એક રાજવંશી વેલાત થઈને આવ્યો હતો તેને ઘણી ધામધુમ સાથે એ મરનાર ગવરનરે આવકાર દીધો હતો પણ તે પાછો ગયા પછી બીજેજ દીને માથે લોહી ચહડવાથી ગવરનર એકાએક મરણ પામ્યો હતો. તેને બદલે પીકીંગની કોર્ટનો ફ્રેન્ચ એલચી આવીને કામ ચલાવે છે. એ ધણી ફ્રાન્સ જવા સારૂં કોલંબો સુધી ગયલો હતો, તેને તાર કરીને ઇંહિાં પાછો બોલાવ્યો હતો. એ પછી ઝીયોલોજીકલ ગારડન જોવા ગયા હતા, જ્યાં થોડાંએક પંખેરા અને જાનવરો રાખેલા છે, પણ જોવા લાયક કાંઇ નથી એ પછી વરસાદઘણો પડવાથી તથા બીજું કાઇ જોવા લાયક ન હોવાથી પાછા સ્ટીમર ઉપર બપોરના ત્રણ કલાકે ગયા હતા. સેગોન (Saigon) શેહેર કોચીન ચાયનામાં સેગોન નદી ઉપર આવેલુ છે એને ફ્રેન્ચ સરકારે સને ૧૮૫૯મા એનેમાસ ગવરમેંટ પાસથી જીતી લીધુ હતુ તે આગમચ કોચીન ચાયનાનો થોડો ભાગ એઓને અસ્તક હતો. પણ એનેમના રાજા સાથે લડાઇ થવા પછી સેગોન તથા થોડાએક ગામો ફ્રેન્ચ સરકારે લઈ લીધા અને એનેમનો રાજા એઓને તાબે છે જેમ હિંદુસ્તાનના રાજાઓ ઇગ્રેજ સરકારના આસરા હેઠલ છે તેમ એનેમનો રાજા ફ્રેન્ચને અસ્તક છે કોચીન ચાયનાની ઉપર મુજબની ફ્રેન્ચ સર-

કારને અસ્તક નજદીક ૧૯૮૦૦૦ ચોરસ માઇલ જગા અને ૧૬૩ લાખ માણસની વસ્તી છે જેમાંનો મોટો ભાગ એનેમીસ અને ચીનાઓ છે. સેગોનની ખુદ વસ્તી ૧૫૦૦૦ ને આસરે છે એનો વેપાર સને ૧૮૮૪ મા ૨૮૨ લાખ ડાલરનો હતો, જેમાં ૧૭ાા લાખનુ કાપડ આવતું હતું. વેપારનો સૌથી મોટો ભાગ ચોખાનો હતો. તે ઉપ્રાંત મરી, સોપારી તમાખુ, કાલી ગુલી, કેસર ઇત્યાદીનો હતો, ઈહાંના રેહેવાસીને એનેમીસ, કરી કહે છે તેઓ ઘણાખરા બરમાહ દેશના લોકોને દેખાવમા તથા પેહેરવાસમાં મલતા આવે છે તેઓના મરદો માથા ઉપર ઓરતોની માફક મોટા લાબા બાલના ચોટલા બાંધીને રાખે છે રંગે ચીનાઓ કરતા જરા શામલા અને કદે ઠીગણા છે એ લોકો ઘણા આળસુ કેહેવાય છે તેથી બધો વેહેવાર ચીનાઓ અસતક ચાલે છે ખેતીવાડી વટીક ચીનાઓ કરે છે અને જાણે એનેમીસનો વા ફ્રેન્ચ લોકોને ઉડયો હોય તેમ તેઓબી બેદરકાર છે અને કશી રીતે વેપાર વનજ કરતા નથી, પણ જરમનો અને ઈંગ્રેજો વેપાર ચલાવે છે. જેઓ ઉપર હમણા જગાત નાખવાથી તેઓબી પેહેડીઓ બંધ કરવા લાગ્યા છે અને જો એ જગાત થોડા વખ્તમાં કહાડી નહી નાખશે તો સઘળું ખરાબી જેવું થઈ જશે. ઈહાંની સઘળી પેહેડીઓ તથા દુકાનો સવારનાં સાતથી દશ અને સાજના ત્રણથી સાત વાગા સુધી ઊંઘાડે છે અને વહીવટ તે વખ્તેજ ચલાવે છે બાકીનો વખ્ત ઊંઘાવામા કહાડે છે, પણ તેને બદલે રાતના રેસટરાંઓ ગાજી રહે છે અને પેરીસ શેહેરની નકલ કરવા સર્વે ફ્રેન્ચ સાહેબો ઈહાના નામની ખુલી વાર્ડસોમાં ફરવા નિકળે છે તે રાતના એક વાગા સુધી પોતાને મકાને જતા નથી. ઇહાંનાં ભારબરદારી જાનવરોમા કેમબોડજથી આવતા બલદો છે જેઓ મુબઈના ભારબરદારી બલદોને મળતા આવે છે ફરવાની તથા ભાડેની ગાડીઓ સીગરામ તથા ફાઈટીનો છે, પણ તેમા જે ટટુઓ જોડે છે તે ઘણાજ નાના કદના પેગુ ટટુથીબી નાના છે પણ તેઓ ઘણા ખડતલ છે અને મોટી ગાડીઓને નેહેલાઇથી સપાટામા ઘસડી લઇ જાય છે, સેગોનની સઘળી જગા સપાત છે એક નાનો ડુંગરબી દીસતો નથી

અને બધે નદી તથા નાલાંઓ ફરી વલેલા છે અને વરસાદ ઘણો આખું સાલ પડવાથી જમીન પાણીથી હમેશા તર રેહે છે અને તેથી સરદી ઘણી હોવાથી તાપના મરજનો ઉપદ્રવ ઘણો છે.

**તા૦ ૧૯મી નવેમબર સને ૧૮૮૭**—આજે પાછળી રાતના ત્રણ વાગે અમારો સ્ટીમરે સેગોન છોડયું હતું. અને તા૦ ૨૦ મીનો દિવસ દરિયામાં પસાર થયો હતો જે વખ્તે કોંઇ જાણવાજોગ બન્યું ન હતુ.

**તા૦ ૨૧ મી નવેમબર સને ૧૮૮૭**—પાછળી રાતના સીંગાપોરનાં બારામાં પેઠા હતા અને કલાક સાતે ડંકા ઉપર સ્ટીમર આવી ઉભી હતી. ઈહાં શેઠ પોચાજી પેસતનજી દોલી મેહેરજીના રહે છે તેવન હમોને સ્ટીમરપર લેવા આવ્યા હતા. અને આખો દીવશ તેવને હમારી પરોણાગાત કીધી હતી. એવન શેઠ પોંચાજી પેસતનજી દોલી મેહેરજીના પાત્રીસ વરસ થયાં પોતાનાં કુટુંબ સાથે રહે છે તથા ખોદાદાદ ઈરાણીની કપનીના બે જરતોસ્તીઓ તથા શેઠ ધનજીભાઈ કુવરજી તાસ્કર કે જેવણ ડાકટરનો ધધો ચલાવે છે તેઓ રહે છે. આગલ બીજા જરતોસતીઓની વસ્તી ઘણી હતી પણ વેપારમાં કશ ઘણો નહી રેહેવાથી તે દીનપરદીન કમી થતી જાય છે. અમો પેહેલાં ઇહાનો બોટાનીકલ ગારડન જોવા ગયા હતા. એ બાગ સરકારને ખરચે રાખેલો છે અને તે આસરે દશ એકર જગ્યા રોકે છે જ્યાં ઘણાં સારા જાતજાતના ઝાડોનો સંગ્રહ કીધો છે. તેમાં મોટો ભાગ મેલે પેનીનશુલા ( Malay ) ને લગતી વનસપતી તથા તાડો (Palms) છે એટલી તાડની જાતનાં ઝાડોનો સંગ્રહ ઘણી થોડી ગમ હશે. ઈહાં ફરૂટના ઝાડો પણ નવી નવી જાતનાં ઘણા જોવામાં આવે છે. આએ વખ્તે ઘણીખરી ફરૂટની મોસમ નથી તોપણ અમોએ જે નવી ફરૂટો જોઈ તેમાં સીગાપોરનું વખણાયલું દુરયાન પણ હતું. એ ફરૂટ એક મોટા નાળિયેર જેટલાં કદનું છે તેનો બાહારનો દેખાવ ફણસના ફલના રગ તથા કાંટાને મલતો છે, પણ કાંટા ઘણા જાડા અને જરા મોટા છે તેથી તેને હાથમા પકડી શકાતાં નથી પણ ડાખલીથીજ પકડાય છે તેની અંદર ચારથી પાંચ ચીર નિકળે છે જેના પોકલ ખાચાઓમા એ દુરિયાનનો ખાવાનો

ભાગ સફેદ અને લાંબો નાના પાતળાં કેલાંનાં આકારનો નિકળે છે. એ દરેક લાબા ભાગ બીજા બે યા ત્રણ ભાગમાં છુટા વેહેંચાયલા છે જે દરેક ભાગ એક પેસી હોય તેમ ઠલયા સુધાનો હોય છે. એ ફ્રૂટનો વાસ ઘણો જોરાવર છે અને તે ઘણો ખરો ફણસનું ચાંપું અને લસનના વાસને મળતો પણ તેથી ઘણો જોરાવર હોય છે. અમોએ આગળ સાંભળ્યું હતું કે દુરિયાનનાં ફલનો વાસ એવો તો ખરાબ છે કે આપણું નાક પકડ્યા વગર તે ખવાતું નથી પણ તેવું કશું અમોએ જોયું નહી. ઉપર લખવા મુજબનોજ વાસ હતો ને સુગ લાગે તેવું કાંઈ હતું નહીં પણ એને મોહોડામા મુકવા પછી તેનો સવાદ એવો સારો છે કે પેલો વાસ તેની આગળ વિસરાઈ જવાય છે. જાણે આપણે દુધની મલાઇ અને શાકર ખાતા હોઇયે તેવું મોહોડામાં તે પીગલી જાય છે ને જુદીજ તરાંહનો પસદ પડતો સવાદ આપે છે. એ પેસીઓની અદરથી ચાપાના ઠલયા જેવાજ ઠલયો નિકળે છે. એ ફ્લ ખાધામાં જોકે સવાદદાર છે પણ જેમ કેહેવત છે કે તે ખાધા પછી આપણને તે ફ્રીથી ખાવાની અતિઘણી ઉલટ થાય છે તેમ કશું અમોને તો લાગ્યુ નહી પણ ઈહિંના રેહેવાસીના કેહેવા મુજબ ઈહિંના ચીનાઓને તે એટલુ તો પસદ છે કે પોતાના પેહેરવાના કપડાં વટીક વેચીનેબી વરસમાં એક વખ્ત ફ્લ ખાય છે.

એ ખાધા પછી એના અડકાર ઘણો લાબો વખત સુધી આવે છે તેમાં પેલો ચંપા અને લસનનો વાસ પાછો આવ્યા કરે છે અને તે એટલો તો મજબુત છે કે એની ઊપર બીજી ઘણી ફ્રૂતો તથા ખાનુંબી લીધુ હોય તોબી એનાજ અડકારનો વાસ આવ્યા કરે છે. એ દુરીયાનુ ઉપ્રાંત ઈહિંનાં તાજાં માગુસ્તાન, (જે સુકા મુબઈમા આવે છે તેનેજ મનતાં સ્વાદના હતા) બુવનસાલા, બુવનસનતોલ, ફણસ, ચંપાદાન, નામનામ, રામપુતાન, પલાસમ, બુઆકસોઈ, બુવાલાનગસાત. એ ઉપ્રાંત મુબઈમાં મલતી બધી જાતની ફ્રૂત પણ ઈહિં મલે છે. તેમાં કેલાં કાંઈ ઘણીજ જાતના અને કદના આવે છે તેમાનું અને એક ફુટ જેટલુ લાંબું કેલુ જોયુ હતુ જે હાલ મોસમ નવી તેથી નાનું કહેવાય

છે. નહી તો એથી દોઢું યા કોઈ વખ્તે એવડું પણ આવે છે કરી કહે છે. બાગમાં ઉપલી કુદરતના ઝાડો ઉપરાંત બીજા દેશાવરોનાં પણ ઘણી જાતનાં ઝાડો ઘરો બનાવી તેમા રાખેલાં છે તેમા લેસ પ્લાનત (Lace Plant) કરીને પાણીમાં ઊગતું ઝાડ છે જે જાણે દોરાની જાલીનુ લેસ માફક ગુઠેલુ હોય તેવા પાતરાનુ છે. ઓરકીડસો (orhids) પણ બેસુમાર છે. એક જાતનો બરડસ નેસ્ટ ફરનને મલતા મોટાં ઝાડ ઉપર ઊગે છે જે જાણે એક મોટા બાગમા મુકવાનો કોરો આવે છે તેનેજ આબાદ મલતો છે. એ ઊપરાંત બીજાં ઘણા ઝાડો જોવા લાયક છે. એ બાગમા જવતાં પંખેરાંનો પણ સંગ્રહ છે. ત્યાંથી નીકલેલા મ્યુજીયમ જોવા ગયા હતા એ મ્યુજીયમને સીંગાપોરને પેહેલો સ્થાપનાર સર સ્ટેમફોરડ રેફ્લસનું નામ આપેલુ છે તો હમણાં સરકારી સ્કુલ જે દરીયે કીનારે છે ત્યા રાખેલુ છે પણ એને સારૂં એક મોટી રોણકદાર ઈમારત બંધાઈ તૈયાર થયલી હમોએ જોઈ છે ત્યાં લઈ જવાના છે. એ મ્યુજીયમમાં હમોએ નહી જોયલી જેવી ચીજ જેવું કાંઈ છે નહી, તોબી આપણા મુંબઈનાં નામના મ્યુજીયમ ઠાણે ઘણું સરસ છે. સીગાપોરમાં કાચબાઓ ઘણા મોટા આવે છે તેમાંનો એક નમુનો એ મ્યુજીયમમા હતો, જે આસરે સાડાપાચ ફીટ લબાઇમાં મોટો છે. કોઇ કાચબા ત્રણસોથીબી ઉપર રતલ વજનના ઈહાં મલે છે એમ કહે છે. એ પછી ઈહાનો વોટર વરકસ જે આસરે ત્રણ માઈલ દુર છે તે જોવા ગયા હતા. સીંગાપોરમાં પાણી પોહોંચાડવા એ જગાના નાના ડુંગરોની એકગમ પુશતો બાંધીને સરોવર બનાવેલો છે. જેની આસપાસની ટેકડીઓ લીલોતરીથી ભરેલી હોવાથી દેખાવ રલીયામણો લાગે છે. વલી પુશતાવાલી જગ્યા પર એક મજાનો બાગ બનાવેલો છે, અને ત્યાંથીજ સરોવરમાનું ઉભાતુ પાણી જવાનો માર્ગ સીડીના આકારમા કીધો છે, જે આસરે ૧૦૦ ફીટ પોહોલો અને આઠ ટપાનો હોવાથી પાણીનો ધોધ પડતો હોય તેમ લાગે છે. ઈહાંથી નલમાં પાણી એક દુરના ઊંચા ડુંગર તરફ લઇ જઇ તેને મથાલેની ટાકી (રેઝરવોયર)માં બુંબાથી ઉપર ચહડાવી ત્યાંથી શેહેરને પોંહોંચાડે છે. એ સીવાય સીગાપોરમા કાઇ બીજું જોવા લાયક નથી.

એ શેહેરમાં ઘરોની બાંધણી કાંઇ રોણકદાર નથી ફક્ત જાહેર ઈમારતો જેવા કે ટાઉનહાલ, મ્યુઝીયમ, કોર્ટ હાઉસ, ઇત્યાદી જરા બાહારથી દેખાવનાં છે ઘરો તથા ચાલીઓ, એક યા બે મજલાની હોય તેમ છે તેઓની નીચેથી ઈહા જાથુક વરસાદ પડે છે તેથી લોકોના બચાવને સારૂ નાના ફુટપાઠ રાખેલા છે. શેહેરનો મોટો ભાગ દરીયે કીનારે બારાની સામે રાખેલો છે તેથી એ લતાની જમીનની કીમત ઘણી સારી ઉપજે છે વેપારી લતાને કમરશીયલ સ્કુવેર કહે છે. વચમા ખાલી જગા ખુલી રાખી ફરતી ઇમારતો કીધા છે. ત્યા બેકો તથા મોટી દુકાનો અને આરીસો આવેલી છે પણ કાઇ દમ જેવું નથી. ઈહાંનાં જરતોસ્તીઓને અવલમંજલ પોંહોચાડવાની જગા પર સાજના ગયા હતા. એ જગા અસલ એક ડુંગર ઉપર દરીયે કિનારે બારાંની સામે આવેલી છે પણ આસપાસનો ડુગર સઘલો ખણી કહાડયો છે. એ જગા ઉપર આસરે વીસ જરતોસ્તીઓની ઘોર છે તથા અંજુમનનો બંગલો છે જે હમણાં ભાડે આપેલો છે. એ સીંગાપોર શેહેર સને ૧૮૧૯ ના સાલમાં અંગ્રેજ સરકાર સારૂ સર સ્ટેમફોરડ રેફલે લીધું હતું તે સને ૧૮૨૩ સુધી સુમાત્રાને હસ્તક રહીને ઇસ્ટ ઈંડયા કંપની પાસે ગયું જે હીદુસ્તાનના દેશનીકાલ કહાડેલા કેદીઓને રાખવા સારૂં સને ૧૮૬૭સુધી વાપર્યું હતું ત્યાર પછી અનડેમન ટાપુ એ કારણસર વાપરવા લાગ્યાથી સીગાપોરને છુટું સંસ્થાન બનાવ્યુ હતું એ ચીન, તથા હીંદુસ્તાન અને ઈંગ્લંડની વચમાં આવવાયી વાહાંણોને ખોરાકી તથા સ્ટીમરોને કોલસો, પાણી લેવા ઘણું કામમા આવે છે ને મેલે પેનીન-શુલાનો વેપાર ઈહાંથી ચાલવાથી હમણા શેહેર દીનપરદીન ઘણું વધતું જાય છે. એની વસ્તી સને ૧૮૮૧ ની ગણત્રા મુજબ ૧૩૯૨૦૮ ની છે તેમાં ૮૬૦૦૦ ચીનાઓ, ૨૨૦૦૦ માલઈ અને બાકીના યુરોપયનો, ઈંઝનો અને પરદેશી છે. એનુ બારૂં આસપાસ ડુંગરો આવવાથી ઘણું સરસ અને મોટુ કહેવાય છે ને તેનો ભાગ સ્ટીમરો અને બોટોથી બરપુર હતો ને જેમ મુબઈના બારામાં સખ્યાબંધ વાહાંણો રહે છે તેમ ઈહા દીસ્તા હતા ઈહાનો વેપાર આસરે ૧૬ કરોડ ડા-લરનો કહેવાય છે. હમોએ સીગાપોર અને હાગકાગ જોયા તે સાથે

ફ્રેંચનું શેગોન જોયું તે ઉપરથી અંગ્રેજ શી રીતે વેપારની બાબદમાં ઉત્તમ છે તે માલમ પડી આવે છે અને નવાં દેશો તથા બંદરોને કેમ ખીલવવાં તેનો દાખલો બીજા યુરોપિયનો અંગ્રેજ ઉપરથી લે તો સારૂં. શેગોન અમે આગળ લખ્યું છે તેમ પડી ભાંગવાની હાલતમા આવ્યું છે તેમજ મનીલા જે સ્પેનને હસ્તક છે તેનાબી તેવાજ હાલ સંભળાય છે. સીંગાપોરમાં પણ શેગોનની માફક નાના ટટુઓ ગાડીમાં જોડે છે જેઓ પીનાંગની બાજુપરથી દીલી કરી પ્રગણુ છે ત્યાંથી આવે છે. એ ટટુઓ ઘણા મજબુત અને આખા દીવસ રખડ કરે તોબી થાકે નહીં તેવા છે. કોઈ કોઇ તો ઘણા સારા દેખાવના આવે છે જે ૪૦૦ ડાલરે જોડી વેચાય છે. આગળ ભાડુતી ગાડીને કોચબાક્ષ ઉપર બેસીને હાંકતા નહીં હતા પણ હાથમાં ટટુને પકડીને દોડતા હતા પણ હાલમાં કોચબાક્ષ જે છેક પૈડાંની બરોબર નીચે રાખે છે તે ઉપર બેસીને હાંકવા લાગા છે. શેગોનથી સીંગાપોર ૫૯૩ માઇલ છે.

**તા૦ ૨૨ મી નવેમબર સને ૧૮૮૭**—આજે સવારનાં છ વાગે અમારી સ્ટીમરે સીંગાપોરનુ બારૂં છોડયું હતું તે **તા૦ ૨૬ મી નવેમબર સને ૧૮૮૭** ને દીને રાતના કોલંબો બાર વાગે સ્ટીમરે લાંગર નાખ્યું હતું. બધા દિવસે દરિયો થંભ હતો અને જાણવાજોગ કાંઈ બન્યું નહીં. સીલોનનો કિનારો છેલ્લે દિવસે બપોરના બાર વાગેથી દીસવા માંડયો હતો ને ગાલનું બંદર સાંજનાં પાંચ વાગે પસાર કીધું હતું.

**તા૦ ૨૭ મી નવેમબર સને ૧૮૮૭**—આજે સવારનાં પેહેલાં અમારી સ્ટીમર ધરાવડી પરભારી એડન જવાની હોવાથી અમો આસટરો હંગેરીયન લાયડ કંપનીની સ્ટીમર તીતાન્યા જે મુંબઈ જવાની છે તેની પાસેજ લઈ આવ્યા. પછી આખો દિવસ હાથમાં હોવાથી કોલંબો શેહેરમાં ફરી આવ્યા હતા અમો આગલ સીલોન આવી ગયલા હોવાથી ઘણું જોવાની ઉલટબી હતી નહી, પણ ઈહિાં મ્યુઝિયમ ઊંઘાડેલું છે તે જોવા ગયા હતા. એમાં જનાવરો, પંખેરા અને સીલોનને લગતી ઉતપંતી તથા બનાવટોનો સંગ્રહ કીધો છે. એની ઈ-

મારત માફકસરની છે. સને ૧૮૭૭માં એ ઊઘાડેલું હતું. કોલંબોમાં તેના બારાની અંદર બારકસોને સલામતીથી ઉભા રહેવાં બરેકવોટર બાધેલો છે જેની ફરતી દીવાલ સારૂ જે બનાવટનાં બ્લોકસો છે તેમાં-નો એક થાંભલારોકો બનાવી તેને પાલીશ કીધો છે તે એવો તો સરસ છે કે જાણે એક આખા ગ્રેનાઈટ પથરને પાલીશ કીધો હોય તેવો લાગે છે. એ બ્લોકસો મોટાં લાકડાંના મોલ્ડોમાં સીમેંટ, નાના પથર તથા બીજી કાંઈ તેવી મેળવણીઓ નાખી તેને વરાલથી દાબી એકરસ કરે છે જે પથરનાં જેવું આબાદ મોલ્ડના ઘાટ મુજબ બને છે. એ-વો અકેકો બ્લોક એક ટનના વજનનો બનાવે છે અને તે ઘણા મ-જબુત હોવાથી ગમે તેવા જોરાવર દરિયાના મોજા ખમી શકે છે. મ્યુઝિયમ અસલની સીનેમન ગારડનમા બાંધેલું છે અને તેની આસ-પાસ ઘાસના મેદાનો કીધાથી જગા સારી શોભે છે. એ જોયા પછી પી. એંડ ઓ. કંપનીની નવી સ્ટીમર બ્રીટેનિયા આજે બારાંમાં આવી છે તે જોવા ગયા હતા. એ સ્ટીમર હમણા જુબીલીની સ્ટીમરો ૪ એ કંપનીએ બધાવી છે તેમાની એક છે અને પેહેલી સફર કરવા નિકળી છે. તે પંદર દીવસે વેલાતનો મેલ લેઈ આવી છે. એ સ્ટી-મર આસરે ૨૫૦ ઉતારૂઓને આસ્ટ્રલ્યા લઈ જાય છે ને નવી ઢપ ઉપર બધી રીતે બાધી છે, પણ અમો એજ કપનીની સ્ટીમર મેસીલી-યામાં પોર્ટ સઈયદથી જીબ્રાલટર ગયા હતા તેના જેવી સરસ ગોઠવણ-ની અમોને લાગતી નથી. ત્યાથી બ્રેકવોટર જોતા જોતા પાછા કિનારે આવ્યા હતા. એ બ્રેકવોટર આસરે એક માઈલ જેટલી લાંબી કિલ્લા જેવી દરિયાની અંદર દેવાલ બાધી પાણીનો જોર તોડે છે અને તેમા ઘણી સ્ટીમરો ઉભી રહી શકે તેટલી જગા છે. એની અદરનું પાણી જાણે તલાવના પાણી હોય તેમ ઉપલી દેવાલને લીધે રહે છે અને તેથી સામાન ઉતાર ચહડાવ કરવાનુ વાહાણોને ઘણ્ણુ સવલ પડે છે. આગળ એ નહી હતો ત્યારે ખુલ્લા દરિયાને લીધે બારામાં જોર રહેતુ હતું. આગળ ગાલનું બંદર ચીન તથા આસ્ટ્રેલ્યા જાવઆવ કરતાં બારકસોને કોલસો, પાણી ખોરાકી લેવા કામ આવતુ હતુ, પણ આ

સરે આઠ વરસ થયાં કોલંબોમાં એ એકવાટર બનાવાને હવેથી એનેજ બધા બારકસો વાપરે છે, જેથી ઈહિાંની વસ્તી આગળ કરતાં સારી વધી છે. અમો ત્યાંથી ગોલફેસ કરીને દરિયા કિનારે ફરવાનો રસ્તો જે આસરે ૦ાા માઈલ લાંબો છે ત્યાં ગયા હતા, તેની એક બાજુ દરિયો અને બીજી ગમ મેદાન આવ્યાથી ઘણુ લોક સાંજના ફરવા આવે છે. કોલંબોનું શેહેર સપાટ જમીનપર આવેલુ છે, અને બંદરની આગળનો ભાગ આફીસો તથા સરકારી ઈમારતોથી રોકાયલો છે, જ્યાં ગવરનમેંટ હાઉસ પણ આવેલુ છે આગળ એ જગ્યા ઉપર કોટ હતો, પણ હમણાં ભાંગી નાખ્યો છે. સોલજરોની બરાખો તથા આસપીટલ મેદાનમા આવેલી છે. મેદાનના એક ભાગ ઉપર એક નાનો સરોવર બનાવેલો છે અને તેની પછી શેહેર, બજાર અને દુકાણો આવેલી છે. કોલંબોની વસ્તી આસરે બે લાખ માણસોની કહે છે. ઈહિાં કાંઈ ઘણું જોવાલાયક નથી, પણ સીલોનની અંદરના ભાગની જગ્યાઓ કેનડી, નુરેલીયા ઈત્યાદિ પાહાડી આવ્યાથી તે જોવાલાયક છે. સીલોનમાં આગળ કાફીની પેદાશ ઘણી મોટી હતી પણ તેનાં ઝાડોમા કીડ પડવાથી ઘણી મીલકતોનો નાશ થયો તેથી સીલોન પડી ભાગે તેવી હાલતમાં ૧૦ વરસ ઉપર આવી ગયું હતું પણ ત્યાર પછી ચાહ રોપી અને તે ઘણી ફાવી નિકળ્યાથી અગાઉ માફક પાછું ધીકવા લાગ્યું છે. દશ વરસ પર ભાયગે ૧૦૦૦ રતલબી ચાહ પાકતી હતી તેને બદલે આએ સાલ એક કરોડ રતલ નિકળશે એમ કહેવાય છે. ચાહ ઉપ્રાંત કોકો નાલીએર તથા તેનું તેલ અને દોરડાં એલચી, તજ અને એવા વસાણાંનો મોટો વેપાર સીલોનમાં છે. જગ્યા ઘણીજ ફળવંત છે, અને બારો માસ વરસાદ પડે છે તેથી કાંઈબી ચીજ ઊંગાડી શકાય તેવું છે. ઈહાથી અબનુસ—સેટીન ઉડ તથા સીસમના લાકડા ઈત્યાદિનો મોટો વેપાર ચાલે છે. અસલના રેહેવાસીઓને સીનગાલીસ કહે છે તેઓ ઓરતોની માફક માથે ચોટલા રાખી તેમા કાસકીઓ ખોસે છે તેઓ ખોટા હીરા માણેક તથા સનિશ્ચરની વીટીઓ બનાવવામા તથા કચકડા ( Tortoise Shell )

અને અબતુસ તથા હાથીદાંતની ભેળસેળ કારીગરી બનાવવાના કામમાં ઘણા હુશિયાર છે, પણ વેચતી વખ્તે ભાવ એટલો તો માગે છે કે આપણે અજબ થઇયે છીયે. જે માલની કિમત રૂપિયો એક હોય તેના દશગણા માગે છે, અને કોઈ વખ્તે તો રૂપિયા પચાશ પણ માગે છે, પછી લેનાર ધણી જેટલીબી ઓછી માગણી કરે તોબી તે ઠગાય છે, પણ એ બાબે હવે લોકો ગાઇડ બુક ઉપરથી જાણીતાં થયા છે, તેથી જો રૂપિયા સો માગે છે તો રૂપિયા પાંચની માગણી કરે છે, અને તેવી તકરારમાં ભાવતાલ કરતાં ઘણો વખ્ત ખાલી નિકળી જાય છે. સીલોનમાં જે મીલકતો છે તે ઉપર ઈહિાંના ઘણા રેહેવાસીઓ કામ કરતા નથી તેથી મધરાસ તરફના કોસતાઓ ઉપરથી દર સાલ લખો કુલીઓ ત્યાં કામ કરવા આવજાવ કરે છે. અમો પાછા રાતના સ્ટીમર "તીતેનીયા" ઉપર સવાર થયા હતા. એ સ્ટીમર ઓસટરો હંગેરિયન લાઈનની આસરે ૩૦૦૦ ટનની છે, તેમાં નજદીક પચાશ ઉતારૂઓ રહે તેટલી સારી સગવડની કુબીનો છે. અમારી સાથે બીજા ફક્ત બેજ ઉતારૂઓ હતા.

**તા૦ ૨૮ મી નવેમબર સને ૧૮૮૭**—આજે સવારના કલાક નવે અમારી સ્ટીમરે કોલંબોનું બારૂં છોડયું હતું.

**તા૦ ૨૯ મી અને તા૦ ૩૦ મી નવેમબર સને ૧૮૮૭**—એ બેઉ દિવસો હિંદી મહાસાગરમાં ગુજાર્યા હતા. દરિયો થંભ હતો, અને કાંઈ જાણવાજોગ બનાવ બન્યો હતો નહીં.

**તા૦ ૧ લી ડીસેમબર સને ૧૮૮૭**—આજે બપોરના કલાક ૧—૩૦ મીનીટે મુંબઇના બારાંમાં દાખલ થયા હતા, અને કલાક બેએ પાલવા બંદર સામે અમારી સ્ટીમરે લંગર નાખ્યું હતું, અને આસરે ત્રીશ હજાર માઇલની મુસાફરી જેમાં વીશ હજાર માઇલ દરિયાની અને દશ હજાર માઇલ રેલ્વેની પુરી કરીને અમારા કુટુંબને પાછા મળવાથી અમોને બેહદ આનંદ ઉપજ્યો હતો.

---

**સમાપ્ત.**

---